આ માસિક વડોદરા રાવપુરામાં શ્રી લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે

# ગુજરાત



નવું પુસ્તક : ૨    અંક : ૧

માર્ચ : ૧૯૩૬

## ભાવનાશક્તિ: ક્લેશ જોડે વિગ્રહ

(૪)

ભાવનાશક્તિની સાધનાનો એક જ માર્ગ છે: જે ક્લેશ સાથે રણ ખેલે છે તે જ જીતે છે.

કોઈ દુઃખ દે છે? ના, મારો રાગ ને ભય મને દુઃખી કરે છે. દુઃખ દેનાર કારણ નથી-ક્લેશ એનું કારણ છે.

કોઈ સુખ આપે છે? ના, મારો રાગ મને સુખ દે છે; મારો દ્વેષ મને બીજાથી સુખ મેળવતાં અટકાવે છે.

પરનિર્ણિત વિકાસ અને સ્વયંનિર્ણિત વિકાસ વચ્ચે આ મોટો ભેદ છે. જે ક્લેશ ઉત્પન્ન કરનારને જીતવા જાય છે તે હારે છે; જે ક્લેશને જીતવા જાય છે તે વિજય પ્રાપ્ત કરે છે.

'ભાવના—નથી તે થવું'—એટલે ક્લેશથી પર થઈ જવાનો પ્રયત્ન. કાયરો ભલે કહે કે રિપુ ઘણા છે ને અમે થોડા છીએ. જેણે ક્લેશ જીત્યો છે તે જ વિજેતા છે; જગત તેનો વિજય લેશમાત્ર પણ રોધી શકતાં નથી.

રાગ જીતે તે શાંતિ પામે. દ્વેષ જીતે તે પ્રેમ પામે. ભય જીતે તે શક્તિ સાધે.

બીજો રસ્તો નથી. ને બીજો રસ્તો શોધવા જાય તે મૂર્ખ, જે બીજો મળ્યો છે એમ માને છે તે અંધ.

કનૈયાલાલ મુનશી

# પ્રાર્થના

તિમિર ચોગમ આ ગિરિગહ્વરે,
અવનિ અંતર અગ્નિ ભર્યાં ભુંડાં;
તિમિર ઘોર ભર્યાં મુંજ આ ઉરે,
અગનદાહ બળે હૃદયે ઉંડા.

નભપરે કદી વજ્ર નચાવંતા
સકળ સૃષ્ટિ તણા કરી કાટકા,
ફક્ત એક જ ઘોષ ગજાવતા
નહીં કરે ઉરના કયમ ત્રાટકા ?

ગગનમંડળને વિજથી ચિરે
ફડક વસ્ત્રતણું ગણીને કદી,
વિજકણી સરવી મુંજ અંતરે
કયમ હરે ન વ્યથા વસમી બધી !

અભય અંતરથી મુજને કરો
હૃદયમાં ભર્યું દુઃખ પ્રભો ! હરો.

ચન્દ્રવદન મહેતા

---

# અશ્રુગીત

હૈયું ઘોળી ઘોળી આંસુડાં નીકળ્યાં, ઝીલો ઝીલણહાર !
કોઇ ઝીલો ઝીલણહાર !
ટીપે ટીપે એમાં અન્તરવેદના આવે વહી વહી બ્હાર,
ધીમે આવે વહી વહી બ્હાર;

ક્યાંથી આ આંસુડાં ઉપજ્યાં, એનો કોણ બનાવણહાર ?
કેમ કરી એના વ્હેણથી પીગળે અન્તરનો સહુ ભાર ?
કોઈ ઝીલો ઝીલણહાર.....

આંખને આંગણ મોતીનાં તોરણ ગૂંથું ગૂંથું સરી જાય;
વેરાઈ જાતાં એ વિશ્વના ચોકમાં, હૈયે ન પાછાં પળાય;
કોઇ ઝીલો ઝીલણહાર.....,

ભાનુ

# જય સોમનાથ

'પાટણની પ્રભુતા' ને 'ગુજરાતના નાથ'ની
પુરઃસંધાનરૂપ ઐતિહાસિક નવલકથા

કનૈયાલાલ મુનશી

[ પ્રબોધિની એકાદશી હોવાથી યાત્રાળુઓનાં જૂથ સોમનાથનાં મંદિર તરફ ધસતાં આવે છે. સોમનાથના શિવાલયનો ઇતિહાસ, સુવર્ણ, પછી ચન્દનકાષ્ઠ અને તે પછી પાષાણ મંદિરની સ્થાપના. સોમનાથની સેવામાં વસુસેથી ચારસો નર્તકીઓ; તે બધીની અધિષ્ઠાત્રી ગંગા—તેની પુત્રી સુન્દરી ચૌલાનો સોમનાથ આગળ નૃત્ય કરવાનો પ્રથમ દિવસ છે. તેથી ચૌલા અપૂર્વ ઉત્સાહમાં છે. તેનું મન સોમનાથમાં જ નિરત છે. તેની માતા ગંગા પાશુપત સંપ્રદાયના અધિષ્ઠાતા સર્વજ્ઞ ગંગને મળી ચૌલાનો પોશાક લઈ આવે છે, અને ગુર્જર નરેશ ભીમદેવના આગમનની ખબર આપે છે. ચૌલા સોમનાથ સિવાય બધા માટે બેપરવાહ છે. ગંગા ચૌલાને અવ્યાવહારિક ગણે છે અને તે અનુભવથી સુધરશે એમ માને છે.

આરતીને વખતે ગંગ સર્વજ્ઞ ભીમદેવને લઈને મંદિરમાં પ્રવેશ કરે છે. ભીમદેવ મંદિરનો જીર્ણોદ્ધાર કરવાનો નિર્ણય ગંગને જણાવે છે. ગંગા [illegible] પ્રસંગની શરૂઆત કરે છે. તે પછી ચૌલા નૃત્ય કરવા આવે છે. હિમાલય ઉપર તપ કરતા શિવને પ્રસન્ન કરવા પ્રવૃત્ત થયેલ પાર્વતી પેઠે ચૌલાએ પોતાનો આત્મા રેડીને નૃત્ય આરંભ્યું. પાછળ ઊભેલી નર્તકીઓ મીઠા સ્વરોદે એ પ્રસંગના શ્લોક ગાય છે અને ચૌલાનું નૃત્ય વિશેષ ગાઢ બનતું જાય છે. એવું નૃત્ય પ્રભુપ્રાપ્ય બન્યું. ચૌલાએ સંયમ છોડ્યો. તે ધરણીએ ઢળી. ગંગ સર્વજ્ઞે તેને ઊંચકીને સોમનાથ આગળ મૂકી. આ પછી આગળ વાંચો ]

## પ્રકરણ ત્રીજું

## દેવકોપ

### ૧

મંદિરમાં ભેગી મળેલી મેદનીમાં એકદમ ધમચકડી થઈ રહી. લોકોએ હોહાકાર કરી મૂક્યો. કોઈ માણસ જોરથી મેદનીમાં ધસી આવતો હતો એમ લાગ્યું. સર્વજ્ઞ અજાયબ થયા: આ વખતે શાંતિનો ભંગ કોણ કરતું હતું તેની તેમને સમજ ન પડી. તેમણે ભ્રૂભંગ કરી જોયા કર્યું. એમની હાજરીમાં આવો અવિનય બહુ ઓછો થતો. મેદનીના બે ભાગ થઈ વચ્ચે રસ્તો થયો અને તેમાંથી એક માણસ મોટા જોરથી ધસી આવ્યો. "ભીમદેવ મહારાજની જય," તેણે ઘાંટે, ખોખરે સાદે જયઘોષણા કરી. ભીમદેવ એ ઘોષણા સાંભળી, અને ચમકીને ઊભો થઈ આગળ આવ્યો.

"કોણ છે?" તેણે સર્વજ્ઞ તરફ જોઈ પૂછ્યું.

"કોણ છે? જે હોય તેને અહીંઆં આવવા દો," સર્વજ્ઞે આજ્ઞા કરી. નવો આવનારો ધપડતો ધપડતો આવ્યો. તેની આંખો બેબાકળી, અને તેનાં

લુગડાં મેલાંઘાટ હતાં, તે આવીને સર્વજ્ઞના પગ આગળ ફસડાઇ પડયો, અને જેમ તેમ " નમઃશિવાય " બબડયો.

" શિવાય નમઃ. કોણ છે, બેટા ? "

" કોણ, મૂળો રાઠોડ ? " ભીમદેવ તેની આગળ જઇ પુછવા લાગ્યો.

" બાપુ ! બાપુ ! " મૂળાએ જેમ તેમ બેઠા થઇ, હાથ જોડી કહ્યું, " હા-હાલો, મહેતાજી મરવા પડયા છે. હાલો હાલો. "

" મહેતાજી ? દામોદર ? શું થયું છે ? કયાં ? "

વિમલમંત્રીએ આવીને મૂળાનું ખભું હલાવ્યું. " ગાંડો થયો છે ? ને તું કયાંથી આવ્યો ? મહેતાજી તો સપાદલક્ષ ગયા છે. "

થાકનો માર્યો મૂળો ધ્રુસકાં ભરવા લાગ્યો. " બાપુ ! સાચું કહું છું, ત્યાં નથી. એ તો આ પડયા, પાધરે-મરવાની અણી પર. દશ દી થયા-અમે નથી ખાધું ને નથી ઉંઘ્યા. ચાર ચાર તો ઘડીયા જોજન[1] મારી. મારા બાપા, વેળાસર હાલો. નહીં તો મહેતાનો પ્રાણ જશે ને આભ તુટશે. "

ભીમદેવને જરાય સમજ ન પડી. એનો સંધિવિગ્રહક દામોદર મહેતો સપાદલક્ષના રાજા જોડે કોલકરાર કરવા ગયો હતો, અને મૂળો તેનો વિશ્વાસુ અનુચર હતો. અત્યારે આ મૂળો પ્રભાસમાં કયાંથી આવ્યો ? દામોદર મરવા શા સારુ સૂતો હતો ?

" હાલો, બાપુ. "

" હા. ચાલ-ઉઠ-જલદી કર, " વિમલમંત્રીએ કહ્યું.

સર્વજ્ઞે શ્વાસ લીધો અને આંગળીઓ વતી તેનું માપ કાઢયું. " શિવરાશિ, " સર્વજ્ઞે કહ્યું, " મને આમાં કૈં આપત્તિ આવતી જણાય છે. જા, જઇને દામોદરને મારા ધામ પર લઇ આવ. હું હમણાં ત્યાં આવું છું. "

શિવરાશિ બે બાવાઓ સાથે લઇ, ભીમદેવ, વિમલ ને મૂળા સહિત, દામોદરની શોધમાં ચાલ્યો. બે મશાલચી આગળ આગળ રસ્તો બતાવી રહ્યા.

સર્વજ્ઞના હૃદયમાં ઉચાટ થયો. તેણે ભગવાન્ સોમનાથ તરફ દૃષ્ટિ નાંખી મૂક પ્રશ્ન કર્યો, " દેવાધિદેવ, આ શું ? " પણ કૈં સ્પષ્ટ જવાબ ન મળ્યો એટલે સંતસુલભ દીનતાથી ચિંતાને શિવાર્પણ કરી.

૨

થોડી ઘડી રહીને ગંગસર્વજ્ઞના ધામમાં બધા ભેગા મળ્યા.

દામોદર મહેતા અડધી બેભાન અવસ્થામાં પથારીમાં પડયા હતા. એ ચાલીશેક વર્ષના હતા. એનું સ્વરૂપવાન મુખ અત્યારે થાકેલું, પીડાગ્રસ્ત ને નિસ્તેજ હતું. એની મોટી આંખો પર સોજા આવ્યા હતા.

વિમલમંત્રી એનું માથું દાબતા હતા. સર્વજ્ઞનો એક શિષ્ય એના પગને તળીયે કાંસાની વાડકીવતી ઘીવેલ ઘસતો હતો. ભીમદેવ અધીરાઇથી તેના તરફ જોઇ રહ્યા હતા.

---

૧. એક ઘડીમાં જોજન ચાલે એવી સાંઢણી.

જરાક આધે ગંગસર્વજ્ઞ પાટલાપર પલાંઠી વાળી, સીધા સોટા જેવા બેઠા હતા. પાસે ત્રિશૂળ હતો.

એક ખુણામાં બીજો એક શિષ્ય ઓરસીઆ પર દવા ઘસતો હતો. મૂળો બીજા ખુણામાં બપાઇ ઝોકાં ખાતો હતો.

" ગુરુદેવ, દામો મરી તો નહીં જાય ? " ભીમદેવે દશમી વખત આ અધીરો સવાલ કર્યો.

" નહીં મરે, જા, મારું વચન છે, " સર્વજ્ઞે કહ્યું. તેણે ઉઠીને શિષ્યે ઘસેલી દવા લીધી અને આવીને દામોદર મહેતાના હોઠ ઉઘાડી તેમાં નાખી.

થોડી વાર બધા મહેતા તરફ એકી નજરે જોઇ રહ્યા. તેના નિશ્ચેષ્ટ મુખમાંથી એક નિશ્વાસ નીકળ્યો, આંખો ફરકી, હોઠમાંથી જરા દવા પાછી નીકળી, અને મહેતાએ આંખો ઉઘાડી.

" દામોદર ! દામોદર ! " ભીમદેવે હેતથી તેને બોલાવ્યો.

દામોદરની આંખમાં ભાન આવ્યું. તેણે ભીમદેવને ઓળખ્યા.

" અન્નદાતા ! બાપુ ! તમે છો ! ખરેખર, " કહી તે એકદમ બેઠા થઇ ભીમદેવને વળગી પડ્યા.

" મારા મહેતા—" પાટણના નાથે મંત્રી પ્રત્યે સ્નેહ બતાવ્યો.

" દામોદરને માટે એક તકીયો લાવ, " સર્વજ્ઞે કહ્યું.

સર્વજ્ઞને જોઇ તે પગે પડ્યો. "નમઃશિવાય." સર્વજ્ઞે પ્રત્યુત્તર વાળ્યો અને દામોદરને તકીયે અઢેલી બેસાડ્યો.

" દામોદર, હવે અકળાયા વગર કહે. છે શું ! " સર્વજ્ઞે પુછ્યું.

" પૂજ્યપાદ ", શિર નમાવી દામોદરે શરુ કર્યું. એના અવાજ ને આંખમાં સંસ્કાર હતા. એને ખાંસી આવી, પણ ખાંસી શમી એટલે એણે ફરીથી બોલવા માંડ્યું.

" શાંત થા, દામોદર, શાંત થા. "

" બાપુ ! બાપુ ! " દામોદરે બોલવાનો પ્રયત્ન કર્યો. " બેસી શું રહ્યા છો ! પાટણ જાઓ—જલદી જાઓ. "

" કેમ ! " ભીમદેવે વિસ્મય બની કહ્યું.

" કેમ ! ગરજનનો સુરત્રાણ ચઢી આવે છે. "

" શું કહે છે ! " સર્વજ્ઞ ને ભીમદેવ બંને બોલી ઉઠયા.

" હું શું ! એના ઘાડાં તો તીડની માફક સપાદલક્ષની ભૂમિ પર ઉડી આવે છે—કાલ સવારે અહીં આવશે. "

" અહીંઆં—" સર્વજ્ઞે ગંભીર બની પુછ્યું.

" હા. એણે થાણેશ્વર લુંટ્યું ને કનોજ ભાંગ્યું. આપને ખબર છે ! હવે એ ભગવાન સોમનાથનું ધામ તોડવા આવે છે. એક પળ ખોવાની નથી. જાઓ, મારા બાપુ, ને ગુર્જરભૂમિ સમાલો. "

" એ ગરજનથી ક્યારે નીકળ્યો ? "

" મહીનો થયો હશે. જેવી મને ખબર પડી તેવો હું નીકળ્યો, તમને ખબર કરવા. આજે દસ દહાડાથી હું પગ વાળી બેઠો નથી. "

"ભગવાન સોમનાથનું ધામ તોડવા આવે છે એમ ?" જરાક ગર્વથી સર્વજ્ઞે પુછ્યું.

"હા. સપાદલક્ષને માગ આપવાનું કહેણુ પણ કહાવ્યું હતું."

"કેટલે દહાડે અહીંઆં આવશે ?"

"કેમ કહેવાય ? લાખોની સેના લઇ રણુ વટાવવું રહ્યું."

"ને એ યવન મારા દેવાધિદેવની પતાકા નમાવશે ?" સર્વજ્ઞ હસ્યા ને બોલ્યા, "અભિમાની માનવી દેવથી પણ ડરતો નથી."

"ગરજનનો મહામદ તો યમથીય ભયંકર છે."

"આવવા દો. જેણે ત્રીજી આંખે કામદેવને બાળી ભસ્મ કર્યો તેની નયનજ્યોતિ હજી ઝંખવાઇ નથી," સર્વજ્ઞે કહ્યું. "ભીમદેવ, દામોદર બરાબર કહે છે. તું સવેળા પાટણુ સાચવવા જા."

"મહારાજ, હું તૈયાર છું. ગરજનને હજુ પટ્ટણીઓનો હાથ જોયો નથી. મહેતા, યવન સાથે કેટલાં માણસો છે ?"

"કેમ કહેવાય ? વાયકા તો ઉડી છે કે યવન સેના લાખોની છે."

"પિનાકપાણિ જેને રાખશે તેને કોણુ છેડી શકશે ?" સર્વજ્ઞે કહ્યું. "ઉઠ, બેટા, સોમનાથ સદૈવ તારી સાથે છે."

"ગુરુદેવ, હું તો એમાં મહાદેવજીની કૃપા જોઉં છું. હું તો યુદ્ધ માટે તલસી રહ્યો છું ને તેમાં ગરજનના સુરત્રાણુ જેવો યોદ્ધો લડવા મળ્યો. હવે તમે ભીમ બાણાવલિનું શૌર્ય જોશો. ઉઠ વિમલ, તૈયારી કરાવ."

"સત્યનો જય છે, બેટા," સર્વજ્ઞે કહ્યું, અને સોમનાથની કૃપામાં શ્રદ્ધાવાન તે તપસ્વીએ ઉમેર્યું, "ભગવાન્ તને જ વિજય અપાવશે."

૩

ભીમદેવના કાનમાં રણુકંકણુનો પ્રોત્સાહક નાદ સંભળાવવા લાગ્યો. વિષયી બાપ અને નિઃસત્વ ભાઇને પાટણુની ગાદી પરથી પદભ્રષ્ટ કરી તેના પર ચઢી જવું એ એને મન રમત વાત બની ગઇ હતી. માલવા જોડે યુદ્ધ કરવા તે તૈયારી કરતો હતો, અને તેમાં વિજય મળશે તેની એને ખાત્રી હતી. યુદ્ધ કરવા તેના સમાણો કોઇ યોદ્ધો જન્મ્યો નહોતો એવા ખ્યાલે તે ઘણી વખત ખિન્ન રહેતો. અત્યારે દેવે જ તેના પર કૃપા કરી આ પ્રસંગ તેને આપ્યો હતો.

ગરજનના મ્લેચ્છ રાજાની તેણે ઘણી વાતો સાંભળી હતી. તેણે પંજાબાધિપતિને હરાવ્યો હતો, થાણેશ્વર લુટયું હતું, કનોજ પણુ તોડયું હતું, પણુ તે રણુ ઓળંગી, દુનીયાની પેલે પારથી, ગુર્જરભૂમિ જેવી વીરજનની પર આક્રમણુ કરવાની ધૃષ્ટતા કરશે એવું તો તેને સ્વપ્ને પણુ ભાસ્યું નહોતું; પણુ આજે મહાદેવજીએ જ એને આ સુંદર તક આપી હતી. એમનું આ પરમ ધામ તોડવાની ઇચ્છા રાખનાર યવનને દંડ દેવા કરતાં બીજો કયો અપૂર્વ લ્હાવો પામર પામી શકે ? એની રગોમાં યુયુત્સુતા વ્યાપી રહી.

[ અનુસંધાન પૃ. ૭૯ ]

# અનામિકા*

રંભાપણું ના વિકસાવવું હવે,
મ્હારે ન કોની બનવું હવે પ્રિયા,
દાસી બની પ્રેમ-પ્રયોગ-કૌશલે
સ્વામિત્વ ના કોઇ તણું સ્વીકારવું.

માતૃત્વના આત્મપુનર્વિધાનના
આહ્લાદના મંગલકારી ઓરતા
સરી સરી ઓસરતા બધા દિસે
અજાણ કો અંતર શૂન્યતામાં.

સૌન્દર્યનો કેશકલાપ મ્હારો
કોદી નહીં કો નરનેત્ર ખેંચશે;
સૌભાગ્યનામી કરબંધ કંકણો
કોના નહીં અંતરને રણાવશે.

નહીં નહીં ચન્દ્રક ભાલશોભા
રચે; ન વસ્ત્રો તણી શોભના કલા
કદી ય કોના દિલને કળાવશે.
રતિસ્વરૂપા ગણશે ન કો મ્હને;

શરીરભૃંગો ન સમીપ આવશે;
પ્રશસ્તિ ના પ્રેમતણી સુણાવશે.

સુંદરજી બેટાઈ

* 'અનામિકાનું આત્મમન્થન' નામના અપ્રસિદ્ધ કાવ્યનો એક ખંડ

# સૌંદર્ય–જય–ગાન

[ લાવણી ]

થવા દો પ્રેમ તણી સાથે મીઠી ખુબસૂરતીનો મેળાપ;
પરોવી હાથ મહીં નિજ હાથ, ફરે બન્ને વિસરી સંતાપ! ૧
જુએ આંખોથી જગત સમસ્ત
અચંબા મહીં થયેલી ગર્ક;
ચઢે ચાકે ચિત્ત સંશય-ગ્રસ્ત
હજારો કરતાં તર્ક-વિતર્ક. ૨
નિહાળે વાર વાર સહુ યાર, નયનની તોય ન તૃપ્તિ થાય.
થએલા વિમર્શમાં ગરકાવ જનોની આંગળીઓ કરડાય. ૩
વખાણો હોય વચનમાં જેહ
તેથી છે ચૂપપણામાં ત્રાદ:
જેહને હોય જેહવી લેહ
મુજબ તે કરે તેહને યાદ. ૪
જવાતી ભુલી વાત સહુ અન્ય, જાય છે વહી વખતનક જેમ:
જવાનો ભુલી કદી નહિ પ્રેમ, જવાનો ભુલી કદી નહિ પ્રેમ! ૫
રહે છે સૃષ્ટિ જેથી સહુ કાળ
ખીલતી, પાંગરતી શુભ પેર,
કાઢતી ડાળ મહીંથી ડાળ
ફેલતી, આપી અખુટ ઉછેર. ૬
સમય સામે કરતી પડકાર, શોભતી સાથે વિધવિધ પુણ્ય
જતી ના ખપી જોખમો માંહી, અને ના થતી વળી જે શૂન્ય. ૭
સુહાગણ સદાયની, સોહાય
અંબરો ધરી અવનવાં અંગ;
જેહની કીર્તિ કદી ન વિલાય,
જેહનો ઘટતો નહિ જ ઉમંગ; ૮
ઉતરતો નહિ જેહનો હેક, શિરેથી કદી તાજગી-તાજ
બળેથી જેહ તણા, ઓ રાજ, ઉજવીએ તેનો ઉત્સવ આજ. ૯
કયાં કરતી સુંદરતા વાસ?
શકાતું પ્હોંચી તેહને કેમ?
જવું છે સુગમ તેહની પાસ,
હોય જો દીપ હાથમાં, 'પ્રેમ'. ૧૦
વિષમ-સમ જતાં સકળ તે તરી શોધતાં જેહ તેહની સોડ,
મળે છે, યોગ્ય સમય અનુસાર, હોય જેહને જેહના કોડ. ૧૧
બંને સૌંદર્ય સ્નેહની છાંય,
જાણવો પછી: કશો નિર્વેદ?
ગ્રહીને એક બીજાની બાંય,
કરે જો એક બીજાને કેદ? ૧૨
મીઠા સૌંદર્ય તણી સાથે પ્રણયને દો કરવા રસગોઠ,
મેળવી શ્વાસ સાથ નિજ શ્વાસ, મેળવી ઓષ્ઠ સાથ નિજ ઓષ્ઠ! ૧૩

પતીલ

# અડધે રસ્તે

કનૈયાલાલ મુનશી

[ અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૮૮થી ]

[ આગલાં પ્રકરણોનો ટૂંક સાર ]

[ "કેટલાક મુનશીઓ" એ આત્મકથાની લેખમાળાના અનુસંધાનમાં શ્રી. કનૈયાલાલ મુનશી આ "અડધે રસ્તે" લેખમાળા શરૂ કરે છે. જીવનને અડધે રસ્તે આવી લેખક આત્મકથાના પૂર્વભાગનું નવીન ખોદકામ આદરે છે. હમણાં બીજાપુર જેલના સત્યાગ્રહી કેદી નં. ૧૦૮૭ તરીકે, તે પહેલાં દેશભક્ત તરીકે, તે પહેલાં મુંબાઈની હાઈકોર્ટના 'My Learned Friend' તરીકે, તે પહેલાં મુંબાઈની ધારાસભાના 'The Honourable Member for the University' તરીકે, તે પહેલાં યુરોપના પ્રવાસી તરીકે—આત્મકથામાં વિવિધ ભૂમિકા દર્શાવતું પોતાનું સંશોધન કરે છે. લેખકની ચક્ષુકેળવણી ને ભાવકેળવણી શરૂ થઈ છે. એ એરેબિયન નાઈટ્સના અને પરદુઃખભંજક હાતમતાઈનાં પરાક્રમોના કલ્પનાતરંગોમાં વિહરે છે, લખવાના તાલથી આંક ગોખે છે. અલાઉદ્દીનના અદ્ભુત ફાનસથી પૈસાદાર થવાના પ્રયોગો કરે છે.

વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળીવાળા નાના મોટા ભંભેરો, અસલના સાદા રૂપમાં ભજવાતું 'લલિતા દુઃખદર્શક નાટક', ભંભાપુત્ર શંકરલાલ નટની સોબતમાં શીખેલું નાટકી નૃત્ય, 'સીતા સ્વયંવર' નાટકપ્રયોગમાંથી પરશુરામની ભૂમિકા, 'પ્રેમચંદ્રિકા' નાટકનાં બાલિશ દેખાવોની નકલ.

લેખક લોકપ્રિય કમિશનર લેલી સાહેબની ઝાંખી કરે છે.

જન્મભૂમિ ભરૂચમાં, ઘરમાં બાલ બહુરાણીનાં પ્રદર્શન. ગુજરાતી ચોથી ચોપડીમાં લેખકને રંગીન સંસ્કાર મળે છે. ખીજુડી ને દમિયલ મહેતાજી પ્યારા બાલવિદ્યાર્થીઓને છેલ્લે નંબરે કાઢી પરખેલ ને નાદાન પામેલાઓને ઉપર ચડાવે છે.

આદિત્યરામ ભાગરીયા શાસ્ત્રીની ભારતકથાનું દશ્ય. તેઓની ખુમારી ભાસ કપાસિયા ઓટલાઓની મેડીમાં ગપેડાં ઉડાવવાનાં પરાક્રમ કરે છે. લેખક મહાભારતના વીરોના સંસ્કારોનો સંચય કરે છે.

સંસ્કારવિધિઓદ્વારા લેખક હિન્દુ સંસ્કૃતિનાં આદ્ય દર્શન પામે છે. ભરવાના વરઘોડામાં લેખક વહુરાણી સાથે સન્નેડે પાડે બેસે છે. રામજીના નામથી ઉપવીતસંસ્કારની સમાપ્તિ થતાં લેખકના હૈયાને આઘાત થાય છે.

લેખકના પિતા સચીનના દીવાન બનવાથી લેખક ત્યાં જાય છે. જીવનના બાળુડાઓ પર સત્તા સ્વામીત્વ, બાલમાનસને ભરતી ઓડાશીવની કલ્પનાઓ, નારાયણ હેમચંદ્રનાં પુસ્તકો, જહાંગીર વાચ્છાપોરવાળાકૃત 'કુલીન અને મુદ્રા' નવલકથા, હાતમતાઈનાં પરાક્રમો વગેરે ભીલડા અને વિવિધ વાચનસામગ્રી ને દષ્ટિકોણ આપે છે.

મહંમદ સીપાઈ રાજકુમારોની વાર્તાઓથી લેખકનું મનોરંજન કરે છે. કલ્પનાઓ લેખકના સ્વપ્નાંતરોમાં ખીલીને વૃદ્ધિ પામતી જાય છે.

સચીનના તે વખતના નવાબસાહેબ સરકારી એડ્મિનિસ્ટ્રેટરના પ્રતિનિધિના પુત્રને નિઝામ સાહેબના જનાનામાં લઈ જાય છે. બેગમ સાહેબા એને સુંદર કુમાશે બાંધી ચીનીઓની ભેટ આપે છે પણ તેના પિતા તેને નારાજ કરી તે પાછી આપવા હુકમ કરે છે.

એક દાક્ષિણ્યાત્ય બાળમિત્ર લેખકને ગાયત્રીમંત્રના જપ તરફ ખેંચે છે. હરીફાઇ કરતા બંને મિત્રો અસંખ્ય ગાયત્રીમંત્ર પર ચઢે છે. આખરે થોડી ગાયત્રી જપી શકનાર મિત્ર ગપ્પીદાસ માલમ પડતાં એમની મૈત્રી તૂટે છે.લેખક ' બ્રાહ્મણોનું કર્તવ્ય ' એ પુસ્તક રચવા બાથ ભીડે છે. એ પછી એક 'ડાયરી' લખવાનો આરંભ કરે છે.

આઠેક વર્ષની એક સખી લેખકના જીવનનકશામાં ઉમેરાય છે.

નાશકની યાત્રાએ જતાં પરેલ આગળના મુંબાઇનાં લેખકને પ્રથમ દર્શન થાય છે. નાશકત્ર્યંબકેશ્વરના કજીયાખોર ગોરો, તીર્થોની પવિત્રતા તીર્થોમાં નહીં, યાત્રાળુઓના હ્રદયમાં જ.

પિતાની ધંધુકામાં બદલી. લેખકને એક કુરકુરિયા સાથે પ્રેમસંબંધ થાય છે. જુની રોયલ રીડર્સના પાઠનો કૂતરો ' Brave Boby ' એ કુરકુરિયું બને છે. સંધ્યા કરવા જતાં પણ પ્રેમથી અડકતા એ કુરકુરિયાને છેવટ લેખક ભારે વિયોગથી બીજે વિદાય કરે છે.

પહેલાં સુરતની The English School-ઢીંગલી સ્કૂલમાં અને પછી ભરૂચની આર. ઍસ. દલાલ હાઇસ્કૂલમાં. બાળમાનસના અધુરા અભ્યાસી ડૉ. રામકૃષ્ણ ભાંડારકરની માર્ગોપદેશિકા સાથે માથાફોડ કરી લેખક પોતાના સંસ્કૃત અભ્યાસનો આરંભ કરે છે.

શાળાના અને કોલેજના દિવસો દરમ્યાન લેખકનો ક્રિકેટ તરફનો પ્રેમ અને વિરક્તિ. ધંધુકામાં પિતાની પ્રામાણિકતા દર્શાવતો બનેલો પ્રસંગ. વાર્તાઓદ્વારા અંગ્રેજી શીખવવાની હેડમાસ્તરે કરેલી શરુઆત. પરીક્ષામાં પસાર થતાં વોલ્ટર સ્કોટની ચાર નવલકથાઓ લેખકને ભેટ મળે છે તેમાંથી રોબરોયનાં ચિરંજીવ સંસ્મરણો.

નિશાળમાં મર્ચંટ ઑફ વેનિસનો કોર્ટનો પ્રવેશ ભજવવાનો પ્રયાસ. લેખક ડયુકનું પાત્ર ભજવે છે અને ઇનામ મેળવે છે. ગાંધી માસ્તર-એક જૂના શિક્ષકનું ભાવપૂર્ણ સ્મરણ લેખક નોંધે છે. લેખક ધંધુકા અને ભરુચનાં સંસ્મરણો રજુ કરે છે. શ્રીયુત દલપતરામ શુક્લ (અત્યારના સોલિસિટર) જોડેનો સંબન્ધ અને તે અંગેનાં સંસ્મરણો. વાંકાનેર નાટક મંડળીનાં નટો અને નાટકોનો પરિચય. ' જગતસિંહ ' ' સંસારી સાવિત્રી ' ' નરસિંહ મહેતો ' વગેરે નાટયપ્રયોગોનાં મધુર સંસ્મરણો. નાના ત્ર્યંબકે સજીવ કરેલું નરસિંહનું પાત્ર. ડુમાની નવલકથાઓનું વાચન. કથા લખવાની કલામાં ડુમાનો ગુરુપદે સ્વીકાર. ડુમાની અને લેખકની કલાના સંબન્ધ વિશે સ્પષ્ટ કથન. પિતા રિટાયર થઇ ઘેર આવે છે. છપ્પનિયા દુકાળનું ચિત્ર-પિતાની અસાધારણ માંદગી અને કર્તાની ચન્દ્રશેખરમાં અપૂર્વ શ્રદ્ધા. મૃત્યુમુખમાંથી પિતા બચે છે. આ પછી આગળ વાંચો.]

૧૦

બાપાજી સારા થયા, પણ પોતાની જીંદગી પરથી એમનો વિશ્વાસ ઉડી ગયો, અને એકના એક દીકરાને પરણાવી દેવાની એમની ઇચ્છા થઇ. હું તેર વર્ષનો હતો ને તરત જ મેટ્રીકમાં આવ્યો હતો. મારી થનાર પત્ની આઠ વર્ષની હતી, ને પાંચ વર્ષની દેખાતી.

મને પરણવાનું ગમ્યું નહીં. એક તો મને કૈં એવો ખ્યાલ હતો કે મેં એક બાલસખીને પરણવાનો નિશ્ચય કર્યો હતો. બીજું, મારી થનાર પત્ની ઉંમરે ને કાઠીએ ઘણી નાની હતી. પણ બેમાંથી એકે કારણ કોઇને કહેવાય એવું નહોતું, અને બાપાજીની ઇચ્છાને હું સદાય આજ્ઞા માનતો આવ્યો હતો.

ઘર રંગાયું, ચંદરવા બંધાયા, ટોકરખાનાં બેઠાં, હાંડી ઝુમર સજાયાં, સાંજીને પરભાતીયાં ગવાવા માંડયાં. સવારે વહેલાં ઉઠી ઉઠીને મને નવડાવવામાં આવ્યો. મને

પીઠી ચડી. પરણવામાં મજાહ તો આવતી, પણ એક વખત કંઈક મને ગમ્યું નહીં. આંસવારમાં કંઈક રમરખાં કેરતાં હતાં; હું મહાદેવજી આગળ જઇ રડી આવ્યો ને પરણવા તૈયાર થયો.

વીક્ટોરીઆ રાણી વખતસર મરી ગયાં એટલે રામજણીનો નાચ મોકુફ રહ્યો.

પરણવાનો દિવસ આવ્યો, સાંજનું મૂહૂર્ત હતું. હું નાહ્યો ને પીતાંબર પહેરી સજ્જ થયો. ઘોડા પર ચડી તલવાર ખભે લીધી. શુભ શુકને હું વૈરી જીતવા, વાજતે ગાજતે, નીકળ્યો.

મારી પત્ની પાનેતરમાં ઓઢી વીંટીને મારી સામે આવીને બેઠી. મંગલાષ્ટક ગવાયું ને હસ્તમેળાપ થયો. રાતના એક વાગે સરઘસ નીકળ્યું. હું વૈરી લઇને પાછો ઘેર જવા નીકળ્યો. સરઘસ લાંબુ હતું. સાજન મોટું હતું. ઘોડા પર કેટલાય સાંબેલા હતા. ઠેક ઠેકાણે આતશબાજી ફુટતી. હું પાલખીમાં થાક્યો, પાક્યો, માથે પાઘડી જેમ તેમ રાખતો, પાન ચાવતો, બેઠો હતો. મને મારી પત્ની જોડે વાત કરવાનું મન બહુ હતું એટલે પાલખીમાં પ્રસંગ મળશે એમ ધાર્યું હતું...એ બીચારી તો સરઘસ શરૂ થયું ત્યારથી ઝોકાં ખાતી હતી. એ વાત કરવા લાગશે એવી હોંસ હતી તે મરી ગઇ. જ્યારે સરઘસ ઉતર્યું ત્યારે એ ઘસઘસાટ ઉંઘતી હતી.

૧૧

ભણવામાં હું સારો હતો, અને નવું જ્ઞાન જીવનમાં પણ ફેરફાર કરવા લાગ્યું.

ઇ. સ. ૧૯૦૦ સુધી હું ત્રિકાળસંધ્યા કરતો, કોઇ વાર રુદ્રી કે વૈશ્વદેવ કરતો, ઘણી વાર ધાર્યું પાર પાડવા ચિન્તવન પણ એક પગે ઉભો રહી બોલતો. મારા હાથમાં એક બાઇબલ આવ્યું તેને ધાર્મિક જીવનમાં ફેરવી નાંખ્યું. તેની મારી ડાયરીમાં આ વર્ષે નોંધ છે.

ભાંગ્યા તૂટ્યા અંગ્રેજીમાં પછીની કેટલીક લખેલી નોંધો માનસિક પરિવર્તન દાખવે છે.

૨૧-૩-૧૯૦૧

અમારા હાઇસ્કુલના હેડમાસ્તર સી. એન. કંટ્રાક્ટરે Reformation પર સુંદર ભાષણ આપ્યું. તેનાથી મારા વિચારો પર ઘણી અસર થઇ. આખી રાત હું વિચાર કરતો પડી રહ્યો હું એક પ્રકારના રોમન કેથોલીક સંપ્રદાય પ્રમાણે ચાલતો હતો. ઇશ્વર તો કોઇ પણ ભાષામાં પ્રાર્થના સાંભળે, એને સંસ્કૃત શા માટે જોઇએ ? હવેથી સંસ્કૃત સંધ્યાને બદલે મારે ગુજરાતી સંધ્યા કરવી.

ગુજરાતીમાં સંધ્યાનો અનુવાદ વાંચવા માંડ્યો એટલે એનો જાદુ ચાલી ગયો. થોડા દહાડા પછી બીજી નોંધ છે.

સંધ્યા કરવાનો ઢોંગ મારે ક્યાં સુધી રાખવો? એમ કહ્યું છે કે ધર્મ અર્થે ને મોક્ષ માટે સૂર્ય તેજ આપે છે. સૂર્ય તો ધગધગતો નિર્જીવ તારો છે એમ ખગોળવિદ્યામાં વાંચ્યું. સૂર્યોપાસનાનો બચાવ માનવામાં હું અર્થ નથી. મારે તો એના સર્જક નિરંજન નિરાકારની પૂજા કરવી જોઇએ.

૧-૧૦-૧૯૦૧.

આજે નિશ્ચય કર્યો કે નૈતિક જીવન રાખવી અને નીતિમાન થવું. અને 'પ્રાણાયામ-નિવૃત્તિ, વાળા ગ્રીકોના સ્વરૂપ પ્રમાણે ચાલવું. -

નોંધપોથી આમ મનોવિકાસની સાક્ષી પુરે છે. ત્યાર પછી તરત હું અમદાવાદ મેટ્રીકની પરીક્ષા આપવા ગયો ત્યારે ઇશ્વરપ્રાર્થનામાળા લઇ આવ્યો અને સંધ્યા કરવાને બદલે તેમાંથી પ્રાર્થનાઓ વાંચવા લાગ્યો.

૧૨

આ વખતે હાઇસ્કુલમાં પહેલા આસીસ્ટંટ ઉત્તમરામ માસ્તર મારામાં ઘણો રસ લેતા. એ વિચિત્રતાઓનો ભારો લાગતા છતાં એમનું જીવન નોંધવા જેવું હતું. સ્વભાવમાં રહેલા ક્ષોભને જીતવાનો એક સતત પ્રયાસ એમાં મૂર્તિમાન થયો હતો.

અમારી ન્યાતના એ ઘણુંખરું આદિ ગ્રેજ્યુએટ હતા. ભણતા ત્યારે ધર્મચૂસ્ત, રુઢીચૂસ્ત, એ અભ્યાસી પોતાનાં લેસનો વાંચી તરત પાસેના લક્ષ્મીનારાયણના મંદિરમાં જતા, અને ત્યાં હાથ જોડી દેવની સાંનિધ્યે ગોખેલો [પાઠ બોલી જતા. અને પોતે પહેલા આવે અને બીજા પછી આવે એવી પ્રાર્થના કરતા.

હું ભરુચ સ્કુલમાં આવ્યો ત્યારે એ પહેલા એસીસ્ટંટ હતા. એમની કેટલીક રીતો અત્યંત ક્ષોભમાંથી ઉદ્‌ભવી હતી. એ ચાલે તો રસ્તાની ડાબી બાજુની ધાસ પર, અને પાણીના રેલાની માફક સરરર. એ બોલે તો અત્યંત ઝપાટાથી, જમણે હાથે ડાબા કાનની બૂટ ખેંચી ખેંચીને, અને દરેક બે શબ્દે 'લે ભાઇ લે' ઉમેરે. કોઇને વઢે તો તેની સામું જુએ નહીં—બારણાની બહાર જુએ.

માસ્તર તરીકે એ ઘણા સારા, મહેનતુ ને ખંતીલા હતા, પણ છોકરાઓ એમને તોબા પોકરાવતા. તેમાં અમારી ન્યાતના કેટલાક ચીબાવળા છોકરાઓ એમને રંજાડવામાં મણા નહોતા રાખતા. એકવાર ચોમાસામાં એમના ટેબલના ખાનામાં દેડકાં ભરી દીધાં હતાં એમ મેં સાંભળેલું.

એક વાર એ હીંદનો ઇતિહાસ શીખવતા હતા: "Then Humayun recovered and Babar sickened and died"

એક છોકરાએ 'સીકંડ' શબ્દનો પડઘો પાડયો, "શ્રીખંડ"

બીજાએ ઉમેર્યું, "કારેલાનું શાક"

ત્રીજાએ કહ્યું, "વાલની દાળ"

મેં પણ કંઈ ઉમેર્યું હશે. શું તે યાદ નથી—માસ્તરે બારણાની બહાર જોઇ કાનની બુટ જોરથી ખેંચી ઠપકો દેવા માંડયો: "લે ભાઇ લે, આતો શેમફૂલ. લે ભાઇ લે; સારા છોકરા આવું ન કરે. ને લે ભાઇ લે, પેલો ( હંમેશા હેડ માસ્તરને તે પેલા કહેતા ) આવશે તો તમારાં હાડકાં રંગી કાઢશે."

સાંજના હું છોકરાઓ જોડે ઘેર આવતો હતો ને માસ્તર રેલાની માફક રસ્તા પરથી સર્યા જતા હતા. મને જોયો ને તેણે બોલાવ્યો. "લે ભાઇ લે, કનૈયા, તું મારે ઘેર આવજે."

હું એમને ઘેર ગયો. "લે ભાઇ લે, કનૈયા, તું બેસ, એક વાત કહું. લે ભાઇ લે, તું તો સારો છોકરો છે, ને અક્કલવાળો પણ છે. ને આ પેલા બધા તો અંગીયારમાં

[ અનુસંધાન પૃ. ૮૩ ]

# સમર્થ રામદાસ અને રાજલક્ષ્મી *

ધૂમકેતુ

ઉંઘ મહાતૃષાથી પીડિત છું, અલખનો જગાવનારો, નિરંજનને નિહાળનારો, સમાજની વ્યક્તિએ વ્યક્તિમાં ધર્મ સીંચનારો—કંઇ મહા તૃષાથી પીડાઇને—આજે ફરી—મહારાષ્ટ્રમાં આવી જન્મભૂમિ તરફ પગલાં માંડી રહ્યો છે !

એવી તે કઇ મહાતૃષા રે અવધૂત ! તને પણ જન્મભૂમિ તરફ ખેંચી રહી છે !

એવી તે શી વિશ્વમોહિની નારીના હૃદયમાં ભરી છે કે કાં માતારૂપે—અથવા અર્ધાંગરૂપે—કાં બાળક જેવો નિરાવલંબન બનીને અથવા પ્રેમી જેવો પાગલ બનીને—ધરતીને ગમે તે છેડે હોય ત્યાંથી—પુરુષ અને પોતાનો અર્ઘ્ય આપવા—ચાલી નીકળે છે !

રે જોગી ! આજે તને પણ માતાનો ખોળો સાંભરી આવ્યો કે શું !

શ્રી રામદાસ સ્વામી પોતાની જન્મભૂમિ જાંબની મનોહર વનરાજી જોતા જોતા આજે વર્ષો પછી ઘર તરફ પાછા ફરી રહ્યા છે !

એ જોગીને પણ લગની લાગી છે કે એક વખત માતા રાણુબાઇના ચરણકમળની રજ મસ્તકે ચડાવી થોડીક વખત નાનો 'નારાયણ' બની આવું—અને શ્રી રામદાસ સ્વામીનું મહાપદ માતા પાસે ધરી આવું !

આજે એ પોતાનું ગામ છોડી—પોતાને ગામ પાછા ફર્યા છે. તે દિવસે નાનો નારાયણ હતો. આજે એ રામદાસ સ્વામી છે.

નાના સરખા ગામડાની ઉજ્જડ શેરીઓમાં મહાસમર્થ અવધૂતની અહાલેક સંભળાઇ: 'જય જય રઘુવીર સમર્થ !'—અને શેરીએ શેરીએથી નરનારીનાં વૃંદ ઉભરાયાં. ધરતી જાણે નવા હાસથી દીપી ઉઠી.

ઘેરઘેર અહાલેક જગાવતો મહાજોગી એની નાનપણની શેરી તરફ વળ્યો.

અનેક પીગળાંવાળી એની ચિરપરિચિત ખડકી હજી એવી ને એવી હતી—ચાળીસ વર્ષ પહેલાં એને મૂકી હતી એવી ને એવી.

ઉઘાડી ખડકી અતિથિ અભ્યાગતોને નિમંત્રી રહી હતી—અને એ આમંત્રણને સ્વીકારતાં હોય તેમ એક ગાય—ને એક કુતરો બન્ને ત્યાં ઉભાં હતાં. ડુંઠા જેવા ગાય પર એક કાગડો બેઠો હતો : તુળસીના કુંડા પાસે બેઠેલી બિલાડીએને નિહાળવું વ્યર્થ છે એમ ધારી આંખો મીંચી ગઇ હતી. અને એના એ ઢોંગને જાહેર કરવા બે ત્રણ કાબરો આકાશપાતાળ એક કરી રહી હતી. બાલસૂર્યનાં કિરણમાં વૃદ્ધ માતા ફળીમાં ખાટલે વાળાને બેઠાં હતાં: હાથમાં માળા હતી : મોંમાં રઘુવીરનું નામ હતું.

—અને એટલામાં દિશા દિશાએ ભરી દેતો જોગીનો અહાલેક સંભળાયો: 'જય જય શ્રી રઘુવીર સમર્થ !'

માતા રાણુબાઇના હૃદયમાં જન્મસિદ્ધ જોગીના અવાજમાં બાળક જેવો—જરાક

---

* [illegible] પ્રસિદ્ધ થનાર * [illegible] આવી.

પોતાના નારાયણના જેવો અવાજ હોય એવો આભાસ થયો–પણ આજે વર્ષો પછી એ ક્યાંથી–જેને માટે રડીરડીને આંખો ગુમાવી હતી એ નારાયણ–આંહી ક્યાંથી હોય ?

અંધમાતાએ વહુને કહ્યું : ' જોગીરાજને ભિક્ષા આપો ! '

' આજ તો મા ! ચપટી ભિક્ષાથી, મારું જોગીનું પાત્ર નહિ ભરાય. એવી ભિક્ષા આપો–તમારા અક્ષયપાત્રમાંથી–મા ! કે ઘેરઘેર કણકણ વેરતો જાઉં ને ઘેરઘેર દીવો પ્રગટાવતો જાઉં ! '

અંધમાતા રાણુબાઇ સાંભળી રહ્યાં. અવાજમાંથી બાર વર્ષના નારાયણની મૂર્તિ જાણે ખડી થતી લાગી.

' આજનો ભિક્ષુ મા ! ભિક્ષા લઇને જાય એવો નથી ! '

માતા રાણુબાઇના કંઠમાંથી ગદ્‌ગદ્ અવાજ નીકળી પડયો.

' આ તો મારો નારાયણ ! '

અને જાણે એક પણ દિવસ ગયો નથી એમ ધારીને મા પોતાના બારવર્ષના નારાયણને હાથમાં ઉપાડી લેવા આગળ વધ્યાં.

પણ મહાજોગીંદરની, કાશી અયોધ્યા હરદ્વાર હિમાલય–સર્વ સ્થળની પવિત્ર ધૂલિથી ખરડાયલી જટા હાથમાં આવી. કેશાવલિથી શોભિત મસ્તકે અને મોંના સ્પર્શે માતાને પહેલવહેલાં ભાનમાં આણ્યાં કે આ નાનો બાર વર્ષનો નારાયણ ન હોય–આ તો એના ઉપર બીજાં ચોવીસ વર્ષ વીતી ગયાં !

' બેટા ! નારાયણ ! બહુ મોટો થઇ ગયો માડી ! અમને મૂકીને આમ જવાય કે ! '

અને મહાસમર્થ જોગીની આંખનાં આંસુ માતાના ચરણ પાસે પડવા લાગ્યાં !

શ્રી રામદાસ સ્વામીનું મહાન પદ જાણે ' બેટા નારાયણ ! ' પાસે તુચ્છ હોય–કુછ વિસાતમાં ન હોય–તેમ જોગીંદર માતાની છાયામાં નત મસ્તકે ઉભા રહી ગયા–' બેટા નારાયણ ! ' એ શબ્દનું શ્રવણ કરવામાં તલ્લીન બની ગયા.

' નારાયણ બેટા ! તું કેવો મોટો લાગે છે ! હું તને જોઇ શકી હોત. '

' બેટા નારાયણ ! '

એક ઘડીભરમાં આખું કુટુંબ ભેગું થવાથી મહા આનંદી–સ્વરો વડે એ નાનું ઘર ગાજી રહ્યું: તે દિવસ ને તે પછી ઘણા દિવસ.

× × ×

જેવી બાર વર્ષના નારાયણને ઘડી આવી હતી તેવી જ ઘડી–વિયોગની–જોગીંદર રામદાસ સ્વામીને પાછી આવી.

' મા ! હવે રજા આપો–માતા ગોદાવરી બોલાવી રહી છે ! '

રાણુબાઇએ સજળ નેત્રે રજા આપી. પણ એક વાત માગી લીધી. ' એક વખત–જ્યારે સ્મરણ કરું ત્યારે–નારાયણ ! તારે પાછું આવવાનું. '

' આવીશ, મા ! જરૂર એક વખત આવીશ. મારું જોગીનું અક્ષયપાત્ર અનેક માતાઓએ પ્રેમથી છલોછલ ભરેલું છે. એની કણ કણ જનગણમાં વેરતો વેરતો કોઇક વખત પાછો એ ભરવા તમારે આંગણે જરૂર આવીશ મા ! '

[ અનુસંધાન પૃ. ૭૭ ]

મુંબાઈની આર્ટ સોસાઈટીનું

# કલાપ્રદર્શન : ૧૯૩૬

## ( ઊડતી નજરે )

રવિશંકર રાવળ

લાપ્રદર્શન ગુજરાતના ગૌરવમાં વૃદ્ધિ કરનારું ગણાવું જોઈએ. ૧૯૧૭માં આ જ પ્રદર્શનમાંથી ગુજરાતી ચિત્રકારને પહેલીવાર સુવર્ણચંદ્રક મળ્યો હતો. વીસ વરસ બાદ બીજીવાર એની જ પરંપરામાં તૈયાર થયેલા ભાઈ રસિકલાલ પરીખને એ સુવર્ણચંદ્રક મેળવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે. એથી તે ગુજરાત સમસ્તના અભિનંદન પાત્ર બનેલ છે. ભાઈ રસિકલાલ રાજપિપળાના ખડાયતા જ્ઞાતિના એક તરુણ કલાકાર છે. થોડાં વર્ષો પહેલાં એ સાદા ગ્રામીણ વિદ્યાર્થી સ્વરૂપે તેણે કુમાર કાર્યાલયના ચિત્રગૃહમાં પ્રવેશ કર્યો અને રવિશંકર રાવળની પાસે સર્વ પ્રકાર પ્રાથમિક તેમ જ શિષ્ટ પ્રકારના કલાકર્મનું જ્ઞાન મેળવ્યું. તેના અભ્યાસ અને સુશીલતાથી પ્રસન્ન થઈ સર ચીનુભાઈએ વિશેષ અભ્યાસ માટે સ્કોલરશીપની મદદ કરી. તેના બળે તે મદ્રાસ ગવર્મેન્ટ સ્કૂલ ઑફ આર્ટ્સમાં જઈ પ્રીન્સીપાલ દેવીપ્રસાદરાય ચૌધરીની પાસે રહી વૉટર કલર પુસ્ટ તેમજ મૉડેલીંગના વિષયો તૈયાર કર્યા. એ અરસામાં પણ ત્યાંના પ્રદર્શનોમાં તેનાં ચિત્રો ખૂબ આદર પામતાં. મદ્રાસમાં ત્રણેક વર્ષ રહી મુંબઈની સરકારી ચિત્રશાળામાં એક વર્ષ ડિપ્લોમા ક્લાસમાં રહી તે જ વર્ષે પ્રથમ શ્રેણીમાં પ્રથમ પંક્તિના ઇનામ સાથે ડિપ્લોમા પાસ કરી. હાલ તે અમદાવાદમાં રવિશંકર રાવળે સ્થાપેલા ગુજરાત કલા સંઘ ચિત્રશાળામાં અનેક બીજા ઉછરતા ચિત્રકારો સાથે પોતાનો અવિશેષ વિકાસ અને શિક્ષકીય કારકિર્દીની તાલીમ મેળવી રહેલ છે. તેનાં ચિત્રો દરેક પ્રદર્શનમાં આગળ પડતી ભાત બતાવી શક્યાં છે અને ગુજરાતનું પ્રતિનિધિત્વ સાચવતાં છતાં કલાકુશળતા અને રમણીય રેખાંકનમાં ખાસ ગુણોથી ઉત્કૃષ્ટ ચિત્રકારોની પંક્તિમાં ઝળકી આવે છે. ગુજરાત વિષે હવે કોઈ એમ ન કહી શકે કે તે કલા વંધ્ય છે. આજ પ્રદર્શનમાં તેની વિશેષ પ્રતીતિ કરાવતાં બીજાં ચિત્રોમાં ભાઈ મારકંડ ભટ્ટનું 'શિલ્પી' એક પ્રબળ ઊર્મી રજુ કરતું ચિત્ર છે. અભ્યાસની ભૂમિકાએથી આવી વસ્તુ ઝડપનાવનાર આ યુવાન કલાકાર પરિપક્વતાના ક્ષેત્રમાં વિશેષ નામ કાઢશે. બ્હેન મોતીવાળાનું નાનું પણ મનોહર રંગભરતવાળું 'અભિષેક' નામનું ચિત્ર અને બહેન બદા દેસાઈનું 'ગોવાળજી' નામનું નાનકડું મૂર્તિવિધાન પ્રદર્શનની અતિ સુંદર કૃતિઓમાં આગળ તરી આવતી કૃતિઓ હતી. તરુણ પારસી કલાકારોમાં મિ. ચાવડા અને મિ. સોરાબ મીસ્ત્રીવાલાની પોર્ટ્રેટ ( તસ્વીર ) આલેખનમાં પાકટ કલાકારોની હરીફાઈ બતાવતી કૃતિઓ હતી. મિ. ગુજ્જરે રજુ કરેલાં પેસ્ટલ ચિત્રો વિવિધ પાત્રાલેખનના આંખે ઊડી વળગતા નમૂના જોઈ, ગોકળભાઈ અને સુયોગ્ય મર્યાદા

નિર્માણની ખૂબીથી ન ભૂલાય એવા હતા. કનુ દેસાઇ અને તેનાં જીવનસાથી ભદ્રા દેસાઇએ પણ પ્રદર્શનના આકર્ષણમાં ખાસ હીસ્સો આપ્યો જણાતો હતો. એકંદરે ગુજરાત નિઃશંકપણે આંગળી પર લઇ શકે એટલા કલાકારો અને કલાપ્રવાસીઓ આજે અસ્તિત્વમાં છે. એની ખુશાલી માણવાને આ ચિત્રપ્રદર્શન પ્રત્યેક ગુજરાતી જને જોવા જેવું હતું. પણ ગુજરાત આત્મપ્રશંસા અને આત્મગૌરવમાં વિકાસ અને પ્રગતિનાં પગથિયાં ન ચૂકે તેની સાવચેતી પણ રાખવાની છે. મહારાષ્ટ્રીય ચિત્રકારો તેમ જ અન્ય પ્રદેશના કલાકારો જે ઉદ્યમ અને આગ્રહથી કળાપ્રવૃત્તિઓ ચલાવી રહ્યા છે તેના મુકાબલે ગુજરાતે ઘણું શીખવાનું અને વિચારવાનું છે. ગુજરાતને હજુ પોતાના આંતર જીવનનાં સાચાં પ્રતિબિંબ કલામાં ઉતારવાનાં શરૂ જ કર્યાં નથી. મહારાષ્ટ્રના શિલ્પીઓ મહાત્રે કપરિકર તાલાપ વિગેરે શિલ્પકારોની હારની હાર ઉભી છે ત્યારે એક પણ નામ રજુ કરવાનું ગુજરાત પાસે નથી. મિ. ધુરંધર, માલી, હલદનકર પરદિકર જેવાએ તેમના પ્રાંતની કળામાં જીવનભર એકધારી ઉપાસના સાચવી રાખી છે તેને તોલે કરવાનું ઘણું બાકી છે. મિ. મુલરની મેઘધનુષ્યના રંગો છાંટતી કલ્પના શૈલીનાં તૈલ ચિત્રો અને સ્વ. મા. ત્રિન્ડાડના ભરચક માલદાર રંગપટ મારતી પીંછી ગુજરાતમાં ખીલવવાની છે. ટાગોર નંદલાલ ચુગતાઇ વગેરેની પ્રતિકૃતિઓના રવખાં છે.

મુંબઇ આર્ટ સોસાયટી અનેક રીતે ગુજરાત તેમજ મુંબઇ ઇલાકાના કલાકારો અને કળાશિક્ષકોને દેશની કળા સમજવાનું, શીખવાનું, વિકસાવવાનું, ઉત્તેજવાનું એકનું એક ધામ છે.

તેના માટે મુંબઇમાં એક સ્થાયિ ભવન હોય તો વર્ષમાં અનેક પ્રદર્શનો, કળા-પરિષદો, કળાનું પુસ્તકાલય કે કળાની એકેડેમી ( મહાશાળા ) વગેરે પ્રવૃત્તિઓનું આ મુળ બની શકે. રા. બ. રામચંદરાવે રૂપીઆ બાવીસ હજાર જેવી રકમ આવા હેતુ માટે આપી છે. પરંતુ મુંબઇમાં લાખ બે લાખની રકમ વિના આ પ્રવૃત્તિની આદર્શસંસ્થા અસંભવિત છે. ઉદાર દાનવીરો આ બાબતમાં રસ લઇ પોતાનો હાથ આપશે તો ભારતીય સંસ્કૃતિને સંરક્ષવાનું સરજાવવાનું એક અનેરું મથક જામશે.

---

## મિત્ર

[ ઉપજાતિ ]

અનાજદાણા : ઉપયોગનાં છે
ચાહ્યા પછી ચારણીમાં સદા એ;
મિત્રો ગણો ના સરવે જનોને,
સાચો ગણો સુહૃદ એ જ કે જે
વિપત્તિની ચારણીમાં ચળાયો.

હેકિન

# એકલો—

મુરલી ઠાકુર

મસાણથી થોડેક જ દૂર કોક મસ્જીદ હતી; ને એ મસ્જીદની સુની દિવાલો વચ્ચે બેઠો બેઠો કોક ફકીર લલકારતો હતો......" કાફલે વાલે ચલ ગયે ઔર મૈં અકીલા રહ ગયા "..........." કિતના ખુબ સામાન થા પીર હાર ઉનકી કર્યો હુઇ ! "...

મૃત્યુની આગાહી, મૃત્યુ, ને ત્યાર પછી વાતાવરણને પણ ગૂંગળાવી મૂકતી નીરવતા વાતાવરણના હૈયામાં કરાર ખોડી ઊભી હતી. મસાણમાં ઝગ ઝગ કરતી કોકના સોના સરખા દેહની ચિતા જલતી હતી;

સોનલા સરખી એ જળે રે
રૂપલા સરખી રાખ,—

મૃત્યુને મોઢામોઢ જોતા હોય એમ અવાક બનેલા એમના મોં પર ચિતાનાં તેજ ફરી વળતાં હતાં ક્યાંક અગ્નિ પ્રાણદાન કરે છે તો ક્યાંક એ પ્રાણઘાત કરે છે. આજ એ સોનાવર્ણા કોકના દેહની રૂપલા સરખી રાખ કરવા મથી રહેલી ચિતા એ મૃત્યુમય માનવીનાં હૈયાનાં તેજ હણતી હતી.

" આઇ પેલા પગ સંકોરો—અધબળ્યા રહી જશે કાં તો. "

એ બધામાંથી એકાદ ઊઠી પાવડાથી એ કોકના કંકુવર્ણા પાય હળુ ખરૂ કરીને જળતી ચેહમાં નાખે છે.

થોડીવાર થઇ ને અગ્નિ પણ થાક્યો. ચિતા ધીલી પડી. નાશ ! નાશને પણ—એ વિનાશક તત્ત્વોને પણ થાક ચ્હડે છે ને મોળાં પડે છે એમ ચિતાનો અગ્નિ મોળો પડ્યો.

સર્વનાં હૈયાંય હળવાં થયાં ને એકાદ નિશ્વાસ બધાએ દીધો. જાણે કે ચિતા હોલવવા હૈયાં જ વાયુ ફૂંકતાં ન હોય. પણ એમ કોઇના નિશ્વાસે તે કોઇ ચિતા ઠરી છે કે ઠરશે !

રાત્રીની પ્રકૃતિ હવે વધારે બીષણ લાગતી હતી. એ આડખા તેજઅંધારમાં પાછું કોક બોલ્યું—આઇ હજુ આ ખોખું નથી પુરૂં રાખ થયું—

" ત્યારે ? "

" નાખો છેકું ઘાસલેટ ને મૂકો એક કાંડી—ને ઘડિકમાં રાખ થઇ જશે. "

—કોક ખૂબ વૃદ્ધ—ઘણાં મડદાં બાળી મુડદા જેવા દેખાવાળા—એ વૃદ્ધ બોલી ઉઠ્યા.

એકાદ મુવાને હડીને એ સોનલા સરખા મોં પર ઘાસલેટ છાંટ્યુ ને એક કાંડીએ ઘડીમાં પાછા ભડકા ભભૂક્યા ને મોંની રાખ થઇ.

આ ડાઘુઓ પૈકી એક નવયુવાન બેઠો બેઠો આંસુ સારતો હતો.

" કેમ મસાણ ! ત્હારો તો આઇ કોરક હતો ને ? "

" હા કાકા. "

"હોય ભાઇ; હૈયું કાઠું રાખ; જે જન્મ્યું તે જાય ! એમાં આમ હારી શું જાય છે ! "

" નારે કાકા........"

" પણ આ અનિલ તો કાંઇ ઠીક હતો ને આ શું ! "

" કાકા એ વાત પૂછવામાં કાંઇ સાર નથી ! "

" ગાંડા ! સાર તો આ દુનિયામાં જ કયાં છે ! પણ વાત હોય તો વેતરણ પણ હોય-કાંઇ અનિલને થયું લાગતું'તું ? "

" અનિલને ! શું થાય ?–આ મોત થયું એ જ "

" હવે એ તો જોયું ભલા–પણ " ગામના એક પ્રૌઢ બોલી ઊઠયા.

" ભાઇ આ નવજુવાનને ખરતાં વાર જ નહિં. આ અમે તો પાકાં પાન થયાં તોય આ ધોધ જેવું નાડમાં લોહી વહે છે ! આ કોણ જાણે જુવાનિયા–આ જેમ એમનો મિજાજ જાય એમ ઘડિકમાં જીવ પણ જાય. "

" અરે પ્રભુ શું થવા બેઠું છે કાંઇ ! "

" કાકા તમે શું કરવા જગતનો ભાર તાણો છો ! જુવાન શું કે ખર્યું પાન શું; મરણથી કૈં તમેય બચો એમ છો ? "

" મરેના મારો દુશ્મન–શા દુઃખે અમે મરશું ભલા ! આ હાથે તો આ ગામનાં ન્હાનાં મોટાં કેટલાં બાળ્યાં, એ તો આ મસાણને વાચા હોત તો શાખ દેત ! "

" મસાણને ને તમને દોસ્તી હોય એમ લાગે છે કાકા ! "

" લે, હવે થયું ! નાને મોઢે બોલતાંય વિચાર નથી કરતો. "

" અરે કાકા આપણે વિચાર્યું એટલું થાય છે ! આ અનિલભાઇએ શું વિચાર્યું હતું ને શું થયું ! "

" શું વિચાર્યું હતું ! તું જાણતો હોય તો કહેના અમે તો એજ પૂછીએ છીએ. "

" આ ધર્મશાળામાં ઊતર્યો એ શું ! ને મૂઓ ! ને કૈં ગમ નથી પડતી. " બીજા વૃદ્ધ આતુરતાથી બોલી ઉઠયા.

" આ કાલે તો પેલા ફકીર જોડે પેલું કાફલે વાલે ચલ ગયેનું ગીત લલકારતો હતો...બરોબર આ ટાણે જ."

" ત્યારે જૂઓને કાકા આ આપણે તો–આ આપણો કાફલો તો રહયો ને એક જ ઉતારૂ ચાલ્યો ગયો. "

" આ જૂઓ ત્યારે હું તમને કહું, એ અરુણ કંઇ કહેવાનો જ નથી "— એક બીજા વૃધ્ધે મસાણની ભયંકરતામાં વધારો કરવા માંડયો—

" આ અનિલ પેલા લખિપાનો રહેવાસી. આ ભણ્યો કોણ જાણે પેલા કહે છે ને એમ શહેરમાં–કોલેજમાં ભણ્યો—આ જૂઓને ભણતાં ભણતાં તો મૂઓ તોય એનું ભણતર ન મુવું."

" અને એ કોલેજમાં તો મોટી બાયડીઓ જેવડી છોકરીઓ પણ ભણે. કાંઇ

શરમ લાજ ! ચાર છોકરાની તો મા જેવડી પણ આવડા આવડા જોડે છૂટથી ફરે હરે ને રમે ! કોણ જાણે શું થવા બેઠું છે !"

" પછી કહે છે કે ભાઈ ક્યાંક લપસેલા, પણ એમાં કાંઈ વળ્યું નહિ. આ આજકાલની છોડીઓ, ફરિયા બેજાની તે કાંઈ માનતી હશે કોઈને; રાંડની જાત; ને વળી ભણેલી ! પછી ખાઓપીવું તે બસ્તી ઝીલવું હશે—ફાટી ગયું."

આ બચારો સ્વભાવે ગરીબ રહ્યો; ને પેલી હતી પૈસાદારની લાડકી. પૈસાવાળો જોઈને આ ગધે મુરતે પરણી ગઈ ને ભાઈ તો રહ્યા એકલા "—

" હા તેમજ કાલે એ જાતો તો પેલું—કાકલે વાગે ચાલ ગયે—"

" હા એકલા એમ જ રહેલા, આ શરીરે નબળા, ભણી ભણીને દોરડી જેવું શરીર ને હાડકાંનો માળો લઈને ભાઈ ઘેર આવ્યા. ખાય નહિ ને પીએય નહિ ! જાણે એ છોડી સિવાય બીજું બૈરૂંજ જન્મ્યું ન હોય !"

" હા ધના કાકા—ત્યારે જ તો આપણે કહીએ છીએના કે આજ કાલનું ભણતર તો કપાતર કરી મૂકે છે—આ એ જ અનિલ ન્હાનો હતો ત્યારે હીરા જેવો, આ જ ગામમાં ભણ્યો-નિશાળના માસ્તર શું વખાણ કરે એનાં !—આમ લેખાં તો આંખ મિંચાતામાં ગણે-પણ શહેરમાં ગયા—"

—પણ ધનાકાકા ! આગળતો કહો; આ દેવતા હવે ઠીક ઠીક ઠરવા આવ્યો. આ હાડું બળી રહે ત્યાર પહેલાં કહી નાખોને—ઉઘોએ ઘેર જઈને કાંઈ ! " આમે તવાઈ ગએલા ને શોખ ભારી ! આ ભૂખ્યા પેટે કણસિએ જનાતા તે થાકયા ને રાત કાઢી નાખવા વિસામો કર્યો ત્યાં રસ્તારે ઊડાવ તો ને ! આ સાંજે તો વાત કરેતાં બોળિયું બાકી થઈ ગયું."

" પણ ધનાકાકા છોકરો રહેતો તો ઠીક. આમ પાસે જઈ એના તો મ્હોંક મ્હોંક !"

" ધનાકાકા હજુ તો થોડા સોચ્યા રહ્યા લાગે છે !"

" આખા લાકડાં પૂરા કર્યા હતાં; નહિં તો આ ચાર હાડકાંને ખાખ થતાં વળી વાર કેટલી ! નાખ થોડું પાણું ઘાસલેટ ને છૂટીએ."

" અરૂણ બોલી ઊઠયો " અરે રે ધનાકાકા એ મોં મ્હોંકતું–હવે! કાં ફરી ફરી આમ ઘાસલેટ છંટાવો છો–રેહ અભડાવો છો ! "

" ઓત્તારીની ! આભડછેટ તે તમે ક્યાંથી શીખ્યા ? હવા-ગાડા આ તો જીવ ગયો કે પછી બધા ભઈ ભલા ! માટીનું માળિયું; એ તો રાખ કરે જ છૂટકો—"

" નાખો લો ઘાસલેટ "

કોકે થોડુંક ઘાસલેટ નાંખ્યું ને છેલ્લી છેલ્લી વાર ફરી અગ્નિ ચેત્યો ને એ અગ્નિએ સોચાની ભસ્મ કરી નાખી.

" ધનાકાકા "–અરૂણ બોલ્યો " એના ભાઈને આપણે ખબર ના કરી ! "

" અરે એનું કોઈ ન્હોતું–આ એનો બાપ પણ પૈસા મૂકી મરી ગએલો ને મા પણ થોડે દહાડે મૂઈ– પછી તો ભાઈ પડેલા એકલા ત્યારે જ આ હાલ થવાને ! આ એનો પિત્રાઈ છે તે કાલે જણાવશું. આ રાતે તે વળી કોણ ચાર છ ગાઉ જાય–એય આવીને બાળવાનો જ હતો કે બીજું કંઈ !–આ માટી સંઘાય નહિ એટલે તો આપણે એની મુક્તિ કરી નાખી."

[ અનુસંધાન પૃ. ૫૮ ]

# વસન્ત

રે કાલિદાસ ! તું કવિત્વની વાટિકામાં
કુજન્ત કોકિલસમા મધુરા નિનાદેઃ
ને માઘ ! ઉચ્ચ શિખરે કંઈ કલ્પનાનાં
આનન્દથી વિહરતા વિહગાધિનાથઃ
હે ભારવિ ! રવિ ન જ્યાં કદિ પ્હોંચતો ત્યાં
અન્ધાર દૂર કરતા કવિતા-પ્રભાથીઃ
ને કો તપોવન મહિં વસતા, ત્યજીને
સંસાર ભર્તૃહરિ !–સૌ કરશો સહાય.

: તોટક :

કંઇ કાવ્ય-સરોવર નીરમહિં
કલહંસ વિહાર કરન્ત તરેઃ
શુભ શુભ્ર શરીર થકી વિલસી,
સઉ માનવનાં મન-મોતી ચરે.
રિઝવે કંઈ માનવ સન્ત સમા,
ઝૂલવે કંઈ માન વસન્ત તણાં,
જગ-વેલતણાં મધુરાં સુમનો
જગવે લસતી યશની સુરભિ.

: પ્રમિતાક્ષરા :

સુણતા કથા પ્રકૃતિની કૃતિની,
ઝૂલતા સદા ઉપવને પવનેઃ
મૃદુ ગાનમાં પ્રવરતા વરતા,
હરતા વિપદ્ દવસમી વસમી.

: દ્રુતવિલંબિત :

નવસુધા વસુધા પર ઠાલવે
જયમ નિશાકર રાત્રિમહિં અહિં,
મધુરતા ઉરની ત્યમ સિંચતા,
વિહરતા, હરતા અમ ચિત્તડાં.
હૃદય-મન્દર પર્વતથી મથી
જગત-સાગરના જલરાશિને,
અમૃત કાવ્યતણું રસથી ભર્યું
મનુજને કવિઓ પીવડાવતા.

: માલિની :

રસ-જલ વરસાવી તૃપ્ત સૌને કરીને
અવિરત વિહરન્તા કલ્પના-વ્યોમ માંહિઃ
કદિ કદિ ચમકારા વીજળી શા કરન્તા,
અવનિ પર રહીને અભ્ર-લીલા ધરન્તા.
કદિક ગગનમાંહિં તારલાના સુવર્ણે
શરીર નિજ ભિંજાવી સ્નાન રાત્રે કરન્તા.
કદિક વિમલ જ્યોત્સ્ના પાનથી મસ્ત ચેને,
કુસુમ-રસથી ઘેલા ભૃંગ શા, ગીત ગાતા.

રજનીકાન્ત મોદી

# હુલ્લડખોર

રામચંદ્ર શુક્લ

[ ગતાંકના પૃષ્ઠ ૫૬૩ થી ચાલુ ]

[ મોરના ઘરના જમણા ઓરડામાં બીજે દિવસે સંધ્યાનો વખત. બારીઓ બંધ છે, પણ પડદા નાખેલા નથી. લખવાના મેજ પાસે સ્ટીલ બેઠેલો છે અને લખાવે તેમ કાગળ લખે છે. ]

સ્ટીલ : ( કાગળ વાંચી જતાં ) " તોફાન થશે એમાં શંકા નથી. પણ ગામના સત્તાધારીઓ બ્રેંટની ધમકીએ "સભાગૃહનો ઉપયોગ કરવાની ;આપણને મનાઈ કરે તો આપણે મેદાનમાં સભા ભરીશું. જાહેર ખબર તો જરૂર કરો, અને શ્રોતાજન તો ગમે તેમ ભેગા થશે."

મોર : જરૂર ભેગા થશે.

સ્ટીલ : " તમારો વિશ્વાસુ " : તમારા વતી મેં સહી કરી છે ( મોર માથું હલાવે છે. )

સ્ટીલ : ( સહીચૂસ મારી કાગળને પરબીડીયામાં મુકતો ) તમને ખબર છે કે હેનરી સિવાય બધા નોકરોએ ' નોટીસ ' આપી દીધી છે.

મોર : બિચારો હેનરી !

સ્ટીલ : મોટે ભાગે તો અલબત બીકથી જ—બે વખત તો બારીના કાચ તૂટ્યા પણ કેટલેક અંશે એ......

મોર : દેશપ્રેમ. બરાબર ! હવે એ લોકો પોતે જ કામ ફોડશે. એથી મને યાદ આવે છે—સ્ટીલ, કાલથી તારે છુટ્ટી પર જવાનું.

સ્ટીલ : અરે, ના !

મોર : અરે ભાઈ—હા. ગઈ રાતે તો તારો સંબંધપ્રયોગ પૂરો થયો. એમાં તને સંડોવવા ખરેખર દિલગીર છું.

સ્ટીલ : કોઈએ કામ તો કરવું પડશે ને. અત્યારે તો તમે અધમુવા થઈ જાઓ છો.

મોર : હું તો બરાબર થાકી ગયો છું.

સ્ટીલ : સાહેબ, છોડી દો. ઘણું જોખમ છે: ને એને યોગ્ય નથી.

મોર : અંત સુધી લડવાનું: હારવાના છો એમ જાણવા છતાં—એના કરતાં બીજું શું સરસ છે !

સ્ટીલ : ઠીક, ત્યારે, હું નથી જવાનો.

મોર : આ તો મારું આગવું નરક છે, સ્ટીલ : તું એમાં વધારે વખત રીબાઈશ નહિ. ખરું કહું છું. પોતા સિવાય બીજાને દુઃખી ન કરવું એના કરતાં બીજો મોટો એકે સંતોષ નથી.

સ્ટીલ : સાહેબ, હું તમને નહિ છોડી શકું.

મોર : ભાઈ, તું મારો ખરો આધાર છે—પણ અત્યાર સુધી આપણે જાણે

ચમત્કારથી જ બચ્યા છીએ, અને હવે તારું જોખમ હું વધારે ન લઇ શકું. આવતી કાલની સભાને લાગતો બધો પત્રવ્યવહાર મને આપી દે.

[ સ્ટીલ ખીસ્સામાંથી કેટલાક કાગળો કાઢે છે, પણ આપતો નથી. ]

મોર : આપ ! ( કાગળો માટે એ હાથ લંબાવે છે. હજુ પણ સ્ટીલ પાછો ખસતો હોવાથી એ કડક રીતે કહે છે. ) સ્ટીલ ! એ મને આપી દે ! ( સ્ટીલ એ આપી દે છે ) હવે પત્યું, સમજ્યો ?

[ એક બીજા સામું જોતા તે ઊભા રહે છે; પછી સ્ટીલ અસ્વસ્થ થઇને ફરે છે, અને ઓરડા બહાર જાય છે. દર્દભર્યા સ્મિતથી એને જોઇને મોર મોકલવાના ખાનામાં કાગળો મૂકે છે. એ લખવાનું મેજ બંધ કરતો હોય છે ત્યારે 'મી. મેન્ડીપ, સાહેબ' એમ ખબર આપતો નોકર હેનરી દાખલ થાય છે. આવનાર તરફ મોર ફરે છે, પણ હાથ લંબાવતો નથી. ]

મેન્ડીપ : (મોરનો હાથ લેતાં) મિત્ર, મારી થોડી ફીલ્સુફી તો સાંભળો. મીસીસ મોરે મને કહેલું કે તમે આજે પાછા આવશો. તમે સાંભળ્યું ?

મોર : શું ?

મેન્ડીપ : જીત થઇ છે.

મોર : ઇશ્વરનો આભાર !

મેન્ડીપ : આહ ! ત્યારે તમે પણ ખરેખર માણસ જ છો.

મોર : હા.

મેન્ડીપ : સ્ટીફન, ત્યારે આ હુતાત્માનો સ્વાંગ કાઢી નાખો. તમે મનુષ્યસ્વભાવનું માત્ર ઉલ્લંઘન કરો છો.

મોર : એટલે-તમે પણ હુલ્લડખોરનો બચાવ કરો છો.

મેન્ડીપ : અરે ભાઇ, તમે જગતમાં સબળમાં સબળ સામાન્ય નૈસર્ગિક વૃત્તિની સામે બળવો કર્યો છે. તમે શું આશા રાખો છો કે સામાન્ય મનુષ્ય પણ આદર્શઘેલો હાવો જોઇએ: એનો દેશપ્રેમ એણે ફીલ્સુફીભર્યા સમર્પણમાં વ્યકત કરવો જોઇએ. તમે ખરેખર શું માગો છો ? મનુષ્ય ઘણાં સારાં પ્રાણી છે; અને સમૂહ એ માત્ર સામાન્ય માણસોના એકત્ર સત્ત્વરૂપ છે.

મોર : એકત્ર કચરો છે, ઘોઘરૂપે એકત્ર થયેલો રસ્તા અને બજારનો કાદવ છે આ અંધ બરાડિયું 'સ્વદેશાભિમાન'-હરેક માણસને અહિં શું લાગણી થાય છે ? ( એની છાતીને અડકે છે ) ના !

મેન્ડીપ : તમે ધારો છો કે માણસો નૈસર્ગિક વૃત્તિથી આગળ વધે છે ? ના. એ તો માત્ર એટલું જ જાણે છે કે એમની પોતાની જ મૂર્તિ જેને તે દેશ કહે છે એને કંઇક વ્યથા થાય છે. એમાં કંઇક મહાન અને ધાર્મિક તત્ત્વ જુએ છે અને અંધની માફક અનુસરે છે.

મોર : આ તો નિર્બંધ વાણીનો દેશ કહેવાતો હતો. પોતાના સિદ્ધાંતને માણસ વળગી રહે એવો આ દેશ ગણાતો હતો.

કહે છે, તે વખતે બારીએ દોડે છે. સર જોન પ્રવેશ કરે છે; એમના હાથમાં છાપું છે.]

**કેથરાઈન** : આખરે ! વિજય.

**સર જોન** : ઈશ્વરનો આભાર ! ( તે એને છાપું આપે છે )

**કેથરાઈન** : ઓ, બાપાજી.

[ એ ફાડીને છાપું ઉઘાડે છે, અને આવેશથી વાંચે છે. ]

**કેથરાઈન** : આખરે !

[રસ્તામાં દૂરનો ઘોંઘાટ ધીમે ધીમે વધે છે, પણ સર જોન, એને છાપું આપ્યું તે મઝાની ઘડી પછી મુંગા બની જમીન તરફ જોઇ રહે છે. ]

**કેથરાઇન** : ( એકાએક, એમનું ગાંભીર્ય સમજતાં ) બાપાજી !

**સર જોન** : બીજા પણ સમાચાર છે.

**કેથરાઈન** : છોકરાઓમાંનો એક ! હ્યુબર્ટ ! ( સર જોન માથું નમાવે છે. )

**કેથરાઈન** : એ સ્વપ્ન ( એ મોઢું ઢાંકી દે છે. ) બિચારી હેલન !

[ થોડી ક્ષણ એ શાંત ઊભાં રહે છે. પછી સરજોન માથું ઊંચું કરે છે, અને હાથ ઉંચો કરી એના ભીના કપોલને સ્પર્શે છે. ]

**સર જોન** : ( ખોખરે અવાજે ) દેવ જેમને ચાહે—

**કેથરાઈન** : હ્યુબર્ટ !

**સર જોન** : અને મારા જેવા ખોખા જીવ્યાં કરે છે.

**કેથરાઈન** : વહાલા બાપુ !

**સર જોન** : પણ હવે આપણે જંગલીઓને હાંકી કાઢીશું. એમનો કચ્ચરઘાણ કાઢીશું. સ્ટીફન પાછો આવ્યો ?

**કેથરાઈન** : કાલ રાતે.

**સર જોન** : છેવટે એણે એનું બદનામી ભર્યું ભાષણ કરવાનું પૂરું કર્યું કે નહિ ? ( કેથરાઇન માથું ધુણાવે છે. ) નહિ ?

[ પછી કેથરાઇનને લાગણીથી કંપતી જોઇને, એનો હાથ પંપાળે છે ]

**સર જોન** : એન ! ઘરમાં મૃત્યુ થયાં છે !

**કેથરાઈન** : મારે હેલન પાસે જવું જોઇએ. બાપા, સ્ટીફનને કહેજો. હું નહિ કહી શકું.

**સર જોન** : તારી ઇચ્છા પ્રમાણે, દીકરી.

[ એ બહાર જાય છે; ગંભીર ને ગુંચવાતા શોકમાં સર જોન ત્યાં ઊભા રહે છે: થોડીક ક્ષણમાં મોર પ્રવેશ કરે છે. ]

**મોર** : કેમ, સર જોન. મારૂં કામ-હતું ?

**સર જોન** : હ્યુબર્ટ માર્યો ગયો.

**મોર** : હ્યુબર્ટ !

**સર જોન** : તમે ટેકો આપો છો-તેનાથી જ. તમને જણાવવાનું કેથરાઇને મને કહ્યું; એ હેલન પાસે ગઇ છે. એ વિષે મને લાગે છે તે હું કોઈ શબ્દથી

[ અનુસંધાન પૃ. ૫૯ ]

# આંસુનો મહિમા

અનંતરાય રાવળ

કૉલેજના અભ્યાસકાળમાં મારા એક સહાધ્યાયી એક હસ્તલિખિત પાક્ષિક કાઢતા. તેમાં તેણે એક વખત આંસુ-અંક કાઢવાનું નક્કી કરેલું એમ જ્યારે તમને કહું છું ત્યારે તેને દાદા પહોરની ગપ માની બેસશો એવો મને ભય છે. પણ એ ખરી હકીકત છે એમ મારા વચન પર ઇતબાર રાખીને તમારે માનવું જ જોઈએ. પણ ખરું પૂછો તો આ કંઈ નવાઈ પમાડે એવી વાત છે જ નહિ; આપણાં ઘણાં બધાં માસિકો ને સામયિક પત્રો વાર્તા અંક, તંત્રી અંક, મહિલા અંક, બાળક અંક, નવી દુનિયા અંક, મહાસભા અંક, સાહિત્ય પરિષદ અંક, હાસ્ય અંક ઇ૦ વિશેષાંકો નથી પ્રગટ કરતા ! તો પછી આંસુ-અંક બિચારાની શી ખોડ ! કહેવાય છે કે અત્યારે આપણા જુવાનીઆઓ ક્રિકેટપણે અંગ્રેજી પોશાક, વાતચીત, હાવભાવ જેવી બાબતોમાં બૈરાં થતા જાય છે અને છોકરીઓમાં મર્દાનગી આવતી જાય છે. આ જાતિલક્ષણનો વિપર્યય સાચે જ ખરો હોય તો આપણા યુવકો થોડાક રુદનરસિક બનતા જવા જોઈએ, એનું સ્વાભાવિક પરિણામ છે. મારા એ કાવ્યરસિક અને સાહિત્યરસિક જરૂર, પણ રુદનરસિક હરગીઝ નહિ એવા મિત્રે કદાચ આ પુરુષલક્ષણ ધારણ કરીને જ પોતાના હસ્તલિખિત પત્રનો આંસુ-અંક તૈયાર કરવાનો નિર્ધાર કર્યો હશે એમ કેમ ન માનીએ ! એ ગમે તેમ પણ કમનસીબે એ અંક તૈયાર ન થયો, નહિતર તેના કિશોર લેખકો અશ્રુમહિમા કેવી રીતે ગાત તે જાણવાનું મળત. પ્રથમ મને એ વિચાર સહેજ હસવા જેવો લાગ્યો હતો પણ હવે મને એનું કારણ આમ સમજાય છે. સાહિત્યના વાચનથી ઘડાયેલાં આપણાં કિશોરકિશોરીઓ અને જુવાનીઆઓનાં મગજ જીવનના સૂર પણ એવા જ છે કે જેમ તે જાણવા અનુભવવાની તસ્દી લીધા વગર સાહિત્યમાં પ્રતિબિંબિત થતા જીવનને દુનિયાને સાચાં માની લે છે. જેમ સુખ તેમ દુઃખ પણ 'ઘર સાથે સગાં' છે તે કોઈ કહે 'ટાળ્યાં ટળે' એમ નથી, એટલે જીવનની વેદનાઓ ને દુઃખો માનવીને પ્રસંગોપાત્ત રડાવે એ સાવ સ્વાભાવિક છે. આમ છતાં આંસુ સાથે જાણે અનેરાજની હેતપ્રીત તો કવિઓ અને સાહિત્યકારોને હોય એમ લાગે છે. શું પશ્ચિમના કે શું આપણા, સર્વ કવિઓ આંસુનો મહિમા ગાવાનો અવસર આવ્યે ચૂકતા નથી. કોઈએ પ્રિયાવિરહનાં આંસુ સાર્યાં છે, કોઈએ મિત્રવિરહનો વિલાપ કર્યો છે, કોઈએ દૈવના ચાબખા ખાઈ તેની આકળામણનું રુદન કર્યું છે. આવું બધું વાંચવામાં આવતાં લાગણીપ્રધાન યુવકોને આંસુ આવે છે અને દુનિયા આખી તેમને અશ્રુપૂર્ણ લાગે છે. મારા મિત્રના પ્રયોગની પાછળ આવું માનસ હશે.

અને એ વાત સાચી છે, કવિતા અને સાહિત્યમાં વિષાદ અને વિલાપ અને

રૂદન ઘણીવાર એટલાં પ્રમાણમાં દેખાય છે કે આપણને એવો જ ખ્યાલ બાંધવાનું મન થઈ જાય કે આ બધા કવિઓ એટલા બધા રોતલ હશે કે પછી જન્મજન્માન્તરની તેમની આંસુ સાથેની પ્રીતડી બહુ જબરી હશે. અંગ્રેજ કવિ ટેનિસન 'Tears, idle tears' કહી આંસુને સંબોધી એક મીઠું રૂદનકાવ્ય લખે છે. કીટ્સની પેલી જાણીતી 'Our sweetest songs are those, That tell of saddest thought' એ પંક્તિઓ પણ એ જ પ્રકારની ગણાય, કારણ કે વિષાદયુક્ત વિચારને પરિણામે આંસુ તો આવે જ, પણ આપણા ગુજરાતી કવિઓએ તો આ બાબતમાં હદ કરી છે. અમારે તો 'રૂદનમય છે ગીત સઘળાં' ' એમ કહેનાર કલાપીને તો 'અશ્રુકવિ' અને 'રડતા ફિરસ્તા'નાં સર્વશુભોપમાલાયક બિરુદ મળી ગયાં છે. કાન્ત પરના એક પત્રમાં તેણે લખ્યું હતું તેમ કવિતા જ એને મન નિઃશ્વાસ કે અશ્રુ જેવી છે. એ તો ઠીક પણ એણે પોતે જ પોતાના નાતના કવિઓનું સામાન્ય લક્ષણ આમ નથી બતાવ્યું કે—" અરેરે ! જેના મગજમાં કોઈ પણ કાવ્યશક્તિ હશે એ બધાં જ દુઃખી હશે ? રડતો શેલી, રડતો કીટ્સ, રડતો ડેંટી, રડતો મૂર-બધા જ રડતા !" ? અને પછી કલાપી અર્થાન્તરન્યાસ બાંધે છે કે પ્રેમ એ રડવું જ છે. રોવાથી કંઈ વધુ જરૂરનાં કાર્ય છે સાધવાનાં' એવો એની સબળ પળોમાં એણે ભલે નિશ્ચય કર્યો હોય પણ એ કલાપીએ કવિતામાં રોવા સિવાય બીજું કશું કર્યું નથી. નરસિંહરાવે પણ 'છાનાં અશ્રુ' કાવ્ય લખી એની પીલ્સુદી ગાઈ છે, પણ કલાપીના જેટલું રડવું એમના સ્વભાવથી વિરુદ્ધ, એટલે એમનાં 'વાલને કરુણ ગાન વિશેષ ભાવે' છે છતાં એમણે 'અશ્રુસંયમ' સાધ્યો છે. ને તોય 'સ્મરણ સંહિતા' માં એમના આત્માનાં ડૂસકાં નથી સંભળાતાં ? કલાપીના આત્મોપમ સખા કાન્ત પણ " નિશાઓ ગાળું છું અતિશય ઘણીવાર રડતાં " એવો એકરાર કરી વ્હાલાં આંસુને આવાહન કરે છે; અને એક કાવ્યમાં તો કહે છેઃ—

' વદને બહુ નીર ભરાય, સખે !
તનુ ચેતન માત્ર હરાય, સખે !
જલને પડદે સઘળે નીરખું :
નિરખું નહિં નેહ જરાય, સખે ! '

બીજા એક કવિ 'આવો આવો આંસુ આતમતાપનાં' કહી આંસુને નોતરે છે. આ તો પછીના કવિઓની વાત થઈ, પણ ખુદ નર્મદસિંહે પણ વિષાદ ને રુરુદિષા અનુભવેલી એ આપણે ક્યાં નથી જાણતા ? દુનિયાં વૈરી જોડે નિત્ય રહેતા છતાં ' પણ નવનેજાં આંસુ પાડી રેહું જો ' એમ નર્મદ કહે છે અને કહે છે કે કોઈ ભાઈબંધ પણ આંસુ નથી લુછતા. નર્મદનું 'રૂદનરસિક' કાવ્ય પણ આ સંબંધમાં જોવા જેવું છે. 'વીરમતી નાટક' માં નવલરામ ગુર્જરપતિ સિદ્ધરાજને રૂદ્રમાળની ભાવિ અનિત્યતાના ખ્યાલે ચોધાર આંસુએ રડતો ચીતરે છે. આપણા પંડિત શિરોમણિ સાક્ષર ગોવર્ધનરામનું તો બહું પૂછવું. એની 'સ્નેહમુદ્રા' માં તો રુરુદિષાનું પૂર ઉછળે છે અને 'હાય, હાય'

ને તો એક મંત્રની પ્રતિભા ને પદવી મળી છે. તેમનાં સરસ્વતીચંદ્ર, કુમુદ, અલક, સુંદર આદિ પાત્રોની આંખમાં આંસુ અને ગળે ડૂમો તો ઘણીવાર આવે છે પણ કોઈ કોઈ વિષમ પ્રસંગે તો કુમુદ કે અલક 'ડૂસકો' મૂકે છે, અને નાયકનાયિકાની આંખો અનેકવાર અશ્રુછલછલતી ચિતરાઈ છે. આપણા કૂંળા હૃદયના શુકકવિ રચિત 'બ્હેનનાં આંસુ' પર કાવ્ય લખે છે, અને 'આંસુડાં તો કેસુડાં' છે એવું અશ્રુમીમાંસાનું સૂત્ર ઉચ્ચારે છે. 'આંસુડાના એરા બતાવો, બતાવો કોઈ' એ આર્ત પુકાર પણ આપણા ગુજરાતી કવિનો છે. રા. ધૂમકેતુ એક ડગલું આગળ વધી 'આત્માનાં આંસુ' ની વાર્તા લખે છે. સાહિત્યમાં ને જીવનમાં નિર્બળતા સામે જેને જુગજુગનાં આડવેર છે, અને પ્રતાપ, ગૌરવ તથા તેજસ્વીતા જ જેમને ખપે છે એવા રા. મુનશીની વાતોમાં અશ્રુપૂજા ન જ આવે. છતાં, 'બહારથી પ્રખર સૂર્યશા પ્રતાપ વેરતા છતાં અંતરમાં સહરાના રણ જેવી વેરાન એકલતા અનુભવતા મુંજાલને કોઈ કોઈ પ્રસંગે આંખમાંથી એક કે બે (બસ એટલાં જ, એથી વધુ નહિં, નહિતર એવા પ્રતાપી પુરુષનું ગૌરવ પછી શું રહે!) આંસુનાં બિન્દુઓ ખેરતો એમણે ચિતર્યો છે એ પણ નોંધવા જેવું બીના છે. અને છેક છેલ્લે, ગુજરાતી પોચટતાના શત્રુ, સ્વભાવે ને લખાવે કઠણ એવા ઠાકોરની, નિર્ભયતા અને સત્યપાલનના પાઠ શીખવનાર સાબરમતીના સંતની અને મુંજાલ, કાક, કૌટિલ્ય, મુંજ સરખાં પ્રતાપી પાત્રોના સર્જક મુનશીની અસરથી તેમ જ ટૂંક સમય પર નજરે પ્રત્યક્ષ ખરેલા શૂરજીવનના સંસર્ગથી કલાપીના જેવી અશ્રુપ્રીતિ ઓછી થઈને ચામડી જરા બરડ બની છે. છતાં પણ આપણા ઉગતા અને ઊગી ચૂકેલા જુવાન કવિઓની કૃતિઓમાં પણ ઘણે સ્થળે આવી અશ્રુપૂજા શોધે તેને જડશે તો ખરી.

આમ સાહિત્યમાં આટલી બધી અશ્રુપૂજા થાય છે તેનું કારણ? કવિઓ જરા વધુ સુંવાળા ને કોમળ, ગ્રામ્ય ભાષામાં કહીએ તો રોતલ, હોય છે અને તેથી લાગણીને અતિશયોક્ત કરી લાગણી લડાવવામાં જ આનંદ માને છે એમ કોઈ કહેશે. પણ બીજે પક્ષે, જે કૂવામાં હોય તે જ અવાડામાં આવે એ ન્યાયે જે જીવનમાં ને જગતમાં છે તેનો જ મૂર્તદેહે કલાવતાર સાહિત્યમાં થાય. હર્ષ, શોક, તિરસ્કાર, નિરાશા આદિ ભાવો તો દરેક માનવી અનુભવતો જ હોય છે પણ એ મર્મદારક પ્રસંગોને ને ભાવોને સચોટ કલાથી વ્યક્ત કરવાનું કામ તો કવિઓ ને સાહિત્યકારોનું હોય છે. એટલે એ રીતે જોતાં કવિઓની અશ્રુપૂજા દુનિયાની વાસ્તવિક ઘટનાનો જ સાહિત્યધ્વનિ છે. એનો અર્થ એ થયો કે જગત ખરેખર દુઃખી અને શોકસંતપ્ત છે. એટલું બધું કે તેમાં કારણનું પ્રમાણ વધુ કે રુદનનું એ પ્રશ્નનો જવાબ બીજાની તરફેણમાં આવવાનો. શ્રી. નરસિંહરાવે આથી સાચું જ કહ્યું હશે કે,

" છે માનવીજીવનની ઘટમાળ એવી
દુઃખપ્રધાન, સુખ અલ્પ થકી ભરેલી. "

અને તેથી જ '' લૂછીશ હું જગનાં આંસુ ' એવો નિશ્ચય કરીને પેલો કપિલ-વસ્તુનો રાજકુમાર મધરાતે પત્ની અને ઘર છોડી ચાલી નીકળ્યો હશે ને!

આંસુ કેટલીક વાર તો જરૂરના થઇ પડે છે. આંતરડાં સાફ થતાં ન હોય ને તેમાં વધુ પડતો મળ જામી ગયો હોય તો જેમ રેચ લેવામાં આવે છે, તેમ હૃદયમાં પણ ઘણીવાર માનવીને લલાટે જન્મથી જ લખાયેલી ઘણી ઘણી આધિવ્યાધિઉપાધિઓનો ભાર વધી જાય છે ત્યારે રૂદન અનિવાર્ય થઇ પડે છે. આંસુ પાડવાં એટલે રડવાનું તો ખરું જ, એટલે એ બેનો અવિનાભાવ સંબંધ જાણી આંસુ એટલે રૂદન એવું સાદું સમીકરણ બાંધીને જ આ બે શબ્દોનો વ્યવહાર અત્ર કરવામાં આવ્યો છે તે સ્પષ્ટ કરવાની જરૂર છે. એટલે ગ્રીક કરુણાન્ત નાટકોમાં મૂર્ત યતા '. કેથાર્સીઝ ' ( ઊર્મિવમન ) ના જેવો જ હેતુ ઘણીવાર રડવાથી સરે છે. આઠ આઠ માસના ટાઢતડકાથી થીજેલી ને બળેલીજળેલી પ્રકૃતિ પણ વર્ષામાં ચોધાર આંસુએ રડી લઇ હૈયાનો ભાર ખાલી નથી કરતી ? પેલા અંગ્રેજ મહાકવિએ પણ એક કાવ્યમાં આ જ વસ્તુ બતાવી છેઃ એક સ્ત્રીને તેના મૃત વીરપતિનું શબ જોતાં એવો સજ્જડ આઘાત લાગ્યો કે પત્થરવત્ સ્તબ્ધ બની ગઇ, પણ કોઇ ડાહી બાઇએ તેનાં બાળકને તેના ખોળામાં મૂકતાં વાંત તે ધ્રુસકે ધ્રુસકે રડી ઉઠી. તેને રડતી જોઇને એ બાઇને નિરાંત થઇ કે હવે એ બાઇ જીવશે, કારણ એનું હૈયું હળવું થયું. આપણા ગોવર્ધનરામની બિચારી કુમુદ પણ હૈયે ભાર વધી જાય છે ત્યારે ' ઠુઠવા ' મૂકી વેદના નથી શમાવતી ? કોણ કહેશે ગોવર્ધનરામ કલાકાર નથી ? પણ આમ છતાં ગ્રીક સાહિત્યમાં નિઓબીનાં આંસુ પ્રખ્યાત થયાં છે તેમ આપણે ત્યાં કામદેવ પાછળ રડતી રતિના, પ્રિયપત્નીના મૃત્યુથી ઉકળતી અશ્રુધારા રેલાવતા અજના, તથા વનમાં વલવલતી વૈદર્ભીના વિલાપ છતાં અગત્સ્યને જેમ તેના વાયદા માટે, તેમ કોઇને રૂદન માટે ખાસ પ્રસિદ્ધિ મળી નથી.

પણ આ તો થઇ સાહિત્યની વાત. સાહિત્ય જેનો પડઘો પાડે છે એ જીવનની વાત કરીએ તો આંસુ જોડે જેમને ખૂબ લેણદેણ છે તે તો છે સ્ત્રીઓ. એ ' સુતનુસૃષ્ટિ 'ના દુઃખે દુઃખીઆ ગોવર્ધનરામે " પણ નારીને રોવા વિના નહિં કર્મમાં બીજું કંઇ " એમ જે કહ્યું છે તે સાચી હકીકત છે. ફેર એટલો જ કે ગોવર્ધનરામે એ રૂદનને નારીજાતિનાં દુઃખજનિત મનાવ્યું છે, જ્યારે આપણે દુઃખ ને વેદના સિવાયના પ્રસંગોએ પણ રૂદનકુશળ સ્ત્રીઓને આંસુની ખાસ ઇજારદાર કે સોલ એજન્ટ તરીકે ગણવી જોઇએ. ગમે તે પ્રસંગે, જ્યારે જોઇએ ત્યારે આંખમાંથી આંસુ દોડવવાં એ સ્ત્રીઓને માટે કંઇ મુશ્કેલ કાર્ય નથી. સાસુનણંદના બે બોલ પ્રત્યે રોષ દાખવતી વેળા, ચાર પૈસાની બંગડી લાવી આપવાનું પતિદેવને કહેતી વેળા છોકરાંની તકરાર બાબતમાં પાડોશણ સાથે લાંબા હાથ કરી જીભાજોડી કરતી વખતે, એમનું બધું પરિબળ ખતમ થઇ ગયે છેલ્લો આશરો લેવાય છે આંસુઓનો. નાટકમાં જેમ બધી પ્રસંગપરંપરા ભાવને પુષ્ટ કરતી કરતી અન્તે પરાકાષ્ઠા ( climax ) માં પરિણમે તેમ આંસુ એ સ્ત્રીઓને માટે અનેક પ્રસંગોએ પરાકાષ્ઠા રૂપ જ હોય છે, અને ત્યારે એ ધારી અસર ઉપજાવી વિજય મેળવે છે. એના વાક્પ્રહારો તથા મ્હેણાં બાજી સામે પુરૂષ ટક્કર ઝીલી શકે પણ જ્યારે વાત આંસુ

[ અનુસંધાન પૃ. ૬૭ ]

# કુદરત દર્શન

કિસનસિંહ ચાવડા

પ્રિયભાઈ

હું ગયા અઠવાડિયામાં દાર્જીલીંગ જઈ આવ્યો. અહીંથી અને કલકત્તાથી મિત્રો ના કહેતા હતા કે આ ટાઢમાં જશો તો પાછા નહિ આવો. કારણ ટેમ્પરેચર હતું ૦–૩ અંશે ૨૮. પણ મારા સાથીદાર તીબેટીઅન બૌદ્ધ ભિખ્ખુ જીનારામ બહાદુર માણસ. એણે કહ્યું બરફથી ઢંકાયેલી શ્વેતસુંદર કાંચનજંઘા અને સમાધિસ્થ એવરેસ્ટ જોવાં હોય તો આ જ સમય છે. ઉનાળામાં તો ધુમ્મસ અને વાદળાં એવાં ગાજે છે કે કાંચનજંઘા દેખાતી જ નથી. એટલે અને એટલાં સાધનો સાથે અમે પહોંચ્યા. કલકત્તાથી નીકળ્યા ત્યારે ગાડી ભરેલી હતી પણ સવારે હિમાલયની તળેટી સીલીગુરી પહોંચ્યા ત્યાં તો આખી ગાડીમાં અમે માંડ આઠ દસ જણ. અને ત્યાંથી દાર્જીલીંગની ગાડીમાં તો અમે છ જણ–ચાર અમેરીકન ટુરીસ્ટો અને બે અમે. એ જ અઠવાડિયામાં બરફનો વરસાદ થઈ ગયો હતો એટલે ટાઢ તો ગજબની હતી. સાતેક હજાર ફુટ ઊંચે ચઢયા અને કુરસીયોંગ આવ્યું ત્યાં તો ગરમ પાણીની રબરની કોથળીઓ હૈયે ચાંપવી પડી. ઘુમ આગળ તો એટલું ધુમ્મસ કે સ્ટેશન પણ ન દેખાય; બજાર ન દેખાય, પાંચ ફુટ દૂરની વસ્તુય ન દેખાય. પણ દાર્જીલીંગ પહોંચતાં ધુમ્મસ વિખરાયું; અને સૂર્ય દેખાયો. લગભગ બાર વાગ્યા હતા પણ સૂર્યનો તડકો સવારના સાત વાગ્યા જેટલો કોમળ અને મીઠો હતો. અમે તો સામાન માણસ સાથે મોકલીને સીધા ઓબ્ઝરવેટરી હીલ પર પહોંચ્યા અને હજી તો ડોકિયું કરી કાંચનજંઘા જોઈ. મારા સાથીદારે કહ્યું કે જો સૂર્ય રહેશે તો તો સૂર્યાસ્ત સુધીમાં આખી કાંચનજંઘાની ગિરિમાળા સ્પષ્ટ થઈ જશે. અને સાચે જ સૂર્યાસ્ત સુધીમાં આખી કાંચનજંઘા દેખાઈ. શું એ દૃશ્ય હતું ! પ્રકાશના કિરણો બરફ પર પછડાઈ પછડાઈને રંગોની પીચકારીઓ મારતાં હતાં. તમે પલક મારો ત્યાં નવું રંગવિધાન, નવી તેજરમત ! માણસની દૃષ્ટિ કેટલું જુએ ! ક્યાં ભરે ભર્યું ! સૌન્દર્યના ફુવારા સતત ઉડયા જ કરે ઉડયા જ કરે ! નિઃસર્ગના સૌન્દર્યની આ અપૂર્વ ઉજાણી જીવનમાં પહેલીવાર માણીને હું તો ધન્ય થઈ ગયો.

ધીરે ધીરે સૂર્યાસ્ત થયો. કેટલીક ટેકરીઓ પર હજી ધૂપછાંયની રમત ચાલતી હતી. ધીરે ધીરે અંધકારે ઘન બનવાનાં વલખાં મારવા માંડયાં પણ ચન્દ્રનાં કિરણો એની સઘનતાને પળે પળે વિખેરી દેતાં. સંધ્યા નમી ગઈ ત્યારે આખી ગિરિમાળા શાંત બની ગઈ. માણસો, અને પશુપક્ષીઓ પણ મૌનના સાગરમાં સમાઈ ગયાં. વનરૈતી પણ જંપી ગઈ એમ લાગતું હતું કે જાણે આકાશના છત્ર નીચે અનંતતાની ગોદમાં પ્રકૃતિ ચાંદનીની શ્વેત ચાદર ઓઢીને સૂતી છે.

જેમ જેમ રાત વીતતી ગઈ તેમ તેમ આકાશ વધારે સ્વચ્છ બનતું ગયું. ચન્દ્રનું તેજ વધારે નિર્મળ બનીને વિસ્તર્યું અને વાતાવરણ શાંત બની ગયું. બીજી સંવેદના જન્મી. કાંચનજંઘાનું ઊંચું શિખર શાંત તેજે વિલસી રહ્યું હતું. રાત્રિની આ નીરવ શાંતિમાં. વિસ્મયભર્યાં નેત્રે અને આતુર અંતરે પ્રકૃતિ જીવનપાનાર્થે ગયેલા

પુરુષની રાહ જોતી બેઠી છે. મધરાત વીતી પણ અનિમેષ નયને ! અહીં તો ઉગતું એટલે ગુમાવવું. બે વાગ્યા. ટાઇગર હીલ જે દાર્જીલીંગથી આઠ માઇલ દૂર છે ત્યાં પહોંચીને સૂર્યોદય જોવો હોય તો બે વાગે ઘોડા પર નીકળવું જોઇએ. હતાં એટલાં સાધનો લીધાં, ગરમ કપડાં પહેર્યાં, ગરમ પાણીની કોથળીઓ છાતીએ દાબી, ઉપરથી માથુ ઢંકાય એમ એક જાડું ગરમ પટું ઓઢયું, બ્રેન્ડીના બે પેગ પીધા અને ચાલ્યા બે ભૂતિયાયોની સાથે. ચઢઉતર આકરી એટલે અંધારામાં ઘોડાઓ ખૂબ ધીરે ચાલે. ઠંડી ગજબની હતી. મને લાગ્યું કે મારૂં નાક જ નથી. શ્વાસની મુશ્કેલી પડે. હાથ બહાર કઢાય નહિ. મારા સાથીદારે ઉતરીને મને ઉતાર્યો; મોઢે અને નાકે ગરમ પાણીની કોથળી ફેરવી ત્યારે જીવમાં જીવ આવ્યો,

ધીરે ધીરે અંધકાર ઓસરતો ગયો, ચન્દ્રનો પ્રકાશ આછો આછો થઇને મંદ થઇ ગયો. પૂર્વની ક્ષિતિજ પર રંગોળી પુરાવા માંડી. પહેલાં તો એક લાંબી લાલ રંગની રેખા અંકાઇ ગઇ પછી ધીરેથી એના ઉપર પીળા અને સોનેરી રંગો ઉપસી આવ્યા. અને આ રંગો પહેલાં ટેકરીઓ ઉપર અને પછી શાંત ખીણોમાં છંટાયા. પક્ષીઓ જાગી ઉઠવાં વૃક્ષો સચેતન થઇ ગયાં અને લાખ્ખો વનસ્પતિની મંજરીઓમાંથી બનાવેલું ઉત્તરીય ફરકાવતા માતરિશ્વા આવ્યા. પૂર્વની ક્ષિતિજ પર લાલરંગની રેખા પહોળી થઇ અને ઘન બનતી ગઇ. આકાશની ઓસરીએથી સવિતાનારાયણે આંખો જરા ઉંચી કરીને પૃથ્વી પર પહેલો દૃષ્ટિપાત કર્યો. સમસ્ત પૃથ્વી પ્રકાશમાન બની ગઇ. કિરણોને ઝબકાવ્યા વિના જ એમણે પૂર્વપ્રાંગણ વટાવ્યું. માત્ર પ્રકાશનો બનેલો ગોળાકાર ધીરે ધીરે ઉંચે ચઢતો હતો અને તેજસ્વી બનતો હતો. અકસ્માત એક તેજરમત રમાઇ ગઇ અને કિરણો ઝળકી ઉઠયાં. સમાધિસ્થ શિવ બેઠા હોય તેમ શાંત ગંભીર એવરેસ્ટ દેખાયું. નિસ્સીમ વ્યોમમાં, મહાશૂન્યમાં અને આ ચિરસમાધિમાં કંઇ જ ટીકા સમસ્યાનું નિદાન શોધવા આ નગાધિરાજ બેઠા છે !

નીચે દાર્જીલીંગ ઉતરીને આવ્યા ત્યાં તો કાંચનજંઘાની આખી ગિરિમાળા તેજથી લિંપાઇ ગઇ હતી. નિઃસર્ગમાં આ ભવ્યતા, સૌન્દર્ય અને લાલિત્ય એ ત્રિવેણી સંગમ માણીને માનવી મૂગો બની જાય છે. દૃષ્ટિને દંગ અને વાચાને મૂગી

પહેલે દિવસે બપોરે પહોંચ્યાં ત્યારે વાદળાંના અંચળમાંથી ડોકિયું કરીને કાંચનજંઘાએ અમને આનંદના રોમાંચની ભેટ કરી હતી. બીજે દિવસે ત્રણ વાગે નીકળ્યા ત્યારે વાદળાંનો બુરખો ઓઢીને એણે અમને આશ્ચર્યમૂઢ બનાવી દીધા. સૂર્ય પણ સંતાઇ ગયો. ઘર જેવી અમારી નાની ગાડી ચાલી. ચાલીને થોડે જઇને રોકાઇ ગઇ; ધુમ્મસ વરસવા માંડયું. દોઢેક કલાકમાં ધુમ્મસ વિખરાયું, વાદળાં સરકી ગયાં, સૂર્ય દેખાયો અને એની કિરણાવલિના ઝબકારમાં ફરીથી એકવાર ડોકિયું કરીને કાંચનજંઘાએ અમને આનંદનાં રોમાંચ કરાવ્યાં.

રાત્રે આઠ વાગે તળેટીમાં શીલીગુરી પહોંચ્યા ત્યારે લાગ્યું કે આપણે આપણા દેશમાં છીએ. આપણી ભૂમિ ઉપર જ છીએ. હમણાં પુરું થયું એ તો માત્ર સત્તાવીસ કલાકનું સપનું હતું !

તમે સૌ આનંદમાં હશો. ત્યાંના નવીન લખશો. સૌ મિત્રોને સંભારશો.

# કલા અને જીવન

રમણીક મહેતા

સૌન્દર્યની અભિલાષા કોને નથી ? સુંદર બાળકને જોઈ આપણું મન શું હર્ષ પામતું નથી ? સુંદર ફૂલોને ચૂંટી તેને યથાવિધ ટેબલ ઉપર રાખવામાં કે ગુચ્છ બનાવવામાં આનંદ નથી આવતો ? જો કોઈની પાસે વિપુલ દ્રવ્ય હોય તો તેને ખરચી એક સુંદર મકાન બાંધવાની ઈચ્છા થતી નથી ? સુંદર અલંકાર સુંદર વસ્ત્રાભૂષણ, સુંદર શય્યા કોને નથી ગમતાં ? અર્થાત્ સૌન્દર્યનો અનુરાગ પ્રત્યેકને હોય છે, તે પછી ન્હાનો હો કે મ્હોટો. દરેકને સૌન્દર્યનો અનુરાગ હોય એમાં નવાઈ નથી, કારણ કે જીવનના જીવન સ્વરૂપે જે છે, તે સ્વયમ્ સૌન્દર્યમય–સૌન્દર્યરૂપ છે. આ જ કારણથી, પ્રત્યેક વ્યક્તિ સ્વયંસ્ફુર્તિથી કોઈ અજ્ઞાત નિયમાનુસાર સૌન્દર્યની પિપાસુ હોય છે અને સૌન્દર્ય અન્વેષણ કરી તે આત્મતૃપ્તિ અનુભવે છે.

આ વિશ્વમાં સ્થળે સ્થળે અને પળે પળે સૌન્દર્ય નજરે પડે છે. કલકલ નિનાદ સરિતાના વક્ર વહનમાં, ઉદધિના ગંભીર ગાનમાં, ચંદ્રિકાની રજતધારામાં, વનાન્તશોભી સન્ધ્યાના મનોહર રંગોમાં, નિસ્તબ્ધ વનમાં, તરતનુ જડિત વૃક્ષ પલ્લવના કંપનમાં, મેઘાચ્છન્ન આકાશમાં, દામિનીના ચમકારમાં, નવપ્રસ્ફુટિત ગુલાબની કળીમાં, વર્ષા વિધૌત સરપદ કળીના સુવર્ણ રંગમાં, બાળકના હાસ્યમાં, કોકિલના કૂજનમાં, મત્તમયૂરના ઘન-મગ્ન નૃત્યમાં, ક્ષણ ક્ષણમાં પરિવર્તન પામતા હિમાદ્રિના હૈમ શૃંગમાં, કિશોરીના કેશકલાપમાં કોઈને સદાબહાર તાનમાં, તો મારા જેવાને સિતારની મનમોહક મીંડમાં, કોઈને વિન્યસ્ત કેશમાં તો કોઈને 'બોબ્ડહેર'માં સૌન્દર્ય અનુભૂત થાય છે. સૌન્દર્યનો આરો નથી. કહે છે કે બ્રહ્માનંદની સૌન્દર્યમોજ માણવા માટે યોગીજનો વર્ષોના વર્ષો સુધી સમાધિસ્થ રહે છે.

'સુંદર' શબ્દનો પ્રયોગ આપણે વ્યવહારમાં વારંવાર કરીએ છીએ. પણ સુંદર એટલે શું ? 'સુંદર કફની' અહીં કફની પહેરનારને સૌન્દર્યનાં તત્વો અલગ કરવા કહીએ તો તે ભાગ્યે જ તેમ કરી શકશે. સુંદર અશ્વ વા સુંદર ગાય એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે આપણા મનમાં શું હોય છે ? અહીં 'સુન્દર' શબ્દ સાપેક્ષ છે કે નહિ ? આપણે અન્યની સરખામણીમાં તેને સુંદર કહીએ છીએ કે તેની ઉપયોગિતાનો ખ્યાલ આપણા મનમાં હોય છે ? વારુ 'સુંદર યુવતી' અહીં સૌન્દર્ય તેની આંખોમાં, તેના કેશકલાપમાં, ચરણના અતિભંગમાં, કે પ્રમાણબદ્ધ અવયવોમાં છે ? હરિહિત સમ્પ્રદાયના અનુયાયીઓ શ્રી રાધાને સૌન્દર્યનો આકાર માને છે. તે સમ્પ્રદાયનો એક રસિક કવિ રાધાના સૌન્દર્ય પરત્વે કહે છે :—

---

તા. ૧૮–૮–૩૪ના રોજ સંસદ વ્યાખ્યાનમાળા અંગે આપેલું વ્યાખ્યાન

सा भ्रूनर्त्तनचातुरी निरुपमा सा चारुनेत्राञ्चलेवा ।
रूपं शारदचन्द्रकोटिवदने धम्मिल्ल मल्लीस्रजाम् ॥

'સૌન્દર્યરૂપે પરબ્રહ્મને સાક્ષાત્કાર કરવાની શિક્ષા આપનાર આચાર્ય ચૂડામણિ-શંકર ભગવતીના ચરણગતિ પરત્વે કહે છે કે :—

'રૂકુ હંસી જોડું નવલ નવલી ચાલ શીખવા
કદિ છોડે તારા પદ ચરણને એક ક્ષણ ના.'

ભગવતીના ચરણની ગતિમાંથી નૃત્યની સામગ્રી શોધતી અપ્સરાઓ અને હંસનું જોડું તે નિરખવાને આવી રહે છે.

ઇરાનના મશહૂર સાયર હાફિઝ પોતાની પ્રિયતમાના કપોલ ભાગ પર સ્થિત તલમાં જ અનેરૂં સૌન્દર્ય સુંદર શબ્દોમાં વખાણે છે. એક ઉર્દુ કવિ તન્વાંગીના કપોલ-પ્રદેશની કોમળતા પરત્વે કહે છે કે :—

'ક્યા નજાકત હય કિ આરિજ ઉન્કે નીલે પડ ગયે
હમને તો બોસા લીયાથા ખ્વાબમેં તશવીહકા.

મ્હને તો આ પંકિત લખનાર કવિ કરતાં જાદુગર વધારે લાગે છે; કારણ કે સ્વપ્નમાં અને તે પણ છબીનું ચુમ્બન લેવાથી પ્રિયતમાના ગાલપર નીલ દાગ પડે એ નવાઇ છે. અસ્તુ.

મનુષ્ય શરીરમાં સૌન્દર્ય નથી એમતો નહિ કહી શકાય. પ્રતિસૃષ્ટિ રચવાનું સામર્થ્ય ધરાવનાર મહર્ષિ વિશ્વામિત્રની તપશ્ચર્યા દેવોને ભયભીત કરે અને ઇંદ્રના ઇંદ્રાસનને ડોલાવે એવી ઉગ્ર હતી, પણ આ ઉગ્ર તપશ્ચર્યાને ડોલાવે તેવું શું રૂપરાશિ મેનકાનું સૌન્દર્ય ન હતું ! Helen of Tray ને માટે પ્રજા પ્રજા વચ્ચે શું પ્રચંડ યુદ્ધ જાગ્યાં ન હતાં ? દશાનનના વૈભવને ખાખમાં મેળવનાર અને રામાયણની ઉત્પત્તિનું કારણ સીતાનું સૌંદર્ય કયમ ન લેખાય ! કૃષ્ણાના અનુપમ સૌન્દર્યના સૌન્દર્ય કીચક જેવા વીરને પણ તેની સાન વિસરાવી નહતી !

આપણે કહ્યું કે સુંદર અશ્વ અહીં અશ્વનું સૌન્દર્ય તેની ચપળતા, વેગવાન ગતિ, બાહ્યાકાર, કેશાવળી વગેરેને લઇને તે સુંદર ભાસે છે કે તેની પ્રમાણબદ્ધતા અવયવોની પ્રમાણબદ્ધતાને લીધે ? 'સુંદર' વાંદરો એમ જો કોઇ, કહે તો કદ્રુપતાનો પણ સૌન્દર્યનાં સમાવેશ થાય છે ખરો ? આપણે એક સુંદર ચિત્ર લઇએ. ચિત્રકારે મનોહર દશ્ય આકર્યું છે. રંગની જમાવટ નયનરંજક છે. વસ્તુનિર્માણ રૂચિરતાથી સાધ્યું છે. પ્રમાણબદ્ધતા સારી રીતે સાધી છે. આ ચિત્ર આ સર્વને લઇને સુંદર ભાસે છે કે, સૌન્દર્ય તેની પ્રમાણબદ્ધતા છે ? સર્વ કોઇ કહેશે કે તાજમહેલ સ્થાપત્યની એક અનન્ય સુંદર કૃતિ છે. એ સર્વ કોઇ કબુલ કરે છે. તાજમહેલને જોતાં આપણને જે સૌન્દર્ય અનુભૂત થાય છે તે તેની પ્રમાણબદ્ધતાને લઇને કે તેના અંગ પ્રત્યે રૂચિ છે ? જો પ્રમાણબદ્ધતામાં જ સૌન્દર્ય હોય તો એક વસ્તુની પ્રમાણવદ્ધતાના નિયમથી બીજી અન્ય વસ્તુની સુન્દરતા માપી શકાય કે નહિ ? 'સુંદર અશ્વ' અને સુંદર મહિષી', વા સુન્દર ટેબલ અને 'સુન્દર ખુરશી' જે

[ અનુસંધાન પૃ. ૭૮ ]

# વિજેત્રી

સનાતન બુચ

## નાટિકાનાં પાત્રો

મનોહરલાલ : એક શિક્ષિત ને ધનિક ગૃહસ્થ.
વિમલા : : : હેની પત્ની.
સરિતા : : : બન્નેની મિત્ર.
: નોકર :

## પ્રવેશ પહેલો:

સ્થલ : મનોહરના બંગલાનો બેઠકનો ખંડ : સમય : બપોરના ચાર.

[ ખંડમાં સુઘડતાથી રાચરચીલું ગોઠવેલું છે. ભાવસભર અભિષ્ટ પદ્ધતિની રાખેલી છે. વચ્ચે ગોળ ટેબલ પર સામ સામે બેસીને વિમલા અને સરિતા કેરમની રમત રમે છે. બન્ને સાદા પોશાકમાં છે, ને ઉમરે આશરે સરખાં છે. સરિતાને અંબોડો નથી પણ પાશ્ચાત્ય પદ્ધતિએ એના વાળ ગળાના નીચે કાપી નાંખેલા છે. ( બૉબ્ડ કરેલા છે ) એની ટાપટીપ વધારે આકર્ષક છે ને ઊંચી અભિરુચિ દર્શાવે છે. ]

સરિતા : ( સ્ટ્રાયકર તાકતી ) આ જો, એક સાથે બે ( મારે છે ) અરે, એક જ ગઈ ! એમ—!

વિમલા : એમ કંઈ બે એક સાથે લેવી રસ્તામાં નથી પડી, સમજી ને !

સરિતા : ( રમતમાં એકચિત્ત બની, સ્ટ્રાયકરને આંગળીઓમાં રમાડતી ) એમ છે, કેમ ! ઠીક, ત્યારે—ત્યારે ( તાકે છે ) હવે તો જોઈ જ લે. આ ગઈ—ને " રેડ ગેમ. " ( ખુરશી પરથી ઉઠી ) બસ ! હવે રાજી કે નહિ ! હવે તો હું ત્હારી ઉપર જીતી કે નહિ !

વિમલા : ( સોગઠીઓ એકઠી કરતી ) હા, એમાં હવે ના ના કહેવાય ! ત્હારે તો હજી બધું જીતવાનું જ છે ને ! અમારે તો હવે અમે બધું જીતી લીધું.

[ સરિતા જમણી બાજુના ખુણામાં પડેલી એક આરામ ખુરશીમાં જઈ બેસે છે.

સરિતા : પણ, જીવનમાં રમત જીતવામાં ક્યાં એની ધન્યતા સમાઈ જાય છે ! ( ખુરશીમાં આરામથી પડી, છત તરફ જોતી ) જીતેલું જાળવી રાખવું એમાં જ જીવનનો સાચો વિજય છે.

વિમલા : ઠીક, ચાલ, હવે બીજી રમત શરૂ કરવી છે !

સરિતા : ના, હવે જરા ચાનો કરીએ. રમી રમીને હવે તો કંટાળી.

વિમલા : કે જીતેલું ગુમાવવાની બીક લાગી !

સરિતા : ત્યારે ના; એમ તો હું તારાથી બીઉં એમ ક્યાં છું ! (ખુરશી પરથી બેઠી થઈ) ત્હારા મનમાં રહી જતું હોય તો હું કહું એટલીવાર આપણે

રમવું ને દરેક દાવમાં ત્હને મ્હારે હરાવવી. એક પણ દાવમાં તું મ્હને હરાવે તો મ્હારે તું કહે તેમ કરવું. ચાલ, છે કબૂલ ?

**વિમલા** : ના, ના; હવે આપણે જરા બેસીએ. પછી જરા નાસ્તો લઇશું. ( ઉઠતી ) વળી, ત્હારૂં જીતેલું જાય તો !

**સરિતા** : ( પાછી આરામથી પડતી ) ત્હોયે શું ?

[ વિમલા ગોળ ટેબલની એક બાજુ હાથ મૂકે છે ને નીચે બટન દાબે છે. અંદર જરા દૂર એક ઘંટડી વાગ્યાનો અવાજ થાય છે. જરા વારે એક નોકર પ્રવેશ કરે છે. ]

**વિમલા** : આ બોર્ડ અંદર મૂકી ને મહારાજને કહે કે બે પ્યાલા કોકો ને સવારે વટાણા આવ્યા છે તેની કચોરી જલદી બનાવે.

**નોકર** : જી, બાઇ સાહેબ !

[ જવા વળે છે. ]

**વિમલા** : અને જો, સરિતા બહેન આજે રાત્રે અહીં જમશે એમ પણ એને કહી દેજે.

**નોકર** : } (એકી સાથે) { જી. કહું છું.
**સરિતા** : } { ના, ના, વિમલા, આજ હું નહિ આવું.

**વિમલા** : ( નોકરને ) તું ત્હારે મ્હેં કહ્યું એમ કર.

**નોકર** : જી.

[ જાય છે. ]

**સરિતા** : આજ મ્હારે જરૂરી કામ છે. હું સાચું કહું છું હો. મારાથી આજે નહિ અવાય.

**વિમલા** : કામ હોય તો જમીને તરત ચાલી જજે પણ ત્હારે આવ્યા વિના નહિ ચાલે. અને એ વિષે વધુ મ્હારે કશું સાંભળવું યે નથી.

[ સરિતાની સામે પડેલી ખુરશી પર જઇને બેસે છે. ]

**સરિતા** : સારૂં ત્યારે; જેવી ત્હારી મરજી !

[ બન્નેનું ક્ષણિક મૌન ]

**વિમલા** : ( થોડી વારે ) સરિતા !

**સરિતા** : ( પડયે પડયે ) કેમ ?

**વિમલા** : મ્હને ઘણીવાર એમ થાય છે કે ગયે ભવ આપણે બહુ જ નિકટનાં સગાં હોઇશું.

**સરિતા** : એમ શાથી લાગે છે ?

**વિમલા** : તે વિના આટલી લેણાદેવી આપણી વચ્ચે ક્યાંથી જાગે ? હજી એક વરસ પહેલાં તો ત્હને હું ઓળખતી યે ન્હોતી; અરે, ત્હને જોઇ પણ ન્હોતી ને આજ આપણો એક બીજાને તુંકારાથી બોલાવવા જેટલો પરિચય થઇ ગયો છે ! એમાં કંઇક પણ પૂર્વ જન્મનું રહસ્ય નહિં હોય ? હું તો પૂર્વ જન્મના ઋણાનુબન્ધમાં બહુ શ્રદ્ધા રાખું છું.

સરિતા : માણસ માત્ર પોતાની માન્યતાઓ પોતાની આસપાસની અનુકૂળતાઓ પ્રમાણે રચે છે. ચોર ને લૂંટારાઓ પણ એવી માન્યતા રાખતા હોય છે કે એમને ચોરી ને લૂંટથી મળતો માલ એ તો ગયા ભવના એમના લેણાની વસૂલાત છે. અને એ જ પ્રમાણે એમની ઇશ્વરભક્તિ એવી હોય છે કે એ બધા પૂર્ણ શ્રદ્ધાથી માનતા હોય છે કે એમને મળતી માલમત્તા તે કેવળ ઇશ્વરની કૃપાનું પરિણામ છે. હું તો એવી પૂર્વ જન્મના ઋણાનુબન્ધની માન્યતામાં રજ પણ વિશ્વાસ નથી રાખતી.

વિમલા : પણ ત્હને નથી લાગતું કે એ માન્યતા કંઈ છેક કાઢી નાંખવા જેવી નથી?

સરિતા : ( ખુરશીમાં બેઠી થઇ ) ત્યારે હું ત્હને એક પ્રશ્ન પૂછું. આપણે ત્યાં પૂર્વ જન્મના સંબંધની મોટી પ્રબલ માન્યતા લગ્નના વિષયની છે. આપણે ત્યાં એમ મનાય છે કે પૂર્વ જન્મના ઋણને લીધે જ સ્ત્રીપુરુષ પતિપત્ની બને છે. એમાં કશું તથ્ય છે એમ ત્હને લાગે છે?

વિમલા : એમાં તથ્ય! તું કોઇ પણ લગ્ન જો. એમાં ક્યાંનો પુરુષ તો ક્યાંની સ્ત્રી હશે અને પૂર્વ જન્મના ઋણાનુબન્ધ સિવાય એમનો એટલો નિકટનો સંબંધ બંધાવાનું ત્હને બીજું કશું જ કારણ નહિં દેખાય.

સરિતા : અને જે પત્નીઓને જીવનભરની કલેશની ભઠ્ઠીમાં શેકાવું પડે છે ને પતિનો એક મીઠો શબ્દ પણ સાંભળવા નથી મળતો એમનું શું? એમનો ઋણાનુબન્ધ પરણ્યાંની સાથે પૂરો થતો હશે!

વિમલા : એ તો લેણાદેણીની વાત છે. સંબંધ બંધાય પણ એ મીઠો રહે કે સંતાપજનક થાય એ તો બન્નેની લેણાદેણી પ્રમાણે થાય.

સરિતા : શાની લેણાદેણી ને ક્યાંનો ઋણાનુબન્ધ! એ તો બધી પોતાને ફાવતી ગમતી સગવડી માન્યતાઓ છે. શ્રીમંત માણસો ઘેર દેવ રાખે ને નિત્ય પૂજા કરે એટલે માને કે એમની સંપત્તિ તો એ ભક્તિનું ફળ છે. ને ગરીબ એમ કરે તો એ ગરીબ જ રહે ને ગરીબીમાંથી જરા યે ઊંચો આવતો નથી.

[ આરામથી પાછી ખુરશીમાં પડે છે. ]

આવી બધી માન્યતાઓ! ત્હને ત્હારો મનગમતો સાથી મળી ગયો છે એટલે ત્હારી માન્યતા આવી બને એમાં મ્હને નવાઇ જેવું નથી લાગતું.

વિમલા : એ તો સાચું હો, સરિતા! મ્હારે પોતાને વિષે જો સાચું જ કહી દઉં તો એમ જ બન્યું છે. ત્હેમાં યે વળી તું જ કહે કે બીજીનો થઇ ગયેલો જ્યારે પોતાનો જીવનસાથી બને ત્યારે મ્હારે તો એમ જ માનવું ને કે એ ચોખ્ખે ચોખ્ખું ઋણાનુબન્ધનું પરિણામ છે!

સરિતા : ( ખુરશીમાં એકદમ બેઠી થઈ, આશ્ચર્યથી ) એટલે? તું શું કહે છે! 'બીજીનો થઇ ગયેલો' એટલે તું શું કહેવા માગે છે? મનોહરલાલ— ( અચકાઇ ) બીજવર છે?

વિમલા : હા ને ના. બીજી પત્ની પરણે એને બીજવર કહેવાય તો હા. અને પહેલી પત્નીના મૃત્યુ પછી પરણે એને બીજવર કહેવાય તો ના.

સરિતા : ( અચંબાથી ) અરે ! વિમળા ! આ તો નવી જ વાત તું કહે છે ! આજ સુધી આ વાત તો કોઇ દિવસ ત્હેં મ્હને જણાવી પણ નથી !

વિમલા : તો આજ કહું છું ને. એ છે તો મ્હારા જીવનની ગુપ્ત કથા પણ ત્હારા આટલા પરિચય પછી હવે એ ત્હારાથી ગુપ્ત ન રખાય એમ મ્હને લાગે છે.

સરિતા : પણ, ત્યારે ત્હારે શોક્ય છે ? એને તો કોઇ દિવસ અહીં મ્હેં જોઇ જ નહિં !

વિમલા : સાંભળ; મ્હારે શોક્ય છે ખરી પણ એ એને પિયર રહે છે કે કોણ જાણે ક્યાં યે હશે એ હું કશું જ નથી જાણતી. આઠ વર્ષ ઉપર જે ગઇ છે તે પછી એના કશા યે સમાચાર નથી. ચારેક વર્ષ પહેલાં ઉડતા સમાચાર હતા કે એ પરદેશમાં સફરે ગઇ છે. તે સિવાય પછી કશું જ જાણવામાં નથી આવ્યું.

સરિતા : એ તો ઠીક, પણ ત્હારૂં લગ્ન કેવી રીતે થઇ શક્યું એ તો કહે—જો વધિા ન હોય તો હો.

વિમલા : બધું કહું છું. પણ ટુંકામાં જ કહી નાખીશ હો. જો, હું ઇન્ટરમાં આવી ત્યારે એ સીનિયર બી. એ માં હતા ને તે વખતે અમારો પરિચય કૈં અચાનક જ થયો ને વધ્યો. અને એ જ વર્ષમાં એમનું લગ્ન યમુના નામની એક શ્રીમંતની છોકરી સાથે થયું—

સરિતા : અને ત્હારા મત પ્રમાણે એમની વચ્ચે ઋણાનુબન્ધ નહિં હોય, ખરૂંને !

વિમલા : એ તો તરત એ લગ્ન થયા પછી એક જ વર્ષમાં એમને દીવા જેવું જણાઇ ગયું કે એ લગ્ન એ એમનાં મોટેરાંની ભૂલ હતી. એમને ને યમુનાને કશો મેળ બેસે એમ જણાયું નહિં. એમાં એમને ક્યાંય પ્રેમ જણાયો નહિં. એમને થયું કે એવા પ્રેમ વિનાના યમુના સાથેના સહવાસથી જીવનમાં કશો રસ નહિં મળે. અન્તે, એમણે જીવનની એ યાતનામાંથી બચવાને માટે મ્હારી સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. એક દિવસે રીતસર લગ્નથી પણ અમે જોડાયાં.

સરિતા : પણ એમાં કોઇનો વિરોધ ન થયો ! મોટેરાંએ ત્હમને સંમતિ શી રીતે આપી !

વિમલા : સાંભળ તો ખરી. મોટેરાં સંમતિ શું આપતાં'તાં ? અરે, ત્યારે જે ખળભળાટ મચી ગયો હ્તેની તો ત્હને યે કદાચ ખબર હોવી જોઇએ. અમારૂં લગ્ન એ તો તે વખતે ઘેરઘેર ને સ્થળે સ્થળે ચર્ચાતો વિષય બની ગયું હતું.

સરિતા : ત્યારે કદાચ હું પૅરિસમાં હોઇશ કે યુરોપમાં મુસાફરી કરતી હોઇશ. આઠેક વર્ષ પર મ્હારા કાકાને હું ત્યાં પાંચ છ માસ રહેવા ગઇ હતી ને પછી યુરોપની મુસાફરી કરી હતી એટલે અહીંના સમાચાર મ્હને મળ્યા નહિ હોય. ને હું દેશના સમાચારમાં રસ પણ બહુ ન્હોતી લેતી.

વિમલા : તો એમ હશે. નહિં તો ત્હને ખબર પડ્યા વિના ન રહે. ત્યારે વિરોધ થયેલો એની કેટલી વાત કહું ! મોટા મોટા સમાજના સુધારકો હોવાનો દાવો કરનાર પણ આવા હિંમતભર્યા કાર્ય માટે ધન્યવાદ આપવાને બદલે અમારો તિરસ્કાર કરવા લાગ્યા. અમે એ બધું આગળથી જ કલ્પી લીધું હતું ને તેથી અમે અમારા કર્તવ્યની ખૂબ ઉંડી મીમાંસા કરી હતી. અમારાં મંતવ્યોનું મંથન કરી નાંખ્યું હતું ને છેવટે અમને જણાયું હતું કે નવી સુધારણા કરતી વખતે એમ જ પ્રજાનો વિરોધ થવાનો. અને બીજું, અમને એક મોટું સત્ય સમજાયું કે પ્રેમની આગળ જગતનું તર્કશાસ્ત્ર ટકી જ ન શકે. અમે ધારેલું જ કે બધો વિરોધ ધીમે ધીમે શમી જવાનો. જગતના મહાન સુધારકો, ધર્મપ્રવર્તકો, યુગસર્જકો ને પયગંબરોને એવો જ વિરોધ સહન કરવો પડેલો ને અન્તે તેઓ જ સાચા ઠરેલા. એની સાક્ષી ઇતિહાસ પૂરે જ છે. એટલે અમે પણ સમાજનાં શહીદ બન્યાં. એ વાતને આજ આઠ વર્ષ પણ થઇ ગયાં ને પછી તો અમારાં જેવાં અસંખ્ય લગ્નો થતાં આવ્યાં છે. અમને તો ખાત્રી થઇ ચૂકી છે કે અમે જે હિંમત કરી હતી અતિશય જરૂર હતી. સમાજના સીતમથી કેટલી યે દબાઇ રહેલી વ્યક્તિઓને અમારા દાખલાથી અમે માર્ગદર્શન આપ્યું છે. તું જ કહે કે અમે બન્ને લગ્નથી ન જોડાયાં હોત તો અમારું પ્રેમવિહોણું જીવન કેટલું ત્રાસદાયક ને અસહ્ય થઇ જાત !

સરિતા : એ તો ઠીક, પણ ત્હારી શોક્યનું શું કર્યું !

વિમલા : હા; એનો વિચાર અમે કર્યો હતો જ. એને માટે દરેક પ્રકારની સગવડ કરી આપવાની એમણે તૈયારી બતાવી પણ એ તો શ્રીમન્તની છોકરી એટલે કશાનો સ્વીકાર ન કરતાં ચાલી ગઇ. અને એક વાત ત્હને પૂછું કે એક જ વસ્તુથી બે માણસો દુઃખી થતાં હોય અને બીજાં બે સુખી થતાં હોય તો તું શું પસંદ કરે !

સરિતા : ( સમજી ન હોય તેમ ) શું ! શું ! ફરીથી કહે. હું બરાબર સમજી નહિં.

વિમલા : જો. મ્હેં કહ્યું ને કે યમુના સાથે એમનો કદી જ મેળ બેસે એમ ન્હોતું. એટલે એની સાથે જ જીવન ગાળવું એ અમારે બન્નેને માટે દુઃખ વ્હોરી લેવા જેવું હતું. કારણ કે એમાં એ દુઃખી થાય ને હું યે થાઉં. સિવાય યમુનાને સુખ ન મળે તે જુદું. એના કરતાં અમે લગ્ન કરીએ તો ફક્ત યમુના જ દુઃખી હોય તે જરા વધારે દુઃખી થાય. આમ વિચાર કરીને અમે પગલું લીધેલું, ને આજ આનંદથી જોઇએ છીએ કે સમાજ સુધારાની એક નવી જ દિશા શોધી આપી છે—

સરિતા : અને તે માટે ત્હને કેટલો ધન્યવાદ આપું ! વિમલા ! ત્હેં મ્હને પણ

એક દિશા બતાવી છે. અહા ! ( ખુરશીમાં આરામથી પડતી ) કેવી આનંદની વાત ? મ્હારી કેટલા સમયની ગૂંચ ઉકલી ગઇ !

( તિલંગ : ત્રિતાલ )

છલક છલક ઉર થાય !
હર્ષે છલક છલક ઉર થાય !
વણઉકલી મુજ ગૂંચ હૃદયની
રોજ રોજ ગૂંચવાય;
એક ગૂંચ બેસી છોડું ત્યાં,
બીજી ઝટ અટવાય—૧
ઉકેલનો નવ મંત્ર જડયો હા !
નૂતન બલ પ્રેરાય !
નવી દિશા જીવનમાં પ્રગટી,
અદીઠ માર્ગ જણાય !—૨
હૈયું છલક છલક ઉભરાય !

[ ખુરશીમાંથી ઉઠી વિમલા પાસે જાય છે. ]

વિમલા ! ત્હારી આજની વાતમાં મ્હને આજ આટલો રસ શાથી પડયો તે તું જાણે છે ?

**વિમલા** : ( કૈક ઝાંખી પડી ) ના; ત્હને કૈંક વધારે પડતો આનંદ થયો છે એટલું તો હું જોઉં છું.

**સરિતા** : એમાં વ્હેમાય છે શાની ? ત્હારે માટે કોઇ અશિષ્ટ વિચાર આવવાંથી મ્હને આનંદ નથી પડયો કે ત્હારી ગુપ્ત વાત જાણવામાં યે મ્હને રસ નથી પડયો.

**વિમલા** : ત્યારે આટલી આનંદમાં કેમ આવી ગઇ ?

[ સરિતા એક ખુરશી વિમલાની ખુરશી પાસે ખેંચી તેની ઉપર બેસે છે. ]

**સરિતા** : ત્યારે ત્હને કહું ! ત્હારા જેવી જ પરિસ્થિતિ અત્યારે મ્હારા જીવનમાં ઉપસ્થિત થઇ છે.

**વિમલા** : ( જિજ્ઞાસાથી ને આશ્ચર્યથી ) શું કહે છે ?

**સરિતા** : એની વિગત હું કશી જ નહિં કહું. મ્હારે ફકત ત્હારી સલાહ જોઇએ છે.

**વિમલા** : સલાહ ને સહાય જોઇએ તો તે પણ, ત્હને જ્યારે જોઇએ ત્યારે આપવા મ્હારી કયારે ના હોય ?

**સરિતા** : ( કૈંક ગંભીરતાથી ) વિમલા, જીવનમાં આટલે વર્ષે જ્યારે હું મારે જીવનસાથી શોધી શકી છું ત્યારે મ્હારા માર્ગમાં વિઘ્નો જ દેખાય છે

**વિમલા** : ત્હારાં જે વિઘ્નો હોય તે મ્હને, વધિા ન હોય તો, કશા યે સંકોચ વિના કહે.

[ અનુસંધાન પૃ. ૭૫ ]

# ચીની યાત્રાળુ હ્યુનસંગ

ધનપ્રસાદ મુનશી

[ ગયા જાન્યુઆરી અંકના પૃષ્ઠ ૪૩૭ થી ચાલુ ]



જે રાજા શ્રી હર્ષદેવનો રાજ્યાભિષેક ઉજવાતો હતો એ સમયે દક્ષિણમાં એક બળવાન રાજ્ય જામતું હતું. તે દક્ષિણના ચૌલુક્યોનું ( સોલંકીઓનું ) હતું. એ વંશનો બીજો પુલકેશી વાતાપી ( બાદામી ) ની ગાદીએ આવ્યો: ઈ. સ. ૬૦૮. આ રાજા ઘણો બહાદુર અને સાહસિક હતો. એણે મહારાષ્ટ્રના આધ્યાત્મિક અને કોંકણના મૌર્ય રાજાને હરાવ્યા. પોતાના નૌકાસૈન્ય વડે હિંદી મહાસાગરના ચાંચિયા જે દક્ષિણના સોદાગરોનાં વહાણોને કનડગત કરતા હતા તેઓને ઠેકાણે આણ્યા. રાજ્યને થાળે પાડી એ પછી દક્ષિણમાંથી સૈન્ય લઇ નર્મદા તીરે સવારી લઈ આવ્યો. પ્રથમ એણે લાટના ગુર્જર રાજા જયભટ વીતરાગને હરાવી લાટ દેશ સર કર્યો. વીતરાગે ચૌલુક્યની મૈત્રી અને ઉપરીપણું સ્વીકાર્યું, અને એ પછી ગુર્જર અને માલવદેશના રાજાએ લાટદેશના રાજાની માફક પુલકેશીના મિત્ર બન્યા.[૯] ઇ. સ. ૬૩૩. આ પછી ભરૂચનો ગુર્જર રાજા જયભટ મૃત્યુ પામ્યો. એનો પુત્ર બીજો દદ્દ ગાદીએ આવ્યો.

લાટ, માલવ અને ગુર્જર દેશના રાજાઓ ચૌલુક્ય બીજા પુલકેશીના પક્ષમાં જવાથી પરાક્રમી શ્રીહર્ષ દેવને રૂચ્યું નહિ. જૂના કાળથી ઉત્તરાપથના સામ્રાજ્યનું દક્ષિણ દ્વાર નર્મદા નદી હતું. એણે ત્રણે બેવફા રાજાઓને પુનઃ હરાવ્યા, અને દક્ષિણમાં ચૌલુક્ય ઉપર સવારી લઇ ગયો. ચૌલુક્ય સમ્રાટ જોડે હર્ષવર્ધન ફાવ્યો નહિ એમ યાત્રાળુના ગ્રંથમાં છે. એ પછી હર્ષ નેપાળમાંના રાજા સૂર્યવંશી શિવદેવની મદદે ગયો. આ અરસાનો લાભ લઇને શ્રી ધ્રુવભટે લડાઇ જગાવી. એને ચૌલુક્ય રાજા બીજા પુલકેશીની મદદની આશા હશે એમ જણાય છે.[૧૦] પરન્તુ આ સમયે ચૌલુક્ય મહારાજાધિરાજ કાંચીપુરીના નરસિંહવર્મા જોડે પ્રખ્યાત વિગ્રહમાં ગૂંથાયો હતો. નેપાળથી પાછા ફરી હર્ષ વલભી ગયો. વલભીશ્વર જળમાર્ગે ભૃગુકચ્છ–ભરૂચ નાઠો. લાટ દેશના મહાસામન્તાધિપતિ પ્રશાન્તરાગે ધ્રુવભટ–બાલાદિત્યને રક્ષણ આપ્યું. આ હકીકત ગુર્જર ત્રીજા જયભટના નવસારીથી મળેલા દાન પત્રથી ખબર પડે છે.[૧૧]

આ દાનપત્ર કાપાવનાર–કાવીથી અપાયેલું છે. તેમાં લખ્યું છે કે: ' લક્ષ્મી સંપન્ન, મહાન ગુર્જરના મહાન અન્વયમાં, કમળ મંડળમાં હંસ સમાન શ્રી દદ્દ હતો. તેનું પવિત્ર મન કલિયુગની અસર વિનાનું હતું. અને તે પોતાના ઉમદા કલ્યાણ ભર્યાં કૃત્યોથી સર્વ નૃપોને આશ્ચર્ય પમાડતો. તેના પર પરમેશ્વર શ્રી હર્ષદેવથી

( ૯ ) રવિકીર્તિનો ઐહોલ પ્રશસ્તિ શ્લોક ૨૯. એપીગ્રાફીઆ ઇન્ડીકા, પુસ્તક ૬ પૃ. ૫ અગાડી.

( ૧૦ ) *Early History of India By V. A. Smith*

પરાજય પામેલા વલભીનાથના રક્ષણથી પ્રાપ્ત કરેલા શ્વેત વાદળ જેવા ઝઝુમતા યશનું તે છત્ર હતો ।[13]

આ તામ્રપત્રથી ફલે છે કે ભરૂચના ગુર્જર રાજા દદ્દે ચક્રવર્તી શ્રી હર્ષદેવ જોડે વલભીનાથ બાલાદિત્ય જોડે સંધી કરાવી આપી. હર્ષવર્ધને આ સંધીના ઉત્સવ નિમિત્તે ધ્રુવભટને પોતાની પુત્રી જોડે લગ્નની સગાઇથી સાંકળે બાંધી લીધો. હ્યુન સંગે પણ ધ્રુવપટ ('ધ્રુવભટ બીજો) કાન્યકુબ્જ-કનોજના શીલાદિત્ય (હર્ષનો) નો જમાઇ થતો હતો એમ લખ્યું છે.[14]

આ ઐતિહાસિક ઘટનાથી ફલે છે કે કનિંગામ સાહેબે ભરૂચ વલભી સામ્રાજ્યનું અંગ જણાવ્યું છે પણ વર્તમાન ઉપલબ્ધ સાધનોથી આ માન્યતામાં ફેર પડે છે, નોગવાના અને ધ્રુવભટના બીજા દાનપત્રોથી જણાય છે કે સૌરાષ્ટ્ર અને માલવા વલભીશ્વરના શાસન તળે હતાં. ભરૂચના રાજા એક કાલે ચૌલુક્યના અને મહારાજાધિરાજ શ્રી હર્ષદેવના મૃત્યુ સુધી (ઇ. સ. ૬૪૮ સુધી) એનું ઉપરીપણું સ્વીકાર્યું હતું. વલભી[15] અને ભરૂચ ઇસુના સાતમા સૈકામાં સ્વતંત્ર નહોતાં.

હ્યુનસંગ ભરૂચ નગરનો ઘેરાવો સવા ત્રણથી સાડા ત્રણ માઇલનો આપે છે. વર્તમાનમાં મ્યુનિસિપાલિટીની હદ અઢીથી ત્રણ માઇલની છે. આ પ્રાચીન નગરની વસ્તી શહેર અને શહેર બ્હાર પરાંઓમાં રહેતી હોવી જોઇએ. ગુર્જર રાજાઓનો નાંદીપુરી નામનો ગઢ હતો. પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી આ ગઢનું સ્થળ નાંદોદ જ્યારે મહાશય બ્હુલર પૂર્વ દિશા તરફના ઝાડેશ્વરી દરવાજા આગળ હોવાનું જણાવે છે. ઐતિહાસિક દૃષ્ટીએ ભરૂચની પૂર્વે નંદેવાલ નામનું ન્હાનું ગામ છે. ત્યાં હોવાનું માનવાને કારણ મળે છે.

હ્યુનસંગ ભૃગુકચ્છ-ભરૂચમાં દશ સંધારામ (બૌદ્ધ વિહાર) હતા એમ ખબર આપે છે. ભારતવર્ષમાંના પ્રાચીન નગરોની નામાવલિમાં ભરૂચ પણ પુરાણુ નગર ગણાય છે. આ નગરની ઐતિહાસિક હકીકત પુરાણ, જૈન અને બૌદ્ધ સાહિત્યમાં મળે છે. સુશ્રોન્ડી[16] અને બેવેરૂ જાતક કથામાં ભરૂચની હકીકત મળે છે. દીવ્યાવાદનમાં રૌરૂક[17] નગરના પતન પછી આ રાજ્યનો મંત્રી ભીરૂ મંત્રી રેવા તટે આવી ભીરૂકચ્છ નગર વસાવ્યાની કથા મળે છે.[18] રોમન સમ્રાટ ઓગસ્ટસના દરબારમાં બૌદ્ધ ભિખ્ખુ શ્રમણાચાર્ય ભરૂચ બંદરેથી રોમ ગયેલો.[19] ભરૂકચ્છના બે બૌદ્ધ

(૧૧) (૧૨) ઇન્ડીયન એન્ટી ક્વેરી પુ. ૧૩ પૃ. ૭૦.
(૧૪) વોટર્સ પુસ્તક ૨ જુ પૃ. ૨૪૭
(૧૫) વલભી તે ભાવનગરથી વાયવ્ય પશ્ચિમે વળા છે તે.
arch. S. W. I. Vol II p. 80 etc.
(૧૬) જાતકકથા અંગ્રેજી અનુવાદ પુ. ૩ પૃ. ૧૮૭ અને આગળ.
(૧૭) પૃ. ૫૪૪, ૫૮૬.
(૧૮) રૌરૂક સિન્ધદેશનું પ્રાચીન નગર વર્તમાન અલોર.
(૧૯) સ્ટ્રેબોના ગ્રંથ ઉપરથી ( Strabo LLXV O. i. 73 )

.... [ અનુસંધાન પૃ. ૭૬ ]

# ગુજરાત અને તેનું સાહિત્ય*

[ એક સમીક્ષા ]

ભાનુશંકર બા. વ્યાસ

"પણ સાહિત્યનું વર્ણન જેટલું સહેલું છે તેટલું જ અઘરું કામ તેનો ઇતિહાસ શોધવાનું અને તેની રૂપરેખા દોરવાનું છે." [1]

સાહિત્યની ઐતિહાસિક સમીક્ષાનું કામ કેટલું વિકટ છે તેનો નિર્દેશ ઉપરનાં વચનોમાં આપણને જણાય છે. તેમાં પણ આપણે ત્યાં તો પ્રેમાનંદ કે દયારામના જીવનની વિગતો વિશે પણ અનિશ્ચિતતા પ્રવેશ કરી શકે એવું હોય ત્યાં કૃતિના સમયની તો વાત શી કરવી? એટલે ગુજરાતી સાહિત્યના ઇતિહાસની સ્પષ્ટ અને સંપૂર્ણ રૂપરેખા દોરવી એ તો બહુ કપરું કામ છે. છતાં સાહિત્યના ઇતિહાસની આવશ્યકતા આજે દરેક પ્રજાને છે. અને કાળનો પ્રવાહ વિકાસક્રમ ન નોંધે ત્યાં પણ કાળના પ્રવાહમાં વહેતા આવેલા ગ્રન્થો આપણને મદદરૂપ થાય છે અને એ ગ્રન્થો દ્વારા આપણે ઇતિહાસ નોંધીએ છીએ. એમાં અપૂર્ણતા પણ હોય–માનવ ઇતિહાસમાં સાધારણ રીતે હોય એટલી.

### ગુજરાતનું દર્શન

શ્રી. મુનશીનું ઇતિહાસનું દર્શન કેવું છે તે આપણને ઇતિહાસના એમના પરિશીલનદ્વારા જણાય છે. નવલકથાનો કોઈ પ્રસંગ હોય, કોઈ જ્યોતિર્ધરનું આલેખન હોય, કે સાહિત્યના કોઈ ચિરંજીવ ગ્રન્થનું દર્શન હોય–શ્રી. મુનશીની દૃષ્ટિ એ બધામાં ગુજરાતની સંસ્કારિતા તારવતી આપણને જણાય છે. ગુજરાતની સંસ્કારિતાનાં અંગ ન હોય એવાં તત્ત્વો એમની દૃષ્ટિને આકર્ષતાં નથી. અને ઇતિહાસનાં તત્ત્વોના વ્યવસ્થિત કે અવ્યવસ્થિત સમૂહમાંથી શ્રી. મુનશીની પ્રબળ પૃથક્કરણશક્તિ એમના દર્શનને અનુરૂપ તત્ત્વો સત્વર સંઘરી લે છે. ગુજરાતના ઇતિહાસનું–સાહિત્ય, સમાજ, રાજ્યતંત્ર વગેરેનું–મુનશીનું દર્શન પ્રધાનતઃ સંસ્કૃતિને અવલંબીને છે. એમની દૃષ્ટિ ભૂતકાળને કેડીને જેટલે દૂર જઈ શકે તેટલે દૂરથી એ ગુજરાતની સંસ્કારિતા નિહાળવા પ્રયત્ન કરે છે. એટલે ભૂગોળ અને ઇતિહાસની દૃષ્ટિએ ગુજરાતમાં ભલેને વર્ષો દરમ્યાન અને અનેક પરિવર્તનો થયાં હોય, સંસ્કૃતિની દૃષ્ટિએ તો ગુજરાત એક અને અખંડ રહ્યું છે એ શ્રી. મુનશીનું ગુજરાતનું દર્શન. "હાલનો જમાનો ભલે તે માને પણ ભૂતકાળના જ્વાળામુખીઓથી માંડીને, આજની મુંબાઈ સુધીનો સાગરતટસ્થ પ્રદેશ અજબ રીતે ભૌગોલિક ને સાંસ્કારિક વ્યક્તિત્વ સાચવી રહ્યો છે." [2] આ વચનમાં ભૌગોલિક વ્યક્તિત્વનો

* Gujarata and its Literature by K. M. Munshi, with a foreward by Mahatma Gandhi; published by Longmans, Green and co. Ltd.

1 થોડાંક રસદર્શનો : ક. મા. મુનશી.

2 ગુજરાત: એક સાંસ્કારિક વ્યક્તિ.

જે નિર્દેશ છે તેનો નિર્ણય કરવો અઘરો છે અને સાંસ્કારિક વ્યક્તિત્વનું દર્શન જ પ્રધાન છે એમ કહેવું ઉચિત છે.

આપણે ત્યાં સાહિત્યના ઇતિહાસના ગ્રન્થો આંગળીને વેઢે ગણાય તેટલા, તેમાં પણ એકાદ યુગનો સવિસ્તર અભ્યાસ દર્શાવતો ગ્રન્થ તો એક પણ નહિં. તેમાં આ ગ્રન્થથી એક મહત્ત્વનો ઉમેરો થાય છે એ બાબત નોંધવાની જરૂર છે. આપણા સાહિત્યમાં, સાહિત્યનાં આજ સુધીમાં પ્રવર્તમાન બનેલાં જુદાંજુદાં સ્વરૂપો, કવિઓનાં વ્યક્તિગત સર્જન અને એ સર્જનની પશ્ચાદ્‌ભૂમિરૂપે રહેલું પ્રજાજીવનઃ આ બધાંનો સ્પર્શ સાહિત્યના ઇતિહાસમાં સમાવિષ્ટ થાય છે. બધાં અંગોનો વિસ્તૃત સમાવેશ તો એક ગ્રન્થમાં દુર્લભ જ છે.

### કર્તાની પ્રતિજ્ઞા

શ્રી. મુનશીએ પ્રસ્તાવનામાં પોતાના વિષયની મર્યાદા અને ક્ષેત્ર નિર્ણીત કર્યાં છે તે પ્રથમ જોઇએ. એમના ઉદ્દેશ નીચે મુજબ છેઃ

( ૧ ) અંગ્રેજી જાણનાર પ્રજા સમક્ષ ગુજરાત અને તેના સાહિત્યની કથા રજુ કરવી[૩].

( ૨ ) ઇતિહાસના અને સાહિત્યના પ્રવાહોનું સંયુકત સ્વરૂપમાં વર્ણન કરવાનો પ્રયાસ.[૪]

( ૩ ) ગુજરાત સમક્ષ ઉપસ્થિત થએલા સમાજ અને સંસ્કૃતિ વિશેના પ્રશ્નો અને તેનું નિરાકરણ કરનારાં બળોની વિચારણા[૫].

( ૪ ) આ પ્રશ્નોમાં આધુનિક પરિસ્થિતિને લીધે થએલા ફેરફાર અને પ્રવર્તમાન નવાં બળોની વિચારણા.[૬]

( ૫ ) નૈતિક સિદ્ધાન્તોનો જીવનવ્યવહારમાં ઉપયોગ ( સંસ્કૃતિ અને સાહિત્યના સર્જનમાં )[૭].

આ પ્રમાણે શ્રી. મુનશી જે ઉદ્દેશથી આ ઇતિહાસ લખવા પ્રેરાયા છે તે તેમણે વ્યક્ત કર્યો છે. "ગુજરાતઃ એક સાંસ્કારિક વ્યક્તિ"નું એમનું ભાષણ પણ જેમણે વાંચ્યું હશે તેમને કર્તાના મનોવ્યાપારની તરત સમજણ પડશે. એટલે સાહિત્યના ઇતિહાસનું શ્રી. મુનશી જે રીતે દર્શન અને પરિશીલન કરે છે તેથી આશ્ચર્ય નહિં થાય. આશ્ચર્યનો નિર્દેશ એટલા માટે કે કર્તા અમુક વિગતોને અમુક રીતે સ્પર્શે એમ આપણે અપેક્ષા રાખીએ અને આપણી એ અપેક્ષા ન સંતોષાય ત્યારે આશ્ચર્યને અવકાશ રહે છે.

---

૩ To place a connected story of Gujarata and its Literature before the English-reading public; Preface.

૪ Attempt to describe in a connected form, its historical and literary currents; Preface.

૫ The social and cultural problems which confronted Gujarata and the agencies which solved them; Preface.

૬ The changes made by modern conditions in these problems and the new agencies now at work; Preface.

૭ A practical application of moral principles; Preface.

**ત્રણ વિભાગ:**

ઉપર નિર્દિષ્ટ શૈલી પોતાની પ્રતિજ્ઞાને અનુસરી કર્તાએ સમગ્ર ગ્રન્થના ત્રણ વિભાગ કર્યા છે. પહેલા વિભાગનાં પ્રકરણોમાં પ્રાકૃત, સંસ્કૃત અને અપભ્રંશ સાહિત્યનું ( ઈ. સ. ૧૨૯૭ સુધીના ) અવલોકન કર્યું છે. બીજા વિભાગનાં આઠ પ્રકરણોમાં ૧૨૯૭ થી ૧૮૫૨ સુધીના પ્રાચીન અને મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનું અવલોકન છે અને ત્રીજા વિભાગમાં અર્વાચીન યુગનાં દલપત નર્મદથી માંડીને આજ સુધીનાં બળોનું અવલોકન છે.

નરસિંહ મહેતાને પોતાનો આદ્યકવિ માની બેઠેલા ગુજરાતને ઈ. સ. પૂર્વેના સમય સુધી કોઈ લઈ જાય તો આપણને આશ્ચર્ય પામવાનો તો અવશ્ય હક છે. ઈ. સ. ૧૨૯૭ પૂર્વેના ગુર્જર દેશને અને તે પછી પણ કેટલોક કાળ રહેલા ગુર્જર દેશને અર્વાચીન ગુજરાત જોડે સાંકળી લેવા એ કેટલે અંશે ઉચિત છે તે ચર્ચાનો પ્રશ્ન છે. છતાં શ્રી. મુનશીનું દર્શન સંસ્કારિતાની દૃષ્ટિએ છે એ આપણે ભૂલવાની જરૂર નથી. વર્તમાન ગુજરાતમાં જે સંસ્કૃતિ પ્રવર્તે છે—તે સંસ્કૃતિની ઘટનામાં આજ સુધીમાં અનેક બળોએ પોતાનો હીસ્સો આપ્યો છે અને એ બળોનું દર્શન કરવા કર્તા કાળના વિરાટ પગથાર પર ચાલ્યા જાય છે અને ઈ. સ. પૂર્વે ૨૦૦ (!) આગળ આવીને અટકે છે.

સ્વ. વ્રજલાલ શાસ્ત્રી જૂની ગુજરાતીનો સમય સંવત્ ૧૧૦૦ ના આરમ્ભથી ગણે છે, અને તેની પૂર્વેના સમયને અપભ્રંશનો સમય લેખે છે. દિ. બ. કેશવલાલ હ. ધ્રુવ દસમા અગિયારમા શતકની ભાષાને પ્રાચીન ગુજરાતી અથવા અપભ્રંશ નામ આપે છે અને ત્યારથી ગુજરાતી ભાષાના તેમણે પાડેલા યુગોની શરુઆત ગણે છે. શ્રી. નરસિંહરાવભાઈ પ્રાચીન ગુજરાતીને બદલે અન્તિમ અપભ્રંશ નામ પસંદ કરે છે. આ પ્રમાણે વર્તમાન ગુજરાતી સાહિત્યને દૂર દૂર લઈ જતાં છતાં આ વિદ્વાનોએ અપભ્રંશ જોડે સંકળાવ્યું છે. શ્રી. મુનશીનો વિષય ગુજરાતી સાહિત્ય નહિં પણ ગુજરાતનું સાહિત્ય છે. એટલે જેટલે દૂર સુધી એ ગુજરાતનું દર્શન કરી શકે તેટલે દૂર સુધી જવાને એ પ્રવૃત્ત થાય છે.

મહાભારત વગેરે પુરાણોના ઉલ્લેખ પછી પણ ગ્રીક, શક, શ્વેતહૂણ, હૂણ વગેરે લોકો ગુર્જરભૂમિમાં આવ્યા છે અને ચન્દ્રગુપ્તથી શ્રી હર્ષ સુધીના રાજાઓએ એ પરદેશી બળોના આક્રમણનો પણ યથાશક્તિ પ્રતિકાર કર્યો છે. પરંતુ આ બધા પ્રસંગોમાં ગુજરાતે જે સંસ્કૃતિ જાળવી રાખી છે તેનું આરોપણ તો ગુર્જરભૂમિમાં યુગયુગ દરમ્યાન આર્યોએ કર્યું હતું અને એ જ સંસ્કૃતિ ગુજરાતમાં આજે પ્રફુલ્લ પામે છે એમ કર્તાનું દર્શન છે. ગુપ્તરાજાઓના સુવર્ણયુગ પછી પ્રાકૃત કથાઓનો કાળ આવે છે અને તે સમયે સાહિત્યનું તંત્ર મુખ્યતઃ જૈન સાધુઓના હાથમાં જણાય છે. એટલે વાર્તાઓ 'તરંગલોલા'ની પેઠે ધર્મકથાઓનું સ્વરૂપ ધારણ કરે છે. આ પ્રમાણે એ યુગમાં આપણે જે ગુજરાતથી અત્યારે પરિચિત છીએ એ ગુજરાતના અસ્તિત્વનું સુરેખ દર્શન કરવું મુશ્કેલ થઈ પડે છે એટલે ત્યારથી જ સંસ્કૃતમાંથી પ્રાકૃત કાળમાં અવતરણ કરવું પડે છે.

આ પ્રસંગે એક પ્રશ્નની ચર્ચા રસિક થઇ પડે તેમ છે. ગુજરાતને નામ આપનારા ગુર્જરો તે કોણ, અને ' ગુજરાત ' એ નામ આ ભૂમિને કયારે મળ્યું ? શ્રી. મુનશીએં આ વિશે બે મત નોંધ્યા છે. સદ્. દેવદત્ત ભાંડારકર ગુર્જરોને ઇ. સ. ૪૦૦–૫૦૦ દરમ્યાન આવેલી પરદેશી પ્રજા માને છે અને શ્રી. સી. વી. વૈદ્ય ગુર્જરોને આર્યોનો એક સમૂહ જ માને છે.[૮] એક લેખકના અભિપ્રાય પ્રમાણે એ ગુર્જરો શક લોકો હતાં એમ પણ જણાય છે. " The probabilities are that the Gurjars are of the same stock as the Sakas and came into India with them and on the break up of the Mauryan Empire, they began to rule Gujarata, Kathiawar and Malva where they had already settled."[૯] આ સાથે Vincent Smithનો અભિપ્રાય પણ રજુ કરવા જેવો છેઃ " The early Gurjaras seem to have been foreign immigrants closely associated with, and possibly allied in blood to the white Huns. "[૧૦]

આ અભિપ્રાયો સાથે એક બાબત લક્ષમાં રાખવાની જરૂર છે કે ગુજરાતમાં જે બહારની પ્રજાનાં આક્રમણો થયાં તેમાં ખાસ ધ્યાન ખેંચે તેવા બે સમૂહો છે. એક સફેદ હૂણ લોકોનો જ એક વિભાગ જે ખઝર તરીકે પ્રસિદ્ધિ પામ્યો છે અને બીજો સમૂહ Georgia ( ગુર્જિસ્તાન )થી આવેલા લોકોનો. [૧૧]સર જીવણજી જમશેદજી મોદી ગુર્જરોની વિશાલ સંખ્યા ઉપરથી, અને જ્યોર્જિયાના ઇરાન જોડેના સંબન્ધ ઉપરથી ગુર્જરોના મૂળ પુરુષો તરીકે ખઝર લોકોને જ સ્વીકારે છે. સદ્-દેવદત્ત ભાંડારકરનો અભિપ્રાય પણ આવો જ છે. આ ઉપરાંત બીજી વિગતો લક્ષમાં લેતાં જણાય છે કે ઇ. સ. પાંચમી સદી પૂર્વેથી ગુર્જરો હિંદમાં આવેલા અને રાજ-પુતાનાથી શરૂઆત કરીને આગળ વધતા ગયા, અને ચાલુકયોનો પણ આ સમૂહનો જ એક વિભાગ હતો.

આવો જ વિકટ પ્રશ્ન આ ભૂમિને ગુજરાત નામ કયારે મળ્યું તે છે. શ્રી. મુનશી કુવલયમાલામાંનો ઉલ્લેખ દર્શાવે છે તે ગુર્જરત્ત્રા કે ગુર્જરભૂમિ તરીકેનો છે. શ્રી.[૧૨] નરસિંહરાવભાઇએ ધટિયાળાના તામ્રપત્રનો નિર્દેશ કર્યો છે તેમાં ગુજ્જરત્તા છે. આમાં પ્રાચીનતર ઉલ્લેખ સંસ્કૃત શબ્દનો છે. છતાં ગુર્જરત્ત્રામાં આ શબ્દના અર્થ વિશે જે ચર્ચા શ્રી. નરસિંહરાવભાઇએ કરી છે તે વિચારવા જેવી છે. તે ચર્ચા પછી તેમનો અભિપ્રાય એવો થાય છે કે મૂળ શબ્દ તો ' ગુજરાત ' લોકમાં પ્રચલિત હશે; તેના ઉપરથી પ્રાકૃતના અને સંસ્કૃતના પંડિતોએ અનુક્રમે <u>ગુજ્જરત્તા</u> અને <u>ગુર્જરત્રા</u> બનાવ્યું હશે. સાહિત્યમાં ' ગુજરાત ' નો ઉલ્લેખ બહુ મોડો મળે

---

૮ Text : P. 28, ૯ K. G. Shesha Aiyyar. ૧૦ The Early History of India. ૧૧ વસન્ત; ત્રીજ ૧૯૮૫.૧૨ Gujarati Lang, and Lit, Vol II.

# ન...વું...સા...હિ...ત્ય

## સાભાર સ્વીકાર અને અવલોકનો

**ગુજરાતના ઐતિહાસિક લેખો** ( પ્રાચીન યુગથી વાઘેલા વંશની સમાપ્તિ પર્યંતના ): ભાગ ૨ જો—સંગ્રહ કરનાર: ગિરજાશંકર વલ્લભજી આચાર્ય; પ્રકાશક: શ્રી. ફાર્બસ ગુજરાતી સભા, મુંબઇ, ૩૬૫ વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબાઇ નં. ૪; મૂલ્ય રૂ. ૪–૮–૦

**જીવન અને ઉત્ક્રાંતિ**—લેખક: ભીમભાઇ લાલભાઇ દેસાઇ; પ્રકાશક: ઉપર મુજબ; મૂલ્ય રૂ. ૦–૧૨–૦

**નવમો અને દસમી ગુજરાતી સાહિત્ય પરિષદનો અહેવાલ અને નિબંધસંગ્રહ** ( નડીઆદ )—પ્રસિદ્ધ કર્તા મંત્રીઓ વતી જયંતિલાલ મહેતા; નડીઆદ. હીરાલાલ પારેખ, મંત્રી, સાહિત્ય પરિષદ; ઠેકાણું ગુ. વ. સોસાયટી, અમદાવાદ. પાસેથી નકલો મળશે: મૂલ્ય રૂ. ૩–૦–૦

**ઊમેદવાર: એક પ્રહસન**—લેખક અને પ્રકાશક: ભાઇલાલ પુ. ચિત્રકાર ખતર ગલી, મુંબઇ; મૂલ્ય આપ્યું નથી.

આ એક નાનકડું પ્રહસન છે. લેખકે વિનાશમાર્ગે જતી જ્ઞાતિઓના ચકરિયા ઘડને સંરક્ષવાના મિથ્યા પ્રયાસો કરતા મહાશય જ્ઞાતિપત્નજંત્રીઓનો ઉપહાસ કરવાનો અહીં ઠીક પ્રયત્ન કર્યો છે.

### વિદ્યાર્થીઓ માટે

**સંગીતપ્રવેશિકા અને સંગીતદીપિકા**—લેખક અને પ્રકાશક: મનહરરામ હરિહરરામ મહેતા; સાંતાક્રુઝ; મૂલ્ય: અનુક્રમે છ આના અને દસ આના.

શ્રી. મનહરરામ મહેતાની સંગીતની ઉપાસના ઘણા વખતથી ને ગુજરાતને સુવિદિત છે. આપણી શાળાઓમાં આ કલાનો આવશ્યક વિષય સાધારણ રીતે ઉપેક્ષાને પાત્ર કરવામાં આવે છે. આપણી કેળવણીપદ્ધતિ એના સંખ્યાબંધ વિષયોનું રોગું લઇ આપણા આશાજનક બાળકોના દેહ અને માનસિક વિકાસને રૂંધી નાખે છે. સંગીતકલાનું શાસ્ત્રીય જ્ઞાન એના શુદ્ધ વિનોદ સાથે આપવામાં આવે તો તેથી આ કુમળાં મગજો કંઇક એમના પરનો અસહ્ય બોજો હળવો કરી શકે. શ્રી. મનહરરામભાઇએ સાહિત્ય અને સંગીતના સુમેળ ને સરલ અંશોવાળી આ પુસ્તિકાઓ તૈયાર કરી એમની પોતાની સંગીતપ્રિયતાનો પરિચય આપી એનો વિદ્યાર્થીજગતને લાભ આપવાનો સુંદર પ્રયાસ કર્યો છે. એ માટે અમારાં એમને હાર્દિક અભિનંદન છે. અમે ઇચ્છીએ છીએ કે ગુજરાતની આગળ પડતી અને પ્રગતિશીલ પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ આ નાનાં પુસ્તકોને પાઠ્ય પુસ્તક તરીકે સ્વીકારે. પુસ્તકની રચના અને ગુણવત્તા શાસ્ત્રીય દૃષ્ટિએ પ્રશંસાપાત્ર છે એ કહેવાની જરૂર નથી જ.

**સાહિત્યરત્ન : ભાગ ૧–૨–૩** ( સુધારેલી આવૃત્તિ )—સંપાદક અને

પ્રકાશકઃ ઇશ્વરલાલ ખાનસાહેબ તથા સ્વ. નરહરિલાલ દેશભકત; લેખકપરિચય અને ટિપ્પણ લખનાર:-રમણલાલ વકીલ; મૂલ્ય : અનુક્રમે : આના દસ, ચૌદ અને અરાઢ; સોલ એજન્ટ્સઃ કરસનદાસ નારણદાસ અને પુત્રો, સુરત.

સાહિત્યરત્નના ગદ્યપદ્યસંગ્રહે ૧૯૦૯ થી માંડી ઘણીએક વખત ગુજરાતની આધ્યમિક શાળાઓમાં લોકપ્રિયતા ભોગવી છે. શ્રી. રમણલાલ વકીલે એ સંગ્રહને ત્રણ જૂદા ભાગમાં વહેંચી નાંખી ઉપયોગી સુધારાવધારા કરીને ગુજરાતી વિદ્યાર્થીઓની હાલની જરૂરીઆતને પૂરતી રીતે સંતોષી છે. ગદ્ય અને પદ્યમાં છેક આધુનિક કૃતિયોનું પ્રતિનિધિત્વ પણ છે. ત્રીજા ભાગમાં ગુજરાતી ભાષા અને સાહિત્યની રૂપરેખા આપવામાં આવી છે. વિદ્યાર્થીને જરૂર પડે તેવાં આછાં લેખકજીવનપરિચયો ને ટિપ્પણો આપવામાં આવ્યાં છે. ગુજરાતી સાહિત્યનાં વિવિધ અંગોનાં પરિચય અને રસદૃષ્ટિ દાખવતા ઘણાએક સંગ્રહો જે હમણાંના પ્રકાશમાં આવ્યા છે તેમાં આ સંગ્રહ એની જૂની લોકપ્રિયતા કરતાં પણ વિશેષ લોકપ્રિયતા પ્રાપ્ત કરશે એમ હું માનું છું.

શં. છ. રા.

## આપણી બે અગ્રગણ્ય સાહિત્યસંસ્થાઓનાં પ્રકાશનો

### ૧

### ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, અમદાવાદ

અમને અવલોકનાર્થે સોસાઇટીનાં નીચેનાં પ્રકાશનો મળ્યાં છે તેમનો સાભાર સ્વીકાર અમે આગળ કરી ચૂક્યા છીએઃ–સન ૧૯૩૪ ની સાલનો રિપોર્ટ ઉપરાંત ( ૧ ) મિરાતે અહમદી પુ. ૨ઃ ભા. ૪ઃ ભાષાંતરકારઃ દિવાન બહાદૂર કૃષ્ણલાલ ઝવેરી ( ૨ ) રત્નેશ્વરકૃત ભાગવતઃ સ્કંધ ૧–૨ઃ સંશોધકઃ કેશવલાલ શાસ્ત્રી, ( ૩ ) સ્મિથકૃત પ્રાચીન હિન્દુસ્તાનનો ઇતિહાસઃ ભાષાંતરકારઃ છોટાલાલ પુરાણી, ( ૪ ) ગુજરાતી સાહિત્યમાં સૅાનેટ. સુંદરજી બેટાઇ, ( ૫ ) ગુજરાતની વનસ્પતિયોઃ બાપાલાલ વૈદ્ય, કેળનું વાવેતરઃ મગનલાલ ગજ્જર, ( ૭ ) ધર્મ અને સમાજઃ સ્વર્ગ. સર રમણભાઇ નીલકંઠ, ( ૮ ) અર્વાચીન ગુજરાતનું રેખાદર્શનઃ ખંડ ૧ઃ ભૂમિકા ( સન ૧૮૦૧ થી ૧૮૫૭ ): હીરાલાલ પારેખ, ( ૯ ) ગ્રંથ અને ગ્રંથકારઃ પુ. ૬ઃ હીરાલાલ પારેખ, ( ૧૦ ) પ્રાચીન અને મધ્યકાલીન ભૌગોલિક કોશઃ ખંડ ૧ : ડાહ્યાભાઇ દેરાસરી, ( ૧૧ ) વહાણની પરિભાષાઃ હરિલાલ માંકડ.

**૧૯૩૪ ના વાર્ષિક અહેવાલઃ** સોસાઇટીને સ્થપાયે સન ૧૮૪૮ થી આ વર્ષે સત્યાશી વર્ષ પૂરાં થયાં. પોતાના ઉદ્દેશાનુસાર આ સંસ્થા પ્રતિ વર્ષ પ્રગતિ કરતી જાય છે તે માટે તેના વિદ્વાન સંચાલકોને અભિનંદન ઘટે છે. એની વ્યવસ્થાનો અને સાહિત્ય અને કેળવણીના વિકાસ અર્થે એને મળેલાં જૂદાંજૂદાં ટ્રસ્ટફંડાનો હિસાબ એના સભ્યો તથા જાહેર પ્રજા માટે રજૂ કરવામાં આવ્યો છે. ગુજરાતીઓની વર્ષોથી સેવા કરનારી આવી લોકપ્રિય સદ્દર સંસ્થાના સભ્યોની સંખ્યા કુલ ૭૫૨ + ૪ ( મા ૧૬ સભાસદો મળી કુલ ) ૭૫૬ છે. તે જોતાં

આપણા સંસ્કારરસિક ધનિકવર્ગ અને સંખ્યાબંધ રજવાડાં હજી મોટી સંખ્યામાં દાખલ થઈ એના સભ્યોની સંખ્યા કેમ વધારતા નથી એ વિચારણીય પ્રશ્ન થઈ પડે છે. શ્રી. પારેખ જેવા એના પ્રત્યક્ષ પ્રાણસંચારકે જ્યારે સુંદર વ્યવસ્થાની આટલી ઉચ્ચ ભૂમિકા ઉપર જવાની સિદ્ધિ સાધી છે ત્યારે વર્ષમાં બે માસ એમણે ગુજરાત અને મહાગુજરાતમાં જ્યાં જ્યાં ગુજરાતીઓની સંસ્થાનવેશ વિસ્તરી છે ત્યાંત્યાં પ્રવાસ કરી સભાસદસંખ્યાને વધારવી જોઈએ. આમ થાય તો જ એનાં કીમતી પ્રકાશનોનો વધુ સંખ્યામાં વાચકોમાં પ્રચાર થવાનો સંભવ છે.

**ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક: છઠ્ઠું: ૧૯૩૫**

વર્ષોવર્ષના ઉપયોગી માહિતીભર્યા આ પુસ્તકને અમે સપ્રેમ વધાવી લઈએ છીએ. શ્રી. હીરાલાલ પારેખે દર વર્ષની માફક આ પુસ્તકમાં પણ સને ૧૯૩૪ નાં આપણાં સાહિત્યપ્રવૃત્તિઓ અને પ્રવાહોનું સુંદર સંપાદનકાર્ય કર્યું છે. 'વર્તમાન ગુજરાતી સાહિત્ય' એ પ્રકરણ પ્રેરક છે. એમાં આપણા સાહિત્યનાં હાલનાં બળોનું પૃથક્કરણ છે અને આપણી યુનિવર્સિટીની વ્યાખ્યાનમાળા જેવી પ્રવૃત્તિઓથી માંડી હાલનાં આપણાં નોંધપાત્ર સાહિત્યકૃતિઓ અને સાહિત્યપ્રશ્નોની તલસ્પર્શી ચર્ચા કરવામાં આવી છે.' ૩૪ નાં ગુજરાતી પુસ્તકોનું વર્ગીકરણ અને માસિકો વગેરેમાં આવેલા મહત્ત્વના લેખોની સૂચિ પણ વર્ષોવર્ષ સંપૂર્ણતા તરફ કૂચ કરતી જાય છે.

ગુજરાતનો ઇતિહાસ એ આ જમાનાની આપણી એક મોટી જરૂરિયાત છે અને એ માટે આ ગ્રંથમાં ઇતિહાસ સંબંધી ઉપયોગી પુસ્તકો અને લેખોની એક સારી યાદી પૂરી પાડવામાં આવી છે. જૂની ગુજરાતીના ગદ્યવિકાસનું દર્શન કરાવતાં જૂનાં ખતપત્રો અને દસ્તાવેજો સંશોધી તેનું સંપાદન કરવામાં આ ગ્રંથે શ્રી. ભોગીલાલ સાંડેસરાનો સહકાર સાધી એક અગત્યનું કાર્ય કરાવ્યું છે.

આ પછી વિદ્યમાન અને વિદેહ ગુજરાતી લેખકોના જીવન અને કૃતિઓની ઉપયોગી હકીકત આપવામાં આવી છે

આપણા હાલના કવિતાસાહિત્યના વિકાસનું દિગ્દર્શન કરાવી શ્રી. સુંદરમે ૧૯૩૪ ના વર્ષની નવીન કવિતાના કેટલાક નમૂનાઓ કવિવાર આપ્યા છે.

પ્રકીર્ણ લેખોમાં દિ. બ. કેશવલાલ ધ્રુવના 'કવિ દયારામ વિશે' અને 'નાટકની પ્રાચીનતાનું દિગ્દર્શન' એ બે મહત્ત્વના લેખોનું પુનર્મુદ્રણ કરવામાં આવ્યું છે.

આવી ઉપયોગી માહિતી આપનારા ગ્રંથની-ઓની નહીં પણ વધારે સંખ્યાના આપણા ભવિષ્યના અને જૂના સાહિત્યના સંરક્ષણ માટે ખાસ જરૂર રહે છે. જેટલા લેખકોનો સહકાર સાધી શકાયો છે તે કરતાં નિરીક્ષણો–વિવેચન વગેરેના ખાસ પ્રતિનિધિઓ–સહકાર હજી મેળવશે તો આ પ્રત્યેક વર્ષનો વિદ્વત્પ્રિયનો ગ્રંથ પ્રતિવર્ષ સંગીનતા પ્રાપ્ત કરતો જશે જ એમાં શંકા નથી.

અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ ૧-ભૂમિકા (ઈ. સ. ૧૮૦૧ થી ૧૮૫૭ સુધીનું): આપણે જે યુગમાં વિચરીએ છીએ તે યુગ ગુજરાતની

સર્વ પ્રકારની જાગૃતિનો છે, તેની નિર્ણયાત્મક અસ્મિતાનો છે. આવા યુગમાં તેની ભૂતકાલીન સ્થિતિનું અને તે પરથી વર્તમાન સ્થિતિનું સર્વસંગ્રાહક રેખાદર્શન થાય એ ઇષ્ટ છે. ફૉર્બસકૃત 'રાસમાળા' અને રા. બ. ગોવિંદભાઇકૃત 'ગુજરાતનો ઇતિહાસ' ઉપરાંત નાનાનાના જે કંઇ પ્રયત્નો આજ સુધીમાં થયા છે તે સૌને નવીન દૃષ્ટિકોણથી અવલોકી, નવાં સંશોધનોનો તેમાં સમાવેશ કરીને, નવેસરથી લખવાના છે. આપણા આધુનિક ઇતિહાસનું સમગ્ર ચિત્ર આપવા માટે પણ આપણે ગુજરાતની અંદરનાં તેમ જ તેના પર આક્રમણ કરવા આવેલાં અનેક બળોનું અવલોકન કરવાનું છે. શ્રી. હિરાલાલ પારેખ આપણા પ્રાચીન અને અર્વાચીન બન્ને ઇતિહાસની સાધનસામગ્રીના સારા જાણકાર છે એટલું જ નહીં પણ એમની ઇતિહાસપ્રીતિ અને ઇતિહાસલેખનનો એમનો અધિકાર પણ માનપાત્ર છે. આવા ઉપયોગી ગ્રંથનો એમણે મંગળ આરંભ કર્યો છે તેથી અમે એમને ખાસ ધન્યવાદ આપીએ છીએ.

ઔરંગઝેબના સામ્રાજ્ય તળે બહુ જ દબાઇ ગયેલા હિન્દુ રાજ્યાદર્શોના તણખા શિવાજીએ એક વાર પુનઃ વેર્યા. મરાઠા સત્તાનો ઉદય થયો. પણ એ ઉદય પણ આગળ જતાં સબળ મધ્યસ્થ રાજ્યવ્યવસ્થાના અભાવે અસ્તમાં ફેરવાઇ ગયો. મરાઠા અને મોગલોના માત્ર નહીં પણ તેમના વિભક્ત થયેલા માંડલિકો પણ એકબીજા સાથે અને આપસઆપસમાં લડયા અને તારાજ થયા. આ સ્થિતિમાં લડી લડીને સત્ત્વહીન થયેલું ભારતનું દેશરક્ષક ક્ષાત્રબળ અને રાજનૈતિક બળ છેવટનું નષ્ટ થયું.

આ વખતનો લાભ અંગ્રેજ જેવી વણિક વૃત્તિની સત્તાધારી પ્રજા લે એ સ્વાભાવિક થઇ પડ્યું. આપણા ગુજરાતમાં પણ આ વસ્તુસ્થિતિને લીધે નવગુજરાતના નાનામોટા રાજપુત્રોએ એ દક્ષિણના મરાઠા રાજપુત્રો, કહીં કહીં મુસલમાન રજવાડાઓએ ફાવે તેમ બન્યો તેટલો ગુજરાતી મુલક અપનાવ્યો. ૧૮૫૭ ના બળવા સુધીની આ ઐતિહાસિક ઘટનાઓ નોંધીને શ્રી. હીરાલાલ પારેખે તેમાં બ્રિટિશ સામ્રાજ્યની જમાવટને પરિણામે સ્થપાયલી શાંતિ પછીના ગુજરાતી પ્રજાના જીવનવિકાસનાં વિવિધ અને પોષક તત્ત્વોની સૂક્ષ્મતાથી નોંધ લીધી છે.

આખોય આ ખંડ વાંચતાં જૂનું અને '૫૭ સુધીનું ગુજરાત આપણી દૃષ્ટિ આગળ આવી પ્રત્યક્ષ ઊભું રહે છે.

શ્રી. પારેખને અમે આ પછીનાં ખંડો એક પછી એક આપવા માટે વીનવીએ છીએ. એમણે આપેલી હકીકતો બને તેટલી પૂરી અને વિસ્તૃત છે. છતાં હજી એમાંથી વધુ સૂક્ષ્મ ચાળવણી થઇ હોત તો સારું એમ પણ અમને લાગ્યા વગર રહેતું નથી. બીજા ખંડમાં એ ચાળવણી ઉપરાંત આખાએ ગ્રંથની શાસ્ત્રીય આ લેખનઘટના જોવાની અમે આશા રાખીશું. મહારાષ્ટ્રીય પ્રજાનો આવો કંઇક ઇતિહાસ લખાઇ ગયો છે ત્યારે ગુજરાતી પ્રજાને એવો ઇતિહાસ મળવાની શરૂઆત આ ગ્રંથથી થઇ છે એ ઓછા સંતોષની વાત નથી.

**ગુજરાતી સાહિત્યમાં સૉનેટઃ** મંસદ વ્યાખ્યાનમાળાના આ એક વ્યાખ્યાનને પ્રસિદ્ધ કરી સોસાઇટીએ તેના વિદ્વાન વ્યાખ્યાતા અને સૉનેટ સંબંધક તેમનાં

ઊંડાં મંતવ્યોની યોગ્ય કદર કરી છે. શ્રી. બેટાઈ આપણા નવીન કાલના કવિઓમાંના એક છે અને એ કાલના કવિમંડળની માફક સૉનેટ કાવ્યબંધના ઊંડા અનુરાગી છે. સૉનેટના કાવ્યબંધ વિશે આટલો બધો વ્યાપક અને ઊંડો અભ્યાસ બતાવી શ્રી. બેટાઈએ એમનું કવિના સમસબંધુ વિવેચક તરીકેનું એમનું સ્થાન પણ આપણને પરિચિત કર્યું છે. સૉનેટ વિશે આટલી બધી સંપૂર્ણ સૂત્રાત્મક જેવી માહીતીવાળી આ સંચિકાનો સારો પ્રચાર થાય એવી અમારી ઇચ્છા છે.

શંકરપ્રસાદ રાવળ

**ભૌગોલિક કોશ ( પ્રાચીન અને મધ્યકાલીન )'** બંગાળાના શ્રી. નંદલાલ ડેના અંગ્રેજી ગ્રન્થ ઉપરથી આ કોશની યોજના કરવામાં આવી છે. આ તો હજુ પહેલો જ ખંડ છે. સોસાઇટીના બીજા બધા કોશોની જોડે આનું મહત્ત્વ પણ અભ્યાસકો માટે ઘણું જ છે.

**વહાણુની પરિભાષા :** ગુજરાતના વહાણવટાના અને સમગ્ર હિન્દના વહાણવટાના અભ્યાસીઓને બહુ મદદરૂપ થઈ પડે એવો આ લઘુ ગ્રન્થ છે. ગુજરાતના જુદાજુદા પ્રાન્તના તેમ જ, બંગાળી અને તામિલ પરિભાષાના શબ્દો પણ લેખકે એકત્ર કર્યા છે. બરાબર સમઝણ પડે તેવા ચાર ચિત્રો પણ આપ્યાં છે. લગભગ બધે જ સંસ્કૃત વ્યુત્પત્તિ દર્શાવવાનો મોહ કર્તાએ રાખ્યો છે તેમાં અતિશયતા કોઈ વાર જણાય છે. આવી દિશાઓમાં અભ્યાસની પ્રેરણા થાય એ ઇષ્ટ છે.

**મિરાતે અહમદી ( પુ. ૨ ખંડ, ૨ જો ).**

વિદ્વાન બહાદુર ઝવેરીનો આ પ્રયાસ હજુ સંપૂર્ણ નથી થયો. હજુ એક ખંડની અપેક્ષા તો ઊભી જ રહે છે. ઇતિહાસના ગ્રન્થ તરીકે મીરાતે અહમદીની ઉપયોગિતા વિશે બે મત હોઇ જ ન શકે. અને તેમાં પણ ગુ. વ. સોસાયટીએ દિ. બ. જેવાને હાથે આ અનુવાદનું કાર્ય કરાવ્યું એટલી એ કાર્યમાં વિશેષતા છે. નિવૃત્તિના સમયનો આવો લાભ દિ. બ. ગુજરાતને આપતા રહે એમ અમે ઇચ્છીએ છીએ

**ધર્મ અને સમાજ :**

શ્રીમત રમણભાઈએ જુદાજુદા માસિકમાં એમનું ' જ્ઞાનસુધા ' ચાલ્યું ત્યા સુધી તેમાં લખેલા કેટલાક નિબન્ધો અને જુદેજુદે પ્રસંગે આપેલાં કેટલાંક વ્યાખ્યાનો-નો આ પુસ્તકમાં સમાવેશ છે. મુખ્યતઃ ધાર્મિક અને સામાજિક એવા બે વિભાગ આ ગ્રન્થમાં છે. રમણભાઈની ધાર્મિક માન્યતાઓ અને સમાજસેવાની વૃત્તિ આજે ગુજરાતમાં એટલાં પરિચિત અને સર્વવિદિત છે કે તે વિશે ચર્ચા કરવી અસ્થાને છે. ગુ. વ. સોસાયટી તરફથી આવાં લખાણોનો ઉદ્ધાર થતો રહે છે એ બાબત જ આજે તો આશાસ્પદ છે. આપણા જૂના થતા જતા સમર્થ લેખકોનું બધું લખાણ આ પ્રમાણે આપણને મળતું રહે એ ઇષ્ટ છે, અને સોસાયટીના આ સત્કાર્યને અમારાં સદાનાં અભિનન્દન છે.

મિ. વ.

**હિન્દુસ્તાનનો ઇતિહાસ ( ઉત્તરાર્ધ )** : વિન્સેન્ટ સ્મિથરચિત અંગ્રેજી ઇતિહાસનો શ્રી. છોટુભાઇ પુરાણીએ કરેલા ભાષાંતરનો આ ઉત્તરાર્ધ છે. ગુજરાતી વાચકોને આથી સ્મિથના આ આખા યે સંશોધનમૂલક ઇતિહાસનો લાભ મળે છે અને એ લાભ લઇ તેઓ વિદ્વાન ભાષાંતરકારનો અને સોસાઇટીનો ઉપકાર માનશે. મૂળ લેખકના સામ્રાજ્યવાદી અને તેમજ એકલપેટા ઇતિહાસકાર તરીકે ભાષાંતરકારે દોષ દર્શાવ્યો છે તે વાજબી જ કર્યું છે. વળી આપણાં ઐતિહાસિક દ્રવ્યોમાં હમણાં આપણાં પુરાણોનું જે મૂલ્યાંકન અંકાય છે તેનો ઉપયોગ પણ ઇતિહાસકાર કરી શક્યા નથી એ ન્યૂનતા પ્રતિ પણ ભાષાંતરકાર ઠીક અંગુલીનિર્દેશ કર્યો છે. આજે પ્રમાણે ગુપ્તવંશ પહેલાંના નાગ અને વાકાટક વંશો પ્રતિ પણ સ્મિથે સાધનસામગ્રી હોવા છતાં પ્રમાદ સેવ્યો છે તેની પણ શ્રી. છોટુભાઇએ ખબર લીધી છે. ભાષાંતરકાર પ્રસ્તાવનાના અંત ભાગમાં કહે છે:

સદ્‌ભાગ્યે હવે હિન્દમાં હિન્દના ઇતિહાસના અભ્યાસીઓ સારા પ્રમાણમાં થવા લાગ્યા છે અને તેમની ધીરજ અને ખંતભરી મહેનતથી હિન્દનો લુપ્ત ઇતિહાસ પાછો સજીવન થવાની આશા બંધાવા લાગી છે. ડૉ. સ્મિથ હિન્દના પ્રાચીન ઇતિહાસનો ઉદ્‌ભવ ઇ. સ. પૂર્વે આશરે ૬૦૦માં થયેલા શિશુનાગવંશથી કરે છે, પણ છેક મહાભારતના કાળ સુધી ઇતિહાસનાં ઝરણાંને અનુસરવાનું શક્ય થઇ શકે એટલી સામગ્રી અત્યારે એકઠી થયેલી છે.

આ સ્થિતિમાં ભાષાંતરકાર ઇચ્છે છે તેમ આપણો કોઇ હિન્દી લેખક જ આપણો પ્રાચીન ઇતિહાસ લખવા હામ ભીડે એમ અમે પણ ઇચ્છીશું. ગુજરાતમાં દિ. બ. કેશવલાલભાઇ જેવા કેટલાક ધુરંધર વિદ્વાનોએ પણ આ પ્રાચીન ઇતિહાસનાં કેટલાંક પ્રકરણોમાં ઉપયોગી થાય એવી લેખસામગ્રી ગુજરાત આગળ પણ મૂકી છે. વિદ્યાપીઠ જેવી આપણી એક અમૂલ્ય સંસ્થા અસ્તવ્યસ્ત ન થઇ ગઇ હોત તો આપણને અત્યાર સુધીમાં આવો એક ઇતિહાસ મળી પણ ચૂક્યો હોત. હજી પણ વિદ્યાપીઠના સંચાલકોના વેરાઇ ગયેલા જૂથમાંથી કોઇ આપણી આ વેડફાઇ જતી પ્રાચીનતાનો ઇતિહાસ ઔચિત્યપૂર્વક લખી થઇ શકે તેમ છે.

શિથિલ અભ્યાસવૃત્તિના આ યુગમાં એકંદરે અભ્યાસપૂર્ણ સામગ્રીથી રચાયેલા આ ગ્રંથનો અભ્યાસ કરવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ.

**કવિ રત્નેશ્વરકૃત શ્રીમદ્‌ભાગવત** ( ગુજરાતી પદ્યાનુવાદ ) સ્કંધ ૧–૨ : શ્રી. કેશવરાવ શાસ્ત્રીએ સંશોધેલો પ્રેમાનંદયુગના સંસ્કૃત પંડિત રત્નેશ્વરના શ્રીમદ્ ભાગવતના સ્કંધ ૧–૨ નો આ પદ્યાનુવાદ છે. ભાગવત જેવા આપણા રસ કાવ્યના રસજ્ઞ અને જૂની ગુજરાતીના સારા અભ્યાસક આ વિદ્વાન શાસ્ત્રીજીએ હમણાં હમણાં સોસાઇટીદ્વારા આ પુસ્તકથી અને શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી મહાભારત ભા. ૧–૨ દ્વારા આપણને એમના પ્રેમથી આદરેલા અને પ્રેમપૂર્વક પૂરા

[ અનુસંધાન પૃ ૬૮ ]

# તંત્રીસ્થાનેથી

## સદ્ગત શ્રી. કમલા નહેરૂ

તા. ૨૮ મી ફેબ્રુઆરીને રોજ યુરોપમાં લુસાં ખાતે શ્રીમતી કમલા નહેરૂનું આખરે કરુણ અવસાન થયું છે! સમસ્ત ભારતવર્ષના હરકે હૃદયને આ દુઃખદ સમાચારો વજ્રઘાતસમા વાગ્યા છે. દેશભક્તિના મહાયજ્ઞમાં સર્વસ્વ હોમવા તૈયાર થયેલા આ અમર કુટુંબ પ્રતિ હિન્દના પ્રત્યેક આત્માના હૃદયમાં ઊંડી ભક્તિ અને પ્રેમભાવ છે. પારાવાર વૈભવનો દાનપૂર્વક સ્વદેશહિતાર્થે ત્યાગ કરનારા આ કુટુંબની કુલવધૂ ક્યારે તબીઅત સુધારી સ્વદેશ પાછાં ફરે એ માટે ઉત્કંઠાથી રાહ જોવાતી હતી એટલામાં તો કારાગારનિવાસથી લથડી ગયેલા એમના કુસુમકોમલ દેહમાંથી એમનો આત્મા સ્વધામ સિધાવ્યો. પંડિત જવાહરલાલજીના આ મોંઘા સહધર્મચારિણીએ કુટુંબ અને પતિ સાથે દેશભક્તિ યથેચ્છ માગી લે તેટલું સઘળુંએ સમર્પણ કરવામાં કદી પાછું ફરીને જોયું નથી. આધુનિક ભારતવર્ષના આ આદર્શ સ્ત્રીરત્ને પોતાને માટે કપરા સેવાપ્રદેશની પસંદગી કરી વારંવાર જેલ નિવાસની થઇ આવ્યાં. એમના પતિને એમણે સમસ્ત દેશની જ સોંપી મીલ્કત ગણી સદાએ સહાનુભૂતિ ને સહકાર આપ્યા. છેક મરણ પથારીમાં પણ સ્વદેશની આઝાદીના મંત્રો એમણે વિસાર્યા નથી. હિન્દી જનતાની સેવાને ઉત્સાહી જીવનનું આવું અપૂર્વ તર્પણ અર્પનાર શ્રી કમલાએ એમના જીવન ને જીવનકાર્યમાં આધુનિક દેશભક્તિરત આર્યસ્ત્રીનો કદી ભૂલાય નહીં એવો આદર્શ રજૂ કર્યો છે. પતિના વિજોગોને એમણે દેશને ખાતર ઉચ્ચ પ્રકારની માનવતાથી સહી લીધા એ એમના પુનિત પત્નીત્વની એક ઉજ્જ્વળ બાજૂ છે. આવી આદર્શમહિલાના આત્મા ત્યાગ માટે હિન્દ કોઇપણ કાળે મગરૂર રહેશે. એ વીરાંગનાના ઉચ્ચ આત્માને અમે સનાતન શાંતિ ઇચ્છીએ છીએ અને સમગ્ર દેશ સાથે એમના કુટુંબ પર એમના સ્વર્ગવાસથી થયેલા ભારે વિજોગમાં અંતર રીતે સહભાગી થઇએ છીએ.

## મુંબાઇના કોરોનર અને ગુજરાતીઓ

સ્ટવથી બળી જઇને મરણ પામવાના અકસ્માત સ્ત્રીઓના સંબંધમાં ઘણીવાર અને ઘણે સ્થળે બને છે. મુંબાઇમાં પણ આવા અકસ્માત બને છે. આવા અકસ્માતના ભોગ ગુજરાતીથી ઇતર બીજી સ્ત્રીઓ પણ બને છે. કોઇવાર આવા ભોગની સંખ્યા ગુજરાતી યુવતીઓમાંથી વધુ થઇ હશે. આવી આકસ્માતિક વસ્તુસ્થિતિનું યોગ્ય પૃથક્કરણ કરવામાં મુંબાઇના કોરોનર રા. બ. આડતે ઘણીએ વાર ગુજરાતી સ્ત્રીઓ પરત્વે જ વહેવારદવા ટીકા કરી મરણ જેવા કરુણ પ્રસંગ પાછળ ન ઇચ્છીએ તેવા ઉદ્ગાર કાઢવા કરે છે. આ ઉદ્ગારદર્શન જ્યારે પ્રસંગેપ્રસંગે હદની બહાર થવા માંડ્યું ત્યારે મુંબાઇના ગુજરાતી સમાજને સકારણ રોષ થઇ આવ્યો. કોરોનરની આ ટેવ માટે શ્રીયુત જમનાદાસ મહેતાના પ્રમુખપદે એક 'સભા' ભરાઇ અને એમાં શ્રીમતી

લીલાવતી મુનશી આદિ ઘણા વક્તાઓએ એ અનુદાર ઉદ્‌ગારો સામે જાહેર વિરોધ કર્યો. સભાના આંદોલનો મુંબાઈની ધારાસભા સુધી ગયાં. પરિણામે રા. બ. આઠવલે હવેથી એવા ઉદ્‌ગાર કાઢતાં સંયમ સાચવશે એમ હોમ મેમ્બર તરફથી ખાતરી આપવામાં આવી છે. ગુજરાતીઓના આવા એક સ્વમાનના પ્રશ્નનું નીરાકરણ થયું છે.

## સદ્‌ગત શ્રી. દીનશાહ એદલજી વાચ્છા

આપણી મહાસભાના આદ્ય સ્તંભ જેવા છેલ્લા વૃદ્ધ દેશભક્ત શ્રી દીનશાહ વાચ્છાનું પણ અવસાન થયું છે. મહાસભાને બાલ્યકાળથી પોષનાર દાદાભાઈ, ફીરોઝશાહ વગેરે સાથે જોડાઈ શ્રી. દીનશાહ વાચ્છાએ હિન્દની આર્થિક સ્થિતિનો તલસ્પર્શી અભ્યાસ કરી જે સેવા કરી છે તે કાળે કરીને પણ ભૂસાય એવી નથી. મહાસભાના ઉદાર મતવાદીઓના યુગમાં વીસ વીસ વર્ષ સુધી સતત સેવા ઊઠાવી એ બાહોશ મંત્રી તરીકે સંગીન અને ચાલુ સેવા કરી ગયા છે. દાદાભાઈ નવરોજીના માનીતા અને અર્થશાસ્ત્રના અભ્યાસી શિષ્ય, ફીરોઝશાહ મહેતાના જીવજાન દોસ્ત અને ગોખલેના એ સહચારી આંકડાઓના સંગીન ઉલ્લેખોથી ભલભલા સરકારી મહારથીઓને પણ મહાત કરતા. મુંબાઈની મ્યુનિસિપાલીટિની એમની સેવા પણ જેવી તેવી નથી. આ દેશભક્તના આત્માને અમે શાશ્વત શાંતિ ઇચ્છીએ છીએ.

## સદ્‌ગત શ્રી. ધીરજલાલ નાણાવટી

તા. ૯–૨–૩૬ ને રોજ એક વખતના મુંબાઈ હાઈકોર્ટના ન્યાયમૂર્તિ ને પૂનાના સેસન્સ જજ શ્રી. ધીરજલાલ ડાહ્યાભાઈ નાણાવટીના હૃદયબંધથી ઊપજેલા દુઃખદ અવસાનની નોંધ લેતાં અમે શોકની લાગણીઓ અનુભવીએ છીએ. શ્રી. ધીરજલાલ નાણાવટી આઈ. સી. એસ. માં જોડાઈ નામદાર સરકારના ન્યાયખાતામાં જોડાયા હતા. એઓ એક સહૃદયી, નિડર અને સત્યપ્રિય રાજસેવક હતા. એમની નિડર અને સત્યનિષ્ઠ સ્વભાવવૃત્તિને લીધે એમની રાજસેવામાં એ કદાચ અન્યાયના ભોગ થયા હશે. એમનો મિલનસાર સ્વભાવ, ઉદાર માનવતા અને સદ્‌ગુણપ્રેમ એમને નામાંકિત ગુજરાતી ન્યાયમૂર્તિઓની હારમાં બેસાડે એવાં હતાં. આવા એક સહૃદય પ્રજાભક્ત સાથે સાચા રાજભક્તનું સ્થાન ગુજરાતમાં એમના અકાલ અને કરૂણ અવસાનથી ખરેખર ખાલી પડ્યું છે. એમના અમર આત્માને અમે શાંતિ ઇચ્છીશું.

## વિદાય

પતીયાળાના મહારાજાની ઑસ્ટ્રેલીયન ક્રીકેટ ટીમ પોતાનો કાર્યક્રમ પૂરો કરી પાછી ઑસ્ટ્રેલીયા ગઈ છે. નહિ ત્રણ અને નહિ પાંચ એમ ચાર ટેસ્ટ મેચ રમવાની નક્કી થઈ હતી તેમાંથી પહેલી બે ઑસ્ટ્રેલીયનો જીત્યા અને છેલ્લી બે મેચ વઝીરઅલીની કપતાનશીપ નીચે હિંદીઓ જીત્યા. પરંતુ આ જીતથી હિંદીઓએ ફુલાઈ જવા જેવું નથી કારણ કે ઑસ્ટ્રેલીયન ટીમનો આખો કાર્યક્રમ ઘણો અગવડભર્યો હતો હતો અને તેમાં મુસાફરી ઘણી હતી. પાછળથી એમનામાં પાંચ પાંચ સારા ખેલાડીઓ

[ અનુસંધાન પૃ. ૧૦૦ ]

# દો...હ...ન.

## જપાની કાવ્યપુષ્પ

સિંધુને પારથી પવનલહરીશમા
 આવ ભેટે મને—હું વિજેતા;
વિગત કો' પ્રેમગાથાશમી અધિકા
 ઉર લપેટે મને—હું વિજેતા.
કો મહાછંદ ને મીઠડી રાગિણી
 જેમ સંગીતને વ્યોમ લેતાં;
એમ એ પાંખ પ્રોળાય મુજ પ્રાણમાં:
 સજ્જ ઊડવા ઊભો હું વિજેતા.
આજ ચિરમૌનના, લોક પરલોકના
 દ્વારકૂંએ ઊભો હું વિજેતા,
 હસન્તો વિજેતા.

—યોન નોગુચી: વિજેતા: કલમ અને કિતાબ: જન્મભૂમિ: ૧૨ : ૧૨ : ૩૫

## ધર્મનાં દ્વાર

કોઈ પણ ધર્મને સામાજિક અધિકારોમાં પક્ષપાતદ્વારા કૃત્રિમ રેખા મેળવવાનો અધિકાર નથી. ભવિષ્યમાં હિંદુધર્મ પ્રત્યે હરિજનોનાં મનમાં પ્રેમ અને ભક્તિભાવ તો જ રહેશે જો તેમના સુશિક્ષિત લોકોને લાગશે કે હિંદુધર્મ એ પ્રેમ અને ભક્તિને પાત્ર વસ્તુ છે. કોઈ માણસની સામે આપણાં ઘરનાં ને મંદિરનાં દ્વાર બંધ કરીએ અને છતાં આપણા ધર્મ વિશે એનો સદ્ભાવ ને નિષ્ઠા ટકી રહે એવી આશા રાખીએ એ ઝાંઝવાનાં નીર સમાન છે.

—ચક્રવર્તી રાજગોપાલાચાર્ય: હરિજન

## સ્ત્રી ભાવનાપ્રધાન કે બુદ્ધિપ્રધાન?

એમ કહેવાય છે કે સ્ત્રીઓ ભાવનાપ્રધાન જ હોય છે અને પુરુષો બુદ્ધિપ્રધાન હોય છે. સ્ત્રીઓએ જ ધર્મભાવના કેળવેલી છે. એવી જાતની માન્યતા અને વાક્યો બોલતાં સાંભળીએ છીએ. હું એ પોતે માની શકતો નથી. સ્ત્રીજાતિ ભાવનાપ્રધાન અને પુરુષ બુદ્ધિપ્રધાન ખચિત છે એ હું નથી માનતો. માત્ર ભાવના કે માત્ર બુદ્ધિ કામ નથી આવતી. પુરુષ ભાવના અને બુદ્ધિ બન્ને સરખાં ધરાવે છે અને બુદ્ધિ અને ભાવના વો કોઈપણ નથી વસ્તુ સ્વીકારે છે. સ્ત્રીઓ ધર્મની રક્ષા કરે છે એ જાતની પ્રશંસા ઘણ ખિસ્સે કે જાણે બાપુએ કરેલી છે પણ એમાં હું સંમત નથી.

—કિશોરલાલ મશરૂવાળા: સ્ત્રીઓના માર્ગમાં અંતરાયો.
ભાવનગર મહિલા વિદ્યાલયમાંના વ્યાખ્યાનમાંથી

## રવિબાબુની સાહિત્ય સૃષ્ટિ

મારી સૃષ્ટિને એક સીમા હોય છે. તે સીમા પર્યંત વારંવાર તમારા મનોરથ જઇ પહોંચે તો તમારૂં મન બગડી જશે. મનુષ્યને એક રોગ છે. જે પ્રાપ્ત થાય તે તમારી પ્રકૃતિને સંપૂર્ણપણે પરિતૃપ્તિ આપી શકે તેવી પ્રત્યાશા મારી રચનાઓમાંથી રાખશો નહિ. કંઇક તમને સારૂં ન લાગે તે બીજાને મન પોતાના મનની જ કથા લાગે. જુદા જુદા ભાવથી જુદા જુદા સુરથી જુદી જુદી વાતો કહેલી છે. તેમાંથી જે તમને પસંદ પડે તે પસંદ કરી લ્યો.

—શ્રી. રવીન્દ્રનાથ ટાગોર.

## માતૃભાષા જ કેળવણીનું ખરૂં વાહન

" હિન્દના ઘણાખરા પ્રદેશમાં તો ફક્ત એટલું જ થયું છે, કે મેટ્રીકની પરીક્ષામાં ભાષા સિવાયના બીજા જવાબપત્રો માતૃભાષામાં લખવાની વિદ્યાર્થીઓને છૂટ આપવામાં આવી છેઃ તે સિવાય ભાષાને શિક્ષણ વાહન તરીકે બહુ જ થોડું સ્થાન મળ્યું છે. ત્યારે અહીં મૈસુરમાં તો આપણે આ બાબતમાં પહેલ કર્યાનો દાવો ધરાવીએ છીએ. ત્રણ વર્ષો પર ઇતિહાસ અને ભૂગોળના વિષયો કાનડી ભાષાદ્વારા શીખવવાનો એક પ્રયોગ ચાલુ કરેલો. ને આ વર્ષે તો આપણે તમામ મોટી હાઇસ્કૂલોમાં ઇતિહાસ, ભૂગોળ, ને ગણિતના શિક્ષણનું ફરજીઆત વાહન કાનડીને બનાવેલ છે. પણ જેઓની માતૃભાષા કાનડી નથી તેઓને અંગ્રેજીના માધ્યમમાં ભણવાની છુટ આપી છે. ને અમે તો જોયું છે કે કાનડીમાં શિક્ષણ લેનારા વીદ્યાર્થીઓએ કાનડીમાં પરીક્ષા આપવામાં સહુ કરતાં વધુ નિપુણતા બતાવી છે, એટલું જ નહીં પણ તેઓએ અંગ્રેજીના વિષયમાં પણ બહેતર પરીણામ બતાવ્યું છે. આ એક મહત્ત્વની બીના છે, કેમકે યુનીવર્સીટીની એ ફરીયાદ છે કે મેટ્રીકની તો શું પણ પ્રવેશકની પરીક્ષા પસાર કરનારા વિદ્યાર્થીઓનું પણ અંગ્રેજી અતિ નબળું રહે છે.

—કાનડી સાહિત્ય પરિષદના અધ્યક્ષ શ્રી સુબ્બારાવના ભાષણમાંથી.

## હિન્દના પરદેશી હિતૈષીઓ

અને મિસિસ સેંગર તો એવા દુઃખીઓનાં દુઃખભંજક રહ્યાં. એવાં દુઃખીઓનું મોક્ષસાધન સંતતિનિયમન નહીં તો બીજું શું !! હું આ કટાક્ષ નથી કરતો. મિસિસ સેંગરે અમેરિકામાં સર્વધર્મપરિષદ આગળ આપેલ ભાષણમાં સંતતિનિયમનને મોક્ષ-સાધન તરીકે વર્ણવેલ છે. તે ભાષણમાં એમણે નથી વાત કરી કેવળ વિવાહિત દંપતીઓની, ત્યાં તો એમણે વાત કરી છે અમેરિકાની—જ્યાં દર વર્ષે ૨૦ લાખ બાળહત્યાઓ થાય છે ! એટલી બાળહત્યાને અટકાવવાને માટે સંતતિનિયમનનાં સાધનો સિવાય બીજો શો ઉપાય !! પણ હજી આગળ વધીએ તો જણાશે કે આ પરદેશી પ્રચારિકાઓની ચઢાઇ ભારતની સ્ત્રીઓના હિતાર્થે નહીં પણ બીજા જ હેતુથી થઇ રહી છે. અમેરિકાના એ જ ભાષણમાં એમણે સ્પષ્ટ રીતે કહ્યું હતુંઃ " જાપાનમાં વસતિ કેટલી વધી રહી છે ! ત્યાં તો વસતિવૃદ્ધિનું એનું આગવું અપૂર્વ પ્રમાણ હતું તે પણ હવે વટાવી જવામાં આવ્યું છે. આમને આમ ચાલે તો આ એશીઆની પ્રજાઓનો ત્રાસ ધરતી કેમ સહન કરી શકશે ! રાષ્ટ્રસંઘે આની સામે કાંઇક જબરદસ્ત

[ અનુસંધાને પૃ. ૧૦૨ ]

# વર્તમાનસાર

આયરીશ કવિ ડબલ્યુ બી યિટસે ઉપનિષદોને જગત સંસ્કૃતિના શિરોમણિ ગ્રંથો તરીકે બહુમાન કર્યું છે.

× × ×

તા. ૯-૨-૩૬ એ અમદાવાદમાં ગુજરાત સાહિત્ય સભા, ભારત કલામંદિર અને હિંદુસ્થાની સાહિત્ય સંઘ તરફથી [illegible] કેરલ કલામંદિરના સંસ્થાપક કવિવર વલ્લાથોલનું સન્માન કર્યું હતું.

× × ×

તા. ૬-૨-૩૬ ને રોજ શ્રી. કનૈયાલાલ મુનશીને પ્રમુખપદે સ્વર્ગસ્થ પંડિતજી મોતીલાલજી નહેરુની પાંચમી સંવત્સરી ઊજવવા મુંબઈમાં જાહેર સભા થઈ હતી.

× × ×

તા. ૧૫-૨-૧૯૩૬ રોજ મહારાષ્ટ્ર સંગીત સમિતી તરફથી હિન્દુસ્તાની મ્યુઝિક કૉન્ફરન્સનું પ્રથમ સત્ર શરૂ થયું હતું. સત્કારમંડળના પ્રમુખપદે શ્રી. લીલાવતી મુનશી હતાં ને પ્રમુખપદે ધરમપુરના મહારાજા શ્રી વિજયદેવજી હતા.

× × ×

તા. ૨૩-૨-૩૬ ને રોજ શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા અંગે ' ઉછેર : કળા કે શાસ્ત્ર ? ' એ વિષય ઉપર દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીના પ્રમુખપદે શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, મુંબઈમાં શ્રી. ભીમભાઈ લાલભાઈ દેસાઈએ એક વ્યાખ્યાન આપ્યું હતું.

× × ×

રવિવાર તા. ૧૬ મી ફેબ્રુઆરીને દિવસે સુરતની આંતરરાષ્ટ્રીય ફેલોશિપના આશ્રયે શ્રીમતી શીરીન ફોજદારે 'મહાન ચળવળ' વિષે ભાષણ આપ્યું હતું.

× × ×

સોનગઢ ગુરુકુળનો મહોત્સવ ફેબ્રુઆરી તા. ૨૧ થી ૨૩ સુધી ઊજવાયો હતો.

× × ×

સદ્ગત સમ્રાટ પંચમ જ્યોર્જને અંજલિ આપવા મુંબાઈના નાગરિકોની સભા નામદાર આગાખાનના પ્રમુખપદે મળી હતી.

× × ×

સિંધની કૉલેજની કન્યાઓની સભા કરાંચીની સિંધ કૉલેજના થીએટરમાં મળી હતી. કન્યાઓ માટે નર્સની કારકીર્દી ઘડવા જોગ છે એવો ઠરાવ તેમાં પસાર થયો હતો.

× × ×

રજબ આરમાત વખતે મુંબાઈના કોરોનર ગુજરાતીઓ સામે જે અણઘટતી ટીકા કરે છે તેનો વિરોધ કરવા શ્રી. જમનાદાસ મહેતાના પ્રમુખપદે મુંબાઈમાં એક સભા મળી હતી.

× × ×

સિદ્ધપુરમાં હસ્તઉદ્યોગપ્રદર્શન ભરાયું હતું.

× × ×

આવતા જુલાઇના પહેલા સપ્તાહમાં મળનારી આંગ્લ અને અમેરિકન ઇતિહાસકારોની પરિષદમાં હાજરી આપવા કલકત્તા યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલરને નિમંત્રણ મળ્યું છે.

× × ×

અમદાવાદમાં શ્રી. ડી. બી. મહુલીકરે તા. ૧૭ ફેબ્રુઆરીને દિવસે ' ભારતીય ચિત્રકળા ' વિશે વ્યાખ્યાન આપ્યું હતું.

× × ×

૧૯૩૪–૩૫ થી જે શિક્ષકોએ મેઇલ ટ્રેઇનિંગ કૉલેજની પરીક્ષામાં હિન્દી વિષયની ન આપી હોય અથવા નાપાસ થયા હોય તેમની હિન્દીની પરીક્ષા એપ્રિલ માસમાં લેવાશે.

× × ×

વડોદરામાં ધી બરોડા ઓલિમ્પિક એસોશિયેન સ્થાપાયું છે.

× × ×

હિન્દુ યુનિવર્સિટિના પ્રો. ચાન્સેલરના સ્થાનેથી આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવ ટૂંક સમયમાં નિવૃત્ત થનાર છે.

× × ×

હિન્દુસ્થાની સાહિત્યસંઘ, અમદાવાદ,માં તા. ૨૩ મી ફેબ્રુઆરીને રોજ ા. હરિપ્રસાદ દેસાઇને પ્રમુખપદે અ. રામચંદ્ર આઠવલે ' મરાઠી પોવાડા સાહિત્ય 'એ ંષય ઉપર ભાષણ આપ્યું હતું.

× × ×

પૌરસ્ત્ય વિદ્યાપીઠ ( School of Oriental studies ) વાળા રેવરંડ નિયલ એમીલ્ન ઇવાન્સનું જાન્યુઆરીની આખરે લંડનમાં અવસાન થયું છે. એઓ હિન્દના સારા વિદ્વાન હતા.

× × ×

હિન્દના મિકેનિકલ એન્જીનીયરીંગ સંઘની અમદાવાદની શાખાએ મિકેનિકલ સિવિલ તથા ઇલેક્ટ્રિકલ એન્જીનિયરીંગ અંગેનાં સો પુસ્તકો મસ્કતી માર્કેટની લાઇબ્રેરીને ભેટ આપ્યાં છે.

× × ×

ગુજરાત સાહિત્ય સભા તરફથી પ્રતિ વર્ષ થતી સાહિત્યના અભ્યાસની પરીક્ષા તા. ૭ મી જૂને લેવામાં આવશે.

× × ×

રાષ્ટ્રીય મહાસભાના આવતા સત્રની તારીખો એપ્રિલ ૧૨, ૧૩ અને ૧૪ નક્કી થઇ છે.

× × ×

શ્રી. ભક્તિપ્રસાદ ત્રિવેદીએ હિન્દી સરકાર તરફથી ગ્રંથપાળની તાલીમ આપનારા વર્ગનો લાભ લઇ પ્રમાણપત્ર મેળવ્યું છે,


SIROLIN
ROCHE

[ એકલો: પૂરઃસંધાન પૃ. ૧૯ થી ]

આમ વાત કરતા તો ચિતા ઠંડી પડી ને વાત લપડી–બધા ય હાસ કહી અંધારામાં ભૂત જેવા રસ્તે પડયા ને પોતપોતાને ઘેર પડયા.

એ અંધારામાં એ રાખ પાસે માત્ર અરૂણુ બેઠો હતો. તે રાખને જોતો હતો. જીવનની આ ઘટમાળ ઉપર–આ કારમા વૈષમ્ય ઉપર રડવું ય પાછું હઠી જતું હતું–" એકલવાયું જીવના એકલાનું તે કોણુ ! કોઇ થયું છે.! અનિલ, કૈં નહિ; હું તારી રાખ સંભાળું છું. તું ચિંતા ન રાખતો ! " કહી એ પણુ પ્રભાતનાં આછાં ઉજાસ થતાં ચાલી નિકળ્યો.

બીજે દિવસે એના પિત્રાઇને જાણુ થયું–વારસાહકકની બજવણી કરી ભાઇનો હકક બજાવ્યો; ને બીજી રાતે પણુ પેલા ફકીરનાં ગીતો સાંભળતો હતો. એકલો અરુણુ–અરુણુ તો એકલો હતો એવો જ રહ્યો.

એકલા ઉગવું, રહેવું, એકલા આથમી જવું.

સ્નેહથી છલકાતા આ સંસારે એમ શેં થયું !–એ કોઇ ઉકેલી શકયું છે ! કે ભરમ ફૂટે !



[ હુલ્લડખોર : અનુસંધાન પૃ. ૨૪ ]

વ્યક્ત કરી શકતો નથી. તમારી અને કેથરાઇન વચ્ચે અત્યારે કેમ ચાલે છે તે મને ખબર નથી: પણ સ્ટીફન, હું તમને કહું છું—બીજી કોઇ સ્ત્રી સહન કરી શકે તેના કરતાં વિશેષ, તમે ગયા બે મહિનામાં એને તાવી છે.

[ મોર દુઃખનો અભિનય કરે છે. ]

સરજોન : તમારો રસ્તો તમે જ્યારે પસંદ કર્યો—

મોર : પસંદ કર્યો !

સરજોન : એની દરેક લાગણીની વિરુદ્ધ તમે વર્ત્યા. આ પરિણામ આવશે તે તમે જાણતા હતા—મારા બીજા છોકરાને પણ એવું જ થાય—

મોર : એમાંના ગમે તેને બદલે ખુશીથી મરવા હું તૈયાર છું.

સરજોન : હા—તમારું દુઃખ હું સમજું છું. તમારા દેશ વિરુદ્ધ ખડા થવા કરતા બીજું મહાન દુઃખ હું ખ્યાલમાં લાવી શકતો નથી. એ ભોગે તો મને હ્યુબર્ટ પાછો મળતો હોય, અરે, મારા બધા દીકરા બચતા હોય—તોપણ તે મારે પાછા ન જોઇએ. દેશ માટે મરી ફીટવું—ગમે તેમ પણ મારો છોકરો સુખી છે !

મોર : હા !

સરજોન : છતાં તમે કેમ જે એ જ કર્યા કરશો ! સ્ટીફન, તમારામાં અભિમાનનું શું ભૂત ભરાયું છે ?

મોર : તમે એમ ધારો છો કે ત્યાં લડતા નાનામાં નાના સૈનિક કરતાં હું મારી જાતને ચઢીયાતો માનું છું ? એક ઘડી માટે પણ નહિ.

સરજોન : હું તમને સમજી શકતો નથી. મેં તો હમેશાં તમને, કેથરાઇન પ્રત્યે લાગણી ધરાવતા જાણેલા.

મોર : સર જોન, તમે સ્ત્રી અને બાળક પહેલાં દેશને સ્થાન આપો છો ને ?

સર જોન : જરૂર.

મોર : હું પણ તે જ માનું છું.

સર જોન : ( અસ્વસ્થ થઇને ) મારો દેશ જે કરે છે અથવા કરતો નથી, તેની પરીક્ષા મારા ઇશ્વરની જેમ હું કરતો નથી. ( એના માટે એણે જે સહન કર્યું છે તેના આનંદથી ) મારો દેશ !

મોર : એ સિદ્ધાંત માટે મારું સર્વસ્વ સમર્પવા હું તૈયાર છું.

સર જોન : ( મુંઝાઇને ) સ્ટીફન, મેં તમને કોઇ દિવસ ચક્રમ ધાર્યા નથી : હમેશ મેં તમને પ્રામાણિક અને શાણા માન્યા છે. પણ આ તો — આદર્શવાદી ગાંડપણ છે.

મોર : બનનાર છે તેનું દર્શન.

સર જોન : પૃથ્વી પરના બધા પુરુષોએ અને સર્વોત્તમ પ્રજાએ જે પોતા માટે માર્ગ

માન્યું છે તેનાથી તમને કેમ સંતોષ થતો નથી. આપણા દેશ માટે એ કેટલું સહન કરી શકે તે મેં જોયું છે અને હું એમને ઓળખું છું.

મોર : સર જોન, ખ્યાલ તો કરો કે મારા ગયા બે મહિના કેવી રીતે ગયા છે! રસ્તામાં મને જોઈ લોકો પુંઠ ફેરવે – અને ભીંત સમજી જુના મિત્રો મારી પાસેથી પસાર થઈ જાય છે. ટપાલની પણ બીતી રહે! કાનમાં ભુમરાણના અવાજ વાગતા હોય એવી સ્થિતિમાં દરરોજ રાત્રે સુવાનું! અને તિરસ્કાર સિવાય મારૂં નામ વપરાતું નથી એ જાણવું—

સર જોન : તમારે નવા મિત્રો થયા છે : હું ધારૂં છું કે એવા ઘણા જ થયા છે.

મોર : પણ કાલ રાત્રે મારા પર થુંકવામાં આવ્યું, એથી તો એનો બદલો વળતો નથી ને ? એની સરખામણીમાં તમારી લડાઈઓ રમત બરાબર છે.

[ રસ્તામાં ટોળાનો ઘોંઘાટ અને ધમાલ વધતાં જાય છે. સર જોન એમનું માથું તે તરફ ફેરવે છે. ]

સર જોન : જીત થઈ એ તમે સાંભળ્યું હશે. એ માટે દિલગીર થવા જેટલી હદ સુધીની તમારી અકુદરતી લાગણી નહિ હોય ! ( મોર માથું ધુણાવે છે. એ તો ઠીક છે ) ! ઈશ્વરને ખાતર, સ્ટીફન, સુધારવું મુશ્કેલ નીવડે ત્યાર પહેલાં અટક. કેથરાઈન સાથેનું તારૂં જીવન બગાડીશ નહિ. હ્યુબર્ટ એનો પ્રિય ભાઈ હતો. એને મારનારને તમે ટેકો આપો છો. એથી એને કેટલું લાગે એનો તો વિચાર કરો. આ—ગાંડા ચક્રમવેડા—આદર્શ-ઘેલછા—જે કહેતા હો તે જતા કરો, કેથરાઈનને લઈને જતા રહો. આ ખતમ થાય ત્યાં સુધી દેશ છોડીને ચાલ્યા જાઓ—આ તમારો દેશ જેની તમે વિરૂદ્ધ છો અને જેને તમે બદનામ કરો છો એને સાથે લઈ જાઓ. જુઓ ! તમે શું સારૂં કરો છો ? ખરેખર શું સારૂં કરો છો. ? ચાલ, ભાઈ ! સંપૂર્ણ હેરાન થાય ત્યાર પહેલાં સમજ.

મોર : સર જોન ! આપણા લોકો ત્યાં એમનામાં છે તે સિદ્ધાંત માટે માર્યા જાય છે. હું મારો સિદ્ધાંત ઉંચો અને માનવજાત માટે વિશેષ સારો માનું છું—એમાંથી મારે ખસી જવું ? આ લડત મેં શરૂ કરી ત્યારથી આ વિરોધ કરવા માટે અનેકે મારો આભાર માન્યો છે. એ મને હવે એમનો નેતા માને છે. એમનો મારે ત્યાગ કરવો ? તમે તમારી છેલ્લી આશાની અજમાયશ કરી—ત્યારે તમે શું સારૂં કરો છો અથવા એમાંથી બચીને જીવતા આવશો, એવો તમારી જાતને સવાલ કરેલો ? મને અનુસરે છે એ લોકોને દગો ન દેવો અને આજ આ દેશમાં નહિ, પણ સદા માટે સર્વ દેશમાં પવિત્ર છે એવો જ્યોતિ પ્રકાશ્યા પછી અને હોલવાઈ જવામાં મદદ ન કરવી, એ મારી છેવટની આશા છે.

સર જોન : ( લાંબુ જોયા પછી ) તમે બોલો છો એ માનવા માટે હું તમને ધન્યવાદ આપું છું. પણ મને કહેવા દો કે તમે ગમે તે જ્યોતિ વિષે વાત કરતા

હતો—એ સમજવા માટે તો હું ઘરડો થઇ ગયો છું·તમે જરૂર એક એક જ્યોતિ તો બુઝાવો છો—તે તમારી પત્નીનો પ્રેમ. ખુદા ખાતર ! આ તમારા નવા મિત્રોનું જૂથ, આ ચક્રમો અને તકાજીદાસોનું ટોળું એ એના પ્રેમનો—તમારી કારકીર્દિનો, અને અન્ય જે તમને ચાહતા અને માન આપતા તેનો તમને બદલો આપી શકે, તેમ હોય તો તો ઘણું સારું. પણ પૃથ્વી પરના એકલવાયા ઊભેલા માણસની માફક—તમારે પ્રેમ માટે ફાંફાં મારવાં પડે: આ તમારું કાર્ય પૂર્ણ નાશ અને બરબાદીમાં પરિણમે—જે થવાનું જ છે—તો હું તમારા પ્રત્યે દયા નહિ દર્શાવું—હું દયા દર્શાવી શકીશ નહિ. રામરામ !

[ એ બારણા તરફ જાય છે. તેને ઉઘાડે છે અને બહાર જાય છે. મોર તદ્દન શાંત ઊભો રહે છે. આખો વખત રસ્તામાંનો ઘોંઘાટ અને ગુમરાણ વધ્યે જ જાય છે, અને ધીમે ધીમે એનું ધ્યાન ખેંચાય છે. એ સ્વબાની બારીએ જાય છે અને બહાર જુએ છે: પછી ઘંટડી વગાડે છે. એનો જવાબ આવતો નથી, અને બત્તી ઝળકાવીને એ ફરી ઘંટડી વગાડે છે. કેથરાઇન ફરી પ્રવેશ કરે છે. એણે કાળી ટોપી, અને બહાર જવાનો કાળો કોટ પહેરેલાં છે. ઘંટું જોયા સિવાય લાગણી વિના તે બોલે છે. ]

કેથરાઇન : તમે ઘંટડી વગાડી ?

મોર : આ ઓરડી નોકરો બંધ કરે તે માટે.

કેથરાઇન : નોકરો બહાર ચાલ્યા ગયા છે. ઘરને આગ લગાડશે એવો તેમને ભય છે.

મોર : સમજ્યો.

કેથરાઇન : એમની પાસે એમને ટકાવી રાખવા તમારા જેવા આદર્શો નથી. ( મોર ખચકાય છે ) હું ઓલીવ અને હેલનની જોડે બાપાજીને ત્યાં જાઉં છું.

મોર : ( એના શબ્દોનો બરાબર અર્થ સમજવા પ્રયત્ન કરતો ) ઠીક ! હોટલ કરતાં તને એ ગમ્યું ? ( કેથરાઇન માથું હલાવે છે. ધીમેથી ) મને કહેવા દઇશ, કીટ, કે તારા માટે—શુભદર્શના—મને કેટલી લાગણી થાય છે ?

કેથરાઇન : જરૂર નથી. મારો કહેવાનો અર્થ મારે સ્પષ્ટ કરવો જોઇતો હતો. હું પાછી આવવાની નથી.

મોર : નથી—? આ ઘર સલામત નથી ત્યાં સુધી—

કેથરાઇન : સમૂળગી નહિ.

મોર : કીટ !

કેથરાઇન : મેં તો તમને પહેલેથી કહ્યું હતું. તમે હદ ઓળંગી ગયા છો !

મોર : ( અનિશ્ચય લાગવાથી ) એનો અર્થ શો થાય છે તે ખબર છે ? આપણો આવો પ્રેમ...અને દસ વર્ષ પછી !

કેથરાઇન : એ પ્રેમ હતો ! મારા જેવી શોખીનને તમે કદાપિ ચાહી જ કેમ શક્યા હો !

મોર : આ તો ગાંડપણ છે, કીટ-કીટ !

કેથરાઈન : ગઈ રાતે હું તૈયાર હતીઃ તમે ન થઈ શક્યા, તે વખતે તમે તૈયાર ન થઈ શક્યા તો કદાપિ તમારાથી નહિ થવાય. તમે તો બહુ ઉન્નત છો, સ્ટીફન. જેની સમોવડી હું નથી, એવાની સાથે મને રહેવાનું ગમતું નથી —હું રહેવા ઇચ્છતી નથી. તમે પેલું ભાષણ કર્યું ત્યારથી આનાં પગરણ બેઠાં હતાં. શું પરિણામ આવશે, એ મેં તે રાતે કહ્યું હતું.

માર : ( એને હાથ વીંટાળવા પ્રયત્ન કરતાં ) આટલી બધી ક્રૂર બનીશ નહિ.

કેથરાઈન : ના ! સાચી હકીકત જુઓ ! આટલી બધી ભિન્ન વ્યક્તિઓ ચાલી શકે જ નહિ—મને જવા દો.

માર : ઇશ્વરને નામે કહું છું કે આપણા સિદ્ધાંતમાં ફેર છે તેમાં હું શું કરું ?

કેથરાઇન : ગઈ રાતે તમે 'સોદો'–શબ્દ વાપર્યો હતો. બરાબર છે. તમને ખરીદવાનો મારો વિચાર હતો. મારે તમારા સિદ્ધાંતનો નાશ કરવાનો ઇરાદો હતો. હું શું કરતી હતી તે તમે મને દર્શાવ્યું. સ્ટીફન, હું સોદા કરનારી છું, એમ ઓળખાવાનું મને પસંદ નથી.

માર : ઇશ્વર જાણે છે–એવો મારો હેતુ નહોતો. તમારી આત્મસ્વરૂપ હું ન હોઉં તો મારે તમારી રખાત માફક રહેવું નથી.

[ માર, કોઇએ ચાબુક ફટકાર્યો હોય તેમ જાણે બચાવમાં બે હાથ ઉંચા કરી દે છે. ]

કેથરાઈન : હા, એ ક્રૂરતા છે. એ દર્શાવે છે કે તમે ઉન્નત સ્થળના વાસી છો. હું તમને નીચે નહિ ખેંચી પાડું.

માર : ઇશ્વરને ખાતર કીટ, તારું અભિમાન દૂર કરી જરા સમજ, હું મારા સિદ્ધાંત માટે લડું છું. માણસ બીજું શું કરી શકે ? બીજું શું ? અરે ! કીટ ! જરા વિચાર !

કેથરાઈન : હું તો અહિં ગુંગળાઇ જાઉં છું. કશું કરવું નહિ-મુંગા બેસી રહેવું—અને મારા ભાઇઓ ત્યાં લડે છે અને માર્યા જાય છે. હું સારવાર માટે જવાનો પ્રયત્ન કરીશ. હેલન મારી સાથે આવશે. મારે પણ મારો મત છે : જેવો તેવો સામાન્ય દેશપ્રેમ. હું તમારી સાથે અહિં રહી શકીશ નહિ. ગઇ રાત મેં જમીનપર વિચાર કરતાં કાઢી છે–અને હું સમજું છું !

માર : અને ઓલીવ ?

કેથરાઈન : આયા જોડે હું એને બાપાને ત્યાં મૂકીશઃ એને લઇ જવાની મનાઇ કરો તો જૂદો સવાલ છે. તમે મનાઇ કરી શકો છો.

માર : ( નિરુત્સાહથી ) તું સારી પેઠે જાણે છે કે એમ હું નહિ કરું. તને જવાની અને એને સાથે લઇ જવાની સ્વતંત્રતા છે.

કેથરાઈન : ( ધીમેથી ) આભાર ! ( એકદમ તે એના તરફ ફરે છે, અને એની આંખોને માતા તરફ આકર્ષે છે. અવાજ વિના, એ દૃષ્ટિમાં સર્વ શક્તિ વ્યક્ત કરે છે ) સ્ટીફન ! એ છોડી દે ! અને મારી પાસે આવ !

[ રસ્તામાં ખુશાલીના અવાજ વધતા જાય છે. આનંદનો દરેક અવાજ, સીસોટીઓ, ફુલકા વગેરેના ધ્વનિ સંભળાય છે ]

મોર : અને એમાં ડૂબી મરું !

[ કેપરાઇન ગભરાટથી બારણા તરફ ફરે છે. ત્યાં તે ઊભી રહે છે અને ફરીથી એના બાપુને જુએ છે. લાગણીના યુદ્ધને લીધે એનો ચહેરો અગમ્ય લાગે છે. ]

મોર : ત્યારે-તું જાય છે ?

કેપરાઇન : ( ધીમેથી ) હા.

[ એ મસ્તક નમાવે છે, દરવાજો ઉઘાડે છે અને જાય છે. મોર એની પાછળ જાણે જવા આગળ ધપે છે, પણ દરવાજામાં ઓલીવ દેખાય છે. એણે સફેદ નાનો ફ્રોક અને ગોળ સફેદ કોટ પહેરેલાં છે. ]

ઓલીવ : બાપુ, તમે અમારી જોડે નથી આવતા ! ( મોર માથું ધુણાવે છે )

ઓલીવ : શા માટે નહિ !

મોર : કાંઇ નહિ મારા અસ્થિર પંખી !

ઓલીવ : મોટર ઘણી ધીમી લઇ જવી પડશે. રસ્તામાં ઘણા લોકો ભેગા થયા છે. એ ઘરને આગ લગાડે નહિ, એટલા માટે તમે અહિં રહો છો ! ( મોર હા પાડે છે ) હું થોડીવાર રહું ! ( મોર માથું ધુણાવે છે ) કેમ ?

મોર : ( એના માથા પર હાથ મુકતા ) મારી બચુડી, જા.

ઓલીવ : બાપુ ! મને જરા બચ્ચી તો કરો. ( મોર એને ઉચકી બચ્ચી કરે છે )

ઓલીવ : ઉ...ઉ...

મોર : જા, દીકરી !

એ જાય છે, એની સામે સામું ફરી જુએ છે, એકદમ ફરે છે અને અદૃશ્ય થાય છે. ]

[ મોર બારણા સુધી એની પાછળ જાય છે, પણ ત્યાં અટકે છે. પછી એને બધું બરાબર ખ્યાલમાં આવે છે, એટલે રસ્તાની બારીએ દોડે છે, અને આગળાં બારણાં પર નજર નાખવાં ડોકું લંબાવે છે. શરૂ થતી ગાડીનો અને ટોળામાંથી રસ્તો કરવા મથાતા ભુંગળાનો ભોં ભોં અવાજ સંભળાય છે, એ બારી આગળથી ખસે છે. ]

મોર : પૃથ્વી પરના છેલ્લા મનુષ્ય જેવો એકલો !

[ રસ્તાના ચોગાનમાંથી એકદમ સ્પષ્ટ અવાજ સંભળાય છે. ]

અવાજ : એ રહ્યો ! એ ત્યાં છે ! મોર ! દેશદ્રોહી ! મોર !

[ બારીના કાચ ઉપર સોપારીનાં છોતરાં, નારંગીની છાલ, અને નકામી વસ્તુઓનો વરસાદ ધડાધડ પડે છે. ઘણા પોકાર ચાલુ રાખે છે. " મોર ! દેશદ્રોહી ! દગાખોર મોર ! " અને બારીમાંથી, ફરતી મશાલો અને વાંસડા ઉપર ઉંચે લટકતાં સળગતાં ચીનાઇ ફાનસો નજરે પડે છે. ચાલીનો ધ્વનિ વધતો જાય છે. એ તરફ ધ્યાન આપ્યા વિના મોર બારી તરફ ત્વરા કરે છે પછી કડક અવાજ સાથે એક ટાપમાંથી પથ્થર અંદર આવે છે. હસવાનો ખોખરો અવાજ અને આનંદમય ગુમરાણ એની પાછળ સંભળાય છે. કાચ ફોડી બીજો પથ્થર અંદર પડે છે. એક ઘડીભર મોર તિરસ્કારભરી નજરથી રસ્તા તરફ ફરે

છે, અને ચીનાઇ ફાનસના તેજથી એના મોં પર પ્રકાશ પડે છે. પછી જાણે બહારનું બધું ધાંધલ ભૂલી જઇને, એ ઓરડામાં પાછા ફરે છે, આજુબાજુ જુએ છે, અને માથું નમાવી દે છે. ઘોંઘાટ વધતા જ જાય છે: ત્રીજો પથ્થર કાચ ફોડી અંદર આવે છે. મોર ફરી માથું ઉંચું કરે છે, અને બન્ને હાથ દબાવી પોતા સામું જોઇ રહ્યો. નોકર હેનરી દાખલ થઇને બે બારણાંવાળી બારીઓ તરફ ઉતાવળે જાય છે.

મોર : અરે ! મેં ધારેલું કે તું ગયો તો.

નોકર : સાહેબ, હું પાછો આવ્યો.

મોર : ભલો માણસ !

નોકર : સાહેબ, એ અગાશીવાળો દરવાજો ઉઘાડવા મહેનત કરે છે. ખાનગી મીલકત પર એમને આવવાનું કાંઇ પ્રયોજન નથી—ગમે તેમ હોય તો પણ.

( હુલ્લડખોરના ધસારાબંધ પ્રવેશમાં સામનો કરતો નોકર હેનરી ગભરાઇ જાય છે અને અગાશી પર ટોળામાં ફેંકાય છે અને પછી દેખાતો નથી. બન્ને જાતિનાં મોજીલાઓનું બનેલું મિશ્ર ટોળું છે. એમાં દાક્તરી વિદ્યાર્થીઓ કારકુનો, દુકાનદારો, છોકરીઓ અને એક બે રફાકટ છોકરાઓ છે, ઘણાએ ટોપીઓ અદલબદલ કરેલી છે. કેટલાક પાસે પીંછાં છે તો કેટલાકે પતરાની સીસોટીઓ રાખી છે. બહાર અગાશી ઉપર કેટલાક વાંસળા અને ચીનાઇ ફાનસો હલાવે છે. અવાજનો ઘોંઘાટ ઘણો છે. ધમાલમાં કેટલાક વિદ્યાર્થીઓ આગેવાન છે: એમાં મુખ્ય. સાજ સજ્યા વિનાનો હોવાથી જણાઇ આવતો, ટોપી વિનાનો કસરતબાજ યુવાન છે. ધસી આવતું જડબું અને કોલસા જેટલી કાળી મુછો એને છે: અને એના મોટા હાથને ખભાના આંદોલનથી એ ગતિનો પ્રવાહ ચલાવે છે. અવાજ અને ધસારાનું પહેલું મોજું શમ્યા પછી એ બુમ પાડે છે: " એના તરફ છોકરાઓ ! એ વીરને ખુરશીએ ચઢાવો. " સ્થિર મોર તરફ વિદ્યાર્થીઓ ધસારો કરે છે અને એમના ખભા પર ચઢાવી દે છે, અને ઓરડામાં ચારે કોર ફેરવે છે. એમના મિશ્ર ગાવાના, સીસોટીઓના અને બુમરાણના સંગીતને તાલે બે વખત મેજનું ચક્કર ફરી, વિદ્યાર્થીઓનો આગેવાન બૂમ પાડે છે " એને નીચે ઉતારો ! " કહ્યાગરા થઇ રસ્તાની બારી આગળ ધકેલી ગોપેલા મેજ પર એને બેસાડે છે, અને એના સામું મોં ફાડી જોઇ રહે છે. ]

મુખ્ય વિદ્યાર્થી: ભાષણ ! ભાષણ !

[ અવાજ ઓછો થાય છે, અને મોર આજુબાજુ જુએ છે. ]

મુખ્ય વિદ્યાર્થી: ચાલો, સાહેબ.

મોર : ( શાંતિભર્યા અવાજે ) મઝાંમાં. બધા હુલ્લડખોરના વર્તનને લાગુ પડતા જુલમના કાયદાને બળે તમે અહિં આવ્યા છો. અને એ કાયદાના આધારે તમે મારા શરીરને તમને ફાવે તે કરી શકો છો.

એક અવાજ: અને અમે કરશું જ.

મોર : મને એમાં શંકા નથી: પણ તે પહેલાં મારે થોડુંક કહેવાનું છે.

એક અવાજ: તમારે હમેશ એ હોય છે.

[ એક બીજો, ગધેડાના ભૂંકવાનો અવાજ કાઢે છે. ]

મોર : દુનિયામાં તમારા–હુલ્લડખોર જેવી બીજી કોઇ તિરસ્કારયોગ્ય વસ્તુ નથી. તમને આવતા દેખીને ઈશ્વર પણ ચાલ્યો જાય છે.

મુખ્ય વિદ્યાર્થી: સાહેબ,–વિચારીને બોલો.

અવાજો : મારો ! મારો ભીખારીને !

મોર : ( ગુમરાણ કરતા મોટા અવાજે ) મારા અચ્છા મિત્રો, હું તમારાથી બીતો નથી. મારા મકાનમાં તમે બળાત્કારથી પેઠા છો, અને તમે મને બોલવાનું ફરમાવ્યું છે. ત્યારે એક વખત સત્ય સાંભળી લો. ( એના શબ્દોનો ક્રોધ ચાલે છે.) તમે અશક્તને મારો છો: બીજાઓને હાનો સમાવો છો: સ્વતંત્ર વાણી સામે ગુમરાણ મચાવો છો. આજે આ અને કાલે પેલું–બુદ્ધિ–તમારામાં નથી. આત્મા એનો પડછાયો પણ નથી. તમને નીચતા ન કહેવાય, તો જગતમાં એના જેવી વસ્તુ જ નથી; કાયરતા તમને ન કહેવાય તો કાયરતા જ નથી. (મિજાજની વધતી તીક્ષ્ણતા ઉપરથી) સ્વદેશાભિમાન–એના બે પ્રકાર છે, –એક સૈનિકોનું અને આ બીજું મારું. તમારા બેમાંનું એકે નથી.

મુખ્ય વિદ્યાર્થી: ( લોકોની ધસારો રોકતાં ) શાંતિ રાખો ! શાંતિ રાખો ! ( મોરને ) તારા દેશને હવે બદનામ નહિ કરે એવા સોગન લે: સોગન લે !

ટોળું : આહ ! એમ ! આહ !

મોર : મારો દેશ તે તમારો નથી. અન્યની અશક્તિનો લાભ કદી પણ ન લે એવો મહાન મારો દેશ છે. ( ગુમરાણ કરતાં ઉંચેથી ) હા ! તમે મારું માથું અને મારી બારીઓ તોડી શકશો: પણ ધારશો નહિ કે તમે મારો સિદ્ધાંત તોડી શકશો. એક સાથે તમે લાખો હશો તો પણ તમે એને તોડી શકશો નહિ કે હલાવી શકશો નહિ.

[ કાળી આંખો અને વિખરાયલા વાળવાળી એક છોકરી ટોળામાંથી ફુદી આવે ને અને એની સામે મુઠ્ઠી દેખાડે છે. ]

છોકરી : મારા પ્રિયતમનો શું દોસ્ત છે ! ( મોર એના સામું સ્મિત કરે છે અને તે પાસેના છોકરાના પટામાંથી એકદમ છરી ખેંચી લે છે. ) કુત્તા–હસ.

[ આગળનો લોકોની ધસારો અને ધક્કો મોરને પરી ઉપર ફેંકે છે: એને ચક્કર આવે છે, લથડીયાં ખાઇ પાછો પડે છે, અને ટોળામાં વચ્ચે પડે છે. ચીસ, ધસારો, દોડધામ અને ગુમરાણનો પોકાર. હુલ્લડમાં સંભળાય એમ મુખ્ય વિદ્યાર્થીઓ પોકારે છે: " સ્થિર રહો ! " બીજો: " મારા ભગવાન ! એને વાગ્યું લાગે છે ! "

મુખ્ય વિદ્યાર્થી: એને હવા આવવા દો !

[ ટોળું પાછું પડે છે, બે વિદ્યાર્થીઓ મોર પર નમીને, એના હાથ

૭

અને માથું ઉંચું કરે છે, પણ તે જડ માફક પાછાં પડે છે. એનામાં જીવ છે એમ જોવા તે ફાંફાં મારે છે. ]

**મુખ્ય વિદ્યાર્થી:** અરે ભગવાન, મામલો ખલાસ !

[ પછી બારી તરફ ભયભીત ઘસારો શરૂ થાય છે. કોઇક દીવા હોલવી નાખે છે, અને અંધકારમાં ટોળું જલદીથી વિખરાઇ જાય છે. ] એક ચીતાઇ ફાનસના પ્રકાશમાં મોરનું શરીર પડેલું દેખાય છે. "બિચારો સેતાન, ગમે તેમ એણે અંત સુધી ટકાવી રાખ્યું." શબ્દો ગણગણી, જમીન પરથી ફેંકેલો યુનીયન જેક ઉપાડે છે અને મોરની છાતી ઉપર મૂકે છે. પછી એ પણ ફરે છે અને બહાર ઉતાવળે ચાલ્યો જાય છે. ]

[ અને મોરનું શરીર તેજના કિરણમાં પડેલું દેખાય છે: અને રસ્તામાં અવાજ વધતા જાય છે. ]

[ પડદો પડે છે, પણ એકદમ ફરી પાછો ઉપડે છે. ]

## અંતને પરિણામે

( વસંતઋતુના પાછલા ભાગનું એક પ્રભાત ઉઘડે છે. પર્ણ અને પુષ્પભર્યાં વૃક્ષો, અને તે પાર એક લંડન સ્કેવરનાં મકાનો પર પ્રકાશની પશ્ચાદ્ભૂમાં પથ્થર પીઠિકા પર કાળું આખી આકૃતિનું પુતળું નજરે પડે છે. આગળ પહોળી, ધૂળઝાંખી ફરસબંધી છે, પ્રકાશ વધે છે અને પીઠિકાની આજુબાજુના મધ્ય શબ્દો ચોખ્ખા વંચાય છે:

"પોતાના આદર્શને
વફાદાર
એવા
સ્ટીફન મોરના
સ્મરણમાં
સ્થાપિત."

આછા સ્મિત સહિત અદ્ધર ઉંચે મોરનો ચહેરો એની સાથે સીધું જુએ છે. એક ખભા પર અને ખુલ્લા માથા પર બે ચકલીઓ બેઠી છે અને પાછળના બાગમાંથી પક્ષીઓનો ગાવાનો અને કિલકિલ અવાજ આવે છે.

( પડદો પડે છે )

[ સંપૂર્ણ ]

[ આંસુનો મહિમા: પુરઃસંધાન પૃ. ૨૮ ]

પર આવે છે ત્યારે ગમે તેવા કઠણ પુરુષના હૃદયના દુર્ગ ખળભળી જાય છે. આનો અનુભવ શ્રીકૃષ્ણ જેવાને પણ મળી ગયો છે. સ્વર્ગમાંથી પારિજાતક પુષ્પ લાવી આપવાની સત્યભામાની જીદ અને તેના અનુસંગી રોષાવેશો, આક્ષેપો, મહેણાં વગેરેથી શ્રી કૃષ્ણ જરાય પીગળ્યા નહિ, પણ કાંતની માફક ' વત્સલનાં નયનો ' રડતાં એ જોઈ શક્યા નહિ અને આંસુના છેલ્લા અમોઘ શસ્ત્રે સત્યભામાને વિજય અપાવ્યો. એ આપણે જાણીએ છીએ. બાલાનાં રોદન બાલમ્ એ સાચું હશે, સ્ત્રીઓને માટે એ વિશેષ સાચું છે. ' પ્રમદાની બુદ્ધિ પાનીએ ' એ કહેવતની સામે તો કદાચ આધુનિક સ્ત્રીજાત બળવો જગાવે તો નવાઈ નહિ, પણ તેના જેવી જ બીજી કહેવત ' અબળાનું બળ આંસુ '—ની સત્યતાની હા પાડ્યા સિવાય તેમને છૂટકો નથી. સ્વ. રમણભાઈએ કદાચ આ ખ્યાલથી જ લખેલું કે " જો સ્ત્રીઓ શાસ્ત્રકારો હોત તો અશ્રુવેદ પાંચમો લખાત વેદ તો નથી ". દ્રૌપદીનાં આંસુએ કંઈ ઓછા યુધિષ્ઠિર જેવાનું ઓછી શરમ નહોતું કરી નાંખ્યું અને કુરુક્ષેત્રનો મહાસંહાર નહોતો કરાવ્યો !

આપણી સામાન્ય સમજ તો આંસુ દુઃખથી પ્રેરાય છે, એમ માને છે. પણ એ ઉપરાંત હર્ષનાં આંસુ, ક્રોધનાં આંસુ, રામગિરિ પર પત્નીવિરહે ઝૂરતા યક્ષનાં આંસુ જેવાં, કે નળ વિયોગે વનમાં વલવલતી દમયંતીનાં આંસુ જેવાં વિરહનાં આંસુ, પુત્ર, મિત્ર, કે હરકોઈ નિકટના સ્વજનના મૃત્યુએ પ્રેરેલાં આંસુ, 'પાપી જેમાં ડૂબકી દઈને પુણ્યશાળી બને છે' એવાં પશ્ચાત્તાપનાં આંસુ, [illegible] આંસુ, પ્રણયકલહે વહેતાં પત્નીનાં આંસુ એમ આંસુ તો ગણ્યાં ગણાય નહિ એટલા પ્રકારનાં હોય છે. એ દરેક પ્રકાર અમીરથી માંડી અદના આદમી સુધી સૌને જીવનમાં અનુભવગોચર હોય છે. પોતાની ભાવના કે મહત્ત્વાકાંક્ષા સિદ્ધ ન થવાની નિરાશા કે તેમ કરવાની પોતાની અશક્તિ પ્રત્યેની ચીડને લીધે પણ આંસુ આવે, અને તેનો ઉપયોગ જયદેવના સંબંધમાં ' ગુજરાતના નાથ ' માં રા. મુનશીએ કર્યો છે. આ ઉપરાંત ભક્તજનોનાં આંસુ એ પોતાનો એક વિશિષ્ટ પ્રકાર બોલે છે. શ્રી. રામકૃષ્ણ પરમહંસ વારંવાર કહેતા કે ક્ષુદ્ર વસ્તુઓ વાસ્તે મનુષ્યો જેટલાં આંસુ પાડે છે તેના કરતાં ઈશ્વરદર્શન માટે તેણે એ આંસુઓ પાડવાં જોઈએ, અને એમના આ ઉપદેશનું પાલન એમણે ઘણીવાર કર્યું છે. મીરાંબાઈનો પણ એ જ સંદેશો કહેવાનો છે: ' આંસુ જલ સીંચ સીંચ, પ્રેમબેલી બોઈ. ' સહસ્રલિંગ તળાવની વર્તમાન અવસ્થા જોઈ તેના ભૂત ગૌરવની યાદથી કવિને આવતાં આંસુ કે સેંટ હેલિના ભણી પ્રયાણ કરતાં સ્ટીમર પરથી માતૃભૂમિ ફ્રાન્સને આંસુ છલકતી આંખે છેલ્લું વંદન કરતા નેપોલિયનનાં આંસુ એ પણ આંસુનો એક પ્રકાર છે. કુરુક્ષેત્રના રણાંગણ વચ્ચે હથિયારો નાંખી દઈ ઊભેલા ' અશ્રુપૂર્ણાકુલેક્ષણ ' ગાંડિવધન્વાનાં અનુતાપ ને વિષાદજન્ય આંસુ કે જગતનાં દુઃખો જોઈ ગૌતમબુદ્ધની આંખમાંથી નીકળેલાં ભૂતદયા ને અનુકંપાનાં આંસુ કદાચ ઉચ્ચ પ્રકારનાં આંસુ હશે. કડકડતી ઠંડીમાં થરથરતા ચિંથરેહાલ ભિખારીને ગરમ કામળો આપતાં તેની આંખમાંથી ગાલ પર જે બેચાર કૃતજ્ઞતાનાં ને આભારનાં આંસુ દડી પડે તે કોના હૃદયને આર્દ્ર ન બનાવે ? ક્રોધનાં

આંસુ વિશે તો ખાસ કહેવા જેવું નથી લાગતું, કારણ ક્રોધાવિષ્ટ સ્થિતિમાં આવેલા માણસો ધ્રુજવા મંડે છે, તેમનો ચહેરો લાલચોળ બની જાય છે અને આંખો લાલ બની તેમાંથી આંસુઓ પણ ખરવા મંડે છે, એવાં દૃશ્યો આપણામાંથી દરેકને કોઇ કોઇ ધન્ય ઘડીએ કયાં જોવાં નથી મળતાં !

આમ આંસુના અનેક પ્રકારો છે, પણ એક ખાસ નોંધપાત્ર પ્રકાર 'મગરનાં આંસુ' (crocodile tears) એવા વિલક્ષણ નામે ઓળખાય છે. કહેવાય છે કે મગર પોતાના શિકારને બરાબર પકડી, ગુંગળાવી, આરોગતો હોય છે ત્યારે તેની આંખોમાંથી તો આંસુ ઝરતાં હોય છે. એવાં મગરી આંસુનો પ્રયોગ માનવીઓને છેક અપરિચિત નથી. સ્કૉટિશ રાણી મેરીને દેહાંત શિક્ષા ફરમાવવાના હુકમ પર પ્રથમ સહી કરી, તેનો અમલ થઇ ગયા બાદ એકદમ વિલાપ કરવા માંડેલી રાણી એલિઝાબેથનાં આંસુ આ પ્રકારનાં ગણી શકાય. અનારકલીને જીવતી દાટી દેવાનો હુકમ કર્યા પછી પાછળથી નીકળેલાં અકબરનાં આંસુ ખરા પશ્ચાત્તાપનાં ન ગણીએ તો આ પ્રકારનાં ગણાય. પોતાના ભાઇ મુરાદને દગાથી મારી, બાપ શાહજહાંને કેદ કરી પછી જાણે એ કારણે પોતે દુઃખિત થયો હોય એવો દેખાવ કરતા ઔરંગઝેબનાં આંસુનો પણ આ જ પ્રકાર. રાજદ્વારી પુરુષોને તો આ પ્રયોગ બહુ સિદ્ધ હોય છે એમ સાંભળ્યું છે. આપણા એક બાહોશ રજવાડી મુત્સદ્દી અનેક પ્રસંગે ભાષણોમાં યોગ્ય પળે ગળગળા થઇ જાય છે અને આંસુના પણ એક બે ટીપાં ખેરવી શકે છે. એક રીતે ગણો તો મુત્સદ્દી વર્ગનાં એવાં આંસુ નાટકસીનેમાનાં નટનટીઓનાં આંસુના જ વર્ગમાં મૂકવાં જોઇએ, કારણ બંનેનું ધ્યેય એક જ હોય છે, બંને પાઠ જ ભજવતા હોય છે.

વિજ્ઞાનની સર્વોપરિતાના આ જમાનામાં એક વસ્તુ કરવા જેવી છે. પરસેવાનું પૃથક્કરણ કરીને તે પરથી માણસો વિષયી, લોભી, ઉડાઉ, આનંદી કે ક્રોધી છે તે નક્કી કરવાના પ્રયોગો વિજ્ઞાન શાસ્ત્રીઓએ કર્યાનું વાંચીએ છીએ. તો, આભાર, હર્ષ, ઉદ્વેગ, ક્રોધ, દયા કે ઢોંગનાં આંસુનાં ટીપાં એકઠાં કરી તેનું રાસાયણિક પૃથક્કરણ કરી તે તે પ્રકારનાં આંસુનાં રસાયણિક તત્ત્વો નક્કી કરવામાં આવે તો જરૂર એ દરેકમાં ખારાશનું પ્રમાણ જુદું જુદું જ માલમ પડશે એવું મારું અ-વિજ્ઞાનીનું અનુમાન છે. વિજ્ઞાનવાદના આ જમાનામાં આ પ્રયોગ બાજુ કોઇનું લક્ષ ન ગયું ને મારા જેવાને સૂચના કરવાનું સૂઝે છે એ વિધિની વિષમતા છે. આ પ્રયોગ કેમ કરાય, એવાં ભિન્ન ભિન્ન પ્રકારની લાગણીથી ઉદ્ભવતાં આંસુ છ સાત માણસની આંખમાંથી એકી સાથે કેમ કઢાવવાં વગેરે બાબતની યોજના કરવાનું વિજ્ઞાનશાસ્ત્રીઓને સોંપી દઉં છું.

એક રીતે કહીએ તો અત્યારની સંસ્કૃતિ એ વાણિજ્યસંસ્કૃતિ છે, અનેક વસ્તુઓનો તેમના સ્વભાવધર્મ પ્રમાણે જે ઉપયોગ થાય તે ઉપરાંત વેપારી નજરની દૃષ્ટિથી બીજાં અનેક કાર્યો માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે. વાણિજ્યવૃત્તિના અને ઉપયોગિતાવાદના આ જમાનામાં અશ્રુપ્રયોગથી ઘણાં વાનાં સિદ્ધ થઇ શકે છે. પાસ થવા પૂરતા ટકા મેળવવાને વિદ્યાર્થીઓ એનો સફળ ઉપયોગ કરે છે નોકરી

વાસ્તેના ઉમેદવારો પોતાની ગરીબી ગાઇ આંખમાં ઝળઝળિયાં આણી સફળતા મેળવે છે ભિખારીઓ તો અસરકારક રીતે રડવાનું શિક્ષણ ને વ્યવસ્થિત તાલીમ પોતાનાં સગીર બાળબચ્ચાંઓને આપતા રહે છે. દૂર દૂરના સાત આઠ પેઢીનાં સગાં વહાલાં કોઇના મૃત્યુ પ્રસંગે મૃતાત્મા પ્રત્યેનું પોતાનું વહાલ અને તેના મરણથી પોતાને થએલું દુઃખ સચોટ અશ્રુપ્રયોગથી પચીસગણું વધારે દેખાડી શકે છે. રાજદ્વારી મુત્સદ્દીઓ અને લોકનેતાઓ તથા ભાષણકર્તાઓ પણ ઘટતે પ્રસંગે આ અમોઘ શસ્ત્રનો પ્રયોગ અજમાવી ધારી અસર ઉપજાવી જાય છે. કેમે કરી ન માનતા નિષ્ઠુર પતિદેવોને પીગળાવવાને સ્ત્રીઓ આ જડીબુટ્ટીનો આશ્રય લે છે. સાબરને એનાં શીંગડાં નગમાં થઇ પડે કે શહામૃગને એની ગતિ તથા સાક્ષાત મયુરની ભવ્ય સુડોળ કાયા પણ નકામી થઇ પડે, પણ સ્ત્રીઓનાં આંસુ તો લગભગ બિનઅપવાદે જીત જ કરી જાય છે. ને બીજાની શી વાત, ખુદ પરમાત્મા પણ આંસુથી નથી પીગળી જતો ! કોઇ ઉપાયે કાર્ય ન સરતું હોય, સાત સાંધે ત્યારે તેર તૂટતા હોય, જ્યારે હાથ હેઠે પડ્યા હોય ત્યારે આંખમાં અશ્રુસમેત ગદ્‌ગદ કંઠે પ્રભુને આર્જવયુક્ત વિનંતિ કરીએ કે, " હે દીનાનાથ, આટલું કર, હવે તો તારે શરણે છું, " તો જોઇ લ્યો, પ્રભુ પણ તુષ્ટ થઇ આપણું કાર્ય સિદ્ધ કરી આપે છે. કુંવરબાઇની નણંદ વાસ્તે કાપડું માગતા પ્રભુને પ્રાર્થના કરતા નરસિંહ મહેતાથી માંડી ' પ્રેમળ જ્યોતિ ' ને એક જ ડગલું માર્ગ અજવાળવા વિનંતિ કરતા કાર્ડિનલ ન્યૂમૅન સુધીના અનેક ભક્તોએ બીક પડ્યે શ્રીહરિને અશ્રુસહિત સંભાર્યા છે અને તે સર્વેનાં ' કારજ સીધ્યાં ' છે. સ્વરાજ્યપ્રાપ્તિ માટે સ્વાર્પણ અરજીઓ ને પ્રાર્થનાઓ કરવાનો વિનીત વર્ગનો માર્ગ કદાચ આ જ હેતુથી અંકિત નહિ હોય એની શી ખાતરી ! આમ અનેક અર્થ સારતાં આંસુને નિર્બળતાની ને કાયરતાની નિશાની તથા રોતલવેડા કહી વખોડનારાઓને આંસુ કેટલું સુંદર કાર્ય કરી શકે છે તેનો ખ્યાલ પણ શાનો આવે ?

---

[ કલા અને જીવન પૂરઃ સંધાન પૃ. ૩૨ ]

પ્રમાણુબદ્ધતાના નિયમથી આપણે અશ્વને સુંદર કહીએ કે ખુરશીને સુંદર કહીએ છીએ તે પ્રમાણુબદ્ધતાના નિયમ સુંદર મહિષી અને સુંદર ટેબલમાં લાગુ પાડી શકાશે ખરા ? Plotinus કહે છે કે :

'Beauty is something which shines through symmetry than symmetry itself' આ કંઈક અંશે સત્ય છે. અહીં આપનું લક્ષ એક બીજા મુદ્દાપર હું ખેંચવા ઇચ્છું છું. સૌન્દર્ય એ વસ્તુ વા પદાર્થ નો ધર્મ–ગુણ છે કે નહિ. વા આપણી વૃત્તિઓનો કે રસવૃત્તિનો પદાર્થ સાથે સમ્બન્ધ ? આ પરત્વે રસ મીમાંસકો વચ્ચે તીવ્ર રણતાંડવ હજી સુધી દૃષ્ટિએ પડે છે. કેટલાક 'સૌન્દર્ય' ને Expression કહે છે જ્યારે કેટલાક સૌન્દર્યતત્ત્વવિદો એ વાતનો સ્વીકાર કરતા નથી. ડૉ. રવીન્દ્રનાથ ઠાકુર કહે છે કે માણસોમાં લાગણીઓ છે. તે લાગણીઓની સંવેદના જ્યારે વધી પડે છે, પૂરની માફક ઉભરાઇ જાય છે ત્યારે તે કોઇ ને કોઇ રૂપે વ્યક્ત થવા માંડે છે. અને તે કળાકૃતિમાં પરિણત થઇને વ્યક્ત થાય છે. માણસની સંસ્કૃતિનો આ પાયો છે. તેથી કહે છે કે:

'The principal object of art, also being the expression of personality, and not of that which is abstract or analytical, it necessarily uses language of picture and music.'–અર્થાત્ 'સૌન્દર્ય' Subjective સ્વાનુભવરસિક છે. જ્યારે કેટલાક આ વાત માન્ય રાખતા નથી. બીજા તત્ત્વવિદોનું કહેવું છે કે તે Objective અર્થાત્ સર્વાનુરસિક કૃતિ છે. આપણે સ્વીકાર કરીએ કે કળાકારનું એ સર્જન છે પરંતુ પ્રેક્ષક તેને કઈ દૃષ્ટિથી વિલોકે છે તે જ મહત્વની બીના છે જોનાર તે કૃતિનો વિચાર કળાકારને લઇને કરે છે ? મૂર કહે છે કે જ્યારે આપણે સુંદર ચિત્ર જોઇએ છીએ ત્યારે તે કલાકૃતિમાં, રૂપ, રંગ, સુસમ્બન્ધતા, રેખા, એ દશ્ય પદાર્થમાં છે તેને લઇને સુંદર કહીએ છે કે, નથી કહેતા. કેટલાક એમ પણ કહે છે કે સૌન્દર્ય એ આત્મલક્ષી છે: કેટલાક તો તેને Value છે એમ કહે છે. આત્મલક્ષી અને પરલક્ષી આ બે શબ્દોએ સૌન્દર્યની મીમાંસા પરત્વે ભારે ઝઘડો પેદા કર્યો છે. પ્લેટો અને એરીસ્ટોટલના સમયથી ઝઘડાની શરૂઆત છે અને તેનો હજી અંત આવ્યો નથી. એક ચક્ર ગોળ ગોળ ફરતું હોય તેની માફક 'આત્મલક્ષી' અને 'પરલક્ષી' એ બે વિશેષણો પર વિવાદ ચાલ્યા જ કરે છે. હજી અંત આવ્યો નથી. આપણે આ પ્રશ્નની ઊંડી મીમાંસામાં ઉતરીશું તો રસનાં નંદનવનનો ત્યાગ કરી તત્ત્વવિદ્યાના શુષ્ક દંડકારણ્યની ભૂલભૂલામણીમાં જઇ ચઢીશું. બોઝાંકેત આ બે પ્રશ્નપરત્વે કહે છે તે પરથી તેનો આછો ખ્યાલ આપણને આવી શકે છે.

Among the ancients the fundamental theory of the beautiful was connected with the notion of rhythm, harmony of parts in short with the general formula of unity

in variety. Among the moderns we find that more emphasis is laid on the idea of significance, expressiveness, the utterance of all that life contains in general that is to say, on the conception of the characteristic.

ત્યારે પ્રશ્ન એ છે કે કળાનો આત્મા ક્યાં છે? ચિત્રકાર કહેશે કે-રંગમાં-રૂપમાં અધીન કે ચક્ષુજન્ય તેજમાં, પુષ્પોના પરાગનો શોખીન કહેશે કે ઘ્રાણમાં, રૂપની પૂર્તિમાં, ગંધની પૂર્તિમાં. મિષ્ટાન્નનો અનુરાગી કહેશે કે રસના વડે જે માધુર્ય અનુભવાય છે તેમાં. સંગીતનો પરમરમાણી કહેશે કે તંબૂરાના રણન અને અનુરણનમાં. કર્પૂરી આકાશમાં. વિષયભોગી કહેશે કે કાન્તાની કુસુમસદૃશ કોમળ કાયાના સ્પર્શમાં, કવિ રસાત્મક વાણીમાં, યોગી નિર્વિકલ્પ સમાધિમાં.

જ્યારે આપણે કોઇ પદાર્થને સુંદર કહીએ છીએ ત્યારે આપણા મનમાં અમુક ભાવોની જાગૃતિ થાય છે. થોમસ રીડ કહે છે:

'All the objects we call beautiful agree in two things, which seem to concur in our sense of beauty. First, when they are perceived, or even imagined, they produce a certain agreeable emotion or feeling in the mind, and secondly, this agreeable emotion is accompanied with an opinion or belief of their having some perfection or excellence belonging to them.'

જ્યાં સૌન્દર્યનો ભાસ થાય છે ત્યાં આનંદ, સંતોષ, સંપૂર્ણતા, તૃપ્તિ, તુષ્ટિ આપણને થાય છે. જોફ્રોય પણ આ કથનને પુષ્ટિ આપે છે:

In the subjective aspect, we call beauty which supplies us with a particular kind of pleasure.

In the objective aspect, we call beauty something absolutely prefect, and we acknowledge it to be so only because we receive from the manifestation of this absolute prefection, a certain kind of pleasure so that this objective definition is nothing but the subjective conception differently expressed.

આ જ કળાનો ઉદ્દેશ છે. કળાકાર સર્જક છે. તે કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપે છે, સર્જન કરે છે, નિર્માણ કરે છે. ચિત્રકાર રંગ અને પીંછી વડે, શિલ્પી ટાંકણું કે કોષ વડે; કવિ લલિત વાણી વડે, સંગીતજ્ઞ સુરોના સુયોગ-મેળ વડે, નટ અભિનય દ્વારા, નૃત્યકાર ગતિ ભંગી અને અંગવિક્ષેપ વડે મનોમુગ્ધથી કલ્પનાને સર્જે છે. કળાકારની કળા તે આ. કળાકારની સૃષ્ટિ પ્રભુની સૃષ્ટિ કરતાં મનોરમ છે; કારણ કે, કળાકારે નિર્માણ કરેલી સૃષ્ટિ 'નિયતિકૃત નિયમરહિતા, આહ્લાદૈકમયી, અનન્યપરતંત્રા, નવરસરુચિરા' એવી આરમ્ય છે

સૌંદર્યનું ઉત્પાદન કરનાર વિદ્યાના આપણે ત્યાં બે ભાગ છે: ૧ સ્થાપત્ય અને ૨ ભાસ્કર્ય. સામાન્યતઃ કળાનું વર્ગીકરણ આમ થઇ શકે:—

૧ સ્થાપત્ય, ૨ શિલ્પ, ૩ ચિત્રકળા, ૪ સંગીત, ૫ કાવ્ય, એમાં એક આપણે ઉમેરીએ. ૬ વાઙમયની લલિત કૃતિઓ.

૧. સ્થાપત્યમાં પ્રધાનતઃ આકાર અને સામગ્રી દ્વારા સૌંદર્યની અનુભૂતિ કરાવાય છે. હેગલ કહે છે કે:—

' Symbolic type of art is the fundamental, principle of architecture.

૨ શિલ્પમાં આકૃતિ અને આકાર પરત્વે વિશેષ લક્ષ આપવું પડે છે. અહીં આકૃતિમાં ચૈતન્યની ભાવનાનો ભાસ થાય છે.

૩ ચિત્રકળામાં, સામગ્રી, આકૃતિ, રૂપ અને રેખા.

૪ સંગીતમાં સૂક્ષ્મ રેખા ઉપરાંત સ્થાન છે. કહીશું, કે ચૈતન્ય પ્રધાન છે. Prall કહે છે કે:—

' And of all the arts, perhaps music is in the matter of emotional expressiveness, the deepest and the richest; of the widest range and greatest power, as well as the most flexible and most delicately precise.

૫. કાવ્યઃ રસ કાવ્યનો આત્મા છે.

૬. નૃત્યમાં ગતિભંગી, અને તાલબદ્ધતા, અભિનયમાં અંગવિક્ષેપ, મુદ્રા પરિવર્તન સૌન્દર્યનું ઉત્પાદન કરે છે.

સાહિત્યમાંની લલિત કૃતિઓ, જેને વૈદગ્ધ વાઙ્મય કહી શકાય તેને કળાના ક્ષેત્રમાં સ્થાન છે કે નહિ ? આ પ્રશ્ન અત્યંત વિવાદાત્મક છે. હું સુવિખ્યાત વિવેચકના શબ્દ ઉદ્ધૃત કરું છું. વૉલ્ટર પેટર લખે છે કે:—

' Just in proporation as the writer's aim, consciously or unconsciously, comes to be the transcribing, not of the world, nor of mere fact, but of his sense of it, he becomes an artist, his work fine art and good art ( as I hope ultimately to show ) in proportion to the truth of his presentment of that sense, as in those humbler or plainer functions of literature also, truth-truth to bare fact, there-, is the essence of such artistic quality as they may have. '

આ મુદ્દાની ચર્ચા તેણે વિસ્તારથી કરી છે તે પરત્વે આપનું લક્ષ ખેંચું છું.

કુમુદ અને કુસુમના પાત્રોને આલેખનાર ને મુત્સદી કાકનું નિષ્પૂટ ચિત્રાંકન કરનારને, મંજરીના પ્રણયોત્કર્ષને મૂર્તિમંત રજુ કરનારને શા માટે કળાકાર ન કહેવો !

કળા પરત્વે આપણે ચર્ચા કરી. જીવન એટલે શું તે કથવાની આવશ્યકતા છે

ખરી ! કળા શુષ્ક જીવનમાં અમૃત સીંચી તેને પ્રફુલ્લ બનાવે છે. જીવનની કટુતા દૂર કરે છે. આનંદ અર્પી આનંદઘન સાથે એકરસ બનાવે છે. જીવનમાં આપણે રસલહાણ માણવાની છે. સ્થાપત્ય કે શિલ્પ, કાવ્ય કે સંગીત, ચિત્ર કે અભિનય: સર્વ રસમાં જ વિરમે છે. આ સર્વમાં એ રસરાજનાં દર્શન કરવાં કે કરાવવાં તે જ કળાનું ધ્યેય છે.

ગુજરાતમાં કળાને એક સમયે મહત્ત્વનું સ્થાન હતું, એ આપણને સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. મોઢેરાના દેવળનું સ્થાપત્ય જુઓ : આબુ પરનાં દેરાંનું અનુપમ કોતરકામ જુઓ. તેમાં ચૈતન્ય અને વીર્ય સ્પષ્ટતર રીતે પ્રતીત થાય છે. આપણાં મકાનોની લાકડાના કોતરકામની નકશી જુઓ. ગુજરાતનું વિશિષ્ટ કલાચિહ્ન એમાં જ છે એમ ઘણા કલાવિદોનું કહેવું છે.

આપણા જીવનમાં સંગીતને પણ મહત્ત્વનું સ્થાન હતું. દરેક અવસરે ગણેશ મંડાય કે સ્ત્રી વર્ગ ગીતો શરૂ કરતાં હતાં, ભોઈઓ આવીને વાજિંત્રો વગાડી જતા હતા, શ્રીમંતોને ત્યાં નોબતખાનામાં સરણાઈના મીઠા સુર ગુંજી ઊઠતા હતા. એ મેળા ચાલ્યા હોય તો આજના માતાનો મોડ ચાલી ઘુમતાં હતાં. એક પ્રકારનું એ નૃત્ય જ હતું. આ સર્વ અદૃશ્ય થવા માંડ્યું. માણભટો અને કથાકાર પણ ઘણીવાર સંગીતની મોજ ચખાડતા હતા. તેનું પણ હવે નામ રહ્યું નથી. આપણા ભરથરીઓ, હાલીઓ, બહુરૂપીઓ અને રાસધારીઓ, સંગીત અને અભિનય દેખાડતા હતા. તેમનાં નામ સુદ્ધાં લોકોને અવગત નથી. અમદાવાદમાં મને સ્મરણ છે કે સ્વ. *શેઠ નેસીંગભાઈ પ્રસિદ્ધ સંગીતમર્મજ્ઞ હતા. એક સમયે એક નાયકાએ નૃત્ય* દાખવતાં તોડામાં સૂક્ષ્મ ભૂલ કરી. તેમણે તે તરત પારખી કાઢી. આપણા કલાન્ત કવિ બાળાશંકરભાઈને તેમના પિતાશ્રીએ સંગીત તથા નૃત્યની તાલીમ આપી હતી. સંગીત ગુજરાતમાં લપાતું જાય છે. ગરબા જે ગુજરાતનું એક વિશિષ્ટ સંગીતપ્રિયતાનું ચિહ્ન છે તે પણ નષ્ટપ્રાય અવસ્થામાં જ જણાય છે. કદાચ મારો ભ્રમ હોય તો બનવા જોગ છે. પરંતુ ઘાત—એટલે એકાદ સુર પરથી લસરકીને બીજા સુર પર જવાનું હોય તેવી ગરબીઓ ગાનાર પણ રહ્યાં નથી અને ઝીલનાર પણ નથી. ગુજરાતના સંગીતકારોમાં બે જ નામ અત્યારે તો લઈ શકાય છે. એક પંડિત ઓમકારનાથ અને માસ્તર વસંત. પંડિતજી એક અચ્છા સંગીત મર્મજ્ઞ અને ઉત્તમ ગાયક છે. તે કોઈ વખતે ભલભલા ખાં સાહેબને દાંતમાં આંગળી ઘલાવે છે. તંતુવાદ્યમાં પ્રભાતદેવજી. નૃત્યમાં પણ એ જ અંધાધૂંધી. નથી તાલનું ઠેકાણું કે લયનું ! તો પછી તોડા સિવાની વાત તો ક્યાં રહી. અહીં પણ આપણે મણિપુરીઆનું અંધ અનુકરણ કરીએ છીએ. માત્ર મૂક ભાવ પ્રદર્શન કે વ્યંજનાથી નૃત્ય સાધ્ય નથી. મને સ્મરણ છે, ઘણું કરીને પ્રતાપમાં ચિત્રબિલડીના નાચમાં કંઈક નૃત્યનો ઓછો ભાસ હતો.

અભિનયમાં ગુજરાતીઓએ પોતાનું સ્થાન કંઈક અંશે જાળવી રાખ્યું છે. સ્વ. અમૃત કેશવ, વલ્લભ કેશવ નાયક, પછી અભિનયપટુ જયશંકર, માસ્તર મોહન વગેરેનાં નામ લઈ શકાય તેમ છે. કાવ્યના પ્રદેશમાં ગુજરાતીઓ નમતું નથી આપતા;

એ સંતોષની વાત છે. આપણા ઉગતા કવિઓમાં સુન્દરમ્, ખેટાઇ વગેરે અનેક નામ લઇ શકાય છે. વૈદગ્ય વાઙમયમાં રા. રા. રમણલાલ દેસાઇ આદિ નવીન લેખકો સાહિત્યના આ યોગનો સુવિકાસ સાક્ષી રહ્યા છે. આપણા ઘરોમાં દૃષ્ટિપાત કરો. કલાને તેમાં કેટલું સ્થાન છે. કાચની ભૂંગળીના તોરણો, ચીની કે જાપાનીઝ પદાર્થો અને તે પણ સુરુચિથી કે સુંદરતાથી ગોઠવેલા નહિ. પણ ખાલી ભભકો બતાવવાને માટે ટાંગેલા. શ્રીમંતોના દિવાનખાનામાં પણ અર્થ વગરની કીંમતી વસ્તુઓનો હેતુ વિહોણો સંગ્રહ. આપણા સંગીતની સત્યાનાશીમાં એક હારમોનિયમે પણ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. જેમાં નહિ, મીંડ, સુત કે ગમક. તે વાદ્યયંત્ર આપણા સંગીતને ઉપયોગી નથી. અસ્તુ.

પ્રભુએ આપણને જીવન બક્ષ્યું છે તો જીવનને રસથી ઓતપ્રોત કરવું, કટુતાને દૂર કરવી, રસની લ્હાણ લ્હાણવી. કળા જીવનમાં રસ અર્પે છે. હમણાં જ એક નવીન પુસ્તક આંગ્લ ભાષામાં પ્રસિદ્ધ થયું છે. The conquest of ugliness એમાં જુદા જુદા લેખકોએ એક જ ધ્યેયથી જુદા જુદા નિબંધો લખ્યા છે. મર્મસાર એ છે કે કારીગરોએ મનુષ્યની સૌન્દર્યની પિપાસા બુઝાવે નહિ તેવા પદાર્થોને અસ્તિત્વમાં આણવા નહિ. રંગનારે વિવિધ કળાકારોએ પ્રજાની રસવૃત્તિ ખીલે તેવી કૃતિઓ નિર્માણ કરવી. વિરૂપતા તમોમય છે. તેનો જીવનમાંથી બહિષ્કાર કરશું એટલે પરમ તત્ત્વ સત્યમ્, શિવમ્, સુન્દરમ્‌ને આપણે પ્રાપ્ત કરીશું.

[ વિજેત્રી: પુરઃસંધાન પૃ. ૩૮ ]

સરિતા : મ્હારે શું કરવું એ સૂઝતું નથી. જેની સાથે હું લગ્નથી જોડાવા માગું છું એમની પત્ની જીવંત છે ને એમની સાથે જ રહે છે.

વિમલા : તમારી બન્નેની પૂરેપૂરી સંમતિ ને તૈયારી છે ?

સરિતા : વિમલા ! ત્હને શું કહું ? હું જો એમાં નિરાશ થાઉં તો મ્હારાથી જીવી જ ન શકાય. ને એમનો યે મ્હારી ઉપર નિસ્સીમ પ્રેમ છે. અમે બન્ને પરણીએ તો જ સુખી થઈ શકીએ એ તો હવે નિર્વિવાદ વાત છે.

વિમલા : તો પછી ત્યારે શાની સલાહ જોઈએ છે ?

સરિતા : પેલીનું શું ? મ્હને એને માટે લાગણી થાય છે.

વિમલા : પેલીનું પેલી સંભાળશે. ત્હારે એનું શું છે ? એનો પતિ રાજીખુશીથી ત્હારો સ્વીકાર કરે છે ત્યાં એનો ત્હારે શા માટે વિચાર સરખો યે કરવો જોઈએ ! એને ને ત્હારે શી લેવાદેવા છે કે એને લીધે ત્હારે જીંદગી દુઃખી કરવી ? સુપાત્રો જ સુખના અધિકારી છે એ જીવનનો ન્યાય શું તો જાણે છે ને ? ત્હારા પ્રિયજનના જીવનમાં હવે તું એના પ્રેમ માટે સુપાત્ર છે એટલે પેલીએ ત્હને માર્ગ આપવો જ રહ્યો.

સરિતા : ત્યારે, ત્હારો મ્હને આ બાબતમાં આશ્રય છે ?

વિમલા : પૂરેપૂરો. હું જે જોઈશ તે સહાય પણ ત્હને જરૂર કરીશ. મ્હારી સરિતા એકલી મટી બેકલી થાય છે તો પછી મ્હારા આનંદને પાર શાને હોય ! ત્હારો આનંદ એ મ્હારો આનંદ–પણ, સરિતા ! રોજ રોજ પૂછું તો કે ' મ્હારે તો પરણવું નથી ' એમ કહેતી ને આ કેમ બન્યું ! આટલી જુદાઈ જાણીને ! આજ સુધી મ્હને કશું જાણવા યે ન દીધું ને !

સરિતા : ના ના, વિમલા ! એમાં જુદાઈ શાની ! તો પછી આજ કહું શાની !

વિમલા : પણ આટલા દિવસ આ વાત ન કહી ને ? ઠીક, પણ હવે નામઠામ ક્યારે કહેવાની ? એ તો ત્હારે મ્હને વ્હેલાં કહેવાં જ પડશે.

સરિતા : એ બધું યે થોડા સમયમાં ત્હારા જાણવામાં આવશે.

[ હાથની ઘડિયાળમાં જૂએ છે. ]

ચાલ, હવે મ્હારે જવું જોઈએ,

[ ઉઠે છે ત્યાં નોકર અંદરથી આવે છે. ]

નોકર : બાઈ સાહેબ ! નાસ્તો અંદર લાવી મૂક્યો છે.

[ વિમલા પણ ઉઠે છે. ]

વિમલા : ચાલ, નાસ્તો તૈયાર જ છે તે ખાઈને પછી જા.

[ સહુ જાય છે. ]

પડદો પડે છે

[ ચીની યાત્રાળુ હ્યુનસંગઃ પુરઃસંધાન પૃ. ૪૦ ]

સાધુ લમકુરીયા બુદ્ધ મિત્ર અને બુદ્ધરક્ષિતની દાનની તખ્તીઓ અમરાવતી[20] સ્તુપ નજીક છે, આથી ફલે છે કે ઈસુની પૂર્વે અને તે પછી બુદ્ધ ભગવાનના અહિંસા અને પ્રેમના ઉપદેશામૃતનું કેન્દ્ર ભરૂચ પણ હતું.

ચીના સાધુએ એ કાળની સામાજીક રહેણી કરણી ઉપર પણ ઠીક પ્રકાશ પાડ્યો છે. એ ગ્રંથમાં બીજા દેશોની તવારીખ જોતાં ભરૂચના નાગરિકો વ્યાપારી હતા પણ એવી વિશેષણો વગેરે આપી સાતમા સૈકાનું માનસ બતલાવ્યું છે.

પ્રાચીન ભરૂચના અવશેષો અત્યારે ઉપલબ્ધ નથી. રેવાજીની જલરેલોએ નગરને કેટલીએ વખત તારાજ કર્યાની ખબર પડે છે. પુરાણા અવશેષો જળસમાધિ લઇ ભરૂચનું નામ માત્ર ઇતિહાસને પાને અમર રાખે છે.

---

( ૨૦ ) બ્યુર્ગેસ ૧૧૬૪.

[ સમર્થ રામદાસ: પૂરઃસંધાન પૃ. ૧૪ ]

રે ! નારી તું બડભાગી છે, તું બડભાગી છે, તેં પામરમાંથી પુરુષ: સર્જ્યા: પુરુષોમાંથી પુરુષોત્તમો, અને તારા ચરણની રજકણ લેવા મોટા મોટા જોગીંદરો ને જ્ઞાનીઓ ફરી ફરીને બાળક બન્યા ! રે નારી ! તું ધન્ય છે ! તને ધન્ય છે !

કોણ એ અભાગી નારી, આવે સમયે, પોતાની દેહને ચીંથરે જેવી તેવી ઢાંકી, રાજમહેલમાંથી નીકળી ' પુણ્યવાન નરનારીઓ ! મને ભિખારણને તમારા ભર્યા ભંડારમાંથી મુઠી અનાજ આપજો—લજ્જા ઢાંકવા એકાદ ચીંથરું ફેંકજો ' એમ કહેતી કહેતી, વનને જગવતી ચાલી જાય છે ?

કોણ એ નારી રાજમહેલ તજીને આવી અંધારઘેરી રાતે એકલી વનમાં નીકળી પડી છે ?

એ કોણ છે, જે અજાણ્યા માર્ગે, ઘેરા વિષાદભરેલા આર્તનાદે, મૂંગા વન-મૂંગા પહાડ અને મૂક દુનિયા–મધરાતે જગાવી રહી છે?

કોના હૃદયમાં આવી હજારો વિષધરોની વેદના સળગી ઉઠી છે કે માનવીનું બાળક બહાર પગ ન મૂકે એવી બિહામણી રાત્રે વનકેડીને માર્ગે ' મને, ભીખારણને મુઠી અનાજ આપજો–ભાગ્યવંત નરનારીઓ ! ' એવો દુઃખનો પોકાર કરતી ચાલી નીકળી છે !

એ તો મહાન બાજીરાવની પુત્રવધૂ. પેશ્વા માધવરાવની મા.

નારાયણરાવ પેશ્વાની જનેતા—ગોપિકાબાઇ !

આજે એ અભાગી નારી પોતાનો મંગાપુરનો સુંદર મહેલ તજીને–શ્રી રઘુવીર ચરણાંકિત પર્ણકુટી ઉપર મીટ માંડી રહી છે. જ્યાં જ્યાં વૈભવ હોય ત્યાં ત્યાં એને વિષધરોની ઝેરજ્વાળા દેખાય છે.

એ આજે ચિત્તાની શાંતિ શોધવા નીકળી છે ! એ આજે કોઇની ચરણરજ વડે મનનું સમાધાન કરવા નીકળી છે. એનું અંતર એને અંદર કોરી રહ્યું છે. એના અંતઃકરણમાં હજારો અવાજ જેવો એક જ શબ્દ બોલાઇ રહ્યો છે ! ' અરે ! નારાયણ રાવ બેટા ! તું પણ ન રહ્યો ? '

—એણે સ્વીકારેલા ક્ષત્રિધર્મે એની પાસે આજ દિવસ સુધી લોઢા જેવું અંતર માગ્યું હતું. પાણીપતની ત્રીજી લડાઇમાં, જ્યારે મોટો પુત્ર વિશ્વાસરાવ વીરમૃત્યુ પામ્યો ત્યારે વીરાંગનાની માફક એ ઘા એણે ઝીલી લીધો હતો.

માધવરાવની મહત્તાએ એનું માતૃહૃદય ફરી ખીલી ઉઠ્યું.

અઠ્ઠાવીસ વર્ષના ભરજોબન વયે મહારાષ્ટ્રને અને માને રડાવીને એ ગયો.

પછી નારાયણરાવ ઉપર ગોપિકાબાઇનું ચિત્ત હતું: એ પણ મારો જ દીકરો છે ના !—એ પણ રણહાક વગાડશે. ' પણ નારાયણરાવનું ખૂન થયું–ત્રણ ત્રણ વીર પુત્રોને ખોયા પછી, હવે આજે ગોપિકાબાઇનું હૃદય હલી ગયું !

એને લાગ્યું કે હવે વિષાદનું પ્યાલું છલોછલ ભરાઇ ગયું છે. હવે એમાં એક બિંદુ પણ સમાય તેમ નથી.

એના અંતરમાં શોકનો જ્વાળામુખી ઉઠી નીકળ્યો. રાજલક્ષ્મીની વિજળી પળે એના દિલમાં ભિન્ના ઉભરાવી.

–અને એ ગંગાપુરનો મહેલ તજીને ચાલી નીકળી.

'અરધી રાતે, અંધારઘેરા માર્ગે, એને પંચવટી બોલાવી રહી હતી. ભિક્ષાન્નમાં એને શાંતિ દેખાતી હતી.

× × ×

મૈયા ગોદાવરીનાં જળ હજી થંભેલાં છે. પંચાવટીની ભૂમિ પણ એવી જ શાંત છે. વનવગડાનાં પંખી હજી વિરામ લે છે. સૂરજનો આછો ઉજાસ હજી આવ્યો નથી–ત્યાં લોકને મહાનિદ્રામાંથી જગાવતી કોઇ ભિક્ષુણીનો શબ્દ કાને પડયો: ' રે ! ભાગ્યવાન નરનારીઓ ! મને મુઠ્ઠી અનાજ આપજો-એક ચીંથરું દેહ ઢાંકવા ફેંકજો ! '

નરનારીનાં વૃંદ ઘેર ઘેરથી અજબ જેવી વાણી સાંભળીને નીકળી આવ્યાં.

કોઇ કાંઇ આપવા દોડે છે–કોઇ કાંઇ પાસે ધરે છે–કોઇ રાજમાતાને જોઇને રડતાં રડતાં એને ચરણે અનાજ વસ્ત્રો મૂકવા માંડે છે.

પણ એ અજબ જેવી ભિખ્ખુણી તો ઘેર ઘેર મુઠ્ઠી અનાજની ભિક્ષા લેવા પોતાની ઝોળી ફેરવવા માંડી : ' રે ભાગ્યવંત નરનારીઓ ! મારી ઝોળીમાં મુઠ્ઠી અનાજ આપજો !

–અને એ શોકાર્ત હ્રદયમાં પણ એક ઊંડું–આશ્વાસન બેઠું છે.

ભિખ્ખુણી ઘેર ઘેર ફરીને અનાજ માગતી જાય છે–એના અંતરમાં એક મૂક વિચાર જન્મતો જાય છે :

' મારી આ સર્વ યાતના નારાયણરાવના બાળપુત્રના કલ્યાણ માટે–હો ! હે અશરણ શરણ ! હે રઘુવીર સમર્થ ! એના કલ્યાણ માટે મને એમાંથી લેશ પણ ફળ ન મળો–લેશ પણ પુણ્ય ન મળો ! '

[ જય સોમનાથઃ પુરઃસંધાન પૃ. ૬ ]

મધ્યરાત્રિ વીતી ગઈ હતી, અને વિમલ જવાની બધી તૈયારી કરી રહ્યો હતો. રસ્તે પડવાને બેચાર ઘડી રહી હતી.

એ વખતે ભીમ સજ્જ તૈયાર હતો, ને જવાની વાર હતી. ભૂખ્યા પુરાએલા સિંહની માફક આમ તેમ અધીરાઈથી ડગ ભરતાં એના પગ મંદિર તરફ વળ્યા. જતાં ફરી એક વાર સોમનાથનાં દર્શન કરી આશિષ શા માટે ન માંગવી !

એ સર્વજ્ઞના ધામમાંથી પરકોટમાં આવ્યો. મેદની બધી ઓસરી ગઈ હતી. એકબે જણ દૂર ખૂણે બેસી બગાસાં ખાતાં કંઈક વાતો કરી રહ્યા હતા. ઘણાખરા દીવાઓ પણ હોલવાઈ ગયા હતા.

એ સભામંડપમાં ધીમે ધીમે આવ્યો. એક તરફ કોઈ દુઃખી બાવાજી શિવકવચનો જાપ જપતો હતો. બીજી તરફથી ચાંદનીનો ઉજાસ સ્તંભાવલિમાં થઈ આરસમય મંડપમાં પડતો હતો, અને તાડના વનોમાં શ્વેત રેતી પર ચાંદની પ્રસરી રહી હોય એવો ભાસ તેને આવ્યો. તેના ફુલ કરવા તલસતા મગજ પર રસોત્સુકતાના ઠંડા મીઠા પવનની લહરી વાઈ. તે ગર્ભદ્વાર પાસે આવ્યો. ગર્ભગૃહમાં ઘીની થોડીક દીવીઓ ઝાંખી ઝાંખી જલતી હતી.

તે મહાદેવજી પર દૃષ્ટિ રાખી ગર્ભદ્વાર પાસે જતો હતો અને તેની નજરે થાંભલા ઓથે ઉભેલી એક આકૃતિ પડી. તરત તેના હોશકોશ ઉડી ગયા અને પથ્થરના પૂતળાની માફક તે સ્થિર થઈ ગયો.

થાંભલાને અઢેલી ઉભેલી આકૃતિ ભયંકર હતી. તેને માથે ગંદી સફેત લટકતી જટા હતી. તેને ગળેથી ખોપરીઓનો હાર લટકતો. તેની જાંઘ પર ને પગે નાના મોટા હાડકાંની માળાઓ હતી. તેના હાથમાં કોઈ મોટા જાનવરના પગનું હાડકું હતું. તેના બંને નસકોરા પર મોટો કાપ હતો. તેનો ઉપલો હોઠ કપાઈ ગએલો હોવાથી, અંદરથી મોટા દાંતની હારનું કારમું દર્શન થતું હતું. એટલું જ નહીં પણ તે કારમું મુખ અકલ્પ્ય ભયજનકતાથી હસતું હતું.

ભીમ થરથર ધ્રુજી ઉઠ્યો. પહેલાં તો એને લાગ્યું કે સાક્ષાત્ ભૈરવ અહીંઆ શિવમંદિરની રક્ષા કરવા ઉભો હતો, પણ ધ્યાનથી જોતાં એની ખાત્રી થઈ કે આ કોઈ કાલમુખા સંપ્રદાયનો હતો. ભૈરવ તે તો દેવદૂત, ગમે તેવો ભયંકર પણ દેવી. આ તો જીવતો, હાલતો કાપાલી. ભીમદેવના રુંવે રુંવાં ભયથી ઉભાં થઈ ગયાં. તેને ત્યાંથી નાસી જવાનું મન થયું, પણ તેના પગ ત્યાંથી ખસ્યા જ નહીં.

ભીમદેવે કાપાલી કોની સામું જોઈ હસતો હતો તે જોવા ગર્ભગૃહમાં નજર કરી. લાલ, મદિરામસ્ત, અજાણ્યા આંખો એકીટશે, અમાનુષી એકાગ્રતાથી, જોઈ રહી હતી—ગર્ભમંડપમાં કંઈક પડ્યું હતું તેની તરફ. ભીમદેવે તે વસ્તુ તરફ જોયું.

ફૂલનો ઢગલો પડ્યો હોય તેમ પહેલાં લાગ્યું. પછી તેમાં એણે માનવીની શરીરરેખા ભાળી. સુરેખ મુખ, નાના નાજુક હાથ, બારીક નિતંબદેશની રેખાઓ પર દૃષ્ટિ તેણે નાંખી અને જેમ રૂપાનો તાર તૂટે તેમ તેને ઓળખાણ પડ્યું. આ તો પેલી ચૌલા—મહાદેવજીની નર્તકી હતી.

તે માથું ભોંયે દેવી પ્રાર્થતી હતી. તેનું એક અંગ પણ હાલતું નહોતું. તે

મરી ગઈ હતી ? ભીમદેવને પોતાના હૃદયનો દીપક હોલવાતો લાગ્યો. અને આ કાપાલી એને આમ શા માટે જોયા કરતો હતો ?

એ પણ સ્તબ્ધ થઈ ઊભો. એની આંખો પણ ચૌલાના ઉંધા પડેલા શરીર પર ચોંટી ગઈ.

થોડી વારે ચૌલાનું માથું હાલ્યું. એ જીવતી હતી ! શું એને આ કાપાલી અહીંઆં લાવ્યો હતો ? શું એને જ માટે તે વાટ જોતો હતો.

ન એ ખસ્યો, ન ચૌલા ખસી, ન કાપાલી ખસ્યો.

પછી ચૌલા બેઠી થઈ ને કર જોડી પ્રાર્થના કરી રહી. અને પછી તે એકદમ હરણની માફક ઉછળી. સુવર્ણનાદી ઉત્સાહ-ટપકંત હાસ્યથી તે દેવને પખાળી રહી. તે હસી; પગ વડે તેણે ત્રણ વખત તાલ આપ્યા; ને લડાવતે, કોડ ભર્યે અવાજે તે બબડી, "મારા નાથ, તમારી-હું તમારી હું તમારી." પછી તે પાછી ફરી. હસતી, મદમસ્ત નયનો નચાવતી, તે ગર્ભદ્વારમાંથી બહાર નીકળી ને દક્ષિણ તરફ ગઈ.

ભીમદેવ પાછળ હટ્યો. કાપાલી પણ થાંભલા પાછળ ભરાઈ ગયો. અને જાણે વસંતનું પંખીડું હોય તેમ ચૌલા ઉત્સાહભર કુદતી કુદતી ચાલી ગઈ.

તરત કાપાલી થાંભલાઓમાં લપાતો સંતાતો પાછળ પડ્યો.

ભીમ ગરજનનો યવન અને ભગવાનનાં દર્શન બંને ભુલી ગયો. એનું હૈયું પણ પેલા વસંતના પંખીડા પર જઈ ચોંટ્યું હતું. તે પણ કાપાલીની પાછળ પાછળ ગયો.

કાપાલી કેમ પાછળ પડ્યો હતો ?

સંકેતથી ?-તો છુપાતો કેમ હતો ?

કે' કારણે ?-તો શું ?

એણે સાંભળ્યું હતું કે કાપાલીઓ ત્રિપુરસુંદરીના મંદિરમાં અજાણ બાલિકાઓને ઉપાડી લાવીને વધેરતા, કે શ્મશાનમાં લઈ જઈ તેમના રુધિરથી ભૈરવને તૃપ્ત કરતા. પણ આ તો સોમનાથની નર્તકી ! એને એ ભય શો !

કાપાલી આગળ જતી ચૌલા પર દૃષ્ટિ રાખી ચાલતો હતો.

ભીમદેવ પણ ધીમે પગલે, કાપાલી પર નજર રાખી, ગર્ભગૃહની પાછળ ગયો. ચૌલા દરીયા તરફના દરવાજા તરફ વળી. અત્યારે, દરીયાપર શા માટે ? દરવાજામાં ભીમદેવ લપાઈને ઉભો. કાપાલી ઓવારાના પગથીયા પર એક ઝાડની ઓથે જઈ ઉભો રહ્યો. પણ ચૌલા—

ઓવારાને છેલ્લે પગથીએ ઉભી રહી તે ઝપાટાબંધ વસ્ત્રો કાઢતી હતી. એને જરાય વહેમ નહોતો કે બે પુરુષોની એકાગ્ર, અતૃપ્ત આંખો ભ્રમરની માફક જુદા જુદા ભાવથી પ્રેરાએલી એનાં અંગોની મોહકતા પી રહી હતી.

ચૌલાએ કપડાં કાઢ્યાં. તે ચંદ્રિકાના અમીસ્રવંતા પ્રકાશમાં-સાગરની લહરીઓના રુપેરી ચમકારમાં-એકાંત જણાતા ઓવારા પર-તે ઉભી, જળમાંથી નીકળેલી લક્ષ્મી સમી. વસ્ત્રોના આચ્છાદન વિનાનાં ભભકતા સૌંદર્યમાં સ્થિર થઈ રહેલાં ચંદ્રકિરણોની તે નાનકડી મૂર્તિ લાગતી.

સૌંદર્યદર્શનના પ્રચંડ પ્રવાહમાં ઘસડાતો ભીમદેવ ગાંગો જેવો જોઈ રહ્યો.

ચૌલા દરિયામાં નહાવા પડી. તે તોફાને ચડી હતી. તેણે વાળ છોડી હાથથી તેનાં ગૂંછળાં વાળ્યાં. તેણે ગાલ પર, છાતી પર, પેટ પર વહાલથી હાથ ફેરવ્યા. અને પછી તેણે પાણીમાં ડુબકી મારી; પળવાર તે અદૃશ્ય થઈ, ઉપર આવી, પાછી અદૃશ્ય થઈ. તેણે હાથ વતી, પગ વતી પાણી ઉછાળ્યું, અને ચતી પડી તરવા લાગી. ચમકતાં, પારદર્શક તરંગોમાં થઈ કિરણો, તેના પર પડતાં, મોહક મોતીછીપનો બન્યો કોઈ અપૂર્વ શંખ તરતો હોય તેવી તે લાગતી હતી. અને સાગર તેને જલધારણે હીંચોળતો હતો—ધીમેથી, મમતાથી.

ભીમદેવે સ્ત્રીઓ જોઈ હતી, સારી ને ખોટી, સ્વરૂપવતી, નખરાળી ને લાવણ્યમયી. પણ કોઈ પણ એણે જોઈ નહોતી, કોઈ પણ એણે કલ્પી નહોતી જે તેને આમ મુગ્ધ બનાવી મૂકે. આ તો કૌમુદી, લહરીઓ, પવન અને લાવણ્યનું બન્યું, સૌંદર્યની અવધિથી મૂર્છિત કરતું માત્ર સ્વપ્ન. એનું પુરુષત્વ એની આંખોમાં આવીને ઠરી રહ્યું.

ચૌલાનું સૌંદર્યસ્નાન પૂરું થયું. તે ઘૂંટણ સમાણા પાણીમાં ઊભી રહી, તેણે શરીર થરથરાવી પાણીના કણ દૂર કર્યા. વાળ નીચોવી અંબોડો વાળ્યો ને પાણીમાંથી તે બહાર આવી. ભીમદેવ આ સૌન્દર્યનું પાન કરી રહ્યો.

અને ચંદ્રિકાની તે માદક અપૂર્વતામાં, સાગર તરંગોની ચમકના બન્યા આલ્હાદક પ્રકાશમાં સરસતાની ભાવના સમા આ અદ્ભુત ચિત્રને કલંકિત કરતો કાળો મોટો ડાઘો પડે તેમ હુંકાર કરી, હાથમાં હાડકાની ગદા ફેરવતો ભયંકર કપાળી, રાહુ સમો, ચૌલાની સામે જઈ ઊભો.

અને આનંદમગ્ન, ઉત્સાહઘેલી સુકુમાર બાળા આ કારમા દર્શનથી ભયભીત બની પાછળ હટી અને તેની ભયંકર ચીસથી તરંગોના સૂરથી સુમધુર બનેલી શાંતિ ચીરાઈ રહી.

ભીમદેવના મગજમાં કડાકો થયો. શાર્દૂલ સમો ચપળ તે કૂદ્યો, ને એક જ કૂદે પગથીયાં વટાવી, કપાળી પર જઈ પડ્યો. તેના સ્નાયુઆળા હાથથી તેની ગરદન ને દબાવી રહ્યો.

કપાળીએ ચૌલાને પકડવા હાથ લંબાવ્યા હતા તે તેમ જ ખાલી રહી ગયા. ભયભીત ચૌલા બેભાન બની ધરણીએ ઢળી. અને ભીમદેવના બળથી મહાત થયેલો તે કપાળી ગૂંગળાતા જાનવર જેવો અવાજ કરી ફરવા ગયો, અને સાથે સાથે ભીમદેવના લોઢા જેવા હાથને કરડવા ગયો.

ભીમની ક્રૂરતાનો પાર નહોતો. કપાળીના ગળાને દબાવી તેને તેણે ભોંય પર પટકવા પ્રયત્ન કર્યો. કપાળીએ બહુ જોર કરી તેને દૂર ધકેલવા સામો પ્રયત્ન કર્યો. એક બીજાને ભોંય પટકવા મથતા તે બન્ને થોડીક વાર બાથડીયાં મારવા લાગ્યા; મારતાં, મારતાં બન્ને પાણીમાં ગયા. ભીમનું ઝનૂન હાથમાં ન રહ્યું. હોઠ પર હોઠ પીસી તેણે કપાળીને પાણીમાં નાખ્યો, ને ગળેથી પકડી નીચે દાબ્યો—જોરથી ને વધુ જોરથી—એક વાર, બે વાર, અનેક વાર. કપાળીનો તરફડાટ શાંત થયો; સામો પ્રયત્ન સંકેલાઈ ગયો; કાંપા-

લીના મુખમાંથી ફીણુ નીકળ્યું—ન નીકળ્યું ને તે મુડદું થઇ પાણીમાં પડયો. કાપાલી ન ઉઠયો એટલે ભીમની ઝનૂન શમી. તેના શબને હડસેલી તે બહાર આવ્યો.

૪

ભીમદેવ પાણીમાંથી બહાર આવી ભોંય પર બેભાન પડેલી ચૌલાને જોઇ રહ્યો. કરમાઇ ગયેલા મોગરાના ફૂલ જેવી સુરેખ, સુઘડ ને શ્વેત પણ શિથિલ તે પડી હતી. ભીમદેવના હૃદયમાં ઉર્મિનો ઉછાળો આવ્યો. તેને હાથમાં લઇ, ગળે લપેટી, પોતાનામાં સમાવી દેવાની ઇચ્છા પ્રગટી. તેણે તેને હાથમાં ઉંચકી લીધી.

તેની સુંવાળી, શિતળ ચામડીના સ્પર્શે તેના રુંવા ઉભાં થઇ ગયાં. તે બાલક હતી. જુવાનીએ તેના શરીરની રેખાઓને માત્ર નામનો જ વર્તુલાકાર આપ્યો હતો. અને તેના અનામી અંગોમાં વિશ્વકર્માની અદ્દભૂત કારીગીરીની અપૂર્વતા હતી.

તે ટાઢે ઠુંઠવાઇ. ભીમદેવે અકથ્ય મમતાથી તેને હૈયા સરસી ચાંપી. તેનું મુખ લઇ પોતાના મુખ સાથે દાબ્યું. જે ઝનૂન, શ્રમ, ને ઉર્મિથી જળતું તેનું મુખ ચૌલાના બેભાન મુખની શીતળતાને સ્પર્શે શાંત બન્યુ. તેણે ચૌલાના લુગડાં લઇ જેમતેમ તેની આસપાસ લપેટયાં અને તેને ખોળામાં સુવાડી ભાનમાં આણવાનો પ્રયત્ન કર્યો.

ચૌલાની પાંપણો ફરકી અને તેણે આંખો ઉઘાડી. ઉઘાડતાં એને ભાન આવ્યું, ન આવ્યું, અને ચીસ પાડી તે દૂર જઇ ઉભી. દૂર જતાં તેનું લુગડું ભોંય પર સરી પડયું.

ભીમદેવ ઉભો થઇ ગયો. " ગભરા નહીં, " તેણે કહ્યું, " ગભરા નહીં. "

પોતાના શરીરનું ભાન આવતાં ચૌલા લજ્જાઇ ગઇ. તેણે લુગડું લઇ જેમ તેમ અંગો ઢાંકયાં. " કાલમુખો કયાં ગયો ? " તેણે કહ્યું અને બીકથી તે ચારે તરફ જોવા લાગી.

" કાલમુખાને મેં મોકલી આપ્યો, ભૈરવને ત્યાં. " અને ભીમ ખડખડ હસ્યો.

" કાલમુખાને...' અવાજ રુંધાતો હોય તેમ ચૌલાએ કહ્યું " મારી નાંખ્યો ! ઓ મા ! અપશુકન થયા. પણ તમે કોણ છો ? "

કાલમુખાના મરણથી થએલા અપશુકનનો કમકમાટ ભીમે જેમતેમ ખાળ્યો. " મને ન ઓળખ્યો ? હું પાટણનો ભીમદેવ. "

" કોણ બાણાવલિ ભીમદેવ " સંભ્રમ ને શરમનો મારી ફરીથી અવયવો ઢાંકવાનો વ્યર્થ પ્રયત્ન કરી રહી.

" હા, મેં આર્યો ન હોત તો તને એ કાપાલી ઉપાડી જાત. "

" પણ કૃપાનાથ તમે મને ઉંચકી આણી, " તે નીચેથી ઉંચું જોઇ ન શકી. " મારું લુગડું. "

" હું શું કરું ? " આ લજ્જાથી ખડખડ હસી ભીમે કહ્યું, " તું કયાં લુગડાં સાથે બેભાન થઇ હતી ? " અને તેનું નીખાલસ હાસ્ય ચૌલાને પણ આકર્ષી રહ્યું.

" કૃપાનાથ ! જે જોયું હોય તે ભુલી જજો. હું સામાન્ય નર્તકી નથી, શિવનિર્માલ્ય છું. "

" તેમાં જ શિવને ચડેલું ફૂલ મેં પણ માથે ચડાવ્યું. ને હું હવે ઉંધો ફરી મો રહું છું, તું ઘુમટું પહેરી લે,

ભીમદેવ હસતો હસતો ઉંધુ ફરી ઉભો રહ્યો. અંધારામાં ચારે તરફ જોતી :ચાએ જેમ તેમ ઘુમટું પહેર્યું. કાપાલીની બીક અને નિર્લજ્જતાની શરમ વચ્ચે તેનું ું હજુ ઠેકાણે નહોતું પડ્યું.

" હવે ફરું ! "

" હા, ફરો " ચૌલાએ જવાબ આપ્યો.

" સારું થયું કે હું અહીંઆં હતો, નહીં તો—"

" તમને કાલમુખાની બીક નહીં લાગી ? એ મુઓ તેથી કોણ જાણે શું એ થશે ! " ચાવા ભયંકર અઘોરીને અડકવાની મારી છાતી કેમ ચાલી તે તો મહાદેવજી જાણે. ભગવાન એમની નર્તકીને કેં જુએ ! " ભીમદેવ ફરી હસ્યો, ને ચૌલા પાસે આવી.

" તમે બહુ બહાદુર છો. "

" તું કહે છે ત્યારે મને ખાત્રી થાય છે. "

' હું હવે જાઉં છું. તમે ક્યાં સુધી અહીંઆં છો ! "

" હું ! એ તો આટલાજ માટે ભગવાને મને અહીંઆં મોકલ્યો ! હું આ પાછો આવ્યો. "

" ક્યાં જાઓ છો, અત્યારે ! "

" પાટણ. " [ અપૂર્ણ ]

[ અડધે રસ્તેઃ પૂરઃસંધાન પૃ. ૧૨ ]

અને એ પોતાનો જોગ સંભાળવા ચાલી નીકળ્યો.

× × ×

બારમાં ખાઇ ઢોર થઇ ગયા છે. લે ભાઇ લે, તું એમની જોડે ભળે તે તો મને નહીં ગમે. લે ભાઇ લે, સાચુ કહું છું, મને નહી ગમે." અને કાનની બુટ લાંબી ખેંચાતી જણાઇ.

" માસ્તર, આટલી વખત થઇ ગયું. હવે નહીં કરું. "

" લે ભાઇ લે એમ નહીં, હજુ પરીક્ષાને પાંચ મહીના છે. મારી પાસે આવીને બેસતો જો. લે ભાઇ લે, તારે તો પાસ થવાનું છે—આજ વર્ષે. "

" માસ્તર, ભાર્ગવના છોકરાઓ તો પહેલે વર્ષે પાસ થાય જ નહીં. "

" લે ભાઇ લે, જુદી વાત, સદંતર જુદી. એ છોકરાઓની તો તું સોબત છોડ. મારા સમ. "

પરિણામે ઘણીવાર સાંજના એ મંદિરે દર્શન કરીને અમારા ઘર આગળ આવે ને બહાર ઉભા રહી, " કનૈયા " કરીને બુમ પાડે ને મને લઇ જાય. એ મને ભણાવે તો નહી પણ શું વાંચું છું તેની દેખરેખ રાખે.

મારામાં પાસ થવાની શકિત છે, મારામાં કંઇ બુદ્ધિ છે, એ ભાન હૃદયના ઉંડાણમાં અવ્યકત હતું તે આ માસ્તરે સ્પષ્ટ કરાવ્યું. આત્મશ્રદ્ધા પેદા કરે એ શિક્ષકથી કયો શિક્ષક ચઢે ?

હું પરીક્ષા આપવા અમદાવાદ ગયો. સાથે મારા ફોઇના છોકરાને બાપાજીએ મોકલ્યા. હું ગભરાતો ગભરાતો પરીક્ષા આપવા બેઠો. નિબંધ આવ્યો, " Your favourite pastime. " નહોતી ક્રીકેટ આવડતી, નહોતો ફૂટબોલ આવડતો. પતંગ ચગાવતાંય ન આવડે. ખરું હતું તે લખ્યું: " Reading Novels. "

ઉત્તમરામ માસ્તરની વાત ખરી ઠરી. ભાર્ગવ છોકરાઓની પ્રણાલિકા તોડી હું પહેલે વર્ષે પાસ થયો.

ખંડ બીજો સમાપ્ત.

[ ગુજરાત અને તેનું સાહિત્ય: પૂરાસંધાન પૃ. ૪૪ ]

છે. એટલે આ અનુમાનને પુષ્ટિ આપવા બાહ્ય પ્રમાણો મળી શકતાં નથી. છતાં આ પ્રત્યયમાં રહેલી કૃત્રિમતા જણાઈ આવે છે ખરી.

શ્રી. મુનશીએ સાહિત્યના ઇતિહાસનું જે રીતે આલેખન કર્યું છે તેમાં રાજ્યતંત્રની પરિસ્થિતિ અને લોકજીવનને પણ સ્પર્શ કરવા તેમણે પ્રયત્ન કર્યો છે એટલે સાહિત્ય અને સંસ્કારિતા કેવી રીતે સાથે સાથે રહ્યાં છે તે આપણે જોઈ શકીએ છીએ. પરંતુ રાજ્યતંત્ર સાથે ધાર્મિક પરિવર્તનો પણ જૈન, બૌદ્ધ કે બ્રાહ્મણનાં પ્રવેશ પામે છે. વળી લાટ અને આનર્ત–સાથે ભિન્નમાલ સુધીના પ્રદેશની ગણના 'ગુજરાત'માં છે એ પણ લક્ષમાં રાખવાનું છે.

હેમચન્દ્ર પૂર્વેના જૈન સાહિત્યમાં 'સમરાઇચ્ચકહા' આપણું લક્ષ ખેંચે છે. પણ 'તરંગલોલા'ની સાથે મૂકતાં આ કથા કેવી જણાય છે તે કર્તાના શબ્દોમાં જ જણાવવું અનુકૂળ થઈ પડશે કારણ કે એ બે કથાના ભેદમાં બે સાહિત્ય પ્રવાહ—બે સાહિત્ય યુગના ભેદનું દર્શન છે :– 'The emotion of love intense, fresh and natural which dominates તરંગલોલા becomes subordinate to a spirit of adventure and religious zeal.'[13] આ લક્ષણ જોડે બીજાં લક્ષણો પણ રજૂ કરીને કર્તાએ દર્શાવ્યું છે કે બાણભટ્ટની શબ્દાળુતા અને આડંબરયુક્ત શૈલી જૈનોની ધર્મકથામાં 'તરંગલોલા' પછીના આ યુગમાં પ્રધાનપણે દેખાય છે.

મૂળરાજના સમયમાં કર્તા Modern Gujarata નો foundation મૂકે છે તે મૂળરાજનું રાજતંત્ર જોતાં વાસ્તવિક લાગે છે. ગુજરાતમાં એકતાનું તત્ત્વ મૂળરાજના સમયથી વધારે અને વધારે સ્થિર બનવા માંડે છે. અને હેમચન્દ્રનો સમય પણ નજીક આવતો જાય છે. અને ધીમે ધીમે ઉત્તર અને દક્ષિણ પ્રદેશોમાં ગુર્જર ભૂમિમાં સંગઠ થતો આપણે જોઈએ છીએ અને વલભીપુર તથા ભિન્નમાળને બદલે પાટણ સંસ્કૃતિનું કેન્દ્ર બને છે. મૂળરાજ ઉત્તરમાંથી બ્રાહ્મણોને નિમન્ત્રે છે અને જૈન સંસ્કૃતિને પડખે બ્રાહ્મણ સંસ્કૃતિ વિજયશાળી બને છે. આ પરિસ્થિતિ હેમચન્દ્રના સમયથી બદલાય છે, અને કર્તા આપણી સમક્ષ સિદ્ધરાજનું પાટણ ખડું કરે છે.

હેમચન્દ્ર અને તેના શિષ્યોની અનેકવિધ સાહિત્યપ્રવૃત્તિ સાથે કર્તા અપભ્રંશ સાહિત્યના કેટલાક ઉજ્જવલ દુહાઓ પણ રજૂ કરે છે। તેમાં Didactio અને Heroio એવા બે વિભાગ પાડવામાં આવ્યા છે. Heroic વિભાગમાં એક સ્થળે[14] શૃંગારના દુહાઓ એકત્ર થયેલા જણાય છે છતાં મથાળું Heroic શા માટે મૂક્યું છે તે સમજાતું નથી. તે સમયના સાધુઓએ પ્રાકૃતની મદદ પણ અપભ્રંશના સાહિત્યને સમૃદ્ધ કરવા લીધી છે. એટલે અપભ્રંશ પણ ધીમે ધીમે અન્તિમ સ્થિતિ તરફ પહોંચતી જતી હતી. કારણ કે હેમચંન્દ્રે અપભ્રંશનાં જે દૃષ્ટાન્તો આપ્યાં છે તે એનાથી લગભગ એક સૈકા પૂર્વેની ભાષાના છે.

જૈન અને બ્રાહ્મણ ધર્મના વિગ્રહની સાથે તે સમયના સાહિત્યના એક ખાસ

---

13 Text. P. 34, 14 Text. P. 55

ગ્રન્થનો પરિચય આપણને થાય છે. કુમારપાલના જૈન ધર્મના સ્વીકારને વિષય બનાવીને યશઃપાલ નામના એક સાધુએ 'મહારાજ પરાજય' નામનું નાટક રચ્યું છે. નાટક એ યુગમાં સાહિત્યમાં સ્થાન ન પામ્યું એટલે નાટક તરીકે આ પ્રયોગ નિષ્ફળ હતો. આ નાટકનો સાર આપણને કર્તાએ આપ્યો છે તે વાંચતાં ધાર્મિક વાતાવરણ જ પ્રધાન લાગે છે. આ પ્રસંગે એ પણ કહેવું જોઇએ કે જૂના કેટલાક ગ્રન્થોનો પરિચય શ્રી. મુનશીએ આપ્યો છે તે સ્તુત્ય છે. કારણ કે ગ્રન્થના માત્ર નામનિર્દેશથી આપણને તે ગ્રન્થનો કે તે સમયના સાહિત્યનો પરિચય થઇ શકે નહિ. એટલે દરેક યુગમાં પ્રતિનિધિ ગણાય એવી વસ્તુનો પરિચય આપવાની પ્રથા સ્તુત્ય છે. તે પછી પાછો નિસ્તેજ સમય આવે છે તેનો સાર કર્તાના એક જ વાકયમાં આપણને સ્પષ્ટ દેખાય છે. " They had no ideas to convey, no social life to depict, no deeper interpretation to offer."[૧૫] પરંતુ ઉલુઘખાનની ચઢાઇ પહેલાના આ વિશાળ કાળપ્રવાહનું અવલોકન કરતાં શ્રી. મુનશી તો આપણી સમક્ષ સતત વહેતો રહેલો આર્ય સંસ્કૃતિનો પ્રવાહ જ લાવે છે. બીજી સંસ્કૃતિઓ જોડે ઘર્ષણ થયાં હોય. સમન્વય સધાયા હોય તે છતાં આર્ય સંસ્કૃતિની દીપિકા જાગ્રત રહી હતી.

## બીજો વિભાગ

બીજા વિભાગમાં આપણે ઇતિહાસની વધારે સમીપ આવીએ છીએ. પદ્મનાભથી દયારામ સુધીના સમયનો સમાવેશ આ વિભાગમાં છે. તેમાં પ્રવર્તમાન મુખ્ય બળોમાં મીરાં નરસિંહ વગેરેની ભકિત અને વ્યાપક સૂર તે પછી અખાની પરલોકદ્રષ્ટિ—other-worldliness. અખાના સાહિત્યમાંથી મુનશીએ આ સૂર તારવ્યો છે, અને જ્યાંજ્યાં એ સૂરની વ્યાપક અસર જોઇ ત્યાંત્યાં એનો નિર્દેશ કર્યો છે.

આ યુગની શરુઆતમાં રાસનૃત્યનાં, ફાગનાં વગેરે કાવ્યોનો ઉલ્લેખ આપણને જણાય છે, ઋતુઓનાં અને માસનાં કાવ્યો પણ આ યુગમાં આપણી નજરે પડે છે. સાથે સાથે જૈન સાધુઓની ગદ્યમાં રચાયેલી કથાઓ પણ અસ્તિત્વમાં આવે છે. આ બધી ચર્ચા જોડે કર્તાએ ભાષાની ચર્ચાને પણ સ્હેજ છેડવા પ્રયત્ન કર્યો છે. પ્રસ્તુત ગ્રન્થમાં ભાષાની ચર્ચાનું સ્થાન ઘણું ગૌણ છે. એ એક વાત. બીજું ભાષાનો જે રીતે વિકાસ થયો અને વિકાસમાં શબ્દોનાં જે જે રૂપ અસ્તિત્વમાં આવ્યાં તથા સ્વર વ્યંજન વગેરેમાં જે પરિવર્તનો થયાં તે બધાં નોંધવાને અહિં અવકાશ પણ નથી. છતાં નિયમો દેખાય તેવી રીતે થોડી ઘણી હકીકત શ્રી. મુનશીએ અત્રે રજૂ કરી છે. જૂની ગુજરાતીનાં મુખ્ય લક્ષણો ગણાવતાં તેમણે લખ્યું છે કે,

[૧૬]" The indistinctly pronounced vowel at the beginning of a word is dropped. " અહિં કદાચ કર્તા[૧૭] અસ્વરિતપ્રથમશ્રુતિલોપનો નિર્દેશ કરવા માગે છે. તો પછી indistinct ઉચ્ચારણની અને આદિ

૧૫ Page : 73. ૧૬ Page: 86.

૧૭ જેમ-મ્રત્યમાંથી 'રખ', અછઇમાંથી 'છે' વગેરે સ્વરલોપનાં દ્દષ્ટાન્ત છે તેમ બુભુક્ષામાંથી 'ભૂખ', કીદ્દશમાંથી શું વગેરે વ્યંજનલોપનાં દ્દષ્ટાન્ત પણ છે.

સ્વરની જ વાત કરી તે અપૂર્ણ છે. આવી બીજી થોડીએક અપૂર્ણતાઓ ભાષા વિશેની ચર્ચાના ઉલ્લેખમાં મળી આવે છે. પણ તે માટે કર્તાએ જિજ્ઞાસુઓને ઠેરઠેર સંપૂર્ણ ચર્ચા મળી આવે તેવાં પુસ્તકોનો ઉલ્લેખ કર્યો છે ખરો, છતાં અત્રે તો એટલું જ કરવાની જરૂર હતી કે જે દૃષ્ટાન્તો રજૂ કરવામાં આવ્યાં હોય તે બધાં ઉપરથી ભાષામાં જણાતાં વિશિષ્ટ લક્ષણોની તારવણી.

તે પછી કાન્હડદે પ્રબન્ધ અને રણમલ્લ છન્દનો પરિચય આપણને થયો છે. કાન્હડદે પ્રબન્ધ તો આપણને અર્વાચીન સ્વરૂપમાં પણ દેરાસરીએ ઉપલબ્ધ કરી આપ્યો છે. પણ રણમલ્લ છન્દનું સંશોધન કરવાની જરૂર છે. અસ્પષ્ટતા ઘણી હોવાથી કાર્ય બહુ વિકટ છે છતાં ગુજરાતમાં એવું કાર્ય કરનાર અને કરાવનાર કોઈ ઉદ્યત થાય તો એ વીરરસના બીજા કાવ્યનો પણ ઉદ્ધાર થાય. કર્તાએ કાન્હડદે પ્રબન્ધને *a swan song of the Gujarata of Siddhraja* કહ્યો છે તેમાં આપણને તેમની સંક્ષેપાત્મ અને સચોટ શૈલીનો પરિચય થાય છે. એકાદ શબ્દમાં કે એકાદ વાક્યમાં એક પુસ્તક વિશે ઘણું કહી દેવું એ સિદ્ધિ બહુ થોડા લેખકોને હોય છે.

તે પછીના મુસલમાન અમલ દરમ્યાન ધર્મ અને સંસ્કૃતિનાં ઝરણાં પુરાણોમાંથી વહે છે. મહાભારત અને અન્ય પુરાણોનો ઉપયોગ ભાલણો અને પુરાણીઓ કરવા માંડે છે અને સમસ્ત પ્રજાની સંસ્કૃતિની ચુક્તા વસ્તુતઃ તેમના હાથમાં જ આવી જાય છે. ભાગવત, ગીતગોવિંદ વગેરે કૃષ્ણભક્તિના ગ્રન્થોનો પ્રચાર પણ વધે છે અને ગુજરાતને એક નવું કાવ્યસ્વરૂપ સાંપડે છે—તે આખ્યાન. મહાભારત વગેરે પુરાણોમાં આખ્યાનો અને ઉપાખ્યાનો સંકલિત છે. વાર્તાપ્રવાહમાં તે બધાં સંસ્કૃત મહાકાવ્યો કરતાં કાંઈક શિથિલ છે—છતાં કથાનું તત્ત્વ તે બધાંમાં ભારોભાર હોય છે અને વર્ણનોને માટે પણ પુષ્કળ અવકાશ હોય છે. ગુજરાતમાં દયારામના સમયમાં આખ્યાનની રચના ઝાંખી પડેલી જણાય છે અને તે પછી લુપ્તવત્ થાય છે. પુરાણોમાંથી પ્રાપ્ત થયેલી આખ્યાનોની વસ્તુધારા પણ સંસ્કૃતિનો પ્રવાહ તો મૂળનો જ અખંડ રહે છે. ભાલણ આખ્યાનો ઉપરાંત કાદમ્બરીને પણ ગુજરાતીમાં ઊતારે છે અને ગરબી વગેરે દ્વારા દયારામ સુધીના કવિઓ માટે માર્ગ તૈયાર કરે છે.

આ પૌરાણિક પ્રવૃત્તિનું એક પરિણામ તે આસક્તિયુક્ત ભક્તિ આવે છે, અને એ ભક્તિનું કેન્દ્ર કૃષ્ણ બને છે. અને તે કારણે આજ પર્યન્ત ગીતાના ગાનાર તરીકે કૃષ્ણને જ માનવામાં આવે છે અને પરમાત્માના સર્વ અંશોનો તેમના વ્યક્તિત્વમાં સમાવેશ કરવામાં આવે છે. ભાગવતમાં નિર્દિષ્ટ થયેલી ભક્તિ વિકાસ પામીને વૃન્દાવનની કૃષ્ણભક્તિનું સ્વરૂપ ધારણ કરે છે અને મીરાં અને નરસિંહમાં તો આ વિકાસ પામેલું સ્વરૂપ જ આપણી નજરે પડે છે. મીરાંના નિવાસનો પ્રદેશ વ્યાપક હતો છતાં ગુજરાતનો એના ઉપર વિશેષ હક છે એ ચોક્કસ. એ બન્નેના જીવનમાં પૌરાણિક આખ્યાયિકાઓ જેવા અનેક ચમત્કારો પણ વણાઈ જાય છે અને ગુજરાતમાં તેમની ભક્તિનાં પગલાં ઊંડાં ગાઢાં પડે છે. પરંતુ ભક્તિના આ પ્રવાહ જોડે નિર્મળ જ્ઞાનનો પ્રવાહ પણ વહેતો હતો તે આપણા લક્ષની બહાર જવો ન જોઈએ. આ બન્ને કવિઓનાં

કેટલાંક પદ શ્રી. મુનશીએ મૂળ અને ભાષાન્તરદ્વારા પણ રજૂ કર્યા છે. પરંતુ નરસિંહનાં પ્રભાતિયાંનો એમણે એક સ્થળે [૧૭]measure અને બીજે સ્થળે metre તરીકે ઉલ્લેખ કર્યો છે તે વિચિત્ર લાગે છે. ઘણાં પ્રભાતિયાંનું મંડાણ ઝુલણા છન્દના ઢાલદા બીજ ઉપર છે એ ખરું, છતાં બીજા ઢાળમાં રચાયેલાં પ્રભાતિયાં પણ મળે છે. ઝુલણાના બીજનો ઉપયોગ સુદામા આખ્યાનમાં પણ નરસિંહ મહેતાએ કર્યો છે. એટલે પ્રભાતિયા જેવો કોઈ છંદ માની લેવો તે ઉચિત નથી. નરસિંહને વધારે સમીપ લાવવા માટે શ્રી. મુનશીએ રજૂ કરેલાં પ્રમાણો પ્રસિદ્ધ છે અને તે આધારે તેઓ નરસિંહને ૧૫૦૦ થી ૧૫૮૦ વચ્ચે મૂકે છે. છતાં પર્વતાખ્યાનની પ્રત, શ્રી. આનન્દશંકર ધ્રુવ, શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી, શ્રી, અંબાલાલ જાની વગેરેનાં પ્રમાણોની તુલના કર્યા પછી શ્રી. નરસિંહરાવભાઈ જે અભિપ્રાય આપે છે તે આ પ્રમાણે છે:[૧૮] "Whatever the case be, Mr. Munshis very late date ( 1509 to 1600 A. D. ) is difficult to adjust with other poets after him." પરન્તુ પ્રચલિત રીતે સ્વીકારાયેલા સમયમાંથી તો નરસિંહને ખસેડવો પડે એવો પુરાવો સ્પષ્ટ જણાય છે.

તે પછી શામળનું પુરોગામી વાર્તાસાહિત્ય આપણું લક્ષ ખેંચે છે. જૈન યતિઓની કથાઓ સાહિત્યમાં દૃષ્ટિએ પડે છે અને તરંગલોલાનું પ્રેમતત્ત્વ જાણે નવે સ્વરૂપે આવિર્ભાવ પામે છે. આવી અનેક કથાઓમાં મુનિ લાવણ્યસમયકૃત વિમલ પ્રબંધ વધારે પ્રસિદ્ધિ પામેલો ગ્રન્થ છે. ઇતિહાસનું તત્ત્વ આ ગ્રન્થમાં બહુ ઓછું છે પણ તે સમયના સમાજનું ચિત્ર તેમાં વિગતો સાથે આપણને મળી આવે છે. કળાકૃતિ કરતાં આ રીતે એ ગ્રન્થ વધારે મૂલ્યવાન ગણી શકાય. એ જ મુનિના અને અન્ય મુનિઓના બીજા ગ્રન્થો પણ આ યુગમાં રચાયા છે.

આ પછીના સમયમાં શ્રી. મુનશી પદ્મનાભ અને નરસિંહના સમયનો પ્રત્યાઘાત જુએ છે અને જૈન યતિઓ તથા વેદાન્તીઓમાં પરલોકદૃષ્ટિ વ્યાપક બની હતી એમ જણાવે છે. સાહિત્યના ક્ષેત્રમાં અખાના સાહિત્યમાં આ સૂર શ્રી. મુનશીને પ્રધાનતઃ સંભળાય છે. તેથી જ શ્રી. મુનશીએ કરેલું અખાનું દર્શન આપણને કદાચ વિકૃત લાગે. કવિતા અને તત્ત્વજ્ઞાનનો જે સંબન્ધ હોવો જોઇએ છે, અને જે અખાનાં કેટલાંક પદમાં સ્વાભાવિક રીતે જ વ્યક્ત થયો છે તે શ્રી. મુનશીની દૃષ્ટિ બહાર છે એમ નથી. એક સરસ દૃષ્ટાન્ત તો એમણે પણ રજૂ કર્યું છે છતાં અખાના સમગ્ર સાહિત્યનો પ્રધાન ધ્વનિ જાણે કર્તાની સાહિત્યની ભાવનાને પ્રતિકૂળ જણાય છે. શ્રી. નરસિંહરાવભાઈનો અભિપ્રાય અત્રે નોંધવા જેવો છે: " In fact, Akhos poetry lies concealed inside his જ્ઞાન aspect and flashes out occassionally,–even as the lightning does from inside the rain-cloud. "[૧૯] અખાની રચનાઓમાં જ્ઞાનીની નીરસ અને શુષ્ક વૃત્તિ

૧૭ Page 145 & 148, ૧૮ Thakkar Lectures P. 45,

૧૯ Thakkar Lectures P. 124.

અવશ્ય દૃષ્ટિએ પડે છે છતાં કવિતાના ચમત્કાર શોધવા પણ મુશ્કેલ નથી. અને જીવન તથા જગત તરફ એની જે વૃત્તિ બંધાઈ હતી તે સંપૂર્ણ રીતે શાંકર અદ્વૈતને અનુસંબંધીને જ બંધાઈ હતી. અને આ જગતને નિર્મળ કરવા એણે પ્રવૃત્તિ પણ ઓછી નથી કરી. આ કવિત ચમત્કારનો સ્વીકાર શ્રી. મુનશીએ પણ અવશ્ય કર્યો છે એટલે એમનું કથન પ્રધાન સૂર પરત્વે જ આપણે સમજવાનું છે. અને ધીરા, ભોજો, નીરાંત, સ્વામિનારાયણપંથના સાધુઓ વગેરેની સાહિત્યપ્રવૃત્તિમાંથી શ્રી. મુનશી પોતાના કથનનું સમર્થન અને પુષ્ટિ મેળવે છે.

પ્રેમાનન્દની વિસ્તૃત સાહિત્યસેવાનો ઉલ્લેખ કરતાં કર્તાએ નકામી વ્યક્તિપૂજન નથી દર્શાવી એ સ્પષ્ટ છે. પ્રેમાનન્દના શિષ્યમંડળનો ઇતિહાસની વિગત તરીકે ઉલ્લેખ કરી શકાય તેમ નથી. પ્રેમાનન્દનાં કેટલાંક આખ્યાનોનું કર્તાએ સંક્ષિપ્ત છતાં સચોટ અવલોકન કર્યું છે અને પ્રેમાનન્દનાં નાટકો વિશે સ્પષ્ટ અભિપ્રાય તથા વલ્લભના મિથ્યાભિમાનકર્તૃત્વ વિશે સ્પષ્ટ શંકા દર્શાવવામાં શ્રી. મુનશીએ સંકોચ નથી રાખ્યો એ નોંધવાની જરૂર છે.

સામળ ભટ્ટ, અન્ય સામાન્ય કવિઓ અને દયારામથી આ યુગનું દર્શન પૂરું થાય છે. દયારામને રસિકવલ્લભ કે અજામિલ-આખ્યાન માટે ગૌરવ આપવાની જરૂર નથી. ગુજરાતમાં દયારામની કીર્તિ તો ગરબીસાહિત્યના પિતા તરીકે જ ચિરંજીવ છે અને રહેશે. અને દયારામની કેટલીયે ગરબીઓનું હાર્દ અંગ્રેજી ભાષાદ્વારા પ્રગટ કરવું અશક્ય છે એટલું કહીને પણ શ્રી. મુનશીએ ગરબીઓની અપૂર્વ સરસતાનો નિર્દેશ કરી લીધો છે. તદુપરાન્ત દયારામના જીવનમાં જે ઉલ્લાસ દૃષ્ટિગોચર થાય છે તેનું દર્શન પણ શ્રી. મુનશીએ કરાવ્યું છે. ધીરા અને ભોજા ભગતના યુગમાં પ્રેમનું અવિરત ગાન ગાનાર આ કવિ આપણા સાહિત્યના ઇતિહાસમાં એક પ્રોજ્જ્વલ મૂર્તિરૂપે ખડો રહે છે અને નવી ઉષાનાં દર્શન કરતો અસ્ત પામે છે.

## ત્રીજો વિભાગઃ અર્વાચીન યુગ

આ અર્વાચીન યુગના વસ્તુતઃ ત્રણ ખંડ કર્તાના મનમાં છે. શરૂઆતનો ખંડ દલપતરામ, નર્મદાશંકર વગેરેનો. ગુજરાતમાં શિક્ષણની શરૂઆત થાય છે. સાહિત્યમાં નવાં નવાં સ્વરૂપો અસ્તિત્વમાં આવે છે. નવા પ્રકાશને ઝીલવાને સાહિત્યકારો અને અન્ય પ્રજાજનો ઉદ્યત થાય છે. આ યુગનો પ્રધાન પુરુષ તે નર્મદ. માત્ર સાહિત્ય રચનાર માટે આ યુગ ન હતો. સાહિત્યરચનાની જોડે લોકજીવનને ઘડવાની જે શક્તિની તે સમયને જરૂર હતી તે નર્મદમાં પ્રચંડ રૂપે વસતી હતી અને સાહિત્યકાર નર્મદ કરતાં વીર નર્મદ અનેકગણો મહાન હતો. નર્મદના જીવનના નિરીક્ષણમાં જ આ યુગનાં બધાં બળોનું નિરીક્ષણ આવી જાય છે.

તે પછી યુનિવર્સિટીનું શિક્ષણ વધારે વ્યાપક બને છે અને એ શિક્ષણના સંસ્કારે પાંગરેલા સાહિત્યકારોનો યુગ આવે છે. તે દરમ્યાન ફારસીનો એક પ્રવાહ પણ મણિલાલ નભુભાઈ, આનંદશંકર, કલાપી વગેરેમાં વ્યક્ત થઈ જાય છે. શ્રી. મુનશી આ યુગને Sanskritic Revivalનો યુગ કહે છે તે યથાર્થ જ છે.

કારણ કે સંસ્કૃતના અભ્યાસનું સિંચન જે દલપત–નર્મદના સમયમાં ન હતું તે આ સમયમાં જણાય છે. આ યુગના પ્રતિનિધિ ગ્રન્થ તરીકે સરસ્વતીચન્દ્રને રજુ કરી શકાય. કવિતા પણ આ યુગમાં પ્રગતિમાન બની છે અને કરુણ પ્રશસ્તિ, ખંડકાવ્ય વગેરે નવાં સ્વરૂપો ગુજરાતીમાં ઉદ્‌ભવ પામ્યાં છે.

આ એક વિભાગ પણ એટલો વિશાળ છે કે: ન્હાનામ્હોટા દરેક સાહિત્યકારનું સંપૂર્ણ વિવેચન કરવા માટે એક સ્વતંત્ર ગ્રન્થની જરૂર પડે. એટલે જ કર્તાએ મુખ્ય ગ્રન્થકારોની સામાન્ય સાહિત્યપ્રવૃત્તિનો નિર્દેશ કરી, તેનું મૂલ્યાંકન કરવાનો પ્રયાસ કર્યો છે.

બીજું આ યુગના દર્શનમાં કર્તાનું રાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુ તરત આપણા લક્ષમાં આવે છે. ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ પ્રથમ મળે છે ત્યાર યુનિવર્સિટી યુગની શરૂઆત ગણીને ૧૯૧૪ ના મહાયુદ્ધ પછી કર્તા ગાંધીજી ઉપર દૃષ્ટિ ઠેરવે છે અને તે પ્રસંગે પણ કોંગ્રેસ અને રાષ્ટ્રીય જીવન કર્તાની દૃષ્ટિને પ્રધાનતઃ પકડી રાખે છે એટલે પ્રજાના જીવનના પ્રવાહોનું પણ સાહિત્યના પ્રવાહો જોડે અવલોકન કરવાનું કર્તાએ નિર્ણીત કર્યું છે એ વધારે સ્પષ્ટ બને છે.

સરસ્વતીચન્દ્રના કર્તાને આર્યસંસ્કૃતિના સંદેશવાહક તરીકે શ્રી. મુનશી ગણાવે છે, અને એ તો સ્પષ્ટ જ છે કે પુરાણકારની દૃષ્ટિએ શ્રી ગોવર્ધનરામભાઇએ 'સરસ્વતીચન્દ્ર'નો ગ્રન્થ તૈયાર કર્યો છે. જૂનાં અને નવાં બળનો સમન્વય થાય છે. અને તે પછી તો આજે ઘણો કાળ વહી ગયો છે. નવી કવિતાના આદિ પ્રચારક તરીકે શ્રી. નરસિંહરાવનો સ્વીકાર કરતાં એમનાં લાંબાં કાવ્યો, ' ઉત્તરા અને અભિમન્યુ ' તથા ' ચિત્રવિલોપન ' જેવાંના નિર્દેશની જરૂર હતી. પણ શ્રી. મુનશીએ પ્રતિનિધિ કાવ્ય તરીકે ' સ્મરણસંહિતા 'ને લીધું છે અને તે સર્વથા ઉચિત જ થયું છે.

તે પછી કાન્ત, કલાપી, રમણભાઇ, ખબરદાર, મણિલાલ, બાળાશંકર અને બીજા અનેક સાહિત્યકારોનો અને તેમની સાહિત્યપ્રવૃત્તિનો ઉલ્લેખ છે. આ યુગમાં સાહિત્ય એટલું વિપુલ સરજાયું છે અને સાહિત્યકારો એટલા બધા છે કે, શ્રી. મુનશીએ જે ઉલ્લેખ રજુ કર્યા છે અને તેને વિવેચનને બદલે પરિચયના વાહક ગણ્યા એ જ ઉચિત છે. શ્રી. બળવંતરાય ઠાકોરની કાવ્યપ્રવૃત્તિ વિશેનું એક કાવ્ય નોંધવા જેવું છે: ૨૦"Emotion is expressed with exquisite self-restraint." આ પ્રમાણે પરિચય આપતાં આપતાં મને શ્રી. મુનશીએ થોડાંક અર્થપૂર્ણ વાક્યો ઘણીવાર કેટલીક સાહિત્યકૃતિઓ વિશે અને કેટલાક સાહિત્યકારો વિશે સચોટ વિવેચના વાળા વિધાનો કર્યા છે. છતાં સોનેટના ઉત્પાદનના અને વિવિધ છન્દઃપ્રયોગોના ઉલ્લેખ વગર પ્રો. ઠાકોરની કાવ્યપ્રવૃત્તિનું દર્શન અપૂર્ણ જ ગણાય.

આ જ યુગમાં કવિ ન્હાનાલાલની વિપુલ સાહિત્યસેવાનો સમાવેશ થાય છે. તેમની કૃતિઓમાં મુખ્ય રાસ, અને નાટકો જેને માટે શ્રી. મુનશીએ ખંડ–આખ્યાન એવો નવો શબ્દ યોજ્યો છે. કવિનું અપદ્યાગદ્ય પણ પ્રયોગ તરીકે ઇતિહાસમાં સ્થાન

---

૨૦ Page 288.

પામે છે. કવિના રાસ પરત્વે શ્રી મુનશી કહે છે. [૨૧] " A subtle touch of emotion; a brief experience; witching words of poetic value a haunting tune and sense sound and rhythm combine to produce the garabi of Nanalal. અહીં રાસને બદલે ગરબી શબ્દનો પ્રયોગ વધારે સાર્થ છે અને કવિ ન્હાનાલાલના રાસની જે મનોહરતા છે તેનું સંપૂર્ણ દર્શન છે.

જયા જયન્ત વગેરે કૃતિઓને શ્રી મુનશી નાટકના વર્ગમાં મૂકવાનું ઉચિત ધારતા નથી. કવિની ભાવના આ બધી કૃતિઓમાં વ્યાપક છે, પાત્રોમાં ક્રિયાત્મકતા ક્વચિત્ હોય છે, વસ્તુના વિકાસ જેવું કંઇ ભાગ્યે જ હોય છે, સંવાદોમાં નાટકની ગતિ કરતાં કવિના વિચારો અને ભાવનાઓ જ આપણને જણાય છે. આ બધાં કારણોને શ્રી. મુનશી આ બધી કૃતિઓ માટે ખંડ-આખ્યાન એવું નવું સ્વરૂપ કલ્પે છે. વસ્તુતઃ આપણે જ્યાં જે અર્થમાં દૃશ્ય કે શ્રાવ્ય નાટક એમ પ્રયોગ કરવાનો પ્રચાર છે તે જ અર્થમાં શ્રી. મુનશી આ ખંડ-આખ્યાન શબ્દનો પ્રયોગ કરે છે. આખ્યાનનું ન્હાનું સ્વરૂપ અથવા તો અંદર પ્રવેશરૂપી ખંડોવાળું આખ્યાન એવો કાંઇક અર્થ ઉદ્દિષ્ટ લાગે છે. છતાં આખ્યાનોમાં વ્યાપક એવા પરલક્ષી તત્ત્વનો આમાં વ્યાપક સ્વરૂપમાં જ સ્વીકાર કરવામાં આવે તો એ બધાને સારાં કે નબળાં નાટકો કહીએ તે જ ઉચિત છે.

કવિ ન્હાનાલાલ સંબન્ધી મુનશીએ બીજી એક બાબત પણ કહી છેઃ- નામને 'વું' પ્રત્યય લગાડીને ક્રિયાપદો બનાવી નવા શબ્દો યોજવાની પ્રથા કવિએ શરૂ કરી અને તે લોકપ્રિય બની છે. નામ ઉપરથી ક્રિયાપદ—નામધાતુઓ બનાવવાની પ્રથા તો સંસ્કૃતમાં પણ છે અને ગુજરાતમાં પણ—સાલ ઉપરથી સાલવું, પલાણ ઉપરથી પલાણવું વગેરે ક્રિયાપદો બનેલાં છે. પણ કાવે તો જે નામ ધાતુ ઉપરથી ઉતરી આવ્યું હોય અને તે ધાતુ પ્રયોગદશામાં હોય તે છતાં નામ ઉપરથી નવો ધાતુ સાધે છે. 'નિમન્ત્રવું' ઉપરથી નિમન્ત્રણ નામ બનેલું છે. હવે નિમન્ત્રણમાંથી નિમન્ત્રણવું નિષ્પન્ન કરવામાં આવે તે કેવું વિચિત્ર! પાછું તે પરથી અને પછી ક્રિયાપદ એમ કરતા જઇએ તો અનવસ્થાપ્રસંગ આવે, પણ કવિએ તો કર્મણિભૂત કૃદન્તનાં રૂપ ઉપરથી પણ ધાતુઓ બનાવ્યા છે અને વસ્તુતઃ પ્રચારમાં તો આ પ્રકારના ધાતુઓ જ આવ્યા છે : પરિશુદ્ધવું, સંક્રાન્તવું વગેરે. [૨૨] પરંતુ આ બધા પ્રયોગો ભાષાની દૃષ્ટિએ અશુદ્ધ જ છે.

### ૧૯૧૪ થી આજસુધી

૧૯૧૪ પછીના ગુજરાતમાં કલાએ રાષ્ટ્રીય મંથનને પશ્ચાદ્ભૂમિ તરીકે લઇને ગાંધીજીનું ગુજરાતમાં અવતરણ આલેખ્યું છે. ગાંધીજીનો આપણા જીવનમાં વિવિધ ક્ષેત્રો સાથે એવો ગાઢ સંબન્ધ દેખાય છે કે કોઈ પણ વિષયની ચર્ચા કરતાં તેમને અલિપ્ત કે દૂર રાખી શકાય નહિ. ગાંધીજી તરફ કલાનો અપૂર્વ ભાવ આપણને જણાય છે છતાં ગાંધીજીની કૃતિઓની ચર્ચા કરતાં તટસ્થતા જળવાઇ છે એ સ્પષ્ટ છે. પણ ગાંધીજીના વ્યક્તિત્વથી અને એમની પ્રવૃત્તિથી ગુજરાતના જીવનમાં જે કાંઇ ભાગ

૨૧ Page 296.   ૨૨ સંક્રમાંક : ગુજરાત ફેબ્રુઆરી ૧૯૩૯.

પ્રવર્તમાન બન્યાં છે તે બધાં વિશે નિર્ણયાત્મક ચર્ચા કરવી એ બહુ મુશ્કેલ કાર્ય છે. એ બધાં બળોની સ્થિરતા કે અસ્થિરતા વિશે નિર્ણય ઉચ્ચારવો એ બહુ દુર્ઘટ કાર્ય છે. એટલે એ બધાં બળોની તત્કાળ અસરથી ઉદ્ભવેલી સાહિત્યકૃતિઓ વિશે અત્યારે નિર્ણય ઉચ્ચારવામાં પણ ઉતાવળ ન થાય તે માટે સાવધ રહેવાની જરૂર છે. પણ એક વાત સ્પષ્ટ છે કે ગાંધીજીમાં કર્તાને પ્રાચીન આર્યસંસ્કૃતિના પુનરવતરણનું દર્શન થાય છે અને આ રીતે કર્તાના vision ની અખંડિતતા જળવાઈ રહે છે.

શ્રી. મુનશીની સાહિત્યસેવા વિશે ડૉ. તારાપોરવાલાએ આ ગ્રન્થમાં લખ્યું છે. શ્રી. મુનશીએ પોતે જ તટસ્થતાથી પોતા વિશે લખ્યું હોત તો એ કસોટીમાંથી પોતે કેવી રીતે પાર ઊતરે છે તે જોવાનું આપણને મળત. ડૉ. તારાપોરવાલાએ શ્રી. મુનશી અને તેમની સાહિત્યકૃતિઓનો પરિચય કરાવવાનો ઉદ્દેશ પ્રધાન રાખ્યો છે એટલે વિવેચનનો ભાગ બહુ જ થોડો પ્રવેશ પામ્યો છે. આ સાથે ગુજરાતના નાથનો ઉપોદ્ઘાત તથા શ્રી મુનશી વિશે ગુજરાતના બીજા વિવેચકોએ લખેલા લેખમાંથી અવતરણો રજુ કર્યાં હોત તો આ ભાગ વધારે સમૃદ્ધ બનત. કવિ ન્હાનાલાલના સાહિત્યના અદ્ભુતતત્ત્વ પછી સાહિત્યમાં માનવતાના ધબકારવાળું શ્રી. મુનશીનું સાહિત્ય જ પ્રાધાન્ય મેળવે છે એ કેવળ સત્ય છે.

હવે કવિતા, નાટકો ( એકાંકી પણ ) ટૂંકી વાર્તાઓ. નવલકથાઓ અને ઇતર વાઙ્મય એટલા વિપુલ પ્રમાણમાં સર્જાય છે કે બધાંનું સંપૂર્ણ અવલોકન કરવા માટે એક સ્વતન્ત્ર ગ્રન્થની જરૂર પડે. એટલે શ્રી. મુનશીએ પ્રસિદ્ધ સાહિત્યકારોને અને તેમના મુખ્ય કૃતિઓને જ સ્પર્શ કર્યો છે. શ્રીમતી લીલાવતી મુનશીની સાહિત્યસેવા ચર્ચા કરતાં જે 'માનવ સુલભ મમતા કર્તામાં દૃષ્ટિએ પડે' છે તે સ્વીકારતાં જરા પણ સંકોચ આપણને થતો નથી; પરન્તુ શ્રીમતી લીલાવતી મુનશી એમની અનેકવિધ પ્રવૃત્તિઓમાં કલમને પણ અવકાશ આપવા પ્રેરાય તો આ મમતાદર્શનની સાર્થકતા ખરી. નહિંતર તો શ્રી. મુનશીના આ લખાણથી ગુજરાતે શું પ્રાપ્ત કર્યું છે તેને બદલે શું ગુમાવ્યું છે તેનું જ સતત ભાન થશે.

શ્રી. રમણલાલ દેશાઈ, શ્રી. ધૂમકેતુ શ્રી. રામનારાયણ પાઠક વગેરેની સાહિત્ય સેવા વિશે પણ વિસ્તારથી લખવાને હજુ ઘણો સમય છે. શ્રી. રમણલાલ દેસાઈની નવલકથા દિવ્યચક્ષુ વિશે જે નિર્બળતાનો ઉલ્લેખ કર્તાએ કર્યો છે તે ગાંધીજીના જીવનથી ગુજરાતમાં આવિર્ભાવ પામેલાં તત્ત્વોનાં એમના દર્શન જોડે અસંગત જણાય તેવો છે. વળી સામાજિક નવલકથાઓ આપણે ત્યાં હજુ પ્રયોગદશામાં છે એટલે શ્રી. રમણલાલ દેસાઈમાં સર્વાંગ સંપૂર્ણતા ન પણ સંભવે છતાં સર્જનની એ દિશામાં એમણે જે પ્રયાસ કર્યો છે તેના તરફ દુર્લક્ષ કરી શકાય તેમ નથી જ.

સમાપનમાં કર્તાએ નવી કવિતાનાં કેટલાંક દૃષ્ટાન્ત રજુ કર્યાં છે અને વર્તમાન પરિસ્થિતિમાં જે બળો અસ્તિત્વ ધરાવે છે તેનું આછું અવલોકન કર્યું છે. તે ઉપરાન્ત અન્તે ગુજરાતી પદ્યરચના વિશે પણ એક ટૂંકું પરિશિષ્ટ જોડયું છે. એ પરિશિષ્ટમાં જ Blank verse ઊપજાવવા ગુજરાતમાં જે પ્રયાસો થયા છે તેની નોંધ લેવાની જરૂર આપણને જણાય છે. શ્રી. ખબરદાર, પ્રો. ઠાકોર વગેરેની પદ

ચર્ચા આ ગ્રન્થમાં મળી આવે છે. કર્તાએ ફલક એટલું વિશાળ રાખ્યું છે કે ભાગ્યે જ કોઇ એ ફલકમાં પ્રવેશ પામ્યા વગર રહે. વળી શ્રી. મુનશીને નિવૃત્તિ કેટલી છે એ પણ ગુજરાત જાણે છે. સામયિક પત્રો અને રંગભૂમિ કવચિત્ સાહિત્યના વિકાસની સાથે સાથે તો કવચિત્ સ્વતંત્ર પણ આગળ આવતાં ગયાં છે. આજે રંગભૂમિની સુધારણા માટે જે અવકાશ છે તેનો નિર્દેશ તો શ્રી. મુનશીએ અનેકવાર કર્યો છે અને તેની સુધારણાનું પ્રેરણાસ્થાન બનવા પણ તૈયારી બતાવી છે.

શ્રી. મુનશીએ ગુજરાતને ઘણું યે આપ્યું છે. છતાં હજુ ઘણું યે ગુજરાતને એમના પાસેથી મેળવવાનું છે. આજે ગુજરાતને હિન્દથી વિખુટું પાડીને પોતાની પ્રગતિ સાધવાનો અધિકાર નથી એટલે શ્રી. મુનશીને આપણે આપણું આગવું ધન ગણી શકીએ તેમ નથી. તેમની શક્તિયો આજે વિશાલ ક્ષેત્રમાં વ્યાપૃત થતી જાય છે તે છતાં મુનશી ગુજરાતના છે અને ગુજરાત મુનશીનું છે એ સત્ય અવિચલ છે અને અવિચલ રહેશે.

---

[ નવું સાહિત્ય : પુરઃસંધાન પૃ. ૫૦ ]

કરેલાં સંશોધન ને સંપાદનકાર્યનો સારો પરિચય આપ્યો છે. રત્નેશ્વરની સંસ્કૃત વાણીમાંથી અવતરેલી મધ્યકાલીન ગુજરાતી વાણીમાં રચાયલા આ ભાગવતનું અને તેના અનુવાદનું આપણી ભાષાના વિકાસની દૃષ્ટિએ પણ સારું મૂલ્ય છે. શાસ્ત્રીજીની જ્ઞાનરસિકતા આપણા નરસિંહ અને નાકરયુગમાં પણ વિહાર કરી આવેલી છે અને એ યુગની પ્રચલિત ભાષા ને તેના સ્વરૂપ વિષે એમનાં મંતવ્યો પણ મોટે ભાગે પ્રમાણપુરઃસર છે તેથી પણ મધ્યકાલીન યુગના આ કવિવરના કાવ્યસંશોધનમાં એમણે કરેલું સંગીન કાર્ય આપણને બેધડક માર્ગદર્શક થઇ પડે તેવું છે.

વિશ્વાસપાત્ર પાઠાંતરો, શોધક પ્રસ્તાવના અને ઉપોદ્‌ઘાતનાં ૬૪ માહીતીભર્યાં પૃષ્ઠો તથા બને પરિશિષ્ટો સંપાદનકાર્યના મૂલ્યમાં સંગીન વૃદ્ધિ કરે છે.

સંસ્કૃતની પ્રૌઢિ જેવી રત્નેશ્વરની આ ગુજરાતી પ્રૌઢિનું આસ્વાદન અધિકારીઓ રસભેર કરશે એમ અમે ઇચ્છીએ છીએ.

**ગુજરાતની વનસ્પતિઓ:**

એકવાર ધન્વન્તરીની નંદનવાટિકાસમું અખાતું ગુજરાત આજે વનસ્પતિવિહોણું બન્યું નથી છે. એટલું જ નહીં પરંતુ જે વનસ્પતિ ગુજરાતમાં છે તેનું જ્ઞાન તેનાં પુત્રપુત્રીઓને પણ નથી. આ પરિસ્થિતિમાં 'ગુજરાતની વનસ્પતિઓ' એ વિષય ઉપર ભણું;આખ્યાન શ્રી. બાપાલાલ વૈદ્ય જેવા ચિન્તક ને વિદ્વાન વૈદ્ય પાસે અપાવી સોસાયટીએ



આપણા યુવકવર્ગના કર્તવ્યપ્રદેશ માટે ક્ષેત્રની યથાકાલે સ્મૃતિ આપી છે. ગુજરાતના આ કાચા સુવર્ણનો અભ્યાસ કરનારા ઉત્સાહીઓને અને તેથી ગુજરાતને આર્થિક લાભ આપવાની દૃષ્ટિએ પણ વ્યાખ્યાતાનું આ રસિક અને માહીતીપૂર્ણ વ્યાખ્યાન શાસ્ત્રીય રીતે નવીન પ્રેરણાઓ આપે એવું છે. **શંકરપ્રસાદ રાવલ**

[ સ્થળ સંકોચને લીધે શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં પ્રકાશનોનું અવલોકન અમે આવતા અંકમાં આપીશું. તંત્રીઓ ]

**ત્રણ નાટકો**: લેખકપ્રકાશકઃ રમણલાલ ન. વકીલ, શંકરભવન, ફ્રેન્ચ બ્રિજ, મુંબઇ ૭.

કર્તાએ જેને નાટકો તરીકે ઓળખાવ્યાં છે પણ વસ્તુતઃ જેને નાટિકાઓ કહેવી ધરારત છે એ આ 'ત્રણ નાટકો'માં ભાઇશ્રી રમણલાલ વકીલે શાળાકોલેજોના વિદ્યાર્થી અભિનેતાઓને ભજવવા માટે સારા નમુના રજુ કર્યા છે. પ્રથમ નાટક 'પેટના ખાડા'માં સાહિત્યકારો પોતાનું સર્જન કીર્તિવાંછનામાં નકામું મફતમાં લુંટાવી દે છે. અને પેટના ખાડા પૂરવાના સાંસાં એમને કપાળે ચોંટેલા જ હોય છે. એ મુદ્દાને નાટકના કેન્દ્રવર્તી વિચાર તરીકે લઇ કવિપત્ની નેનાના પાત્રદ્વારા યોગ્ય ઉઠાવમાં મૂક્યો છે. વ્યવહારકુશળ પત્નીના કહ્યાથી શીખેલો કવિ પોતાના લખાણના દામ માગતાં શીખી જાય છે. આ મતદર્શન કરાવવાનું પ્રસ્તુત નાટકનું ધ્યેય હોઇ થોડુંક પ્રચારક તત્ત્વ અત્ર આવી ગયું છે, છતાં, બર્નાર્ડ શૉ જેવાનું તો ભલું જ પૂછવું. પણ આર્નોલ્ડ બેનેટ ને રૂડયાર્ડ કીપ્લીંગ જેવા પણ જંગી રકમનો વારસો મૂકતા જાય એ સમયે ગુજરાતના સાહિત્યકારોના પેટના ખાડા સાહિત્યસેવા પૂરી ન શકે : એ હવે સત્વર નિકાલ માગતી અધન્ય વસ્તુસ્થિતિ તરફ આંગળી ચીંધી આપણું લક્ષ દોરવા બદલ તેમ જ આવી હળવી રમુજી તેની રજુઆત બદલ આ નાટક કીંમતી ગણાશે. બીજું નાટક : 'ભાવનાની ભીંતો ' વાસ્તવ જીવનની વ્યવહાર દુનિયાથી અસ્પૃષ્ટ એવા યુનિવર્સિટિઘડયા ખ્યાલી જુવાનિયાઓને હાસ્યપાત્ર ઠરાવે છે. ત્રીજા નાટક ' ભવ સુધારવા ' માં નવયુગના ફરઝંદ જેવો ન્હાનુ કાનુને સમજાવી જે યુક્તિથી ઘરડે ઘડપણ ત્રીજીવાર ઘોડે ચડવાના ઉત્સુક ભૂખણદાસ તથા તેના સહાયકોની યોજનાને ધૂળ મેળી કરે છે તે જ્ઞાન સાથે ગમત પણ આપે છે.

ત્રણે નાટકો ભજવવા માટે જ લખાયાં છે એ હકીકત એની વિશિષ્ટતા તથા મર્યાદા બને છે. પહેલા બે નાટકોમાં આથી બહુ ક્રિયા ( action ) નથી આવી શકી. ત્રણે નાટકોમાં હાસ્યરસ સારો પીરસાયો છે તે પણ એ ભજવવા માટે છે તેથી જ. બીજું ને ત્રીજું નાટક તો પ્રહસનો છેજ, અને પહેલામાં પણ કલ્પનામાંજ ઉડયા કરતા અને અવ્યવહારૂ તરંગી કવિના પાત્રદ્વારા ઘણી રમુજ મળે છે. ક્રિયાની ખોટ સંવાદ પૂરી પાડે છે. વાર્તાલાપની રજુઆત પર શ્રી. વકીલને સારો હાથ બેસી ગયો છે. 'ભાવનાની ભીંતો 'માં હાસ્ય નિષ્પન્ન કરવાનો જશ યથાપાત્ર સફળ સંવાદોને જ જાય છે. મુંબઇ, અમદાવાદ, વડોદરા, ભરૂચ આદિ સ્થળે આ નાટકો સફળતાથી ભજવાયાં છે એ બિના જ આ નાટકોની તખ્તાલાયકી માટે જોઇતો પુરાવો છે. જે ઉદ્દેશપુરઃસર એ લખાયાં છે તેને એ બરાબર સિદ્ધ કરે છે. **અનંતરાય રાવલ**

[ તંત્રીસ્થાનેથીઃ પૂરસંધાન પૃ. ૫૨ ]

માંદગીને બિછાને હતા. આ બધું ધ્યાનમાં રાખતાં અને હાર-જીત એ કોઇપણ રમતમાં અતિ મહત્વની બાબત નથી એ સ્મરણમાં રાખતાં એટલું તો કબૂલ કરવું જોઇએ કે આવી આવી અનેક ટીમો આવે, એમની સામે આપણા હિંદી ખેલાડીઓ રમત ખેલે, એમના સારા ગુણોની નકલ કરી એમને પોતાના જીવનમાં અને રમતમાં ઊતારે તો હિંદી ક્રીકેટનો ઉત્કર્ષ ત્વરાથી થાય.

આ પ્રસંગે એટલું પણ કહેવું પડે છે કે હમણાં હિંદી ક્રીકેટના વિષયમાં જે વસ્તુસ્થિતિ ઊભી થઇ છે તે ખેદજનક છે. એ વસ્તુસ્થિતિની સામાં આંખમીંચામણાં કરવાં પાલવે તેમ નથી. ગમે તે કારણો હોય, ગમે તે પક્ષનાં હોય છતાં તે કારણો શોધી કાઢી, તેમને નિર્મૂળ કરવાના ઉપાય શોધી તેમને ત્વરાથી સત્તાવાળાઓ તરફથી અમલમાં મૂકાવા જોઇએ. આવી રમતોમાં એકેએક ખેલાડીએ સંપૂર્ણ એકદીલીથી પોતાની સર્વ શક્તિઓનો ઉપયોગ કરવો જોઇએ, તાલીમ અને શિસ્તનું યથાર્થ રીતે પાલન કરવું જોઇએ અને જાતને ભૂલી જઇ આખી ટીમનું શ્રેય થાય એમ જ વર્તન કરવું જોઇએ. તો જ હિંદી ક્રીકેટ જગતક્રીકેટમાં ઉજ્જ્વલ સ્થાન લેવા ભાગ્યશાળી થશે.

## ઇંગ્લાંડ જનાર ટીમ

પતીયાળાનો યુવરાજ નહિ, નાયડુ નહિ, વઝીરઅલી નહિ અને વીઝીયાનગરના મહારાજકુમાર ઇંગ્લાંડ જનાર ટીમના કપતાન નીમાયા છે. હજી ખેલાડીની શક્તિઓને નહિ પણ તેની સામાજિક પદવીને આવી રમતોમાં પણ સ્થાન અપાય છે એ ખેદજનક પ્રસંગ છે. પણ હજી હિંદી ક્રીકેટની બાલ્યાવસ્થા જોતાં આવી કેટલીક ખેદજનક રીતિઓને પણ ચલાવી લેવી પડશે. આખી ટીમ નીચે જણાવ્યા મુજબ ચૂંટાઇ છે:

| | |
|---|---|
| ૧. વીઝીઆનગરના મહારાજકુમાર (કપતાન) | ૧૦. કે. આર. મહેરહોમજી. |
| ૨. સી. કે. નાયડુ. | ૧૧. એલ. પી. જાઇ. |
| ૩. વઝીરઅલી. | ૧૨. એસ. બાનરજી. |
| ૪. મહમદ નિસાર. | ૧૩. એમ. જે. ગોપાલન. |
| ૫. એલ. અમરનાથ. | ૧૪. પી. ઇ. પાલીઆ. |
| ૬. વી. એમ. મર્ચંટ. | ૧૫. ડી. ડી. હીંડલેકર. |
| ૭. બાકા જીલાની. | ૧૬. એસ. એમ. હુસેન. |
| ૮. અમીર ઇલાહી. | ૧૭. સી. એસ. રામસ્વામી. |
| ૯. મુસ્તાકઅલી. | |

આ સીવાય એલ. અમરસિંહ, જહાંગીરખાન અને દીલાવર હુસેન ટેસ્ટ મેચો માટે લેવા હશે તો લઇ શકાશે કારણ કે આ ત્રણ ખેલાડીઓ એ વેળા ઇંગ્લાંડમાં જ હોવાના છે.

સર્વ સંયોગો ધ્યાનમાં લેતાં ટીમની ચુંટણી સારી થઇ છે, જો કે બેટીંગ કરતાં બોલીંગ બાજુ ચઢીયાતું લાગે છે અને ફીલ્ડીંગના ક્ષેત્રમાં ટીમ કાંઇક નબળી જણાય છે. સી. એસ. નાયડુ અને નાઝીરઅલીને ટીમમાં લેવામાં આવ્યા હોત તો ટીમનું બળ વધત એ વાત નિર્વિવાદ છે. પણ ચૂંટણી કરનાર સંસ્થાના માનસ એમ સદૈવાથી સમજી શકાતાં નથી એટલે એ વિશે કાકધ્રેપ કરવો નકામો છે. આ ટીમ ઇંગ્લાંડ જઇને હારે કે જીતે એની આપણને ઝાઝી પરવાહ નથી પણ ત્યાં જઇને આ આદર્શ રમત રમાણી જોઇએ તે પ્રમાણે આ ટીમ રમે એટલું જ આપણે ઇચ્છીએ છીએ.

## ગોંડળનાં મહારાણી સદ્‌ગત શ્રી નંદકુંવરબા

ગોંડળના મહારાણી શ્રીમતી નંદકુંવરબાના અવસાનની નોંધ અમે સખેદ લઈએ છીએ. એમના અવસાનથી કાઠિયાવાડના એક પ્રગતિશીલ, સાધનસંપન્ન અને પ્રજાપ્રિય મહારાજાનાં સાચાં સહધર્મચારિણી ગુજરાતે ગુમાવ્યાં છે. ગોંડળના પ્રજાવિકાસમાં શ્રી. નંદકુંવરબાનો પ્રેમલ હિસ્સો અર્ધાંગ કરતાંયે વિશેષ હતો. એમને પ્રવાસ ઘણો જ પ્રિય હતો. જગતની મુસાફરી કરી એમણે 'ગોમંડળ-પરિક્રમણ' નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. સાહિત્ય પણ એમને પ્રિય હતું. ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદના રાજકોટના સત્રમાં એ સત્કાર મંડળનાં પ્રમુખ હતાં અને એમનું પ્રેરક વ્યાખ્યાન એક સરસ વ્યાખ્યાન હતું. કાઠીઆવાડના રજવાડાંમાંથી પડદાનો રીવાજ ઊંચો મૂકવાનો મંગળ આરંભ કરનારાં આજ રાજવી સન્નારી હતાં. તે વારસો એમની રાજકુમારીઓ અને પુત્રવધૂઓમાં ઊતરી આવ્યો છે. એમના મરણથી વૃદ્ધ મહારાજાશ્રીના રાજકુટુંબ અને પ્રજાકુટુંબ વચ્ચેનો એક સ્નેહી અને સેવાપ્રેમી સેતુ ભાંગી પડ્યો છે. વૃદ્ધ રાણીશ્રી કેટલાક વર્ષોથી કેન્સરના દર્દથી પીડાતાં હતાં. સારવાર માટે તેઓ મુંબાઈ આવ્યાં હતાં. રેડિયમનું ઇન્જેક્શન લેતાં તા. ૯ મીને સોમવારે એમનું અવસાન થયું છે. એમના આત્માને અમે અખંડ શાંતિ ઇચ્છીએ છીએ અને એમના રાજવી કુટુંબના શોકમાં ભાગ લઈએ છીએ.

[ દોહનઃ પુરઃસંધાન પૃ. ૫૪ ]

પ્રતિબંધ મૂકવો જ જોઈશે. પોતાની પ્રજાને માટે ખાવાનાં સાંસાં છે એટલે જાપાનને વધારે મુલક જોઈએ છે, વધારે બજારો જોઈએ છે, એ માટે એ પવિત્ર સંધિઓ તોડે છે, અને જગદ્વ્યાપી વિગ્રહનાં બીજ વાવે છે." જાપાનનો દાખલો તો ઉદાહરણ છે. જાપાન અળખામણી રીતે વર્તી રહ્યું છે એટલે દેખીતી રીતે હાલનું ઉદાહરણ છે, પણ મિસિસ સેંગરને તો સંતતિનિયમન ન કરનાર એશીઆઈ પ્રજાઓનો યુરોપી પ્રજા ઉપર ઝઝૂમી રહેલો ડરનો ઓથાર દાબી રહ્યો છે. આવા હિતૈષીઓની ચડાઈથી આપણે જેટલા વહેલા ચેતીએ તેટલું સારું.

—મહાદેવ દેસાઈઃ પરદેશી નવો હુમલોઃ હરિજનબંધુઃ ૨૬ : ૧ : ૩૬

## ગર્વ તું ગુર્જરીતણો !

ત્યાં તો કાને સુણાયાઃ 'પુલીસ પુલીસ 'ને લાઠી ! ભાલા ! સંચારો !
"ગોળીઓ ચાલશે" ને "અબ ઘડી પુગશે તોપ મોટી પચાસ !"
એક સ્ટેજેથી ઊઠી કહ્યું, પ્રભુ સ્મરતાં શાન્તિથી બેસજો સૌ !
કો' કોનું સાંભળે ના, થથરવધર સૌ આમને તેમ નાસે.
"સ્ટેજે બેઠેલ પોતાને ગિરફતાર ગણો સહુ."
સાર્જન્ટે હુકમ છોડયો ને નથુને શાક સાંભર્યું !
તેની બા ને બબલી તણી બાઃ બારીએ બેસી બેયે,
બન્ને વર્ષો દિન દિન ગણી વાટ જોઈ ગગાની !
તેનું વ્હાલું વિરહઅંગને ધાન જેવું ગયું ચેઃ
ચૂલામાંથે ખુસવી સુસવીને બટાટાનું શાક !
પરંતુ માર ના ખાધી, ને કપાવી ન નાસિકા !
ધન્ય, ધન્ય, મગા નથુ ! ગર્વ તું ગુર્જરી તણો !

—કરસનદાસ માણેકઃ 'આલબેલ'માંથી

## યંત્રવાદ વિ. હાથઉદ્યોગ

આપણે ત્યાં પ્રશ્ન યંત્રવાદ વિ. હાથ બનાવટનો નથી. યંત્ર ન જોઈએ એમ કોઈ કહેતું નથી. ઇલેક્ટ્રીસીટી કે યંત્રો આપણાં નોકર થાય ને શેઠીયાઓ ન બને એ જોવાનું છે. પરંતુ યંત્રોથી એટલી બધી ઉત્પન્ન ન થવી જોઈએ કે જેથી આપણે બીજા પર માલખપત માટે આધાર રાખવો પડે. ને તેથી જ હિંદમાં હાથઉદ્યોગની આવશ્યકતા છે. આપણે પૂરો વિચાર કરીને યોજના ઘડવાની છે. યંત્રનો ઉપયોગ પશ્ચિમમાં નફાના સિદ્ધાંત પર થાય છે. ને તેથી જ ત્યાં આરામ-મોજશોખની વસ્તુઓ વધુ બને છે. યંત્ર કંઈ ખાવામાં ખપનું નથી. લીપસ્ટીક કંઈ ખાઈ શકાવાની નથી. તેના કરતાં જરૂરિયાતની વસ્તુ પર જ ધ્યાન આપવું જોઈએ. યંત્રમાં થતી વસ્તુથી બધા રોજી મેળવી શકતા નથી. અમેરિકા ધનાઢ્ય છે છતાં ત્યાં બેકારો ઘણા છે. યંત્રો મનુષ્યને ગુલામ બનાવે એવું ન જોઈએ. થોડાના બેહદ સુખ કરતાં બધાને થોડું સુખ મળે તે બેહતર છે. ને ગ્રામઉદ્યોગમાં ગાંધીજીની એ જ યોજના છે. આપણે વ્યક્તિગત શક્તિ વધારવી જોઈએ. યંત્રમાં બધાની શક્તિ ખીલતી નથી.

—શ્રી કુમારપ્પાઃ સુરતનું પ્રવચનઃ ૪-૧-૩૬

આ માસિક બરોડા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે

# ગુજરાત



દર મહીનાની તા. ૧૫ મીએ પ્રકટ થાય છે.

## મે અંકમાં

શ્રી. કનૈયાલાલ મુનશીની નવી નવલકથા

# જય સોમનાથ

( ચોથું પ્રકરણ )

| | |
|---|---|
| એક અદ્ભુત અઠવાડિયું ... | શ્રી ગગનવિહારી મહેતા |
| ફૂટેલાં કરમ ( વાર્તા ) ... ... | શ્રી કિસનસિંહ ચાવડા |
| કવિ ભાલણ ( નિબંધ ) ... | શ્રી ગજેન્દ્રશંકર પંડ્યા |
| વિજેત્રી ( નાટક ) : ... ... | શ્રી સનાતન બુચ |
| લગ્નના બજારમાં : ... ... | શ્રી રામપ્રસાદ શુક્લ |
| ટૂંકી વાર્તા : ... ... | શ્રી સનતકુમાર વીણ |
| મહાગુજરાતનાં સંસ્થાનો ... | ડુંગરસી ધરમસી સંપટ |

( ચીતાર વગેરે )

ઉપરાંત, અરાજ્યાળા, સુંદરમ્, બેટાઈ, સ્વપ્નસ્થ, પૂજાલાલ વગેરે કવિઓનાં કાવ્યો, નવું સાહિત્ય, તંત્રીસ્થાનેથી વગેરે વગેરે.



ગુજરાત

પુસ્તક ૨ : અંક : ૧

એપ્રિલ : ૧૯૩૬

卐

: વ્યવસ્થાપક

શંકરપ્રસાદ છગનલાલ રાવલ

ગુજરાત કાર્યાલય :

૧૧૧, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબાઈ.

# અનુક્રમણી



વાર્ષિક લવાજમ : હિંદમાં રૂ. ૫
સંસદના સભ્યો માટે : રૂ. ૪
પરદેશમાં ૧૨ શીલીંગ

આ અંકની કિંમત આઠ આના

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૪-૧૯૩૬.

# કૌમુદી

માર્ચ
૧૯૩૬


## અનુક્રમણી




વાર્ષિક લવાજમ : દેશમાં રૂ. ૬ પરદેશમાં રૂ. ૭–૮–૦ છૂટક અંકની કિંમત દસ આના

## દૂર દેશની મેઘમલિન શરદપૂર્ણિમા જોઈને

### પૃથ્વી

નથી શરદ આજ કૈં વિમલ નીલ શોભા ભરી;
જમા થઇ રહ્યા ઘનો ગગન ઘેરતા છાયથી:
ન જોઉં મુખ પૂર્ણ ચંદ્ર તણું; કૌમુદી નીતરી
કરે નયનરંજના નહિ: સુધારસી ઝાંયથી
ન્હવાય પૃથિવીનું તરત ઉર ના; રસોલ્લાસના
ન ક્યાં ય રમણીય રાસ: સ્મરણો સ્ફુરી આવતાં
સુદૂર પ્રિય ભૂમિનાં, શરદ ચંદ્રના હાસના
પ્રસાદ મધુરા જહીં હૃદય પ્રેમનાં માણતાં.
નથી શરદપૂર્ણિમા વિશદ આજ છો વ્યોમમાં;
ચિદંબર વિષે પરંતુ પ્રિય ગુર્જરીની રમે
પ્રસન્ન મુખકાંતિ, જોડ નહિ જેની કો ભોમમાં.
અહો ! વદન વ્હાલું એ સરસ જ્યોત્સ્નિકા શી ઝમે !
જગાડત સુષુપ્ત સ્નિગ્ધ સ્મૃતિ જન્મભૂમી તણી
અહીં મલિન પૂર્ણિમા ય અપનાવું મોંઘી ગણી.

પૂજાલાલ

---

## સ્મૃતિરક્ષા

### પૃથ્વી

વહે દિવસ કૈંક ને વરસ કૈંક વીતી જશે,
થશે ખતમ જીંદગી જનનીદર્શને ઝૂરતાં;
ગયું ઘણુ ય આવશે યુગપ્રવાહમાં આથડી,
પરંતુ નહિ આવશે યુગસમાન આયુષ્યની
ધગંત રણભોમમાં શીતલ માતની છાંયડી.
રહ્યું સ્મરણનું કરી સ્મરણ અંતરે રાચવું.
ઉરે ભય છતાં, કદી સકલ વિશ્વઉત્કાન્તિની
અજેય સુર અપ્સરા સુખશરાબ પીવાડીને
મ્હને ભુલવી ફુસવી સ્મરણ માતનાં લૈ જશે.
વિલાસ ! વિભવપ્રમોદ ! અણતૃપ્ત ભાવોર્મિઓ !
રહો દૂર સદૈવ, રે નજર એક નાખો રખે !
વિષાદ ! વસમાં દુ:ખ ! અસહ્ય આત્મ ઐકલ્ય હે !
રહો હૃદયરાફડે સતત જાગતા સર્પશાં
અમૂલ્ય મણિ માતના સ્મરણનાં સદા રક્ષતાં.

રમણીક અરાલવાળા

' ચાલ ત્યારે, મારો વિમલ વાટ જોતો હશે. તને હું મુકી દઉં."

" ચાલો, " ચૌલાએ પાણી તરફ જોયું ને તેને ફરી કમકમાટ આવ્યા....

૫

નર્તકીઓના આવાસમાં જવાના દરવાજા આગળ ચૌલાએ ભીમદેવની રજા લીધી. અદૃષ્ટ થતા ચંદ્રબિંબ સમી તે દૃષ્ટિથી બહાર થઇ પણ ભીમથી ખસાયું નહીં. ઘડી અધઘડીમાં એણે કદી કલ્પેલું નહીં, કદી સ્વપ્ને સેવેલું નહીં એવું સૌંદર્યદર્શન કર્યું. અને અંધકારમય જગતમાં પ્રાણદાતા ભાણુ ઉગે તેમ એના જીવનમાં આ પ્રાણેશ્વરી આવી અને તે જ ધન્યપલમાં તેને પાછી ઠાલવી રહી. એણે જવું જોઇએ, રણે ચઢવું જ જોઇએ, વિજયદેવીને ખોળે મસ્તક ધરવું જ જોઇએ .:વખત છે ને એ જીવતો પાછો નએ ફરે—અને આ અપ્સરાસમી ચૌલાનાં દર્શન નએ કરે, એના હૈયામાં ખિન્નતા સંચરી.

એણે મંદિર તરફ નજર નાંખી; ધીમે ધીમે ઉંચું જોઇ શિખર પર ફરફરતી ધજા પર દૃષ્ટિ ઠારી. એના મહાદેવજી એની સાથે હતા. ગંગ સર્વજ્ઞનો આશીર્વાદ હતો. ચૌલા એની વાટ જોતી હશે, જરૂર, ના કહી હતી છતાં. એ તો જરૂર પાછો આવવાનો, અને પછી પાછું દર્શન...એની કલ્પના આગળ વધે તે પહેલાં હોઠ પર હોઠ બીડી તે ત્યાંથી ખસ્યો.

તેણે ઝડપથી મહાદેવજીનાં દર્શન કર્યાં, અને વાટ જોતા વિમલને જઇ મળ્યો. નીકળતા પહેલાં તેણે દામોદરને જગાડી તેની રજા લીધી.

" બાપુ, " દામોદરે કહ્યું, " હું જેવો ઠીક થાઉં છું તેવો આવી લાગું છું. પણ જોજો ભૂલ કરતા. એ મ્લેચ્છ દાવાનલ જેવો ભયંકર છે. એને ખાળવો સહેલ નથી. "

" તું જરા ગભરાતો નહીં. આપણે પહોંચી વળશું, " ભીમદેવે કહ્યું.

" જરૂર. "

" એ રણું કેમ ઓળંગવાનો છે, તે તો કહો, " વિમલે કહ્યું. એને દામોદરની બીક અકારણ લાગી. " હું સૈન્ય લઇ સામું જઇશ. ને અન્નદાતા પાટણ સંભાળશે."

દામોદરે ડોકું ધુણાવ્યું, " એવું સાહસ કરતો નહીં. એક જ ઠેકાણે બધું સૈન્ય ભેગું કરી ફેંસલો કરી દેવો છે. બાપુ, જો જો, હોં."

"જરા ય ફીકર ન કરતો. હું બધું જોઉં છું." ભીમે દામોદરને ધીરજ આપી, સર્વજ્ઞના આશીર્વાદ ફરી યાચ્યા, અને વિમલ સાથે મુસાફરી શરૂ કરી. અને સોમનાથનું મંદિર છોડી જેમ એની સાંઢણી દૂર જવા લાગી તેમ એનું હૈયું વગર તાંતે બંધાએલું મંદિરની એક નાનકડી નર્તકી તરફ જોરથી ખેંચાતું ચાલ્યું. વૃત્તિ ખેંચતી હતી પ્રણય ભણી, કર્તવ્ય ખેંચતું હતું રણ ભણી. ને જેમ કર્તવ્યપ્રેર્યું શરીર દૂર જતું ગયું તેમ પ્રણયપ્રેરી વૃત્તિ ચૌલાની પાસે ને પાસે આવતી ગઇ.

૬

એક ભરવાડ રોજના નિયમ પ્રમાણે ઉઠ્યો અને ધીમે ધીમે દાતણ ચાવતો, મોટે સ્તવન લલકારતો, દરીઆ દરવાજેથી ધીમે ધીમે પગથીઆં ઉતરતો હતો. ચંદ્ર છેક અસ્ત થવા આવ્યો હતો અને ચંદ્રિકાનો પ્રકાશ ઝાંખો થઇ ગયો હતો.

તે પગથીઆં ઊતર્યો, દાતણની ચીરી દરીઆમાં દૂર નાખી અને નીચો વળી કોગળા કરવા વળ્યો...ને ફરખી ચીસ પાડી પાછો વળી જીવ લઈ નાઠો. તે મોટે શિવ-કવચ બોલ્યો જતો હતો: "ॐ नमो भगवते सदाशिवाय सकल तत्त्वात्मकाय..."

બે સ્ત્રીઓ આવી, પાણીનાં બેડાં લઈને, ગમાર્સાં ગાતી, ગપ્પાં મારતી. તે પગથીઆં ઊતરી, પાણીમાં ઊતરવા ગઈ ને પગે કંઈ અથડાયું. બન્નેએ નીચે જોયું...બેડાં તેમણે ફેંકી દીધાં અને " ઓ મારી મા !" કરી પાછી નાઠી.

અડધી ઘડીમાં મંદિરમાં શોરબકોર થઈ રહ્યો. એક ભયંકર વાત બધાની જીભે હતી. અકલ્પ્ય ધાસ્તી બધાનિ હૈયે હતી. કદી કોઈએ ન સાંભળેલો એવો બનાવ બન્યો હતો—ભયંકર, આપત્તિસૂચક, દૈવકોપનો દર્શક: એક કાલમુખો ફાટી આંખે, હોઠ-હીણ મુખે વિકરાળ, ઓવારા આગળ મરેલો પડ્યો હતો.

વાત વાએ પ્રસરી. સર્વજ્ઞના ધામમાંથી, મંદિરોમાંથી, પાઠશાળાઓમાંથી, મઠોઓ ને નર્તકીઓના આવાસમાંથી સ્ત્રી ને પુરુષો, ગભરાતે મુખે ને બીતે, ધીમે અવાજે વાત કરતાં, શિવનું સંરક્ષણ યાચતાં, ધડકતે હૈયે, બહાર પડ્યાં. કંઈક એવું બન્યું હતું કે જેથી કલ્પના બધાની કાય કંપાવતી. કંઈક એવું બનવાનું હતું જે ગણ કાલમાં કોઈએ જાણવું નહોતું. એક કાળમુખાનું ભયંકર શબ મંદિરના ઓવારા પર પડ્યું હતું. બીકથી ધ્રુજતાં, દૈવકોપની આગાહીથી ત્રાસતાં નરનારીઓ ન જિજ્ઞાસા રોકી શક્યાં, ને ન ખરા બનાવની ખાતરી કરી શક્યાં.

વાત વધવા માંડી. એક નહીં પણ અનેક કાલમુખાના શબની વાતો થઈ.

- યાત્રાળુઓના ઉતારાઓમાં વાત પ્રસરી. થરથરતા યાત્રાળુઓ દૈવકોપથી બચવા-ના ઉપાયો યોજવા લાગ્યા. સ્ત્રીઓ રડવા લાગી ને મોંમાં છોકરાંઓને દેવાસરસાં ચાંપી બાધાઓ લેવા લાગી. નાની બાલિકાઓ ધ્રુસકાં ભરી રડવા લાગી. મુખે મુખે 'શિવ શિવ'નું રટણ લાગી ગયું.

શિવકવચના પાઠો આવડતા તે બોલવા લાગ્યા. શ્રોત્રીયો મંદિરમાં આવ્યા, અને શિર નમાવી, ગાલે તમાચા મારી, દેવ પાસે ક્ષમા યાચવા લાગ્યા. જે નાહી, સંધ્યા કરી તૈયાર હતા તેમણે જપ શરૂ કરી. કેટલાક ભય-ત્રસ્ત લોકો ટોળે વળી ઘરની બહાર નીકળ્યા ને બેસી ગયા કીર્તન કરવા લાગ્યા. મંજીરા, મૃદંગ ને શરણાઈના અવાજો ચારે તરફ થવા લાગ્યા. જેનાથી બન્યું તે મંદિર તરફ આવવા લાગ્યું. શંકરની કૃપા યાચ્યા વિના આ દૈવકોપમાંથી બચવાનો કોઈને બીજો માર્ગ મળ્યો નહીં.

શિવરાશિએ મહામહેનતે ઘડી બે ઘડી આંખ મીંચી અને આ કોલાહલે તેને જગાડી મૂક્યો. તેણે તપાસ કરી અને વાત સાંભળતાં તે પણ શિવકવચનો પાઠ કરવા લાગ્યો. નિત્યકર્મ છોડી, તે મંદિરમાં આવ્યો અને ત્યાં ચાલી રહેલી, કૃપા પ્રાર્થતી ઠઠ જોઈ પોતે પણ ત્રાસી રહ્યો. તે ઓવારે આવ્યો, જેમતેમ ઠઠમાંથી તેણે રસ્તો મેળવ્યો, અને તે પગથીઆં પર આવ્યો.

ઊગતા સૂર્યના પ્રકાશમાં કાપાલીનું લોહીઆળું ભયંકર મુખ ફાટે ડોળે શિખર-ની ધજા તરફ જોઈ રહ્યું હતું.

દામોદરની વાતથી પરિચિત, દેવકોપના ભયથી ત્રસ્ત શિવરાશિએ માથે બે હાથ મૂકયા, ને સામાન્ય જનોની માફક " ॐ **नमो भगवते सदाशिवाय सकल तत्त्वात्मकाय....**" બોલવા માંડયું. તે પાછો જવા લાગ્યો, પણ બે ડગલાં ભરતાં એની નજર ગભરાએલાં સ્ત્રીપુરુષો તરફ પડી અને તે અટકયો. વીશ વર્ષ થયાં સેવેલાં શાસ્ત્રવચનો, ગુરુસેવા ને તપ એની વ્હારે ધાયાં. ગંગ સર્વજ્ઞ કૈલાસવાસી થયે આ પરમ-ધામ અને પાશુપત મતના આચાર્યની પદવી તેના હાથમાં આવવાની, અને અત્યારે પોતે પોચકાં મુકી નાસી જાય ! હીંમત કરીને તે ફર્યો, અને એક પાસે ઉભેલા શિષ્યને તેણે બોલાવ્યો.

" સિદ્ધેશ્વર ! "

" જી. "

" ગુરુદેવને ખબર કર કે કાલમુખાઓમાં શ્રેષ્ઠ એવા ત્રિકાલજ્ઞ શ્રીમદ્ કંક-યોગેશ્વર કૈલાસવાસી થયા છે, અને પછી કાલમુખાઓના ઝુંડને ખબર આપી આવ."

" જેવી આજ્ઞા, " કહી સિદ્ધેશ્વર ઝપાટાબંધ ચાલી ગયો.

ઉભેલા લોકોના સમુદાયે જ્યારે કંકયોગેશ્વરનું નામ સાંભળ્યું ત્યારે તેમના પર એક કમકમાટનો મહાન તરંગ ફરી વળ્યો. કંકયોગેશ્વરનું નામ કાલમુખા સંપ્રદાયમાં પરમ પૂજ્ય મનાતું. તેમના યોગબલે ભૈરવ જાતે તેમની તહેનાતમાં રહેતો એમ પાશુપત મતના અનુયાયીઓમાં મનાતું હતું. શંકરનો સાક્ષાત્કાર કરવા એમણે ભયંકર મહાવિધિ આરંભ્યો હતો ને એ વિધિ પુરો કરવા એકસો ને આઠ સુંદરીઓના રુધિરથી ભૈરવનાથ એવા મહારુદ્રની રુદ્રી કરવાનું એમણે મહાવ્રત લીધું હતું. અઘોરીઓમાં શ્રેષ્ઠ એવા એ મધ્યરાત્રી શીવાય શ્મશાન બહાર નીકળતા નહીં અને મૃતદેહનાં માંસ ને ભસ્મ વિના બીજો આહાર કરતા નહીં. એમનું આવું મરણ જોઇ બધા હતા તેનાથી વધારે ગભરાઇ રહ્યા.

શિવરાશિને લાગ્યું કે અત્યારે તેની કસોટી થઇ રહી હતી. જો આ બધા એને પણ ગભરાએલો માનશે તો સર્વજ્ઞપદની એની લાયકાત ઓછી ગણાશે. ગુરુની જોડે રહી અધિકાર કેમ સાચવવો તે તેને આવડતું હતું. જેમ તેમ ગભરાતું હૃદય વશ કરી, તેણે પાસે ઉભેલી એક વૃદ્ધ સ્ત્રીને ધ્રુજતી જોઇ કહ્યું, "માજી ! શા માટે ધ્રુજો છો ! "

" રાશિજી, આ શું થયું ? કંકયોગેશ્વર આમ કૈલાસવાસી થયા તે કોણ જાણે શું એ થશે !"

" ભગવાન શંકરની મહેર છે તો શું થવાનું છે ? "

" મહાદેવજીની અવકૃપા વિના આમ કૈં થાય ? શી શી વિપત્તિઓ આવશે ! "

શિવરાશિને ગરજનનો સુરત્રાણ યાદ આવ્યો અને તેનાં રુંવાં ઉભાં થયાં. પણ બીકણ હૃદયને મહામહેનતે દબાવી તેણે કહ્યું, " અરે એમ શું ગભરાય છે ! મને યોગેશ્વરે પોતે કહ્યું હતું કે જે પળે એ ભગવાન શંકરનો સાક્ષાત્કાર કરશે તે જ પળે આ ભૂતલ પર એ નહીં રહે, પણ કૈલાસ પર વાસ કરશે. એ તો ભગવાન સાથે ગયા અને પંચભૂતનું ખોળિયું અહીંઆં રહી ગયું. ભગવાન સોમનાથની કૃપા થઇ ગઇ. "

[ અનુસંધાન પૃ. ૧૬૦ ]

# બાબરનું વસિયતનામું

નાનાલાલ મહેતા

[ શ્રી. નાનાલાલ મહેતા, આઇ. સી. એસે ભોપાળની હમીદ લાયબ્રેરીમાં પડેલું મોગલ સામ્રાજ્યના સ્થાપક બાબરનું ખાનગી વસિયતનામું 'ટ્વેન્ટીએથ સેન્ચુરી' માં પ્રગટ કર્યું છે. એ દસ્તાવેજ અદ્ભુત છે. હિંદના એ વિજેતાની મુત્સદ્દીગીરી અને વિશાળ દૃષ્ટિનો પુરાવો તે આપે છે. મુગલ સામ્રાજ્ય જે આદર્શો વડે સ્થપાયું તેને મૂર્તિમાન એ કરે છે. એ નીચે પ્રમાણે છે:— તં. શુ. ]

જહીરઉદ્દીન મુહમ્મદ બાબર બાદશાહ ગાઝીનું શાહજાદા નસીર–ઉદ્દીન મુહમ્મદ હુમાયુને માટેનું ખાનગી વસિયતનામું—

અલ્લા તને લાંબી ઉમ્મર બક્ષે.

સલતનતની દૃઢતા તથા સંગઠનને માટે આ તને લખું છું. મારા બેટા ! આ હિંદુસ્તાનમાં ભિન્નભિન્ન જાતિઓ છે. મહાન, શક્તિશાળી, ન્યાયશીલ ખુદાએ આ અખંડ રાજ્ય તને સોંપ્યું છે.- એને માટે તેને ધન્યવાદ આપ અને તેની સ્તુતિ કર. પાકદિલ–નિર્મળ મન–થી, ધાર્મિક કટ્ટરતા તથા પક્ષપાત વિના, સૌનો તેમના પોતપોતાના રિવાજો પ્રમાણે ન્યાય કરવો એ તારી ફરજ છે. ખાસ કરીને ગૌહત્યાથી તું દૂર રહેજે, કારણકે ભારતવાસીઓનાં દીલને આપણી તરફ ખેંચવાનો એ ઉપાય છે. બધી પ્રજા સારી કૃપા તથા શુભચિંતનને લીધે આપણા પર શ્રદ્ધા રાખશે. તારું રાજ્ય મન્દિર, દેવાલય અથવા પૂજાસ્થાનોને કદી પણ નુકસાન નહિ પહોંચાડે એ જોજે. એવો ઇન્સાફ કરજે કે જેથી પ્રજા રાજાથી ખુશ રહે અને બાદશાહ પણ પ્રજાથી ખુશ રહે. ઇસ્લામની ઉન્નતિ જુલમની તલવારના કરતાં એહસાનનાં ખડગથી થાય એ વધારે સારું છે.

શીઆ તથા સુન્નીઓના ઝઘડાઓમાં તું પડીશ નહિ.- એ તો મુસલમાની ધર્મની કમજોરી છે. શરીરનાં ચારે તત્ત્વોની પેઠે પ્રજાને એકત્ર રાખજે કે જેથી શાસનરૂપી શરીરમાં કોઇ રોગ ન થવા પામે.

તું હજરત તૈમુર સાહેબ ગૈરાનીની કીર્તિ યાદ રાખજે કે જેથી તું સલતનતને વિષે હોંશીયાર રહી શકે. મારી તો તને શીખામણ આપવાની ફરજ છે.

૧૧ મી જાન્યુઆરી, ઈ. સ. ૧૫૨૯

ધર્મને નામે હિંદના ટુકડા કરતા આજના ટૂંકી નજરના-ધર્માંધોને આ વસિયતનામું અર્પણ કરી શકીએ છીએ.

———

# એકલ એ સાદ

હવે મૂગાં રહો, જરી ઉભાં રહો !
  જૂઓ શોધે છે આજ કોઈ બેનને.
  સૂણો એકલ એ સાદ,
  માંહો એકલ એ સાદ.

અહો ! બોલે છે આભના ઉંડાણમાં,
  જૂઓ ઝંખે છે આજ કોઈ બેનને.
  નહીં ફુલડાંના ફાલ,
  નહીં હોરી—ગુલાલ.

બન્યું એકલ એ સાદથી બ્રહ્માંડ આ,
  જૂઓ તેડે છે આજ કોઇ બેનને.
  નહીં દેહના વિલાસ,
  નહીં જ્ઞાનના પ્રકાશ.

લઈ મૃત્યુની પાંખ આજ ઊડવા,
  અહો ! આપે છે હાથ કોઇ બેનને.

જ્યોત્સ્ના શુકલ

---

# પાનખરનો પ્રેમી

: શિખરિણી :

વસંતો વ્હેરાણી નવીન પટકુલે સ્તિસ્મિતે
અભિસારિકાશી કુદરત બની આજ નવલી;
ગુલાબી છંટાણી કુસુમદલ છાયા વન ભરી,
નમાવી કાયાને 'ચુમતી કળીઓનાં મુખ કળી'.
પણે કેસુડાંની હિલ્લહર છટા, રંગ વરષા—
પતંગો, પુષ્પોનાં મૃદુ ચરણ થૈકાર રચતાં;
છવાયેલી ચારે ગમ શીતલ સૃષ્ટિ પવનની
તમે આને માની ઋતુ સકલની મોહકલગી ?
અરે ના, ના, આ તો ચપલદ્યુતિ, ક્ષુલ્લી મધુરતા
અહીં સંતાણી છે કુસુમદલગલે સૌરભરૂપેઃ
વિચારો ને વસો સકલ જુનવાણી જીવનને
તજી હેતી પેલી પુનિત કરુણા પાનખરનો
હું તો છું સ્હેલાણી :

ઇંદુલાલ ગાંધી

# નીલા

નિરંજન શુક્લ

રંગભૂમિ પરથી બહાર આવી, ત્યારે નીલાનું ગોરું મ્હોં ગુસ્સાથી રાતુંચોળ હતું. પાંખડીઓ સમા ઓષ્ઠ ધ્રૂજતા હતા. તિરસ્કારથી હથેળીમાં સાડીનો છેડો ચૂંથાઈ રહ્યો હતો. વર્ગમાં અડપલાંખોરો સામે ખેંચાતી ભ્રૂકુટી અત્યારે પણ ખેંચાઈ રહી હતી. રૂપરાણી અપમાનિત થતાં જેવો માનભંગ સહે તેવો માનભંગ નીલાને આજે અનુભવવો પડતો હતો. એના શબ્દ માટે આધાર મિત્રવર્ગ સામે દૃષ્ટિપાત કર્યા વિના, નીલા જાણે સ્વચ્છ હવા લેવા તલસતી હોય તેમ, બહાર જવા ઉતાવળી થઈ રહી

'નીલાબહેન' પાછળથી ધ્રુજતી સાથે હંમેશ થઈ જતો નમ્ર સ્વર આવ્યો. કચવાતે મને નીલા પાછળ ફરી. કૉલેજ ગેધરીંગનો માનદ મંત્રી બને એટલી નમ્રતા ધારણ કરી ઊભો હતો. નીલાએ તિરસ્કારભરી દૃષ્ટિ નાખી. હસતું વદન જોવા ટેવાયલો મંત્રી અકળાઈ ગયો.

'સરસ ગાયું, નીલાબહેન.' પેલાએ ઉજમમાં અમૃત લાવી બોલવા પ્રયત્ન કર્યો. નીલા અપમાનથી રાતીચોળ બની ગઈ. પૂરી એક લીટી પણ ગાઈ શકી ન હતી, ને આ એને અભિનંદન આપતો હતો ! એના હોઠ સખ્તાઈથી બીડાયા. હંમેશ આવું સાંભળી, હસીને 'થેન્કસ' કહી હાથ લંબાવતી નીલા, આજે જવાબ આપ્યા વિના ટટ્ટાર બની, ગૌરવભરી ચાલે આગળ વધી.

રસ્તામાં યુવકોનું એક નાનું ટોળું આવતી જતી બાળાઓની ઓળખ આપતું ઊભું હતું. નીલાને કાને અવાજ અથડાયા.

'આ જોઈ ! અમારી કૉલેજની લીલીયન હારવે.'

'આ ગ્રેટા.'

'આ પેલી સવિતાદેવી જાય.'

નીલા ગુસ્સાથી કંપી ઊઠી. પાસે જઈ બોલનારાને એક બે તમાચા ધરી દેવા મન થયું. એને નજીક આવતી જોઈ પેલા શાન્ત થયા, પણ જરા બે ડગલાં આગળ ગઈ કે તરત પ્રશંસાની ઝડી વરસી.

'માર્લીન ડીટ્રીચ'

'ડાર્લીંગ'

'ક્યુટ બેબી !'

'બ્યુટી.'

જરા ઝડપથી નીલા બહાર ચાલી ગઈ. આજે એને આ બધું ગમ્યું નહિ.

વાત આમ હતી–કૉલેજનું વાર્ષિક ગેધરીંગ હતું. અને અત્યંત આગ્રહને વશ થઈ નીલાએ એક બે ગીત ગાવાનું સ્વીકાર્યું હતું. ગીત ગાવા રંગભૂમિ પર આવી,

પણ વિદ્યાર્થીવર્ગ એના સંગીતને ભૂલી, બધા રંગોનાં ચીરા ફાડી સીવેલો ચણીયો, છાતી ઉપર બાંધેલી વેંતેક પહોળી ઘેરા લીલા રંગની ચળકદાર પટ્ટી, અને તે પર પહેરેલી મોંગલ વિલાસિની સમી વિવિધરંગી ચુંદડીમાં શોભતી ઘાટીલી સુરેખ દેહલતા જોવામાં મગ્ન બન્યો. યુવકો ખુશ થયા, અને પ્રસન્ન બની ભાન ભૂલી વિવિધ આલાપથી વાતાવરણ ગજાવી રહ્યા. નીલાના શરીર ઉપર કાગળની ગોળીઓ અને વિમાનો સરસરાટ કરતાં ઊતરી આવ્યાં. નીલા કંટાળી ગઈ. પૂરું ગીત પણ ગાઈ શકી નહિ. અન્તે મહા મહેનતે જેમ તેમ ગીત પૂરું કરી નીલા ઊભી થઇ ગઇ. બીજું ગીત ગાવાનું પડતું મૂકી બહાર ચાલી આવી.

દાદર ચડી નીલા ' પ્રોફેસર્સ રૂમ 'માં આવી. અહિં શાન્તિ હતી. માત્ર વિદ્યાવ્યાસંગી પ્રો. ઊનવાળા નાકની દાંડી પર ગોઠવેલા એતાળામાંથી અત્યારે યે કોઇ પુસ્તક પર નજર ફેરવતા હતા. નીલાના પગના અવાજે પ્રોફેસર ચમકી ગયા.

' Excuse me, sir ' નીલાએ સવિનય માફી માગી.

' Oh no dear, Not at all dear ' બબડી પ્રોફેસર પાછા વાંચનમાં ગૂંથાયા.

નીલા પ્રોફેસરના ' ડીયર ' શબ્દ પર ચીડાતી બહાર રસ્તા પર પડતી અગાસીમાં ચાલી ગઇ. આજ એને કોઇનો પણ વ્હાલસૂચક ઉચ્ચાર ગમતો નહતો.

ત્યાં પણ નીલાને નસીબે શાન્તિ નહતી. પ્રો. મોદી સીગરેટ પીવાના મહાન કાર્ય માટે રૂમમાં આવ્યા હતા. નીલાને જોઇ ધૂમાડા કાઢતા પ્રોફેસર અગાસીમાં આવ્યા. કોલેજના આ અત્યંત રસિક આત્મા પણ નીલાની શાન્તિમાં ભંગ પડતાં અળખામણા બની ગયા.

' Hallo, Nila dear ! what do you do here ? ' એમનો મિષ્ટ સ્વર ગૂંજી રહ્યો.

' ઊભી હતી, સહેજ, ' જવાબ મળ્યો.

' ઓહ નીલા, તમે પછી પેલું બીજું ગીત તો છોડી જ દીધું, કેમ ? પહેલું ગીત તો મને ખૂબ ગમ્યું. સરસ હતું. '

નીલાની આંખમાં રોષની ચમક આવી.

' એક લીટી તો ગાઇ શકી નથી, ને તમને ક્યાંથી સરસ લાગ્યું ! '

પ્રોફેસર ચમક્યા. નીલા આમ સપાટામાં લેશે એવી એમને કલ્પના ન હતી. એમણે બચાવ કરવા પ્રયત્ન કર્યો.

' You are mistaken dear, ...quite... '

નીલાના હોઠ ધ્રૂજ્યા. સખ્તાઇથી પ્રોફેસર સામે ગૌરવશાળી વદન ઊંચું કરી નીલા બોલી. ' સાહેબ, ઘરની બૈરીને બિચારીને કદીએ dear સાંભળવાનો લ્હાવો આપ્યો છે કે ? '

પ્રોફેસર પત્થરની પ્રતિમા જેમ સ્તબ્ધ બની ગયા નીલાના આ સ્વરૂપની કલ્પના પણ એમને હતી નહિ. એ સડક બની ઊભા. નીલા એમને આવી મૂઢ દશામાં જ છોડી

દાદર ઊતરી નીચે આવી. એને બહાર આવતી જોઈ શૉફર મોટર નજીક લાવ્યો. નીલા મોટરમાં બેસી ગઈ. થાક, અપમાન અને હૃદયને અકળાવતી વિચિત્ર વિચારલહરીઓ અનુભવતી નીલા બે હાથમાં મ્હોં દબાવી રહી.

'નીલા આટલી વ્હેલી !'

ચમકીને નીલાએ ઊંચે જોયું. વત્સલના વહાલપૂર્ણ નયનમાં એનાં રાતાં નયન પરોવાયાં.

'આટલી વ્હેલી નીલા ?' ફરી વત્સલે પૂછ્યું.

અત્યંત કંટાળાપૂર્વક નીલા બોલી, 'હા. મને જીવવા દેવી હોય, તો હવે જવા દે. શૉફર ચલાવ.'

મોટર ઊપડી. અદૃશ્ય થઈ ત્યાં સુધી મોટરનાં ભમતાં વ્હીલ્સ જોતો વત્સલ ત્યાંજ ઊભો.

( ૨ )

'પણ વત્સલ...'

'તું નાહક અકળાય છે, નીલા.'

'પણ એ બધું કેમ સહ્યું જાય વત્સલ ! ગાતી હતી ત્યારે કેટલાયે ભ્રમર મારા મોં પર અથડાતા. સૌ જંગલી જેમ બરાડતા હતા. મને પૂરું ગાવાયે ન દીધું. હુંયે ગાવા ગઈ હતી કે મારું પ્રદર્શન કરવા.'

વત્સલ હસીને બોલ્યો, 'બન્ને.'

'હુંયે વત્સલ !' નીલાના સ્વરમાં કોપ હતો.

'મને શું પૂછે છે, નીલા ? તારા હૃદયને જ પૂછી જોને ! તું આમ ઠાઠ કરીને આવે પછી શું થાય ! તારું ગીત સાંભળે તે પહેલાં તો તારું રૂપ આંકી લે. બિચારા પુરુષોનો શા માટે વાંક કાઢતી ફરે છે !'

'મારામાં રૂપ હોય તેમાં હું શું કરું તે !'

'વોરાઓની બીબીઓ ઓઢે છે એવો બુરખો ઓઢીને ફરતી હોય તો.'

નીલાને હસવું આવ્યું, 'મરવું ગમતું હોય એની વાત.'

'પણ પછી કોઈ તારી સામે જ નહિ જુવે, બધી પંચાત જ ટળી જાય.'

નમણાં નેત્રોમાં કોપ ભરી નીલા બોલી, 'તું સાવ આડો છે, વત્સલ.'

વત્સલ માટે શંકાની લાગણી જન્મે તે પહેલાં સ્પષ્ટ કરી દઉં. નીલાનો એ પ્રિયતમ નથી કે ભાઈ પણ નથી. એ બન્ને મિત્રો છે. પાડોશી હોવાને લીધે સાથે ઉછરેલાં તેમ જ ભણેલાં. એટલે મૈત્રી જૂની અને ગાઢ પણ ખરી. અને આ યુગમાં 'સ્ત્રીને પુરુષ મિત્ર હોઈ શકે.' એવી માન્યતાઓમાં વધતી જતી શુભ ભાવનાને પ્રતાપે બન્નેની મૈત્રી વધી હોવી. આ મૈત્રી ભાવિમાં લગ્નમાં પરિણમે એવી ધારણા આપણે કોઈએ ઉતાવળે કરવાની અત્યારે તો જરૂર નથી જ. અને કદાચ એમ થાય તો એથી બીજું સ્વાભાવિક શું !

ચોપાટીના દરિયાપર જામેલી ધુમ્મસને ઓળંગી કરી, નાની નાની હોડીઓની

આકૃતિ સ્પષ્ટ કરતો સૂર્ય ઊગતો હતો. હેંગીંગ ગાર્ડનમાં સ્હવારની લટારના શોખીનો ચક્કર પર ચક્કર લેતા હતા. કોઇ સ્થૂલાકૃતિ શરીરને ઝડપથી ઘૂમાવી ઘટાડવા, તો કોઇ દબાઇ ગયેલાં ફેફસાં હવાથી ભરી દેવા ફરતા હતા. અત્યંત વ્હાલથી ઉભરાઈ જતા કોઇ પતિરાજો પાંચમી સુવાવડમાંથી મુશ્કેલીએ ઊભી થયેલી પત્નીને આગ્રહપૂર્વક ફરવા લાવ્યા હતા. સ્હવારનો આસ્વાદ લેવા સારા પ્રમાણમાં સૌ ભેગાં થયાં હતાં.

બીજી સ્હવારે વત્સલે ફરવા જતાં બૂમ મારી કે તરત જ નીલા તૈયાર થઇ બહાર આવી. બન્ને હેંગીન ગાર્ડનમાં ફરવા આવ્યાં. બે ચક્કર મારી બાંકડે બેઠાં વત્સલે ગઇ કાલની વાત છેડી. નીલાએ ધુંધવાતી વરાળને માર્ગ આપ્યો.

' હું તો એ જ જોઇ રહી છું કે તમને છોકરીઓ વિના બીજા વિચાર જ નથી આવતા. કલાસમાં કે બહાર એમના અંબોડાના ઘાટમાં જ નજર ચોટી હોય છે. ત્યાં તમારી પાસેથી સારી રીતભાતની કે સુકુમારતાની આશા રાખવી વ્યર્થ છે. હું બહાર આવી ત્યાં બધી આંખો મારા તરફ વળી. હું તે શું પ્રદર્શનમાં મૂકાયલું કોઇ પ્રાણી હતું ? ને વાતો યે કેવી ? આ માર્લીન ચાલી, આ ગારબો ગઇ. ને મોટા પ્રોફેસર સાહેબોની યે ' ડિયર નીલા ' એ વિના વાત જ નહિ. આ ગંદી મનોવૃત્તિ નહિ તો શું ? વત્સલ કાલે તો હું ગુંગળાઇ ગઇ. '

સહૃદય વત્સલ નીલાની વરાળથી દુઃખી થયો. નીલા એની મિત્ર હતી. સ્વતંત્ર પ્રકૃતિની હતી, છતાં વત્સલના હૈયાથી દૂર રહેતી નહિ. નીલા માટે એને માન હતું. આ ગૌરવશાળી યુવતી ધારે તો અજબ વ્યકિતત્વ ધારણ કરી શકે એવી એને ખાતરી હતી. નીલાની મિત્રવર્ગ સાથે છૂટ લેવાની ટેવ ક્યારેક એને ગમતી નહિ, પણ એને કશું જ ન કહેવાની વત્સલ કાળજી રાખતો. રૂઢ સામાજિક જીવન સામે થતો આઘાત એટલો જ પ્રબળ પ્રત્યાઘાત ન સહે તો સારું એમ એ ઇચ્છતો. આજે નીલાની વેદના એને દુઃખી કરી રહી.

' નીલા, આ વસ્તુ સામે ટકી રહેવા જેટલું સ્વાસ્થ્ય મેળવીને પછ કોલેજમાં મૂકયો હોત તો સારું થાત. '

' આટલી બધી હદે વાત જશે તે શી ખબર ! '

' અત્યારે યે ખબર પડી એ બહુ છે. હવે ત્હને એમાંથી બચવાના માર્ગો શોધવાનું મન થશે. આપણા માટે સાવ નૂતન આ સહશિક્ષણનો પ્રયોગ જુના રૂઢ માનસના ઘર્ષણમાં આવે, અને આ પરિવર્તનકાળને આવા દુઃખદાયક વર્તનથી ભરી દે, તો તેની ના નહિ. આ તો ભૂલશું, પડશું એટલે ઊભા થવા પ્રયત્ન કરશું. તું જ કહેને નીલા, તારા શરુઆતના વર્ષો કયાં ઓછાં મસ્તીખોર હતાં ?

નીલા લજ્જાથી સાવ નીચે જોઇ રહી. વત્સલની વાત સાવ સાચી હતી. પ્રીવિયસથી ઇન્ટર સુધીના વર્ષોમાં નીલાની ફુગડુગીએ સહુને નાચતાં કર્યા હતાં. આજુબાજુ પ્રશંસકોનું ટોળું જામે તે નીલાને ગમતું. હજવે હાથે કોઇ મિત્રના ગાલે તમાચ મારવામાં એને કશું જ અઘટિત લાગતું નહિ. મિત્રો ' ડિયર, ડાર્લીંગ નીલા ' કહે તો

[ અનુસંધાન પૃ. ૧૬૨ ]

# મહાગુજરાતનાં સંસ્થાનો

ડુંગરશી સંપટ

## ( ૨ ) બંગાળ

શ્રી બંગાળ સાથે ગુજરાતનો વેપારીસંબંધ અઢારમી સદી પછી થયો જણાય છે. નવાબ અલીવર્દીખાન, સીરાજ ઉદ્દૌલહ, મીર જાફર અને મીર કાસમના વખતમાં ગુજરાતી વેપારીઓનો સાધારણ પગપેસારો માત્ર બંગાળમાં હતો. મુર્શિદાબાદનું સુંદર રેશમી કાપડ અને શાંતીપુરની ખાદી મલમલ ગુજરાતના વેપારીઓ બંગાળમાંથી ખરીદી અમદાવાદ સુધી લાવતા હતા. પરંતુ રસ્તામાં અનેક જાતના લુંટારુઓ, રાજસત્તા અને અત્યાચારી કોમોનો ભય હોવાથી વેપાર બહુ નજીવો હતો. મહાગુજરાતનું થાણું બંગાળમાં નવાબોના અમલ પછી જ સ્થપાયું હતું જો કે છુટાછવાયા વેપારીઓ બંગાળમાં આવતા જતા ખરા, પરંતુ નિયમિત સતત અને ચાલુ સંબંધ તો અંગ્રેજી અમલમાં જ સ્થપાયો લાગે છે.

મહાગુજરાતના વેપારીઓની પેઢીઓ મલબારમાં ઘણા જૂના કાળથી હતી. ( મલબારના સંસ્થાન સંબંધી હવે પછી લખીશું ) મલબારમાં પ્રાચીન સમયથી તેલ, નારીએલ, કોપરાં, સૂંઠ, મરી, હાથાની રસી મોટા પ્રમાણમાં થાય છે. આ માલ વેચવા માટે મલબારના ગુજરાતી વેપારીઓએ બંગાળ સાથે સંબંધ બાંધ્યો. પ્રથમ તેઓ બંગાળમાં પોતાનાં વહાણો મૂકતા હતા. પરંતુ તેવી રીતે વેપારમાં વચ્ચે બીજાઓ નફો ખાવી જવાનો શક હોવાથી તેમણે બંગાળમાં પોતાના માણસો મૂકવાનું શરૂ કર્યું, ધીમે ધીમે વેપાર વધવાથી પેઢીઓ સ્થાપવામાં આવી હતી. પરંતુ તે બહુ થોડી અને અવાર નવાર જ હતી.

મહાગુજરાતના વેપારીઓએ મસ્કત ખાતે ધીમે ધીમે નામના મેળવી. સુલતાનની મહેરબાની અને વ્હેપારી લાભોને લીધે ત્યાં સંસ્થાન જામ્યું. સુલતાને આ શાંત, રાજદ્વારી મહત્વાકાંક્ષા વગરના, પ્રામાણિક અને સાહસિક વેપારીઓને પોતાના તરીકે માની તેમને કાયમની મોનોપોલી આપી. વજીર જેટલે પદે પણ ચડાવ્યા. મસ્કતમાંથી મહાગુજરાતના વેપારીઓ ખજુર, ખારેક, મોતી વગેરે હિંદના બંદરોમાં પોતાનાં વહાણોથી મોકલવા માંડ્યા. બંગાળની પાક ચોખા આરબ લોકો બહુ પસંદ કરવા લાગ્યા એટલે ખજુર ખારેકથી ભરેલાં વહાણો કલકત્તામાં એ માલ ઉતારી બદલામાં ચોખા ભરી પર્શીઅન ગલ્ફનાં બંદરોની સફર કરવા માંડયા. એ રીતે વ્યવહાર શરૂ થયો. મસ્કતના ગુજરાતી મોટા વેપારીઓએ પોતાની મોટી પેઢીઓની શાખાઓ કલકત્તામાં ખોલી બંગાળ સાથે વ્યવહાર બાંધ્યો.

બંગાલમાં ચોખાનો પાક ઠીક ઠીક થવા માંડયો; પાનાઇ, હુડા, ચીનીસકર આગતુલસી, બલમ, રાડી વગેરે ચોખાની મોટી આમદાની મુકામોમાંથી કલકત્તે થવા માંડી. બંગાળની પ્રજાની જરૂરિયાતથી વિશેષ ચોખા બંગાળના જીલ્લામાં પાકવા માંડયા. એ માલની નિકાશ કરવાની પુષ્કળ ફાજલ રહેવા લાગી. મુંબઇ ઇલાકો અને મદ્રાસ ઇલાકો બન્ને ચોખા ખાનારા પ્રદેશો છે. બંને પોતાની પ્રજાની આવશ્યકતા જેટલા ચોખા પેદા કરતા નથી. પરિણામમાં મુંબઇના ગુજરાતી વેપારીઓ કલકત્તાથી ચોખા મંગાવવા મંડયા. પરંતુ બંગાલી વેપારીઓ પ્રગતિશીલ નથી. તેઓ કામકાજમાં બહુ ઠંડા અને સુસ્ત છે. તેથી આડતનું કામ બરાબર ચાલ્યું નહિ. મારવાડી વેપારીઓએ ગુજરાતીઓ કરતાં જુના, હુશિયાર અને કાર્યદક્ષ હોય છે. પરંતુ તેઓનો સ્વાર્થ વિશાલ રહે છે. આથી ગુજરાતીઓએ પેઢીઓ કલકત્તામાં ચોખા મંગાવવા માટે ખોલી દીધી. કલકત્તાથી મુંબઇ, મદ્રાસ, કોલંબો, કલીકટ વગેરે બંદરો ખાતે બંગાલના ચોખા ગુજરાતી વેપારીઓ ચડાવવા મંડયા. ગુજરાતી વેપારીઓએ ચોખા ખરીદવા બંગાલનાં ચોખા ઊગાડનારા પ્રાંતોમાં માણસો મુકવા માંડયાં. એ રીતે વેપારી સંબંધ દૃઢ થતો ગયો.

બંગાળમાં રાણીગંજમાં ચોખાની સારી પેદાશ થતી હતી. ત્યાં ગુજરાતી વેપારીઓનાં માણસો હતાં. દરમ્યાનમાં ત્યાં જમીનમાં કોલસા હોવાનું સરકારી ભૂસ્તર ખાતા તરફથી જાહેર થયું. બંગાલી વેપારીઓ સાહસમાં ન્યૂન છે. પરંતુ મારવાડી અને ગુજરાતના સાહસિક વેપારીઓએ તરત જમીનો સરકાર પાસેથી પટે લીધી. સેકન્ડ ક્લાસ કોલસો એ જમીનમાંથી નીકળવા માંડયો. બીહાર ઓરીસામાં ઝરીઆની કોલસાની શોધ થઇ તે પહેલાં રાણીગંજનો કોલસાના ઠીક ઉઠાવ થાતો. ખાણોમાં શરૂઆતમાં સારો લાભ મળ્યો હતો. ગુજરાતીઓએ દશબાર ખાણો ત્યાં લીધી હતી. એ રીતે કોલસાના વેપારને લીધે ગુજરાતીઓએ વેપારીસંબંધ વધાર્યો.

મુંબઇમાં કાપડ બનાવવાની મીલો સ્થપાવા લાગી. ધીમે ધીમે મુંબઇનો કાપડ વણવાનો મીલઉદ્યોગ પ્રબળ થતો ગયો. મીલોનાં બનાવેલાં કપડાંઓ માટે નવી નવી બજારો શોધવી પડી. બંગાલમાં કોઇ મીલ નહોતી. કપાસ પણ તે સમયે બંગાલમાં વવાતો નહોતો. બંગાળની પાંચ કરોડની વસ્તી માટે કપડું જોઇએ. લેંકેશાયર બંગાલને એ કપડું પૂરું પાડવા લાગ્યું. બંગાળના કારીગરો આખા જગતમાં ઝીણું, મુલાયમ, સરસ કાપડ વણવા માટે પંકાયલા હતા. એ કાપડ યુરોપ પણ ખૂબ જતું પણ લેંકેશાયરના કારીગરોને રીઝવવા એ કાપડ ઉપર ઇંગ્લાંડમાં મોટી જકાત નાખવામાં આવી હતી. તેમ જ બંગાળમાં તે સમયના અમલદારોએ એ કાપડની પેદાશ ઉપર અંકુશ મુકયા. જેથી લેંકેશાયરનું કાપડ બંગાળના ગામે ગામ વ્યાપક બન્યું. આ વેપારમાંથી કાંઇક હિસ્સો મેળવવા મુંબઇની મીલોએ કલકત્તામાં વેપારનો સંબંધ જોડયો. કેટલાક ગુજરાતના વેપારીઓએ પોતાની કાપડની પેઢીઓ ખોલી પણ મુખ્યત્વે કાપડનો વેપાર મારવાડી વેપારીઓના હાથમાં જ રહ્યો છે. સને ૧૮૩૮ માં મુંબઇમાં પહેલી કાપડની મીલ સ્થપાણી તે સમય પછી બંગાળના કાપડના વેપારમાં ગુજરાતીઓએ ભાગ લેવા માંડયો.

બંગાળમાં જુટની મોનોપોલી છે. આ વસ્તુ આખા જગતમાં માત્ર બંગાળ અને જોડેના પ્રાંત બીહારમાં જ પેદા થાય છે. જુટમાંથી કોથળા વણાય છે. હેશીઅન એટલે જુટનું પાતળું કપડું કપડાની ગાંસડીઓ અને કપાસની ગાંસડીઓ બાંધવામાં કામ લાગે છે. કલકત્તામાં રીસરા ખાતે સને ૧૮૫૯ માં પહેલી જુટ મીલ સ્થપાઈ. તે પહેલાં જુટ હાથ ઉદ્યોગ તરીકે ચાલતો હતો. કોથળાની અનાજ ભરવા માટે જરૂર પડી. હેસીઅનનું કપડું કાપડની ગાંઠ અને કપાસની ગાંઠો માટે વાપરવાની આવશ્યકતા થઈ. એ રીતે એ બન્ને પદાર્થોની વેપારી માંગ નીકળી પડી. ગુજરાતી વેપારીઓએ આ ધંધામાં ઝુકાવ્યું તેઓ મીલો પાસેથી કોથળા તથા હેશીઅન ખરીદી મુંબઈ, મદ્રાસ, કરાંચી, રંગુન વગેરે સ્થળોએ ચડાવવા મંડયા. એ વેપારમાં તેઓએ સારો હિસ્સો મેળવ્યો. ધીમે ધીમે તેમણે કોથળા તથા હેશીઅન અમેરીકા, જાપાન અને યુરોપ ખાતે મોકલવા માંડયાં. એ રીતે બંગાળ સાથેના વેપારી સંબંધમાં આ કડી પણ ઠીક મજબૂત થઈ.

બંગાળની પ્રજાને દર વરસે પાંચ લાખ ટન મીઠું જોઈએ છીએ. બંગાળની સરકાર અને ત્યાંના વેપારીઓની અસાહસિકતાથી બંગાળમાં બીલકુલ મીઠું પાકતું નથી. બંગાળની એક તરફ બંગાળનો અખાત આવેલો છે, તેમાં જોઈતું મીઠું સહેલાઈથી પાકી શકે છે. પરંતુ સાહસના અભાવે કોઈ કારખાનું ઊભું થતું નથી. થોડાં વરસો પહેલાં માન્ચેસ્ટર બંગાળની મીઠાની જરૂરીયાત પુરી પાડતું. પરંતુ એડન કરાંચી, ઓખા, ખારાઘોડા વગેરે સ્થળે મીઠાનાં મોટાં કારખાનાં સ્થપાયાં છે. એ બધાં કારખાનામાંથી મોટો હિસ્સો ગુજરાતી વેપારીઓની માલેકીનો છે. એટલે મીઠાની આયાતને સંભાળવા ગુજરાતી વેપારીઓએ શાખાઓ તથા એજંટો નીમ્યા; જો કે મારવાડી તથા બંગાળી વેપારીઓનો પણ આ ધંધામાં હિસ્સો છે. છતાં પણ ગુજરાતીઓ પણ ઠીક ભાગ લે છે.

લોઢાનું તાતાનું મોટું કારખાનું જમશેદપુરમાં સ્થપાયું એટલે તેના અને વિલાયતી લોઢાના માલ માટે ગુજરાતી વેપારીઓએ રસ લેવો શરૂ કર્યો. ફરી આયાતના વેપારમાં પણ તેમનો ઠીક હિસ્સો છે. બંગાળથી પ્રથમ કાપડની મીલ ધી બંગલક્ષ્મી મીલ પણ ગુજરાતી કારભાર નીચે હતી. તે પછી બીજી મીલ પણ ગુજરાતીઓ તરફથી સ્થપાઈ હતી. જુટની એક મીલ પણ શરૂઆતમાં ગુજરાતીઓએ સ્થાપી હતી. બંગાળમાં બહારથી આયાત કરાતા માલમાં પણ ગુજરાતી વેપારીઓ ઠીક રસ લઈ રહ્યા છે. જાપાનથી હમણાં ઘણો માલ બંગાળમાં આયાત થાય છે. પરંતુ તેમાં પણ ગુજરાતી વેપારીઓનો હિસ્સો ઠીક છે. નાના દુકાનદારોથી કરીને મોટા વેપારીઓ ગુજરાતીઓ છે.

બંગાળમાં સૌથી મોટા, સારી અવસ્થા, મોટી થાપણ, મોટાં સાધનો, મોટા, ઉદ્યોગો, મોટી શાખ અને ઐશ્વર્યવાળા યુરોપીયન વેપારીઓ છે. સરકારી બેંકો અને અર્ધસરકારી ખાતાઓની સંપૂર્ણ મદદ, જગતના દરેક બજારો સાથે નીકટનો સંબંધ, પોતીકું વહાણવટું, ધનવાન બેંકો એ સર્વે સગવડો ભારે પ્રમાણમાં મળવાથી

યુરોપીયન વેપારીઓએ બંગાળમાં ઊંડા મૂળ, ભારે લાગવગ, મોટા ઉદ્યોગો અને ભારે સમૃદ્ધિ મેળવ્યાં છે. બંગાળના આર્થિકચિત્રમાં યુરોપીયનનો પ્રથમ પંક્તિનો ભાગ રોકે છે. તે પછી મારવાડી વેપારીઓનો છે. ગામડે ગામડે પણ મારવાડી વેપારીઓની દુકાનો બંગાળમાં આવી છે. અનેક ઉદ્યોગો, મોટા વેપાર અને સટ્ટો એ મારવાડી વેપારીઓની બંગાળમાં મુખ્ય પ્રવૃત્તિ છે. મારવાડી વેપારીઓમાં અનેક કરોડપતીઓ છે. બંગાળની હવા અને વાતાવરણ તેમની સાહસિકતાને ખૂબ અનુકુળ થયાં છે. મારવાડ અને બીકાનેરથી દોરીલોટો લાવનાર એ વેપારીઓ સમૃદ્ધિથી છલકાય છે. એમના પછી ત્રીજો નંબર ગુજરાતી વેપારીઓનો છે. તેઓએ કલકત્તામાં આવી સંસ્થાન વસાવ્યું છે. અર્ધો લાખ ગુજરાતીઓ બંગાળના વેપારી જીવનના રસભોગી થયા છે. મોટા વેપારીઓથી દુકાનદાર, મહેતા, કળાકારો, ઉદ્યોગપતિઓ, વીમાદલાલો, ધરટેટ દલાલો, એકાઉટન્ટો, બેંકરો. વહાણવટીઓ, કારખાનાંઓનાં માલિકો વગેરે અનેક ધંધાઓ ગુજરાતીઓને ફાળે આવ્યા છે. સાહસિક ગુજરાતીઓએ બંગાળને પોતાના દેશ તરીકે સ્વીકાર્યો છે.

બંગાળી બંધુઓ વિદ્વાન છે, સુશિક્ષિત છે, સાહિત્ય અને સંગીતના ઉપાસક છે. દીર્ઘ અને પ્રાચીન સંસ્કૃતિઓના વારસ છે. અતિબુદ્ધિમાન અને ભાત પાડે તેવા પ્રગતિશીલ છે. રાજદ્વારી વિષયોમાં તેઓ અગ્રગણ્ય ભાગ લે છે, પરંતુ વેપારઉદ્યોગમાં તેમનો નંબર ચોથો છે. જમીનદારી પદ્ધતિથી તેઓ જમીનની પેદાશ ખાય છે. પોતાનાં બાળકોને ઊંચી યુનીવર્સીટીની કેળવણી આપે છે. અનેક વકીલો, ડૉક્ટરો, વિદ્વાન ધારાશાસ્ત્રીઓ, સેનેટરો, રાજદ્વારીઓ અને શિક્ષણશાસ્ત્રીઓ બંગાળના ઉદરમાંથી જન્મ્યા છે. પરંતુ વેપારીઓ, ઉદ્યોગપતિઓ અને શાહસોદાગરો પ્રમાણમાં થોડા થયા છે. રસાયણશાસ્ત્રીઓ, વિદ્યુતશાસ્ત્રીઓ, એંજીનીઅરો તરીકે ઘણા પરીક્ષાઓ પાસ કરે છે. પરંતુ તેમનું ધ્યેય નોકરી મેળવવાનું છે. સારી સરકારી કે ઑફીસની નોકરી મેળવી કૃતકૃત્ય માને છે. બંગાલી જમીનદારો પોતાની સમૃદ્ધિ જમીન અને સરકારી પ્રોમીસરી નોટોમાં રોકી જીદંગીનું સાફલ્ય માને છે. પરંતુ વેપારઉદ્યોગ જેવાં જોખમ ભરેલાં સાધનો તેના સ્વભાવને પ્રિય નથી, પ્રાંતીય સ્વભાવ એવો પડી ગયો છે.

બંગાળામાં ગુજરાતીઓનો એક વર્ગ પણ ઠીક પગપેસારો પામ્યો છે. રેલ્વેની સડકો બાંધવી, પુલો બાંધવા, બંગલાઓ તૈયાર કરવા જાહેર બાંધકામ ખાતાનાં મકાનોના કંટ્રાકટો લેવા, મ્યુનીસીપાલીટી અને લોકલ બોર્ડના મકાનોના કંટ્રાકટો લેવામાં ગુજરાતી અનુભવી કંટ્રાકટરોએ ભૂતકાળમાં બંગાળામાં સારો ભાગ મેળવ્યો છે. તદન નિરક્ષર જેવા, પુરું ગુજરાતી વાંચતાં, લખતાં પણ આવડે નહીં એવા ઓછી સંસ્કૃતિવાળા કચ્છી કંટ્રાકટરોએ વંશપરંપરાના કંટ્રાકટ લેવાના અનુભવથી બંગાળના સરકારી તથા ખાનગી કંટ્રાકટો પોતાનો સારો હિસ્સો ... છે. તેમણે એ ધંધામાં સમૃદ્ધિ પણ ઠીક ભેગી કરી છે.

સં. ૧૯૪૮ માં હું પહેલાં કલકત્તે ... ત્યારે ત્યાં ગુજરાતી ચારેક હજાર માણસોની વસ્તી માત્ર હતી. પરંતુ ગુજરા... વચ્ચે સારો સંપ અને સંગઠન હતાં.

( અનુસંધાન પૃષ્ઠ ૬૬ ).

# વિજેત્રી

સનાતન બુચ

[ અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૭૪ થી ]

## પ્રવેશ બીજો

સ્થળ સરિતાના બંગલામાં એનો શયનખંડ : : સમય : સાંજના સાત

[ સરિતાની પોતાની ટાપટીપના પ્રમાણમાં ખંડમાં ઘણી જ સાદાઈ છે. છતાં અંગ્રેજી પદ્ધતિમાં ટેબલ, ખુરશી, ડ્રેસિંગટેબલની સામગ્રી વગેરે સુઘડ રીતે ગોઠવેલાં જણાય છે. એક જાળીપલંગ જમણે ખૂણે પાથર્યો છે તેની ઉપર સુન્દર કિનારની મચ્છરદાનીની ઢાંકેલી છે. સરિતા પહેલા પ્રવેશના જ પોશાકમાં છે. આથમતા દિવસનું આછું તેજ ખંડના ઓરડામાં અજવાળું આપે છે, વીજળીનો દીવો પેટવેલો નથી, સરિતા જમણે હાથે, ડાબી તરફની એક બારીનો પડદાનો આછો સરખો પકડી ડાબા હાથની આંગળીઓ ગળામાં બ્લાઉઝમાં નાંખી આકાશ તરફ જોતી ઉભી છે. ]

સરિતા : ( ખંડમાં દૃષ્ટિ વાળી ) હૃદય ! હૃદય ! તારી બહુ કસોટી કરી. પણ હવે અણીને સમયે મ્હને દગો દઈશ માં. આટઆટલાં વર્ષો સુધી ત્હને દબાવ્યું છે, રીબાવ્યું છે, ત્હારો વિકાસ કુંઠિત કર્યો છે. પણ હવે જરા ખામોશ રાખજે. બસ, હવે થોડી ધીરજ રાખજે; અણીનો વખત આવી ગયો છે. આવે વખતે તું આટલાં વર્ષ રહ્યું છે ત્હેવું જ કહ્યું રહેજે. મારી લાજ હવે તો ત્હારા જ હાથમાં છે. મ્હારી પ્રતિજ્ઞાનું પાલન ત્હારા હાથમાં છે. ઓહ ! ( દુઃખની આંતરિક પીડામાં ટેબલ ખુરશી પર બેસી જાય છે. ) ક્ષણિક શાન્તિ. ( જરાવારે ) નહિ ! નહિ ! આ બધી શાને માટે તત્પરતા ! કઈ તૃપ્તિના માટે વલખાં ! આટલી અધમતા હવે હું ક્યાં સુધી જાળવીશ ! જીવનની ઉણપો રહી ગઈ તે હવે રહી જ ગઈ ! ( આંખમાં પાણી આવે છે. ) આશાઓ ઉગવાના ને સ્વપ્નો-નો સાક્ષાત્કાર કરવાના દિવસો તો ચાલ્યા ગયા ! હવે શું રહ્યું ! ઊગતું ખીલતું યૌવન એળે ગયું પછી હવે મ્હારે આ બધાં વલખાં શા માટે મારવાં ! કયા ભવ માટે આ અધમ લાલસાની પરિતૃપ્તિ માટે ગોઠવણ કરી રહી છું ? હશે, મ્હારા નસીબમાં જુવાનીનો આનંદ પણ નહિં સર્જ્યો હોય તેથી જ થવાનું હતું તે થઈ ગયું.

[ ફરીને આરામખુરશીમાં બેસે છે ને ઘડીક વિચારમાં પડે છે. ]

પણ, પણ મ્હારી સાત-સાત વર્ષોની તૈયારીનું શું ? હું જે પ્રસંગને માટે આજ સાત વર્ષથી તલસી રહી છું, જેને માટે મ્હેં અહોરાત્ર તૈયારી કરી છે એ પ્રસંગ આજ આવી પહોંચ્યો છે. અને આવે સમયે મ્હારૂં હૃદય જ મ્હને દગો દેશે !

( આવેશમાં ઉઠે છે ને આંટા મારવા લાગે છે. )

નહિં મ્હારે એકવાર તો મ્હારો પ્રભાવ બતાવવો જ જોઈશે,

આટલાં વર્ષોનો શ્રમ હું એમ વ્યર્થ ન જવા દઇ શકું. મ્હારાં સુખની આડે આવનારને, મ્હારા સુખવૈભવને સળગાવી મૂકનારને, મ્હારા યૌવનની આશાભિલાષાઓની ધૂળધાણી કરનારને મ્હારે પૂરેપૂરૂં શાસન કરવું જ જોઇએ. આજ સાત વર્ષથી હૃદયને વિસારે પાડ્યું છે. એને ગણકાર્યું નથી ને હૃદયહીન બનીને જેને માટે તૈયારી કરી છે તે પ્રસંગ જ હાથમાં આવી પહોંચ્યો છે તેવે સમયે મ્હારાથી પાછી પાની કેમ કરાય ?

[ થોડીવારે અચાનક યાદ આવતાં સ્વીચ દાબી દીવો કરે છે ને પછી ટેબલ પાસેની ખુરશી પર બેસે છે. ]

વિમલા ! વિમલા ! ત્હારી જીવનની ફિલ્સુફી—ત્હારી સ્વાર્થી ને અધમ ફિલ્સુફી હું ઘડીભરને માટે સ્વીકારી લઇશ. હા મ્હારે શી પરવા છે કે બીજા કોઇને સુખ મળે છે કે દુઃખ ? ( તિરસ્કારથી હસે છે. ) વાહ ! શી જીવનની ધન્યતા ! બેને ભોગે એક સુખી થતાં હોય તો શું ખોટું ! ( વળી તિરસ્કારથી ખડખડાટ હસે છે. ) સાચું વિમળા ! એ જ સાચું છે. સંસારના વ્યવહારનું એ જ તત્ત્વ છે. પોતાના મનગમતી ફિલ્સુફી રચવામાં કયાં વાર લાગે છે ?

એકને ભોગે બે સુખી ને બેને ભોગે એક ! બે ને ભોગે ! ( ગંભીર બની, નિશ્ચયાત્મકતાથી ) વાંધો નહિં. મ્હેં અખૂટ શક્તિ સંઘરી છે, હૃદયને પત્થર જેવું કઠણ બનાવ્યું છે. એકને ભોગે ? શા માટે ? એ 'એક' બીજાનું કશું યે બગાડ્યું ન હોય છતાં એને હોમવાને માટે શા માટે કોઇએ વચ્ચે આવવું જોઇએ ? એ 'એકે' કયો ગુનો કર્યો, કઇ દુર્વાસના સેવી, કોનું અનિષ્ટ ઇચ્છ્યું કે એના શાન્ત ને સુખી જીવનમાં વચ્ચે પડવાની ત્રીજાને જરૂર જણાઇ ? ( આવેશમાં ) પ્રભુ ! પ્રભુ ! કહો, મ્હને ખુલાસો કરો ! કશા યે કારણ વિના શા માટે માણસો બીજાનાં સુખ સળગાવી મૂકે છે ? નિર્દોષ માણસો જ શા માટે રીબાય છે, પીડાય છે ? અને બીજાનાં સુખની રાખ પોતાને અંગે ચોળી સાધુતાના આડંબરમાં સજ્જન તરીકે ખપી જતાં પાપી સંસારીઓ વૈભવ ને મનમાની મોજ કેમ માણે છે ? કહો, પ્રભુ ! કહો !

( માલકંસ )

દીનવત્સલ, પ્રભુ ! કયમ કહું આપને ?
દુઃખમાં દીન, જે નિત્ય તવ જાપ લે !
જોઉં જ્યાં સદ્‌ગુણી, પાપભીરુ માનવી;
જીંદગીભર કશી મોજ નવ જાણતી !
જન કહે : સાચનો, નીતિ, તવ ભક્તિનો—
વિજય અન્તે ખરોઃ ખેલ શો યુક્તિનો !

પ્રાણનું બિન્દુએ બિન્દુ ચૂસાય ને—
દિવસ ને રાત પીસાય, પીસાય જે—
અન્તમાં ! ત્યારે સત્ય સમજે સદા:
પાપીઓ જીવનભર મોજ માણે બધા !

[ ખુરશી પરથી ઊઠી જરા વાર મૂંગી ફરે છે. " ]

( થોડી વારે ) પાપીઓ મોજ માણે ! હું એમને શાસન કરીશ. મ્હારું સુખ લૂંટીને હવે કેમ માણી શકે છે એ જોઈશ. સુપાત્રો જ સુખનાં અધિકારી છે, કેમ ! ઠીક, ત્યારે સુપાત્ર કોણ એ જ હવે નક્કી કરી લઈશ ને સિદ્ધ કરી બતાવીશ. ( ક્ષણિક મૌન પછી નરમ પડી )-પણ, મ્હારી આટલાં વર્ષોની તૈયારી નિષ્ફળ તો જાય ને ! હૃદય-પત્થરનું હૃદય પણ હવે કેટલું દબાણ સહન કરી શકશે ! અવસરે જ એ ફાટીને એમાંથી ઝરણું ફૂટશે તો !

[ આરામખુરશીમાં બેસી જાય છે. ]

તો ! તો—ઓ પ્રભુ ! કશું સૂઝતું નથી.

[ બન્ને હાથમાં મોઢું ઢાંકી હળુભર બેસે છે. થોડી વારમાં મનોહર પ્રવેશ કરે છે. એ અંગ્રેજી પોશાકમાં નખશિખાન્ત સજ્જ છે. સરિતાને જોતાં જ ઝપટભેર એની પાસે જાય છે. ]

મનોહર : કેમ, સરુ ! આજ આમ કાં !

[ ખાળી રાખેલું રુદન હવે ન દબાતાં સરિતા રડી પડે છે. ખુરશી લઈ મનોહર પાસે બેસે છે. ]

સરુ ! આ શું ? શું થયું ? આમ જો ! મ્હારી સરુ આમ કરે તો પછી મ્હને ન ગમે. આમ ઊંચે, મ્હારી સામે જો, ચાલ, શાન્ત થઈ જા: હું પાણી લઈ આવું. ( ઉઠીને અંદર જઈ પાણી લાવે છે. ) સરુ ! આ પી લે, ચાલ જોઈએ.

[ સરિતા હઠે મોઢું કરે છે તે પછી પાણી પી રૂમાલથી આંખો લૂછે છે. ]

આજ કેમ તું અચાનક રડતી હતી ! શું થયું હતું ! મ્હને ખરું કહીશ ને !

[ સરિતા ઉદાસ ચ્હેરે શૂન્ય દૃષ્ટિથી જમીન તરફ જોઈને બેસી રહે છે. ]

સરુ ! આમ કેમ કરે છે ! મ્હારી ઉપર રોષ આવ્યો ? એકલી એકલી જ આજ કેમ રડી પડી ? કહે જોઉં.

[ ઉદાસ દૃષ્ટિથી મનોહર સામે સરિતા જુએ છે ને વળી પાછી જમીન તરફ નજર માંડે છે. ]

સરિતા : મનોહર !
મનોહર : ( આતુરતાથી ) કેમ ?
સરિતા : તમને શું કહું ?
મનોહર : ખરું કહી દે. મ્હારી પાસે ત્હારો ભાર ખાલી કરી દે એટલે ત્હને શાન્તિ થશે.
સરિતા : શો ભાર ખાલી કરું ! મનોહર ! જીવન એટલું નીરસ લાગે છે કે મ્હને

કશું સૂઝતું નથી. બહુ મુંઝાઇ જાઉં છું. કેટલાંક માનવજીવનની અધમતા જોઇને મ્હને મ્હારી જીવનપ્રવૃત્તિની દિશા ભૂલભરેલી લાગવા માંડી છે. હું ઉલટે રસ્તે તો નથી ચાલીને એમ હવે મ્હને સંશય આવવા લાગ્યો છે—

**મનોહર** : એમ શા માટે મનને શંકાકુશંકાઓથી ભમાવે છે ? સરુ ! મ્હારામાં ત્હેં કશી ઉણપ જોઇ ? મ્હારા પ્રેમમાં અધૂરાપણું, મ્હારી મમતામાં કશી ઓછપ ત્હને જણાઇ !

**સરિતા** : ના ના, એમ કેમ કહેવાય ? ત્હમારા ઘડીભરના સહવાસે તો મ્હારો આખો દિવસ સુધરી જાય છે. પણ—

**મનોહર** : પણ શું ! સંકોચ વિના કહી દે. સરુ ! મ્હારાથી તો જુદાઇ નથી રાખતીને !

**સરિતા** : જુદાઇ કેવી ? પણ, મ્હને મ્હારા જીવનનું ધ્યેય બહુ જ હલકું જણાવા લાગ્યું છે.

**મનોહર** : હલકું ! એમ શાથી જણાય છે, સરુ ? મ્હારા જેવા ત્હારી અનન્ય પ્રીતિ કરનારના જીવન સાથે ત્હારું જીવન જોડાશે પછી એમાં હલકાપણું ક્યાં જણાયું !

**સરિતા** : પણ પછી શું ? મનોહર ! જીવનનું ધ્યેય શું માનો છો ? આનંદ લૂંટવો, સુખ લૂંટવું, વાસનાઓ સંતોષવી એટલું જ ? કશાની કે કોઇની પરવા કર્યા વિના એક ચિત્તે પોતાનું જ સુખ શોધ્યા કરવું એમાં જ જીવનનાં ધ્યેય ને ધન્યતા રહ્યાં છે એમ ત્હને લાગે છે ? હું સ્વીકારું છું કે સુખપ્રાપ્તિ એ મનુષ્યની હમેશાંની આકાંક્ષા છે, અને ધર્માર્થાદિમાં કામ એ જ માનવજીવનની પ્રધાન ને પ્રેરક વાસના છે. પણ, મનોહર ! એને માટે કેટલી અધમતાએ મનુષ્ય જાય છે, શાણા, વિવેકી, કુલીન ને શિક્ષિત લોકો પણ એને માટે કેટલા વિવેકભ્રષ્ટ બને છે એ હું જોઉં છું ને મ્હારું હૃદય કકળી ઉઠે છે. મ્હારું અંતર આર્ત્તનાદ કરે છે કે મ્હારો માર્ગ વિનિપાતને રસ્તે તો નથી જતો ને !

**મનોહર** : સરુ ! આવા વિચારો વળી ત્હેં ક્યાંથી ભર્યા ? ત્હારે તો હજી સંસારજીવનનો આરંભ કરવાનો છે. ત્યાં આવા લૂખા વિચારો રાખીશ તો સંસારનું સુખ તું ક્યાંથી માણી શકીશ ? એવા વિચારો જવા દે. અત્યારે જરા એના વિષાદમાં ત્હને એ બધી ફિલસુફી સૂઝી આવી લાગે છે. જરા આનંદમાં આવી જા. જો, આ શું શું ત્હારે માટે લાવ્યો છું તે તો જો.

[ ખીસામાંથી બે સુંદર ડબીઓ કાઢે છે. ]

**સરિતા** : નહિં મનોહર ! ત્હમે ઉંડો વિચાર કરો. ત્હમે પરિણીત છો, ત્હમારે પત્ની છે ને તે સિવાય પહેલી પત્ની યે છે.

[ મનોહર થંભી જ ]

[ અનુસંધાન પૃ. ૧૭૪ ઉપર ]

# જગતનું આશ્ચર્ય

—ભિન્ન હરિગીત —

તું જગતનું આશ્ચર્ય છે.
જગતમાં છે તાજ, ને છે તાજ જેવાં કૈંક કૈં,
તું તો પરંતુ તાજનો યે તાજ છે.

આશ્ચર્ય છે તું જગતનું,
આશ્ચર્ય સૌમાં તું પરમ આશ્ચર્ય છે,
એ સર્વ જે ન કરી શક્યાં તે
રમતમાં તેં તો કર્યું,
આ હૃદયગિરિની ચાક ખાતી ભમરડી કરી મૂકી તેં.

હું ચિંતવું ચિંતાનદીને તીર બેસી:
તીર ક્યાંથી આવિયું !
લાખો નયનમાં એ નયન ફાવી ગયું,
મારા મગજની માછલી વીંધી ગયું,
ને અનેરા મુલક કૈં ચીંધી ગયું.

એ નયનને મેં તપાસ્યું:
શું હતું એ કમલ ? હા, ના, કોણ જાણે ?
શું ગુંજતી ત્યાં સ્નેહસિંધુ ગૂઢ ગાને ?
શું મોહિની ત્યાં વિશ્વમોહક નાચતી નખરાં ભરી ?
કે કામિની શિરમોરની કાતિલ કટારી વિખભરી ?

ના કૈં હતું.
એ નયન તો લાખો નયન જેવું હતું.
પાંપણ ભર્યું, બીતું, ભમંતું, બાવરું, બેહોશ, ઉન્માદી કરી.
ભાળતું એ કૈં નહીં,
જીવનતણાં સૌ હાર પૂંઠળ તાકતું ન હતું હજી,
એ સહજ નિજ સૌન્દર્ય મુગ્ધી સૃષ્ટિને શણગારતું.

રે, એ નયન
જાણે ન બનતું કૈં જ એવું જોતું રે' છે જહીંતહીં,
જાણે ન પણ નિજ દૃષ્ટિ શા શા ઘાવ વાગે છે અહીં !

અણુજાણ્યુ અદ્‌ભુત એ અલૌકિક આંખની
નિર્વ્યાજ લૌકિકતા અહો,
આ જગતનું આશ્ચર્ય છે.

ચિંતાનદીને તીર ચિંતનચાકડેથી આટલું
મેં ઉતાર્યું કનકમય એ કોડિયું,
કરમાં રમાડત હું ફર્યો ઘર વાટ ગમ,
એ બક્ષવા એને ધરી ખાયેશ દિલ.

ઘર વાટ ગમ
આસ્તે કદમ જાતો હતો,
આસ્તે કદમ જાતી હતી તે આમ તેમ નિહાળતી,
હું ઊચર્યો, 'લે આ કનકમય કોડિયું.'
'ક્યાં કોડિયું ?'
આશ્ચર્યમાં તે નેત્ર વિસ્ફારી વહી.

'ઓ, ઓ, અજબની આંખડી તુજ એ મહદ આશ્ચર્ય છે,
એ શોધ મારી છે કનકમય કોડિયું' એ ખ્યાલ મનનો
જાઉં જ્યાં સમજાવવા ત્યાં
હૃદય કેરી ભમરડી મંડી પડી ભમવા, અને
હું ઊચર્યો કેવલ,
'ભલે, તું જા જતી રમવા જહીં !'

આશ્ચર્ય છે તું જગતનું,
છે જગતમાં ન તાજ, ને છે તાજ જેવાં કૈંક
તું તો પરંતુ તાજનો યે તાજ છે,
એ તાજની એ તાજ તું મુમતાઝ છે.

સુંદરમ્



# પરિચય

'આર્ય'



ઉગતો પ્રતિભાશાળી નટ,—વિમલેન્દુ બોઝ થોડાં જ વર્ષોથી ઉદયશંકરે ભારતીય નાટ્યકળાનું નામ જગતમાં તેમ જ ભારતમાં જાણીતું કર્યું, તે પૂર્વે ભરત–નાટ્યશાસ્ત્ર ઉપર આધાર રાખી આપણે માનતા ખરા કે આપણી નાટ્યકળા હતી. પરંતુ અત્યારનાં ઉપલબ્ધ કળાસ્વરૂપોમાં આપણને અસલ કળાની ઝાંખી પ્રતિમા પણ દેખાતી નહિ. કળાના સ્વરૂપમાં નવાં તત્ત્વો ભળ્યા જ કર્યાં છે અને કરે છે. એટલે આપણી નાટ્યકળાને અસલ પાયા ઉપર લાવવાના કે પુનર્જીવિત કરવાના પ્રયાસોમાં ઘણી ઘણી અડચણો હતી. તેમાંની એક સામાજિક મુશ્કેલી એ પણ હતી કે આપણી પ્રજા નાટ્યકળાને અનીતિ સાથે જોડતાં શીખી ગઈ હતી. આ વાત આપણા જમાના વિષે અને આપણી પૂર્વેના જમાના વિષે સાચી છે. ધીમે ધીમે જ એ વિરોધ દૂર થતો જાય છે અને જશે. અને એ કળાના નવજન્મમાં ઉદયશંકરનો ફાળો અતિ અગત્યનો છે. સદ્ભાગ્યે ઉદયશંકર નમ્ર છે અને નવું શીખવામાં એને કદી નાનમ લાગતી નથી. એટલે એની કળા હજી ખીલશે એ નિઃસંદેહ છે, અને વધારે આશાસ્પદ એ હકીકત પણ છે કે સમાજનો વિરોધ ઓછો થતો જાય છે અને નવા નટો પણ ધીમે ધીમે બહાર આવવા લાગ્યા છે. નટીઓ પણ હવે જનસમાજ સમક્ષ પોતાની કળા પ્રદર્શિત કરે છે. એ કળાના પુનરુત્થાનમાં ઉદયશંકર જોડે પ્રથમ સ્થાનની સ્પર્ધામાં ઊતરે એવો કોઈ બીજો નટ હોય તો તે વિમલેન્દુ બોઝ છે.

એ ચોવીસ વર્ષનો યુવાન હજી કળારસિક વર્ગમાં જોઈએ તેટલો જાણીતો થયેલો નથી. પરંતુ કળા વિવેચકોની નાની સંખ્યામાં એ ક્યારનો લબ્ધપ્રતિષ્ઠ થઈ ચૂક્યો છે. શ્રી રવીન્દ્રનાથ ટાગોરથી માંડીને સી. વી. શ્રીનિવાસાચારી અને સર સી. વી. રમન જેવાએ એને એનાં નૃત્યો, પ્રયોગો જોઈને, વખાણ્યો છે. અને જો તે પોતાની કાર્યસિદ્ધિ સાથે સંસ્કારિતાનો મેળ, વ્યવસ્થાશક્તિ, અને કળાનો પ્રચાર સાધશે તો વિમલેન્દુ હિન્દનો એક મહાન નટ થશે એ વિષે શંકા નથી. સુકલકડી શરીરનો અને મધ્યમ ઊંચાઈનો હોવાથી એનું શારીરિક બંધારણ એના નાટ્યપ્રયોગોમાંથી કેટલાંક અગત્યનાં તત્ત્વો [illegible] લે છે તો પણ જે સ્વાભાવિક પ્રતિભા, તલ્લીનતા, અંગસૌષ્ઠવ અને તાલ ઉપર અસાધારણ પ્રભુત્વ એણે મેળવ્યું છે તે વડે પણ એ પ્રથમ પંક્તિમાં આવી શકશે.

વિમલેન્દુનું જીવન એની પ્રતિભાના જેવું જ વિચિત્રતાભર્યું છે. એણે સ્કૂલમાં જઈ નિયમિત શિક્ષણ લીધું નથી. એ ભણ્યો નથી એટલું જ નહિ નાટ્યકલા પણ એ નિયમિત રીતે કોઈ ગુરૂ પાસે શીખ્યો નથી. બાર વર્ષની બાળક ઉમ્મરે એણે ઘરનો ત્યાગ કરેલો. અને એક સાયકલ લઈને તેણે પૃથ્વીપર્યટન કર્યું છે। એ રખડપટ્ટી દરમ્યાન એણે દરેક પ્રકારનાં નૃત્યો જોયાં છે અને જોઈ જોઈને પોતાની કલાને સમૃદ્ધ કરી છે. એ યુરોપ, એશિયા અને અમેરિકામાં અકિંચન ભમ્યો છે અને હોલીવુડમાં એના નૃત્યનાં ચિત્રો ત્યાંના લોકોએ લીધાં છે. ખાનગીમાં એનું નૃત્ય જોઈને કલાવિવેચકો પ્રસન્ન થયા છે. છેલ્લા વર્ષથી તે દક્ષિણ હિંદમાં સાયકલ ઉપર, મુસાફરી કરે છે અને નાટ્યકલાનો પરિચય મેળવવા પ્રયત્ન કરે છે. એનો વિચાર બે ત્રણ માસમાં મુંબાઈ તરફ આવવાનો છે. ૧૯૩૭ માં પેરીસના ઇન્ટર્નેશનલ એક્ઝીબીશનમાં જઈને નાટ્યપ્રયોગો કરવાનો પણ એનો ઇરાદો લાગે છે. કોઈની પણ સહાય વગર એ પોતાનો માર્ગ કરી શકે છે. જો એની પ્રતિભામાં સંસ્કારિતાની સુવાસ અને વ્યવસ્થા શક્તિ ભળે તો નાટ્યકલાની મહાન સેવા એ બજાવી શકે એ નિઃસંદેહ છે.

એનો એક જ પ્રયોગ નજરે જોવાનો પ્રસંગ મળ્યો હતો. વિષય શંકરનું 'તાંડવ' હતો. એકથી સવા કલાક સુધી એકલે હાથે વગર અટક્યે, નૃત્ય કરીને એણે સમસ્ત પ્રેક્ષકવર્ગને મુગ્ધ કર્યો હતો. 'તાંડવ'માં એણે જગતનાં આદિતત્ત્વોનો સંહાર રજુ કર્યો હતો. ઘડીમાં અર્ધનારીશ્વર, તો ઘડીમાં કલ્યાણ, સુંદર, ઘડીમાં ઉદાસીન તો વળી બીજી વખતે ઉત્સાહિત, ઘડીમાં સૃષ્ટિના કાર્યમાં ઓતપ્રોત તો બીજી વખતે સંહારકાર્યમાં લીન, ધ્યાન, પ્રાર્થના, ઉદાસીનતા, વૈરાગ્ય એમ અનેક ભાવો એના શરીરની છંદમય ગતિરૂપે પ્રગટ થયા કરતા હતા. અને આ બધી ભાવસૃષ્ટિ ઉપરાંત નાટ્યકળાની પરિભાષા ઉપરનો એનો અદ્ભુત કાબુ, તાલ ઉપરનું એનું અસાધારણ પ્રભુત્વ અને અનુકૂળ અલંકારો સજવાની એની કુશળતા એ બધું એની કળાને અસાધારણ બનાવવાને સમર્થ હતું. સંગીતની ખામી અને તખ્તાની અપૂર્ણ તૈયારી છતાં એણે જે કળા દર્શાવી તે અસાધારણ હતી. જ્યાં જાય છે ત્યાં એ પોતાના નાટ્યપ્રયોગોની સામગ્રી પેટીઓમાં ભરીને સાઇકલની પાછળ મોટો ગંજ કરીને સાથે જ લઈ જાય છે। આ પ્રમાણે વર્ષોથી એ પર્યટન કરે છે। હવે એ કુશળ કળાવિધાયક પોતાની નાટ્યકળાને વધારે સ્થાયી સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરે એ ઘણું જ જરૂરનું છે. મુંબાઈ તથા ગુજરાત તરફ આવવાનો એ વિચાર રાખે છે તે જો અમલમાં મૂકે તો મુંબાઈ તથા ગુજરાતની જનતા એના પ્રયોગો જોવાનો લાભ લે એ ઘણું ઇષ્ટ છે, કારણ કે લેખદ્વારા એની કળાનો ગમે તેટલો પરિચય કરવા કરાવવામાં આવે પરંતુ પ્રત્યક્ષ પ્રયોગના જેવી એની છાપ કદી પડે નહિ એ નાટ્ય જેવી દશ્ય કળા વિષે તો તદ્દન સાચું છે.

એકાન્ત ખંડ ન સાંપડે શું ! સંસ્કૃતિએ ય પાસું બદલ્યું તો, ભલો હશે તો દેવ વિરાજતો હશે કોઇ નગરમંદિરના હાંડેકોશમાં. હાવાં, સંતકુંડમાં તો નિરંતિ મૂર્તિપર કાંટાઝાંખરાં વળગ્યાં હતાં ! ' આવું કંટકમય જગત બંધાવ્યું તો લ્યો જરા આપે રસાસ્વાદ '–એમ કહેતાં જ જાણે ઝાંખરાં દેવમૂર્તિને ભેટતાં હોયની ? ! અથવા તો આડીઅવળી શાખાઓ જાણે દેવમૂર્તિનાં ગુંગળાતાં ડુસકાંને હણુરતી ન હોય ? !

સમી સાંજે, અહીં શો કિલકિલાટ થઇ રહેતો ? કંઇ કેટલીયે કોયલનો કુહુરવ, કંઇ કેટલીએ હળકતી હેલનો થનનથનનાટ ! ને, હમે ય હાપશી પુરશો કંઇક કાગરના કળાહોળ ને કાગારોળ ! પાણીઆરાંનો આખોયે શેરડો શું ગાજી ઉઠતો ! ! અહીં નહીં તો બીજે કયે અમૃત ઓવારે, લોકકવિ પ્રેરણા પામે ! આવાં જ પાણીઆરાં

' છલકાતું આવે બેડલું,

મલકાતી આવે નાર રે ! ' વગેરે રસગીતોને જન્માવતાં.

એક બીજાને હડિ કે બેડું ચડાવતાં કંઇ કેટલાં યે રામાયણ મહાભારતના કંઇ કંઇ કાંડ અહીં ઉખેળાતા ? ! અમારા ' ૫ 'નું આમ, ને બાઇજીનું તેમ:–આ કુટુમ્બકાંડોમાં તો કંઇએ અસૂરી સાંજ પર ધપતી રજનીના ઓળા પડી જતા ! અસૂરીસન્ધ્યા–' કાં શું જમ્યાં, ને ફલાણીને દોકરો આવ્યો કે દીકરી, ને હીકણીની તો આમની બાબત આમ છે, ને પુછડાંની તો તેમની બાબત આમ છે', એમ કંઇ કોલાહલને અજંપાને નિજ ઉદરમાં શમશમાવી દેતી. આ અશાન્તિમાં શાન્તિને ઝંખતી એ તો એક રંભા જ. રંભા નામ જ કલ્પનાને કંઇ કંઇ ગદગદીમાં કરી મૂકતું નથી કે વળી, તેના રૂંપરંગ પર એકાદ આછેરી મૃદુ મૃદુ મુલાયમ શબ્દે પીંછી ફેરવવી પડે ? ! એનું વય વસન્તકાળ પ્રકૃતિની ગોદમાં ઋષિઆલા શકુન્તલા કમનીય કુરંગની કીકીની કિતાબો પઢતી, વા વનજ્યોત્સ્નાને રસાલના નિગૂઢ આશ્લેષની શિક્ષા જે પામતી; આ તેની કેળવણી; અને નૈસર્ગિક હૈયાનો હિલ્લોલ તે અશિક્ષિત પટુત્વ તેનાં તે.

છતાં, રંભા એક મુંગું પ્રાણી જ હતું ના ! ૐકારેશ્વર પાસે તેનું હૈયું એ હલવે. કૂવા પરની બધી માનવમક્ષિકાઓનો બમણાટ સન્ધ્યાની શાન્તિમાં ડુબી જાય, આકાશમાં સંતાકુકડી રમતા તારકો ડોકિયાં કરે, ત્યારે રંભા પ્રેમાશ્રુભીની આંખે ભાંગી તુટી પ્રતિમા સામું ટગર ટગર જોઇ રહે. એના હૃદયમાં અનેક ભાવો ઉભરાતા, પરન્તુ હૈયાના ભાવોનું નવનીત શબ્દમાં રમી કે ઝમી શકતું ન્હોતું. હમારી આજકાલની વિદુષી કોલેજિયન કન્યા તો કંઇ આવો જ શ્લોક ગુંજતે ?—

यश्छंदसामृषभो विश्वरूपः छंदोभ्योऽमृतात्संबभूव
समेन्द्रो मेधयास्पृणोतु । अमृतस्य देव धारणो भूयासम् ।
शरीरं मे विचर्षणम् । जिह्वा मे मधुमत्तमा कर्णाभ्यां भूरि
विश्रुवम् । ब्रह्मणः कोशोऽसिमेधयापिहितः श्रुतं मे गोपाय ॥

( तै० उपनिषद् अ० ४ )

પ્રણવ –( વેદોમાં કહેવામાં આવેલા પવિત્ર શબ્દ ૐકાર સ્વરૂપ પરમાત્મા ) કે જે વેદોમાં શ્રેષ્ઠ અને વિશ્વરૂપ કહેવામાં આવે છે, જે અમૃત રૂપ વેદોના કરતાં પણ

વધારે અમૃત રૂપે ઉત્પન્ન થયા છો, સંપૂર્ણ કામનાઓના ઈશ્વર છો તે પ્રભુ મ્હારી બુદ્ધિમાં વધારો કરો. હે પ્રકાશમાન્ પ્રભુ ! હું મોક્ષ સાધનભૂત અમૃતત્વના કારણરૂપ જ્ઞાનને ધારણ કરનાર ( કરનારી ) થાઉં. મ્હારું શરીર નિરોગી થાઓ. મ્હારી જીભમાં અતિશય મધુરતા આવો. મ્હારા કાનો ઘણું સાંભળનારા થાઓ. હે પ્રભુ ૐકાર ! આપ મેધાથી વીંટાયેલા અથવા સામાન્ય બુદ્ધિથી નહીં જાણી શકાય તેવા બ્રહ્મના કોશ રૂપ છો. જે કાંઈ પણ બ્રહ્મજ્ઞાન મેં સાંભળ્યું છે તેનું તમે પાલન કરો.—

“ આહીન, આહીન—” આવી અને આટઆટલી વિદ્યા તો સુખે પચાવીને દીપાય. ગોરાં તો ચપેડાં ય ક્યાં નથી હોતાં ! મહાપ્રેરણાની દેવી દ્રૌપદી સુભદ્રા શાં ગોરાં ન્હોતાં જ; ખરું ના ! છતાં અર્જુનની આંખ તો ક્યાં ઠરે ! અને રસશાસ્ત્રમાં ‘ શ્યામા ’ ય ક્યાં ઓછું ગૌરવ પામી છે ! રંભા ને ‘ ગૌરી ’ કે ‘ શ્યામા ’ ફાવે તે ચોકઠામાં મૂકી દેજો ને. રંભા ત્યારે મોડી મોડી સાંજે શું ગણગણતી !

“ પ્રભુ ! મોત આવે તે પહેલાં, ફક્ત આટલું જ જોવાની હોંસ છે. નવી જગાધારી, નવેસર સોને કે રૂપે મઢ્યું બાજુ, આરસ કે સંગેમરમરનું આસન, ભરપુષ્ટ ભરેલો ઘુઘરીઆળો પોઠિયો, ગરવા પશુપતિ ને હિમાળી ઉમા. આ બધું નવું વસે તો, સંતપુજાના ઓખમાં મ્હારે જાણે સ્વર્ગ આવી વસ્યું: લોક કહે છે કે વસાવશું વસાવશું. પણ એ તો અગસ્ત્યના વાયદા, નાથ ! મેંથી આ નથી જોયું જવાતું, નાથ ! ત્રિભુવનના નાથની આ દશા ! પ્રભુ ! રોજ સાંજે અહીં તો ઝાલરોના ઝંકાર થવા જોઈએ; તિડિંગધિન તિડિંગધિન નગારાં ને નોબત વાગવાં જોઈએ; રોજ સાંજે સાકર કોપરાંના પ્રસાદ વ્હેંચાવા જોઈએ; સોમવારે સોમવારે થાળ ધરાવા જોઈએ; મહિનામાં એક વાર દીપમાળાના ઝગારા ને શિવરાત્રિએ અખંડ બિલીપત્રની ઝડીનું આરાધન.

રંભાને દેવે કાન દીધો: તેની બીકણી મુરાદો બર આવી. વર્ષોનાં તેનાં તપ ફળ્યાં ને દેવ કેવા સંજોગમાં !

૨

રનુભા હવે કાંઈ વછેરા ન્હોતા. હા ! થોડોક ઉદમાન ઓછો ખરો: પણ ધનવનાટ તો એ ને એ. કસુંબા ને ફુંગાની દુનિયામાં જ રહેતા. આવી તો અનેક દુનિયાનાં દુઃખો હોકામાં ભરડાઈને જતા. સવાર, સાંજ, બપોર, બસ રંગભીના ને રંગભીના જ. દુનિયામાં છો ને દાવાનળ સળગે એને તો બસ કસુંબાના જામ મળ્યા એટલે તારમધિન્ના ! હેં ! ને આખી દુનિયા રંગ-ઢિંગાના ખાય. ‘ કસુંબો-રંગ કસુંબો ” અહા ! એ વેણુમાં જ કાંઈ વ્હાલ વરસી જતાં. “ કસુંબો-રંગ કસુંબો—એ શબ્દમાં જ એ શી મધુ મધુ માધુરી ભરી મુકતા ? કસુંબો-રંગ કસુંબો-એમાં તો શી બ્રહ્માનંદની ખુમારી ! કસુંબો-રંગ કસુંબો-એ શબ્દે દુનિયા તો કોસે જ કોસે પણ સ્વર્ગને પાતાળે ઘસડી ઘુમરડી લેતા. એ શબ્દ ઉચ્ચારતાં તો એનામાં કંઈ અજાણી રમકઝમક આવી જતી. જાણે અવધૂતને સમાધિ મળી; એનો તો એણે અલ્લાહેક જ માનવ્યો તો ને ! !

આઈ સાહેબ આનંદવારે ને ચાંદવારે કસુંબો દીધે. કસુંબાની પ્યાલીએ તો શાં રંગ-હેલીનાં વરસણાં ! ‘ આંખમાં ’ હોઠે-માદકની પીળાશ પડે: કીકીમાં-આત્માની આનંદોર્મિ ધનમને. એ રસ-ઘુંટડે તો વદન પર કંઈ અનેરું અજવાળું રમતું. એ

રસ-ઘુંટડે તો તારાઓ ટમટમે તેમ તેની આંખો ઝબક ઝબક થતી: અને એ 'આબે-હયાત' તેના હોઠ પર શું હળવું આનન્દ નૃત્ય જમાવતું! નાણાંના ઠેકાણાં ન્હોતાં; પણ તેની શી ચિન્તા! બસ, એક જ પ્યાલી, ને તેમાં તો પૃથ્વી સ્વર્ગ ને પાતાળ ત્રણે લોકનાં દુઃખો ડુબી જાય, તો એક ઠકરાતની આળપંપાળના તો શા હિસાબ!! આજ સવારના ઠીક ઠાંસવાના થાટ થયેલા; એટલે ઠાકોર આજ તો 'બાદશાહ' બન્યા'તા. ન્હાની 'મોજુલી'માં 'હજુર સ્વારી' નીકળી રહી હતી.

ઠાકોર કસુમ્બાના આશક તો ભોળાનાથની વિજયા માશુક. ભાંગના ઘેનમાં ભોળા ભટ્ટ ભટાણીનાં કંઇ મ્હેણુંટોણાં ભૂલી જતા. એ રંગવાડકીમાં તો ગંગા જમનાજીનાં લ્હેરીયાં નાચતાં. બમ ભોળા! દારિદ્રને વરેલા આ ભૂદેવ તો આ રંગ વાડકીના પ્રતાપે કુબેરની અલકાના હેમહિન્ડોળાએ ઝુલતા, બમભોળા. કહાનાની બંસીએ જેમ ગોપિકાવૃન્દ થનગનતું તેમ આ રંગ-વાડકીએ ભોળા ભટ્ટ ડોલતા, બમ ભોળા.

ઠાકોરની માજુલી ગામની ભાગોળે આવી પ્હોંચી ત્યાં ભટજીનો ભેટો થયો.

" કાં કયાં પ્હોંચાડયાં ? "

" ટાંટિયા ઢરડે ત્યાં; જઇશું, ભદ્રેશ્વર સુધી, બમ ભોળા. "

" પાઠપૂજા કરવાની હશે ? "

" અમારે બ્રાહ્મણભાઇને બીજું શું હોય ! આજ શિવરાત્રી છે.. ફરશું રહી. અગડ બમ બમ નાચે સદા શિવ ઝૂલે છે વિશ્વ. "

" ત્યારે આવો ભટજી, ઝુકી જાઓ મજુલીમાં. "

" કયાં સુધી ? " " અરે ભટજી, એ શું બોલ્યા, ધરતીના છેડા લગી. અમે કંઇ નોકરીયાત છીએ કે ટેમ સાચવવાનો હોય ! "

' હા બાપા છો તો અલકમલકના ધણી, છે કોઇ પુછનાર ! ભલે ભા, ભલે, બમભોળા.'

માજુલી ખરર ખરર, ચાલવા માંડી.

' કાં ' ભટજી, આ તમે તો ભલા ગોઠવાયા, પણ તમારી ફુંદ તો બાબર ગોઠવાઇ છે ના ! |

" અરે, ભા, બળી એ ફુંદ. બમભોળા | "

" કેમ કાંઇ એટલું બધું ! હમણાં કાંઇ લાડવાના જોગ મોળા યતા હશે | ! '

" આપણે તો ભા બે ટેઢીયાંના વિજયારાણી મળે તો બસ. બમભોળા. રાણી વિના તે રાજા શોભે ! ભલાં વિજયારાણીને ભલા અમે. બમભોળા | "

" પણ, મોઢેશ્વરનાં રાણી તો સારી દુનિયા દાળ ગણે છે તેનું કેમ ! "

" ભા, દારૂના રેડાકા તો ફુડફુડફુડ અમેય ક્યાં નથી મારતા ! પણ ભા, ભાંગ વિના સર્વ મોળું | બમભોળા. "

" ત્હમારે, પત્રાવળી પર હલ્લો કરવો હશે ! ભટજી, પત્રાવલીનો રાજા કોણ ? "

" એમાં પુછવું શું ! મારા નાથ મોઢેશ્વર જ જી | "

[ અનુસંધાન પૃ. ૧૮૦ ]

# ભાલણ

ગજેન્દ્રશંકર પંડ્યા

## જીવન, કવન અને ભાષાવિકાસ

### પ્રકરણ ૧ લું

**૧ માર્ગદર્શક કાર્યકર કવિ**

ગુર્જર સાહિત્યનો વિકાસ કરનારા અગ્રગણ્ય કવિવરો પ્રેમાનંદ, શામળ, દયારામ, વલ્લભ, અખો વગેરેમાં જૂનાગઢનિવાસી ભક્તકવિ નરસિંહ મહેતો તથા પાટણ નિવાસી, પંડિત કવિ ભાલણ અગ્રસ્થાન ભોગવે છે. ભક્તિભાવનાથી રંગાયેલા ભક્ત-કવિના માનસમાં સાહિત્યવિકાસની તૃષા પ્રભુના ગુણ ગાવાની અપરિમિત સુધા જેટલી પ્રબળ નહતી. એ કાર્ય એના પુરોગામી અને સમકાલીન કેટલાક કવિઓનો પ્રયાસ જોતાં અણધાર્યું થઇ ગયું છે. આધુનિક સંશોધનને આધારે આ ભક્તકવિને આદિ કવિ તરીકેનું માન સંપ્રાપ્ત થાય છે પરન્તુ ભવિષ્યમાં વખતે એ માન અન્ય કવિને પણ મળે. એમ થાય તો પણ સાહિત્યવિકાસ તથા ભાષાવિકાસનું જે માન કવિને મળે છે તેમાં ન્યૂનતા દેખાવાનો ભય દેખાતો નથી.

પંડિતકવિનું પણ કાર્ય આવું જ સંગીન છે. સમકાલીન કવિઓ કરતાં આ કવિએ નવો જ ચીલો પાડ્યો છે. અનુગામી કવિઓ એ જ ચીલામાં ચાલ્યા, પરંતુ એને જ સુધારી રાજમાર્ગના રૂપમાં આણવાનું કાર્ય તો કવિવર પ્રેમાનન્દને માટે જ મૂકવાનું રહ્યું. એક બાજુ સૌરાષ્ટ્રની ભૂમિપર પવિત્રતાની દૃષ્ટિ ફેંકતા ગિરનારની ટોચેથી ભક્તકવિના મંજુલ મંજીરાના રણકારથી અને ભક્તહૃદયને આનંદકારી ભક્તિપદોનાં ગુંજનથી રેલાતી પવિત્રતાથી અનેરું વાતાવરણ ઉપસ્થિત કરતી હતી, અનેક ભક્ત-જનોને આકર્ષી રહી હતી, સમાજને દિગ્મૂઢ કરી રહી હતી. તેજ સમયે રસિકજનોને આહ્લાદ આપતો પાટણનો બીજો ચમકતો પંડિતકવિ ભાલણની સરળ, મૃદુ અને રસમયી લેખિનીમાંથી ઝરતો રસાસ્વાદ લઇ રહ્યો હતો. એક કવિ કૃષ્ણ પરમાત્માના સ્વરૂપમાં તલ્લીન થતો અજબ ધૂન મચાવી રહ્યો હતો ત્યારે અપર કવિ સમાજહૃદયને પરોક્ષ રીતે પૌરાણિક કથામૃતનાં પાન કરાવી તેની ચિત્તવૃત્તિને વાળવા પ્રયાસ કરતો ધાર્મિક વાતાવરણ પ્રેરી રહ્યો હતો. એક સમયનો સાધુ હતો, વૈરાગી હતો; અપર સંશોધક, ઉપદેશક, પંડિત હતો; સંસારની વાસનાથી અનિયંત્રિત હતો. એકની ચિત્તવૃત્તિ "ભલું થયું ભાંગી જંજાળ સુખે ભજશું શ્રી ગોપાળ" ની હતી; ત્યારે અપરની—

ઘરઘર ન જમ્યા ગોરસ ન હતો કોય ન પહોતી ભાત.

* * *

ઉદ્યમબુદ્ધિવિહૂણે સંતોષ્યો નહિ પરિવાર.
ભાષ્યે પ્રાકૃત પ્રીછવવા કીધો એ પરબંધ.

દશમ. પદાંક-૩૪૭

એમ પરિવારને સંતોષવાની તેમ જ પ્રાકૃતજનોને પૌરાણિક કથા સમજાવવાની હતી.

વળી કાદમ્બરી અને નૈષધ જેવા અતિ કઠિન ગ્રંથો સંસ્કૃતમાં પ્રાકૃતજનો ગુર્જર ભાષામાં સમજી શકે એ માટે ભાલણે કાદમ્બરી તથા નૈષધ અને નલોપાખ્યાન ઉપરથી નળાખ્યાન લખ્યાં: પોતે સ્પષ્ટ કહે છે:—

મુગ્ધરસિક સાંભળવા ઇછિ પણિ પ્રીછિ નવ જાય,
તેહિ પ્રીછવા કારણિ કીધું ભાલણિ ભાષાબંધ.

કા. કડવું-૧ લું

રસિક જન માંહિ દુઃખ આણિ અધવચિ જોઇ પ્રબંધ,
તે માટે બુદ્ધિમાનિ માંડયું મિષ એ કથા સમંધ.

ઉત્તર. કા. કડવું-૧ લું

કાલાંને પ્રીછવવા ભાલણે ભાષાએ કીધી,
× × ×
મુરખ જનને મોહ કરવાને ભાલણ કવિ અભિમાને.
× × ×
ત્યમ મેં પામરને પ્રીછવવા સુગમ કરીને ભાખી.

નળા. ક-૧ લું

સપ્તશતી જેવા ગ્રંથો કેવળ ભકિતભાવે લખ્યા છે એવું પણ ભાલણ સ્પષ્ટ કહે છે:—

ભોળે ભાવે ભકિત આણી આઇના ગુણ મધે રમું,
નિર્વિઘ્નપણે એ ગ્રંથ રચવા શૈલસુતાસુત પરંણમું.

ભકિતભાવ તથા સ્વપરિજન પ્રતિનો સ્નેહભાવ અને લોકસેવાની ભાલણની પ્રવૃત્તિ જોતાં તેણે અનુગામી કવિઓ માટે અજાણ્યે નવ માર્ગદર્શન કર્યું. સંસ્કૃત કાવ્યો, પુરાણો અને ઇતિહાસ પ્રતિ કવિઓની દૃષ્ટિ આકર્ષી, પોતે પુરાણ, મહાભારત વગેરેમાંથી વસ્તુ સંઘરી જાલંધર આખ્યાન, ધ્રુવાખ્યાન, દશમસ્કંધ વગેરે લખ્યાં. આ પ્રથાને અનુસરી નાકરે પણ પુરાણીઓ પાસેથી સંસ્કૃત મૂળના અનુવાદો શ્રવણ કરી, નળાખ્યાન, ધ્રુવાખ્યાન, વ્યાધમૃગલી સંવાદ, હરિશ્ચંદ્રાખ્યાન વગેરે લખ્યાં અને વિષ્ણુદાસ વગેરેએ પણ આ રીત ઉપાડી લીધી. આમ જોતાં ઉદ્ધવ, વિષ્ણુદાસ, નાકર, તુલસીદાસ, શ્રીદાસ, રામદાસ વગેરે કવિઓનો જેમ ભાલણ માર્ગદર્શક બન્યો, તેમ પ્રેમાનંદ કવિનો પણ કંઇ અંશે માર્ગસૂચક થયો. પ્રેમાનંદે ભાલણનું આ પદ સ્વીકાર્યું છે. કેમકે ભાલણની પ્રથા અનુસાર પૌરાણિક ઇતિવૃત્તોને આધારે અનેક આખ્યાનો એણે લખ્યાં. સપ્તશતી જેવા ગ્રંથોના અનુવાદો પણ કર્યા. વળી એક સ્થળે ભાલણના નામનો પ્રેમાનંદે ઉલ્લેખ પણ સ્પષ્ટ કર્યો છેઃ

ભાલણ, માધવ, દેવસુરી વળી કણુઆ તળજો એક,
એમણે દેવીમાહાત્મ્ય પ્રાકૃત કર્યાં ધરી અર્થનો ખરો વિવેક.

( દેવીચરિત્ર )

દેવીમાહાત્મ્યને સપ્તશતી વળી ચંડીપાઠ કહે જેહ;
કાવ્ય કે આખ્યાન કેમ નવ નામ આપ્યાં સોય.
( દેવીચરિત્ર ગૂ. કા. )

સપ્તશતીનું નામાભિધાન ભાલણે આપ્યું છે. અને જાલંધરાખ્યાન વગેરે આખ્યાનો પણ ભાલણે લખ્યાં છે. એટલે આ તૂક પણ ભાલણને ઉદ્દેશીને પ્રેમાનંદે લખી હોય એવું લાગે છે. ગમે તે હોય પરન્તુ નરસિંહ મહેતાનાં જેવાં રસમય પદો લખી ભક્તિમાર્ગની એક દિશા, પૌરાણિક ગ્રંથોને આધારે આખ્યાનો લખવાની બીજી દિશા તથા કાદંબરી જેવા ગ્રંથોના અનુવાદ કરવાની ત્રીજી દિશા, એમ ત્રણ દિશામાં પ્રવૃત્તિનું માર્ગસૂચન ભાલણે અનુયાયી કવિઓ માટે અજાણપે કર્યું અને એમાં આખ્યાન લખવાની પ્રથાનો આરંભ ઘણો જલદી થયો. અનુયાયી કવિસમૂહ આ માર્ગસૂચન માટે ભાલણનો ઋણી જ રહ્યો.*

૨ લોકપ્રિય કવિ

ભાલણનાં આખ્યાનો તથા પદોની ભાષા નરસિંહનાં કાવ્યો તથા પદોની ભાષાની જેમ રૂપાન્તર પામી છે એથી જનસમાજમાં ભાલણનાં ઘણાં માનીતાં થયાં હોવાં જોઇએ. કાદમ્બરી અને નળાખ્યાન જેવા ગ્રંથોમાંની કઠિન કલ્પના તથા મિત ભાષાને લીધે એ પ્રાકૃત જનોને સમજવી કઠિન હોવાથી વખતે તે તે ગ્રંથોનું લગભગ મૂળ ભાષાપોત સચવાઇ રહ્યું હોય એમ લાગે છે. ભાલણનો સપ્તશતી ગ્રંથ એની અતિ સરળ ભાષાને લીધે હજી પણ એટલો જ લોકપ્રખ્યાત છે. સૌથી વિશેષ ધ્યાન ખેંચનારો ભાગ એના પદ-સમૂહનો છે. જેમ નરસિંહનાં અને દયારામનાં પદો હજી પણ મુક્ત કંઠે ગવાય છે તેમ ભાલણનાં પદો પણ એટલા જ પ્રમાણમાં ગવાય છે. " જાણ્યું જે નંદનો ગોવાળીઓ તું શાનું માગે છે દાણ ! " ' એઓચાટે ના જાઉં એરે નંદકુંવર આળ કરે ઘણી; ' ' દૂધ પીઓને જાવાદ્યો મુજને શાને રોકો છો વન ! " ; ઇત્યાદિ પદો નરસિંહનાં " જસોદા તારા કાનુડાને સાદ કરીને વાર રે; " તથા પ્રેમાનંદનાં " ધુતારી ધુમટાવાળી રે, " વગેરે પદોનાં જેટલા જ ઉત્સાહથી ગવાય છે. દયારામની ' હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું " જેવી ગરબીઓએ આરંભેલા સામ્રાજ્યમાં પણ ભાલણની ગરબીઓ–પદો વિસ્મૃત થયાં નથી એથી ભાલણની આધુનિક સમયમાં તેની પૂર્વખ્યાતિના અવશેષ રહ્યા છે એમ માનવું પડશે. " સજનીરે " ની ગરબી ભાલણની દેખાતી છે. તેનું અનુકરણ કરવા દયારામ લલચાય એ પણ ભાલણને ઓછું માન નથી.

જેમ પોતાના સમયમાં ભાલણની ખ્યાતિ હતી તેમ એનો વિરુદ્ધ પક્ષ પણ તે વખતે હતો એ દશમ સ્કંધમાં ભાલણે કરેલા ઉલ્લેખથી સમજાય છે.

ખળ જોઇને જાગે દ્વેષ કવિ કહાવ્યા માટે મન રોષ
દશમ-પદ. ૬૬.

રખે ચતુર કોઇ મૂરખ માનો ભાષાબંધ એ દેખી.
નળાખ્યાન. કડ. ૧.

---

*સીતાહરણ, ઉષાહરણ વગેરે પુરાણને આધારે લખાયાં પરન્તુ એ પ્રથા તરીકે નહિ. ધ્યાન તો ભાલણનું, કર્મણ કે જનાર્દનનું નહીં.

આ વિરોધ શિષ્ટ વર્ગના હોય એવું સંભવે છે. અને ભાલણની માન્યતા પ્રમાણે વિરોધ કરનારો પક્ષ તેનો દ્વેષી હતો એમ માનવું થાય છે, કેમ કે ભાલણની કાવ્યપ્રવૃત્તિનો આંતર હેતુ સમજનારાઓ ભાલણને ઉપર પ્રમાણે દોષ ન જ દે. "કવિ કહાવ્યા" એ શબ્દોથી તે વખતે ભાલણ કવિ તરીકે જાણીતો થઇ ગયો હતો એમ માનવું એ ખોટું નથી. કેમ કે "વીરજી" ની માફક કે વલ્લભની માફક 'કવિ' કહેવડાવવાની ભાલણને હોંસ થઇ હોય કે એટલું ગુમાન પ્રાપ્ત થયું હોય એવું જણાતું નથી.

## પ્રકરણ ૨ જું

**જીવન**

નારાયણ યશસ્વી ભારથીએ ભાલણના જીવન વિષે સારી માહીતિ મેળવી છે. દશમસ્કંધની પુષ્પિકા[1] જોતાં ભાલણ મોઢ બ્રાહ્મણ હતો અને પાટણનો વતની હતો એમ માનવું થાય છે. કાદમ્બરીની પુષ્પિકા પ્રમાણે ભાલણની અવટંક ત્રવાડી હતી. ભાલણનું નામ ભાલણ હતું કે પુરુષોત્તમ દવે તે વિષે શંકા કરાય છે. પરન્તુ દશમસ્કંધનાં ૫૬–૩૧ માંની એક તૂક ઉપરથી ભાલણ "ભાલણદાસ" કહેવાતો હતો એવું સમજાય છે.

"એવું જાણી આણી વિશ્વાસ કરજોડી કહે ભાલણદાસ."

ભાલણદાસ સંભવે છે, કેમકે એના પુત્રો ઉદ્ધવદાસ અને વિષ્ણુદાસ એવા "દાસ" નામાન્તવાળા હતા. આ નામાન્ત 'દાસ' કોઇ યુક્તિથી અયોગ્ય દર્શાવાય તો પણ ભાલણનું નામ અસંભવિત નથી. કેમકે "બિલ્હણ"નું નામ પણ જાણીતું છે. વળી સંવત્ પંદરમા શતકના ભાષ્યકાર 'સાયણ" નું નામ પણ પ્રચલિત છે. સાયણના પિતાનું નામ પણ માયણ હતું.

ધીવટા ચકલામાં રહેનાર ભાલણના બાલ્યકાળ વિષે ખાસ માહીતિ મળતી નથી. એના પિતા પંડિત હતા અને તેણે ભાલણને સંસ્કૃત ભાષાનું જ્ઞાન આપ્યું હતું.[2] ખાસ કોઇ કથાકાર વ્યાસ પાસે જવું પડયું નહિં હોય. કથાકાર વ્યાસની કથાના સંસ્કારો તેના મગજપર પડયા હશે અને તેથી આખ્યાન લખવાની સ્ફુરણાઓ નાનપણથી થઇ હોય તો બનવા જેવું છે.

યુવાવસ્થામાં એના જીવનના ચમત્કારોની દંતકથાઓ ઘણી કહેવાય છે. એમાં સત્યતા હોય તો એણે તાંત્રિક અને યૌગિક વિદ્યાનો અભ્યાસ કર્યો સંભવે. પરન્તુ એણે

[ અનુસંધાન પૃ. ૧૮૬ ]

---

૧ (અ) ઇતિ શ્રી ભાગવત મહાપુરાણે દશમસ્કંધે બાળલીલાસ્કંધ પાટણનામો-મોઢ ભાલણકૃત સંપુર્ણ. યુ. પ્ર. એ.નાૅ ૧૮૮૫.

(બ) મામકી આખ્યાનની પુષ્પિકામાં ભાલણને ત્રવાડી કહ્યો છે, તેમ જ તે પાટણ નિવાસી હતો તે ભાલણ પોતે જ કહે છેઃ-પૂન તણો પટણમાં ઠામ એકવાર બોલો જે જે રામ. ૩૩ કડવું. ૮.

૨ માહરિ-મુખથી વાણી પ્રગટિ તેહનું કારણ બાપ; માહરિ મુખથી અક્ષર નિસરી તે પિતાનુ પ્રસાદ " ઉત્તર-કા.

જો તું અહીં હોત તો મને ખૂબ હૂંફ રહેત. તું જો મારી પાસે હોત તો ઇન્દ્રવદનનું વર્ણન મારી પાસે કર્યા વિના રહેત નહિ એની મને ખાતરી છે. પણ હવે શું ? કુંભનું ઘડતર થઇ ગયા પછી કુંભારને સ્વર્ગીય કલ્પના આવે તે પણ શા ઉપયોગની ! હવે તો કુંભજળનું પાન કરીને જીવનતરસ છીપાવવાની. અને આપણે ક્યાં કુંભારની માફક લક્ષ કુંભ ઘડવાના છે ? એક કુંભ ઘડયો તે ઘડયો, જો નંદવાય તો જીવનતરસ-આનંદનું એક બિન્દુ કુંભમાં જાળવી શકે નહિ. જો કુંભ અણીશુદ્ધ રહે તો જીવનભર અમીજળ સીંચી પ્રફુલ્લિત થવાનું. ભવિષ્યના ગર્ભમાં શું લખેલું છે ને તો કાળનો કાળો પડદો ચીરવાથી જ સમજાય.

તારા પત્રની તાકીદે આશા રાખું છું. તું કુશળ હશે. તારાં માતપિતા અને ભાઇભાંડુને મારા યથાયોગ્ય.

લિ૦

તારી સખી ઉમા

( ૨ )

મારી દામિની,

૧૨-૧-૩૦

તને મળવા, તારી સાથે વાતો કરવા અંતર નાચી રહ્યું છે. પણ વિરૂદ્ધ દિશામાં જતી આગગાડી માફક આપણે તો દૂરનાં દૂર જઇ રહ્યાં છીએ. જ્યારે મારાં લગ્ન નક્કી થયાં ત્યારે મેં ધારેલું કે તારું મોં જોઇશ પણ તને મારા કરતાં આગ્રા વહાલું લાગ્યું. મારા કરતાં તાજમહાલ જોવામાં વધારે આનંદ લાગ્યો. આપણા દશ દશ વર્ષના અવિરત સબંધ પછી હું મૂર્ખ એમ માનતી હતી કે તારા પર મારો હક્ક છે પણ પ્રભુ એવું જૂઠાણું કેમ નભવા દે !

દામિની, સાચે જ કહું છું કે મને તારા પર રીસ ચઢી છે પણ તારે માટે લાગણી ઓછી નથી થઇ. ન અવાયું તેમાં તું શું કરે ? એટલે દૂરથી એકલાં તો થોડાં જ આવી શકાય છે ! પણ જો તું મારી પાસે હોતે તો ચાર દિવસ સુધી એક સામટી વાતો કરતે. તું અહીં હતી ત્યારે દરરોજ બે-ત્રણ કલાક તડાકા તો મારતા હતા. હમણાં તો મારી પાસે વાત એટલી વધી પડી છે કે એક મહિના સુધી વાત ન ખૂટે.

દામિની, તું સમજી ગઇ હશે કે પરિણીત ઉમા તને કાગળ લખી રહી છે. પરમદિવસે જ મારાં લગ્ન થઇ ગયાં. ઇન્દ્રવદનને મેં ઘુમ્મટનાં પડ નીચેથી જોયા. તું છેલ્લા કાગળમાં ઇન્દ્રવદનનું વર્ણન મંગાવે છે એ કામમાં હું કંઇ તારા જેવી નિપુણ નથી પણ મારી પહેલી જ દૃષ્ટિએ હું જોઇ શકી કે ઇન્દ્રવદન સામાન્ય ઉંચાઇના, ગોરા યુવાન છે. મોં જરા ભરાઉ કહેવાય. આંખ સહેજ ત્રાંસી તો કહેવાય જ. પણ એકંદરે મને લાગે છે કે દેખાવમાં આકર્ષક કહેવાય. વધુ લખીશ તો તું એમ ધારશે કે હું પક્ષપાત કરું છું. સ્વભાવ તો કેવો છે તે તો કેમ ખબર પડે ! પણ લગ્નચોરીમાં બેઠાં બેઠાં એમના મિત્રો સાથે જે ઢબે વાત કરતા હતા તે પરથી મને ગૃહસ્થ લાગ્યા. વધુ પરિચય પછી જ તને વધુ જણાવી શકું.

કોણ જાણે કેમ પણ મને લગ્નપ્રસંગે ઉત્સાહ ન હતો. બધાં લગ્નમાં થાય છે તેમ મારા લગ્નમાં પણ વાજાં વાગ્યાં, વિધિ થયો, શ્લોક બોલાયા અને તકરાર પણ થઈ. આ બધોય વખત હું તો ભવિષ્યનો વિચાર કરતી મૂઢ જેવી ફરી છું. વર્ષોના તારા સત્સંગમાંથી શીખેલી વાતો જીવનમાં ઊતારી શકીશ કે નહિ તે માટે વિચાર આવ્યા જ કરે છે. મારી આસપાસનું વાતાવરણ પ્રેરણાત્મક ન હતું. સૌના મનમાં લગ્ન એ સામાન્ય પ્રસંગ હતો. લગ્નમાં કંઈ ગંભીરતા તેઓ સ્વીકારતાં હોય એમ મને લાગતું નથી. એમને મન લગ્ન એ વાવેતર અને લણતર જેટલી જ સામાન્ય વસ્તુ હતી.

હજી તો ચોમેર લગ્નનું વાતાવરણ ગુંજે છે. બાળકોના રુદનનો અવાજ હજી વારંવાર આવે છે. તેમને સરસ્વતીથી શોભાવતી માતાઓના સાદ કાનપરથી ખસતા નથી. એ સંજોગોમાં તને વધુ લખી શકવા મારી અશક્તિ જાહેર કરું છું.

સખી, મંગળવારે હું સાસરે જઈશ. સોળ સોળ વર્ષથી મારે માટે સુખદુઃખ સેવતાં માતપિતાનો સમાગમ છોડી નવીન પ્રદેશમાં જઈશ. એ પ્રસંગ કરુણ હશે એમ મારું અંતર સાક્ષી પૂરે છે. તને બીજો કાગળ લખીશ.

તું પણ લખ્યા કરજે. જોવા લાયક સ્થળ વર્ણવજે પણ ખરી. જ્યાં બની શકે ત્યાં ચિત્રો મોકલજે. તારા પત્રો મને આનંદપ્રદ થઈ પડયા છે. મુંબાઈ જેવા મોટા શહેરમાં હું જઈશ ત્યારે તારા પત્રો એથીયે વધુ ઉપયોગી થઈ પડશે માટે લખજે.

લિ.

ઉમાનાં સ્નેહસ્મરણ

( ૩ )

૨૧-૬-૩૦

પ્રિય દામિની,

તારો કાગળ મળ્યો છે, શરમથી લખેલો મારો કાગળ પણ તારા હાથમાં આવી ગયો હશે.

તું મને પૂછાવે છે કે તારે પરણવું કે નહિ. અત્યાર સુધી તું મને હંમેશ માર્ગદર્શક થઈ પડી છે. આ પહેલો જ પ્રસંગ છે કે જ્યારે તું મને સલાહ પૂછવા આવે છે. આપણે બે એટલી ભિન્ન ભૂમિકા પર રહીએ છીએ કે મારી સલાહ તને યોગ્ય લાગશે કે નહિ તે પ્રશ્ન છે. તું મારા કરતાં વયમાં અને અનુભવમાં મોટી છે. તને મોંઘી કેળવણી આપવામાં આવે છે. તું શ્રીમંતની પુત્રી છે. તારા પિતા સુધારક છે. તું ન પરણે તો પણ ચિંતા કર્યે તારું ગુજરાન ચાલે એવી સગવડ કરી આપવા તારા પિતા શક્તિમાન છે. આ બધી નિશ્ચિંતતાઓ છતાં મારી મર્યાદિત બુદ્ધિને એમ લાગે છે કે તારે લગ્ન કરવાં. હું સાંસારિક દૃષ્ટિએ આગ્રહ નથી કરતી. પણ મેં તેં કહેલી જ પદ્ધતિએ ચોપડી વાંચી છે. તે પરથી એમ લાગે છે કે લગ્નમાં આત્મવિલોપન અને સેવાની હાકી ભાવના છે. પૃથ્વી પર પુરુષ કે સ્ત્રી એ બે કોઈ સનાતન મૂર્તિનાં બે ભાગ જેવાં છે. બેઉ અન્યોન્ય વિના અપૂર્ણ જ રહે છે. માટે જે અર્ધાંગના ભાવનાથી જ ' દંપતિ ' નામની ભવ્ય અને ઓજસ્વી મૂર્તિ અવતરે છે. એટલે લગ્ન–સંબંધથી તું તારો એકલીનો જ 'સ્વાર્થ' સાધીશ એટલું જ નહિ પણ તારા અપૂર્ણ

ભાગનું જીવન ધન્ય કરીને તું પરમાર્થ કરશે. એટલે જ હું કહું છું કે લગ્નમાં આત્મભોગની તીવ્ર રેખાનાં દર્શન હું કરી શકું છું. તને પણ એ દર્શન કરવા નોતરું છું. બીજું, લગ્નથી આપણે એક એવી તક સાંપડે છે કે તેથી એક વ્યક્તિની સેવા માટે તો આપણે કોલ આપી દઈએ છીએ. સેવાની પોલી વાતો તો ઘણીયે થાય છે પણ તેને વ્યવહારિક સ્વરૂપ મળી શકતું નથી તેનું કારણ એ જ છે કે એ સેવા ફરજ તરીકે નહિ પણ સ્વેચ્છાથી સ્વીકારી લેવામાં આવી હોય છે, લગ્નથી પતિ અને પત્ની એકમેકનાં શુભેચ્છક અને સેવક બને છે. વધારે લખવા મારી શકિત નથી. મારા વિચારો તને કદાચ આધુનિક ન લાગે. ગમે તેવી પણ હું ગામડાનીને !

મેં તને જણાવેલા દિવસે હું અહીં આવવા નીકળી. ગામના પાદરે ગાલ્લીમાં બેઠી ત્યારે બા તથા બાપા રડી પડયાં. સોળ સોળ વર્ષથી પાળેલું પક્ષી તે દિવસે ઊડી જતું હતું. બા માટે મને લાગણી વધારે થતી હતી પણ તેનું રુદન બહુ કારગું ન હતું. સ્ત્રીજાતિનું રુદન કંઇ અસામાન્ય ન કહેવાય. મારા બાપાને અત્યારસુધી હૃદયહીન માનતી હતી. તેમને હું કુટુંબજીવનથી પર માનતી હતી. તેમને ખુલ્લે દિલે રડતા જોઇ મને લાગ્યું કે બાના હૃદયમાં જે પ્રેમની જ્વાલા હતી તેની પિતાજીમાં ફકત ચિનગારી હતી. પણ મારી વિદાયવેળાએ એ ચિનગારી ફુંકાઇને ભડભડતી જ્વાલા બની રહી. વિદાયવેળા મારી આંખ પણ અશ્રુભીની થઇ. જેમની સાથે મેં આજન્મ જીવન વીતાવ્યું તેમને છોડતાં દુઃખ થાય એમાં શી નવાઇ ? પરંતુ આંસુ સામે હું નીકળી પડી. આ બધો કરુણ દેખાવ ઇન્દ્રવદન તમાસાની માફક જોઇ રહ્યા.

મુંબાઇ પહોંચ્યાં ત્યારે આ શહેર જોઇ હું આભી બની ગઇ. મોટા મોટા ચળકતા રસ્તા, તેના પર ગાડી મોટર અને શહેરીઓનો શાશ્વત્ વ્યવહાર જોઇ મારી નવાઇનો પાર નહતો. પહોંચ્યાં ત્યારે રાતે સાત વાગ્યા હતા. આ વખતે આપણા રાજનમાં તો મધ્યરાત્રિ ગણાય. ત્યારે મુંબાઇમાં તો આંખ ઝાળી નાંખે એવી તીવ્ર જ્યોતિરેખા ફેલાવતી મોટરો પુરપાટ દોડી જતી હોય છે. ઘોડાગાડીમાં બેસી અમે ઘર ગયાં. એક જંગી મકાન આગળ ગાડી ઉભી.

" આ આપણું બીલ્ડીંગ. "

" આવું મોટું ! "

ઇન્દ્રવદન હસી પડયા.

" આપણે તો આમાંથી બે જ ઓરડી વાપરવાની. "

ઉપર ગયાં ત્યારે બે નાની સરખી ઓરડી જોઇ મને સંકોચ થયો. રાજનમાં અમે ચાર ગાળાનું ઘર વાપરેલું અને મુંબાઇમાં બે નાની ખોલી જોઇ મને તો સાચે-સાચ એમ લાગ્યું કે-" આમાં જીવન કેમ જશે ! "

બારણું ખોલી બેઠાં પણ નથી તેવામાં તો ઉત્સુક પાડોશી મોંજોણું કરવા આવ્યાં. ઇન્દ્રવદને એમની સાથે થોડી વાત કરી વિદાય કર્યાં. " ઇન્દ્રવદનભાઇની વહુ " ને જોવાને આ બધાં હેતાળ પાડોશી આટલાં બધાં આતુર શા માટે હતાં તે હું સમજી ન શકી.

[ અનુસંધાન પૃ. ૧૮૪ ]

# ભરૂચના પ્રાચીન નિવાસી

## પુલીન્દ જાતિ

મનપ્રસાદ મુનશી

લાટ દેશના લલાટના તિલકસમાન ભૃગુકચ્છ-ભરૂચ નગર-હતું એમ પ્રભાવકચરિતમાં લખાણું છે. ( પ્રભાવકચરિત કાલક કથાનક શ્લોક ૬૪ ). અલ ઇદ્રીસી લાટ દેશના મહાનગરો ભરૂચ ( બરૂસ ) અને રહિર જણાવે છે. ( ઇ. સ. ૧૧૦૦ ). ટોલેમીની પ્રાચીન ભૂગોળમાં ( ઇ. સ. ૧૫૦ ) લારીકનું ( સંસ્કૃત રાષ્ટ્રીક-પ્રાકૃત રઠીક )-લાટદેશનું રાજનગર બારૂગાઝા-ભરૂચ હતું એમ ખબર આપે છે. મૌર્ય સમ્રાટ અશોકના શિલાલેખમાં સં-રાષ્ટ્રિક-પ્રા. રઠીકનો અપભ્રંશ-રાષ્ટ્ર-લાટ થયાનું વિદ્વાનો જણાવે છે. ગુપ્તના સમયના એક લેખમાં ઇ. સ. ૪૩૭-૩૮-લાટદેશના વણકરવ્યાપારીઓએ વિષ્ણુનું મંદિર બંધાવ્યાની ખબર પડે છે. પાલી સાહિત્યમાં દીપવંશ ( પૃ. ૫૪ ) અને મહાવંશમાં ( પૃ. ૬૦ ) 'લાલરથ'-( સં. ) લાટરાષ્ટ્રમાં સિંહબાહુ નામનો રાજા રાજ્ય કરતો એમ હકીકત આપી છે.[૧] આવાં અનેક સાધનોદ્વારા લાટ દેશની-વર્તમાન મધ્ય અને દક્ષિણ ગુજરાતની-હકીકતો મળે છે. એ કાળે વર્તમાન ગુજરાતે ગુજરાત નામ ધારણ કર્યું નહોતું.

લાટ દેશની સીમા કાળક્રમે બદલાતી રહી છે. મહીનદીનો દક્ષિણ વિભાગ વર્તમાન મધ્ય અને દક્ષિણ ગુજરાત લાટ દેશ કહેવાતો. ગુજરાતના રાષ્ટ્રકૂટોનાં તામ્રપત્રો પ્રમાણે સાબરમતીથી ચાણા સુધીનો વિસ્તાર લાટનો મનાતો. પ્રખ્યાત ચીની યાત્રાળુ હ્યુનત્સંગ મહીથી નર્મદા સુધીનો લો-લો-દક્ષિણ લાટ જણાવે છે. બીજા કેટલાક લેખો પ્રમાણે મહી અને તાપી નદીનો મધ્ય પ્રદેશ લાટ કહેવાતો. આ લાટ દેશમાં અને એના રાજનગર ભરૂચમાં અનાર્ય પુલીન્દ જાતિ નિવાસ કરતી હતી.

પુલીન્દ જાતિ વિષે આ પ્રમાણે હકીકત મળે છે. આર્યાવર્તમાં સાબર, આભીર, પુક્કુસ વગેરે અનાર્ય જાતિઓના ગણ ગણાવ્યા છે તેઓના સખા પુલીન્દ હતા. મહાભારતમાં ( મહા. ૧૨ ૨૦૭. ૪૨ દક્ષિણાપથ જન્મા: સર્વે નરવર ) આન્ધ્ર, ગુહા, સાબર, પુલુકા, મદ્રક વગેરે જેવો પુલીન્દ જાતિનું રહેઠાણ દક્ષિણાપથમાં હતું. મત્સ્ય અને વાયુપુરાણમાં[૨] વૈદર્ભ અને દણ્ડક જેવો દક્ષિણાપથમાં પુલીન્દ લોક નિવાસી હતા.

ઐતરેય બ્રાહ્મણ પ્રાચીન ગ્રંથ ગણાય છે. આ ગ્રંથ[૩] પ્રમાણે વિશ્વામિત્રના જ્યેષ્ઠ પુત્રને શાપ મળ્યો હતો. આ શાપ પ્રમાણે તેઓ આન્ધ્ર, પુંડ્ર, સબરા, પુલીન્દ અને

( ૧ ) Geography of Early Buddhism by Bimala Charan Law M. A. B. L., Ph. D., Page 58. આ રાજ્યનું પાટનગર સિંહપુર આપ્યું છે. આ સ્થળનો નિશ્ચય નિર્ણય થયો નથી. વખતે નર્મદા કાંઠે શિહોર છે તે હોય તો ?

( ૨ ) મત્સ્યપુરાણ ૧૧૪-૪૬-૪૮; વાયુપુરાણ ૪૫-૧૨૬.

( ૩ ) ઐ. બ્રા. ૭-૧૮;

મુતીબાની ઓલાદના પુલીન્દ લોક કહેવાશે આ ઉપરથી જગજૂના કાળમાં આ જાતિની ગણત્રી દક્ષિણના આન્ધ્ર વગેરેની હરોળમાં હોવાનું મનાય છે,

માર્કંડેય, વાયુ અને મત્સ્ય પુરાણમાં પુલીન્દ જાતિનું સ્થાન દક્ષિણની ભિન્ન ભિન્ન જાતિઓ આન્ધ્ર, પુંદ્રકા, કેરલા, કલિંગ, આભીર, વિદર્ભ અને કુંતલ જોડે કહ્યું છે. ( ૫૭. ૪૫. ૪૮. ) રામાયણની બંગાલી પ્રતમાંના કિષ્કિંધા કાંડમાં ( કિ. કાં ૬૧. ૧૭: ૬૪, ૧૨ ) આ જાતિ ઉત્તર અને દક્ષિણમા રહેતી હતી એમ લખાણુ છે. ઉત્તરની પ્રજામાં સંસર્ગ ઉત્તરમાં જ હતો ( એજન ૬૩. ) રઘુવંશમાં પુલીન્દોનો ઉલ્લેખ છે, પણ તેઓના ભૌગોલિક સ્થાન વિશે ચોક્કસ નિર્દેશ નથી. ( રઘુવંશ ૧૬, ૩૨ ). શ્રીમદ ભાગવતમાં કીર્તા, હૂણ, આન્ધ્ર, પુકકશા, આભીર શુહ્મ, યવન અને ખાસ જાતિઓએ શ્રી કૃષ્ણનો આશ્રય માગ્યા વિશે છે. ( ૨. ૪. ૧૮ ). વિષ્ણુપુરાણ સિન્ધુ નિવાસી જોડે પુલીન્દકાઓનો સંપર્ક કરે છે. અને કરૂશા, ભોજા, દર્શના,, મેકલ અને ઉત્કલ જાતિઓની નામાવલીમાં એક જ વ્યકિત સમૂહ સિન્ધુ–પુલીન્દક ઉલ્લેખ આપે છે.

પુલીન્દ જાતિનું રાજનગર પુલીન્દનગર હતું. એ સ્થળ દર્શનની દક્ષિણ પૂર્વે વર્તમાન વિદિશા અથવા ભિલસાના વિસ્તારમાં હોવાનું મનાય છે. રૅાય ચૌધરી રૂપનાથ સ્થળ હોવાનું માને છે કે જ્યાંથી અશોક રાજાનો ન્હાનો લેખ પ્રાપ્ત થયો છે. ૪

મૌર્ય સમ્રાટ અશોકના રાજકાલસમયે પુલીન્દ પ્રજા હિંદની દક્ષિણે નિવાસ કરતી હોવાનું જણાય છે. આ રાજાના પાષાણ શિલાલેખ નં ૫ અને ૧૩ માં અશોકદેવના સામ્રાજ્યની આશ્રિત જાતિઓ આન્ધ્ર, ભોજા, રટ્ટીક જણાવી છે તથા પુલીન્દ જાતિનું પણ નામ છે. સામ્રાજ્યનો દક્ષિણ સીમાડો નેલોર ડીસ્ટ્રીકટની પન્નાર નદી સુધીનો અંકાય છે. તામીલ સામ્રાજ્યની છેવટની સરહદ અથવા પ્રર્યંત મૌર્ય સત્તાની સરહદ કહેવાતી.

ટોલેમીની પ્રાચીન ભૂગોળમાં પુલીન્દ જાતિ વિશે ઘણું સારૂં જાણવાનું મળે છે. ટોલેમીનો કાળ ઇ. સ. ૧૫૦ નો નકકી મનાય છે. તે જણાવે છે કે, પોલીન્દાઇ–'અગ્રીઓફગાઇ' ( Poulindai-Agriophagoi ) ઉત્તરમાં નાસિક, ઉજ્જન, મીન્નાગર, લારીક ( લાટદેશ ) અને બારીગાઝી–ભરૂચમાં આ જાતિ નિવાસ કરતી હતી. અગ્રીઓફ્ગોઇ એ ગ્રીક શબ્દ છે અને તે પુલીન્દ જાતિનો વિદેશી ઉચ્ચાર છે. આ જાતિનો આહાર કાચુ માંસ અને મૂળીયાં અથવા જંગલી ફળનો હતો. યુલ પોતાના નકશામાં આ જાતિનો નિવાસ કચ્છના અખાતની ઉત્તર–પૂર્વ દિશામાં હોવાનું માને છે.

આ હકીકતથી ફલે છે કે ભારતવર્ષમાં જે જંગલી અથવા અનાર્ય જાતિઓ નિવાસ કરતી હતી તેમાંની એક પુલીન્દ જાતિ હતી. મહાભારત ઐતરેય બ્રાહ્મણ પુરાણ વગેરે ઉપરથી તેઓ નર્મદાની દક્ષિણે નિવાસ કરતા હતા, ઇસવી સન પૂર્વેની એક બે સદી અને તે પછી લાટ દેશમાં આવી વસ્યા. ટોલેમીની પ્રાચીન ભૂગોળ પ્રમાણે તેઓ ભૃગુકચ્છ–ભરૂચમાના પ્રાચીન નિવાસી હતા. ભૃગુ કાણ્વોના સહેવાસથી તેઓ આર્ય સંસ્કૃતિના પુજારી થયા.[૬]

૪ પોલીટીકલ હીસ્ટરી ઓફ એનશિયન્ટ ઇન્ડીયા: ત્રીજી આવૃત્તિ. પૃ. ૬૫. ૨૧૩.

૫ ટોલેમીના સમયમાં મીનાગર નામનાં બે નગર હતાં. એક સિન્ધમાં અને બીજું ભરૂચ પાસે. મીન એટલે શક નગર શહેર: શક લોકનું શહેર મીનાગર.

( ૬ ) મહાશય બિમલ ચરણ લૉની બૌદ્ધ કાળની પ્રાચીન ભૂગોળ અને પ્રાચીન ભારત વર્ષની જાતિઓ નામના ગ્રંથ ઉપરથી આ લેખ સંકલિત કર્યો છે.

હું આ રહ્યો, જુગના જુવાળ ભલે ચડો ;
છો કાળ ઝંઝા ફૂંકતો સામે પડો;
છળબળભર્યાં વેગો તુમુલ જળવાયુ વમળો ના નડો;
પરવા નથી વળી વિનાશક વિદ્યુતે શિર ગડગડો.

નહિ નહિ હતું થઈ ચૂર્ણ જાઉં હું ભલે,
ને અતલગર્ભે ઊતરું અંધાં જલે;
એ કબરમાંથી યે જબર જ્વાળાબળે પ્રેરાઇને
આવીશ ઉછંગી બ્હાર પડકારત તને ઘેરાઇને.

પૂજાલાલ

---

# ખારવો

: શિખરિણી :

હું તો મ્હારી ન્હાની તરણી લઈ તોફાની દરિયે
જતો કાંઠે કાંઠે વીચિ—વમળ—ઝંઝાનિલડરે,
અજાણ્યો અબ્ધિનો પથ, સુહૃદ, હોડી નવ કને.
અને મધ્યે મસ્તી મચી, બુધવતી સિન્ધુરમણા
મહીં મરજીવા કે અભયસુરહોરી સહી સરે
અનંતે ઊંડાણે, ધવલ નવલાં મૌક્તિક લહી
ઉરે નાચે, રાચે, નયન નચવે કે સુજબણી
કિનારાની કોડી છીપલી વીણતો કાયર ગણી.

જવું ત્હારે શું એ શરમભર નેત્રે નીરખતાં
હજી કાંઠે કાંઠે ? નહિંજ, નહિ રે આછુપરવા !
મળો મોતી વા ના, વિજયસ્મિતની યે નવ તમા;
હવે તો હંકારું અતલજલઅંકાર સુણવા,
અને આ આંપીએ ઉરવગ મચંતી મૂકવણી
" મરીશું માપે જે સ્મિત પ્રસરશે છેવટ ઘડી. "

રમણીક અરાલવાળા

# ચર્ચાપત્ર

કેશવરામ શાસ્ત્રી

## લિપિ સુધારણા

થોડા સમય થયાં રાષ્ટ્રીય એક જ લિપિ કરવાને માટે આગેવાન હિન્દીઓ તરફથી પ્રયત્ન શરૂ થયા છે. એ પ્રયત્નોને કેટલાકો વધાવી લિયે છે, જ્યારે કેટલાકોને તે તરફ સ્વાભાવિક સૂગ જ હોય તેમ લાગે છે. બન્ને પક્ષે નિષ્પક્ષપાત દૃષ્ટિથી આ હાલને માટે ઉપસ્થિત થયેલા વિષય તરફ જોવાનું છે.

શ્રીયુત કાકા કાલેલકર વગેરેને આ દિશામાં પ્રયત્ન કરવાનું જે સૂઝ્યું છે, તે રાષ્ટ્રીય એકતાને માટે જ. બંગાલી લિપિ એક ગુજરાતી ભાગ્યે જ વાંચી શકવાનો (બંગાલી લિપિનો ખાસ અભ્યાસ કર્યો હોય તેવા આમાંથી બાદ.) તેથી ઊલટું કન્નડ ને હિન્દુસ્તાનના ઇતર પ્રાન્તનો કોઇ પણ વતની ભાગ્યે જ વાંચી શકવાનો. કેટલીકવાર એવું બને છે કે બોલનારના વિચારો ભાંગીતૂટી એક ભાષામાં હોય તે અન્ય પ્રાંતનો માણસ સમજી શકવા સમર્થ થાય છે. પરન્તુ તે તો જ્યારે તેવા બન્ને માણસો એકત્ર થાય ત્યારે. પરન્તુ જો દૂર રહ્યે દૂરની ભાષા સમજવી હોય અને તેનો અભ્યાસ કરવો હોય તો અપરિચિત-લિપિ કરતાં પરિચિત લિપિમાં દૂરની ભાષાનો અભ્યાસ-પરિચય જરૂર ઝડપથી સાધી શકાય. અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરનારને પણ પ્રથમ તો માતૃભાષામાં ઉચ્ચારણો લખેલાં વાંચ્યા-શીખ્યા પછી જ તે લિપિમાં લખાયેલી ભાષા ઉપર કાબૂ સાધી શકાય છે. આ જ હેતુથી એક લિપિની અનિવાર્યતા ઊભી થાય છે.

બધા પ્રાન્તોની અનુકૂળતાનો વિચાર કરી હિન્દી, મહારાષ્ટ્રી, ગુજરાતી સાહિત્ય પરિષદોના પ્રતિનિધિઓએ સર્વસામાન્ય એક લિપિનો અનુરોધ કર્યો છે. એટલે તે જરૂર આવકારવા લાયક છે.

લિપિનું લેખનમાં સારલ્ય જોઇયે તેના કરતાં મુદ્રણમાં સારલ્ય વધુ આવશ્યક છે; કેમકે જેમ ઓછાં બીબાં તેમ ખર્ચ થોડો આવે. અત્યારે નાગરી લિપિ કે ગુજરાતી લિપિના એક ફેઇસની (દાખલા તરીકે લિપો પૈકા,) ૪૫૦ થી ૬૦૦ જેટલી મેત્રિસો જોઇયે. આ શાને આભારી છે ? અંગ્રેજી કેપિટલ, સ્મોલ કેપિટલ અને ચાલૂ ટાઇપોયે થતાં (બધાં ચિહ્નો વગેરે થઇ) ૧૫૦ મેત્રિસો નથી જોઇતી. તેનું કારણ તો સ્પષ્ટ જ છે કે-સ્વરોનાં સાદાં, અનુસ્વારવાળાં અને ખુદ સ્વરનાં જુદાં આવાં બીબાં, તે દરેકની પાછી બારાખડી, તે ઉપરાંત જોડાક્ષરોની સંયુક્ત રચના-આ વગેરેનાં અખણ્ડ બીબાંઓ (કે જે મુદ્રણને સરલ બનાવવા યોજ્યાં વિના ચાલે તેમ નહતું) માટે આટલી બધી મેત્રિસો જોઇતી હતી-અને દરેક ફાઉન્ડ્રીવાળાએ તેટલી રાખવી પડે છે જ. આની સરળતા બનાવવા અસાધારણ ફેરફારની આવશ્યકતા છે જ. લિપિ સુધારણાના પ્રશ્નની ચર્ચામાં પડેલાઓએ પોતાની ચર્ચામાં લેખન કરતાંયે મુદ્રણને સોંઘું અને સરલ બનાવવા તરફ ખાસ ધ્યાન આપવાનું રહે છે. લિપિ સુધારણા સમિતિના પ્રયત્નમાં તેરં મુદ્રણ-સારલ્ય છે જ. તે વાત તે વિષયના અનુભવીઓ જ સમજી શકે.

લિપિસમિતિ જે ફેરફાર સૂચવે છે, તે ધરાર ઠોકી બેસાડવા નહીં જ. અને તેથી જ તે વિષયમાં રસ લેનારા પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાને હક્કદાર છે; તેના મતને લિપિસમિતિ અવગણવાની નથી જ. અને સૂચવવામાં આવેલા યોગ્ય ફેરફારોને લિપિસમિતિએ વધાવ્યા છે, તે જરીર અનુભવ છે.

લિપિસમિતિએ ચાલુ ગુજરાતી લિપિમાં ક, ખ, ચ, જ, ઝ, ણ, ધ, ફ, ભ, લ, ળ-એ અગિયાર અક્ષરોમાં ફેરફાર ઇચ્છયો છે; એ વાત કેટલાકોને નથી ગમતી. જેઓને નથી ગમતી

# ન...વું...સા...હિ...ત્ય

## અવલોકનો

આલબેલ : લેખકઃ કરસનદાસ માણેક ; પ્રકાશક : મગનલાલ શેઠ, કિંમત રૂપિયો દોઢ.

એક દિન આંસુભીનાં રે હરિનાં લોચનિયાં મેં દીઠાં.
પચરંગી ઓચ્છવ ઉજવ્યો'તો અન્નકૂટની વેળા,
ચાંદીની ચાખડીઓએ ચડી ભક્ત થયા'તા ભેળા !
શંખ ઘોરતા, ઘંટ ગુંજતા, ઝાલરું ઝણુઝણુતી :
શતશગ કંચન આરતી હરિવર સંમુખ નર્તન્તી.
દરિદ્ર, દૂર્બળ, દીન, અછૂતો અન્નવિના અડવડતા,
દેવદ્વારની બ્હાર ભટકતા ટુકડા કાજ ટટળતા,
તે દિન આંસુભીનાં રે હરિનાં લોચનિયાં દીઠાં.
હરિનાં લોચનિયાં

શ્રી. માણેક કાવ્યલેખક તરીકે ગુજરાતને અપરિચિત નથી. ચિન્તનશીલતા એમની કાવ્યપ્રવૃત્તિનું મુખ્ય લક્ષણ છે એમ 'ખાખનાં પોયણાં' ના વાચનથી પડેલી છાપ આ સંગ્રહ સુદૃઢ કરે છે. ચિન્તનને શુષ્કતામાં, પીંજણમાં સરી પડવાનો ભય છે; પરંતુ આ સંગ્રહમાં સાધારણ રીતે એવું બનતું નથી તેથી અનેક ચિન્તનપ્રધાન સુન્દર કાવ્યખંડો જુદીજુદી કૃતિઓમાં ગૂંથાઇ ગયા છે. 'હરિનાં લોચનિયાં' 'ખૂટતી કડી', 'ખાખનાં પોયણાં' વગેરે કૃતિઓ કવિની પ્રતિભાના નમૂનારૂપ ગણાય છે અને વાચકના હૃદયમાં દૃઢમૂલ થવાનું સામર્થ્ય ત્હેમાં છે.

જગત વિશે વ્યાપક ચિન્તનના પ્રદેશમાં દામ્પત્યના અનુભવોનું સ્થાન શું એ પ્રશ્ન શ્રી. માણેકની કેટલીક ચિન્તનાત્મક કૃતિઓ વાંચતાં ઉપસ્થિત થાય છે. 'સ્મૃતિ પરાગ' માં દમ્પતીજીવનનાં સ્મરણકુસુમોનો સંગ્રહ થયો છે; પરંતુ એ કાવ્યમાલાના પ્રથમ ખંડમાં પ્રથમ પાંચ કડી જેટલા વિસ્તારમાં માનવી જીવનની ક્લેશમયતાના, અસંતોષના ઉદ્‌ગાર કર્યા પછી પ્રિયતમાની 'ક્ષણેક ઝાંખી' માત્ર થાય તો

હજાર મૃત્યુતણી યાતનાઓ,
વ્યથા કરોડો નરકોની કારી
કબૂલ છે દેવિ ! સહુ મ્હને...

એમ ઉદ્‌ગાર કર્યો છે તેથી આધુનિક દૃષ્ટિને કંઇક વિચિત્રતાનો અનુભવ થાય એવો સંભવ છે. ચિન્તનની ભૂમિ વિશાળ હોય, અંગત સુખદુઃખનો પ્રસંગ ના હોય ત્યાં પણ પ્રિયતમાની રસમૂર્તિનો પ્રવેશ થાય ત્યારે ત્હેમાં આગન્તુકતા લાગ્યા વગર ન જ રહે. ચિન્તનના વાતાવરણમાં એ રસમૂર્તિ એકરસ ના થઇ શકવાને લીધે એમ બનવા પામે. 'સ્મૃતિપરાગ' ના અન્યખંડો વિશે આવી ફરિયાદનો પ્રસંગ નથી એ સ્પષ્ટ

જણાય. અને ઘરરખુ બૈરાંને આવા નાચણવેડા રોજ રોજ પાલવે પણ શી રીતે ! પછી તો કણબીની પરશેતર, પાનેતર, અને બસોયાં ઊતારી જેમ હમેશને માટે સાસરું છોડી જાય તેમ તે ગઈ અને હું બીજીમાં મોહ્યો."

આ પ્રમાણે લેખકના પોતાના એકરાર પ્રમાણે એમણે હવે નવલિકા લેખનની પ્રવૃત્તિ બંધ કરી જણાય છે. જો આ સત્ય હોય તો ગુજરાતી સાહિત્ય માટે એ વસ્તુસ્થિતિ શોચનીય છે; કારણ કે આ સંગ્રહમાંની એકેએક વાત એના લેખકમાં આ દિશામાં રહેલ શક્તિઓનો સ્પષ્ટ ભાસ કરાવે છે.

અમે વિવેચક છીએ એટલે અમારે ગુણની સાથે દોષ પણ જોવા જ જોઇએ અને ઊર્મિના આવેગમાં તણાયા વગર તટસ્થ વૃત્તિથી દરેક વાર્તાની સમાલોચના કરી એ અમારી ફરજ છે એટલું ભૂલી જઇને જો કોઇ વાચક આ વાર્તાઓ વાંચે તો એને બધીએ વાતો સુંદર, આકર્ષક અને વેગવતી જ જણાય. પરંતુ કમનસીબે અમે વિવેચક છીએ એટલે જ અમારે અહિં કહેવું પડે છે કે લેખકની શક્તિઓનો સ્પષ્ટ ભાસ થાય છે છતાં એ વાતોમાં અપરિપક્વતા છે. ભાષામાં ઊર્મિનું પ્રમાણ વધારે પડતું છે. વસ્તુ અતિસુંદર હોય છે પણ તેમાં પાત્રાલેખન અસ્પષ્ટ છે. વાસ્તવિક વાતોમાં અવાસ્તવિક પાત્રો નજરે પડે છે.

ચૌદ મૌલિક વાતોમાં ચાર પાંચ વાતોમાં અંત મૃત્યુથી થાય છે. જે વાત ઉપરથી આ સંગ્રહનું નામ રાખવામાં આવ્યું છે તે વાત–કીર્તિદા–માં પ્રેમશાસ્ત્રના નિયમોનું નિરૂપણ યથાર્થ કરવામાં આવ્યું નથી. સુંદર શબ્દચિત્રોમાં વચમાં વચમાં ઉપદેશાત્મક ઉદ્‌ગારોથી વાચકની રસવૃત્તિ ઘવાય છે.

ઉપર દર્શાવેલ દોષો જણાય છે એટલા મોટા નથી. માત્ર એ અપરિપક્વ દશાના ચિહ્નરૂપે જ છે. લેખક જુદાંજુદાં અનેક કલાવિધાન પોતાની વાતોમાં કરી શકયા છે. એમની ભાષામાંથી ઊર્મિનો અતિરેક દૂર થઇ શકે, પાત્રાલેખનમાં વાસ્તવિકતા અને ભાવના વચ્ચે સુપ્રમાણ સાધવામાં આવે અને મૃત્યુથી જીવનના પ્રશ્નોનો ઊકેલ કરવાનો સરળ માર્ગ છોડી દેવામાં આવે તો ગુજરાતી સાહિત્યના ઉત્તમ નવલિકા સાહિત્યમાં જે દારિદ્ર્ય હમણાં પ્રવર્તે છે તે દારિદ્ર્ય આ કવિ–નાટ્યકાર નવલિકા-લેખક જરૂર થોડે ઘણેઅંશે પણ મટાડી શકે એટલું સામર્થ્ય શ્રી. ઇન્દુલાલ ગાંધીમાં છે એવી સાફ પ્રતીતિ એમના આ સંગ્રહમાં જણાઇ આવે છે. આવી શક્તિઓ છતાં ઇન્દુલાલ ગાંધી કવિતા અને નાટિકા એ બે માગોને રાખી નવલિકાનો હમેશ માટે ત્યાગ કરે એ ખરેખર ખેદજનક છે. જો બબે માગો રાખી શકે છે તો ત્રણ માર્ગો રાખવામાં ઇન્દુલાલનો વાંધો અમને સમજાતો નથી. નવલિકાના પીયરીયાં પક્ષના માણસ તરીકે અમે ભાઈ ઇન્દુલાલને આગ્રહપૂર્વક સલાહ આપીએ છીએ કે નવલિકાને એઓ પુનઃ પોતાને ત્યાં સ્થાન આપે !

દીપમાળઃ લેખકઃ ચીમનલાલ મગનલાલ સુતારઃ પ્રકાશકઃ ગુજરાત સાહિત્ય મંદિર, અમદાવાદઃ મૂલ્ય રૂ. ૧-૪-૦.

આ સંગ્રહમાં પાંચ નવલિકા છે. તેમાંની એક મૂળ નેપોલીઅન બોનાપાર્ટ અંગ્રેજી તેનું ભાષાંતર છે. બાકીની ચાર મૌલિક છે. નવલિકાઓ છે છતાં એ વાતે.

વિવિધતાવાળા આવા સરસ વાર્ષિકની પ્રસિદ્ધિ માટે મંડળને ધન્યવાદ. કૉલેજની વિદ્યાર્થીઆલમના એની માતૃભાષા પ્રત્યેના પ્રેમનું આ પ્રેરક પ્રતીક છે.

**શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક:** પુસ્તક ૧ લું: અંક ૧ લો: એપ્રિલ-જૂન ૧૯૩૬; સંપાદક અને પ્રકાશક: અંબાલાલ બુલાખીરામ જાની, ૩૬૫, શ્રી. ફાર્બસ ગુજરાતી સભા મંદિર, મુંબાઇ નં. ૪; વાર્ષિક લવાજમ રૂપિયા ત્રણ.

શ્રી ફાર્બસ ગુજરાતી સભાની આ નવપ્રવૃત્તિને અમે હૃદયભેર વધાવી લઇએ છીએ. ગુજરાતના અને ગુજરાતી સાહિત્યના ઇતિહાસની તેમ જ ગુજરાતને લગતી વિજ્ઞાનવિષયક વિવિધ પ્રવૃત્તિયો એક પછી બીજી ઊલટભેર હાથ ધરવાની સભાની સેવાવૃત્તિ દિવસે દિવસે સંગીન પ્રગતિ ને નવીન સ્વરૂપ ધારણ કરતી જાય છે. ગુજરાત વિદ્યાપીઠની અસ્તવ્યસ્ત દશા પહેલાં 'પુરાતત્ત્વ' ત્રૈમાસિકે ગુજરાતના આ પ્રકારના વાઙ્મયની સંગીન સેવા કરી હતી. આ પછી 'બુદ્ધિપ્રકાશ' માસિક મટી ત્રૈમાસિક થયું તેમાં પણ 'પુરાતત્ત્વ'માફક જૂના અને નવીન સાહિત્ય પરનો પ્રકાશ વધતો જતો જણાયો છે. આ ઉપયોગી સામગ્રીને હજી વિશેષ અંશે પ્રકાશિત કરવાની આવશ્યકતા છે અને તે ખોટ પૂરી પાડી ફાર્બસ સભાએ એક સ્તુત્ય પગરણ માંડ્યું છે એમ વિનાસંકોચે કહી શકાય.

આ અંકમાં આ અતીવ ઉપયોગી 'ત્રૈમાસિક'નાં ઉદ્દેશ અને પ્રયોજનને ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દીવેટિયાએ અને વિદ્વાન સંપાદકે સ્પષ્ટ કર્યાં છે. આપણી ઐતિહાસિક સામગ્રીના સંશોધનના મુખ્ય પ્રશ્નોમાંથી કેટલાકની રૂપરેખા શ્રી કનૈયાલાલ મુનશીએ સૂચનારૂપે રજૂ કરી છે. ઇસ્લામી યુગના ગુજરાતનાં સાહિત્ય અને પર સંસ્કારોનો હજી ઘણા જ પ્રમાણમાં સંચય ને સ્ફોટ કરવાનો છે. આ માટે સભાના વિદ્વાન પ્રમુખશ્રી દિ. બ. કૃષ્ણલાલભાઈ આદિ બીજા જે થોડાક વિદ્વાનો છે તેમના તરફથી જ ગુજરાત કંઇક સંગીન લાભ મેળવી શકે તેમ છે. આ અંકમાં દિવાન બહાદુરનો 'મોગલોના સમયમાં ગુજરાતની સરકારી વ્યવસ્થા'નો લેખ તેમ જ 'ગુજરાતની સાંસ્કૃતિક સ્થિતિ' વિષેના શ્રી. અબુઝફર નદવી સૈયદ સાહેબના સંગીન લેખો આ હકીકતની પ્રતીતિ કરાવે છે. શ્રી. ધનપ્રસાદ મુનશીએ પણ બૌદ્ધધર્મકાલીન ગુજરાતનાં નગરો વિષે દ્યોતક ઉલ્લેખ કર્યો છે. શ્રી. પોપટલાલ શાહ અને શ્રી. ભીમભાઇ દેસાઇએ અનુક્રમે 'વિશ્વરશ્મિ' અને 'ઊંઝેર: કળા કે શાસ્ત્ર?' એ વિષયો આપીને 'ત્રૈમાસિક'ના વિજ્ઞાનવિભાગને યોગ્ય ન્યાય આપ્યો છે. દિવાન બહાદુર કેશવલાલભાઈએ પણ કહેવાતા પ્રેમાનંદના પેલા 'સત્યભામારોષદર્શિકાખ્યાન'નાટકના એક નાનકડા કડૂખલાને એમની ઊંડી અંશોધનરસિકતાથી ને પ્રૌઢ વિદ્વત્તાથી નવાજ્યો છે. આ નાટકો પછી કોનાં ઠરે છે એ હકીકત તો એમ ને એમ જ અકબંધ રહે છે. માત્ર એક જ પ્રતિ જેની હતી એવા આ નાટકના પણ કેશવલાલભાઈ આટલા વયે સંશોધક થવાની હામ ભીડી શકે છે એ જ એક જેટલો દ્યોતક તેટલો જ ગૂઢ પ્રસંગ છે.

શ્રી. કેશવરામ શાસ્ત્રીનો અભ્યાસસંગીન લેખ—અર્વાચીન ગુજરાતનો આરંભકાળ—પણ આ અંકની એક સારી વાનગી છે. સભાને તેના આ સુભગ કર્તવ્યપથના શુભ પ્રસ્થાન માટે અમે પુનઃ ધન્યવાદ આપીશું.

શંકરપ્રસાદ રાવલ

## આપણા પ્રાચીન સાહિત્યનું મૂલ્યાંકન

આપણે ત્યાં તો ગતકાલીન સાહિત્યના વિવેચનમાં પણ હજી ઘણું કરવાનું બાકી છે. ખરી રીતે પ્રાચીન અર્વાચીન ઉભય વર્ગનાં ગતકાલીન સાહિત્યનું સાચું મૂલ્યાંકન આપણે ત્યાં હજુ બહુ થોડું થયું છે. એ વિષયમાં આપણે પરંપરાગત મતોને આંખો મીંચીને અનુસરીએ છીએ, પણ એ બધા મતો કેટલે અંશે સાચા છે કે અદ્યતન સાહિત્યભાવનાના પ્રકાશમાં એ કેટલે અંશે ટકી શકે એમ છે તેની તટસ્થ તપાસ કરવાની જરુર છે. તે કરનારૂં હજી કોઇ નીકળતું નથી. ઉદાહરણ તરીકે આપણી પ્રાચીન કવિતાની કેટલીક વાર બહુ પ્રશંસા કરવામાં આવે છે, પણ શુદ્ધ રસદૃષ્ટિએ જોઈએ તો એ પ્રાચીન કવિતામાંથી ઘણું ફેંકી દેવા જેવું છે, ઘણું સાહિત્યના ખંડમાંથી કાઢીને વાઙ્મયની મોટી વખારમાં હડસેલી દેવા જેવું છે, ને સાચી કવિત કહીએ એવું તો એમાંથી બહુ થોડું નીકળે એવું છે. પણ એ બધી પરીક્ષા અત્યાં કોણ કરે છે!

—વિશ્વનાથ ભટ્ટ: લોકભોગ્ય વિવેચક: કેટલાંક વિવેચનોઃ માનસીઃ પુ. ૧: ભાગ-૧

## વિવેચકનાં મિત્રો

આ વકીલે કેટલા ય આપણા જમાનાના મિત્રો પણ મને મેળવી આપ્યા. તેમં પ્રથમ સ્થાન તનમનને આપું. મને બહુ યે મરજી હતી કે એક વખત આ તનમન અને કુમુદને ભેગાં કરું. એ બન્નેની સ્થિતિ ઘણી રીતે મળતી હતી. તનમનને પણ બીચારીને પથ્થર સાથે પછાડવામાં આવી હતી, પણ તે તો જબરી હતી. એણે તો એના ધણી થતા કરમદાસ શેઠને એવા તતડાવી કાઢ્યા કે શેઠ તો ઊભી પૂંછડીએ નાસી ગયા. એ બીચારી નાના વયમાં ગુજરી ગઇ એટલે હું કુમુદની સાથે એને મેળવી ન શક્યો. હું એના શોકમાં જ હતો એટલામાં મને જયા સાંપડી, પેલી જયંતની વહુએ નહીં અને વહુએ ખરી. આ બંનેનાં લગ્ન થયાં ત્યારે અમે કેટલાંક મિત્રોએ મેળાવડો કર્યો હતો. તેમાં સરસ્વતીચંદ્ર કે કુમુદ આવ્યાં ન હતાં. આ લોકોમાં હાસ્યરસનો તો સંપૂર્ણ અભાવ છે, એટલે તેમણે આમંત્રણના જવાબમાં ચીઠ્ઠી લખીઃ આર્ય લગ્નો-ચ્છેદક ધર્માસન સામે તેના કરતાં વધારે સુખ પ્રાપ્ત કરવાની શકિત તારા આર્ય હૃદયમાં છે, એ ધર્માસનનું સુખ અનાર્ય લોકોને જ હજો!'

—નવલરામ ત્રિવેદીઃ મારા મિત્રોઃ શરદ વાર્ષિકઃ ૧૯૯૨

# તંત્રીસ્થાનેથી

## અપરસરચના ?

'ઊર્મિ' માસિકના અસ્મદીયમ્ ના લેખક 'વળી તાંતરિયો' ની ચર્ચામાં પ્રતિબદ્ધ થઈને આગળ પડ્યા છે. તેમણે પોતે એ પ્રસંગકથાને અપરસરચના કહી છે અને બીજા જેને એ કથાને એ પ્રમાણે નવાજવી તેને 'ઊર્મિ' ના પૃષ્ઠોદ્વારા તેમ કરવા નિમંત્રણ આપ્યું છે. અસ્તુ.

અમે એ કથા અપરસરચના છે એમ સ્વીકારીને એનો બચાવ કરવા પ્રયત્ન કર્યો હતો એવું આરોપણ અમારા ઉપર કરવામાં આવ્યું છે. આપણું દૃષ્ટિબિન્દુ આપણે રજૂ કરીએ અને તે ખોટું છે, અનુચિત છે એમ આપણને ખાતરી ન થાય ત્યાં સુધી આગ્રહપૂર્વક તેને વળગી રહીએ તેમાં બચાવ કરવા જેવું શું થયું ! વળી 'ઊર્મિ' ના પોષ અંકમાં જે લખાણું હતું તેના અર્થનો અમે વિપર્યય કરી નાખ્યો છે એવો આરોપ પણ અમારા ઉપર કરવામાં આવ્યો છે. કટાક્ષ લખનારને મર્યાદા છે કે નહિં અને છે તો કેટલી છે તેની ચર્ચા અમે કરી જ નથી. પણ 'ઊર્મિ' ને 'વળી તાંતરિયો' ના પ્રકાશનમાં જ કટાક્ષલેખકને જે મર્યાદા હોવી જોઈએ તેનું ઉલ્લંઘન થયેલું જણાયું છે, એટલે જ તેમણે આ મર્યાદાના અસ્પષ્ટ સ્વરૂપની પાછળ આશ્રય લીધો છે. તેમના માનસમાં કદાચ આ મર્યાદાનું સ્વરૂપ સ્પષ્ટ હોય, અથવા તેમના પર મહેનોના જે કાગળો આવેલા છે તેટલા પરથી જ તેમણે મર્યાદાનું સ્વરૂપ સમજી લીધું હોય; પણ એ સ્વરૂપ ચોક્કસ સ્વરૂપમાં 'ઊર્મિ' માં હજુ નથી થયું.

હવે એક સામાન્ય પ્રશ્ન વિચારીએ. જીવનમાં એક પ્રસંગ બીની ગયો હોય અને તે પ્રસંગમાં પ્રહસનનાં તત્ત્વો હોય તો તે તત્ત્વોને લક્ષ્ય તરીકે રાખીને એ પ્રસંગ તરફ હસવામાં આપણે કેટલી મર્યાદા સાચવવી જોઈએ ? પ્રસંગ તરફ હસતાં આપણે કોઈ એક વ્યક્તિને સીધું લગાડવાનો પ્રયાસ અવશ્ય ન કરીએ. પણ કટાક્ષના દર્શન કે આલેખનમાં પ્રસંગ પ્રધાન હોય અને વ્યક્તિઓનો ઉલ્લેખ ગૌણ હોય તથા વ્યક્તિઓને ભાગે આવતો કટાક્ષ ઘણી હળવી રીતે અને સમપ્રમાણથી પહોંચાયેલો હોય ત્યારે પણ રચનામાં દોષ ઇત્યાદિ આપણે જોવું !

પ્રો. મોરના અવતરણદ્વારા અમને જે બિરુદથી નવાજવાનો 'ઊર્મિ'માં પ્રયાસ થયો છે તે માટે અમે અસ્મદીયમ્ ના લેખકનો ઉપકાર માનીએ છીએ. અને કટાક્ષમાં તેમ કરવાને બદલે તેમણે સીધેસીધું કહ્યું એટલે રચના અપરસ ને બદલે સરસ બની છે એમ તે માનતા હોય તો પણ અમે માને. છતાં અવતરણનો આશ્રય તેમણે લીધો છે એટલી નોંધ લેવાની જરૂર અમને જણાય છે. તાત્વિક ચર્ચાને બદલે તેમણે આ રીત પસંદ કરી એ દરેક વાંચનારના લક્ષમાં અવશ્ય આવ્યું હશે. અમુક રચના અપરસ છે કે નહિં તેની વાસ્તવિક ચર્ચા કરવાને બદલે એ રચનાને અપરસ તરીકે કેવી બેસાડી તે રચનામાં રાચનાર (?) ને અમે તે પદવી આપી દેવી એ ન્યાય કેવો વિચિત્ર !

આ ઉપરાંત 'ઊર્મિ'ને આ પ્રશ્નમાં પોતાની વલણ માટે મુબારકબાદી આપતા બે પાંચ પત્રોમાંથી ઊતારા પણ 'ઊર્મિ'માં છે. એ પત્રના લખનારાઓનાં નામ આપ્યા વગર જે પ્રશંસા એ લખનારાઓની કરવામાં આવી છે તે સ્હામે અમારે વધિો. નથી પણ એવા વાંચનારાઓની વિગતવાર નોંધ તો ' વજો તાંતરિયો ' ના લેખક પણ ' ઊર્મિ 'ને પહોંચાડી શકશે. અને એ નોંધમાં પણ ' સમર્થ વિચારકો ' અવશ્ય હશે એની અમે ખાતરી આપીએ છીએ. પણ અમારો વાંધો તો નિર્ણય કરવાની રીત પરત્વે જ છે. જે રચના વિશે આ ચર્ચા છે એ રચનાનું વિવેચન કરતા પત્રો 'ઊર્મિ'માં ભલે એક પછી એક છપાતા જાય અને એ વિવેચન વાંચીને ગુજરાતને જે નિર્ણય કરવો હોય તે કરે. આમ કરવાથી અનાયાસે આપણા વિવેચનસાહિત્યમાં પણ થોડો ઘણો વધારો થશે અને તેનો યશ 'ઊર્મિ' ને મળશે. આવી ચર્ચા કે વિવેચન પૂર્વગ્રહો વગર અને તટસ્થતાથી કરી શકે તેમનાં વિવેચન જ માર્ગદર્શક થશે એ લક્ષમાં રાખવાની જરૂર છે. બાકી પોતાના કટાક્ષને કટાક્ષ-રમુજ માત્ર માને અને અન્યના કટાક્ષને દ્વેષ માને તેવાઓની ચર્ચાથી શો લાભ થઈ શકે ! પણ આ બધું તો જેને અમે 'ઊર્મિ'ની સમઝફેર માની છે તે 'સમઝફેર' નથી પણ સત્યદર્શન છે એમ ખાતરી કરાવવાની 'ઊર્મિ'ને જરૂર લાગતી હોય તો. નહિતર ' સમઝફેર ' ખાતર ચર્ચાઓ કરી સમય અને શક્તિનો વ્યય કરવો હિતાવહ નથી. અને 'વજો તાંતરીયો'ની પછી 'કપા-' જેવા શબ્દપ્રયોગો વધતા આવે એવો ભય પણ અમને તો લાગે છે.

# વર્તમાનસાર

## ગુજરાતી સાહિત્ય પરિષદ

બારમા ગુજરાતી સાહિત્ય સંમેલનની પત્રિકા નંબર પાંચ નીચે મુજબ છે:

ત્રીજી પત્રિકામાં જાહેર કર્યા મુજબ અમદાવાદમાં ભરાનારા બારમા ગુજરાતી સાહિત્ય સંમેલન માટે જાન્યુઆરીની ૧૨-૧૩ અને ૧૪ મી તારીખો નક્કી થઈ હતી. પરંતુ સંમેલનના વરાએલા પ્રમુખ મહાત્મા ગાંધીજીની તબિયત નાદુરસ્ત હોવાને કારણે અનિશ્ચિત સમય માટે તે પાછળથી મુલતવી રાખવી પડી હતી.

દરમ્યાન બીજી કેટલીક પ્રતિકૂળતાઓ તથા અમદાવાદનો બે માસનો તાપ લક્ષમાં લેતાં આ ઉનાળામાં તે ભરી શકવાનો સંભવ ન હોવાથી, આવતા ઑક્ટોબર માસની વૅકેશનમાં ભરવાનો નિર્ણય સ્થાનિક કારોબારી સમિતિએ કર્યો છે. તેની ચોક્કસ તારીખો હવે પછી જાહેર કરવામાં આવશે.

સંમેલનનો સમય આમ હવે દૂર જવાથી લગભગ છ સાત માસનો ગાળો અવકાશે મળી રહે છે; તેથી અમારી આશા અને વિનંતિ છે કે એ સમયમાં સારા નિબંધો રજૂ કરી લેખકબંધુઓ પોતાના અભ્યાસનો લાભ જનતાને આપશે.
અમદાવાદ, તા. ૨૫-૩-૩૬.

## ભારતીય સાહિત્ય પરિષદ

મહાત્મા ગાંધીજી અને બાબુ રાજેન્દ્રપ્રસાદજીની સૂચનાનુસાર આ પરિષદનું અધિવેશન વર્ધાને બદલે તા. ૨૪-૨૫ એપ્રિલને રોજ નાગપુરમાં થશે.

## શ્રી. ફાર્બસ ગુજરાતી સભા

સભાની બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા અંગે ' પાણી અને તેના પ્રકાર ' એ વિષય ઉપર મૅજિક લૅન્ટર્ન અને ફિલ્મ સાથે એક વ્યાખ્યાન તા. ૨૯-૩-૩૬ ને રોજ દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીને પ્રમુખપદે શ્રી. યશવંત નાયકે આપ્યું હતું.

## કાઠિયાવાડ વ્યાયામ પ્રચારક મંડળ

મોરબી મુકામે આ સંસ્થા તરફથી એક વ્યાયામ વર્ગ તા. ૧-૫-૧૯૩૬ થી ૧-૬-૩૬ સુધી ચાલુ રહેશે.

## કવિવર ટાગોરના શાંતિનિકેતનને સાહાય્ય

મહાત્માજીની પ્રેરણાથી આ સંસ્થાને રૂપિયા સાઠ હજારની રકમની ભેટ શ્રી. બિરલા તરફથી મળી છે.

## આચાર્ય ધ્રુવ

હિન્દુ યુનિવર્સિટીના પ્રો. ચાન્સેલરને સ્થાનેથી આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવ નિવૃત્ત થયા છે.

## નવલશતાબ્દી

સુરતના સાહિત્ય મંડળના આશ્રયે તા. ૩-૪-૧૯૩૬ ના રોજ પ્રૉ. ઠાકોરના પ્રમુખપદે નવલશતાબ્દી ઊજવાઇ હતી.

## સ્વર્ગસ્થ ઇશ્વિરલાલ ખાનસાહેબ

સુરતમાં કેળવણીકાર રા. સા. ઇશ્વિરલાલ પ્રાણલાલ ખાનસાહેબનું અવસાન થયું છે.

## ગુરૂકુલ

કાંગડીથી ' ગુરૂકુલ 'નામનું સાપ્તાહિક નીકળવાનું છે.

## પશ્ચિમના પોષ્ટ ગ્રેજ્યુએટો

અમેરિકા અને યુરોપના લગભગ સો પ્રવાસી પોસ્ટ ગ્રેજ્યુએટો હિંદના પ્રવાસે આવ્યા છે.

## મિ. સી. વી. રેડી

આંધ્ર યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર તરીકે મિ. સી. વી. રેડી ચૂંટાયા છે.

## કવિવર ટાગોરને

કવિવર ટાગોરને શનિવારે ( તા. ૨૮-૩-૩૬ ) દિલ્હીની પ્રજા તરફથી માનપત્ર આપવામાં આવ્યું છે.

## પ્રેમાનંદ જ્યંતી

વડોદરા સાહિત્ય સભાએ પ્રેમાનંદજયન્તી ઊજવવા નિર્ણય કર્યો છે.

### સર મનુભાઇ ઇનામી નિબંધની હરિફાઇ

વડોદરા સાહિત્ય સભા તરફથી ચાલુ વર્ષે સર મનુભાઇ ઇનામી નિબંધ માટે " ગ્રામ પુનર્ઘટના " એ વિષય હરિફાઇ માટે પસંદ કરવામાં આવ્યો છે, તે વિષય ઉપર ગુજરાતી ભાષામાં ફુલ્સકેપ સાઇઝનાં ૭૫થી ૧૦૦ જેટલાં પૃષ્ઠો લખી મોકલી હરિફાઇમાં ઉત્તીર્ણ થનારને રૂા. ૧૦૦) અંકે રૂપીઆ સો રોકડ ઇનામ આપવામાં આવશે. નિબંધ તા. ૩૧ ઓગષ્ટ ૧૯૩૬ પહેલાં મંત્રીઓને મળી જવો જોઇએ. વધુ શરતો માટે લખો: બાલુભાઇ ઇ. દેસાઇ, મંત્રી, સાહિત્ય સભા, ઠે. શીયાપુરા આમલી ફળીયા, વડોદરા.

મંત્રીઓ, સાહિત્યસભા, વડોદરા

[ જય સોમનાથઃ પુરઃસંધાન પૃ. ૧૦૮ ]

આડંબર સહિત પગથીઆં ઉતર્યો અને યોગેશ્વરના શબ આગળ ઉભો રહી, તેના ફાટા ડોળા પરથી પોતાની નજર જેમ તેમ દૂર રાખી સ્તોત્રો બોલવા બેઠો. તેનું હૈયું પલે પલે હોલવાવાની તૈયારી કરતું હતું, અને હમણાં ગુરુ આવી પહોંચશે તે જ આશાએ જેમ તેમ ધબકતું હતું.

લોકોની મેદની વધતી ચાલી, કીર્તન ને ભજન જોરથી ને જોરથી ગાઇ બીક મટાડવાના અને દૈવકોપ શમાવવાના પ્રયત્નો વધતા ગયા.

શિવરાશિનું ગપ્પું મુખે મુખે ચોમેર ફેલાવા માંડ્યું. લોકોમાં હીંમત આવી. આ દૈવકોપ નહોતો, દેવની કૃપા હતી. અને જ્યારે ગંગ સર્વજ્ઞ આવ્યા ત્યારે લોકોમાં ગભરાટ છેક શમવા આવ્યો હતો. સત્કારનો સ્વીકાર કરતા સર્વજ્ઞ આવ્યા. એમના મુખ પર હંમેશાં હતી તેવી જ શાંતિ હતી. તેમણે આવીને તરત બુલંદ અવાજે એક જાણીતું સ્તોત્ર બોલવા માંડ્યું; અને એમને જોઇ નિર્ભય બનેલા લોકો તે સ્તોત્ર સાથે સાથે બોલવા માંડ્યા. સર્વજ્ઞ યોગેશ્વરના શબ પાસે ગયા, અને નીચા વળી તેમની આંખ પર ફૂલ નાખ્યાં.

એટલામાં કાળમુખાઓનો ઝુંડ વિચિત્ર ને ભયંકર હોકારા કરતો આવ્યો, અને તેમણે યોગેશ્વરનું શબ સંભાળી લીધું.

કંક યોગેશ્વરની સ્મશાનયાત્રા શરુ થઇ. એક લાખ સ્ત્રી પુરુષોના 'નમઃશિવાય' ને રટણે યોગેશ્વરોમાં શ્રેષ્ઠ એવા કંકનું શબ સ્મશાને પહોંચ્યું. કાલમુખાઓએ પોતાનો વિધિ આરંભ્યો, અને સર્વજ્ઞ ને તેના શિષ્યો શિવાય બહારનાં બધાં વિસર્જન થયાં. કાલમુખાઓએ સનાતન પ્રણાલિકા પ્રમાણે એમના કૈલાસવાસી યોગેશ્વરના હાડચામની અકથ્ય અને ભયાનક વ્યવસ્થા કરી.

## ૭

સૂર્ય મધ્યાન્હે આવ્યો ને ગંગા પાછી ફરી ત્યાં સુધી ચૌલા સુતી હતી. એને ભયાનક ને રસ ઝરતાં સ્વપ્નાં આવતાં હતાં. બીહામણા અઘોરીઓ એની પાછળ દોડતા. શિવ વૃષભ પર બેસી એની આગળ જતા. ભીમદેવની ગોદમાં લપાઇ તે ગણપતિના ઉંદર પર સ્વારી કરતી. દેવ ને દાનવગણો એને માટે મારામારી કરતા. શંકરના ખોળા પર બેસી તે પાર્વતીજી જોડે લડવા લાગી, અને પાર્વતીજી ગુસ્સે થયાં એટલે એક પગે નાચવા લાગી. દોઢ વખરના અઘોરી તેને ખભે લઇ ભીમદેવ પાસે લઇ જવા લાગ્યા. ભીમ કાર્તિકેયના મોર પર બેસી આવી લાગ્યો અને તેને દેખા સરસી ચાંપવા લાગ્યો. અને મોરે ચાંચ મારીને તેનાં લુગડાં લઇ લીધાં ને તે ઉડી ગયો...

તે ઝબકીને જાગી ને ગઇ કાલનાં સ્મરણો તાજાં કરવા બેઠી. કાલે તેણે દેવને રીઝવ્યા હતા. ચંદ્રિકામાં સમુદ્રસ્નાન કર્યું હતું. ભીમદેવના હાથમાં લપાઇ હતી. તેના મહાદેવે જ તેને જીવતી બચાવી હતી. નહીં તો વળી તેને બચાવવા ભીમદેવ ક્યાંથી આવી લાગે? જરૂર તે દેવની લાડલી જ હતી. હતી, હા હતી, તેમાં જરા ય સંશય નહોતો. તે હસી.

ગંગાએ આવીને પુત્રીને હસતાં જોઈ. "કેમ, અલી, કેટલું ઘોરે છે ! બપોર ક્યારના થઈ ગયા."

"તેમાં શું ! કાલે આખી રાતનો ઉજાગરો છે તે—"

"પણ ખબર છે—શું થયું તે !"

"ઊંઘતી હતી તે શાની ખબર હોય !" તેણે ગભરાઈને પૂછ્યું, "શી ખબર !"

"કંઈ યોગેશ્વર મરી ગયા."

"કોણ !"

"કાપાલી કાલમુખાઓના આચાર્ય. ઓવારા આગળ શબ પડ્યું હતું. બાપરે કેં દાંત ડોળા ને બીહામણું મુખ !" કપડાં બદલતી ગંગા વાતો કરતી ગઈ. "ખબર છે તને ! એંસી ને આઠ છોકરીઓનાં રુધિરથી મહાદેવજીને રુદ્રી કરી—" તેની નજર ચૌલા પર પડી ને તે ગભરાઈને અટકી. "શું છે બેટા !"

"છોકરીઓનાં રુધિર-ઓ મા રે !"—કહી ચીસ પાડી ચૌલા બેભાન થઈ ગઈ.

૮

અને સ્મશાનથી પાછા ફરેલા ગંગ સર્વજ્ઞ ફરીથી સ્નાન કરી ધ્યાન કરવા બેસતા હતા ત્યારે તેને મુખે પણ અજાણ્યે શિવકવચનો પાઠ આવ્યો.

"ॐ नमो भगवते सदाशिवाय……"

[ નીલા : અનુસંધાન પૃ. ૧૧૪ ]

એમને રોકવાનું કંઇ જ કારણ ન હોય તેમ એને લાગતું. પોતે સૌની સાથે હળેમળે છે, છતાં કોઇની પોતાને પરવા નથી એવું માનવા મનાવવામાં એને લ્હેર આવતી. સાડીની પીન ભરાવવાનું કોઇપણ યુવકને કહી, પેલા બિચારાને સુખમય સ્વપ્નોથી ભરી દેવામાં એને જરાપણ બાધ નડતો નહિ. નીલાના નેત્ર સન્મુખ આવાં અનેક ચિત્રો આવી ઊભા.

વત્સલ બોલ્યો, ગઇ કાલે તેં એ વધારે પડતી છૂટનું પરિણામ મેળવ્યું એમ નથી લાગતું, નીલા ? '

નીલા મૂક રહી. નીચે જોઈ રહી.

' આ પરિવર્તનકાળામાં તમે તમારું વ્યક્તિત્વ જાળવી રાખો, તો તમને સૌ સાંભળશે, સહુ માન આપશે. એ ચારિત્ર્યબળ ઘડવું તમારા હાથમાં છે. '

નીલાનું હૃદય ભરાઇ આવ્યું.

' નીલા ! ' વત્સલે એને હસાવવા પ્રયત્ન કર્યો, ' બોલને, કેમ મૂંગી રહી ! જીભ તો મારા કરતાંયે મોટી છે. '

નીલાનું વદન ઊંચકી વત્સલે જોયું તો પહોળાં નેત્રો પાણીથી છલકાયાં હતાં. વત્સલ દીલગીર થયો.

' નીલા ! '

નીલાએ હસવા પ્રયત્ન કર્યો, પણ હસી શકાયું નહિ. હોઠ પર ફીકકું સ્મિત અને નયનમાં આંસુ ચમકી રહ્યાં.

' નીલા જો રડ નહિ. હું કંઇ જ નહિ કહું બસ !

નીલાએ સાડીવતી આંખ લૂછી.

( ૩ )

એક વર્ષ વીતી ગયું હતું. કૉલેજનું ગેધરીંગ આ વર્ષે પણ પૂરબહારમાં શરૂ થયું હતું. સૌ રસપૂર્વક ભાગ લઇ રહ્યાં હતાં. મંત્રીના આગ્રહથી નીલાએ પણ પોતાનું ભાષણ ગોઠવવા હા પાડી હતી. વિષય હતો Aspects of co-education નો.

પ્રેક્ષકવર્ગથી ખંડ ચીકાર હતો. નીલા બોલવા ઊભી થઇ ત્યારે સૌએ તાળીઓ પાડી. પછી સર્વત્ર શાન્તિ પ્રસરી. શાન્ત સ્પષ્ટ અને મધુર સ્વરે નીલાએ પોતાના વિચારો દર્શાવ્યા.

" સહશિક્ષણની જરૂર ભલે સ્વીકારાય પણ તે માટેની યોગ્યતા વિચારવી ઘટે. સ્ત્રીમાત્રને ઘરઠીંગણી જેવા રેવાયલા માનસને બૌદ્ધિક ક્ષેત્રોમાં કૂદતી સ્ત્રી Shooks આપે, કે અત્યાર સુધી જકડાઇ ગયેલી મનોવૃત્તિઓ અવકાશ પ્રાપ્ત થતાં મર્કટવૃત્તિને વશ વર્તે, તો તેમાં અસ્વાભાવિક કશું જ નથી. માત્ર એ પરિવર્તન કાળ સરસ રીતે વટાવી દઇએ એવા પ્રયત્ન કરવા ઘટે. યુવતીઓ પ્રતિનો પક્ષપાત જરા રાષ્ટ્ર પ્રતિ ઢળે તો વધુ સારું, ને દિનકર. વિના મૂલ્યે પ્રાપ્ત થતી, નજર સન્મુખ ઊભેલી ' શાહજાદી '

મેળવીને સંતોષ માની લેવામાં ' આઝાદી 'ની ઉપેક્ષા થાય છે તે સમજવું જોઇએ. ' આઝાદી ઘર આવે 'નું ' રાહુઝાદી ઘર આવે ' એવું રૂપાંતર કરતાં મેં ઘણા મિત્રોને સાંભળ્યા છે. તેથી ઊલટું; આઝાદી એમાં નરી પરાક્રમશૂન્યતા છે. આ પરાક્રમશૂન્યતા પામરતા પ્રતિ લઇ જાય, માટે જીવનક્ષેત્રમાં પરાક્રમને સ્થાન આપવું જોઇએ. યુવતીઓને જો કોમળ માનતા હો, તો એમની તરફ કોમળ વર્તાવ રાખવાની જરૂર ખરીજ ને ! વિદ્યાર્થીઓ પણ આ ઉત્ક્રાંતિકાળમાં પોતાનું વ્યક્તિત્વ ખીલવે તે ખાસ જરૂરનું—" ઇત્યાદિ.

અનેક વિષયોને સ્પર્શી નીલાએ તાળીઓના ગડગડાટ સાથે પોતાનું સ્થાન લીધું.

બહાર આવી ત્યારે નીલા પ્રફુલ્લ હતી. એના વદન પર પ્રસન્નતાની છાપ હતી. કોઇ હસતા હતા. સૌ એના તરફ જોઇ રહ્યા હતા. છતાં નીલાને એથી ક્ષોભ ન થયો, ઊલટું એનું વદન સ્નેહથી ચમકી ઊઠયું. આજ એના કમરાં ગૌરવ હતું, વદને પ્રતાપ હતો. ગૌર અંગ ઉપર શ્વેત ઝીણી ખાદી લહેરાતી હતી.

' નીલા બહેન, બહુ સરસ બોલ્યાં હોં ! ' મંત્રી પ્રશંસા કરતો આવ્યો. હસીને નીલાને જવાબ આપ્યો, 'હા, ઇન્દુભાઇ ઠીક બોલાયું. સારું ઉકલી ગયું. ચાલો.'

સ્મિત કરતી નીલા આગળ વધી. પાછળ કોઇ વાત કરતું હતું.

' આ નીલા બહેન. '

' કોણ છે એ ! '

' નથી ઓળખતા ? પેલા ' સ્વસ્તિક શ્રી સંઘ 'ના સ્થાપક. '

' એમ ? '

' A girl with an unique personality. '

મલકાતી નીલા કમ્પાઉન્ડની બહાર આવી. હવામાં જાણે કોમળદેહ અદ્ધર ચાલતો ન હોય એવો અનુભવ થતો હતો. એને હૈયે હર્ષ માતો ન હોતો. એને બહાર આવેલી જોઈ શોફર મોટર નજીક લાવ્યો.

' નીલા. '

મોટરમાં ચઢતી નીલા વત્સલના પરિચિત અવાજે અટકી. વત્સલ દોડતો નજીક આવ્યો. એનું મ્હોં પણ હર્ષથી ચમકતું હતું. નીલા હસતી નજીક દોડી ગઈ. બે કોમળ હથેલી વચ્ચે વત્સલનું મ્હોં વ્હાલથી દબાવી રહી.

' વત્સલ ! '

' જો નીલા, હાથ લઈ લે દોસ્ત. કોઈ જોઈ જશે તો વળી આફત. હજી તો આપણે માદરેવતન હિંદુસ્તાનમાં છીએ, ત્યાં લગી ' જરી તું શાંત લજ્જા ધાર ' તો ઠીક. '

સ્મિત કરતી નીલાએ એનો હાથ પકડયો. ' હવે આવે છે કે ઘેર ! ' એણે પૂછ્યું. ' ચાલો આપણે તો નવરા જ છીએ. '

બન્ને મોટરમાં બેઠાં. શોફરે મોટર ચલાવી મૂકી. બન્ને આજ પ્રફુલ્લ હતાં.

' નીલા એક ચમત્કાર થયો આજે. ' વત્સલ બોલ્યો.

' ક્યાં વળી ? '

' તું ભાષણ કરતી હતી ત્યારે. '

' શો ! "

હસીને વત્સલે જવાબ આપ્યો: ' તારા વદન કમળની આસપાસ તેજપાંખડીઓ ફૂટતી હતી, નીલા. '

શરમાતી નીલા હસી પડી. નમણાં નેત્ર નચાવતી બોલી, ' હા ! હતી તેજપાંખડીઓ ! '

' સાચું કહું છું નીલા. એવી પૂર્ણ પ્રફુલ્લ પાંખડીઓ ! એવી તેજોમય ચારિત્ર્યકલા ! '

" વત્સલ ! રહેવા દે હોં ! ' નીલાને ગમ્યું, હૈયું વિચિત્ર ભાવે દ્રવી ગયું. એ બોલી ઊઠી.

નીલાના વદનનું તેજ પીતાં ન ધરાતો હોય તેમ વત્સલ એના સામું અનિમિષ જોઈ રહ્યો.

' એ તેજવર્તુલ શાશ્વત તારા વદનકમળને વીંટાઈને રહેને નીલા, તો બસ. '

નીલાનાં સ્વપ્નશીલ નયનોમાં આંસુ ઝળક્યાં. એ આંસુ હૃદયભૂમિમાં ઊગતાં જીવનશમણાં પ્રખર અગ્નિ સામે ઝૂઝી સાચવી રહે તેવી આશાથી પૂર્ણ હતાં.

---


SIROLIN
ROCHE

[ મહાગુજરાતનાં સંસ્થાનો : પુરઃસંધાન પૃ. ૧૧૮ ]

પરસ્પર હળવું મળવું, સારેનરસે અવસરે સાથ આપવો, લાચાર દુઃખી, દીન અને ભયમાં આવી પડેલાને સહકાર આપવો, દેશ તરફથી આવેલાઓને સહાય આપવી, ગુજરાતની ધાર્મિક સંસ્થાઓને આર્થિક મદદ આપવી, દેશના બ્રાહ્મણ, બાવાઓ, ભાટ, ચારણને દાન આપવું એ સામાન્ય હતું. ભારે ભાઈચારો હતો. કચ્છ કાઠિયાવાડનાં જુદાં જુદાં ગામોના વતનીઓ અને જુદી જુદી નાતના ગૃહસ્થો ભાઈઓ કરતાં પણ વધારે સ્નેહ જાળવતા. સૌ નજદીકનાં લતાઓમાં એકબીજાને ઢૂંકે રહેતા. આખો લતો "ભાટીપાપડી" ના નામે ઓળખાતો હતો. વેપારમાં કસ હતો. હરિફાઈનું તત્ત્વ થોડું હતું. બંગાળી બંધુઓ ગુજરાતીઓને સંપીલા અને ધનવાન ગણતા હતા. એમની તરફ માનની નજરે જોતા.

ગુજરાતીઓમાં એક વૃદ્ધ, ગંભીર અને ધનવાન વેપારીને ચૌધરી એટલે મુખી તરીકે નીમતા. એ સર્વેના વાંધા તકરારો પતાવતો, ઉત્તેજન આપતો, સારે નરસે અવસરે સૌને ત્યાં હાજર રહેતો. ધર્મ સંસ્થાઓ કે ગરીબોના ખરડા શરૂ કરી આપતો. પંચ તરીકે નીમાતો. એની સૌ આમન્યા રાખતાં. બનતાં સુધી કોઈ પણ કોર્ટદરબારે જતું નહીં. વાંધા કે તકરાર ચૌધરીના નિર્ણય માટે સોંપાતાં. એ ચોપડા તપાસી, બને પક્ષોને પુછી ખુલાસો કરી આપતો. ગુજરાતી ઉત્સવો જેવા કે દીવાળી, નારીયળી પુનમ વગેરે દિવસોએ સૌને ભેગા કરી દેવદર્શને અને પરસ્પર મળવા તેડી જાતો. સ્ત્રીઓ કલકત્તામાં બહુ થોડી આવતી હતી. દેવદર્શન અને સાંસારિક પ્રસંગોમાં સૌ મળતી. વડીલોની પુષ્કળ મર્યાદા હતી. એક ગુજરાતી શાળા પણ સ્થાપવામાં આવી હતી. સાથે કન્યાશાળા પણ હતી. હિંદુ મુસલમાન એવો ભેદ નહોતો. ખોજા, મેમણ, પારસી, વાણીયા, ભાટીયા, લોહાણા સૌ હળી મળી રહેતાં.

હવે કલકત્તામાં ગુજરાતીઓની વસ્તી વધી છે. પુષ્કળ ગુજરાતીઓએ બંગાળના ગામડાઓમાં પણ પ્રવેશ કર્યો છે. કોઈ પરચુરણ દુકાનદાર, કોઈ ચોખાની નાની મીલ, કોઈ વીમા એજંટ, કોઈ મહેતો, કોઈ વેપારી, એમ અનેક ગુજરાતીઓ બંગાળમાં પ્રસરેલા છે. કલકત્તામાં હવે ત્રણ માઈલ દૂર દૂરનાં લતાઓમાં ગુજરાતીઓ વસે છે. જુદા જુદા ધંધા અને વાતાવરણમાં વસે છે. હવે એકબીજા સાથે હળવું મળવું થોડુંજ થાય છે. તે એકસંપી અને સંગઠન નીકળી ગયાં છે. સૌ ગુજરાતીઓને, માળાના મણકાઓને એક સાથે રાખનાર સૂત્રની ગેરહાજરી સાલે છે. જુદા જુદા ગુજરાતના પ્રાંતોમાંથી વખાના માર્યા આવેલ ગુજરાતીઓ કલકત્તાના જુદા જુદા લતાઓમાં વળી પરસ્પર હલન મિલનમાં પછાત રહ્યા છે. ગુજરાતી તરીકેની અસ્મિતા મોળી પડી છે. માત્ર સગાં સંબંધીઓ અને ઓળખીતાં પારખીતાં જ પરસ્પર મળે છે. હવે તે હૃદયનો ભાવ અને સ્નેહ દેખાતાં નથી.

ગુજરાતીઓની રહેણીકરણી જુના રીવાજને અનુસરી છે. કલકત્તામાં મકાનોનાં ભાડાં મોંઘા છે. જીવન પણ મોંઘું છે. એટલે ગુજરાતીઓનો આમ વર્ગ નાની નાની ઓરડીઓમાં વસે છે. હવા પાણીની પણ પુરતી સગવડ રહેતી નથી. કલકત્તામાં સારું દુધ અને સ્વચ્છ ઘી મળવાં મુશ્કેલ છે. સ્ત્રીઓને બહાર નીકળવાના પ્રસંગો થોડા આવે

છે. આ કારણોથી કલકત્તાના ગુજરાતીઓ ડૉક્ટરોનો આશ્રય સ્વાસ્થ્ય સુધારવા ઠીક પ્રમાણમાં લે છે. ગુજરાતીઓનો અસલ રહેવાનો લત્તો બહુ ગીચ છે. કલકત્તા મ્યુની-સીપાલીટીએ કલકત્તાના ઘણા ભાગો સુધાર્યા પરંતુ ગુજરાતી વસ્તીવાળા ભાગ તરફ તેમની સુદૃષ્ટિ પહોંચી નથી. સાધનસંપન્ન તો હવે એ લત્તો મુકીને દૂર દૂર રહે છે. વસ્તી ઠીક પ્રસરતી જાય છે, છતાં સ્વાસ્થ્ય, કસરત, સુખ શાંતિ અને શારીરિક સંસ્કૃતિ માટે ગુજરાતી પ્રજાએ વધારે પ્રગતિ કરી નથી. હજી બીરૂતા, વ્યક્તિગત રક્ષણ, સામનો ન કરતાં ભાગી છૂટવું, સ્વાર્થપરાયણતા વગેરે દુર્ગુણોએ ગુજરાતી પ્રજાને મુકી નથી. હિંદુ મુસલમાન હુલ્લડ કે એવાં બીજા ભયંકર પ્રસંગોએ ગુજરાતી પ્રજાએ સમયોચિત નિડરતા દાખવી નથી.

સ્વદેશમાં ગુજરાતીઓ ખાનપાનના વ્યવહારો તરફ સખ્ત વિરોધ દર્શાવે છે. પરંતુ બંગાળમાં તેમાં પણ કલકત્તામાં રહેનારા આચારનું સુદૃઢતાથી પાલન થતું નથી. જ્ઞાતિઓની સાંકળો ઠીક શિથિલ થતી જાય છે. હિંદુ હોટેલો અનેક વધી પડી છે. તેમાં જ્ઞાતિ બહારનો ઠીક ખ્યાલ થાય છે. કોઈ થોડી વ્યક્તિઓ સિવાય ગુજરાતીઓ ભોજન વ્યવહારમાં ઉદાર થયા છે. સ્પર્શાસ્પર્શનો ખોટો દંભ નીકળી ગયો છે. માત્ર વનસ્પતિ આહારી કોઈપણ જ્ઞાતિનો હોય તો સહભોજનમાં વાંધો આવતો નથી. સ્ત્રીઓ હજી એટલી ઉદાર થઈ નથી, છતાં જમાનાનો પ્રગતિમાન પ્રવાહ તેમને પણ લાગુ પડ્યો છે. ગુજરાતી કોમનો મોટોભાગ હજી સ્વદેશ તરફ આકર્ષિત છે. વિવાહ આદિ શુભ પ્રસંગો ઉજવવા

દેશ તરફ જાય છે. છતાં કોઇ કોઇ વખતે કલકત્તામાં.. પણ સીમંત, વરણી પરણી અને જનોઇ જેવાં પ્રસંગો ઉજવે છે. સ્ત્રીઓમાં ધર્મઘેલછા છે. પુરુષોમાં અંધ શ્રદ્ધા ખુબ ઘટે છે. શાસ્ત્રી, પુરાણી અને જોશીઓના રાફડા બંગાળની પ્રજામાં ફાવ્યા નથી. ધાર્મિક પ્રવાહ મંદ મંદ ચાલે છે. સ્ત્રીઓને દર્શન કરવા માટે હવેલી, દેવમંદિરો વગેરે સંસ્થાઓ છે. ગંગાસ્નાન એનું માહાત્મ્ય ગુજરાતીઓમાં પુષ્કળ છે. આટલી મોટી ગુજરાતી વસ્તી છે છતાં કોઇ આચાર્ય, મહંત, ગાદીપતિ સાધુ કે મઠાધારીની સંસ્થાની સ્થાપના થઇ શકી નથી.

ગુજરાતીઓ શિક્ષણમાં સર્વત્ર મોળા છે. એ વ્યવહાર પ્રજા વ્યવહાર પુરતું જ શિક્ષણ લે છે. ઉદર નિર્વાહ અને કમાવવાને માટે આવેલ એ પ્રજા સાધારણ થોડું જ શિક્ષણ મેળવે છે. સાધનસંપન્ન પણ પોતાનાં બાળકોને યુનીવર્સિટીનું શિક્ષણ આપતા નથી. એ બંગાળી બંધુઓને ભારે આશ્ચર્ય પમાડે છે; પોતાના છોકરાંઓને અંગ્રેજી પાંચ છ ધોરણ ભણાવી તેમને સાકરમાં ગલેફી ( પરણાવી ) નાખે છે. અને તરત કોઇ નોકરીએ લગાડી દે છે. અથવા વેપારમાં જોડે છે. આ સંકલના સૌને માટે એક ધારી વહે છે. બહુ થોડાં જ ગુજરાતી બાળકો કલકત્તા યુનીવર્સિટીની મેટ્રીકની પરીક્ષા પસાર કરે છે. ગ્રેજ્યુએટો તો આંગળીઓના વેઢા ઉપરે ગણાય તેટલા હશે. હું કલકત્તાની કોલેજોમાં ગુજરાતી છોકરાઓ જોવા જતો. પરંતુ બહુ થોડા દૃષ્ટિગોચર થતા હતા. વકીલો કે ધારાશાસ્ત્રીઓ તરીકે ગુજરાતીઓએ નામના મેળવી નથી. ડૉક્ટરો પણ બંગાળી છે. શાસ્ત્રીય જ્ઞાનવાળા ગુજરાતીઓ અલ્પ સંખ્યામાં રહે છે. એ દિશામાં ગુજરાતીઓ બંગાલમાં ખુબ પછાત છે. એક કોમ તરીકે બુદ્ધિમાં ગુજરાતીઓ બીજી કોઇ પણ પ્રાંતીય પ્રજાથી પછાત નથી. પરંતુ ઊંચુ શિક્ષણ લેવામાં કે તેની કિંમત સમજવામાં જરૂર મોળા છે. એમની એ નબળી બાજુ છે. પેટ પુરતી પ્રવૃત્તિ ગુજરાતીઓ ધરાવે છે.

શિક્ષણની સંસ્થાઓમાં એક એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ છેલ્લાં પીસ્તાલીશ વરસોથી કલકત્તામાં સ્થપાઇ છે. હવે પ્રગતિમાન થઇ તેની હાઇસ્કૂલ બની છે. એક લાખ રૂપિયાની અરક્ષામત આ સંસ્થા પાસે છે. કલકત્તાના ગુજરાતી વેપારીઓની ઉદારતાનું એ ફળ છે. લગભગ ચારસો છોકરાં એ સંસ્થાનો લાભ લે છે. સાથે એંગ્લો ગુજરાતી કન્યાશાળા પણ જોડવામાં આવેલ છે. એક સારી જાહેર લાયબ્રેરી પણ આ સંસ્થા નીભાવે છે. આ રીતે ગુજરાતીઓના પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ માટે સારો પ્રબંધ છે. પરંતુ યુનીવર્સિટીના શિક્ષણ માટે ગુજરાતી સંસ્થા નથી. તે માટે બંગાલી કોલેજોમાં વિદ્યાર્થીઓને જોડાવું પડે છે. ડૉક્ટરો બનવા માટે મેડીકલ કોલેજમાં થોડા ગુજરાતીઓ હશે પરંતુ લૉ કોલેજ, એંજીનીયરીંગ કોલેજ કે હાઇઓ કેળવવાની સંસ્થાઓમાં ગુજરાતી યુવક કે યુવતીઓ દેખાતાં નથી. દોડવા, તરવા, ક્રીકેટ રમવા, ફુટબોલ રમવા વગેરે સ્વાસ્થ્ય મેળવવાની શરતોમાં અવારનવાર ગુજરાતી ખમીર ચમકી ઉઠે છે.

બંગાળના ગુજરાતીઓમાં બહુ થોડા વિદ્વાનો છે. બંગાલી ભાષા લખી વાંચી અને બોલી જાણે એવા બહુ થોડાજ ગુજરાતીઓ નીકળે છે. ઘણા ગુજરાતીઓ

બંગાળી ભાષા બોલી શકે છે. પરંતુ અનેક વર્ષો બંગાળમાં ગાળ્યાં છતાં ઘણા ગુજરાતીઓને બંગાળી ભાષા બોલતાં આવડતી નથી. બંગાળી ભાષા બહુ સરળ છે. જે મૂળમાંથી ગુજરાતી ભાષા નીકળી છે તે જ સંસ્કૃત પ્રાકૃત બંગાળીનું પણ મૂળ સ્થાન છે. છતાં પ્રમાદને લીધે ઘણા ગુજરાતીઓ અર્ધી હિંદી અને અર્ધી બંગાળીનો શંભુમેળો કરે છે. ભાષાની તકલીફથી બંગાળી લાયબ્રેરીઓ, ક્લબો, મિત્રમંડળો અને મેળાવડામાં ગુજરાતીઓ વધુ પ્રમાણમાં ભાગ લઈ શકતા નથી. આથી પ્રાંતભેદ દૃઢ થઈ જુદી ભાત પડે છે. બંગાળીઓના સંસ્કારમય સહવાસને કેળવી શકાતો નથી. મારવાડીઓ બંગાળમાં મોટી સંખ્યામાં વસે છે. પરંતુ એ પ્રજા ગુજરાતી પ્રજા કરતાં પણ વધુ પછાત છે. સાંસારિક હળવા મળવાનાં પ્રસંગો ઓછા પ્રાપ્ત થાય છે. પરંતુ રાજકીય, વેપારી, અને ધાર્મિક મેળાવડા બંગાળી અને ગુજરાતી પ્રજાઓને માટે સામાન્ય છે. ત્યાં હળવું મળવું થાય છે. પરંતુ બંગાળી પ્રજા હિંદી ભાષા બોલવામાં પછાત છે. તેથી ઘણોખરો વ્યવહાર અંગ્રેજીમાં જ ચાલે છે. પરિણામમાં અંગ્રેજી ભાષાને પ્રાધાન્ય મળ્યું છે. બંગાળીઓ બોલવા ચાલવામાં ખૂબ વિવેકી, નમ્ર અને મધુરભાષી છે. એટલે એકંદરે ગુજરાતીઓ સાથે સંપ સુમેળ સારાં છે.

ગુજરાતી વેપારીઓ સાથે બંગાળી વેપારીઓનો સારો ઘરોબો છે. બંગાળી વેપારીઓ અમને પોતાને ત્યાં ગોઠવેલી સંગીત પાર્ટીઓમાં આમંત્રણ કરતા. એ પ્રજા સંગીતની સારી ઉપાસના કરે છે. કલકત્તાના ભવાનીપુરાના પરામાં સંગીત શ્રાવ્ય મંડળ છે. તેમાં અમને મેંબર બનાવેલા અને સારા સંગીતશાસ્ત્રીનું સંગીત હોય ત્યારે અમને ઘેર પણ આમંત્રણ મળતું હતું. બંગાળમાં ઓક્ટોબર માસમાં દુર્ગાપૂજાનો પ્રજાકીય ધાર્મિક ઉત્સવ આવે છે. એ એક માસ આખા બંગાળના હિંદુઓ બહુ જ ઉત્સાહ અને ધામધુમથી ઉજવે છે. ઑફીસો, બેંકો અને સરકારમાં પણ એમના કેટલાક દિવસો પબ્લીક તહેવારો તરીકે ગણાય છે. વર્તમાનપત્રો પણ એ દિવસોએ બંધ રહે છે. ઘરે ઘર દેવીની મૂર્તિને પધરાવી ભાવે ઉત્સવ મનાવે છે. બધા સાંસારિક રીતરીવાજો અને પ્રથાઓનો સંબંધ બંગાળી હિંદુઓએ આ દુર્ગાપૂજા સાથે બાંધ્યો છે. ધાર્મિક નાટકો, યાત્રાઓ અને ફારસોથી આખી રાત બંગાળી પ્રજા એ ધાર્મિક ઉત્સવનું મહત્વ વધારે છે. દેવદેવીઓની પૌરાણિક આખ્યાયિકાઓના પ્રસંગોની માટીની સુંદર મૂર્તિઓ બનાવી મેળા ભરે છે. બંગાળી ગૃહસ્થ પોતાની વરસની વધારાની કમાઈ પણ આ જ પ્રસંગે વાપરે છે. અમને બંગાળી મિત્રો તરફથી ઠીક ઠીક આમંત્રણો મળતાં. અને અમારું સારૂ સન્માન રાખવામાં આવતું હતું.

વિવાહ વગેરે પ્રસંગે પણ શિષ્ટાચાર પ્રમાણે અમને આમંત્રણ મળતું. બંગાળના રસગોળાં અને દહિ ભાતની સ્વાદિષ્ટ મીઠાઈ ઘણી વખતે અમને ખાવા આપવામાં આવતી હતી. દીવાળી પ્રસંગે અમે પણ બંગાળી મિત્રોને નોતરતા. ભાષા ફરકને લીધે સ્ત્રીઓનો અવર જવર નહોતો. બંગાળી પ્રજા મચ્છી માંસ ખાય છે. બ્રાહ્મણો પણ એ વસ્તુઓનો ઉપયોગ કરે છે. એટલે સહભોજનનો વિષય સરળ નહોતો. તેમ જ બંગાળી પ્રજા સખ્ત પડદો પાળે છે. એટલે બંગ સ્ત્રી સન્માનનો પ્રસંગ મારા માટે હતો જ નહિ. સુધારેલા બંગાળીઓના બ્રાહ્મોસમાજમાં સ્ત્રીઓને પુરુષોની જેવી જ સ્વતંત્રતા રહે છે. પરંતુ બહુ થોડા જ ગુજરાતીઓ બ્રાહ્મોસમાજના સભ્ય હોય છે.

વેપારના વિષયમાં અને તેને લગતી સંસ્થાઓમાં ગુજરાતીઓનો યોગ્ય હિસ્સો છે. બંગાળીઓની વેપારી સંસ્થા ધી બંગાલ નેશનલ ચેમ્બરમાં થોડા ગુજરાતીઓ મેંબરો છે. પરંતુ પોતાના વેપારના પ્રમાણને સમર્થન આપવા મારવાડી અને ગુજરાતી વેપારીઓએ ઇન્ડીયન મર્ચંટ ચેમ્બર સ્થાપી છે. એમાં ગુજરાતીઓ આગળ પડતો ભાગ લે છે. સેક્રેટરી ગુજરાતી છે. ઘણા પ્રમુખ પણ ગુજરાતી વેપારીઓ થયા છે. એ સરકાર તરફથી માન્ય થયેલી સંસ્થા છે ને ઘણું સારૂં કામ કરે છે. એને પોર્ટટ્રસ્ટ, રેલ્વે કમીટીઓ અનેક જાહેર સંસ્થાઓમાં પ્રતિનિધિત્વ મળેલું છે. તેનો લાભ ગુજરાતી વેપારી મેમ્બરોને પણ મળે છે.

ધી સીંધીઆ સ્ટીમ નેવીગેશન કં૦ લીમીટેડ એ ગુજરાતી સંસ્થાઓમાં મુખ્ય છે. એની કલકત્તાની મેનેજમેંટ સરસ છે. મુંબાઇની વીમા કંપનીઓની એજંસીઓ પણ ઠીક કામ કરે છે. એક વીમા કંપની ગુજરાતી અમલ નીચે સારૂં કામ કરી રહી છે. એલ્યુમીનીઅમનું એક કારખાનું પણ ગુજરાતી મેનેજમેન્ટથી ચાલે છે. વેપારી જીવનમાં ગુજરાતીઓ રસભરેલો ભાગ લે છે. તેમણે પોતાનું સ્થાન જમાવી લીધું છે. કોલસા, કાપડ, મીઠું, ચોખા, જુટ, ખાંડ, કરીઆણું, વહાણવટુ, શરાફી વગેરેમાં ગુજરાતીઓએ મોભાને શોભે તેવો ભાગ લેવાનું ચાલુ રાખ્યું છે. બંગાળના ગામડાઓમાં તેમનો પ્રવેશ મારવાડીઓ જેટલો વ્યાપક નથી. છતાં તેઓ ગામડાઓમાં પણ દુકાનો રાખી બેઠા છે.

કલકત્તામાં જુટનો સૌથી અગ્રગણ્ય અને મોટો વેપાર છે. જુટની અનેક મીલો સ્કૉચ સાહસથી ઉભી થઇ છે, જો કે શેરહોલ્ડરો સાઠ ટકા ઉપર હિંદી છે છતાં જુટ વણવાની મોટી મીલોની વ્યવસ્થા, દેખરેખ અને ઉપરીપણું સ્કૉચ મેનોના હાથમાં છે. ભૂતકાળમાં આ ઉદ્યોગે ભારે મોટા પ્રમાણમાં નફા આપ્યા છે. હિંદમાં કોઇ પણ ઉદ્યોગ કરતાં એ ઉદ્યોગ વધારે સારી હાલતમાં અને સ્થિતિમાં છે. એ ઉદ્યોગે કેટલાક વરસો સુધી ત્રણસોથી ચારસો ટકા જેવડી અસાધારણ મોટી વહેંચણીઓ ભાગીદારોને આપી છે. આપણા મુંબઇના મુડીપતિઓ કોણ જાણે શા માટે એવા નફાવાળા ઉદ્યોગથી દૂર રહ્યા છે ! શરૂઆતમાં એકાદ મુંબાઇના વેપારીની મીલ હતી. પરંતુ બીજાઓએ પાછળથી એમાં ભાગ ન લઇને એક સરસ તક ખોઇ. હવે મારવાડી ભાઇઓએ ચાર પાંચ મીલો બાંધી છે. ગુજરાતીઓમાં શેઠ આદમજી હાજીદાઉદભાઇની એક જ મીલ છે. હમણાં જુટ માટે કુસંપને લીધે કટોકટીનો સમય છે. છતાં એ મીલ ઉદ્યોગ ચાલુ નફો તો આપતો જ રહ્યો છે. હજી બાર આના ઉદ્યોગ સ્કૉચમેનોનાં હાથમાં છે. તેઓએ એક સંપી કરી અઠવાડીયામાં માત્ર ચાલીસ કલાક મીલો ચલાવી માલની પેદાશ બહુ ઓછી એટલે જરૂરિયાત મુજબ કરી ભાવો ટકાવી રાખ્યા હતા. પરંતુ હવે હિંદુઓની પણ ઘણી મીલો બંધાઇ છે. થોડો વખત કામ કરવાથી નવી મીલોને નફો મળતો નથી. જેથી એકસંપી તુટી ગઇ છે.

પારસી ભાઇયો હિંદમાં જેમ સર્વ સ્થળે આગેવાની ભરેલો ભાગ લે છે. તેમ કલકત્તામાં પણ તેઓ સારા શહેરીઓ તરીકે ગણાય છે. સરકારી ઓદ્દાઓ, વેપાર, ઉદ્યોગ વગેરેમાં તેમનો હિસ્સો ઠીક છે. માદનનાં સીનેમા અને નાટકગૃહો આખા હિંદમાં ફેલાયલાં છે. આર. જે. રૂસ્તમજી સી. આઇ. ઇ. કલકત્તાના શેરીફ થયા હતા.

ગુજરાતી દાનશીલતા તો કલકત્તામાં પણ વધી છે. સ્કૂલ, કન્યાશાળા, લાયબ્રેરી, ધર્મશાળા વગેરે તેના ફળરૂપ દેખાય છે.

આખા જગતની મંદીએ બંગાળના વેપારને પણ ઘેર્યો છે. જેથી સ્વાભાવિક રીતે કલકત્તામાં ગુજરાતીઓ ઉપર તેની અસર થઇ છે. ગુજરાતી નવા આગંતુકોને હવે નોકરીઓ મળતી નથી. થોડી થોડી બેકારી પણ દેખાય છે. વેપારમાં નફાને બદલે નુકશાનીઓ આપવી પડે છે. ઉદ્યોગોમાંથી પુરતો મીઠો રસ ઝરતો નથી. કેટલીક મોટી વેપારી પેઢીઓ ખાસી ગઇ છે. ગુજરાતીઓની સ્થાવર મીલકતોમાંથી ભાડાં ઓછાં આવવાને લીધે પેદાસ ઓછી થાય છે. નોકરીઓ માટે ગુજરાતીઓ પગથીઆં ઘસી નાખે છે. દેશ તરફ પાછા જનારાઓની સંખ્યા વધી છે. ગુજરાતીઓની સમૃદ્ધિ અને શક્તિ ઘટી છે, વેપાર પણ ઘટયો છે. છેલ્લાં પાંચ વરસો એક પછી એક વધારે ખરાબ ગયાં છે. હજી એ મંદી ક્યારે જશે તે પણ અટકળી શકાતું નથી. કલકત્તાનો ગુજરાતી વર્ગ શ્રમજીવી નથી. મોટા ભાગે મધ્યમ વર્ગનો બનેલો છે. સાંકડી કટાડીમાં વસવું, આખો દિવસ વૈતરું કરવું, નહિ રમત ગમત કે આનંદપ્રમોદનું સાધન કે શક્તિ, કરકસરથી રહેવું શરીર પુષ્ટિ અને આરોગ્ય જેવો ખોરાક પણ મળે નહિ. બહારથી ગાલ ઉપર તમાચો મારી સારો દેખાવ રાખવા પ્રયત્ન કરવો; પરંતુ અંદરથી બે ટંક ખાવા જેટલું પણ મળે નહિ એવા મધ્યમ વર્ગના ગુજરાતીઓનો મોટો ભાગ બહુ દુઃખી છે. કલકત્તાનો વેપાર કેટલો ઘટયો છે તે નીચેના આંકડાઓથી જણાશે.

| વરસ | આમદાની | નિકાશ | સરવાળો |
|---|---|---|---|
| | ૧૦૦૦ રૂપિયામાં | ૧૦૦૦ રૂપિયામાં | ૧૦૦૦ રૂપિયામાં |
| ૧૯૨૯-૩૦ | ૮૪૧,૩૯૧ | ૧૮૬,૨૪૬ | ૧,૦૨૭,૬૩૭ |
| ૧૯૩૦-૩૧ | ૫૧૫,૯૪૩ | ૧૫૪,૯૭૩ | ૬૭૦,૯૧૬ |
| ૧૯૩૧-૩૨ | ૩૪૬,૬૪૭ | ૧૭૧,૯૨૦ | ૫૧૮,૫૬૭ |
| ૧૯૩૨-૩૩ | ૩૫૧,૧૦૫ | ૧૭૩,૮૯૯ | ૫૨૫,૦૦૪ |
| ૧૯૩૩-૩૪ | ૩૨૫,૮૫૯ | ૧૧૯,૩૬૦ | ૪૪૫,૨૧૯ |

આ આંકડાઓ ઉપરથી જણાશે કે કલકત્તામાં મંદીનું કેટલું મોટા પ્રમાણમાં જોર છે.

ગુજરાતી વરની જ્યાં વેપાર હોય ત્યાં જ દોડે છે. બનતા સુધી બંદરોવાળાં શહેરો તેમના સાહસ માટે અનુકૂળ પડે છે. બંગાળનું બીજું બંદર ચટગામ પણ ધારણ વેપારનું સ્થળ છે. ગુજરાતીઓની વસ્તી ૨૦૦-૩૦૦ માણસોની છે થોડી જરાતી પેઢીઓ પણ છે. વેપાર ન હોય તેવાં સ્થળો માટે ગુજરાતીઓ ઉદાસીન છે.

બંગાળામાં ચાહ, ચોખા, અને જુટની મોટી ખેતી થાય છે. પરંતુ જમીનદારો ખેડુતો તરીકે ગુજરાતીઓ કોઇ જોયા સાંભળ્યા નથી. ખેડુતોને જમીન પુરતાં રસકસ પની નથી, ને પેદાશ થાય છે તેના અર્ધાં ભાવો ઉત્પન્ન થાય છે. આથી જમીનદારો ખેડુતો બહુ જ દુઃખી છે. બંગાળના ગુજરાતીઓ શ્રમજીવી નથી એટલે ખેડૂત અને રીના બંને ધંધાઓ તેમને માટે વર્જ્ય છે.

l, ૨૩ જાન્યુઆરી ૧૯૩૬ }

[ વિજેત્રી : પુરઃસંધાન પૃ. ૧૨૨ ]

**મનોહર** : ( અચંબાથી ) હેં શું કહ્યું ?

**સરિતા** : ત્હમને બે પત્નીઓ અત્યારે છે ને ત્હમે—

**મનોહર** : —પણ ત્હને એ કોણે કહ્યું !

**સરિતા** : ગમે ત્હેણે. પણ ત્હમે તે છતાં યે મ્હારી સાથે લગ્ન કરવા ઇચ્છો છો. તો હવે ત્હમે વિચાર કરો કે એ પત્નીઓનું શું ? એમના સુખ માટે શી તજવીજ ? આપણે બન્ને સુખી થઇશું—હું તો અનહદ સુખ મેળવીશ પણ એમનું શું ?

**મનોહર** : ( જરા અકળાઇ ) પણ, એ ત્હારે જોવાનું છે કે મ્હારે ?

**સરિતા** : બન્નેએ. મનોહર ! ઝૂંટવી લીધેલું સુખ હું માણી કેમ શકું ! ને ત્હમે કેમ ઝૂંટાવા ઘો !

**મનોહર** : આ શી ઘેલછા આજ ત્હને વળગી છે ? સરુ ! આટલા દિવસથી તું મ્હારા હૃદયને પારખી નથી શકી ? ત્હને મ્હારા જીવનમાં સૌથી પ્રિય વ્યક્તિ તરીકે મ્હેં સ્વીકારી છે. ત્હારે ખાતર હું સર્વ કાંઇ કરવા તૈયાર છું. ત્હને જીવનમાં કશી યે ઉણપ ન ભાસે તે માટે હું મ્હારૂં સર્વસ્વ ત્હારે ચરણે મૂકું છું. ત્હારાં સ્વપ્નો, ત્હારી ભાવનાઓ, ત્હારી અભિલાષાઓ મૂર્તિમંત કરવા, ત્હારા સઘળા કોડ પૂરા કરવા હું ઉત્કૃષ્ટ વ્યવસ્થા કરી આપીશ. મ્હારી પાસે શાં સાધનો નથી ?

**સરિતા** : પણ, એ બધું યે બીજી પાસેથી ઝૂંટવીને જ ને !

**મનોહર** : ( જરા કચવાઇ ) સરુ ! આમ કેમ કહે છે ? આપણા લગ્નને આગલે જ દિવસે આ શું કહે છે ! આ ત્હારા બોલ મ્હને કેટલો આઘાત કરે એ તું સમજી શકે છે ? હું ત્હને કશું ઝૂંટવેલું નથી આપતો. મ્હેં કોઇને નથી આપ્યું તે જ ત્હને આપવાનો છું.

**સરિતા** : ( આવેશમાં ) શું ? કદી કોઇને નથી આપ્યું તે ?—

**મનોહર** : હા, સરુ ! હા. તું નહિં જ માને. પણ મ્હારા જીવનમાં સૌથી પહેલી ત્હેં જ પ્રેમજ્યોત પ્રગટાવી છે. આજ સુધી હું જે કદી નથી અનુભવી શકયો ત્હેનું ત્હેં જ મ્હને દર્શન કરાવ્યું છે. તું મ્હારી જીવનધાર બની છે. તું હવે મ્હારા જીવનમાં અનિવાર્ય છે.

**સરિતા** : મનોહર ! આ શું કહો છો ! ત્હમે મ્હને તો છેતરો છો પણ પોતાને પણ. છેતરતા તો નથી ને ? પહેલી પત્નીને છોડી બીજી કરી ત્યારે ત્હમે શાથી પ્રેરાયા હતા ? વિમલા માટેના પ્રેમને લીધે જ કે નહિ ?

**મનોહર** : સરુ ! હું ત્હને છેતરતો નથી તેમ મ્હને યે નથી છેતરતો. માત્ર આજ સુધી દુનિયાને છેતરી છે. હું આજ ત્હારી આગળ—આપણે લગ્નથી જોડાયા પહેલાં જ—ખુલ્લે ખુલ્લો એકરાર કરી નાખું છું. સરુ ! ત્હારે મ્હારી વાત માનવી જ પડશે. વિમલાને મ્હારે સંયોગવશાત્ સ્વીકારવી પડી છે, ને પછી મ્હારે તમાચાથી મોઢું લાલ રાખી દુનિયાને છેતરવી

પડી છે. વિમલા માટે મ્હારા હૃદયમાં પ્રેમ ન્હોતો ને નથી. ઉગતી જવાનીના દિવસોમાં હું એનાથી મોહાયો ને પ્રેમના આભાસમાં સપડાયો અને છેવટે એની સાથે લગ્ન કરવાની મ્હને ફરજ પડી. સરુ! હું મ્હારી નિર્બળતા કબૂલ કરું છું કે હું કંઈ સંત નથી. જ્યારે જવાનીનું જોમ પૂર જોસમાં ચ્હડ્યું હતું તે વખતે એક સુન્દરી સ્હામેથી ચાલીને મ્હારા જીવનમાં આવી ને અંજાઈ જઈને એનામાં હું મોહાયો.

સરિતા : પણ તો પહેલી પત્નીને છોડી એના કરતાં આને જ છોડી હોત તો ! આનો જ સ્વીકાર જે ફરજના ભાવથી ત્હમને અનિવાર્ય લાગ્યો તેનું ભાન પહેલી પત્નીની બાબતમાં ત્હમને ન થયું !

મનોહર : સરુ! તું એક વાત ભૂલે છે કે મ્હારી પહેલી પત્નીને માટે મ્હારાં માતાપિતા જવાબદાર હતાં ને વિમલાને માટે કેવળ હું જ જવાબદાર હતો.

સરિતા : ( દબાવેલા ક્રોધથી ) માતાપિતા જવાબદાર! મનોહર, પરણવા ત્હમે ગયા હતા, સપ્તપદી ત્હમે જ ચાલ્યા હતા, સંસાર ત્હમે જ ચલાવ્યો અને કેટકેટલી મઝા એ બબરૂ નવયૌવના પાસેથી ત્હમે જ લૂંટી અને

છેવટે એક—( ક્રોધના આવેશમાં બોલી નથી શકતી એટલે થોડીવારના મૌન પછી ) મનોહર ! એ સ્ત્રીના આઘાતની કલ્પના ત્હમે કોઇ વાર કરી છે ! ( અચાનક કશાકનું ભાન થતાં ) ઠીક, પછી શું ?

મનોહર : સરુ ! કદાચ મ્હેં એને યે અન્યાય કર્યો હશે. પણ વિમલાની બાબતમાં હું એકલો જ સર્વાંશે જવાબદાર છું. એ ભાનને લીધે મ્હારું સર્વ લક્ષ વિમલા તરફ જ રહ્યું હશે. હું જેટલો એનામાં ફસાયો હતો તેટલી જ એને યે મ્હેં ફસાવી હતી એ વિચારને લીધે હું વચનભંગ કરી એને રઝળતી ન મૂકી શક્યો. મ્હારે લોકાપવાદને ન ગણકારીને અને સમાજના એક બહિષ્કૃત અને તિરસ્કૃત બનીને પણ એ સાથે મ્હારું જીવન જોડવું પડ્યું, એટલું જ નહિં, પણ અમારો પ્રેમસંબંધ પૂરેપૂરો અસ્ખલિત દેખાય એવું વર્તન રાખવું પડ્યું. વિમલાને યે ખબર નથી કે મ્હારા હૃદયમાં શા શા ઉલ્કાપાત આઠ–આઠ વર્ષોથી સતત ચાલુ રહ્યા છે. એની મોહિનીમાં હું ફસાયો પણ એમાં એનો શો વાંક ! મ્હેં એને મ્હારી અંતર્વેદનાની ગંધ સુદ્ધાં કદી આવવા નથી દીધી. તેમ એની ઉપેક્ષા કે અવજ્ઞા યે નથી કરી. પણ સરુ ! મારું જીવન એક પાંજરાના પ્રાણી જેવું થઇ ગયું છે, મ્હારું પ્રાણતત્ત્વ નિસ્તેજ બની ગયું છે, મ્હારી જીવનશક્તિ કુંઠિત બની ગઇ છે, મ્હારો ઉલ્લાસ ઓસરી ગયો છે, મ્હારો વિકાસ અટકી ગયો છે. સરુ ! સરુ ! તું જ મ્હને આમાંથી ઉગારી શકીશ એ આશા ત્હારો પરિચય થયો ત્યારથી મ્હેં રચી છે ને પોષી છે—

[ ઉભો થાય છે ને આંટા મારે છે. ક્ષણેકના મૌન પછી નીચેનું બોલે છે. ]

પણ, હું ભૂલું છું. આટલાં વર્ષ મેં જે નિભાવ્યું તે જીવનના અંત સુધી શા માટે નિભાવી ન શકું ?

[ સરિતાની સામે જોઇ ઉભો રહે છે. ]

( આવેશમાં ) સરુ ! તું શા માટે અહીં આવી ! મ્હારા ચૂંથાઇ ગયેલા જીવનમાં વધારે વિક્ષેપ કરવા શા માટે તું અહીં આવી ! તું આવી ન હોત, ત્હને જોઇ જ ન હોત તો મ્હારા જીવનમાં આટલી અશાન્તિ તો ન આવત. સરુ ! તું જા, અહીંથી ચાલી જા; આ ગામ છોડી ચાલી જા: મ્હારા જીવનમાંથી ચાલી જા. ( ટેબલ પાસેની ખુરશી પર બેસી જાય છે ) મ્હારા જીવનમાં સુખની આશા કેવી ?

[ સરિતા ઉઠે છે ને મનોહર પાસે જઇ એની ખુરશી પાસે ઉભી રહે છે. ]

સરિતા : ( મીઠાશથી ) મનોહર ! આમ મુંઝાવ નહિ. ચાલો પેલું ત્હમે શું લાવ્યા છો એ મ્હને બતાવો. એ ડબીઓ ક્યાં મૂકી ?

[ આસપાસ જુએ છે ને આરામ ખુરશી પાસે ડબીઓ પડેલી જુએ છે. ]

આ રહી. ( લે છે ને ઉઘાડે છે. ) ઓહો ! મનોહર સુન્દર એરિંગ સુન્દર વીંટી ! ને સૌથી સુન્દર રિસ્ટવૉચ ! ( મનોહર પાસે જઇ, લાડથી ) મનોહર ! આ બધું મ્હારે માટે છે !

[ મનોહર નિરુત્તર બેસી રહે છે. ]

મનોહર ! આમ શું કરો છો ? બોલોને.

[ હાથવતી મનોહરનું મ્હોં ઊંચું કરે છે ને મીઠી નજરે આંખેઆંખ મિલાવે છે. મનોહર જરા સ્મિત કરે છે. ]

જરા વધારે ! જરાક હસો ! ( ખુરશી લઇ પાસે બેસે છે. ) મનોહર ! આમ શું કરો છો ?

મનોહર : ડગલે ને પગલે મુશ્કેલીઓ આવ્યા કરે ત્યારે માણસ શું કરે ! ત્હારી ઉપર મ્હેં આશા બાંધી ત્હેનો તું નાશ કરવા માગે એટલે શું થાય ! ભલે, ત્હને યોગ્ય લાગે તેમ તું કરી શકે છે. ( ઉભો થાય છે). હવે હું જઇશ. એક વાતની સ્પષ્ટતા કરી લઉં: મ્હારે ત્હારી ઉપર કોઇ પણ જાતનું દબાણ નથી કરવું. અને તું કહીશ તો હવેથી ત્હારી સાથેનો પરિચય પણ ઓછો કરી નાખીશ.

**સરિતા** : મનોહર ! બસ, આમ રીસાઇને ચાલ્યા જશો ? ત્હમને નથી લાગતું કે આપણી બન્નેની આજની નિખાલસ વાતચીત અતિશય જરૂરી હતી ? અને તે યે આપણે લગ્નથી જોડાઇએ તે પહેલાં—

**મનોહર** : ( મંદતાથી ) હશે.

**સરિતા** : હશે નહિં. ( ઉભી થાય છે. ) આમ જૂઓ. આજે ત્હમારે ત્યાં અત્યારે મ્હારે જમવાનું છે. આ બધું અત્યારે જ પહેરીને આવું ને ? ને સાડી કઇ પહેરૂં ? આજ તો ત્હમારી પસંદગીની પહેરૂં.

**મનોહર** : એમાં હું કાંઇ ન જાણું.

**સરિતા** : તો કાંઇ નહિં !

[ રીસાઇને બારી પાસે જઇ બ્હાર જોતી ઉભી રહે છે. ]

**મનોહર** : ( એની પાસે જઇ ) સરુ !

**સરિતા** : ( બ્હાર જ નજર રાખી ) મ્હારી સાથે ન બોલશો.

**મનોહર** : સરુ ! આમ જો.

[ એક ઝપાટાથી સરિતાને ફેરવી પોતાની સામે જોતી કરે છે ને પછી એને ખભે હાથ મૂકી નજરે નજર માંડે છે. ]

વાહ, ત્હારી રીસ—

[ સરિતા સ્મિતભરી નજર માંડે છે ને અચાનક મનોહર વિલક્ષણ રીતે એણી ટશે જોઇ રહે છે. સરિતા સ્હેજ ચમકે છે ને એનું સ્મિત ભૂંસાઇ જાય છે. એ જરા નજર ને મોઢું ફેરવી લે છે. ]

**સરિતા** : ( ખભાપરના હાથ દૂર કરતી ) મનોહર ! આમ શું જોઇ રહ્યા છો ?

**મનોહર** : ( જાગ્યા જેવો ) સરિતા ! ત્હારી આંખોમાં મ્હને કૈંક ઉંડી ઉંડી અવનવી છતાં પૂર્વ પરિચિત એવી ચમક જણાઇ, ત્હારા સ્પર્શથી એવા જ કૈં વિદ્યુત્પ્રવાહનો મ્હારા રોમેરોમમાં સંચાર થવા જેવું થયું—

**સરિતા** : ઠીક, હવે તો જશો અહીંથી. મ્હારે હજી ત્હમારે ત્યાં આવવાની તૈયારી કરવી છે. અને-હા, એક વાત તો ત્હમને કહેવી રહી જ ગઇ. આજે મ્હેં કેરમમાં વિમલાને ' લવ ગેમ ' આપી છે. આજ મ્હારો વિજયદિન છે. એટલે મ્હારે પૂરી તૈયારીથી ત્હમારે ત્યાં આવવું છે.

**મનોહર** : સારૂં, ત્યારે હવે ક્યારે આવીશ ? ( બારણા પાસે જાય છે. )

**સરિતા** : અર્ધા કલાકમાં આવું છું.

**મનોહર** : ઠીક, જાઉં છું.

( જાય છે. ]

**સરિતા** : ( આરામ ખુરશીમાં પડતાં નિઃશ્વાસ મૂકી ) ઓ પ્રભુ !

[ વિચારમાં પડી રહે છે ને પડદો પડે છે. )

[ અપૂર્ણ ]

[ પ્રતિમા-પ્રણયની વા પ્રણવની ? : પુરઃસંધાન પૃ. ૧૩૦ ]

" ભુલ્યા ભુલ્યા ભટ્ટજી, રાજા પર સહુ કોઇ હલ્લો કરે ! જુઓને કોનાપર મમારો ચાલે છે ? ને રાજા આમ છોકરડાંથીએ મ્હાત થાય ! "

" વાહ, ત્યારે તીખાં તમતમતાં શાકબાક તો પલટન ને સેનાપતિ જ ના ! ત્યારે જાજી હોણ, મારા રાજા ! "

" રાય-તું "

" અરર ! એ શું બોલ્યા રાય-તું કે રાય-હું, મ્હારા રાજા ! બમભોળા ! "

" રાય—તું ! રાય—તું ! રાય—તું. "

" હા ! આપ ! હા ! રાય હું; પણ ભા, મ્હારાં विजयादेवीने प्रतापे, " માત્ર વાટમાં અરધો પરધો પલ્લો તો કપાઇ ગયો.

ઠાકોરને ભાંગની આ બાંગમાં હેજત પડવા માંડી. વિજયાના ગુણગાને કલ્પનામાં સુરખાનાં રંગહેલીયાં ચગવ્યાં.

" ત્યારે ત્હમે ય ઠાંસો છ ખરા ! " " અરર ! એ શું બોલ્યા ! બમભોળા. આપણે તો ગંગાજળીયા કલાલી બાઝારના ઘરાક, ભા ! ન-દોઢીયા હાટડીની રંગ-ચાલી આપણે તો બસ, જેને ઢીંચવું હોય તે ઢીંચે. ન ફુટી બદામનું ખર્ચ, બમભોળા ! "

" આ રંગ હાટડી ક્યાં આવી, ભટજી ? ! "

" ભા, ગામના ગોંદરેથી થોડાક જ મજલે છે. ચારે કોર ખેતરાં ને વચ્ચમાં એ ગંગાજળીયો ઓવારો. કરો ટાઢાં તન ને મન. બમભોળા મહાદેવજીની કિરપાએ ગંગાજળ હાલ્યાં જાય છે ના ? !

" ગંગાજળ ? ! હું ત્હમારા જેવો દેડકો નહીં ભટજી. "

" ઠંડારે ઠંડા, ઠાકોર ! આ શિવરાત્રિના પરચા ત્હમે શું જાણો, બમભોળા સંતકુઇમાં આજની માઝમ રાતે તો, શા ચમત્કારો બને છે ? પાણીડા કંઇ હેલે ચડે છે. મહાદેવજીની કિરપાએ જળ દેવતાય કંઇ અડપલાં રમે છે ! ઝંખીએ તે પામીએ. ઠાંસવું હોય તો ભા, ભલું એ છે, મયખાનું; ઢીંચવું હોય તે ઢીંચાય. આ અમને ત્યાં વિજયાપાન મળે. ને ત્હમને ત્હમારો કસુમ્બો. મહાદેવજીની કિરપાએ શિવરાત્રિની માઝમરાતે પાણીડાનાં અમૃત થઇ જાય છે ને જેવો ઝંખો તેવો એમાં રસાસ્વાદ. કસુમ્બો ઝંખશો તો કસુમ્બાના રંગ-પાણી મળશે, ભા ! સંત-કુઇના અમૃત ચટકાં તો દેવ-લોકોને દુર્લભ. આ ત્હમારો કનૈયો ગોપિકાની ગોરસી ઝંખતો એવી કંઇ મધની મટુકી ઝરપે છે ત્યાં, બમભોળા, ભા, પાસેના ખેતરમાં ઘડીક નિરાંત કરજો, ઘોડું છોડજો. મધરાતને સમયે અપ્સરાનો ઓજો દેખાશે. ધૂપ, દીપ, નૈવેદ, ચંદન કપુરાદિથી ભરેલાં પૂજાપાત્ર સહિત અપ્સરા આભનાં સરવરિયાંથી ઉતરી આવશે. અપ્સરા સંત-કુઇના ૐકારેશ્વરને કુમકુમ અક્ષત, ચન્દન ચોડી અર્ચન કરશે. અર્ઘ્યપાદાદિથી પરમ પુરુષનું આરાધન કરશે. આરતીના ઘંટાનું રણુંન થાય ત્યાંસુધી કૂવાની પાળે સંતાઇ લપાઇ બેસી રહેજો. આરતી વેળા થઇ ન થઇ ત્યાં ગરેડીપરની એક બાલદીમાં એક પગ મૂકજો, ને બીજી બાલદીએ હાથ ટેકવી રાંઢવું છુટું મૂકી ગરેડી ગરરગર થાય કે સંતકુઇમાં સરકી પડજો. "

" ને આ બધા કસરત શા માટે જી ! "

" બાપુ ! આજ શિવરાત્રિની મધ્યમ રાતે શ્રી મહાદેવજીની કિરપાએ શ્રી લીલા થઈ રહે છે ! કસુમ્બા પી પીને તો અવતાર કરશો અવતાર. "

" હવે પીઓ અમૃત અમૃત ! બમભોળા ! "

[ અમૃત શબ્દ જ ત્હમારી કલ્પનાને કંઈ કંઈ ગલગલીયાં કરી મૂકે છે ના ! આ તો અપ્સરા; ત્હેનાં તો અધરામૃત પીવાનાં હોય. દીલે રાખજો મ્હારા બાપા ! કલ્પનાનાં ગલગલિયાં ને રોકેય કોણ ? ! ]

" આ શા ગપગોળા ગબડાવ્યે રાખો છો, ભટજી ! "

"બાપુ, અમે તો લચપચતા ગોળા પેટમાં ગોઠવ્યા કરીએ એટલે ગોળા જ ગબડાવીએ ને ! ! આપે વળી અમારા હસડાતા ઢંઢિયા પર રહેમ કરી તો મેંકું પંડથી બને એ ચાકરી કરી લઈએ. સંસારિયામાં તો હવાય છે ને હળાય છે. અમે બતાવી જ આ સ્વર્ગની કેડી, પણ એ તો જેના કર્મમાં લખ્યું હોય તેને લીધે ને ! લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યાં મ્હોઢું ધોવા જાય એને કહીએ ય શું ! ! "–આટલું ઉંચડિયું વનુભાની કલ્પના સમજાવવા માટે બસ ન્હોતું ? ! ભટજી તો બદેશ્વર આગળ ઉતરી પડયા. વનુભા સમજ્યા, તેનું શું ! કોઈ અમૃતની બાલદીનો છંટકાવ કરશે કે ! !

મહાશિવરાત્રિનું આજ પર્વ છે. સૂર્યદેવ સાગરસ્નાન કરતા ક્યારના અલોપ થઈ ગયા છે, તમિસ્રાએ સકળ વિશ્વને વીંટી લીધું છે. રાતનો ચોપો વળી ચઢ્યો હતો. પતંગીયાના તેજ જેવા કોઈ કોઈ ઝુંપડામાં ઝબુક દીવડા બળે છે. હજી હમણાં જ સાયંકાળની આરતી તો થઈ ગઈ, પણ આજ તો અખંડ દીપમાળ ઝગમગતી આખી રાત થવાની છે.

विभूषणोद्भासि भुजङ्गभोगि वा
गजाजिनालम्बि दुकूलधारि वा ।
कपालि वा स्यादथवेन्दुशेखरं
न विश्वमूर्तेरवधार्यते वपुः ॥

જે શરીર ભૂષણોથી ભૂષિત છે તે જ શરીર સર્પોથી વેષ્ટિત પણ છે. એ શરીર ગજચર્મ પણ ઓઢે છે; એ જ શરીર સુન્દર સુન્દર બહુમૂલ્ય વસ્ત્રધારી પણ થઇ શકે છે; જે શરીર કપાલપાણિ છે, એજ ચન્દ્રમુકુટ પણ છે, જે વિશ્વમૂર્તિ છે એ શરીરનું એક રૂપમાં નિશ્ચય કોણ કરી શક્યું છે ? (કુમારસંભવ)

બિલ્લી પત્રો ચડયે જતાં હતાં. મંદિર-ભદ્રેશ્વરનું મંદિર-ધ્વનિથી ગાજી રહ્યું છેઃ—

जडता पशुता कलङ्किकता कुटिलचरत्वं च नास्ति मयि देव ।
अस्ति यदि राजमौलि, भवदाभरणस्य नास्मि किं पात्रम् ॥

હે રાજ શિરોમણિ ! હું નથી જડ, નથી પશુ; નથી કલંકી, નથી વક્રગતિઃ આ ચાર ગુણથી મુક્ત છતાં પણ. આપ મ્હારા પર કૃપા કાં ન કરો !

હે નાથ ! કદી આપ કહેશો કે નહીં નહીં આ સર્વ ગુણ મ્હારામાં મોજુદ છે; તો તો હું કહીશ કે વળી તેથી તો આપના અંગનું ભૂષણ બનવા હું વિશેષ લાયક છું તો નાથ ! આપ મ્હને કેમ ધુતકારો છો ? આપે ગંગાજીને શિર પર સોહાવ્યાં છે, શું એ જડ ઠંડાંગાર શીતળ નથી ?, નાથ ? ! મૃગને આપ હાથમાં ધરી રહ્યા છો; ને આખર તો આપનું કૃપાપાત્ર એ પશુ તો ખરૂં ના ! કલંકી ચન્દ્રને તો આપે વળી મસ્તકનો મુકુટ બનાવ્યો છે. સર્પને તો આપે હૈયાના હાર કરી ઝુલાવ્યા છે; હે સ્વામિન્ ! સર્પ વક્રગતિ નથી શું ! ત્યારે મ્હેં એવો તે કયો અપરાધ કર્યો છે કે મ્હને આમ હડધૂત કરી મૂકશો ? હે નાથ ! હું આ બધાં દુર્લક્ષણવાળો હઉં તો તો આપની કૃપાનો અધિક પાત્ર નથી શું ? !

શ્રી. શંકરાચાર્યની શંકરસ્તુતિ

अन्तर्ज्योतिर्बहिर्ज्योतिः प्रत्यग्ज्योतिः परात्परः ।
ज्योतिर्ज्योतिः स्वयंज्योतिरात्मज्योतिः शिवोऽस्म्यहम् ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ।

આમ શિવ-ધૂન લાગી રહી હતી; ત્યાંથી રંભા ચાલી નીકળી. એના ઇષ્ટદેવ —હૃદયનાથ તો સંતકુંઇના ૐકારેશ્વર.

હાથમાં પૂજાપાત્ર રહી ગયાં છે; કુમકુમ પગલે આનન્દસુરભિ વેરી રહી છે; માંગલ્યની મૂર્તિ જ જાણે ! એનું પુણ્યધવલ શુભવદન શું પ્રસાદસદન હતું જાણે ! આ શું અદ્દભુત ભાસ્યું. આસપાસના ઘેરા અન્ધાર ગર્ભમાંથી જાણે ચન્દ્રિકા ફુટી નીકળી ! સુરમંગામાંથી કોઇ અપ્સરા ફુટી નીકળી જાણે !

વનુભા કુવાની પાળ પર પડયા પડયા ઝોલાં ખાતા હતા. અપચ્છરા તો ચાની પુગી, ગરેડી પરની બાલદીમાં ટાંટિયા ગોઠવી દીધા ને વનુભા પ્હોંચ્યા તળીયે. પણ, આ શું વિપતડી ! શંદવું તુટી ગયું ને હવે વનુભાને પોતાની સ્થિતિનો બરાબર ખ્યાલ આવ્યો. શિવ ! શિવ ! હરે ! વનુભામાં ગંગાજળના કસુમ્બા મહાદેવજીને પ્રતાપે થઇ ગયાં'તા કે નહીં એ જોવાના હોંસકોસ રહ્યા ન્હોતા. હારે આમતેમ નજર નાખી. આ સમે-આ વિકટ સમે કોણ એની બ્હારે ધાય ! રાત્રિ ખાવા ધાતી હોય, એમ

વાગતી હતી. સંતકુપ !—અત્યારે રૌરવ નરકનો કુંડ જાગી ગયો હતો કે શું ! વનુભા આમ તેમ મિથ્યા તરફડીઆં મારે.

રંભાએ ઉરને ઉમળકે ઇષ્ટદેવની આરાધના માંડી. પરન્તુ આ શું ! આજ સંતકુપ આમ ધ્રુજતી હતી કે શું ! કુવામાંથી આવતા હતા સરોદ-ઝીણા ઝેણી ને કરુણ જળમાંથી જાણે ઉંડા ઉંડા ધ્વનિ વેરાતા હતા; ગુટક ગુટક ! આ જળમાં આર્તનાદ શા !

“ રંભાએ સાદ કર્યો—કોણ રે ! છે શું ! ”

વનુભાના ‘ હે પ્રભુ ! હું ’ નો ‘ હું ’ વાતાવરણમાં ડુબી ગયો.

રંભાને અવશે પહોંચ્યો શબ્દ—‘ હું, પ્રભુ હું ! ’

“ હેં ! હેં ! સંભવે !! મ્હારા નાથ ! આપ ! પતિતપાવન ! ધન્ય કરી; ધન્ય થઇ ! ” રંભા ભાન જ ભૂલી ગઇ. આજ શિવરાત્રિને શુભ પર્વે જે કંઇ ના બને તે ઓછું ! ! હેં નાથ ! આપની હું સેવા કરી શકું ! આજનમનાં મરકાર થવાની આ પળ હતી ! પ્રતિમાને વાચા ફુટી હતી. પણ આ જ શિવરાત્રિની માઝમ રાતે શું ન સંભવી શકે !

આજ પશુપતિની કૃપાએ પશુનેય વાણી ફુટે તો પ્રતિમાને કેમ નહીં ! રંભાએ પાજપર વાંકી વળી, દીન અધીન સ્વરે પ્રતિમાને વીનવતાં કહ્યું—“ નાથ ! તમે તો કેવું જાણો છો ને, અંતરજામી ! ! શરણાગતવત્સલ પ્રભુ ! તમારી કૃપા-લહરીને હું કેટલું ઝંખું છું, તે તમારાથી અજાણ્યું ન્હોય, પ્રભુ ! તમારી ખાંભી તૂટી પ્રતિમાની રેખાએ રેખા એ મ્હારા ભગ્ન ઉરની કરુણાન્તરેખા છે. મ્હારે તો નથી જળાધારી, નવું ભાણુ, નવું થાનક જોઇએ છીએ, પરન્તુ, જ્હેરી આલમ સાંભળે ત્યારે ને ! શી પડી છે આંધળા જગતને ત્હારી સેવના ! કંઇક વેચશે ને કંઇક પીવેશે; કહેવું શું કોને ! કંઇ ચરોસને કંઇક હોસેલ ..ઉંચી ઉપાધિએ વનુભાના કાન સરવા કર્યા.”

“ હીચેલ-હોસેલ પણ તેં બીજું નહીં કશુંએ હો !—” કુવામાંથી પ્રત્યુત્તર આવ્યો. આ જરા રાંઢુ તુટી ગયું છે, તો બીજું બાંધી બાલદી ઉતારો તો અંગ ન્હાવા ચોરી ! ! ”

---

"હેં ! હેં ! ત્યારે પ્રત્યક્ષ પ્રભુ નથી કે શું ? " રંભાના અવાજમાં આનન્દ-સ્વપ્ન ફૂટી ગયાની આર્તિ લહેરી હતી, ધ્રુજારી હતી, અકથ્ય ગુસ્સો હતો.

"એતો હું ઠાકોર, વનુભા ઠાકોર."

"ઠકરાતમાંથી ભાગ્ય પરવાર્યાં ? ! " રંભાના અવાજમાં કડકાઇ ને ગુસ્સો ભભૂકતાં હતાં. સ્વપ્ન, ફોડનારને કપાળે ડેસ સિવાય બીજું શું ? !

"મેં તોરી ગૌંઆ !–લાચાર હૃદયનો રોષીલા અવાજને ઉત્તર હતો, " અવાજમાં આવડી મૃદુતા તે ક્યાંથી આવી ? ! શી ગણી રે ગરજ ? !–એ સાંભળો છો કે ના ! બાંકી મુંછ નીચી નમેલી હતી. ગોધોગભરૂ ગવરી ગાય બન્યો'તો. લીલાવનનો સુડો પાંજરીમાંનો પોપટ બન્યો'તો; પાળશે કે ના, મધુરી મેના !

લોક-કવિ, ત્હને પેલી પંક્તિ ક્યારે સ્ફુરી !

" લવંગ કેરી લાકડી યે રામે સીતા માર્યાં જો.
ફૂલકેરી દડુલીએ સીતાએ વેર જ વાળ્યાં જો. "

આંહી તો સીતા યે નથી; ને રામજી એ નથી. પણ કલ્પનનાં ગલગલીયાં હતાં ને ! ! તેનું કેમ કરીએ !

" બાપ, રહેમ કરો, રહેમ કરો ! "

" અરે જેણે શ્રદ્ધાની અમરાપુરીની ધૂળધાણી ~~~ કરી નાંખી, તેના તરફ તે દયા ! આજ કયાં અવનવાં આલોક ઉઘડતાં'તાં, તેને સાટે જેની બેવકુફીથી અન્ધારાં ઉલેચવાનાં રહ્યાં, તેના તરફ કરુણા ! જેણે અરુણાં ગુલાબી સ્વપ્નો ફોડયાં, તેને તો ઘટે ઘૃણા કે કરુણા ! શિવ ! શિવ કરો ઠાકોર. ઠકરાળાં મ્હને ગાળ દે તમ સરખા પોઠીયાને બચાવું તો. "

" ભગવાન ત્હમારું ભલું કરશે. " સનાથને સંભારતાંય અવાજમાં તો અનાથતા હતી.

ગુલાબી-ફુલ ગુલાબી વદન હજી ગુસ્સાથી લાલચોળ હતું.

" ભગવાન પણ ત્હારા જેવા ઉતરેલ માટે નવરો પડતો હશે જે ! "

" ઇશ્વર લેખે, બ્રહ્મનસાહ ખાતર, ઉગારી લ્યો, ઉગારી લ્યો. આજની સેવા લેખે લાગશે; ફેરાટ જનાર નથી. ત્હમને સૌને મહાવીર..."

રંભાનો મિજાજ હાથ ન રહ્યો. મહાવજો જેને મહાવવાનાં હોય તેને !

" આકળાં મા થાઓ જગદમ્બા ! કહો શું કરું ! શું ન કરું માતાજી ! "

રંભાના ઓહૃદયમાં અનુકમ્પાની લેર ફુટી !

" પામર, આજ શિવરાત્રીની અમૃત પર્વણીએ ત્હારા જેવા જાનવરને પણ આમ મરતાં મારાથી ન મૂકાય. સાંભળ, પામર. એક શરતે ત્હારો ઉદ્ધાર થાય છે. "

ઠાકોરે ભુજબ્બર જોડી દીન વાણી ભાખી: " માતાજી ! એક નહીં પણ અનેક શરત પાળવા તૈયાર છું. "

" જો ૐકારેશ્વરની પ્રતિમા નવી ઘડાવવી પડશે. કુવાના થાળા પર પણ કુવાના ગોખ સમીપ મૂર્તિનું ૐકારેશ્વરનું દ્હેરું બંધાવવું પડશે. દ્હેરામાં મહાદેવજીની ભવ્ય પ્રતિમાની ગોઠવણ થવી જોઇએ; દ્હેરાના ગોખમાં શિવપાર્વતીની આરસ-મૂર્તિ; મંદિરમાં સોનેરી ઝુંમરો પોઠીયો, બે બાજુએ ગણપતિ ને કૃપાની મૂર્તિ, આ પ્રમાણે

[ ભાલણ : પુરસંધાન પૃ. ૧૩૪ ]

લખેલા સપ્તશતીના ગ્રંથને આધારે મંત્રતંત્રમાં ભાલણ રચ્યો પચ્યો હોય એવું માનવું ઠીક નથી, સપ્તશતીનું ભાષાંતર તો અનધિકારી વર્ગને માટે કર્યું છે.

વૃદ્ધાવસ્થામાં ભાલણે સંન્યસ્ત લીધું હશે એવો તર્ક થાય છે. પરન્તુ એના પુત્ર ઉદ્ધવે રામાયણમાં " મધુસૂદન આશ્રમ સન્યાસી " એ ઉલ્લેખ કર્યો છે તે ભાલણને લાગુ પડતો નથી. " મધુસૂદનાશ્રમ " એ કોઇ અન્ય સંન્યાસી હોવા જોઇએ અને એણે કાલીપકાલ ઉદ્ધવને ઉપદેશ દીધો હશે. તેથી ગુરુ તરીકે તેનું સ્મરણમાત્ર ઉદ્ધવ કરે છે. કેમકે જો ભાલણે સંન્યસ્ત લીધું હોય અને તેણે મધુસૂદનાશ્રમ નામ ધારણ કર્યું જ હોય તો પછી ઉદ્ધવ અને વિષ્ણુદાસ પિતાને પ્રણામ કરીને ગ્રંથ લખવાની રીતિ રાખે છે,[3] તે ન રાખે અને મધુસૂદનાશ્રમને જ સ્મરે. પરન્તુ અહિં તો પિતાને પ્રણામ કરવાથી તે વિદ્યમાન હોવાનું સમજાય છે. આવા વિરોધને લીધે ભાલણે સંન્યસ્ત લીધું હોય એમ માની શકાતું નથી. ભાલણની ગાદી, પાવડી વગેરે મળી આવતાં અવશેષો જોતાં તો તે ઘણા જૂના નથી એ સ્પષ્ટ છે. એટલે ભાલણની મહત્તા સ્થાપવા આ દંતકથા ઊભી કરી આવા અવશેષો મૂકવામાં આવ્યા હોય એ અસંભવિત નથી.

**ભાલણ અને તેના ગુરુ**

ભાલણે પિતા સિવાય અન્ય ગુરુ અધ્યયનાર્થે કર્યા હોય એવું લાગતું નથી એવું ઉત્તરકાદમ્બરીમાંની એક તૂક ઉપરથી જણાય છે.[4] એથી " ગુરુપદપંકજને પ્રણમું: " " ગુરુકૃપાએ કવિતા સાગરમાં આવે ભક્તિ ઓટજી " વગેરેમાં આવતા ગુરુ શબ્દથી પિતા સૂચવાય છે. પરન્તુ ધ્રુવાખ્યાનમાં ભાલણે પોતાના ગુરુ વિષે એક સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે:—

શ્રીપાતજીની કૃપા કરિ નિં કથા કંઇ કહેવાય,
કહે કવિ ગુરુ તણા અહનિશ પૂજું પાય.

કડવું. ૧૮.–૨૦

ભાલણે શ્રીપાત ગુરૂ કર્યો હોય તો પણ તેમની પાસેથી ભક્તિ અને જ્ઞાનના ઉપદેશ સિવાય ભાલણને બીજી પ્રાપ્તિ થઇ નહિ હોય. કેમકે સપ્તશતી, કાદમ્બરી જેવા ગ્રંથોમાં ગણપતિને ગુરુ તરીકે સંબોધી કાવ્યો લખાયાં છે. ત્યાં શ્રીપાતનું સ્મરણ નથી કે નથી ગુરુના પ્રોત્સાહનનો સ્વીકાર. એટલે અધ્યયન વગેરે તો પિતા પાસે કરેલું.

**અભ્યાસ**

કાદંબરી, નૈષધ, મહાભારત વગેરે ગ્રંથોનો તેનો ગહન અભ્યાસ તે તે ગ્રંથોના આધારે લખેલાં કાવ્યો પરથી જણાઇ આવે છે. કેટલેક ઠેકાણે શુદ્ધ ભાષાંતર છે ને કેટલેક ઠેકાણે અનુવાદ તથા નવો ઉમેરો કલ્પનાનો છે. મૂળનો અભ્યાસ એણે કર્યો હતો તે વિષે પોતે જ લખે છે:

૩ મધુસૂદન આશ્રમ સંન્યાસી, સમરી તેનું નામ,
જિતાને પ્રેમે પ્રણામ કરીને ગાશા હરિગુણગ્રામ.

૪ જુઓ ફુટનોટ નં. ૨

નૈષધ ચમ્પૂ મહાભારતમાં કવિ કીર્તિ અતિ લીધી,
કાલનિ પ્રીછવવા ભાલણે ભાષાએ તે કીધી.

૫૦ નળાખ્યાન.

જાલંધરાખ્યાન, ધ્રુવાખ્યાન, મામકી આખ્યાન, હરસંવાદ, વ્યાધમૃગલીસંવાદ વગેરે જોતાં, તથા રામ બાળલીલા, દશમસ્કંધ વગેરેનો ખ્યાલ રાખતાં ભાલણે પુરાણો તથા રામાયણ અને ભાગવત સારાં વાંચેલાં એ નિઃસંશય છે. જાલંધરાખ્યાનમાં પદ્મપુરાણ વાંચ્યાનો ઉલ્લેખ છે.

સૂત કહે છે શૌનક પ્રત્યે પદ્મપુરાણી સાર
ભાષા એક પ્રતિબંધ કરીને તે કથા કહું વિસ્તાર.

ધ્રુવાખ્યાનમાં કાશીખંડ વિષે છેઃ—

વિશેષે કથાયે હશે તે કાશીખંડ વિસ્તારી,
સંવાદ અગસ્ત્ય મુનિ તણો ને લોપામુદ્રા નારી.

. વળી દશમ સ્કંધમાં:—

કથા જે ભાગવતે બોલી હરિવંશે વિસ્તાર,
અન્ય પુરાણતણું સર્વ આણી આણી એક ઠાર. . .

દ. પૃ. ૨૪૮,

ભાલણે સંસ્કૃત નાટકો વાંચ્યાનો સંભવ ઓછો નથી. કાદમ્બરી જેવા ગ્રંથો વાંચનાર નાટકોથી વિમુક્ત ન રહે. છતાં તેનો પણ ઉલ્લેખ છેઃ—

અનેક કવિએ વર્ણવ્યું નાટક કરી પ્રબંધ,
કહે ભાલણ ભાષાએ શું રે પદનો કરીને બંધ.

આ ઉલ્લેખ હનુમાન નાટક, કે ઉત્તરરામચરિત વગેરેનો હોય.

સંસ્કૃત વ્યાકરણ અલંકાર તથા પિંગળનો પણ અભ્યાસ હોવાનું સંભવે છે. વ્યાકરણ અને અલંકારના જ્ઞાન વિના, કાદમ્બરી, નૈષધ વગેરે ગ્રંથો સમજી શકાય એવા નથી. વળી કાદમ્બરીમાં તો ભાલણે નવા અલંકારો પણ યોજ્યા છે. તે વખતની સંસ્કૃત શીખવાની પદ્ધતિનો વિચાર કરીએ તો ભાલણ લઘુ કૌમુદી કે સિદ્ધાંતકૌમુદી જેવા વ્યાકરણના ગ્રંથોથી વેગળો રહ્યો હોય એ સંભવતું નથી. તેમજ

સાહિત્યદર્પણ કે રસગંગાધર જેવા અલંકારના ગ્રંથોને સ્પર્શ કર્યો ન હોય એ પણ ઠીક લાગતું નથી. રાગ તાલના જ્ઞાન વિષે પોતે લખે છે.

'તાલમય' સકલ અર્થ પદબંધે બાંધું નળાખ્યાન,
મુરખજન મોહ કરવાને ભાલણ કવિ અભિમાન.

**કુટુંબ**

ભાલણનાં કુટુંબી જનો રસિક હશે. રૂક્મિણીવિવાહ વગેરે કુટુંબીજનો માટે લખેલાં અને અને તેથી તેમને સંતોષ ન મળવાથી સત્યભામાવિવાહ લખેલો.[૫] આ બીજનો કોણ કોણ હતાં તે વિષે સૂચના મળતી નથી. ભાલણના બે પુત્રો તેમણે રચેલા રામાયણના ગ્રંથથી જાણીતા છે. તેમાં મોટો ઉદ્ધવદાસ વિશેષ ભણેલો[૬] અને સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસી હતો અને પિતાના કાવ્યપ્રસાદને પ્રાપ્ત કરનાર હતો. વિષ્ણુદાસમાં એટલું ઊંચું હીર ન હતું. ત્રીજો પુત્ર ચતુર્ભુજ નામે હતો. પરન્તુ તેના વિષે ખાસ જાણવા જેવું મળ્યું નથી. સ્વ. ભારતીના કથનાનુસાર ભીમ નામે ભાલણનો ચોથો પુત્ર હતો. આ ભીમ નરસિંહની હારમાળામાં આવતા ભીમથી અને હરિલીલા ષોડશ કળાના ભીમથી ભિન્ન હતો. હારમાળાનો ભીમ રામાનંદી હોય એવું એની ભક્તિ પરથી લાગે છે. અને ભાલણે રામબાલલીલા તથા તેના પ્રથમ બે પુત્રોએ રામાયણ લખ્યું અને ભાલણે " ભાલણ પ્રભુ રઘુનાથ " એવું કેટલેક સ્થળે રઘુનાથને પ્રભુ માની નામને એ શબ્દોથી અંકિત કર્યું એ ભ્રમથી ભીમને ભાલણનો પુત્ર માનવા મન લલચાતું હશે. જો આ જ ભીમ ભાલણનો પુત્ર હોય તો સંવત્ ૧૫૧૨ માં હારમાળા રચાઇ તે પૂર્વે ભીમ અને નરસિંહને સંવાદ થયો. આ વાત સત્ય હોય તો ભીમ ઓછામાં ઓછી વીશ વર્ષની ઉમરનો હોય. અને ભીમને જ્યેષ્ઠ પુત્ર માનીએ તો ભાલણ સ્હેજે પાંત્રીસ ચાળીસ વર્ષનો હોય એટલે ભાલણનો જન્મકાળ સંવત્ ૧૪૬૦ ની આસપાસ અને વધુ વિચાર કરતાં સંવત્ ૧૪૫૦ નો માનવો પડે. આ ઠીક લાગતું નથી. આ ભીમ અને ઉદ્ધવ બંને એક જ હોવાનું માની શકાતું નથી. એ બંનેની પ્રકૃતિ જ ભિન્ન લાગે છે. ઉદ્ધવ શાંત છે અને ભીમ તોફાની છે, કૃષ્ણ ભક્તિની ઇર્ષ્યા કરનાર છે. ઉદ્ધવ મિશ્ર ભક્તિને કંઇક અંશે માનનારો છે.

---

૫ ભીમ જ્યેષ્ઠ પુત્ર નથી કેમકે હારમાળાનો ભીમ વીસ વર્ષનો હોય એવું દેખાતું નથી. સંન્યાસીઓએ પણ ભીમને આગળી કરી વાગ્યુદ્ધ કર્યું છે એટલે આ ભીમ પ્રૌઢ હોવો જોઇએ.

એવી તક તો કોને કહીએ મળ્યા ભીમ પ્રધાન સન્યાસીજી

પદ ૧૩૨- હારમાળા.

વળી આ ભીમને તો વેદાંતનો પણ ચસકો છે. કેમ કે તે નિર્ગુણ બ્રહ્મની પ્રશંસા કરનારો છે. (પદ. ૨૫, ૩૧ વગેરે ) જ્યારે ઉદ્ધવ કેવળ રામને, સીતાપતિને માનનારો છે. વળી ભાલણનું કુટુંબ પણ સરળ વૃત્તિનું છે. ભાલણની વિરુદ્ધ થયેલો પક્ષ કુટુંબીજનોનો ન હતો. ઉદ્ધવ ભીમના એ સંન્યાસીઓમાં પ્રખ્યાત હોય તો શા માટે ઉદ્ધવના નામે રામયણ લખે અને સંન્યાસીમાં જાણીતું થઇ ગયલું ભીમ નામ જાહેરમાં ન રાખે ?

૬ અધ્યાત્મક રામાયણને અરી વાત કહો વિવેકજી,
હનુમાન નાટકમાં કહ્યું છે, લક્ષ્મણ સીતારામજી
( કડવું ૧૨, ૧૩, રામાયણ ઉદ્ધવનું )

આ ભીમ હરિલીલા ષોડશકળા લખનારા ભીમથી ભિન્ન છે. એ ભીમે હરિલીલા ષોડશકળા સંવત્ ૧૫૪૧ માં રચી. ઉદ્ધવકૃત રામાયણ સંવત્ ૧૫૭૫, ૧૬૮૭ વગેરેમાં ટુકડે ટુકડે પૂરું થયું જણાય છે. તેમાં ઉદ્ધવનો ભાગ લગભગ સંવત્ ૧૫૫૦–૧૫૬૦ માં પૂરો થતાં તે સદ્ગત થયો હોય એમ માનવું પડે છે. આ ભીમ વિષ્ણુનો દાસ છે ઉદ્ધવ સીતાપતિનો દાસ છે, અને હારમાળાનો ભીમ રામનો દાસ છે એટલે સમકાલીન હોવા છતાં હરિલીલાનો ભીમ આ બંને કરતાં જુદો છે. વળી હરિલીલાનો ભીમ સંસ્કૃત પંડિત હોવા છતાં જાતે બ્રાહ્મણ હોય એવું લાગતું નથી કેમકે પોતે બ્રાહ્મણનો મહિમા ગાય છે અને તેની સેવા કરવાનું જણાવે છે,

> પહિલું વિપ્રચરણ વંદીઇ આદિ પદારથ જ્યું સંધીઇ;
> બાડવતણું વચન મસ્યોસ હું હું કૃષ્ણ કથા રચ્યેસ,
> અહનિંશ કરું વિપ્રની સેવ ભૂમિતણા જે જંગમ દેવ
> જેહની વાણી નિર્મળનીર પાતક છૂટઇ તણાં શરીર.
> ( હરિ. ષો૦ ગુ. વ. સો. ) પૃ. ૧૨. ૫૮–૫૯.

વળી

> આવી દ્વિજનઇ લાગું પાઇ મઝનઇ કીધુ બહૂત પસાઇ. ( એજન ) ૬૬
> વિપ્રતણું વચન પામીઉં કરજોડી મસ્તક નામીઉં. ૭૨

એટલે જો કે આ ભીમ વિષ્ણુદાસ ભીમના નામથી જાણીતો થયો છે અને " ભીમભણઇ વિષ્ણુનુદાસ " એ કવિ ઉક્તિ ઉપરથી વિષ્ણુદાસ એનું નામ માનીએ તો પણ ભીમ બ્રાહ્મણેતર હોવાથી ભાલણપુત્ર વિષ્ણુદાસ પણ આ ભીમ નથી. વળી ભાલણપુત્ર વિષ્ણુદાસ આ ભીમ જેટલું સંસ્કૃતનું જ્ઞાન પણ ધરાવતો ન હતો, કેમકે બાલકૃષ્ણ પાસેથી તેને રામાયણ શીખવું પડેલું. એટલે ભાલણપુત્ર ભીમ હોવાનું દંત કથાને આધારે જ માનવું પડે છે.

### ધર્મ

ભાલણનો ધર્મ કયો હતો તે નક્કી કરવું મુશ્કેલ છે. જૈન ધર્મની સ્હેજ પણ અસર જણાતી નથી. સામાન્ય રીતે જોતાં તે શંકરનો પૂજક હશે અને સાથે સાથે દેવી, કૃષ્ણ, રામ વગેરે દેવો પ્રતિ ભક્તિના અંકુર સ્ફુર્યા હશે અને એની ભક્તિએ

મિશ્ર ભક્તિનું સ્વરૂપ પકડ્યું હશે. મૃગી આખ્યાન શિવરાત્રીનો મહિમા સૂચવવા અને બીલીપત્રથી અપૂજ્ય શિવલિંગની પૂજાનું ઉત્તમ ફળ દાખવવું લખ્યું છે એટલે એ શિવમતનો તો હોવો જોઈએ. ચંડીપાઠનું ભાષાંતર કર્યું માટે તે શાક્ત મતાનો હતો એમ માનવાનું કારણ નથી. નવરાત્રમાં શક્તિની સ્થાપના અને ચંડીપાઠનો મહિમા પ્રચલિત હતો. વળી સપ્તશતીમાં ભાલણે ભાષાંતર કરવાનો હેતુ સ્પષ્ટ જણાવ્યો છેઃ

જેને પુરાણનો અધિકાર નહિ સ્ત્રીશુદ્ર કેરે કામ,
ભાષાએ કરી બાંધીયું અંબિકા કેરૂં નામ.

કૃષ્ણલીલાનાં પદો લખવાથી તે પુષ્ટિમાર્ગનો હતો એમ માનવાનું કારણ નથી. પણ સર્વ દેવોને પૂજ્ય ગણવાની બુદ્ધિથી તેના પણ ગુણ ગાવાની તેને હોંસ હતી.

મનમહિ ઇચ્છા એવી શ્રી ભાગવત દશમ સ્કંધરે.
શ્રી કૃષ્ણ ક્રીડા મહિ છે ઘણી તે કરીશ પ્રબંધરે. દશમ–૫૯–૧ લું

રામભક્તિ પ્રતિ પ્રૌઢાવસ્થાથી શ્રીપાત ગુરુ થતાં કંઇક વિશેષ વલણ થયું દીસે છે. "ભાલણ પ્રભુ રઘુનાથ" એ વાક્યથી રામભક્તિનો સ્વીકાર કર્યો દીસે છે. જો કે પ્રેમાનંદે પણ પોતાનો આવા પ્રકારે ઉલ્લેખ દશમસ્કંધમાં કર્યો છે. ભાલણે પોતે રામભક્ત હોવાનો સ્વીકાર કર્યો છે :–

ભાલણ પ્રભુ રઘુનાથ માહરો મુક્તિનો દાતાર. રામબાલચરિત્ર.
સીતાપતિ ગોકુલ અવતરીઆ સત્યવતી સુત બોલેરે
બીજો એવો કો નથી જે આવે ભાલણ પ્રભુની તોલેરે. દશમ ૭૨ મું ૫૬.
ભાલણ પ્રભુ રઘુનાથના કરતા જ્ઞાન ઉજેશ. નળા. ૨ જું કડવું ૧૦

વળી,

રઘુનાથની કૃપાથી ગાઇ છિ ભાલણ તિના ગુણ; . નળાખ્યાન.
ભાલણ પ્રભુ રાઘવને જોતાં દુઃખડાં સઘળાં જાશેરે. રામ બાળલીલા.

આ પ્રમાણે કૃષ્ણ એ રામનો અવતાર છે, એના સમો બીજો કો દેવ નથી, એ જ મુક્તિદાતા છે, અને તેણે જ કૃપા કરી તેથી ભાલણ તેના ગુણગાવા સમર્થ થયો છે; એવું શ્રીરામને ઇષ્ટદેવ તરીકે સ્વીકાર્યાનું વારંવાર સૂચન મળે છે. એટલે કેવળ માનાર્થ અને આદરને અંગે મહિમાસૂચક આ રામનામનો ઉલ્લેખ ભાલણ કરે છે એવું મનાય નહિ. શ્રીરામ ભાલણના ઇષ્ટદેવ હશે તો પણ અન્ય દેવો પ્રતિ તેનું વલણ આ સમયે ઉપેક્ષાવૃત્તિનું તો નહિ જ હોય. જો એવો સંભવ સ્વીકારીએ કે તે અન્ય દેવોની ઉપેક્ષા કરતો હતો તો વૃદ્ધાવસ્થામાં દશમસ્કંધ સંકેલીને તૈયાર કર્યો એમ માનવું ઠીક ન લાગે.

ઉદ્ધવની રામભક્તિ જોતાં ભાલણની પ્રૌઢાવસ્થાથી રામભક્તિ ઉત્તરોત્તર વધતી જતી હોય એમ માનવું પણ અયોગ્ય નથી. કેમકે પિતાપુત્ર સર્વને રામભક્તિના સંસ્કાર પડ્યા હોય, ભાલણને શ્રીપાતજીની કૃપાથી એ ભક્તિ સ્ફુરી અને ઉદ્ધવને મધુસુદન સંન્યાસીથી થઇ, તે વખતે રામાનંદી સંન્યાસીઓનો રામભક્તિનો પ્રચાર કરવાનો પ્રયાસ સવિશેષ હતો એ નરસિંહની હારમાળાથી સિદ્ધ છે. ભીમ અને અન્ય સન્યાસીઓ શ્રી રામની ભક્તિ કરવા વારંવાર નરસિંહને પ્રેરે છે :–

યોગ, નક્ષત્ર, કરણ, લગ્ન વગેરે તમામ આપે છે, નરસિંહનામાં પણ હારમાળા સિવાય બીજા કાવ્યોમાં તિથિવારનો ઉલ્લેખ નથી. વળી ભાલણ સંવત્ ૧૫૪૫ માં જીવતો હોવાનો સંભવ છે. કેમકે એ સમયે ઉદ્ધવ જીવતો હતો અને એણે રામાયણ લખ્યું અને તેમાં પિતાનું સ્મરણ ન કરતાં પિતાને પ્રણામ કર્યા અને પછી ગ્રંથને આરંભ કીધો. ઉદ્ધવે સુંદર કાંડ પૂરો કીધો તે વખતે ભાલણ જીવતો નહતો, ઉદ્ધવનો દેહાંત થયો ત્યાર પછી ભાલણ જીવતો હોત તો બાકી રહેલો યુદ્ધકાંડ ભાલણ પોતે જ પૂરો કરત કે કોઇની પાસે કરાવત અને ઉત્તર કાંડ લખવામાં વિષ્ણુદાસને ભટ બાળકૃષ્ણની સહાય લેવા જવું પડત નહિ. વખતે ઉદ્ધવે યુદ્ધકાંડ પણ લખ્યો હોય અને તે ગુમાઇ જવાથી કોઇ મધુસૂદને સંવત્ ૧૬૮૭ માં નવો લખી ત્રૂટક રામાયણમાં ગોઠવી દીધો હોય. પરન્તુ ઉત્તરકાંડ લખાયો તે વખતે ભાલણ જીવતો નહોતો. એટલે સંવત્ ૧૫૭૫માં ભાલણ જીવતો નહતો.

બીજું નળાખ્યાન ભાલણનું છે અને ' છંદ પ્રબંધ હું કાંઇ ન જાણું ' વગેરે ભાલણની નમ્રોક્તિ છે. ( કડવું ૧ લું ) કેમકે એને કવિની અહંબુદ્ધિ છે. એ વિષે અન્ય ઉલ્લેખ પણ છે. અને લોકોએ તેના પર ટંકાર કરી છે. તેથી ભાલણે " ખપ જેવાને જાયે દોષ કવિ કહાવ્યા માટે મન રોષ " લખ્યું છે. તેવી જ રીતે પ્રથમ નળાખ્યાનમાં પણ ભાલણ પોતાને ' ભાલણ કવિ અભિમાન ' એવો ઉલ્લેખ કરે છે. એથી ફરીથી નળાખ્યાનમાં " નાગર કાજે શ્રમ દુલેજા કવિને કર્મે લાગ્યોજી," એવું પાછું કવિનું નામ ધારણ કરે છે. ભાલણનું નામ સ્પષ્ટ છે. તેમ જ " ધ્રુવાખ્યાન ને નળાખ્યાન બે પુનરપિ કરી અનુરાગ્યોજી. " એ તુકમાં " પુનરપિ " શબ્દથી ભાલણનો જ બીજો પ્રયાસ સૂચવાય છે. વળી, " ગુરૂકૃપાએ " એ શબ્દથી આ કાવ્ય ભાલણે ' શ્રીપાત ગુરુનો ' ધ્રુવાખ્યાનમાં ઉલ્લેખ કર્યો છે, તે ગુરૂ થયા પછી એટલે પ્રૌઢાવસ્થા પછીનું છે. ધ્રુવાખ્યાનમાં શ્રીપાતનું નામ હોવાથી ગુરૂ કર્યા પછીનું તે કાવ્ય દેખાય છે જ્યારે આ નળાખ્યાન ત્યારપછી જરા લાંબી મુદતે પૂરું થયું જણાય છે. " સંવત્ પંદરસે પીસ્તાળીસનો ઉલ્લેખ કર્યો તે એવો ઉલ્લેખ ન કરવાનો નિયમ તોડીને નહિ પરન્તુ બીજીવારનો પ્રયાસ હોવાથી એનાથી અજાણ્યે જ એ ઉલ્લેખ થઇ ગયો છે. આ કાવ્ય ભાલણે લખ્યું છે તે કવિની બુદ્ધિથી ઉચ્ચ કાવ્ય ભાલણે લખ્યું છે તે કવિની બુદ્ધિથી ઉચ્ચ કાવ્ય દર્શન કરાવવા નહિ, પણ " પુણ્ય શ્લોકના ગુણ ગાવા "ના હેતુથી. જ્યારે પ્રથમનું નળાખ્યાન તો સંપૂર્ણ કવિ બુદ્ધિથી રસાસ્વાદની અભિલાષાથી મુરખ જનને મુગ્ધ કરવા માટે નૈષધ, ચંપૂ, અને મહાભારતની દુર્ઘટ રચના કાલને પ્રીછવવા માટે લખ્યું હતું. બીજીવારનું તો માથે પડયું તેથી લખાયું છે.

એટલે ૧૫૪૫ માં ભાલણ પ્રૌઢ થઇ ગયો હતો. ઉદ્ધવનો સુંદરકાંડ અને વખતે યુદ્ધકાંડ સંવત ૧૫૭૫ પૂર્વે પૂરો થયલો. વિષ્ણુદાસે ભટ બાળકૃષ્ણ પાસેથી સાંભળ્યું, લખ્યું, એ વિચાર કરતાં ઉદ્ધવનો રામાયણ વિભાગ આશરે સંવત ૧૫૬૫-૭૦ માં પૂરો થયો હોય, એટલે ભાલણનો અંતકાળ પણ આ જ સમયમાં સંભવે છે. વિષ્ણુદાસે " એ ગ્રંથ પુરણ થાય " એવો ઉલ્લેખ કર્યો છે ભાલણના અસ્તિત્વ વિષે લખ્યું નથી. ભ્રાતા પણ નથી અને પિતા પણ નથી તેથી ભટ્ટ બાલકૃષ્ણની સહાયતા લેવી પડી

એવો મંદ ધ્વનિ વિષ્ણુદાસની ઉક્તિમાં જોઈએ તો ભાલણ ઉદ્ધવના અવસાનની પૂર્વે ગત થયો હોય તો ભાલણનો સમય આશરે સંવત ૧૫૬૦ ની લગભગ હોય.

કાન્હડદે પ્રબંધના કર્તા પદ્મનાભની ભાષા કરતાં કાદમ્બરી અને નળાખ્યાનની ભાષા કંઈક સરળ છે તેથી ભાલણ પદ્મનાભ પછી થયો એમ માનવાનું નથી. પદ્મનાભની ભાષા ઝાલોર તરફની છે. એટલે એમાં પ્રાચીનત્વના કંઈ વિશેષ અંશો જળવાઈ રહે. શ્રીધરના 'રણમલ્લ છંદ'ના ઘણાએ શબ્દપ્રયોગોનું સામ્ય દેખાય અને કંઈક અંશે કર્મણના 'સીતાહરણ'ના પણ શબ્દો અને પ્રયોગો મળી આવે. પરન્તુ ભાલણની એક વિશિષ્ટતા છે કે એણે પ્રાચીનતર શબ્દોનો વપરાશ ઘણો ઓછો કરી નાખી સંસ્કૃત શબ્દોને ઘણું પ્રાધાન્ય આપ્યું છે. સંસ્કૃત તરફ ભાલણને મૂળથી જ પક્ષપાત છે એટલે ફારસી અને દેશ્ય શબ્દોથી તે મોટે ભાગે દૂર રહ્યો છે. કારક વિભાગમાં જૂના પ્રત્યયો ભાલણમાં દૃષ્ટિગોચર થાય છે પરન્તુ આધુનિક. ના-ની, એ વગેરે વિશેષ દેખાય છે એનું કારણ લહીઆએ સમયાનુસાર પ્રયોગો કરેલા છે. સંવત ૧૫૪૫ માં રચાયલી 'હરિલીલા ષોડશકળા'ની ભાલણની ભાષા સરખાવવામાં આવશે તો એ બેનું સામ્ય વિશેષ જણાશે. વળી સંવત ૧૫૫૮ માં જનાર્દને 'ઉષાહરણ' લખ્યું છે તેની ભાષા સંવત ૧૫૪૧ ની હરિલીલા કરતાં કંઈક જૂની વિશેષ દેખાય છે. ખરું જોતાં સંવત સોળમા શતકમાં ભાષા બંધાતી હોવાથી કોઈ કાવ્યમાં વિશેષ પ્રાચીનતા દેખાય છે તો કોઈમાં ઓછી દેખાય છે. એટલે કાન્હડદે પછી ભાલણ થયો એ વાત ધ્યાનમાં ઉતરતી નથી.

નરસિંહની અસર ભાલણમાં સહેજ પણ નથી. બંનેના પંથ નિરાળા છે. બંનેનાં કૃષ્ણલીલાનાં પદો જુદીજુદી દૃષ્ટિએ લખાયેલાં દીસે છે. નરસિંહની સગ્ગીની કરણી એવી છે કે કેમ તે વિષે શંકા રહે છે. કવિઓનાં નામાભિધાન પદોમાં બહુધા જણાવાના દાખલા છે. નરસિંહની ચાતુરીઓમાં આવતાં ચંદ્રાવળા વગેરે રાધિકાની સખીઓનાં નામ પણ ભાલણમાં નથી. ભાલણને નરસિંહની અસર હોત તો આ નામો આમ અગત્યનાં હોવા છતાં પણ ભાલણને સૂઝ્યાં નહિ. વળી કર્મણનું 'સીતાહરણ', ધૂળનાં પદો, જનાર્દનનું ઉષાહરણ વગેરે જોતાં ભાલણની જ અસર કેશવ નાકર વગેરેમાં છે એમ માનવાનું કારણ નથી. ભાલણે પૌરાણિક અને ઐતિહાસિક ઇતિવૃત્તો પર વિશેષ ધ્યાન ખેંચ્યું એ વાત ખરી તેમ જ નાકરે ભાલણનું અનુકરણ કર્યું માટે ભાલણ નાકરનો સમકાલીન હોવો જોઈએ એમ કહી શકાય નહિ. નાકરનો કાળ રા. અંબાલાલ જાનીએ સંવત્ ૧૫૫૦-૧૬૩૦-૪૦ નો સિદ્ધ કર્યો છે એ જોતાં ભાલણ સંવત્ ૧૫૫૫-૬૦ સુધી હયાત હોય તો અમુક અંશે તે નાકરનો સમકાલીન ઠરે, દેહના અસ્તિત્વ સંબંધે કાવ્યપ્રવૃત્તિને સંબંધે નહિ.

એટલે ભાલણનો કાવ્યપ્રવૃત્તિકાળ એની વિવિધ કાવ્યકૃતિ જોતાં આશરે પચીસત્રીસ વર્ષનો સંભવે છે. એનો અભ્યાસકાળ જન્મ્યા પછી પચીસત્રીસ વર્ષે પૂરો થયો સમજાય કેમકે વ્યાકરણ, અલંકાર, કાવ્યો, નાટકો પુરાણો વગેરેમાં એણે શું શું નહિ વાંચ્યું હોય તે સમજી શકાતું નથી. તેમાં કાદંબરીને કાવ્યમાં મૂકતાં ઘણો સમય ગયો સંભવે છે. આ સર્વ જોતાં ભાલણ લગભગ નરસિંહનો સમકાલીન હોવાનું વધુ લાગે છે એટલે એનો કાળ સંવત્ ૧૪૦૦ થી સંવત ૧૫૦૦ સુધી મૂકી શકાય.

[ અપૂર્ણ ]

## ગુજરાતી ભાષા અને સાહિત્યના દરેક રસિકે વસાવવું જ જોઈએ

# "GUJARAT and its LITERATURE"

# ( ગુજરાત અને તેનું સાહિત્ય )

લેખક : શ્રી. કનૈયાલાલ મા. મુનશી

### પુસ્તકમાંથી અવતરણો

### હાલના ગુજરાતી સાહિત્યની સ્થિતિ

સંયોજન, દષ્ટિબિન્દુ અને કલાવ્યાપારમાં આજના ગુજરાતી સાહિત્યે અદ્ભુત પરિવર્તન કર્યું છે સંસ્કૃત રીતિઓનો આડંબર અદૃશ્ય થયો છે. ભાષા ધીમેધીમે હળતાંથી શુદ્ધિ, પ્રવાહી બલ, અને સર્વસ્પર્શી શક્તિ મેળવતી જાય છે. નવીન કવિતા અને નવા ગદ્યનો ઉદય થયો છે. યાંત્રિક છંદરચનાઓ ભૂતકાળમાં વિલીન થઇ ગઇ છે નવા છંદપ્રયોગોથી કાવ્યસિદ્ધિનું ક્ષેત્ર વિશાળ બન્યું છે, અને ઊર્મિગીત, સૉનેટ, કથાકાવ્ય, ખંડકાવ્ય, ખંડઆખ્યાન વગેરે પ્રદેશો આજના કવિયોના વિજયપ્રસ્થાન માટે ખુલ્લા છે. ગરબીએ અવનવું સૌન્દર્ય ધારણ કર્યું છે. ગદ્ય અર્થગર્ભ, પ્રાણવાન અને વૈવિધ્યવાળું બન્યું છે. નિબંધ, નવલકથા અને ટુંકી વાર્તા કલાસિદ્ધિમાં ઊંચી કક્ષાએ પહોંચ્યા છે.

પરંતુ ગુણવત્તા અને વૈવિધ્યમાં સર્જનકલા હજુ યે મર્યાદિત ચીલામાંથી સર્વાંશે બહાર નથી નીકળી. ઊર્મિગીતો અને મહાકાવ્યોએ કલાના શિખર હજી નથી સ્પર્શ્યાં. સામાજિક નવલકથા હજી કિશોરાવસ્થામાં પગ માંડે છે. નાટક હજી બાલ્યમાં જ રમે છે. વિવેચન, ઇતિહાસ અને જીવનકથા તો હજુ સાધ્ય દશામાં છે.

× × ×

સાહિત્યનો ઉપભોગ કરનાર વર્ગ પણ જ્ઞાનરસિકતા અને પ્રમાણમાં વધતો જાય છે અને પ્રાચીન હિન્દ તેમ જ અર્વાચીન યુરોપની સાહિત્યપ્રણાલિકાઓથી પરિચિત બનતો જાય છે. સાહિત્યમાં જીવનનું દર્શન પૌરાણિક ઢબે થતું નથી અને પરલોકદષ્ટિ તો લગભગ અસ્ત પામી છે. આખ્યાનોનાં નિર્જીવ અદ્ભુત તત્ત્વોને બદલે રસોથી જન્મેલું અદ્ભુત તત્વ સ્થાન પામે છે અને સ્વરૂપ, આલેખન અને કલ્પનામાં તે પ્રગતિ સાધે છે. પરન્તુ છેલ્લાં થોડાં વર્ષોમાં વાસ્તવિકતા તરફ સ્પષ્ટ અને દઢ પ્રગતિ જણાઇ આવે છે. અને તેમાં પણ સચોટતા અને સપ્રમાણતા દેખાય છે.

—Gujarat and its Literature : Page 378

# અભિપ્રાયો

"આ ગ્રંથ સાહિત્યઇતિહાસના માત્ર પ્રારંભિક ગ્રંથ જેવો નથી એનું ક્ષેત્ર વિશાળ છે. અને સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, પ્રાચીન તેમ જ અર્વાચીન ગુજરાતી, એ બધી ભાષાઓના સાહિત્યનું વિવેચન કરવા માટે જે તલસ્પર્શી વિદ્વત્તાની જરૂર છે તેની ખાત્રી કૃતિમાં છે; કારણ કે તેમણે જીવનનો ઘણો સમય સેવામાં આપ્યો છે. પોતે એક ઉત્તમ સાહિત્યકાર છે × × ×

શ્રી મુનશીના ગ્રંથનો અપૂર્વ ગુણ એ છે કે એમણે યુરોપના સમર્થ સાહિત્યકારોનો અને તેમની કલા-મીમાંસાનો ઊંડો અભ્યાસ કર્યો છે, અને તેથી જ તેઓ ગુજરાતના અનેક સાહિત્યકારોનું ખરૂં મૂલ્યાંકન કરી શક્યા છે એમના દર્શનના સત્યાસત્યની હું જ્યાં પરીક્ષા કરી શકું એમ છું ત્યાં તે મને રુચિકર અને સર્વસંપૂર્ણ જણાયું છે અને સાહિત્યસમૃદ્ધિનું દર્શન કરાવતાં પ્રામાણિકતા અને સત્યપ્રેમથી તેની અપૂર્ણતાઓ પણ ન સંતાડવામાં કર્તાએ જે વૃત્તિ દર્શાવી છે, તે માટે ગુજરાત કર્તાનું ઘણું જ ઋણી છે.

—ડૉ. એ. બેરીડેલ કીથ, ડી. સી. એલ.,<br>યુનીવર્સીટી ઓફ એડિનબરો

એમના ( શ્રી. મુનશીના ) જેવા પ્રતિભાશાળી અને બુદ્ધિમાન લેખકને પ્રસ્તુત પુસ્તક સારૂ જરૂરી અને ભરપૂરતી હકીકત સાંપડતાં, તે હકીકતને વ્યવસ્થિત અને મુદ્દાસર રજુ કરવામાં એક કુશળ ઍડવોકેટને યોગ્ય કુનેહ એમણે દાખવી છે; અને જે બુદ્ધિચાતુર્યથી, જે બાહોશીથી, જે જુસ્સાથી અને મમત્વથી પોતાના કેસની રજુઆત કરેલી છે તે આપણને ખરેખર ચકિત કરે છે અને તેમની બુદ્ધિશક્તિ માટે માન ઊપજાવે છે. વિશેષમાં ગુજરાતની અસ્મિતાના એ પૂજારી હોઇને તે પુસ્તક વધુ ગૌરવભર્યું થઇ પડે છે ગુજરાત અને તેના સાહિત્યનો પરિચય કરવા સારૂ આથી સરસ પુસ્તક આપણી પાસે હાલમાં નથી અને તે એક તેજસ્વી અને ઉત્તમ કૃતિ છે એમ એનો કોઇ પણ વાચક સ્વીકારશે.

—હીરાલાલ પારેખ : પ્રકાશ અને અંધકાર : પુસ્તક ૬ ૧૯૩૫

આપણે ત્યાં સાહિત્યના ઇતિહાસના ગ્રંથો આંગળીને વેઢે ગણાય તેટલા, તેમાં પણ એકાદ યુગનો સવિસ્તર અભ્યાસ દર્શાવતો ગ્રંથ તો એક પણ નહીં. તેમાં મહત્ત્વનો ઉમેરો થાય છે એ બાબત નોંધવાની જરૂર છે. આપણા સાહિત્યમાં, સાહિત્યનાં આજ સુધીમાં પ્રવર્તમાન અનેક જુદાંજુદાં સ્વરૂપો, કવિઓનાં વ્યક્તિગત સર્જન અને એ સર્જનની પશ્ચાદ્‌ભૂમિરૂપે રહેલું પ્રજાજીવન : આ બધાનો સ્પર્શ સાહિત્યના ઇતિહાસમાં સમાવિષ્ટ થાય છે, અને પ્રસ્તુત ગ્રંથમાં શ્રી મુનશીએ એમની વિશિષ્ટ શૈલીમાં આ બધાં તત્ત્વોનું પરિશીલન કર્યું છે

—ભાનુશંકર વ્યાસ : ગુજરાત : માર્ચ ૧૯૩૬ : અવલોકન

[ મહાધર્મ : પુરઃસંધાન પૃ. ૧૭ ]

તું કંઇ મારા જેવી ગામડિયણ નથી કે મુંબાઇનું શબ્દચિત્ર તને મોકલવાની જરૂર પડે. આટલું તો મારા મુંબાઇના અનુભવ તરીકે લખ્યું.

અમને મુંબઇ આવ્યે આજે સાત દિવસ થયા. તું આગલા કાગળમાં ઇન્દ્રવદનનો સ્વભાવ પૂછાવતી હતી. સાત દિવસના ટૂંકા પણ નિકટ પરિચય પછી હું ધારું છું કે હું તને લખી શકું. ઇન્દ્રવદન સ્વભાવે બહુ માયાળુ છે. મારી બહુ દરકાર રાખે છે, પણ સ્વભાવે તીખા છે, અને પોતાનું ધાર્યું ન થાય તો શિવજીનું ત્રીજું લોચન ખુલી જાય છે. પણ તારે ગભરાવાની જરૂર નથી. હું એ સ્થિતી આવવાજ દેતી નથી. સાંજે ઓફીસથી આવે પછી દરરોજ ફરવા જઇએ છીએ. શનિવારે સિનેમા જોઇ આવ્યાં. અહીંનું જીવન આનંદથી વીતાવું છું. પણ પાડોશીઓની ટીકા અને મશ્કરીથી ત્રાસી જવાય છે. શું એ બધાં નવપરીણીત હશે ત્યારે હર્યાંફર્યાં નહિ હોય !

પત્ર તો ખૂબ લાંબો થઇ ગયો. હાથ પણ દુઃખવા આવ્યો.

તું પત્ર લખજે.

લિ૦

કુમાના સ્નેહસંભારણાં

( ૪ )

૩૦–૧૨–૩૦

વહાલી સખી,

તું રાજન આવી પહોંચી છે તે જાણ્યું. જો હું ત્યાં હોત તો કેવો આનંદ થતે ! પણ તું લખે છે કે પંદરેક દિવસ પછી મુંબાઇમાં તારા મામાને ત્યાં આવવાની છે. આવતા પહેલાં જરૂર લખજે અને પહેલી તકે મળવા આવજે. પેટભરી વાતો કરશું. કેટલાક મહિના થયાં ઢગલો વાત થઇ ગઇ છે.

દામિની, તું પૂછાવે છે કે મને અહીં ગમે છે કે નહિ. અહીં કેમ ન ગમે ? નહિ પાણીના બેડાં ભરવાનાં કે નહિ ઘરમાં પૂરાઇ રહેવાનું. દરરોજ સાંજે ફરવા જઇએ છીએ. શનિરવિવારે નાટક સિનેમા જોવા જઇએ છીએ અને આનંદ કરીએ છીએ. ચિંતા વિના જીવન વીતાવીએ છીએ. અહીં એક સારું પુસ્તકાલય છે તેની સભ્ય બની છું અને વાચન માટે કદી વાંધો આવતો નથી. ઇન્દ્રવદનના એક મિત્રની પત્ની મારી વયની જ છે તેની સાથે મૈત્રી થઇ છે એટલે બપોરને વખતે પણ સારો સહવાસ મળે છે. કંટાળી છું એક અહીંના હિતૈષી પાડોશીઓથી, જેઓ ઘરની એકએક ખાનગી વાત જાણવા ઇંતેજારી ધરાવે છે. કદીયે કોઇનાં ઘરમાં પગ મૂકતો નથી પણ વણનોતર્યાં મહેમાન આવે તેને કંઇ હાંકી કઢાય છે !

સખી, આપણું જીવન પણ, ચન્દ્રકલાની માફક દિનપ્રતિદિન વિવિધ પ્રદેશમાં અતુટ પ્રવાસ કર્યે જ જાય છે. એક કળા પૂરી થતાં બીજી કળા હંમેશ તૈયાર હોય છે જ. બાળપણ ગયું. કિશોરાવસ્થા ગઇ અને યુવાવસ્થા આવી અને હું પરણી. હવે એ સનાતન સીડી પર મેં બીજું પગથિયું ચઢવા માંડયું છે. દામિની, મશ્કરી ન કરતી. આ પ્રગતિશીલ માર્ગમાં એક પગલું વધારે ભરતાં મને ઘૃણા ઉત્પન્ન નથી થતી.

જીવનકલાનો નૈસર્ગિક વિકાસ થાય ત્યારે પૂછવું શું ! હું તો મારા જીવનના બધા વિકાસને ઉમંગથી વધાવી લઉં છું તેમ આને પણ વધાવી લીધો છે.

દામિની છેલ્લા બેત્રણ મહિનાથી મારું જીવન એકધારું થવા માંડ્યું હતું. જીવનમાં કંઈક વિશિષ્ટતાનો પ્રવેશ થયો છે. ઝાંખા જીવનમાં નવીન દીપક સળગ્યો છે.

દામિની, માતા એ તો કોઈ અનોખી વિભૂતિ છે. તે આવતી કાલના યુગનો સર્જક છે. જેમ જળનું એકએક તુચ્છ બિન્દુ જ અનંત સાગર બનાવે છે તેમ માતાના ઉત્સંગમાં સૂતેલો બાળક જ આવતી કાલનું જગત બનાવે છે. આવતી કાલના જગતનું સર્જન કરવાનું કઠણ કાર્ય માતાને સોંપાયું છે. આ જોખમદારી મારે શિરેથી હું કેમ ઉતારી શકીશ તેનો વિચાર નિરંતર આવે એ સ્વાભાવિક જ છે. જગતપટ પર અજોડ મોઢો મૂકનાર માતાના જીવનમાહાત્મ્ય માટે કેમ શંકા હોય શકે ! તેવી જ રીતે પૃથ્વીના વિકટ પથમાં દેહ વા બુદ્ધિથી અવિકસિત અને પાંગળા મુસાફર મૂકનાર માતાનું જીવન એળે ગયું ન કહેવાય ! બેઉ પક્ષના વિચારો મારું મન ઘેરી લે છે. હું સારા થઈશ કે નહિ તે જાણતી નથી. પણ મને સારા સર્જક બનાવે એ પ્રાર્થના સિવાય બીજું શું થઈ શકે ! સંસ્કારી સાહિત્ય વાંચું છું. બીજું તો શું કરી શકું ! સર્જનનું મૂલ્ય તો મૂર્તિ જોવાથી જ સમજાય.

તારાં માતપિતા તથા ભાઈબહેનોને હું ભૂલી નથી. કહેજે કે, બહુ યાદ કરે છે.

તારા નિયમિત જીવનનો આરંભ થઈ ગયો હશે. કઈ ચોપડી વાંચે છે તે જણાવજે. ચિત્રકામ શીખવાનો વિચાર ફળીભૂત થયો કે નહિ ?

હું કુશળ છું. ઉદયન તને ઓળખતા તો નથી. પણ નામથી તને ઘણીવાર યાદ કરે છે. મુંબાઈ આવશે ત્યારે ઓળખાવીશ.

જલ્દી પત્ર લખજે.

લિ.

ઉમા

( ૫ )

રાજન, ૩૦–૬–૩૧

પ્રિય દામિની,

કુદરતની કૃતિ અપાર છે. કોઈ જોષી મળે તો પુછવાનું મન થઈ જાય કે તારી અને મારી ગ્રહદશા કેવી છે. તું હિંદ પર્યટને ગઈ ત્યાર પછી આપણે એક દિવસ નિરાંતે વાત કરી નથી. હું લાંબી મુદતે રાજન આવી ત્યારે એમ આશા હતી કે મારી દામિની પાસે બેસીશ અને હૃદય ઠાલવીશ, જ્યાં અખંડ ઝરણાં ફુટતાં હોય અને એ ઉછળતા નીરને બહાર નીકળવા માર્ગ ન હોય ત્યારે કેવી સ્થિતિ થાય તેની કલ્પના આવે છે ! મને મુંબઈમાં સખી મળી છે પણ તારી સાથે જે એકદિલી છે તેની તે ઉણપ જ છે ! તારા જેવી સખી જન્મ જન્માંતરે મળશે કે નહિ તે માટે મને શંકા છે. હું અહીં આવી ત્યારે તારા મામાના છોકરા પરણવા નીકળ્યા એટલે આપણે તો બે જ દિવસમાં વિયોગ સહવો પડયો.

આશા ( બેબી ) આજે એક માસની થઈ. મેં તને લખ્યું હતું કે શરીરે બહુ માંદલી છે. એના જન્મ પહેલાં અને પછી મારી તબિયત લથડી ગઈ છે. દવા તો નિયમિત લઉં છું પરન્તુ કંઈ ફાયદો થતો હોય એમ મને લાગતું નથી. શું કરવું તે માટે મુંઝાઈ ગઈ છું. ઇન્દ્રવદન ગઈ કાલે અહીં આવ્યા હતા. એમને દિલગીર જોઈ મને નવાઈ લાગી. પણ પાછળથી સહજ સમજી શકી કે પુત્રીના જન્મથી અપ્રસન્ન થયા છે. શું પુત્રીનો જન્મ એ કંઈ દોષ કે દૂષણ છે ? હું તો જોઈ શકી છું કે પુત્રીના જન્મથી જૂના જમાનાની વૃદ્ધાઓ જ અપ્રસન્ન થાય છે એમ નથી. આજના જમાનાના કહેવાતા કેળવાયલા પુરુષોને પણ પુત્રી શબ્દ સાંભળતા દિલગીરી થાય છે.

હું પણ હમણાં ચિંતાગ્રસ્ત રહું છું. પણ તેનું કારણ પુત્રીનો જન્મ નથી. મને તો આશાના જન્મે પણ પુત્ર જન્મ જેટલો જ હર્ષ થયો છે. મારી ચિંતાનું કારણ કંઈ જૂદું જ છે. આશાનું આરોગ્ય મારા મનમાં ચિત્રવિચિત્ર વિચારો ઉપજાવે છે. તું મારી સખી છે એટલે મારા મનની એક ગુપ્ત વાત તને કહું છું. આવી એક કાંગલી પુત્રીની માતા થવા માટે મને શરમ આવે છે. આશાના જન્મ પહેલાં મેં મોટી મોટી કલ્પના કરી હતી અને ઊંચી આશાઓ પણ સેવી હતી. પણ આશાના જન્મે મારી મહેલાતો તૂટી પડી છે. તે પછી પણ આશાની તબિયત સુધરશે એવી આશા મને હતી. પણ આ એક મહિના પછી પણ આશાનું આરોગ્ય સુધર્યું હોય એવું મને લાગતું નથી. બાળક અને માતા માટે મારા વિચારો મેં તને સ્પષ્ટપણે જણાવ્યા છે. આશાના હાલની તબિયત જોતાં આશા જીવનમાં નિષ્ફળ નીવડશે એમ મને લાગે છે અને આશાની નિષ્ફળતા એ મારી નિષ્ફળતા ને ! મારી સર્જનમૂર્તિ નિર્માલ્ય છે. એ મૂર્તિ જોઈ આંખમાં આંસુ આવે છે. પ્રભુ મારા સર્જન માટે પૂછશે કે "તારા સર્જને જગતની કેટલી ઉન્નતિ સાધી ?" દામિની મારી દુબળી આશા જગતનું કલ્યાણ સાધવાની છે ! આશા જગતને અધોગતિને પંથે લઈ જાય એથી શ્રેય શું છે તેની મને કલ્પના આવતી નથી. બહેન, વિવિધ વિચારો મને ચારે તરફથી ઘેરી રહે છે. હું મુંઝાઈ જાઉં છું. એ ગુંચવાડામાંથી બહાર નીકળવાનો માર્ગ મને સૂઝતો નથી.

આજે તો બીજું કંઇ લખવાનું સ્વાસ્થ્ય નથી એટલે તું મને ક્ષમા કરજે. બીજી વખત આનંદમાં હોઇશ ત્યારે લખીશ.

લિ.

તારી હંમેશની ઉમા

( ૧ )

મુંબાઇ, ૨૧-૩-૩૨.

પ્રિય સખી દામિની,

તારો કાગળ કાલે જ મળ્યો. ઘણા લાંબા સમય પછી તેં આવો લખિર અને શાંતિદાયક કાગળ લખ્યો. એવી રીતે જો તું પત્ર લખ્યા કરે તો મને અતિશય આનંદ થાય, પ્રયત્ન કરજે.

દામિની મારા દુ:ખની તને શી વાત કરું !

પ્રસુતિ પછી મારી તબિયત હજી સુધરી નથી. તાવ તો લગભગ દરરોજ આવ્યા કરે છે. બાળક પણ હજી એવી ને એવી જ છે. એને જોઇ મારા અંતર દુ:ખનો દાવાનળ સળગે છે. એવી ને એવી માંદલી દેહરેખા જોઇ મને જે દુ:ખ થાય છે તે કોને કહું ! દરરોજ સવાર થાય ત્યારે દવાની શીશી ઘરમાં આવી પડે છે. દવાની કિંમતથી મને ચિંતા નથી થતી. મને તો મારું માતૃત્વ એળે ગયું હોય એવું લાગે છે. ચન્દ્રવદન એને કોઇ દિવસ હાથમાં લેતા નથી. બીજાં માતપિતા

હોય જ. કંઇને કંઇ કારણસર ચિંતા તો હોયે જ એવે સમયે બીજા કશા માટે મારી પાસે તાકાત નથી. મારી નબળી તબિયત તું જાણે છે. મારા નિર્માલ્ય દેહમાંનું બળ હું આશા અને ત્રિવેણીને અર્પું છું. ખુદ ઇન્દ્રવદનની સગવડ સાચવવાને હું અશક્તિમાન છું. એવે સમયે જૂના દૈત્યની આંખના અંગાર જોયા જોવાતા નથી. કંઇક રસ્તો કરવો જોઇએ.

એ જ પ્રશ્નનો દિનરાત વિચાર કરું છું.

મેં આશા અને ત્રિવેણીને મૂકીને મનુષ્યજાતિની બે કુસેવાઓ કરી છે. ત્રીજી કુસેવા કરવા મારું હૃદય ચાલતું નથી ભવિષ્યની જનતા મને ધિક્કારે એવું કરવા હું તૈયાર નથી. મારે કંઇક માર્ગ શોધવો જ જોઇએ.

સખી, મને જગતમાં હવે રસ રહ્યો નથી. નાની હતી ત્યારે હું વિવિધ સ્વપ્નાં સેવતી હતી. પહેલી વખત માતૃત્વનાં ચિહ્નો દેખાયાં ત્યારે મેં અવનવી આશાઓ સેવી હતી. પણ હવે તો આ બધી વાતો મૃગજળ જેવી છે. મારા જીવનમાં પણ કોઇને રસ નથી. ઇન્દ્રવદનને તો બીજી સ્ત્રી મળી રહેશે. મારું જીવનસ્વપ્ન પૂરું થયું.

સખી, તારી ઉમાએ આજે પૃથ્વીનું છેલ્લું પ્રભાત જોયું. આજનો સંધ્યાકાળ ગમે એવો રળિયામણો પણ હું જોવા રહેવાની નથી. કારણ કે હું જાણું છું કે કાલનું પ્રભાત કાળું થવાનું છે. તને મળવા અંતર તલસે છે. પણ વિલંબ કરવા જતાં વિચાર બદલાઇ જાય એ બીક રહે છે. બીજું એક પણ નિષ્ફળ સર્જન શા માટે કરવું ?

જગત કહેશે કે હું પાપ કરું છું. પણ એમાં પાપ શેનું ?

જગત જેને પુણ્ય કહે છે તે કરવાથી હું મનુષ્યજાતિની પ્રગતિ કરવાને બદલે અવનતિ કરું છું તે કેમ ભૂલી જવાય ?

આત્મહત્યામાં તું કહેશે કે અધર્મ છે. પણ ધર્મ અને અધર્મ એ કોઇ સ્વતંત્ર વિભૂતિઓ નથી. ઘણુંયે કર્મ એવાં હોય છે જેમાં ધર્મ અને અધર્મ બેઉનું પ્રમાણ હોય છે. મારા કાર્યમાં પણ મને ધર્મ તથા અધર્મની ઝાંખી થાય છે. પણ મારાં જીવતરથી ધર્મ કરતાં અધર્મ વધારે થાય છે. મારો અંગત મત પૂછે તો શાસ્ત્રમાં વર્ણવેલા ધર્મમાં હું મનુષ્ય ધર્મ શ્રેષ્ઠ ગણું છું. મારે મન તે મહાધર્મ છે.

સખી, અત્યાર સુધી હિંમત રાખી રહી છું પણ તારી વિદાય લેવા સમય આવતાં મારી હિંમતની દિવાલ તુટી જાય છે. જગત છોડતાં પહેલાં તારી ગોદમાં બેસી હૃદય ઠાલવવા મન થાય છે પણ...પણ નહિ. આજે મારું છેલ્લું પ્રભાત છે. મારા પ્રત્યે સદ્ભાવ દાખવતાં સ્વજનનાં સૌને મારા અંતરનાં વંદન કહેજે. સખી. આ જન્મે જે એકનિષ્ઠાથી તેં મૈત્રી જાળવી છે એવી જન્મોજન્મ જાળવજે.

દામિની, મારી દામિની, વિદાય આપજે. ભવિષ્યમાં તારાં બાળકો ઉમા માટે પૂછે તો કહેજે કે "ઉમા પાપિણી ન હતી, ધર્મભ્રષ્ટ ન હતી એણે તો મહાધર્મ આચરતાં દેહ છોડ્યો..."

વિદાય......

લિ.
જન્મોજન્મ તારી સખી થવા પ્રાર્થતી
ઉમા



નવું પુસ્તક : ૨ અંક : ૩

મે : ૧૯૩૬

# ભાવનાશક્તિ: સ્વધર્મ

પણ વિકાસ કોનો ?

બધા વિકાસનું મધ્યબિંદુ સ્વધર્મ છે.

ઘણા ય શુષ્ક યોગાભ્યાસીઓએ મન અને દેહ દમી દમીને વૃત્તિઓ કચરી નાંખવાના પ્રયત્નો કર્યાં છે. સુંદર વૃક્ષ ને વેલીઓને ઊખાડી નાંખી ઝાંખરાં માટે જગ્યા કરી આપી છે.

મનુષ્ય મનુષ્યથી જુદો છે. એકની વૃત્તિઓ બીજાનાથી નિરાળી છે. એકના સંસ્કાર બીજાના કદી થયા નથી. એકની યોગસિદ્ધિ જેવી બીજાની ન થાય. વસિષ્ઠ ને વિશ્વામિત્ર મહર્ષિઓ હતા પણ એક બીજાથી તદ્દન જુદા. ગાંધીજી અને અરવિંદ બાબુ બંને યોગસિદ્ધિ કર્યે જાય છે, છતાં આકાશ ને પાતાળ જેટલું અંતર સેવે છે.

મારા પૂર્વજો, મારા સંસ્કારો, મારી પરિસ્થિતિ,— એ બધાનો ઘડેલો હું છું. મારી શક્તિઓ ને અશક્તિઓ મારી જ છે —કોઇની હતી નહિ, કોઇની થવાની નહિ. મારો પ્રયત્ન પણ મારો જ રહેવાનો—સ્વાભાવિક, અનનુકરણીય. મારો વિજય કે પરાજય એ પણ મારા જ. આ બધાં મારા સ્વધર્મમાંથી ઉદ્ભવવાનાં. તેની બાની મારી ભાવનાસિદ્ધિમાં જ મારો મોક્ષ રહેવાનો. આર્કીમીડીઝે કહ્યું: મને ઊભા રહેવાનું સ્થાન આપો તો હું લીવર વડે જગત ઊંચકી શકું. સ્વધર્મ એ મારું સ્થાન. એને અવલંબી હું ભાવનાશક્તિના બળ વડે મારા સમસ્ત જગતને ઉદ્ધારી શકું.

સ્વધર્મને અવલંબ્યા સિવાય ભાવનાવૃત્તિમાં શક્તિ ન આવે. સ્વધર્મ જાણ્યા વિનાની વૃત્તિ એ આંધળા જેવી છે, દિશા જાણ્યા વિના ફાંફાં મારી રહે છે. આ સ્વધર્મ ન કોઈ ફેરવી શકે, ન કોઇ છોડી શકે.

પોતાનો સ્વધર્મ વિગુણ હોય તો પણ સારો. પરધર્મ સારો હોય તો ય ખોટો. મૃત્યુ સારું, સ્વધર્મ છોડવો ખોટો.

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ॥

स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥

સ્વધર્મ મારા સ્વભાવનો પાયો છે. स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा । એ મારી ભાવનાશક્તિનો પ્રવાહ ઝીલે છે. પોતાની યથોચિત મર્યાદામાં પ્રવાહને રાખી તેને બળવાન કરે છે. એની મર્યાદા કોઈ શક્તિ ઉલંઘી શકતી નથી.

સ્વધર્મના પરિપાકમાં કૈવલ્યનું બીજ છે.

કનૈયાલાલ મુનશી

ચકરચકર ફરતી જણાઇ, અને તેના હૃદયમાં ઓાભધાક પેઠો. ગંગા પાસે જ બેઠી હતી તેને તે વળગી.

" બા, શું થશે ? "

" શું થવાનું હતું ? "

" તું શું જાણે ! યોગેશ્વર મુઆ તે જરૂર કૈં મોટું અમંગલ થવાનું ! "

" અરે થયું થયું, " તિરસ્કારથી ગંગાએ કહ્યું. " મને તો આટલાં વર્ષ થયાં. મેં તો એવું મોટું અમંગલ કદી જોયું નથી. "

" તને ખબર છે ? " ચૌલાએ માના કાનમાં કહ્યું. " ગરજનનો મ્લેચ્છ ચઢી આવે છે. "

" ગરજનનો મ્લેચ્છ ! એ વળી કોણ મુઓ છે ? "

" તે મને ખબર નથી. "

" તેં કયાંથી જાણ્યું ? "

" જાણ્યું, હવે. તને તેની પંચાત ? "

" હા. કાલે તું કૈં નહોતી જાણતી ને આજે કયાંથી જાણ્યું ? "

" મેં જાણ્યું. "

" કયાંથી, કહે તો ખરી. " ગંગાએ મીઠાશથી ચૌલાને પુછ્યું. પુત્રીને માટે તેનો પ્રેમ એવો જબરો હતો કે તેના અંતરના ભાવોથી અણજાણ રહે તો તેને ઈર્ષ્યા થઇ આવતી. તે શિવરાશિ જોડે સંબંધ બાંધે એવી તે પેરવી કરતી હતી, છતાં પોતાના સિવાય કોઇ બીજાને તે દેહ ને હૃદય બંને સમર્પે તે ખ્યાલ તેના હૈયામાં કારી ઘા કરતો. " કહે તો ખરી. મને નહીં કે ? "

ચૌલા તો ભોળી અને સરલ હતી. જગત પાસે તે કૈં છુપાવી નહીં શકતી, તો મા પાસે કેમ જ છુપાવી શકે ?

" મા, ગરજનનો મ્લેચ્છ ચઢી આવે છે એ તો મને પાટણના ભીમદેવે કહ્યું. " અને ચૌલાની કલ્પનાએ રાતનું ચંદ્રિકાસ્નાન નજર આગળ ખડું કર્યું, અને તે કાંપી.

ગંગા ચૌલાને ભેટી પડી. " અને મારી લુચ્ચી બીલાડી, તું ભીમદેવને કયારે મળી આવી ? " ચૌલાનું હૃદય તો એ અનુભવ કહેવા તૈયાર જ હતું. માને વળગી, તેની છાતીમાં લપાઇ, રડતાં, હસતાં, બીતાં, તેણે રાતનો પ્રસંગ, કંકયોગેશ્વરનું મૃત્યુ, ને ભીમદેવનો મેલાપ વર્ણવ્યો. માત્ર નાહીને આવતાં તેને ભીમદેવ લઇ આવ્યો ત્યારે તેને દીલે કપડાં હતાં કે નહીં તે વાત કહેતાં તે વીસરી ગઈ.

૨

જ્યારે ગંગાએ વાત સાંભળી ત્યારે તેના હૈયામાં પણ ધાક પેઠો. કંકયોગેશ્વરનું ખૂન ચૌલાને લીધે થાય એનાથી બીજું વિપત્તિસૂચક અપશકુન શા હોઇ શકે ? અને તરત જ ભીમદેવને ગરજનના મ્લેચ્છ જોડે લડવા જવું પડયું !

બધા દુઃખમાંથી છુટવાનો ગંગાને એક જ રસ્તો ખબર હતો અને તે તેણે લીધો. તે ગંગસર્વજ્ઞ પાસે ગઇ. સાથે ચૌલાને પણ લેતી ગઇ.

ગંગ સર્વજ્ઞ મધ્યાહ્ન સંધ્યા કરી રહ્યા હતા. એમણે અર્ઘ્ય આપી દીધો હતો અને ગાયત્રીનો પાઠ કરતા હતા. આજે એમનું ચિત્ત પણ અસ્વસ્થ હતું. મોં આપત્તી ભાળ્યું હતું પણ એમના અંતરમાં અવાજ ઉઠયા કરતો: “ ભગવાન્ શંકર ! શું ધાર્યું છે ! ”

ગંગા ચૌલાને લઇ પાછલે બારણેથી ઓસરીમાં આવી, ને હાથ જોડી એક તરફ બેઠી. પાસે નીચું મોઢું રાખી ચૌલા બેઠી.

ચૌલા ગંગસર્વજ્ઞના મોંઢા તરફ જોઇ રહી. તેજસ્વી, વિશાળ ભાલ ઉપર ચંદ્રલેખાભર્યું રૂપ ને ધવલ ત્રિપુંડ્ર શોભતું. તેને શંકા થઇ કે સર્વજ્ઞ ખરેખરા માણસ હતા કે શંકર પોતે. ઘણીવાર તેના સ્વપ્નામાં શંકર એવા જ દેખાતા. સર્વજ્ઞની ભવ્ય દાઢીને જેમ અત્યારે સટકિયું માર્યું હતું તેમ તેના શંકર પણ તેવું જ મારતા. તેની વિચારપરંપરા ચાલી: જો સર્વજ્ઞ શંકર હોય તો પછી તે પોતે દેવાધિદેવની દીકરી હતી ! એ તો ખરું નહોતું લાગતું કારણ કે પોતે તો શંકરને પાર્વતીભાવે ભજતી હતી.

ગંગ સર્વજ્ઞ સંધ્યા કરી રહ્યા અને શિવરાશિ આવ્યો. ને ગુરુ પાસે જઇ પગે પડયો. તેણે એક આંખે ચૌલાને જોઇ અને તેનું મુખ પણ હસ્યું.

“ ગુરુદેવ, બહાર સજ્જન ચૌહાણ અને એનો છોકરો દર્શન કરવા આવ્યા છે. ”

“ હં. પણ ગંગા કૈં વાત કરવા આવી છે, એને પહેલી પતાવીએ, ” અને સર્વજ્ઞની નજર સ્નેહથી ચૌલા પર ઠરી, “ ને ચૌલી પણ આવી છે. કેમ, ચૌલી, તેં તો કાલે હદ કરીને ! ”

ગંગા ને ચૌલા આવ્યાં ને સર્વજ્ઞને પગે પડયાં.

“ આપની જ બધી કૃપા છે ને, ”

“ કૃપા ભોળાનાથની, ” સર્વજ્ઞે કહ્યું. “ પણ ચૌલી, તું જબરી, હોં. મને શી ખબર કે તને આવું સરસ આવડે છે. ગંગા, હવે તારો અસ્ત થઇ ગયો. ”

“ મારો અસ્ત થશે તો પણ મારી પુત્રીથી જ, કેમ રાશિજી ! ”

રાશિજી તો હા કહેવા તત્પર જ હતા, પણ સર્વજ્ઞે આ કૌટુંબિક વાર્તાલાપ આગળ વધવા ન દીધો.

“ ગંગા, કેમ ! બોલ, શા માટે આવી છે ! ”

“ એક તો આ ચૌલાને આપનાં દર્શન કરાવવાં હતાં. ”

“—ને બીજું ! ”

“ ને બીજું, એક ભયંકર વાત મને અત્યારે ચૌલાએ કરી તે કહેવા આવી છું. ”

ચૌલાએ ચારે તરફ જોયું એટલે ગંગસર્વજ્ઞ સમજી ગયા ! “ શિવરાશિ, જા, બહાર કહી આવ કે કોઇને અંદર ન આવવા દે. ”

“ જેવી આજ્ઞા, ” કહી શિવરાશિ ઉઠીને કહેવા ગયો અને થોડી વારે પાછો આવીને બેઠો.

અને ગંગાએ ચૌલાને થએલા અનુભવની વાત સર્વજ્ઞને કહી. જેમ તે કહેતી ગઇ તેમ સર્વજ્ઞનું મુખ ગંભીર થવા લાગ્યું. જ્યારે ભીમદેવે કપર્દીશ્વરને મારી નાખ્યા એ વાત કહી ત્યારે તે આંખે આંગળી અડાડી, શ્વાસ

આપી, સર્વજ્ઞ શિવકવચની થોડી ટુકો લખવા બેઠા. શિવરાશિ વાત સાંભળતો ગયો તેમ એના તો હાંજાં જ ગગડતાં દેખાયાં. જ્યારે ગંગાની વાત પુરી થઇ ત્યારે બધાં ચિત્રવત્ બની ગયાં.

સર્વજ્ઞે પ્રયત્ન કરીને ધીમે, સ્થિર અવાજે કહ્યું, " મનુષ્યની બીક ને મનુષ્યની આશા એ સસલાનાં શૃંગ જેવી છે. સત્ય વસ્તુ માત્ર ભગવાન શંકરની ઇચ્છા છે. એને આધીન થવાની શકિત આપે એટલી જ કૃપા આપણે યાચવાની રહી. આજે વીશ વર્ષે આ ધામની ઉત્તરોત્તર વૃદ્ધિ ભગવાને મારે હાથે કરાવી છે. એ ત્રિશુળપાણિ બેઠા છે ત્યાં સુધી કોઇ શું કરવાનો છે ? " અને આ બોલતાં બોલતાં જ એમની આંખમાં તેજ આવ્યું ને એમનો અવાજ જાણે દેવનો સંદેશ ઉચ્ચારતો હોય એવો અર્થગંભીર બની રહ્યો. " જેનો હાથ ભગવાને ગ્રહ્યો છે તેને છોડનાર કોણ છે ? જેને સોમનાથ તરછોડશે તેને બચાવનાર કોણ ? જે પળે ગરજનનો સુરત્રાણ એમનો દ્વેષ કરશે તે ક્ષણે એ હતો નહતો થઇ જશે. "

તે અટકયા, અને આંખો આકાશ તરફ ઠેરવી પલવાર મૂગા રહ્યા. તેના ત્રણે પ્રેક્ષકોને સર્વજ્ઞમાં અચલ શ્રદ્ધા આવી.

" શશિ, બહાર સજ્જન ચૌહાણ ઉભો છે ને ? ભગવાન સોમનાથે જ એને મોકલ્યો છે. બોલાવ એને. "

શિવરાશિ ઉઠીને સજ્જન ચૌહાણ અને તેના પુત્રને બોલાવી લાવ્યો.

૩

સજ્જન ચૌહાણ પાંત્રીશચાલીશ વર્ષનો પડછંગ, મોટા વાળવાળો, વિકરાલ રજપૂત હતો. એનો વીશ વર્ષનો પુત્ર બાપની નાની પ્રતિકૃતિ હતો. બંને એક સરખી ઢાલ તરવારમાં સજ્જ હતા. બંનેએ આવીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા:

" નમ : શિવાય "

" શિવાય નમ : " સર્વજ્ઞે આશીર્વાદ દીધો. " કાલે સાંજે આવ્યા, કેમ ? "

" હા, ગુરુદેવ, " સજ્જને કહ્યું, " જરા આવતાં મોડું થયું. આપ આરતી કરતા હતા ત્યારે અમે આવ્યા. પછી તો નૃત્ય થતું હતું. " તેણે ચૌલા તરફ જોયું.

" હા, ચૌલાએ સુંદર નૃત્ય કર્યું. નહીં ? " સર્વજ્ઞે કહ્યું, અને તેની નજર સજ્જનના પુત્ર સામંત પર પડી. છોકરો આવ્યો ત્યારથી ચૌલા પર નયનો ઠારી બેઠો હતો. સર્વજ્ઞ જરાક મલકાયાઃ ચૌલા બહુ મોહક હતી ખરી.

" સજ્જન, ઘોઘારાણા કેમ છે ? "

" મજાહમાં છે. આપને એમણે ઘણુંઘણું કરીને પ્રણામ કહાવ્યા છે ને આ ભેટ મોકલાવી છે, " કહી સજ્જને કમરબંધમાંથી એક સુંદર હીરા કાઢી સર્વજ્ઞને ચરણે ધર્યો.

" ચૌહાણ કુલનો મોર સોમનાથની ભકિતમાં અચલ છે તે જોઇ હું પ્રસન્ન છું. " સર્વજ્ઞે કહ્યું.

" શંકરની કૃપા છે. "

" સજ્જન, ઘોઘારાણા પર પણ સોમનાથ પ્રસન્ન છે. એમની સેવા દેવને બહુ પ્રિય છે. તમે કયારે નીકળ્યા ? "

[ અનુસંધાન પૃ. ૨૭૪ ]

# ધૂળમાં

( એક આઇરિશ ગીત ઉપરથી )

: પૃથ્વી :

૧

તને કદિ ય એમ જો હૃદયમાં ઉઠે કલ્પના,
ફરી પૂરણ પ્રેમ તો જીવનમાં મળ્યા પે વિના.
અરે ડગ નહિ ભરૂં તુજ ભણી રહું હું પરે,
નિહાળું ક્યમ પ્રેમ એ મિલનહીન તારો વધે !

૨

પ્રવાસ તુજ કારણે યુગયુગો વહી આદર્યો,
તજ્યા પથ ઘણા ય ને નવીન પંથમાંહી વળ્યો.
પરંતુ મુજ માર્ગ જો તુજ ઉરે નહિ ઝંખના,
તમા નજરની નથી તુજ પછી રહું ધૂળમાં.

૩

સહી સકળ સંકટો પ્રબળ પ્રેમ મારો કરૂં,
ત્યજી સકલ અંતરે અમિત એક આશા ધરૂં.
રહે તુજ અપૂર્ણ પ્રેમ મુજ પ્રેમ પામ્યા વિના,
મને મિલન કાજ તું કદિક શોધશે ધૂળમાં.

મનુલાલ પારેખ

---

# "શમ્યા સૂર બધા...."

: પૃથ્વી :

ભીખા નિજ શિશુ લઈ મનુજમેદનીમાં ઊભો,
અને ઉર વલોવતો કવન છેડને પોષવા
કરે ઝણઝણાવીને ધ્રૂજતા તાર તંબૂરના.
ઘણી કરગરી પડ્યા સુખ પરે વ્યથા આત્મની
અધાનક ભૂતાવળો જીવનપુંજ ખેંચી રહી,
અને નયનમાં લૂખી મનુજ મશ્કરી મૂક છે,
સુકા નીરસ ઓષ્ઠથી અરુજ હાસ્ય કેંપી જતી.
ન કોઈ સમજે નહિ કવન કંઈનું સૂણતાં,
હસે, મશ્કરી કરે હૃદયફાડ ઘોંઘાટમાં,
શિશુ તરફડે, દુઃખાર્ત નયને જુએ અંધારાં
પિતા મુખ અતિ ભીખા ભણત કાળજે જ્યોતમાં
અસહ્ય જખમાઘથી જીવનપંથ કાપી રહ્યો.
શમ્યા સૂર બધા અને હૃદયથી છૂટ્યો આક્રંદનો
તૂટેલ, બસૂરો પ્રભુ ! તરફ તાર તંબૂરનો.

ભાસ્કર વ્હોરા

---

# બિખરે મોતી

પ્રિયે ! જશે તું, હત મ્હેં વિચાર્યું,
વિયોગથી બાષ્પ ન સારતે હું;
પરન્તુ જ્યારે તુજ સંગમાં હું,—
ભૂલી ગયો કે હતી મર્ત્ય તો તું.

વિચાર કો'દી મનમાં ન આવ્યો,
"થશે કદી યે તુજ દીપ પૂરો;—
ત્હને હું જોઇશ સમો જ છેલ્લો,—
નહિં હસી, બોલીશ તું દિને કો'—"

અને હજી યે મુખ તે નિહાળું,
અને, ફરી તે હસશે-વિચારૂં;
પરન્તુ "હું તેહ વૃથા નિહાળું—"
વિચાર આવ્યો નહિં કો'દી ધારૂં.

હું બોલું છું તોય ન તું વદી દે,
અધુરૂં ના રાખતી જે કહી યે;
ખરે ! સુહાગી મધુરી ગઇ .. છે,
અને ખરે ચિત્રિત તું રહી છે.

પ્રિયે, નિહાળું, રસસારહીન,
શરીર ઠંડું—મુખચન્દ્ર ખિન્ન;
પ્રશાન્ત, આલિંગું હૃદે હું ત્હારૂં,
કપોલ ચુમ્બું સ્મિત જ્યાં રમંતું.

અને હજી યે મુખ જ્યાં નિહાળું,
મ્હને તું ભાસે હજી મ્હારી છે તું,
પરન્તુ જ્યાં ભસ્મ કરી ત્હને છે—,
સ્મરૂં,– તદા થાઉં દુઃખી હું પ્રિયે !

ત્હને હૃદે હું દિનરાત ધારૂં,
અને કરૂં શાન્ત, હું ચિત્ત મ્હારૂં;
પ્રિયે, ગમે ત્યાં વસતી હશે તું;
ન ધારૂં કે ભૂલી જશે મ્હને તું—

જયંત શ્યામ વસ્ત્રનિવાસી

# વિજેત્રી

સનાતન બુચ

[ ગતાંકના પૃષ્ઠ ૧૭૯ થી ચાલુ ]

## પ્રવેશ ત્રીજો

સ્થળ: પહેલા પ્રવેશનો ખંડ : : સમય : રાતના સાડાઆઠ

[ વચમાંના ગોળ ટેબલ પર લટકતા વિજળીના દીવાના ઝુમ્મરમાંથી ને ખુણાઓમાંના સુન્દર દીવાઓથી આખા ખંડમાં ઝગઝગીત પ્રકાશ પડે છે. ગોળ ટેબલ પાસે બેસીને મનોહર વાંચે છે. સરિતા પ્રવેશ કરે છે. સુન્દર ડિઝાઇનની પહોળા સોનેરી પટ્ટાની કોર મૂકેલી જાપાનની સાડી તેણે પહેરી છે. મ્હો ઓઢયું નથી. બાકી નવી ફેશનમાં ગણાતી બધી ટાપટીપથી શણગારેલી છે. એનો પ્રવેશ થતાં જ મનોહરનું ધ્યાન એની તરફ ખેંચાય છે. ]

મનોહર : ( પુસ્તક ટેબલ પર મૂકતાં, પ્રશંસાથી ) ઓ–હો ! સુન્દર ઘણું જ સુન્દર ! ( ખુરશીમાંથી ઉઠે છે. )

સરિતા : ( અંદરના બારણા તરફ હાથ બતાવી ) ક્યાં છે ?

મનોહર : હમણાં જ રસોડા તરફ ગઈ. પણ સરિતા ! તું આજ કેટલી સુન્દર લાગે છે !

સરિતા : ( મનોહર તરફ જતી ) આજે મારો વિજયદિન છે એ તો તમે જાણો જ છો ! વિજેત્રીએ આમ શણગારવું જ જોઇએ.

મનોહર : ખરેખર ! વિજેત્રીને શોભે એવા ભભકામાં જ તું આજે આવી છે. સરિતા ! વિમલનો પરાજય કર્યો ને મ્હારો યે કર્યો હો ! તું આજ સાચી વિજેત્રી.

સરિતા : ના ના, હજી તો મ્હારે તમને બન્નેને જીતવાનાં છે અને તે માટે જ આજ આવી છું.

[ મનોહર એક ખુરશી લઇ સરિતાની છેક પાસે જાય છે ને બન્નેની વચ્ચે ખુરશી મૂકી સામસામાં બન્ને ઉભે છે. મનોહર ખુરશી પર હાથ રાખીને ઉભો રહે છે. ]

મનોહર : ઓહો ! આજની વીંટી ને ઘડીયાળ ! ( મોઢા તરફ જોઇ ) ને એરિંગ પણ !

[ બન્નેને ન જણાય તેમ વિમલા બારણામાં આવીને અટકી જાય છે ને પાછી પડદા પાછળ સંતાઈ રહે છે. ]

સરિતા : તમારી વસ્તુ તમને પહેરી ન દેખાડું તો બીજો મ્હારે એનો શો ઉપયોગ છે !

મનોહર : સચ ! મ્હારા આનંદને અત્યારે હું કશાથી જ વ્હાર બતાવી નથી શકતો,

( ભૈરવી : : ત્રિતાલ )

ભરી સકલ હ્રદયે તુજ વાસના !
તવ પ્રતિમા ઉર,
તું કદી નવ દૂર;
ભરતી મ્હડે નવચેતના ! —૧:
સ્નેહ વહે પૂર,
નયન ભરે નૂર:
રગરગ પ્રગટે જ્યોત હા ! —૨.
વેણુ નવ જડે;
કયમ ઉર ઉઘડે !
મસ્ત બન્યો મુજ આતમા ! —૩.
ભરી સકલ હ્રદયે તુજ વાસના !

[ ગીત પૂરું થયે પાશ્ચાત્ય પદ્ધતિએ સરિતાના હાથ પર ચુંબન લેવા મનોહર નિશાનીથી ઇચ્છા બતાવે છે ને પોતાના હાથ આગળ કરે છે. સરિતા પોતાનો હાથ ધરે છે ને મનોહર ચૂમવા જાય છે ત્યાં વિમલા પ્રવેશ કરે છે. બન્ને ચમકીને જૂદાં પડે છે. ]

**વિમલા** : સરિતા ! આ શું ? ને ( મનોહરને ) ત્હમે ! આ હું શું દેખું છું ! બારણામાં ઉભી ઉભી જોયા કરું છું તો મ્હને આ કમારનું શું દેખાય છે ! સરિતા ! તું ખુલાસો કર ને ત્હમે યે કરો. આ શું સાંભળ્યું જોઉં છું કે મ્હને મ્હીડવવાની યુક્તિ રચી છે ! કે—

[ મનોહરનું ઝંખવાયેલું મોઢું જોઇ રહે છે. ]

ના, ના, હું છેતરાઈ નથી. આ બનાવટી દશ્ય તો નથી લાગતું. બોલ, સરિતા ! ત્હારે શું કહેવું છે ?

[ સરિતા કૈંક હિંમત એકઠી કરે છે ને બેપરવાઇથી ખુરસી પર બસે છે. ]

**સરિતા** : ( બેસતાં ) શાને માટે ?

**વિમલા** : આ પ્રસંગને માટે.

**સરિતા** : એમાં મ્હારે શું કહેવાનું હોય ?

**વિમલા** : કેમ શું કહેવાનું હોય ? પારકા પુરુષની સાથેનું આવું વર્તન અક્ષમ્ય છે.

**સરિતા** : ( તિરસ્કારથી મોઢું ફેરવી ) હં ! પારકા પુરુષ ! વિમલા, હું પરણેલી નથી એ તો તું જાણે છે ને ?

**વિમલા** : એટલે જ મ્હારે ત્હારી પાસેથી ખુલાસો જોઇએ છે.

**સરિતા** : એટલે જ કહું છું કે કશા ખુલાસાની જરૂર નથી. મ્હારે પોતાનો કોણ છે એ જાણ્યા વિના તું કેવી રીતે અમુકને પારકો કહી શકે ! તું આ ઉપરથી એમ માને છે કે મનોહર મ્હારે પારકા છે ?

**વિમલા** : ( આશ્ચર્ય ને રોષથી ) શું ! તું કહેવા શું માગે છે ?

સરિતા : એ જ કે મનોહર મ્હારા પોતાના છે, પારકા નથી.

વિમલા : ( મનોહરને ) આ શું કહે છે ! એનો અર્થ શો ! તમે તો કંઈક બોલો કે મ્હારી વિરુદ્ધ આ કંઈક કાવત્રું રચાયું છે !

મનોહર : ( ગંભીરતાથી ) સરિતા કહે છે તે સાચું છે. એ મ્હારી છે ને હું એનો છું. અથવા વધારે સ્પષ્ટતા કરું તો એ સત્ય કાલે જગજાહેર થશે.

વિમલા : આ હું શું સાંભળું છું ! સરિતા ! આ વાત—

સરિતા : છેક જ સાચી છે.

વિમલા : ( આવેશમાં ) નહિં. નહિં, હું એવું બનવા જ નહિં દઉં. કોઈ પણ ભોગમે ન બનવા દઉં. મ્હારા સંસારમાં હું કોઈને—

સરિતા : ( સ્મિતથી ) હં, હં, વિમલા ! હળવે, જરા ધીમે ! સુપાત્રો જ સુખનાં અધિકારી છે એ વાત ત્હેં જ કહેલ હજી ચાર કલાક જ થયા છે ત્યાં આમ કેમ ઉકળી જાય છે !

વિમલા : ( અતિશય ક્રોધમાં ) શું ! એટલે મ્હને ભોળવીને મ્હારી પાસેથી મ્હારી જ વિરુદ્ધ ત્હેં સંમતિ લીધી ! લુચ્ચી, આટલી અધમ, આટલી નીચ, આટલી હલકી—

મનોહર : વિમલા ! બસ કર. આ શું તોફાન મચાવ્યું છે !

વિમલા : તોફાન એટલે ! હું કેમ આ ચાલવા દઉં ! હું તમને પરણવા નહિં દઉં એ તમે ધ્યાનમાં રાખજો. હું આકાશપાતાળ એક કરીશ અને તમને હવે તો લગ્ન કરવા નહિં જ દઉં.

સરિતા : ત્હારું કશું ચાલે તેમ નથી—

વિમલા : બસ કર, ત્હારું કશું જ મ્હારે નથી સાંભળવું.

સરિતા : પણ, વિમલા ! એકને બદલે બે સુખી થતાં હોય તો એમાં ત્હારે શો વાંધો છે !

વિમલા : મ્હારા સુખમાં વિઘ્ન નાંખવાનો કોઈને હક્ક નથી. મ્હારે ભોગે હું બીજી કોઈ પણ સ્ત્રીને મ્હારા પતિ પાસેથી સુખ ન મળવા દઈ શકું.

સરિતા : હં, વિમલા ! એ કહાપણ આજથી આઠ વર્ષ ઉપર ક્યાં સંતાઈ ગયું હતું ! પેલી ભિખારી યમુનાનું સુખ ઝૂંટવી લેતાં ત્હને કેમ જરાયે ન લાગ્યું ! ને હવે ત્હારું ઝૂંટાઈ જાય છે ત્યારે કેમ આમ બ્હેબાકળી બની જાય છે !

વિમલા : એ મ્હારો વ્યક્તિનો પ્રશ્ન છે. એમાં ત્હારે માથું મારવાની જરૂર નથી. હું ત્હને અત્યારે અહીંથી ચાલ્યા જવાને વિનંતિ કરું છું.

મનોહર : વિમલા ! આ શું કરે છે ! મ્હેમાનરૂપીને પાછી જવાનું કહે છે ! આનું ત્હને ભાન છે !

વિમલા : ત્યારે એનું વર્તન શોભે એવું છે !

સરિતા : મનોહર ! તમે જરા વાર બોલશો નહિં. હું જ જરાક વિમલાની સાથે હિસાબ પતાવી લઉં છું. ( વિમલાને ) ઠીક, ત્યારે મ્હને શા માટે જવાનું કહે છે એ જરા કહે.

**વિમલા** : શું આમ નફટાઇ કરે છે ! અહીંથી ચાલી જા. હું આ ઘરની ધણીઆણી તરીકે ત્હને ફરમાવું છું.

**સરિતા** : અને હું ન જાઉં તો ?

**વિમલા** : ન જાય તો ? તો પછી અમારે ત્હને બ્હાર કાઢવી પડશે.

**સરિતા** : એ ધમકીથી કશું વળે એમ નથી. વિમલા, હું યે આ ઘરની ધણીઆણી છું.

**વિમલા** : અરે, વાહ ! આ તો લગ્ન પહેલાં જ ધણીઆણી થઇ બેઠીને શું !

**સરિતા** : લગ્ન પહેલાં નહિં, વિમલા ! પણ લગ્ન પછી,

[મનોહર જરા ચમકે છે. સરિતા એક તીક્ષ્ણ નજરથી એની સામે જૂએ છે.]

મનોહરની સાથે મ્હારૂં લગ્ન થયું છે એ વાત કૈં આજ નવી નથી.

**મનોહર** : સરિતા ! આ શું બકે છે ? ત્હારૂં મગજ ઠેકાણે છે કે નહિં ?

**સરિતા** : હું કશું યે બકતી નથી. મ્હારૂં મગજ એને ઠેકાણે જ છે. ફક્ત ત્હમારૂં બન્નેનું જ ગયા એક વરસથી ઠેકાણે નથી. મનોહર ! હું ત્હમારી જ ધર્મપત્ની છું. ત્હમારી સાથે મ્હેં રીતસર લગ્ન કરેલું છે. આઠ–આઠ વર્ષના ગાળા પછી એ વાત ત્હમારા સ્મરણમાંથી ભૂંસાઇ જાય—

**મનોહર** : સરિતા !—

**સરિતા** : બસ, મનોહર ! મ્હારૂં નાટક હવે પૂરૂં થાય છે. હું સરિતા નથી. ( આંખમાં પાણી આવે છે. ) હું ત્હમારી જ યમુના છું.

**મનોહર** }
**વિમલા** } : ( એકી સાથે ) યમુના !

**સરિતા** : હા, હું યમુના, ત્હમારી હતભાગિની યમુના. ત્હમારી તજાએલી દુર્ભાગી યમુના હું જ છું.

**મનોહર** : સરિતા ! આ શી ન મનાય એવી વાતો કરે છે ? એનાથી શું કરવા માગે છે ?—

**સરિતા** : મનોહર ! ત્હમારો સંશય અસ્થાને નથી. ત્હમને મ્હારૂં કથન માનવા જેવું નથી લાગતું એમાં હું મ્હારા અભિનયની પૂરી સફળતા જોઉં છું. ત્હમારે માટે ત્હમે અયોગ્ય ઠરાવેલી, ત્હમારી ભાવનાઓ ને આદર્શોમાં ભાગ લેવા ત્હમે અસમર્થ ગણેલી, ત્હમારા જીવન માટે અતિશય અરસિક ને અણઘડ લાગેલી, સાદી, ભોળી, બિચારી સુશિક્ષિત હોવા છતાં યે 'અસંસ્કારી' યમુના આજ ત્હમારા જીવનમાં અનિવાર્ય બની શકે એ ત્હમે ન જ માની શકો ! વિમલા કરતાં થોડુંક જ ઓછું શિક્ષણ પામેલી યમુના એના કરતાં વધારે તેજસ્વી, વધારે રસિક, વધારે ચતુર, વધારે આકર્ષક બને એ ત્હમારા માનવામાં ન જ આવે. એ કાપેલા વાળ રાખે ને નવીનમાં નવીન ફૅશનની ટાપટીપ રાખે એ ત્હમે સ્વપ્નમાં પણ માની ન જ શકો—

[ અનુસંધાન પૃ. ૨૬૦ ]

# ફુટેલાં કરમ

કિસનસિંહ ચાવડા

નાતાલના દિવસોમાં અમારા રીસર્ચ ઇન્સ્ટીટ્યુટના સાથી મૌલાના ચિકંદરખાનને શિકાર કરવાની ઇચ્છા થઇ. મેં વાતચિત દરમિયાન મારા શિકારશોખની વાત કરેલી એટલે મૌલાના સાહેબે ખૂબ આગ્રહ કરીને મને સાથે લીધો. બંગાળમાં અને તેમાં ય આ બીરભૂમ જેવા સુકકા જીલ્લામાં શિકાર શાનો અને વાત કેવી. એટલે અમે શાંતિનિકેતનથી નીકળીને સંયુક્ત પ્રાંતમાં આવેલા મૌલાના સાહેબના મોસાળમાં જવાનું નક્કી કર્યું. એમનું મોસાળ મીરઝાપુર જીલ્લાના એક નાનાશા કસ્બામાં હતું. ત્યાં અમે બન્ને જલ્દી પહોંચી ગયા. ત્યાંથી બે બંદૂકો લીધી અને એક ભોમિયો લીધો. બીજે દિવસે વહેલી સવારે અમે નીકળી પડયા. બાર માઇલ દૂર થોડાંક ગામડાં વટાવીને એક મેદાનમાં પહોંચવાનું હતું. ખૂબ સુંદર અને મોટાં શિંગડાં વાળાં હરણ ત્યાં રહે છે એવી અમને ખબર મળી હતી. નવ વાગ્યા પહેલાં અમારે મેદાનમાં પહોંચી જવાનું હતું. કારણ કે નહિ તો પછી હરણ તાપ ખાઇને પોતાનો ચારો મેળવવા આમતેમ થઇ જશે તો આપણે રખડપટ્ટી કરી પાછા આવવું પડશે. મૌલાના સાહેબ આ બીકને લીધે લાંબા ડગલાં ભરતા હતા અને હું એમનાથી બેત્રણ હાથ દૂર એમની સાથે ચાલવા મથતો દોડવાની ધીરી ગતિએ મજલ કાપતો હતો. આ દડમજલને અંતે આઠ વાગ્યે અમે હાંફતા હાંફતા પેલા મેદાનમાં આવી પહોંચ્યા. આ ઝડપી ચાલથી અમને બન્નેને તો કશો ફાયદો ન થયો પણ અમારી સાથે જે મુસલમાન ભોમીયો હતો તેણે એક ઢીલી સુરવાલ અને એક ઢીલા અંગરખા ઉપર કોઇની ઉતરેલી પાતળી ફાટેલી શેરવાની પહેરી હતી તેને જલદી ચાલવાથી ટાઢ ઓછી વાઇ.

અમે મેદાનની ચારે બાજુ લપાઇ છુપાઇને ફરી વળ્યા, નાની ટેકરીઓ પર ચઢીને દૂર દૂર દષ્ટિ નાખી જોઇ પણ ક્યાંય હરણ દેખાયું નહિ. મૌલાના સાહેબે કહ્યું "આપણે એક ઝાડની ઓથે બેસીને થોડી વાટ જોઇએ, હમણાં પેલી ઉત્તર તરફની ઝાડીમાંથી હરણાંઓનું ટોળું નીકળશે." આઠ વાગ્યાથી અમે વાટ જોતા બેઠા હતી. નવ વાગ્યા, દશ વાગ્યા અને અગીઆર વાગ્યા પણ હરણ દેખાયાં નહિ. પણ મૌલાના સાહેબની ધીરજ શિકારની ધીરજ હતી. એમણે કહ્યું "હવે આજે બપોર અહીં જ વિતાવી દઇએ. આ થોડો નાસ્તો સાથે છે તે ઉડાવી લઇએ અને પેલા થરમોસમાં પાણી તો છે જ. અમે થોડી મીઠાઇ અને બટાટાકોબીના સમોસા સાથે આણ્યાં હતાં તે સાફ કરી નાંખ્યાં અને થરમોસનું ઠંડુ પાણી પીધું ત્યાં મીઠી તૃપ્તિ થઇ. થોડી વાર આમ તેમ ટહેલીને મૌલાના સાહેબ તો પોતાના આદી સ્વભાવ અનુસાર એક ટેવેલ પર શેરવાનીનું ઓશીકું કરીને આડા થયા અને પોઢી ગયા. ધીરે ધીરે પેલા ભોમીયાએ પણ લંબાવ્યું અને એ પણ આરામથી ઘોરવા માંડયો. રહ્યો હું એકલો. શિયાળાના નિર્જન બપોરમાં આવા જંગલમાં કરવું ય શું ! ચોપડી

પણ સાથે નહોતી કે એની સાથે વખત ગાળું. આવી વેળા વિચિત્ર હતી ! મારે માટે એક જ ઉપાય હતો—ફરજિયાત ચિંતન ! પણ માણસ ચિંતન કરવા બેસે છે ત્યારે જેનું ચિંતન કરવું હોય છે તેનું થતું નથી અને આડા આવળા વિચારો નાહકની ધમાચકડી મચાવે છે. મેં ત્રણ ચાર વખત પ્રયત્ન કર્યો કે કંઇક સારા વિચારો કરું, કોઇક મૌલિક ચિંતન કરું, એકાદ નવલિકાની કલ્પના કરું, મારી મીસીસને માટે કાંઇ નવું દૃષ્ટિબિંદુ શોધું પણ બધું વ્યર્થ. મેં આખરે કંટાળીને વિચાર કરવાનો પ્રયત્ન માંડી વાળ્યો. મેં મારા મનને માંદા વાછરડા જેવું અસહાય અને શિથિલ બનાવી દીધું. એ બિચારા પર ગમે તેટલી માખીઓ આવીને બેસે પણ ઉડાડી શકે તો ઉડાડે ને ! તેમ મેં જેટલા વિચારોને આવવું હોય અને બણગણાટ કરવો હોય તેમને તેમ કરવાની છુટ આપી અને હું પલવાર આ રમત જોઇ રહ્યો. ગાંધીજીની તબીયતથી માંડીને મારા રૂમમાં ટેબલ કલોથ હવે ધોબીને આપવાનું છે, ત્યાં સુધીના અને આઠમા એડવર્ડથી માંડીને અમારા અક્ષય માળી સુધીના વિચારો આવીને પોતપોતાના પરાક્રમ બતાવી ગયા. બસ આ વિચારલીલામાં ચારેક વાગ્યા ત્યાં મૌલાના સાહેબ આળસ મરડીને બેઠા થયા. ખીસ્સામાંથી સીગારેટ કાઢીને ધુમાડાના ગોટા તો એમણે કાઢવા માંડ્યા. અને ધુમાડો નીકળતો જાય તેમ તેમ મૌલાના સાહેબ એક ઉપર બીજી વાતો છોડતા જાય. આખરે અમે સજ્જ થઇને એક ટેકરી પર જંઇને સાંજે પાછા હરણાંની વાટ જોતા બેઠા. સંધ્યા થવા આવી પણ હરણ હોય ત્યારે આવે ને અમે નિરાશ થઇને પાછા ફર્યા. જતી વખતે તો શિકારની આશામાં પગમાં તાકાત હતી અને અંતરમાં ઉત્સાહ તથા ઉત્સુકતા હતાં પણ પાછા આવતી વખતે આમાંનું કશું જ ન હોવાથી ચાર કલાકની મજલને અંતે રાત્રે દસ વાગે અમે ઘેર પહોંચ્યા. જમીને સુતા તે બીજે દિવસે સવાર જોયું.

૨

બીજે દિવસે મૌલાના સાહેબે તો ઇચ્છા દર્શાવી કે આજે પણ હરણાંની શોધમાં જવું પણ મારા પગ સાફ સાફ ના પાડતા હતા. મેં આજીજી કરીને ખાન સાહેબને સમજાવ્યા અને તે દિવસ બ્રિજ ખેલીને અને એક જુના મુસલમાન ડોસાને ત્યાં શતરંજનો ખેલ જોઇને પુરો કર્યો. એ મુસલમાન ડોસો લખનૌના નવાબી જમાનાના અવશેષ જેવો હતો. શતરંજ રમતી વખતે પણ એક હાથ પર એક પાળેલી કાળી ચકલી બેસાડી રાખે. એ ચકલીની ગરદન અને માથું લાલ. બાકી આખું શરીર કાળું. એ બુઢ્ઢાએ એનું નામ પાડેલું શબનમ. બિચારી મુગી મુગી આંખો પટપટાવી શતરંજના હાથી ઘોડા અને ઉંટને નીરખી રહે.

બીજે દિવસે સવારે અતિશય વહેલા ઉઠીને ૭ સાત માઇલ દૂર જંગલી ચકલીઓના શિકાર માટે જવા અમે નીકળ્યા. અંધારીયું હતું એટલે પાછલી રાતની ચાંદની હતી. પેલા બોમ્બીયા રૂપી નોકરને ખાનસાહેબે આજે પણ સાથે લીધો હતો. ગામ બહાર નીકળ્યા ત્યાં સુધી કંઇ ખાસ વાતચિત ન થઇ. પછી મારાથી મુગા મુગા ન રહેવાયું. મેં મૌલાના સાહેબને કહ્યું.

" ખાન સાહેબ, તમે કંઇ જાતના કોમ્યુનીસ્ટ છો ! "

આશ્ચર્યથી ખાન સાહેબે પુછ્યું " કેમ ! "

" તમે નિઝામ સરકારની તો સ્કોલરશીપ લેતા છો ! "

" એમાં મારા કોમ્યુનીઝમને ક્યાં વાંધો આવ્યો ! "

" પણ એ તો સિદ્ધાંતથી ઉલટું થયું.

" જીવનમાં જીવાય ત્યારે ઉલટું કહેવાય ?

" ત્યારે તમારું કોમ્યુનીઝમ કેવું ! "

" માત્ર થીઅરીનું "

" એનો અર્થ શું ! ઉપયોગ શું !

" એના ત્રણ અર્થ છે અને બે ઉપયોગ છે. "

" શું ! "

" પહેલો અર્થ બુદ્ધિની કસરત, બીજો જુના સ્થિતિચુસ્ત રાજકારીઓને ચીમકી અને ત્રીજો હું મુસલમાન હોવા છતાં કેટલો ' પ્રોગ્રેસીવ થીન્કર ' છું તેની સાબીતી. બે ઉપયોગમાં પહેલો છે મુડીવાદીઓને ડરાવી એમને ' એક્સપ્લોઈટ ' કરવાનો અને બીજો છે જે ઘોડીચણી અને તે લેખો વગેરે લખીને Rank and fileની સેવા કરવાનો. " મૌલાના સાહેબે પ્રમાણિકતાથી પોતાનું બયાન આપી દીધું.

" તમે તો અદ્ભુત છો ! " મારાથી બોલાઇ ગયું.

પાછા થોડી વાર મુંગા મુંગા ચાલ્યા. અકસ્માત ખાન સાહેબે કહ્યું. " અમારા કોલેજના દિવસમાં આનો ચેપ અમને મૌલાના હઝરત મોહાનીએ લગાડેલો. હું એ બુટ્ટા પર આજે પણ આફરીન છું. "

" એ મૌલાના હઝરત મોહાની હમણાં શું કરે છે, કંઇ રાજકારી ક્ષેત્રમાં દેખાતા નથી ! " મેં મૌલાના સાહેબ વાત કરે એ હેતુથી જરા મમરો મુક્યો.

ખાન સાહેબની જબાન ઉપડી, " હઝરત તો જવાંમર્દ અને બહાદુર માણસ છે. જીંદગી આજે ૬૫ વરસની થઇ. પણ એમાંથી ૨૦–૨૫ વરસ તો જેલમાં જ વિતાવ્યાં. અમારા મુસલમાનોમાં જે વખતે કોઇ સામાજિક સુધારણાનો વિચાર પણ કરતું નહોતું ત્યારે આખા યુ. પી. માં પોતાની બીબીનો પડદો તોડાવીને સાથે લઇને નીકળનાર એ પ્રથમ મુસલમાન બન્યો. અને આજે પણ તમે કાનપુરમાં જાવ તો એક મેલો સુરવાળ, મેલી શેરવાની અને ટોપીમાં તેજસ્વી આંખોવાળો ધોળી દાઢી પર હાથ ફેરવતો કડપી ચાલવાળો મુસલમાન તમારી નજરે પડે તો એ હઝરત મોહાની. હું એક વાર એમને મળવા ગયો હતો. સવારમાં મારે માટે મૌલાના સાહેબે નાસ્તો મંગાવ્યો. એક પૈસાના ચણા એક પડીઆમાં અને તુટેલા કાચના ગ્લાસમાં પાણી આવી પહોંચ્યા. "

" એ ખરા કોમ્યુનીસ્ટ. " મારાથી વચમાં બોલાઇ જવાયું.

" છે જ " મૌલવીએ આગળ ચલાવ્યું. " અરે એક દિવસ ગમ્મત થઇ. કાનપુરમાં સરકારે એવો બંદોબસ્ત કર્યો. એક બે આનાનો મજુર પણ હઝરત સાહેબને પ્રેસ ચલાવવા ન મળે. એવે વખતે મોહાની સાહેબ પોતે લખે, કમ્પોઝ કરે અને એ અને બીબી બન્ને મળીને હેંડપ્રેસ ચલાવીને એ લેખો છાપે અને પછી વહેંચવા નીકળે.

દોસ્ત એના જેવો તો જવાંમર્દ થવો મુશ્કેલ છે. એની કલમમાં જોશ છે, ઝીન્દાદિલી છે. શાયરી કરે છે કલેજું ચીરી નાંખે તેવી. એટલે તો સરકાર ગભરાય છે. "

મેં કહ્યું ' પણ હમણાં એ ખૂબ શાંત છે. "

" યાર, હવે તો ઉમર થઇ. કમાં સુધી જોમ તો ચાલે. અને હવે એકાદ વખત જેલમાં જાય તો પાછા ન આવે, એવા કમતાકાત થઇ ગયા છે. "

બીજી આમતેમની ઘણી વાતો ખાનસાહેબે પછી તો સંભળાવી અને અમે અમારી ધારેલી જગ્યાએ ૭ વાગ્યા પહેલાં આવી પહોચ્યા. જરા જરા અજવાળું થઇ ગયું હતું. અમે એક જગ્યા ગામથી જરા દૂર પસંદ કરી લીધી અને પેલા અમારા ઓમિયા નોકર શરીને કહ્યું કે તું પૂર્વમાં ખેતરમાં જઇને હલ્લો કરીને ચકલીઓ ઉડાડ અને અમે અહીંથી અમારૂં કામ કરીએ છીએ. ઓમીયો ગયો અને એણે શોરબકોર મચાવ્યો. મેં કહ્યું કે ખાનસાહેબ આપણે ચકલીઓ પર બંદુક નહિ ચલાવીએ. ખાનસાહેબ હસી પડયા ને બોલ્યા, " તમારૂં કામ નહિ. રહેવા દો. હું જ ચલાવીશ અને પછી હું જ એના પર હાથ પણ સાફ કરીશ. "

શોરબકોરથી ચકલીઓનાં ટોળાં ઉડયાં અને મૌલાનાએ આકાશમાં નિશાન લઇને છરા ઉડાવ્યા. ચાર પાંચ વખતમાં આઠ દસ ચકલીઓ પાંદડા ખરે એમ ખરી પડી. બસ શિકાર પુરો થયો. ગામમાં એક મુસલમાનને ઘેર ચકલી પકાવીને ખાનસાહેબે ત્યાં જ મીજબાનીનું ઠરાવ્યું. શરી મરેલી ચકલીઓ લઇને ગામમાં ચાલ્યો ગયો. અમે પણ ગામનું એક ચક્કર લગાવીને એક કુવા પાસે ગામથી દૂર ઝાડ નીચે આવીને બેઠા.

ગામ ખૂબ નાનું હતું. ગરીબ પણ ખૂબ લાગ્યું. ચાર પાંચ મુસલમાન, એક મહારાજ, એક વાણીઓ અને બીજાં ચમારોના, મોચીના અને શુદ્રોના ઘરો હતા. આખા ગામમાં એક જ કુવો હતો. કુવાની આગળથી ગાયભેંસનું એક ટોળું ચાલ્યું જતું હતું. ટોળામાં સશક્ત અને સુંદર ગાયો અને કદાવર ભેંસો હતી. ખાનસાહેબને આશ્ચર્ય થયું કે આવા ગરીબ ગામમાં આવા ઢોર ક્યાંથી ! કુતુહલના માર્યા ભીયાં ઉપડયા. હું ય સાથે થયો. ટોળાની પાછળ એક સત્તર અઢાર વરસનો જુવાન છોકરો એક ફાટેલું ધોતીયું, એનાથી વધારે ફાટેલી બંડી અને ખભે લાકડી મુકીને ચાલતો હતો. અમે એની સાથે થઇ ગયા. ખાનસાહેબે પુછવા માંડયું:

" અમે જાતનો કોણ છે ? "

" અહીર. "

" આ ગાયો ભેંસો કોની ? "

" જમીનદારની.

" કયનિ જમીનદાર ? "

" આ ગામનો. "

" અહીં તો એ રહેતો નથી. કયાં રહે છે ? "

" આ સામેના ગામમાં ? "

[ અનુસંધાન પૃ. ૨૬૪ ]

ત્યાં ગામડાંનો પણ માલ આવે
ગાડાં ભરી ગોદી મહીં ઠલાવે
રહે બધા ત્યાં ઢગ અસ્તવ્યસ્ત
ને કોક તેમાંથી દીસે જ ત્રસ્ત– ૧૦

જાડાં મોટાં ઘરેણાં ને ડોકમાં હાંસડી વળી
રાતુડા દાંત રંગેલા હેમની રેખ ત્યાં ઢળી– ૧૧

અનેકરંગી વસનો ધરેલ
ને ચાંદલો ભાલ વિષે કરેલ
ચક્ષુ મહીં કાજળ પંક્તિ સાર
શો મીંડલાનો કચમાં પસાર– ૧૨

હાથમાં હેમની ચીપે મઢેલી દાંતની ચુડી
હસ્તે ભાલે કપોલે છે ત્રાજવાં રેખ શી રૂડી !– ૧૩

એવો અનેક શતગોત્રની ફૅક્ટરીનો
સાંચા ઢળેલ સમ માલસમૂહ આખો
છે ટ્રેડમાર્ક અવળાસવળા લગાવ્યા
ને શૅરના વિવિધભાવ બધે ચગાવ્યા– ૧૪

દલાલો, ડોસીઓ, ડોસા, નવરી નાર ને નરો
નાગા, જ્ઞાતિપટેલો ને પુરોહિતો ય પેન્શનરો– ૧૫

શાસ્ત્રી પુરાણી પણ ના બકાત છે
માલે ચડે સર્વ તણી જકાત છે
જોગી જતિના રત્ન ક્વાંક દાજ છે
અસાર સંસાર વિષે પ્રભાવ છે– ૧૬

ગ્રાહકો પ્રેમના પન્થી આવે છે મદડોલતા
પોળેલાં ઘેનથી માતાં ધીમેથી ચશ્મ ખોલતા– ૧૭

છેલ્લા કટે મંડિત કોટપૅન્ટે
કો સૂટમાં શોભિત રિસ્ટવૉચે
ખીસાં વિષે રબ્બરની નળી છે
જોતાં જ દૃષ્ટિ સહુની ઢળી છે– ૧૮

દલાલો દોટ મારે ત્યાં 'પધારોજી જરા જુઓ
તપાસો ડાકટરી જ્ઞાને, નાડીના જાણકાર છો'– ૧૯

અતૃપ્ત નેને નિરખે જ માલ
લજ્જાની રેખા ઢળતી કપોલ
'લિયો લિયો' એમ અબોલ વાણી
વદી રહે અંગ બધાં ય તાણી— ૨૦

પાઘડી પૅન્ટ ને કોટે શોભિતા શિષ્ટ વાણીએ
ધારાના ધોરણે ચાલે ધારાશાસ્ત્રી પ્રમાણીએ— ૨૧

દૃષ્ટિ પડી ના પડી ત્યાં 'પધારો
નિગાહ સપ્રેમ અહીં જ ધારો'
વદી રહે એમ અસંખ્ય આંખો
ને ડોલતી દેહલતાણી જ પાંખો— ૨૨

સરકારી નોકરીવાળા હોદ્દેદારો ફરે વડા
આંખની સાનથી આજ્ઞા આપે દ્વાર ત્યાં ખડા— ૨૩

ત્યાં માલને ઉંચકી માલદારો
પાયે ધરંતા મચવે પસારો
દશે દિશામાં ખડકેલ માલ
દ્રવી રહે અંતરમાં રસાલ— ૨૪

વ્યાપારી ધનિકો બંધાધારી આવે અનેકધા
વેચાણો ને ખરીદીના જામે સોદા સહસ્રધા— ૨૫

સૌન્દર્યથી શોભિત માલ પ્હેલો
ખપે બજારે નવ રહે પડેલો
ક્રમે ક્રમે કાન્તિ અને જવાની
તે માગી લ્યે સ્નેહતણી નીશાની— ૨૬

સાધનો ક્રયનાં જેની પાસે લાધ્યાં વિશેષ છે
સ્નેહસૌન્દર્યની વૃદ્ધિ તેનાં દ્વારે અશેષ છે— ૨૭

બાકી રહેલા લઘુ સ્થાનદારો
ઉદ્યોગથી જે કરતા ગુજારો
તેને માટે માલ વધ્યો ઘટેલો
એથી વધે માનવવંશવેલો— ૨૮

અમારાં સાધનો છાજે તેવો માલ અમે મહીં
લો લેવે ફરી પાછા, વાહવાહ થઈ રહી— ૨૯

ને જાન જોડી વરવા પધાર્યા
વેવાઈએ સ્વાગતથી વધાવ્યા
વૃદ્ધો વડીલો પણ સાથ સંચર્યા
પુરોહિતોએ મળી મંત્ર ઉચ્ચર્યા – ૩૦

વેદમંત્રો તણા ગાને, હોમપાવન વહ્નિથી
શાસ્ત્રોક્ત વિધિના કર્મે, મ્હોર મારી વિશુદ્ધિની– ૩૧

પવિત્રતાની કરી પૂર્તિ લીધ
ભેગા મળીને બહુ હર્ષ કીધ
ને નીતિની પૃથ્વીપુરાણુ દીક્ષા
લાધી; થઈ ધર્મતણી જ રક્ષા – ૩૨

'સાત સાત ભવોથી એ અમારી ધર્મની સખી
મૃત્યુની મેં પરાસાથી, લલાટે સર્વદા લખી'– ૩૩

એવું સહુએ કહ્યુ તે સ્વીકાર્યું
અમે અમારાં દિલમાંય માન્યું
ને પ્રેમની દિવ્ય જ દીપ્તિ ધારી
સંસારની વેલ રહ્યાં વધારી – ૩૪

રામપ્રસાદ શુકલ

---

## ચાંદની

: ઉપજાતિ :

અદશ્ય કો નારી ઉપાડી આવી
સુધાનિધિને સ્વશિરે ય વ્યોમે;
દિવ્યા જતી'તી નભમાં લઈ ત્યાં
સરી ગઈ ને કૂપ એ ઢળ્યો હા !
–ને રેલ રેલી જગમાં સુધાની.

દેકિનૂ

# ભાલણ

ગણેશશંકર પંડ્યા

## જીવન, કવન અને ભાષાવિકાસ

[ અનુસંધાન ગયા અંકના પૃ. ૧૯૩ થી ]

### પ્રકરણ ૩ જું

**કાવ્યપ્રવૃત્તિ**

ભાલણના અવસાનકાળનો નિર્ણય કરવામાં ઉપર જણાવ્યું છે તેમ બીજું નળાખ્યાન રચ્યાનો સમય સંવત્ ૧૫૭૫ નો ખરો હોય એમ લાગે છે.

ભાલણનું અવસાન સંવત્ ૧૫૫૫-૬૦ માં માનીએ તો તેના કવનકાળની સીમા આશરે સંવત્ ૧૫૧૦-૫૫ સુધીની સંભવે છે. ઉપર કહ્યું તેમ તેનો જન્મ સંવત્ ૧૪૭૦ માં માનીએ અને સંસ્કૃત વગેરેના અભ્યાસનો કાળ ગણીએ તો ભાલણની પ્રવૃત્તિ સંવત્ ૧૪૯૦-૫ થી સંભવે.

ભાલણનાં કાવ્યોને બે વિભાગમાં વહેંચી શકાય: જેમાં રામનામની છાપ હોય તે એક અને જેમાં એવી છાપ ન હોય તે બીજો. પ્રથમ વિભાગમાં હરસંવાદ, મૃગીઆખ્યાન, સપ્તશતી, દુર્વાસાઆખ્યાન, કાદમ્બરી વગેરે મૂકાય. બીજા વિભાગમાં ધ્રુવાખ્યાન, નળાખ્યાન, રામવિવાહ વગેરે મૂકાય. બીજી દૃષ્ટિએ વિચાર કરીએ તો સપ્તશતી, હરસંવાદ, મૃગીઆખ્યાન વગેરેનો દૈવમાહાત્મ્યપ્રચાર કરનારાં કાવ્યોનો વિભાગ; ધ્રુવાખ્યાન, નળાખ્યાન, દુર્વાસાઆખ્યાન, રામવિવાહ, વગેરેનો પૌરાણિક વિભાગ; નળાખ્યાન ( પ્રથમનું ) કાદમ્બરી, સપ્તશતી વગેરેનો ભાષાંતરવિભાગ; કૃષ્ણલીલા, રામબાળલીલા વગેરેનો ભક્તિકાવ્ય વિભાગ એમ ચાર વિભાગમાં ભાલણનાં કાવ્યો વિભક્ત કરી શકાય.

**ભાલણનાં પ્રથમ કાવ્યો**

ભાલણની કાવ્યપ્રવૃત્તિના આરંભસમયનાં કાવ્યો ક્યાં છે તે તે કાવ્યોમાં રચ્યાસંવત્નો ઉલ્લેખ ન હોવાથી નિર્ણીત કરવું મુશ્કેલ છે. પરન્તુ હરસંવાદમાં એ કાવ્ય લખવાનો હેતુ નથી. ખાસ ભક્તિભાવ તરી આવતો નથી. એ નાનકડું, ટુંકું કાવ્ય છે. એટલે પોતાની શક્તિનું માપ જોવા વખતે આ કાવ્ય ભાલણે પ્રથમ પ્રવૃત્તિના દૃષ્ટાંત તરીકે લખ્યું હોય.

મૃગીઆખ્યાનમાં ભાલણની શક્તિ કંઈક વિશેષ દીપતી દેખાય છે. એમાં ભક્તિભાવ સ્ફુરે છે. ભાલણ શિવમાર્ગી હોવાનું કથન પણ મળે છે:

" શંકર સેવ્યા પાખે કિહાંથી સુખે રહેશે સર્વ લોક ? "

કાવ્યપ્રવૃત્તિમાં ઝંપલાવ્યું છે એવું સ્પષ્ટ કથન પણ ભાલણ કરે છે — .

" એવું જાણી સ્થિર મન આણી ભાલણ ભાષાબંધ,
શિવજીના ગુણ ગાઇ જે કથાતણો સંબંધ. " કડવું ૧લું.

આ સમયમાં સપ્તશતીનું ભાષાંતર કરવાનું ભાલણે કામ લીધું હોય એમ લાગે છે. ભાષા સાદી અને સરળ છે. મૂળની છાયા વિશેષ છે. તથાપિ તદ્ભાવ-

ને અનુસરતી ગુજરાતી છાયા આણવામાં ભાલણની ખૂબી દેખાય છે. ધાર્મિક પુસ્તકના ભાવનું યાથાતથ્ય જાળવીને કાવ્યમાં ભાષાંતર કરવાનું કામ જોખમદારીનું હોવાથી સપ્તશતી પૂર્વે ભાલણની કોઇપણ કાવ્ય પ્રવૃત્તિ હોવી જ જોઇએ. આ સપ્તશતીના વિજયી ભાષાંતરથી ભાલણ કાદમ્બરીનો અનુવાદ કરવા પ્રેરાયો હશે. ગ્રંથની વિશાલતા અર્થગાંભીર્ય, ભાષા આદિનો વિચાર કરતાં આ અનુવાદ કરવામાં ભાલણે ઘણો સમય લીધો હશે.

કાદમ્બરીના આ અનુવાદના સમયમાં ગાળે ગાળે ભાલણે અન્ય કાવ્યો લખ્યાં હોવાં જોઇએ. દુર્વાસાઆખ્યાન[૭] ભાલણે લખેલું હોય તો તે પણ આ સમયે લખાયલું હોવું જોઇએ. એમાં ખાસ વિશિષ્ટતા દેખાતી નથી પણ ' ભવસાગર દુસ્તર તરવાને ' ભાલણ શ્રી હરિના ગુણ ગાય છે. કાદમ્બરીના ઉત્તર વિભાગમાં નૃસિંહ ભગવાનનું સ્મરણ છે. એટલે કાદમ્બરીના અનુવાદકાળમાં ભાલણ પુરાણાદિ વાંચતો હશે, કાવ્યો લખતો હશે ને વખતે પ્રહ્લાદાખ્યાન લખ્યું પણ હોય. અને એમાં શ્રી નૃસિંહની ભક્તિ નિસ્પૃહ ભાવે કરી હોય. જેથી એની છાયા કાદમ્બરીમાં નૃસિંહજીનાં સ્મરણરૂપે દેખાતી હોય.

" પ્રણમું ને નરસિંહનારાયણ વદને જેહ વિકરાલ,
શંખ ગદા અસિ ચક્ર ધરિ કર કેસર સદા વિશાલ. "

કા. ઉ. કડવું ૧ લું.

કાદમ્બરી પછી પ્રથમનું નળાખ્યાન ભાલણે લખ્યું સંભવે છે. એમાં કેટલીક નવી કલ્પનાઓ દેખાય છે તે કાદમ્બરીની અસરથી આવી હોય. વળી જે રઘુનાથની છાપ કાદમ્બરીમાં દેખાતી નથી તે છાપ આ નળાખ્યાનના ૧૯ મા કડવામાં દેખાય છે[૮] એટલે રામભક્તિની અસર અને શ્રીપાતને ગુરૂ કરવાનો પ્રસંગ આવી લાગ્યો હશે.

આ રામાનંદી ભક્તિની અસર હવેનાં કાવ્યોમાં સ્પષ્ટ દેખાય છે. ધ્રુવાખ્યાન, રામવિવાહ, રામબાળલીલા, રૂકિમણીવિવાહ વગેરે લખાય છે. રામભક્તિ સાથે અન્ય દેવની ભક્તિ રામવિવાહમાં છે; ધ્રુવાખ્યાનમાં તો તે પણ નથી. વળી રામવિવાહમાં છેવટે ભાલણજન એ શબ્દ આવે છે તેમ ' ભાલણ પ્રભુ રઘુનાથ 'ની છાપ પણ એક પદમાં આવે છે. જાલંધરાખ્યાનમાં છેવટે આ છાપ આવી છે. બાકી ભાલણની છાપ જ વિદ્યમાન રહે છે. એટલે આ ત્રણે કાવ્યો તથા નળાખ્યાન ભાલણ અને ભાલણપ્રભુ રઘુનાથ એવી મિશ્ર છાપથી વ્યક્ત હોવાને લીધે આ સમયમાં એટલે કાદમ્બરીનું ભાષાંતર પૂરૂં થયાં પછી લખાયલાં દીસે છે. એમાં રામવિવાહ પ્રથમ વખતે શ્રીપાતગુરૂના પ્રોત્સાહનથી લખ્યો હોય કે રામજીની તાત્કાલિક અસરથી પ્રેરાઇ મૃગીઆખ્યાનની માફક લખ્યો હોય. પછી ધ્રુવાખ્યાન ( આ ધ્રુવાખ્યાન પ્રથમનું હોવું જોઇએ, ) અને ત્યાર પછી જાલંધરાખ્યાન એમ ક્રમ ગોઠવીશું.

કૃષ્ણવિષ્ટિનું કાવ્ય આખું નથી, આ કાવ્યમાં બીજા નળાખ્યાનની પેઠે પદે

૭. આ કાવ્યમાં ભાલણની છાપ નથી મળતી કેમકે તેની પ્રત ત્રુટક છે, ફક્ત મંગળાચરણના સામ્યને લીધે ભાલણનું હોવું જોઇએ એમ કહી શકાય.

૮. જેવી પેરે રાખે તેવી પેરે રહીએ ભાલણપ્રભુ રઘુનાથ રે.

રે ભાલણપ્રભુ રઘુનાથની છાપ મળે છે. આ પ્રકારની છાપ રામબાલલીલામાં છે. આ છાપ રુક્મિણીવિવાહ તથા સત્યભામાવિવાહમાં દરેક પદને છેડે નથી. એટલે રુક્મિણીવિવાહ અને સત્યભામાવિવાહ જેમાં આવી છાપ નથી તે પણ કૃષ્ણવિષ્ટિની પૂર્વે લખાયા હોવા જોઈએ.

રુક્મિણીવિવાહ સત્યભામાવિવાહની પૂર્વે લખાયો એવું ભાલણે ૨૫૯ કહ્યું છે:

" રુક્મિણીવિવાહે સંતોષાયો નહિ પરિવાર;
તે માટે વિવાહ વિસ્તારે સતભામાનો દાખું."

દશમ. ૫૬–૧૪૭

દશમસ્કંધ એક સામટો લખાયો નથી. ઉપલા બે કાવ્યો જુદે વખતે લખાયલાં. કૃષ્ણલીલા પણ એમ જ લખાયલી. ઉપલાં બે કાવ્યોમાં જુદું મંગળાચરણ અને જુદી ફલશ્રુતિ છે. એથી મૂળ દશમના કરતાં એ બે ભાગો અલગ પડી જાય છે. વળી એ દશમસ્કંધ સંભળો તે પૂર્વે લખાયલાં એવું નીચેની ઉક્તિ પરથી ધ્વનિત થાય છે:

"કથા જે ભાગવતને બોલી હરિવંશે વિસ્તાર;
અન્ય પુરાણતણું સર્વ આણી આણી એક ઠાર."

દશમ. ૬૬નું–૧૪૫

× × ×

" ભાગવત દશમસ્કંધકથા, અન્ય પુરાણતણી સર્વથા;
જેવો બુદ્ધિ પ્રમાણે લહ્યો વિવાહ એ વિસ્તારે કહ્યો."

દશમ. ૬૬નું. ૧૬૬

તે દશમનાં અન્ય પદોમાં જેમ પદેપદે ભાલણના નામની છાપ આવે છે તેવી દરેક પદને અંતે આ કાવ્યોમાં છાપ નથી.

શ્રી કૃષ્ણલીલા પણ જુદી જ લખાયલી હોવી જોઈએ. પદ ૩૦ મું પૂતનાવર્ણન આપે છે. તેનું જ પણ ટુંકું વર્ણન અને પૂતનાનું કાર્યદર્શન પાછું ૩૧મા પદમાં આવે છે. તેવી જ રીતે કાલીયમર્દનમાં પદ ૮૪ ની પુનરુક્તિ પદ ૮૫, ૮૬, ૮૭ માં આવે છે.

વચ્ચે વચ્ચે આખ્યાનનાં સૂચક પદો છે. એ પદો બાદ કરવામાં આવે તો બાકીનાં પદો પૂર્વ પૂર્વ પદો સાથે સુસંબદ્ધ દેખાય છે.[૮] એટલે પ્રથમ લખાયલાં કૃષ્ણલીલા, રુક્મિણીહરણ, સત્યભામાવિવાહ, સુદામાચરિત્ર વગેરે વિભાગો જોતાં ભાલણે આડકતરી રીતે દશમનો મોટો ભાગ પૂરો કરી નાખેલો હોવાથી કેટલાંક પદો અને આખ્યાનસૂચક પદો નવાં રચી પોતે જ દશમને સાંકળી છૂટ દશમ સ્કંધ ઘડી કાઢ્યો હોય એવું લાગે છે.

પ્રાચીન કાવ્યમાળાની રામબાલલીલા પણ એમાં આવતી ભાલણના નામની મિશ્ર છાપ જોતાં કૃષ્ણલીલાના સમયની લાગે છે. અને વખતે તે પૂર્વે લખાયલી હોવાનો સંભવ છે; કેમકે કૃષ્ણલીલાનાં પદોમાં રામબાલલીલામાં ન દેખાતો તાદાત્મ્ય-

૮. પદો. ૩૦, ૩૪, ૩૫; ૩૯, ૪૦, ૪૩; ૪૪; ૪૫; ૪૭, ૪૮, ઇત્યાદિ. જુઓ ભાલણ પદ-તોલન અંક.

ભાવ દેખાય છે. એટલે રામભક્તિથી રામબાળલીલા લખી અને પછી રામ અને કૃષ્ણનું તાદાત્મ્ય લાગ્યું હોવાથી કૃષ્ણલીલા લખીઃ

" સુર મુનિ જોયે આકાશથી રે લીલા કહી નવ જાય;
મનમાંહે જાણું એ રામનેરે ભાલણજન ગુણ ગાય. "

દશમ. પદ ૪૩

તાદાત્મ્યભાવ પૂર્ણ નહિ પણ અંશતઃ સ્ફુર્યો હશે અને કૃષ્ણને રામજીના અંશ રૂપે ગણી તેના ગુણ ગાયા. વળી રામબાળલીલાની જાણે આછી આછી સ્મૃતિ થતી ન હોય એવું કોઇ કોઇ સ્થળે દેખાય છે:—

" જો મૂકીને આવ્યો છું એકલડો કેમ રહેશે રે !
ભાલણપ્રભુ રામજી જેમ કૌસલ્યા તેમ રહેશે રે. "

દશમ પદ-૨૯

દશમસ્કંધ પછી બીજું ધ્રુવાખ્યાન તથા નળાખ્યાન લખાયાં હશે. બીજા નળાખ્યાનમાં પદે પદે ભાલણપ્રભુ રઘુનાથની છાપ છે તેથી. અને ભાલણના સ્પષ્ટ શબ્દો પણ છેઃ

" ધ્રુવાખ્યાન અને નળાખ્યાન બે પુનરપિ કરી અનુરાગેજી. "

આ કાવ્યો છેલ્લાં હશે. વખતે બીજાં લખ્યાં હોય અને હજી ઉપલબ્ધ થયાં ન હોય; કેમકે થોડા સમયપર રા. હીરાલાલ પારેખને ભાલણનું ' મામકીઆખ્યાન ' મળી આવ્યું છે. એ જ મામકીનો ઉલ્લેખ નરસિંહે પણ કર્યો છે. એટલે જેમ ધ્રુવ અને મામકીનાં આખ્યાન લખ્યાં તેમ અન્ય પ્રહ્લાદ, અંબરીષ જેવા ભકતનાં પણ આખ્યાન ભાલણે લખ્યાં હોય એમ ન માનવાને કારણ નથી.

મામકીઆખ્યાન રામભક્તિના ઉછાળાના વખતનું છે. એમાં આરંભથી જ ભાલણ રઘુનંદનનું સ્મરણ કરે છેઃ

" પ્રથમ પ્રણમું શ્રી રઘુનંદન સુરીનરમુનિ વંદન રે. "

પરન્તુ આ સમયે રામભક્તિનો પૂર જોસમાં ઉછાળો આવ્યો નથી; કેમકે ભાલણે બે સ્થળે પોતાના નામનો ઉલ્લેખ કર્યો છેઃ—

" કહે ભાલણ એમ ભણું રે ગુરૂતણે વચન;
કહે ભાલણ એ ગ્રંથ બોલો આણી મન ઉલ્હાદ. કડવું "-૭.

અને છેવટેઃ

" કહે ભાલણ બોલો એ કથા પદ્મપુરાણે છે સર્વથી. ૩૧
ભાલણની વાણી સાંભળી વિષ્ણુદાસ પુછે છે વલી
પદ્મપુરાણની પૂરણ કથા તે તો સંભલાવી વલી સર્વથા " ૩૨

કડવું. ૮

આ આખ્યાન પુત્ર વિષ્ણુદાસને સંભળાવવા લખેલું. અને વખતે ભાલણે આખું પદ્મપુરાણ અથવા તો તેમાંની મુખ્ય મુખ્ય તમામ કથાઓ ગુર્જર ભાષામાં અવતારી હશે એમ પણ કહી શકાય.

[ અનુસંધાન પૃ. ૨૭૦ ]

---

૯. મામકી નામકીર્તન કરી ઓધરી, તું વિના કોણ તારે મોરારી !
હારમાળા. પદ ૩૬.

તેથી આંખો ઝીણી થઇ હતી; એ આંખોમાં પંદર પચીસ માણસો ઉપર હમેશાં હુકમ કરવાની ટેવથી સખ્તાઇ ને બદમાશી આવી હતી.

તે પોતાના જાડા શરીરને ખાડાટેકરાથી સંભાળતો સંભાળતો, નાનાસરખા બંગલા આગળ આવ્યો, ત્યારે એકદમ અટકી ગયોઃ તેણે ધાર્યું હતું કે કોઇક પ્લૅન્ટરે રબરની મોંઘવારીના વખતે બંધાવેલા બંગલામાં, અત્યારે આ દ્વીપ ઉપરથી એ ધંધો અદૃશ્ય થતાં, કોઇ ત્યાંની અર્ધજંગલી વસતિના હાથમાં આવતાં, તેનું સ્વરૂપ ઝુંપડીની અવ્યવસ્થા ઉપર પહોંચી ગયું હશે. પણ તેણે જુદું જ જોયું.

કોઇક સાહેબ ત્યાં રહેતો હોય તેવી સ્થિતિમાં તે બંગલો તેને લાગ્યોઃ આટલાં વરન્ડા ઉપર નેતરની કેટલીક ખુરશીઓ અને વચ્ચે એક ટેબલ હતુંઃ લાકડાની ભીંત ઉપર કેટલીક છબીઓ સારી રીતે ગોઠવી હતી. રહમાન સારંગ અટકી ગયો. અર્ધ-જંગલી કુટુંબ પાસે સારી પરોણાગતની આશા રાખી શકાયઃ પણ જો કોઇ સાહેબ અહીં રહેતો હોય, તો તે ગમે તેટલા મોટા વહાણનો માલિક હોય તો ય, એક ચાંગળું પાણી પીવાનું ય ન મળે. આથી પગથીઆં સુધી પહોંચેલો હોવા છતાં, પાછા વહાણ તરફ ફર્યા વિના છૂટકો નહોતો.

તે પાછો ફર્યો ન ફર્યો, ત્યાં તો કોઇનો અવાજ સંભળાયોઃ " કોણ છે ? " અને એક મનુષ્ય બહાર વરંડા ઉપર આવ્યો.

રહમાન સારંગ પણ તે સાંભળીને ફર્યો, કારણ કે તેણે સાંભળેલા શબ્દો અંગ્રેજીમાં બોલાયા નહોતા, પણ તેની જ–બર્માના કીનારા ઉપર ફરતા વહાણવટીની–ભાષામાં બોલાયા હતા.

" દરીઆના ! દરીઆના શા સમાચાર હોઈ શકે ! હમણાં ત્રણેક મહીના મઝા છે, પછી, ચોમાસું ઘેરાતાં, ફરી અમે ન છૂટકે જમીન ઉપર રહીશું." જાણે જમીન પર રહેવું કેવુંક કડવું હોય તેમ રહમાને કહ્યું.

" કેમ, જમીન ઉપર રહેવું નથી ગમતું ? "

" જમીન ઉપર રહેવું કોને ગમે ? ત્યાં ખરચ કેવો ! અને બૈરાંઓ—ઘડીભર પણ જંપવા ન દે. મારે તો દરીઓ ભલો, ને હું ભલો ! "

બૈરાંઓ ! " બંગલાનો માલીક જાણે બબડ્યો, અને કંઈક સમાધિમાં પડી ગયો. એટલામાં પેલો પડછાયો,—જે ઘઉંવર્ણી હોવા છતાં ય જરા ય ખોડી વિનાની હોવાથી સોહ્ય પુતળી જેવી લાગતી સ્ત્રી હતી—તે સ્ત્રી હાથમાં બે ગ્લાસ અને એક ચંબુ લઈ આવી, અને યંત્રવત્ ટેબલ પર સૌ ચીજો મુકી પાછી અદૃશ્ય થઈ.

શરબત પીતાં પીતાં યુસુફે—બંગલાના માલીકે—કહ્યું, " ભાઈ, તને યે બૈરાંઓએ પીડ્યા છે ! કોને—ક્યા પુરુષને—બૈરાંઓએ પીડ્યો નથી ! " ફરીને પાછો સમાધિમાં પડી ગયો.

રહમાનથી ન રહેવાયું. કુતૂહલને વશ થઈ, તેણે પુછ્યું, " કેમ, તમને કંઈ કડવો અનુભવ થયો લાગે છે ! " એને બૈરાંઓએ પીડ્યો હતો, તે વાત યાદ આવતાં, તેને મનમાં હસવું આવ્યું—બૈરાંઓ એને પીડી શકે ? બૈરાંઓ !

યુસુફ જાગ્યો. તેણે ઘડીક રહમાન સામે જોયું. " ભાઈ, જગત એ વિચિત્ર ચીજ છે. તું દરીઆ ઉપર રહ્યો છે, એટલે તને એની વિચિત્રતાઓની ખબર નથી. પ્રભુ એ વિચિત્રતાઓનો વિધાયક છે: જ્યારે સહુ ચીજ સાધારણ લાગતી હોય, ત્યારે એકાએક પ્રભુ એવું એકાદ સર્જન સામું ધરે કે માણસ બેબાકળો થઈ જાય. "

" મેં આજથી દશ વર્ષ ઉપર ધાર્યું નહોતું કે હું આવી જંગલી જગ્યાએ દેશવટો ભોગવતો હઈશ. " યુસુફે દૂર દરીઆ તરફ નજર નાખતાં કહ્યું. " છતાં ય હું અહીં છું. જવાનું મન છે, જઈ શકું એમ છું, પણ નથી જતો—કારણ કે જવામાં કે અહીં રહેવામાં મને કંઈ સાર દેખાતો નથી.

" હું ઘરડો છું કે નહીં, એમ જાણવા માગે છે ! હા, હું ઘરડો છું. છેલ્લા દશ વર્ષમાં હું ચાળીશ વર્ષ જીવ્યો છું, એટલે પાંત્રીશ વર્ષને બદલે હું પાંસઠ વર્ષનો છું, એમ મારે માનવું. " યુસુફ થોડી પળ અટક્યો. રહમાને અજબ થઈ જોયાં કર્યું. આ પાંત્રીસ વર્ષે ય પચીશ જેવો દેખાતો યુવાન પોતાને પાંસઠ વર્ષનો મનાવવાનો કેમ પ્રયત્ન કરતો હશે, તે એને સમજાયું નહીં. ખરેખર ખસી તો નહીં ગયું હોય ! ફરી તેને તે વિચાર આવ્યો.

યુસુફ પાછો સમાધિમાં પડી ગયો હતો. હીપ્નોટીક તંદ્રામાં પડી જેમ માણસ શુદ્ધ જ વાતાવરણને જોઈ પળભર અટકી જાય તેમ તે અટકી ગયો હતો. પણ તે વાતાવરણથી ઘેરાઈ જાણે તેનું વર્ણન કરતો હોય તેમ યુસુફ આગળ બોલ્યો, "પચીસ વર્ષની ઉંમરે હું સહેલ કરવા નીકળ્યો. શા માટે ? કંઈ જ કારણ આપી શકાય એમ નથી: હું ભણ્યો, પરણ્યો, અને પછી શું કરવું તેની સમજ ન પડવાથી જ હું સહેલ

કરવા નીકળ્યો. તે વખતનો જમાનો વિચિત્ર સાહસનો હતો: કોઇ સાઇકલ પર જગતની મુસાફરી કરવા નીકળતું તો કોઈ પગે પૃથ્વીની પ્રદક્ષિણા કરવા નીકળતું. મેં નાના સઢવાળા મછવામાં પૃથ્વીપ્રદક્ષિણા કરવા જવાનું નક્કી કર્યું: એ સગવડ ભરેલા મછવામાં પુરતો સામાન લઇ એક સવારે હું ચીતાગોંગમાંથી મારા મિત્રો અને સગાવહાલાંની વિદાય લઇ નીકળ્યો. મારે કોઇ જાતની ફીકર નહોતી, કોઇ જાતની ચિંતા નહોતી. મને મછવો ચલાવતાં, અને સઢ બાંધતાં આવડતું. ખરાબ દરીઆમાં મેં સુકાન પકડયું હતું, એટલે કીનારાથી ભાગ્યે અડધો માઇલ દૂર રહી જગતની પ્રદક્ષિણા કરવાનું કામ જરા ય ભયભરેલું નહોતું.

મારે જગતની પ્રદક્ષિણા જલદીથી કરવાની ય કૈં જરૂર નહોતી. મારે કમાવાની ચિંતા નહોતી. મારા ઉપર કુટુંબપોષણની ફરજ નહોતી એટલે મેં મારો રસ્તો એવો યોજ્યો હતો, કે દિવસે મુસાફરી કરી રાત્રે હું કીનારે રહી શકું. ચીતાગોંગથી માંડિડો, અકયાબ, ઓક્યુ, એન્ડુબે, રામટી, બસીન, સીરીઅમ, રંગુન, મુલમીન, ટેવોય, મરગવી, યઇ હું ફકત કુતૂહલવશ થઇ, આ દ્વીપોના સમુદ્ર આગળ આવ્યો; કારણ કે પીનાંગ પહોંચતાં મોડું થઇ જવાનો સંભવ હતો એટલે એક રાત અહીં ગાળી બીજે દિવસે પીનાંગ જવાનું મેં નક્કી કર્યું.

હું સાંજે ચારેક વાગે અહીં આવ્યો; અને ખોરાકપાણીની તલાસમાં દ્વીપોની અંદર આવ્યો. હમણાં જે લોકો વસે છે તે જ લોકોએ મારી પરોણાગત કરી. તેમણે મારી ભાવિની મુસાફરી માટે પણ ખોરાકી આપી, અને તેમાંના એકે રાતે મકાનમાં સુવાનું મને આમંત્રણ આપ્યું. એમની આટલી બધી પરોણાગત પછી ના પાડવી એ યોગ્ય નહોતું, એટલે મેં આમંત્રણ સ્વીકાર્યું, અને રાતે મને એક નાનકડા ઝુંપડામાં લઇ જવામાં આવ્યો.

નાનાસરખા એક ખાટલા ઉપર મારે માટે પથારી બીછાવી હતી. મેં સુવાની તૈયારી કરી ત્યાં પાસેની ઓરડીમાંથી કોઇક ચાલતું હોય એવો અવાજ આવ્યો. મને લાગ્યું કે કદાચ કોઇક હિંસક પ્રાણી ત્યાં આવ્યું હશે, એથી, હું મારી ટૉર્ચ લઇ, ત્યાં ગયો, અને જે તરફથી અવાજ આવતો હતો, તે તરફ મારી ટૉર્ચ ફેંકી. હિંસક પ્રાણીને બદલે ત્યાં એક યુવાન સ્ત્રી ઉભી હતી. તેણે ટૉર્ચના અકુદરતી પ્રકાશ એકાએક જોઇ ચીસ પાડી, અને હું કૈં પણ વિચાર કરું ત્યાર પહેલાં તો ગામના લોકો મશાલો લઇને મને વિંટી વળ્યા: મેં તેમને જુદીજુદી નીશાનીઓથી સમજાવવા પ્રયત્ન કર્યો કે મારો એ સ્ત્રીને ઇજા કરવાનો જરા ય ઇરાદો નહોતો; તેઓ પણ વસ્તુસ્થિતિ સમજી શકયા: બની શકે કે તેમના નીતિશાસ્ત્ર પ્રમાણે પુરૂષ સ્ત્રીને કોઇ પણ જાતની ઇજા કરે, તો તે સ્ત્રીને માટે માનભરેલું હશે, બની શકે કે મેં સાંજે આપેલી લુંગીઓને લીધે એમને મારે માટે ખરાબ વિચાર નહીં આવ્યો હોય. પણ જાણે પુરી વિગતથી મને પહેલેથી માહીતગાર ન કરવા બદલ તેઓએ દીલગીરી બતાવી, અને કહ્યું કે ખરી રીતે તે ઝુંપડું તે સ્ત્રીનું છે, અને એ ઝુંપડામાં જ ફકત એક વધારે ખાટલો હોવાથી, મને ત્યાં ઉતારો આપવામાં આવ્યો હતો.

[ અનુસંધાન પૃ. ૨૭૧ ઉપર ]

# એક અદ્ભુત અઠવાડિયું

ગગનવિહારી મહેતા

મનુષ્યને નવીનતાનો શોખ હોવાથી એની આશ્ચર્યની વૃત્તિ હમેશ તીવ્ર હોય છે. પરંતુ આ જમાનામાં એ વૃત્તિ રોજરોજ પોષાવી કઠણ છે. જૂના વખતમાં બીજા ગામના લોકો આવે, પરગામના કંઈ તાજૂબી-ભર્યા સમાચાર આવે, નવું વાહન કે જનાવર કે પક્ષી આવે તો લોકોનું કતૂહલ તૃપ્ત થતું. પણ હવે આવી સરળ તૃપ્તિ થવી મુશ્કેલ છે. છાપાં, ટ્રેનો, મોટરો, સિનેમા વગેરેને લીધે શહેરના લોકોના જીવનમાંથી વિવિધતા નષ્ટ પામી છે. છાપામાં નવા ખૂનના સમાચાર ન હોય કે કોઈ વિખ્યાત પુરુષના મૃત્યુના ખબર ન હોય કે બળાત્કાર-નો ચોંકાવે એવો કેસ પણ ન હોય તો ઘણાખરા વાચનારાઓને તે દિવસના દૈનિક પત્રમાં રસ નથી પડતો. " આજના છાપામાં કંઈ ખાસ ખબર નથી ! " એ વાક્ય આપણે ટ્રેન, ટ્રામ, ઑફિસ કે રસ્તામાં સાંભળીએ છીએ. નવીનતાની ભૂખનું આ પરિણામ છે.

વળી ઘણીવાર લોકો ચીડાઈને કહે છે, " શું રોજને રોજ છાપાં વાંચવાં ! એમાં એનું એ જ દરરોજ આવ્યા કરે છે ! " આ બિચારા છાપાવાળાનો દોષ ! તેઓ જો નવા સમાચાર ઉપજાવી કહાડે તો પત્રકારો જૂઠા ગપગોળા પ્રગટ કરે છે અને છાપાંની ખપત વધારવા કલ્પિત વાતો જોડી કહાડે છે એમ લોકો ફરીયાદ કરે છે, અને જો માત્ર વાસ્તવિક હકીકત જ પ્રગટ કરે તો વાચકો કહે છે કે " છાપામાં આજકાલ કંઈ નવું આવતું નથી ! " અલબત્ત આમાં મુખ્ય વાંક તો લોકોનો જ હોય છે; કારણ કે કોઈ અસાધારણ બનાવને જ આપણે " સમાચાર ' કે " ખબર " કહીએ છીએ, નિત્યક્રમને નથી કહેતા; દાખલા તરીકે " ફલાણા ભાઈ આજે સવારે વીલેપારલેથી ૧૦–૧૮ ની ટ્રેનમાં ઑફિસમાં જવા માટે મુંબઈ રવાના થયા " કે " ગામદેવી પર એક દંપતીને બહુ સારો બનાવ છે અને રોજ સાંજે આવીને શ્રી ........ભાઈ શ્રીમતી........ને ચુંબન કરે છે " એવા સુખી સમાચાર છાપામાં નથી આવતા પણ એ જ ફલાણા ભાઈ ટ્રેનમાં ચઢતાં પાટાપર પડી કચરાઈ જાય કે મારામારીમાં કોઈનું માથું ફાડી નાંખે કે કોઈ એમનું ફાડી નાખે અથવા તો પેલા ગામદેવીનાં પતિપત્નીને ઉપલે માળેથી ફેંકી દે તો એ હકીકત " સમાચાર " બની જાય ! આ કેવો અન્યાય !

અને ઘણીવાર પ્રશ્ન થાય છે કે સારા ને નીતિમય ખબર છાપાવાળાઓ કેમ નહિ છાપતા હોય ? એક માણસનું દુર્ભાગ્ય કે મુશ્કેલી એ જ અમારે મન તો ખબર હોય છે. એક ભાઈએ પોતાની બૈરીનું નાક કાપી નાખ્યું કે એક મોટરકાર બીજી મોટર સાથે અથડાતાં બન્નેના ડ્રાઇવરો ઉડીને અદ્ધરઅદ્ધર થઈ ગયા " એવી હકીકતને જ સમાચાર કહેવાય છે. આથી લોકોનું કુતૂહલ પોષાય છે અને ઘણા જે પોતાની

વૈરીનું નાક કાપવા કે ફેંકી દેવા કે બીજાનું માથું ફાડી નાખવા કે મોટરનો અકસ્માત કરવા અશક્ત હોય છે એ પણ આવી ખબર વાંચીને અત્યંત ખુશ થાય છે. આમ જે પારકાને મને જાણવા જેવા ખબર કે સમાચાર હોય છે એ પોતાને માટે તો દુઃખનો, વિટંબણાનો, વિજયનો કે પરાજયનો પ્રસંગ હોય છે.

બીજી દૃષ્ટિએ વિચાર કરતાં લાગે છે કે નિયમિત ને સીધું જીવન ગાળનારના ણ રોજ સમાચાર આવે તો છાપાંવાળાનો પત્તો લાગે નહિં ! કેટલા ને કેવા સમાચાર મે છાપી શકે ? માટે લોકો જો મારામારી કરે, કોઈકની વૈરીને લઈને ન્હાસી જાય, વારંવાર આપઘાત કરે, હડતાળ પાડે, કંપનીઓ કહાડે, સટ્ટા કરીને આખી બજારને ( અને અન્તે પોતાને ) હચમચાવે, દેશો પરસ્પર યુદ્ધ કરે તો જ છાપાં વધારે રસિક અને ઓજસ્વી બને. મ્હને યાદ છે કે ૧૯૩૦–૩૨ ની સવિનયભંગની ચળવળવખતે, એક પણ નેતા પકડાયાના સમાચાર સ્હવારે છાપાંમાં ન આવે તો લોકો નીરાશ થઈ જતાઃ લાઠીના મારની વાત ન આવે તો એમનો આખો દિવસ બગડતોઃ જેલમાં રાજકીય કેદીઓ પર ગુજરેલા જુલ્મના ખબર ન આવે તો કેટલાકને ખાવાનું ભાવતું નહિં. એવામાં જ એક સજ્જન મ્હને કહે, " આજકાલ કંઈ મઝા નથી આવતી. કોઈ અમલદારનું ખૂન પણ નથી થતું, તેમ જ કોઈ જગ્યાએ ગોળીબાર પણ નથી થતા !" મ્હેં કહ્યું કે એવા રસિક સમાચાર આપણે વાંચીએ તે માટે ઘટતી ગોઠવણ બીજાઓ કરી રહ્યા છે ! આ વૃત્તિ જોતાં મુસોલિની અને હિટલરનો છાપાંવાળાઓ જેટલો આભાર માને એટલો ઓછો છે.

ટૂંકમાં, જીવનમાંથી હવે અદ્‌ભુતતાનું તત્ત્વ ઉડતું જાય છે. જાણે આપણે સર્વસ્વ જાણી ગયા હોઈએ એમ લાગે છે અને હવે શું બનશે એ કલ્પવું પણ મુશ્કેલ નથી પડતું. રોજ બનતા બનાવોથી જનતાને કંટાળો આવે છે, સિનેમાંના "અપૂર્વ" દેખાવો જોતાં બાળકો પણ બગાસાં ખાઈ સૂઈ જાય છે, વર્તમાનપત્રો નીરસ થતાં જાય છે. ચીનમાં મ્હોટી રેલ આવે, સ્પેનમાં બળવો થાય, દક્ષિણ અમેરિકામાં લ્હડાઈ થાય, રૂઝવેલ્ટ કે શુશાભાઈ દેસાઈ ભાષણ કરે તો પણ લોકો પર અસર થતી નથી. બિહારધરતીકંપથી લોકો ચોંકી ગયા હતા. પણ ત્યાં કુદરતે બીજો કવેટાનો ભૂકંપ મોકલીને ધરતીકંપની નવીનતા પણ ઓછી કરી નાંખીઃ જેમ કેટલાક નેતાઓ એકવાર પકડાઈને કે ઉપવાસ કરીને પ્રજામાં ખળભળાટ કરી મૂકે છે પણ ફરી ફરી એમ કરે છે ત્યારે કોઈ ખાસ ધ્યાન નથી આપતું અને કેટલાક તો એ હકીકતને સમાચાર પણ નથી ગણતા. મંત્રની કે પ્રાર્થનાની પુનરુક્તિથી પુણ્ય મળતું હશે કે મોક્ષ પ્રાપ્ત થતો હશે જેથી કેટલાક ભક્તો કરોડવાર રામનામ લખીને કે બોલીને પુણ્યનો સંચય કરીને સ્વર્ગનો " પાસપૉર્ટ " મેળવે છે. પણ પુનરુક્તિથી આશ્ચર્યભૂખી અને નવીનતાની લાલસાવાળી આપણી શિક્ષિત સમાજની લાગણી જડ થઈ જાય છે.

પરંતુ ધારો કે કોઈને આ દુઃખનો કિમિયો જડી આવે, ધારો કે કોઈ અજબ જાદૂગર ભવિષ્યપટનું પરિવર્તન કરી દે, ધારો કે આવતું આખું અઠવાડિયું જાણીતા પુરુષો વર્તતા આવ્યા છે એથી તદ્દન ભિન્ન અને વિરુદ્ધ રીતે જ વર્તે તો શું

પરિણામ આવે ! કહેવું મુશ્કેલ છે. અણધાર્યા બનાવો પણ બને અને અકલ્પિત વાતો પણ કલ્પાય. તો પછી અદ્ભુત બનાવો માટે નિરંતર તલસતા છાપાંના વાચકો પણ આશ્ચર્ય પામે. આવા એક અઠવાડિયાનું આ રહ્યું એક દૃષ્ટાન્ત:

× × ×

સોમવાર :

આજે લેજિસ્લેટીવ એસેમ્બલીમાં વિદાયનું છેલ્લું ભાષણ કરતાં લૉર્ડ વિલિંગ્ડને કબુલ કર્યું કે કોંગ્રેસ હારી છે પણ મરી નથી. વાઇસરૉયે કહ્યું: "રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની ભાવના ઑર્ડિનન્સ અને કારાગ્રહથી નષ્ટ નથી પામતી. કોંગ્રેસના સહકાર વગર નવું રાજ્યબંધારણ સફળ થવું અશક્ય છે અને એ માટે મહાત્મા ગાંધીને નવી ફેડરલ એસેમ્બલીમાં આવવાનું હું નિમંત્રણ આપું છું."

આ સમાચાર સાંભળીને મિ. વિન્સ્ટન ચર્ચિલ બેશુદ્ધ થઈ ગયા અને એમને ઇસ્પિતાલમાં લઈ જવા પડ્યા છે.

મુંબઈના માજી-ગવર્નર લૉર્ડ લૉઇડને આ ખબર વાંચીને માથે લોહી ચઢી આવવાથી તેઓ હવાફેર માટે એબિસિનિયા ઉપડી ગયા છે.

× × ×

મંગળવાર :

શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીએ આજે મદ્રાસમાં ભાષણ કરતાં જણાવ્યું કે હવે કાયદેસર લડતમાં કંઈ સાર નથી રહ્યો. આપણે સૌએ કાં તો ગામડાંમાં ( ફરતા ) દટાઈ જવું જોઈએ અથવા તો જેલો ભરી દેવી જોઈએ. કાયદાના સવિનય ભંગ સિવાય છૂટકો નથી.

શ્રી. વલ્લભભાઈ પટેલે ખેડામાં ભાષણ કરતાં કહ્યું કે એક વર્ષમાં સ્વરાજ્ય મેળવવાની આશા ને પ્રયત્ન વ્યર્થ ને નિરર્થક છે. ખાદી પહેરવાથી કંઈ લાભ નથી. સોશ્યલીઝમ વગર બીજો માર્ગ નથી. આપણી સ્થિતિ સુધારવા માટે નવા રાજ્યબંધારણનો શ્રી. મહેરઅલી એમના એક જાહેરનામા (સ્ટેટમેંટ)માં કોંગ્રેસની કાર્યવાહક સમિતિ ( વર્કિંગ કમિટિ )ના પુષ્કળ વખાણ કરે છે. શ્રી. મહેરઅલી લખે છે કે હાલ તરત સર્વેએ સાથે મળીને, એકત્રિત થઈને પરદેશી રાજ્યકર્તાઓ પાસેથી સત્તા લેવાની છે, એની વહેંચણીની વ્યવસ્થા પછીથી થઈ રહેશે.

આજે મુંબઈ કોર્પોરેશનની સભામાં શ્રી. લક્ષ્મીદાસ રવજી તેરસીએ પોતાના ભાષણ દરમિયાન એક પણ રમુજી ટુચકો ન કહ્યો તેમ જ સભાને હસાવવાનો પ્રયાસ ન કર્યો એમ અમારો ખબરપત્રી જણાવે છે. આથી ઘણા સભ્યો રડી પડ્યા હતાં અને કેટલાક વિરોધ દર્શાવવા મીટિંગમાંથી ઊઠીને ચાલ્યા ગયા હતા.

× × ×

બુધવાર :

શ્રી. ન્હાનાલાલ કવિએ 'હરિજનબંધુ'માં એક લેખ લખ્યો છે જેમાં તેઓ સ્વીકારે છે કે ગાંધીજીના કેટલાક અનુયાયીઓ ચોક્કસ ખરા પ્રામાણિક છે. એમની

સામેના અણુઘટતા આક્ષેપોના પ્રાયશ્ચિત્ત તરીકે હવે પછી છંદમય કાવ્યો જ પોતે લખશે એવી પ્રતિજ્ઞા શ્રી. ન્હાનાલાલે લીધી છે.

જયન્તિઓ ઉજવવાની વિરુદ્ધ શ્રી. ચન્દ્રશંકર પંડ્યાએ એક લેખ 'પ્રસ્થાન'માં લખ્યો છે જેમાં શ્રી. ચન્દ્રવદન મ્હેતાએ કરેલા જયન્તિના ઉપહાસની તેઓ સ્તુતિ કરે છે.

શ્રીમતી સરોજિની નેડુએ આજે દિલ્હીમાં ભાષણ કરતાં જણાવ્યું કે પોતે હવે કવિ મટી ગયાં છે અને એમની કાવ્યશક્તિ પર કાટ ચ્હડી ગયો છે.

× × ×

ગુરૂવાર :

આજનું 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' લેંકેશાયરની માંગણીની સખ્ત ઝાટકણી કહાડતાં જણાવે છે કે હિન્દ કાપડની બાબતમાં સ્વાશ્રયી થાય એ યોગ્ય છે અને આ દેશમાં પરદેશી કાપડનો તદ્દન પ્રતિબંધ થવો જોઇએ. આથી ઇંગ્લંડમાં 'ટાઇમ્સ'નો બૉયકોટ શરૂ થયો છે.

મુંબઇ અને અમદાવાદના મીલમાલેકોએ જાહેર કર્યું છે કે હવે એમના ઉદ્યોગને વધારે રક્ષણની આવશ્યકતા નથી અને પરદેશી કાપડની જગાત વધારવાની જરૂર નથી. આ વાંચી સર હોમી મોદી જાપાન હવાફેર માટે ઉપડી ગયા છે.

× × ×

શુક્રવાર :

મૌલાના શૌકતઅલી અફઘાનીસ્તાનથી પાછા ફર્યા છે. એમણે કાશી વિદ્યાપીઠમાં ભાષણ કરતાં કહ્યું કે " હિન્દુ મુસલમાન એક સાથે ધારાસભાની ચુંટણી કરે એવી વ્યવસ્થામાં હું માનું છું. મુસલમાનો માટે ધારાસભાની બેઠકો વાસ્તે કે સરકારી નોકરી માટે ચોકક્સ ટકા નકકી કરવાની પદ્ધતિની સામે હું હડહડતો વિરૂદ્ધ છું. મુસલમાનોએ પોતાની કેળવણી ને લાયકાતથી જ આગળ વધવું જોઇએ." મૌલાનાએ જણાવ્યું કે " હિન્દુ કોમ માટેની મ્હારી પ્રીતિના પૂરાવા તરીકે જરૂર પડે તો એક હિન્દુ સ્ત્રી પરણવા પણ હું તૈયાર છું. "

ડાકટર મુંજેએ અલીગઢ યુનિવર્સિટી સમક્ષ ભાષણ આપતાં જણાવ્યું કે મુસ્લીમ બંધુઓની શંકા ને ભયનું નિવારણ કરવા માટે મુસલમાનો માગે તે હક આપવા એ તૈયાર છે અને એમની પછાત સ્થિતિને લીધે એમને માટે ખાસ સગવડ કરી આપવાના પક્ષમાં છે.

ભાઇ પરમાણંદ આ સમાચાર સાંભળી મુસ્તફા કમાલ પાશાને મળવા ટર્કી ઉપડી ગયા છે.

× × ×

શનિવાર :

લૉર્ડ ઝેટલેંડ " હાઉસ ઑફ લૉર્ડ્ઝ " માં આજે કહ્યું: ". મ્હેં હમણાં જ મિ. રામ્સે મેકડોનલ્ડનાં બે જૂનાં પુસ્તકો વાંચ્યાં જે પરથી મ્હારી સંપૂર્ણ ખાતરી થઇ છે કે હિન્દને પૂર્ણ સ્વરાજ્ય આપ્યા વગર હિંદમાં, ઇંગ્લંડમાં કે જગતમાં શાન્તિ

( અનુસાધાન પૃ. ૨૭૪ )

# મહાગુજરાતનાં સંસ્થાનો

ડુંગરશી સંપટ

## —બિહાર, ઓરીસા અને ગુજરાતી ઉદ્યોગો—

૧

જ્યાં જ્યાં વેપાર હોય ત્યાં ગુજરાતીનું થાણું જરૂર પડે. જ્યાં જ્યાં ધુન્ધરઉદ્યોગ કે ખાણોને લગતું ધનનું ઉપાર્જન કરવાનું હોય ત્યાં કોઈકોઈ ગુજરાતી જરૂર પહોંચે. મધ મળે તેવે સ્થળે ગુજરાતીઓ થાણું નાખે. બિહારમાં કોલસાનો ઉદ્યોગ શરૂ થયો તે પહેલાં બંગાળમાં રાણીગંજની કોલસાની ખાણો શોધાઈ હતી. રાણીગંજમાં કેટલીક જમીન ગુજરાતીઓએ લીધેલી હતી. ખાણોના માલીક પણ હતા. પરંતુ રાણીગંજની જમીનમાં ઊંચા અને ઉત્તમ જાતના કોલસાના થરો નહોતા. એટલે કોલસાના ભાવો સારા હતા ત્યાં સુધી રાણીગંજની ખાણો નફો આપતી રહી. પરંતુ ઝરીઆના કોલસાની જમીન શોધાતાં જ સૌનું ધ્યાન તે તરફ ગયું. કોલસાના ધંધામાં હરિફાઈને લીધે કોલસાના ભાવો ઘટ્યા. દક્ષિણ આફ્રિકાની સરકારની રોકડ નાણાંની મદદથી ત્યાંનો કોલસો હિંદમાં આવતો શરૂ થયો. એટલે રાણીગંજની પોતાની ખાણોમાં ગુજરાતીઓને નફો મળતો હતો તે બંધ થયો. રાણીગંજની ખાણો સને ૧૮૨૦ની સાલથી શોધાઈ હતી. હમણાં પણ ગુજરાતીઓ ઘણી ખાણો રાણીગંજ ખાતે ધરાવે છે

સને ૧૮૯૩માં બિહાર જીલ્લાની કોલસાની ખાણોની જમીન શોધી કઢાઈ. પ્રથમ ખબર બ્રિટિશ પેઢીઓને પડી. ત્યાંના જમીનદાર રાજા પાસે [illegible] સારી સારી જમીન બ્રિટિશ પેઢીઓએ મેળવી લીધી. છતાં સારા કોલસાની ગંધ ગુજરાતી સાહસિકોને પણ આવી. ગુજરાતીઓ પાસે સંગઠન નહોતું. પાશ્ચાત્ય ઢબે મોટી લીમિટેડ કંપનીઓ કાઢી મોટાં ક્ષેત્રવાળી જમીન રાજા પાસે પટે લેવાની ગુજરાતીઓને આવડત નહોતી. સાધારણ ગુજરાતી ભાષાની ચાર પાંચ ચોપડી ભણેલા અને સાદા હિસાબો માત્ર જાણનારા સાદા સીધા ગુજરાતીઓએ વ્યક્તિગત રીતે કોલસાના ધંધામાં ઝંપલાવ્યું. રાજા પાસેથી નાના નાના જમીનના ટુકડા પટે લીધા. પોતે મજુરોની સાથે જાતમહેનતથી કામ કરવા માંડ્યું. ખાણો ખોદવાના કામમાં પુષ્કળ અનુભવ જોઈએ છે. ઉપર પાંચસોથી ૭ સો ફીટનો માટીનો થર કેવી રીતે કેટલી પહોળાઈનો ખોદવો, તે નીચે કોલસાનો થર ખોદીને નીચેના ભાગમાં રસ્તાઓ બાંધવા, થાંભલાઓ રાખવા, ટ્રામો નાખવી, ચોકો રાખવા અને બધી નિયમબદ્ધ શહેર જેવી રચના કરવી એ કામ અટપટું અને સૂક્ષ્મ બુદ્ધિ તથા ધ્યાન માગતું હતું. પરંતુ ગુજરાતીઓએ પોતાની ખાણોમાં નિયમ અને પદ્ધતિસર કામ કરવા માંડ્યું. ખાણમાંથી પાણી કાઢવાના પંપો ઊંડા ઉતરવા માટે વાપરેલી દોરો વગેરે ગોઠવ્યાં.

મજુરો માટે ચાલો બાંધી. રેલ્વે પાસેથી સાઇડીંગો મેળવી. એ રીતે ખાણના ઉદ્યોગમાં તેઓ ખૂબ પાવરધા થયા.

તેમની કામ કરવાની ચતુરાઇ જોઇ ભૂસ્તરખાતાએ કેટલીક વ્યક્તિઓને મેનેજર તરીકે સરટીફીકેટો આપી. થોડું ભણેલી એ વ્યક્તિઓએ મોટી પરીક્ષાને અંતે મળતી મેનેજરની સરટીફીકેટ અનાયાસે મેળવી લીધી. હવે પરીક્ષા પાસ કર્યા વગર એવી સરટીફીકેટો મળતી નથી. ખાણમાં પાણી ન ભરાઇ જાય, આગ ન લાગે, કોઇ અકસ્માત ન થાય તે માટે ભારે સાવચેતી અને સાવધ રહેવું પડતું હતું. ગુજરાતીઓની ખાણોમાં આવા અકસ્માતો ન થાય તેની પુરી સાવચેતી રખાતી હતી. યુરોપીઅન ખાણોના પ્રમાણમાં તેમની ખાણોમાં વધારે અકસ્માતો થતા નથી. ગુજરાતીઓની નાની મોટી સોએક ખાણો જરીઆની ભૂમિ ઉપર આવી છે. એ ખાણોમાંથી મોટી રકમ કોલસો ખોદી ગુજરાતી વેપારીઓ મુંબઇ, કાઠિયાવાડ, સીલોન, બંગાળ વગેરે સ્થળોની મીલોને કોલસો વેચે છે.

યુરોપીયન વેપારીઓએ મોટી લાગવગથી સારી સારી ખાણો પોતાના સ્વાધીનમાં લીધી છે. તેમને યુરોપીયન બેંકો નાણાંની જોઇએ તેટલી સગવડો અને છુટ આપે છે. રેલ્વે, પોર્ટ્સ, યુરોપીયન કારખાનાવાળા પહેલાં યુરોપીયન અને સરકારી તથા યુરોપીયન કારખાનાવાળાઓના સહકારથી અંગ્રેજ ખાણવાળાઓએ ખાણોમાંથી મોટો ભાગ મેળવ્યો છે. તેઓએ કોલસામાંથી અનેક જાતની પેદાશો ( by-products ) બનાવવાના મોટા પ્રમાણમાં સાંચાકામો ગોઠવ્યાં છે. ગુજરાતીઓને આવાં બહોળાં સાધનોની ઉણપ છે. છતાં પોતાની કરકસર, સમજશક્તિ અને સાહસિકપણાથી એ ધંધામાં સારી આવડત અને લાગવગ મેળવ્યાં છે. કોલસાની માઇનીંગ એસોસીએશનમાં ગુજરાતી મેંબરોની સંખ્યા પણ સારી છે. એના પ્રમુખનો હોદ્દો પણ ગુજરાતીઓએ અનેક વખત શોભાવ્યો છે. એ સંસ્થા તરફથી બિહારની કાઉન્સીલમાં ગુજરાતી સભ્ય જવાના પ્રસંગો મળે છે. ખાણોમાં ઘરકામના પણ ઉપયોગના કોલસા ( Coke ) બનાવવાનાં યંત્રો પણ ગુજરાતીઓએ ગોઠવ્યાં છે.

રાણીગંજ અને જરીઆખાતે કોલસાની પેદાશ મોટી રકમ થાય છે. આખા હિંદની ૮૩ ટકા પેદાશ એ બે સ્થળોએ થાય છે. હિંદ પ્રજામંડળ ( League of Nations ) માં મળ્યું છે એટલે ખાણોને અને મજુરોને લગતા અનેક નવાનવા કાયદાઓ નીકળે છે. અગાઉ કેટલાક મજુરો પૃથ્વી તળમાં જ હમેશ માટે રહેતા. કોઇ બાર માસે સૂર્યનાં દર્શન કરતા તે હવે બંધ થયું છે. કામના કલાકો ચોક્કસ થયા છે. સ્ત્રીઓ અને બાળકોની પાસે થોડું કામ કરવાના નિયમો થયા છે. એમને માટે સુખશાંતિ અને વૈદકીય જોગવાઇઓ કરવી પડે છે. સારાં ઘરો બાંધી આપવાં પડે છે. મજુરોને રજાનો દિવસ આપવો પડે છે. તેમ જ અકસ્માત માટે પેન્શનનો સવાલ પણ નિર્ણીત થયો છે. ગુજરાતી ખાણમાં માલીકોને પણ આ કાયદા બરાબર પાળવા પડે છે. તેઓએ નિયમોને સંપૂર્ણ રીતે પાળ્યા છે. એમની સામે બહુ થોડી ફરિયાદો થાય છે.

કોલસાનો બજાર બહુ પરદેશી હરીફાઇને લીધે દમ વગરનો થઇ પડ્યો છે. હિંદી કોલસાની સારી પેદાશ હોવા છતાં હિંદી સરકાર દક્ષિણ આફ્રિકાનો ત્યાંની સરકારી

મદદવાળા કોલસાને છુટથી આવવા દે છે. આથી હિંદી કોલસાની ખાણોની સ્થિતિ લાચાર બની ગઇ છે. કોલસાના માલિકોની સંસ્થાએ કપાસ, ચહા, અને જુટના ધંધાઓની પેઠે કોલસાનું એક સંગઠન કરાવવાનો કાયદો કરવા સરકારને અનેકવાર અરજીઓ કરી છે. પણ સરકારે બહેરા કાનો રાખ્યા છે. હમણાં કોલસાના ખાણવાળાઓને નફો બહુ ઓછો મળે છે. એટલે ઘણી ખાણો બંધ પણ થઇ જાય છે. ગુજરાતી ખાણવાળાઓને પણ માંડ ખર્ચો કાઢવાની જોગવાઇ રહી છે એટલે એમની ખાણો પણ કેટલીક બંધ થઇ ગઇ છે. ગુજરાતીઓના હાથમાં સેકન્ડ એટલે બીજી શ્રેણીના કોલસાની ઘણી ખાણો છે. તે ખાણોને હવે ઊંડે નીચે જવાથી ચલાવવી પરવડતી નથી. ખાણો બંધ કરવી પણ પોસાય નહિ. કારણ કે બંધ ખાણોમાં તરત પાણી ભરાઇ જાય છે. આથી ગુજરાતી ખાણમાલિકો ચિંતામાં છે. કોલસાની પેદાશ દિનપ્રતિદિન ઘટતી જાય છે તે નીચેના આંકડાઓ બતાવશે:

| વરસ | હિંદની ખાણોમાંથી કોલસાની પેદાશ હજાર ટનોમાં | પરદેશોથી કોલસાની હિંદમાં આમદાની હજાર ટનોમાં |
|---|---|---|
| ૧૯૨૯-૩૦ | ૨૨,૩૭૫ | ૨૪૭ |
| ૧૯૩૦-૩૧ | ૨૨,૭૧૪ | ૧૭૫ |
| ૧૯૩૧-૩૨ | ૧૯,૫૧૩ | ૧૮ |
| ૧૯૩૨-૩૩ | ૧૯૦, ૬૪ | ૪૭ |
| ૧૯૩૩-૩૪ | ૧૮,૨૧૮ | ૭૧ |

રેલ્વેઓની પોતાની ખાણો છે. એટલે રેલ્વેઓ ખાણોવાળાને મોટી રકમ ખટાવતી નથી. જલ વિદ્યુત ( Hydra electric ) ની પ્રગતિથી કોલસાનો ઉદ્યોગ ઘટ્યો છે. તાતાવાળાઓની પણ કોલસાની આ ખાણો જરીઆક્ષેત્રમાં છે.

જરીઆની આસપાસ સોએક માઇલના ક્ષેત્રમાં અનેક ગુજરાતી ખાણો આવેલી છે. ખાણમાલિકો, મેનેજરો, કલાર્કો, હિસાબ રાખનારાઓ, કેશીઅરો લગભગ બધા ગુજરાતીઓ જ છે. એઓ સર્વે ખાણ ઉપર પોતાનાં જુદાં નિવાસસ્થાનો બનાવી રહે છે. પરંતુ જરીઆ શહેર પણ એ ખાણઉદ્યોગની પાછળ વસ્યું છે. એ શહેરમાં આઠેક હજાર ગુજરાતીઓની વસતિ છે. કોલસાનો ધંધો કરનારા ઘણા ગુજરાતીઓ પોતાના ડેપો બાંધી રહ્યા છે. અનેક દુકાનદારો નાની નાની દુકાનો ખોલી જરીઆમાં રહ્યા છે. કેટલાકોએ સ્ટોરો પણ ખોલ્યા છે. કેટલાક ડોકટરો પણ છે. ત્યાં ગુજરાતીઓ મોટી સ્થાવર મીલકતો ધરાવે છે. ગુજરાતીઓ જરીઆમાં ઓતપ્રોત થઇ રહ્યા છે. આખું શહેર ગુજરાતીઓની મુખ્ય વસતિ ધરાવે છે. આ ગુજરાતી વસતિ માટે ગુજરાતી કારીગરો, મજુરો, કાર્યકર્તાઓ અને અનેક ધંધા કરનારાઓ જરીઆમાં એકત્ર થયા છે.

જરીઆમાં ગુજરાતીઓએ પોતાનાં બાળકો માટે એક એંગ્લો ગુજરાતી શાળા સ્થાપી છે. એનું સ્વતંત્ર મકાન છે. એને મ્યુનીસીપાલીટીની મદદ પણ મળે છે. એક લાયબ્રેરી પણ છે. ગુજરાતી પુસ્તકોની અને વર્તમાનપત્રો ત્યાં ઠીક દેખાય છે. તે સિવાય અખાડાઓ વર્ગ પણ ચાલે ઠીક છે. કેટલાક મેન્યુઓ પણ છે. કેટલાક માનનીય પ્રતિષ્ઠિત કુટુંબના સ્નાતકો પણ છે. ડાક્ટરો પણ છે. એ રીતે જે સંસ્થાનમાં માત્ર

થોડા ભણેલા અનુભવી ગુજરાતીઓ શરૂઆતમાં હતા ત્યાં હવે ઘણા ભણેલા અને સુસંસ્કૃત મનુષ્યો મળે છે. તેઓ એકઠા મળે છે. જરીઆ ગુજરાતી સંસ્કૃતિથી ગણગણે છે.

ગુજરાતીઓ દાની હોય છે. જ્યાં જ્યાં સંસ્થાન હોય ત્યાં ત્યાં ગુજરાતીઓ પોતાના ગજા ઉપરાંત દાનો આપે છે. પરંતુ જરીઆના ગુજરાતી ખાણમાલેકોએ કોઇપણ ગુજરાતી સંસ્થાન કરતાં વધારે મોટાં દાનો કર્યાં છે. જગતના મહાયુદ્ધસમયે કોલસાની અછત થઇ હતી ત્યારે મીલમાલેકોને કમાણી સારી હતી. એ સમયે ગુજરાતી ખાણ-માલેકો ભારે કમાયા હતા. એ મહાગુજરાતનો ધનપ્રવાહ બધો ગુજરાત તરફ વહ્યો હતો. ઘરો નવાં બંધાયાં, વીસ રૂપિયે તોલા સોનાના લાખો તોલા સોનાના અલંકારો બનાવાયા. ધર્મશાળાઓ બંધાઇ, સદાવ્રતો શરૂ થયાં. મંદિરો બંધાયાં. ખાણના ગુજરાતી માલીકો ઘણાખરા થોડા ભણેલા સનાતનીઓ હતાં. એટલે બાવા, સાધુ, મહંત, બ્રાહ્મણો વગેરેને ખૂબ દાન અપાતાં હતાં. એમની સરલતાનો લાભ ઘણાઓએ લીધો છે. સાથે સ્કૂલો જેવી સંસ્થાઓને પણ દાનો અપાતાં હતાં.

જરીઆનું સાંસારિક જીવન બીજા ગુજરાતના પ્રદેશો જેવું જ છે. પુત્રીઓ માટે કન્યાશાળા જેવું છે. પરંતુ સ્ત્રીવર્ગની સંસ્કૃતિ સુધારવાની કોઇ સંસ્થા નથી. એટલે સ્ત્રીજીવન નીરસ જેવું બની રહ્યું છે. પુરૂષવર્ગ આખો દિવસ ધંધામાં રહી થાકીપાકીને ઘરે આવે. સ્ત્રીઓને ઘણો ફુરસદનો સમય ગૃહકામમાં જ ગાળવો પડે એ. હવે રેડીઓ અને ફોનોગ્રામો ઘણાંખરાં ઘરોમાં આવ્યાં છે. એટલે એ ગમતનો લાગ મળે ખરો.

જરીઆના ગુજરાતીઓ ત્યાંના જાહેર જીવનમાં પણ ભાગ લે છે. મ્યુનીસીપા-લીટીમાં ગુજરાતી મેંબરો છે. માઇનીંગ એસોસીએશનમાં પણ છે. માઇનીંગ બોર્ડમાં પણ તેમને પ્રતિનિધિત્વ મળ્યું છે. ધારાસભામાં પણ પ્રતિનિધિત્વ મળ્યું છે. એકાદ સાધારણ વર્તમાનપત્ર પ્રકટ થાય છે. ત્યાં ઠીક ઠીક જાહેર જીવન છે. પરંતુ કોલસાની મંદીને લીધે હવે જરીઆનું સમૃદ્ધ જીવન જોખમાયું છે. હવે નવા આગંતુક ગુજરાતી-ઓને માટે સ્થાન નથી. જુનાઓને પણ પોતાનો યોગક્ષેમ નીભાવવો મુશ્કેલ થઇ પડ્યો છે. ખાણવાળાઓને નફો નથી. એટલે એ ઉદ્યોગ પર નીભતા બીજા અનેક ધંધાઓ પણ મંદમંદ અવસ્થા ભોગવે છે. જાહેર જીવનમાં જે ઉલ્લાસ અનુભવાતો તે ક્ષીણ થતો જાય છે.

બિહારમાં ગયા, બાંકીપુર અને પટણા મોટાં શહેરો છે. પરંતુ વેપારનાં મથકો નથી. એ શહેરોમાં વેપાર બહુ વિસ્તૃત નથી. ગુજરાતી કુટુંબો પણ બહુ થોડાં રહે છે. પટણામાં પચાસેક કુટુંબો હશે. બીજા શહેરોમાં પણ છુટાંછવાયાં વસે છે. ખડકપુરમાં ઘણાં ગુજરાતી કુટુંબો છે. બંગાળ નાગપુર રેલ્વેની સાથે કેટલાંક સંબંધ વાળાં છે. બંગાળ નાગપુર રેલ્વેની ત્યાં મોટી વર્કશૉપ છે. તેમાં પણ થોડા ગુજરાતીઓ છે. કેટલાક નાના વેપારીઓ છે. કેટલાક નાના દુકાનદારો છે. કેટલાક કંટ્રાકટરો પણ છે, બંગલા, ઘરો, પુલો, ચાલીઓ, સ્ટેશનો, વગેરે એ કંટ્રાકટરો બાંધે છે. રેલ્વેના કંટ્રાકટ પણ લે છે. બિહારમાં ક્યાંકયાં નાની નાની ચોખાની મીલની પણ ગુજરાતી માલેકી છે.

[ અનુસંધાન પૃ. ૨૭૧ ]

# અંધાર ગલી

નર્મદાશંકર શુક્લ

## દૃશ્ય ૧

[ પડદો ઊપડે છે અને જગતના ચોકનું એક છૂટું ચિત્ર જણાય છે. પચરંગી વસ્ત્રો પહેરી પુરુષો અને સ્ત્રીઓ આમતેમ કામે જાય છે. નાનાં મોટાં અને ખમીસ પહેરેલાં છોકરાં પણ આમતેમ જતાં દેખાય છે.

સૂરજ આખા આકાશે આવવાની સહેજ વાર છે. એનાં તેજ હજુ આકરાં નથી થયાં, પણ એનો પ્રકાશ બધે ફરી વળેલો છે.

નિશાળે જતાં છોકરાં અને છોકરીઓ ભણવાની વાતો કરતાં, મશ્કરી કરતાં, કોઈ પાનનો કૂચો મારી થૂંકતા માણસોને "ગંદા" કહેતાં, લાગ આવે તેવી હારેલો તરફ આંગળી ચિંધી નાપસંદગી બતાવતાં, રોળ અને ટપ્પા મારતાં જતાં હતાં: અને મહાવિદ્યાલયના મારે નવી મૈત્રી બાંધતા, નવી દુનિયા ઘડવાની કલ્પના સેવતા, સાદા પોશાકમાં સજ્જ થઈ જતાં કેટલાંક યુવાન અને યુવતીઓ પણ આત્મવિશ્વાસે જતાં જણાતાં હતાં.

એમાં એક યુવાન તરવરતો હતો. એનો ભાલપ્રદેશ વિશાળ છે. પીળા ખાદીના પહેરણ ઉપર તેની ડોક સરકતી ગૌરવશાળી અને ભવ્ય લાગે છે. તે બહુ ઊંચો નથી તેમ નીચો પણ નથી, મધ્યમ કદનો છે. એની આંખમાં તરવરાટ છે. કંદર્પની રસભાવના નહિ પણ ક્રાંતિક સ્વામીની વિજય મેળવવાની ઉત્કટ ઈચ્છા તેમાં સ્પષ્ટ જણાય છે. આંખની પાંપણો પાછળ કાંઈક ઉદાસીનતા પડી છે. તેને ઢાંકવા મથતી હોય તેમ તેની આંખની પાંપણો અસ્થિર છે. તે એક યુવતી સાથે વાત કરે છે.

અને યુવતીને કોમળાંગી કે અબળા કહીએ તો અન્યાય કરીએ તેની દૃઢ અને નિશ્ચયાત્મક મૂર્તિ છે. તેનામાં સર્જન કરવાની શક્તિ છે. એની ડોક ખાદીની સફેદ પહેરેલી શરીરકાઠી ઉપર શોભે છે. તેની આંખોમાં દિલગીરી છે, કાંઈક નીરસતા છે ]

યુવાન : આજે તો સત્રનો છેલ્લો દિવસ છે. તમે અહિંઆં જ રહેશો ને ?

યુવતી : કાંઈ નક્કી નથી. પણ કાલ અને પરમ દિવસ તો અહિં જ છું.

યુવાન : હા ખરું. હું ભૂલી ગયો. તમારી સભાનો ઉત્સવ છે. કાલ તો ઠીક ગઈ. આવો સહકાર મેં મારી પાંચ વર્ષની કૉલેજની કારકીર્દીમાં જોયો નથી. પણ—

યુવતી : મારી ઈચ્છા તો ગામડામાં જઈ કામ કરવાની હતી. ત્યાં જ આપણો ઉદ્ધાર છે. એમ કરતાં ગરિબાઈ વેઠવી પડશે. પણ—

યુવાન : એ તો આપણે પ્રતિજ્ઞા લીધી છે એટલે બધું થશે. દુનિયાની પરવા સમાજથી લોકાપવાદ મારે વધારે છે. એવી મુશ્કેલી આપણને નડે તેમ નથી.

યુવતી : ( કાંઈ અચકાઈને ) પણ... ( એના મોંઢા ઉપર ખિન્નતા જણાય છે ) પ્રતિજ્ઞા પાળતા પહેલાં મુશ્કેલી તો [illegible] એ ખરું કે આરંભ કર્યો હશે તો આગળ કામ ભાગશે. પણ જગતના [illegible] આવશે ત્યારે તો ને સમજાશે.

**યુવાન** : ( સમજ્યા વિના ) ચગદાશે તો પણ ફુલ જેમ સુવાસ પાછળ મૂકતું જશે. એ સુવાસે જગત ઘડીભર જાગ્રત થઇ ચેતનવન્તું થશે. કોઇ મધમાખ સુહાસ લઇ મધપુડો બાંધશે. અને મધથી કોઇ જીવનમાં રસ આવશે. રોગીઓને દવાનું સાધન પણ થશે. ચગદાવામાં પણ કોઇનું શ્રેય છે. નીરાશ થવાનું કારણ નથી.

**યુવતી** : એ તો લાંબી વાત. હા, તપ કર્યા વિના કશું ન મળે, એ જાણીએ છીએ છતાં તપ કરતાં ડરીએ છીએ. માખણ જેવાં મુલાયમ શરીરવાળાં સ્ત્રી અને પુરુષોને જગતે સુંદર કહી વિનાશ વહોર્યો છે. મારે એમની સાથે તકરાર નથી. પણ આપણાં આંગળાં-પગનાં અને હાથનાં–ગુલાબની પાંદડીજેવાં ન થાય ત્યાં સુધી વાંધો નથી. એ તો કાંટાજેવાં રહેવાં જોઇએ. ગુલાબી મોઢું ગુલાબ જેવું મને ગમે છે. મને વ્હાલું છે; પણ કાંટા વિનાનું ગુલાબ કોઇ છોડ ઉપર જોયું છે ? દુનિયાને તો વ્હાલાં કાંટા વિનાનાં ગુલાબ છે. અને એવાં રાખવા પ્રયત્નો આદરે છે. આ જતાં છોકરા અને છોકરીઓ જુઓ એમનાં મોંઢાં ઉપર પણ ગુલાબ કયાં છે ?

**યુવાન** : પણ એ ગુલાબને પોષવાનું કામ માનું છે એમ બધા કહે છે.

**યુવતી** : અને એ માને કેમ પોષવું તેની કેળવણી આપવી એમાં નીતિ ભંગ છે, એમ પુરુષો કહે છે. એમને તો ઢીંગલીઓ જોઇએ છે; બોબડી અને સુંદર, ખીલેલા કમળ જેવી. એ વિચાર કરી ન શકે. એ તો His Master's Voice બની શકે. બાકી પૂંછડી હલાવી મઝા માણી શકે છે.

**યુવાન** : પણ બેન ! આજે આટલો બધો શ્વાસ કેમ કાઢો છો !

[ ચકલાનો છેડો આવે છે. બેત્રણ રસ્તા આમતેમ છૂટાછૂટા જાય છે. એક ધોરી રસ્તો છે. બાકીના નાની ગલીઓમાં જતા રસ્તા છે. ધોરી રસ્તો નદી અને પેલીપારનાં લીલાંછમ વૃક્ષરાજીઓથી શોભતાં ખેતરોમાં શાંત અને ગંભીર ચાલ્યો જાય છે. અને વચ્ચોવચ્ચ એક શિવનું મંદિર છે. કોઇ પુજારી અને શિવભક્ત ઘંટ વગાડી શિવને જગાડવાના પ્રયત્ન કરે છે. યુવતી એ તરફ થઇ એક ગલી તરફ રમવા જાય છે. ]

**યુવાન** : જુઓને, શંખ ફુંકવો જોઇએ ત્યાં ઘંટ વાગે છે. પણ ( યુવતીને વળતી જોઇ ) કેમ, તમે આજે વિદ્યાલયે નથી આવવાનાં ?

**યુવતી** : આવવાની છું. પણ જરા મોડી આવીશ. મારે જરા અહીં જવાનું છે.

[ દૂરથી હર્ષઘેલા અવાજો આવે છે. " મોટાભાઇ ! જો પેલાં મેનાભાભી આવ્યાં ! ભાભી ! ભાભી ! " ની બૂમ સંભળાય છે અને યુવતીના શરીર ઉપર આછીઆછી ધ્રૂજારી આવી પસાર થાય છે. એની ભમરો સંકોચાય છે. અને છૂટી પડે છે. એના હાથમાંની ચોપડીઓ લપસે છે અને પડું પડું થઇ રહી છે. એના ઓઠ સખ્ત બીડાય છે, અને ઉઘડી આછીઆછી સંતાઇ રહેલી વિદ્યુતરેખાઓને ચમકાવે છે. તે હસે છે. ]

**યુવતી** : તમને પણ ઘંટનો અવાજ બોલાવે છે. શંખ ફુંકાશે ત્યારે તો કદાચ આપણે ભેગાં મળીશું. આપણાં નાનો આપણી સુવાસ.

( યુવાન બોલે ત્યાર પહેલાં એક નજર એના ઉપર ફેંકી એ ગલીમાં અદૃશ્ય

થાય છે. એની નજર તેને પકડી પાડી શકતી નથી. પિંપળાના ઝાડનાં એકબે પાનાં ધીમેધીમે એના ઉપર ખરે છે અને તે ધીરી રસ્તો પકડે છે.

મૂપાન : ( પિંપળાને ) પુરૂષ વૃક્ષરાજ ! કેમ દીસો છો ? વૃદ્ધ થઈ ગયા ?

( પડદો પડે છે )

દૃશ્ય ૨

[ જગતના ચકલાના પ્રસંગ પછી કેટલાંક વર્ષો પસાર થાય છે. સૂર્ય તપે છે પણ અંધાર ગલીમાં અંધારાં છે. એ અંધારામાં મોટમોટાં પગથીયાંવાળાં માનવરાજોના વિશાળ પથ્થરનાં ચેતનહીન મકાનો છે. મકાનોની દિવાલો પાછળ કેટલાંક માનવીઓનાં જીવન ફુલ જેમ ચગદાયાં છે. રણ ઝંખનાર ક્રમમાં પવન કોઈક વખત આવી સુવાસ લઈ જાય અને રણમાં તાપે બળતા વટેમાર્ગુને શાંતિ આપે અને આનંદનો અવાજ સંભળાય તેમ કોઈક વખત સુવાસપેલો અવાજ તેમાંથી આવે છે. એમાં ચગદાયેલાં જીવનની કથા છે. એમાંથી સુવાસ પણ બહાર ન આવે તે માટે દિવાલો રચી છે, બારી અને બારણાંને પડદા છે. એમાં સોને મઢી અને રૂપે જડેલી મૂર્તિઓ આમ તેમ રખડે છે. માખણ જેવાં મુલાયમ તેમનાં શરીર છે, પણ ગુલાબની પાંદડી જેવો રંગ તેમના મોંઢા ઉપર નથી. પીળી કરેણનાં ફુલ જેવાં તે ઊંચાં અને પાતળાં છે. તે ફિક્કું હસતાં દેખાય છે—કંકણના અવાજે અને રૂપાના રૂપીએ.

એ ગલીના એક મકાનના એક ખંડમાં એક પુરૂષ ગાદી ઉપર બેઠો છે. તેણે ઝીણું મલમલનું પહેરણ પહેર્યું છે, તેમાંથી તેનું કપાળ, હાથ અને વાળ ચળકે છે.

મકાનના વિશાળ ખંડની બાજુની ઓરડીનું બારણું ઉઘાડું છે. ત્યાં નથી એ આકાશમાર્ગ કે નથી માનવીરાજની તેજરેખા, ત્યાં તો બારીની સામેમાં સજ્જ કોઈ પ્રૌઢા છે. એના હોઠ બીડેલા છે. એનું માથું એની ઢળેલી વિશાળ ગૌરવભરી છાતી ઉપર હિમશૃંગ જેમ આરામ છે. એની આંખો સ્થિર છે. એમાંથી તેજકણિકાઓ ઝરે છે. એના સામું કોઈ ઘણો વખત જોઈ શકતું નથી, અને જુએ છે તો દિવ્ય થઈ નમન કર્યાં વિના રહેતું નથી. એ બહાર કામ કરે છે. પેલો તેજભર્યો માણસ નીચું મોઢે એને સાંભળે છે. એ મેના છે. પુરૂષ એનો પતિ કંદર્પ છે. ]

મેના : આજે લગભગ વીસ વર્ષથી મેં તમારી સેવા કરી છે. પરણી ત્યારે પણ લગ્નમંડપમાં રડી હતી. મારું આંસુ ત્યાં પણ સુકાયું નહતું. છતાં ય એ આંસુ પાછળ મને આશા લાગતી હતી. વીસ વર્ષમાં એક પણ વખત ત્યારપછી મેં આંસુ સાર્યું નથી. હું નીરાશ જણાઈ નથી. લગ્ન માટે મેં કદી ય ખોટો શબ્દ ઉચ્ચાર્યો નથી. તમને કંબોદ—તમારા શબ્દોમાં કહું તો—હું આખા શરીરે હસતી લાગું છું. મારાં કાર્યોમાં પણ તમે કારણ, આનંદ અને તોફાન જોયાં છે. કંદર્પ જેમ તમે જીવનનો રસ રમ્યા છો. તમારા વૈભવમાં મેં તમને રોકટોક નથી કરી. તમારી અભિલાષા-પૂર્ણામાં રહેલ ઘુમાખીભર્યા સ્વામીત્વને મેં સંભારપૂર્વક ખંડેડ્યું નથી. તમારા નાકને મેં માતાની આંખ જેમ અધર રાખવામાં પાછી પાની કરી નથી. પણ—

( તે માથું હલાવે છે, અને ધીમે રહી માથા ઉપરથી સરકી ગયેલી સાડીની

કોરને બરોબર મૂકે છે. એ કોરમાં લાલપ્રદેશમાંથી જન્મ પામી ચમકતા પ્રફુલ્લિત વાળમાં થઇ એની સેંથી પસાર થાય છે. એ સેંથીમાં કુમકુમની છાંટ છે. પુરુષની આંખ તે ઉપર ઠરે છે, તે કાંઇ એના સૌન્દર્યની તારીફ કરવું બબડે છે, પણ હોઠ બહાર નીકળી શકતું નથી ) પણ મારાં આ છોકરાંને સોને મઢવા દેવાની નથી.

[ ફૂર વઆલંકારમાં સજ્જ થયેલાં છોકરાં ચિત્રા અને વિભા—સ્થિર ઊભાં રહે છે. પછી હસે છે. તે હાસ્યમાં વિજળીનો ચમકાર છે.—વાદળાં જેમાં થઇ વરસી છુટાં થતા પહેલાંનો. શરીર પરના અલંકારો એક પછી એક ઊતારવા મંડી પડે છે અને તેમાં મઝા માણે છે. તે લઇ એ મેના પાસે આવે છે, નમન કરે છે અને કંદર્પ તરફ વળે છે. મૂંગે મોંઢે અદબસર એ અલંકારો પિતા પાસે મૂકી તે માની આજુબાજુ ગોઠવાઇ જાય છે. ]

**કંદર્પ** : ( મેનાને ) તું કાંઇ ન પહેરેઓઢે તેની મને હવે પડી નથી પણ–પણ-આ છોકરીઓને તો જીવન માણવા દે. હજુ તે ઊગતી છે. દુનિયા એમણે જોઇ નથી. મારી દોલતની એ વારસો છે. મારા જીવનની પૂંજી છે. મેના ! કાંઇ તો સમજ !

**મેના** : આ અંધાર ગલીમાં આવી મેં ઘણું ય પહેર્યું અને ઓઢયું. ઘણું ય માણ્યું, અને તમને કયાં ખબર છે કે તારા અને ચંદ્રના દેખતાં ઘણાં ય આંસુ સાર્યાં અને સહન કર્યું. તમને ખબર છે ? શા માટે !

[ કંદર્પ ચિત્રાવિભાનાં અલંકારોને હાથમાં લઇ મૂંગો બેસી રહે છે. એને કાંઇ સમજણ પડતી નથી પણ એની આંખનો ખૂણો આકાશમાં છવાયેલા વાદળાંવાળા ખૂણા જેવો તગતગી રહે છે.]

**કંદર્પ** : ( એકદમ ) શિવમંદિરે દર્શન કરવા જવાનો વખત થયો. બેટા ચિત્રા ! આ પહેરી લે. વિભા ! ચાલ તું તો મારી લાડીલી, આ પહેરી લે.

( ચિત્રા અને વિભા મેના સામું જોઇ રહે છે )

**મેના** : લગ્ન કર્યું ત્યારે મને બહુ નીરાશા ન હતી. તમને હું સમજાવી શકીશ, આ અંધારામાંથી હું બહાર જઇ શકીશ, અને આ દિવાલો અને પડદા ચીરી એમાં સૂર્યપ્રકાશ લાવી શકીશ એવી મને ત્યારે શ્રદ્ધા હતી. મારી શક્તિઓનો ઉપયોગ મારે તેમાં કરવાનો હતો. એ બજાવો લઢીને નહિ, તમને દુઃખી કરીને નહિ, પણ સહન કરીને, તપ કરીને મેં કરવાનો નિશ્ચય કર્યો. તમારા રસનાં અને ભોગનાં વિશાળ અને પ્રચંડ ચક્રોએ મારા શરીરપિંડને ચગદ્યો, કચર્યો, અને તમે માન્યું કે હું દુનિયાની ઠીંગલી થઇ. ચેતનહીન તમારી પ્રિયા, મને આનંદ ન હતો; કારણ કે હું અંધાર ગલીમાં હતી, તેમ મને તમારા પર તિરસ્કાર પણ ન હતો. એ સહન કરવામાં હું મઝા માણી રહી હતી–ચંદનવૃક્ષે વિંટાયેલો સર્પ એની સુવાસને હાની ન કરી શકે. અને મારા વિચારો ચગદાવા છતાં અડગ રહેતા, સ્થિર રહેતા.

**કંદર્પ** : તારા વિચારો અડગ રહેતા ' પેલા યુવાન ' માટે.

**મેના** : હજુ તમારી આંખો પીળી છે. હવે તે ઝેર જેવી લીલી કરવી છે. મેં તમને ઘણી ય વખત કહ્યું કે એમાં સત્ય નથી. અંધાર ગલીમાં રહી તમારાં તેજ મેલાં

[ અનુસંધાન પૃ. ૨૭૯ ]

# ભારતીય સાહિત્ય પરિષદ

**: આરંભિક અધિવેશન–નાગપુર :**

**૧ પ્રમુખસ્થાનેથી મહાત્મા ગાંધીનું ભાષણ:—**

આ સભાનું પ્રમુખસ્થાન મને આપવાનાં કારણ હું શોધું છું તો બે જ દેખાય છે. એક તો હું સાહિત્યકાર નહિ હોવાથી બીજાઓની ઈર્ષ્યાનો ઓછામાં ઓછો પાત્ર છું તથા બીજું હિન્દુસ્તાનની બધી ભાષાઓ પરનો મારો પ્રેમ. ગમે તે હોય પણ હું આશા રાખું છું કે આપણે કંઈ ને કંઈ સેવા તો કરીશું અને ભવિષ્યમાં આપણું સેવાક્ષેત્ર વધારીશું.

જો આપણે શ્રીનગરથી માંડીને કન્યાકુમારી સુધીનો અને કરાંચીથી માંડીને ડિબ્રુગઢ સુધીનો જે પ્રદેશ છે તેને એક જ દેશ માનતા હોઈએ અને એમાં રહેનારા લોકોને એક જ પ્રજા સમજતા હોઈએ તો એ પ્રદેશના દરેક ભાગના સાહિત્યકારો, ભાષાશાસ્ત્રીઓ વગેરે અરસપરસ કેમ ન મળે અને જુદીજુદી ભાષાઓદ્વારા હિન્દુસ્તાનની યોગ્ય સેવા કેમ ન કરે !

ગુજરાતીના સાહિત્યકારો અંગ્રેજી સાહિત્ય જાણવાની ઇચ્છા કરે છે અને આ ઇચ્છા પૂરી પાડવા માટે પ્રયત્ન પણ કરે છે. ભલે કરે; પણ એનાથી વધારે નહિ તો એટલી જ મહેનત બંગાળી, તામીલ, મલીયાળી, તેલગૂ વગેરે જાણવા માટે કેમ ન ઉઠાવે !

ગુજરાતીઓ પોતાના પાડોશી મહારાષ્ટ્રીઓની ભાષા જાણવાનો પણ બહુ પ્રયત્ન કરતા હોય એમ દેખાતું નથી. હિન્દી જાણનારાઓ પણ ઉર્દૂ લિપિ શીખવાની મહેનત ઓછી લે છે. ઉર્દૂ જાણનારા મુસલમાનો કોઈક જ વખત દેવનાગરી લિપિ વાંચવાની અથવા હિન્દીમાં પ્રચલિત સંસ્કૃત શબ્દોના અર્થ જાણવાની મહેનત ઉઠાવે છે. જ્યાં જોઈએ ત્યાં આવી દયાજનક વસ્તુસ્થિતિ છે. કોઈનો દોષ કાઢવાનું આ સ્થાન નથી. દોષ બતાવવાથી આપણને કંઈ લાભ થઈ શકતો નથી. વસ્તુસ્થિતિ જાણીને એને બને તેટલી સારી કરવાને જ આપણે ભેગા મળ્યા છીએ.

વિદ્વાન લોકો એકબીજાના સાહિત્યનું કંઈક જ્ઞાન મેળવે એટલાથી જ આપણને સંતોષ થવાનો નથી. આપણને તો ગામડાના સાહિત્યની પણ જરૂર છે. અને અર્વાચીન સાહિત્યના પ્રચારની ગામડાંને પણ એટલી જ જરૂર છે.

શરમની વાત તો એ છે કે ચૈતન્યની પ્રસાદી ભારતવર્ષની બધી ભાષામાં તથા બધા લોકોને અપ્રાપ્ય છે. તિરુવલ્લુવરનું તો કદાચ નામ પણ આપણે બધા નહિ જાણતા હોઈએ. ઉત્તરભારતની જનતા તો આ સંતનું નામ પણ જાણતી નથી. એમણે થોડા છન્દોમાં જેવું જ્ઞાન આપ્યું છે તેવું બહુ ઓછા સન્તલોકો કરી શક્યા છે. આ સંબંધમાં આ વખતે તો એક તુકારામનું જ બીજું નામ માત્ર ધ્યાનમાં આવે છે.

જો આપણે આખા હિન્દુસ્તાનના સાહિત્યના વિશાળ ક્ષેત્રમાં પ્રવેશ કરીએ તો

એની કંઈ સીમા-મર્યાદા હોવી જોઈએ ખરી ? મારી નજરમાં તો એની જરૂર લાગે જ છે. પુસ્તકોની સંખ્યા વધારવાનો મોહ મને કદી રહ્યો નથી. દરેક પ્રાન્તની ભાષામાં લખાએલા અને છપાએલા દરેક પુસ્તકનો પરિચય બીજી બધી ભાષાઓદ્વારા મળે એવી જરૂરીઆત હું જોતો નથી. એવો પ્રયત્ન સંભવિત હોય તો પણ હું એને હાનિકર્તા સમજું છું. જે સાહિત્ય એકતાને, નીતિને, શૌર્ય વગેરે ગુણોને તથા વિજ્ઞાનને પોષે તેનો પ્રચાર દરેક પ્રાન્તમાં થાય એ આવશ્યક તથા લાભદાયી છે.

આજકાલ શૃંગારયુક્ત તથા અશ્લીલ સાહિત્યની ભરતી બધા પ્રાન્તોમાં આવી રહી છે. કોઈ તો એટલે સુધી કહે છે કે શૃંગાર સિવાય બીજો કોઈ રસ છે જ નહિ. શૃંગારરસને મહત્ત્વ આપવા માટે એવા લોકો બીજાઓને “ ત્યાગી ” કહીને એમની ઉપેક્ષા અને ઉપહાસ કરે છે. જેઓ બધી ચીજોનો ત્યાગ કરે છે તેઓ પણ રસનો ત્યાગ નથી કરી શકતા. કોઈને કોઈ પ્રકારનો રસ આપણાં બધામાં ભરેલો છે જ. દાદાભાઈએ દેશને માટે બધું છોડયું હતું છતાં તેઓ ભારે રસિક હતા, દેશ સેવાને જ તેમણે પોતાનો રસ બનાવી મૂક્યો હતો. એમાં જ તેમને પ્રસન્નતા મળતી હતી. ચૈતન્યને રસહીન કહેવો એ રસને જ નહિ જાણવા બરાબર છે. નરસિંહ મહેતા ગુજરાતના ભક્તશિરોમણિ હતા તો યે તેમણે પોતાની જાતને ભોગી કહ્યા છે. તમને વાંધો ન હોય તો હું તો એટલે સુધી કહું કે હું શૃંગારરસને તુચ્છ રસ કહું છું. અને જ્યારે એમાં અશ્લીલતા આવે છે ત્યારે તો હું એને સર્વથા ત્યાજ્ય ગણું છું. જો મારૂં ચાલે તો હું આ સંસ્થામાંથી એવા રસનો બહિષ્કાર કરાવું. એ જ પ્રમાણે કોમી ભેદભાવનો, ધર્માંધતાનો તથા પ્રજા અને વ્યક્તિઓમાં વૈમનસ્યનો જે સાહિત્ય વધારો કરે તેનો ત્યાગ કરવો આવશ્યક છે.

આ કામ શી રીતે થઈ શકે ? મુનશીજીએ તથા કાકાસાહેબે આપણો માર્ગ થોડોઘણો સાફ કરી રાખ્યો છે. વ્યાપક સાહિત્યનો પ્રચાર વ્યાપક ભાષામાં જ થઈ શકે. એવી ભાષા એ હિન્દી-હિન્દુસ્તાની જ છે. હિન્દીને હિન્દુસ્તાની કહેવાનો અર્થ એ છે કે એમાંથી ફારસી શબ્દો કાઢી નહિ નંખાય.

અંગ્રેજી ભાષા કદિ પણ બધા પ્રાન્તો વચ્ચે વ્યવહારનું સાધન ન થઈ શકે. જો આપણે ખરેખર હિન્દુસ્તાનના સાહિત્યની વૃદ્ધિ ઇચ્છતા હોઈએ, ભિન્નભિન્ન ભાષાઓમાં જે રત્નો છુપાએલાં પડયાં છે તેનો પ્રચાર ભારતવર્ષના કરોડો માણસોમાં કરવા ઇચ્છતા હોઈએ તો તે હિન્દુસ્તાનીમાર્ફતે જ આપણે કરી શકીએ. આ જ દૃષ્ટિથી મુનશીજીએ પ્રસિદ્ધ લેખક પ્રેમચંદજીની મદદથી “ હંસ ” માસિક પ્રગટ કર્યું છે એને સમૃદ્ધ બનાવવાની જરૂર છે.

મેં તો થોડો જ વખત કાઢીને મારો અભિપ્રાય આપને સંક્ષેપમાં જણાવ્યો. સાચો અભિપ્રાય તો અહિં જે સાહિત્યાચાર્યો આવ્યા છે તેમનો જ હોઈ શકે. જો આજની સભા એક સ્થાયી સંસ્થાનું સ્વરૂપ લે તો તે સાહિત્યચાર્યોનીદ્વારા જ થઈ શકે.

હવે તમારે એ વિચાર કરવાનો છે કે:—

૧ ભારતવર્ષમાં આવી સંસ્થાની જરૂરીઆત છે ?

૨ જો હોય તો એવી સંસ્થા સ્થાપવાનાં સાધન આપણી પાસે છે ? અને એ સ્થાપવાની જવાબદારી ઉઠાવવાની આપણી ઇચ્છા છે ?

૩ ઇચ્છા હોય તો એનો ઉદ્દેશ કયો હોવો જોઈએ ?

**૧ સ્વાગતાધ્યક્ષ કાકાસાહેબ કાલેલકરનું ભાષણ:—**

મિત્રો, ભારતવર્ષની સર્વપ્રાંતીય ભાષાઓ તથા તેમના સાહિત્યોના આ અપૂર્વ સંમેલનના અવસર પર અનેક કષ્ટ તથા અગવડો સહીને પણ હાજર રહેલા આપ સર્વ મહાનુભાવોનું સ્વાગત કરતાં મને અત્યંત હર્ષ થાય છે. આવું સંમેલન તો ક્યારનું થઈ જવું જોઈતું હતું, પણ હવે આજે જ એની શરૂઆત થાય છે. મને ખબર છે ત્યાં સુધી ૧૯૦૯ માં વડોદરામાં મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલન ભરાયું હતું ત્યારે ત્યાં, શ્રી નાડકર્ણીજીએ આવી ભારતીય સાહિત્ય પરિષદની આવશ્યકતા સિદ્ધ કરતો એક નિબંધ વાંચ્યો હતો. એ નિબંધમાં આજની આપણી કલ્પના જ સ્પષ્ટરૂપથી વર્ણવી હતી. એ ઉપરથી એટલું માલૂમ પડે છે કે ભારતીય સાહિત્ય પરિષદની કલ્પના આથી પણ પહેલાં અસ્પષ્ટરૂપમાં ક્યાંક ક્યાંક વ્યક્ત થઈ હોવી જોઈએ.

કોલ્હાપુરમાં મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલન વખતે વડોદરાનરેશે ખૂબ ભારપૂર્વક ભારતીય સાહિત્ય પરિષદની કલ્પના દેશની સામે મૂકી હતી. કરાંચીમાં રાષ્ટ્રીય મહાસભાની જોડાજોડ રાષ્ટ્રભાષાનું સંમેલન થયું ત્યારે શ્રી. મુનશીજી અને મારી વચ્ચે વાતચીત થઈ હતી. એમાં પણ અમે આવા સંમેલનની આવશ્યકતા વિચારી હતી. ગઈ સાલ ઇન્દોરમાં હિન્દી સાહિત્ય સંમેલન વખતે અમે બધા એકઠા થયા ત્યારે પણ આવી પરિષદની આવશ્યકતા વિષે વિચારવિનિમય કર્યો હતો તથા સંમેલનમાં એક વ્યાપક ઠરાવ આ સંબંધમાં સ્વીકારવામાં આવ્યો હતો. અને અમલમાં લાવવામાં શ્રી. મુનશીજી ( મુંબઈ ), પંડિત હરિહરશર્મા ( મદ્રાસ ) તથા પંડિત ગિરિધરશર્મા ( ઝાલરાપાટણ ) આ ત્રણ સજ્જનોની એક સમિતિ નીમી હતી. આ સમિતિએ પ્રારંભિક પ્રવૃત્તિ તરીકે શ્રી. પ્રેમચંદજીનું " હંસ " અપનાવ્યું અને એને ભારતીય સાહિત્યોનું હિન્દી મુખપત્ર બનાવ્યું.

આ બાજૂ હિન્દી સાહિત્ય સંમેલન પછી ઇન્દોરમાં ભરાએલા મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલને પણ કોલ્હાપુરની કલ્પનાને વ્યવહારુ સ્વરૂપ આપવા માટે હિન્દી સાહિત્ય સંમેલને મને તથા શ્રી. હરિભાઉ ઉપાધ્યાય અને બાબા રાઘવદાસજીને ઇંદોર મોકલ્યા. ઇન્દોર મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલને પોતાની સાહિત્ય પરિષદને સૂચના આપી કે ભારતીય સાહિત્ય પરિષદને માટે એક મહારાષ્ટ્ર સમિતિ સ્થાપવી અને આ સમિતિએ હિન્દી સાહિત્ય સંમેલન જોડે સહકાર કરી ભારતીય સાહિત્ય પરિષદની સ્થાપનામાં મદદ કરવી. આશ્ચર્યની વાત છે કે હું સાહિત્યસેવી નહિ હોવા છતાં તથા હિન્દી અને મરાઠી સાહિત્યની તો જરા જેટલી પણ સેવા નહિ કરેલી હોવા છતાં આ કાર્યનો મોટો ભાર મારા ઉપર મૂકવામાં આવ્યો. અને જ્યારે નાગપુરમાં આ 'પરિષદનું' પ્રારંભિક અધિવેશન ભરવાનું નક્કી કરવામાં આવ્યું ત્યારે સ્વાગત કરવાની ફરજ પણ મારા માથા પર આવી પડી.

ખરી વસ્તુસ્થિતિ તો એ છે કે ભારતીય સાહિત્ય પરિષદના ઉપક્રમનો બધો પરિશ્રમ શ્રી. મુનશીજીનો છે. એમનો જ ઉત્સાહ, તથા એમની જ શક્તિ આ કાર્યના મૂળમાં છે તથા સ્વાગતની સારી જવાબદારી હિન્દી સાહિત્ય સંમેલનની સ્વાગતસમિતિની

[ અનુસંધાન પૃ. ૨૯૫ ]

# વ્યોમ વાદળી ધસે

વ્યોમ વાદળી ધસે,
શુભ્ર હાસથી હસેઃ
'આજ તો હું સૂર્યદેવ ઢાંકતી.

"ઉચ્ચ સ્થાનમાં ફરૂં,
"ના હું વિશ્વથી ડરૂં,"
એમ એ ઉરે ફુલાય ગર્વથી.

"બ્હેની ! ગર્વથી ભરી
"કેમ તું રહી ફરીઃ
"વિશ્વચક્ષુને તું કેમ ઢાંકતી ?

"ધ્વાન્તને વિદારતો
"વિશ્વને પ્રકાશતો
"સ્વાર્થ ત્યાં રહ્યો ન કાંઇ માહરો.

"ઉચ્ચ સ્થાન માહરૂં
"તુજથી, છતાં ધરૂં
"ગર્વ ઉરમાં જરા ન હું કદી.

"ઉચ્ચ જિન્દગી મળે
"જો પ્રભુકૃપાબળે,
"પરાર્થમાં સદૈવ એ વીતાડવી."

સૂર્યદેવનાં સુણી
વેણુ, વાદળી ઘણી
પીગળી જગત્ જળે ભિંજાવતી.

વ્યોમ વાદળી હસે
શુભ્ર હાસથી હસે
"આજ તો હું વિશ્વદેવ રાચતી."

રજનીકાન્ત મોદી

# કર્મયોગી રાજેશ્વર : એક અવલોકન

નવલરામ ત્રિવેદી

[ કર્તા : ચુનીલાલ વર્ધમાન શાહ; પ્રજાબંધુના ગ્રાહકોને ૧૯૩૫નું ભેટપુસ્તક–અમદાવાદ ]

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહે અત્યાર સુધીમાં વીશ ઉપરાન્ત નવલકથાઓ લખી છે. તેમાંથી અર્ધા ભાગની ભાષાન્તરરૂપે છે પણ બાકીની અર્ધી સ્વતંત્ર રચનાઓ છે. છતાં ગુજરાતના વિવેચકોનું ધ્યાન તેમની તરફ ખેંચાયું નથી, એટલું જ નહિ, પણ જેમણે તેમના સંબંધમાં થોડો ઉલ્લેખ કર્યો છે, તેમણે પણ તેમની નવલકથાઓનાં નામ સુદ્ધાં સાચાં આપ્યાં નથી. તો પછી તેમણે તે વાંચી નહિ હોય તેમાં તો નવાઇ જ શાની ! ગોવર્ધનરામ, મુનશી અને રમણલાલ સિવાય બીજા કોઇ નવલકથાલેખકની નવલકથાઓ વાંચવાનું આપણા સાક્ષરી વિદ્વાનો પસંદ નથી કરતા એવું મોટે ભાગે દેખાયું છે. પણ સામાન્ય વાચકો કાંઇ ત્રણ લેખકોનાં પુસ્તકોથી સંતોષ પામીને બેસી રહેતા નથી. ભોગીન્દ્રરાવ દીવેટીઆ, પિતુભાઇ દુરકાલ અને રામમોહનરાય દેસાઇ, નારાયણ વિસનજી ઠક્કર, ગોપાળજી દેલવાડાકર અને સત્યેન્દ્રપ્રસાદ સંકીર્ણેશ્વર મહેતા, સાકરલાલ મગનલાલ કાપડીયા, ધનશંકર ત્રિપાઠી અને મણિલાલ છબારામ ભટ્ટ: આ સર્વ નવલકથાકારોએ અનેક પુસ્તકો લખ્યાં છે. પણ તેનું મૂલ્યાંકન હજુ સુધી કોઇ સ્થળે થયું નથી. એટલે વાચકો પોતાના હાથમાં જે કોઇ નવલકથા આવી ચડે તે વાંચે છે. આ લેખકોમાંથી કેટલાકનાં પુસ્તકો ઘણાં ઉચ્ચ પ્રકારનાં છે. પણ અન્ય લેખકોનાં પુસ્તકોના તથા ક્વચિત પોતાનાં જ અન્ય પુસ્તકોના ભાર નીચે તેમનાં સારાં પુસ્તકો દબાઇ ગયાં છે. વિવેચકોએ વાચકોનું માર્ગદર્શન કરાવવામાં આ સંબંધમાં કાંઇ જ કર્યું નથી એમ કહેવું જોઇએ. આ બાબત વિશેષ લખવું અહિં અસ્થાને હોવાથી પ્રસ્તુત વિષય તરફ જ વળીશ.

શ્રી. કનૈયાલાલ મુનશીનું મોટું પુસ્તક ' ગુજરાત અને તેનું સાહિત્ય ' હમણાં જ અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયું છે. તેમાં શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ વિષે બે લીટીઓમાં આ પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે " ચુનીલાલ વર્ધમાન શાહની ગુજરાતની જુની વાર્તા ( ૧૮૯૩ ) અને સોરઠી સોમનાથ. " ગુજરાતની જુની વાર્તાઓ શ્રી. મણિલાલ છબારામ ભટ્ટે લખી છે. શ્રી. ચુનીલાલે આ નામનું કોઇ પુસ્તક લખ્યું નથી. શ્રી. ચુનીલાલનો જન્મ જ ૧૮૮૭ માં થયો, પછી ૧૮૯૩માં તેમના હાથે એક નવલકથા ક્યાંથી જ લખાઇ હોય ? ને જ પ્રમાણે સોરઠી સોમનાથના લેખક સ્વ. ભવાનીશંકર નરસિંહરામ કવિ નામના લીંબડીના શ્રીમાળી બ્રાહ્મણ હતા. આ ભવાનીશંકરે ' કુંવારી કન્યા ' નામે બીજી પણ એક નવલકથા લખેલી એવું નાનપણના વાચન પરથી યાદ આવે છે. શ્રી. ચુનીલાલે સોમનાથના પતન વિષે નવલકથા લખી છે તેનું નામ ' સોમનાથનું શિવલિંગ ' છે. ગુજરાતી ભાષાની મશહૂર ચિરંજીવ ઐતિહાસિક

નવલકથાઓમાં આ પુસ્તક વિના સંકોચે મૂકી શકાય તેવું છે. દિ. બ. ઝવેરીએ તેમના અંગ્રેજી પુસ્તક ' ફર્ધર માઇલસ્ટોન્સ 'માં શ્રી. ચુનીલાલ શાહની નવલકથાનું નામ ' સોરઠી સોમનાથ ' એમ આપેલું પણ ગુ. વ. સોસાયટી તરફથી છપાએલ તેના ભાષાન્તરમાં તો આ કલમક્ષતિ સુધારીને ' સોમનાથનું શિવલિંગ ' એમ જ મૂકેલું છે. એટલે શ્રી. મુનશીએ અંગ્રેજી પુસ્તક ઉપરથી લખ્યું લાગે છે.

શ્રી. ચુનીલાલ શાહની છેલ્લી નવલકથા ' કર્મયોગી રાજેશ્વર 'નાં હમણાં હમણાં કેટલાંક સારાં અવલોકનો આવી ગયાં તે માટે પણ શ્રી. મુનશી જ જવાબદાર છે તે આવી રીતે. આ વિવેચકોનું ધ્યાન અત્યાર સુધી શ્રી. ચુનીલાલ શાહ તરફ ન ગયું પણ હમણાં જ એકાએક જઇ પડયું તેનું કારણ એ તો નથી જ કે શ્રી. ચુનીલાલની ડઝન જેટલી સ્વતંત્ર કૃતિઓમાં ખાસ ધ્યાન ખેંચે એવી કોઇ નથી. તેમની ' વિમળા ' સરસ સામાજીક નવલકથા છે. ' સોમનાથના શિવલિંગ ' વિષે ઉપર આવી ગયું. ' પ્રજાબંધુ 'માં આવતી તેમની ' સ્નેહલગ્નની વિધવા ' વગેરે નવલકથાઓ દર અઠવાડિયે રસપૂર્વક વાંચતા અનેક સુશિક્ષિત વાચકોને આ લેખકે જોયા છે. પણ હજુ સુધી શ્રી. ચુનીલાલની કોઇ નવલકથાએ ' કર્મયોગી રાજેશ્વર 'ના જેટલું ધ્યાન ખેંચ્યું નથી તેનું કારણ શું હશે ? કારણ હમણાં દર્શાવ્યું તે પ્રમાણે શ્રી. મુનશી. કેટલાક અવલોકનકારોની કલમો એમ દર્શાવવા માટે તલસી રહી હતી કે ગુજરાતના ઇતિહાસ વિષે નવલકથાઓ લખનાર માત્ર શ્રી. મુનશી જ નથી. બીજા પણ સમર્થ નવલકથાકારો છે અને તે શ્રી. મુનશીની માફક ઇતિહાસનું ખુન કરતા નથી પણ ઇતિહાસને વફાદારીથી વળગી રહે છે. એવામાં તેમના હાથમાં આ પુસ્તક આવી પડયું.

આ જાતનું વલણ સાચા વિવેચનને હાનિકર્તા છે. શ્રી. મુનશીનું ઐતિહાસિક નવલકથાઓ વિષેનું દષ્ટિબિંદુ દઢ પાયા ઉપર નિર્ભર છે. અત્યારે કેટલાકો તેમના વલણ તરફ વક્ર દૃષ્ટિથી જુએ છે, પરંતુ અંતે એ પણ સાચું દષ્ટિબિંદુ છે એમ સ્વીકારશે. તે વખતે માત્ર વફાદારીના ગુણની ખાતર શ્રી. શાહની આ કે બીજી નવલકથાઓને વખાણવી યોગ્ય ગણાશે નહિ. વફાદારી ને છૂટ બન્ને માર્ગો પોતપોતાની રીતે સુંદર પરિણામો નિપજાવી શકે છે. પણ તે માટે વફાદારી કે છૂટ ઉપરાંત બીજા પણ અનેક ગુણો હોવા જોઇએ.

' કર્મયોગી રાજેશ્વર '. એટલે ગુજરાતનો રાજા મૂળરાજ સોલંકી. શ્રી. ચુનીલાલ શાહે સને ૧૯૨૦ માં ' મૂળરાજ સોલંકી ' નામે નવલકથા લખી હતી તેમાં મૂળરાજના પૂર્વજીવનનો વૃત્તાંત આપવામાં આવ્યો છે. આ નવલકથામાં તેના ઉત્તર જીવનની હકીકત આવે છે.

નવલકથાનું નામ મૂળરાજ ઉપરથી આપવામાં આવ્યું છે પણ તેનો નાયક યુવરાજ ચામુંડ છે. તૈલપની ફુરની ભત્રિજી પલ્લવીની સાથે તેનું લગ્ન થાય છે અને તેની દાસી કેતકીનું લગ્ન રાજપુરોહિતના પુત્ર અને યુવરાજના મિત્ર લલ્લની સાથે થાય છે. તૈલપનો ગુર વિષ્ણુપદમ્ પલ્લવીની સાથે જ ચામુંડના લશ્કરના હાથે ભૃગુકચ્છ

પડ્યું ત્યારે પસ્તાય છે. તે ભૃગુકચ્છ ઉપર તૈલંગણની ચડાઈ લાવવાનું કાવતરું રચે છે પણ તેમાં તેને નિષ્ફળતા મળે છે. અંતે રાષ્ટ્રધર્મના કરતાં માનવધર્મ મહાન છે એવી ખાતરી થવાથી તે તપસ્વી કંથડીનો શિષ્ય થઈ તેના તપોવનમાં રહે છે. તે જ પ્રમાણે મહારાજ મૂળરાજ પણ કર્મરંગની મમતા મૂકી ગુજરાતના માનવીઓને સંસ્કારી બનાવવાની દિશાએ વળે છે.

નવલકથાનું આ વસ્તુ લેખકે અનેક ઐતિહાસિક પ્રસંગોની સાથે એવી રીતે ગૂંથી દીધું છે કે વિક્રમના અગીયારમા શતકના પૂર્વાર્ધના ગુજરાતના જીવનનું આકર્ષક ચિત્ર વાચક સમક્ષ ખડું થાય છે. ઉત્તરમાંથી મૂળરાજના આમંત્રણથી ગુજરાતમાં થયેલું ઔદિચ્યોનું આગમન, રુદ્રમાળની સ્થાપના, ભૃગુકચ્છની જીત વગેરે પ્રસંગોનું વર્ણન જીવંત શૈલીમાં કરવામાં આવ્યું છે. મોજશોખી પણ સાચા બ્રહ્મચારી વયજલ્લદેવનું જીવન લેખકે ઘણી રસિક રીતે આલેખ્યું છે. પણ તેના બ્રહ્મચર્યની પરીક્ષા કરવા માટે મૂળરાજની મહારાણી ચઉલા નૃત્યાંગનાનો વેષ લઈને આવે છે, અને શિવપાર્વતીના વિપરીત આસનનું ગીત ગાઈ તેને લલચાવવા પ્રયાસ કરે છે, અને બ્રહ્મચારી ગુસ્સે થઈ તેના ઉપર તાંબુલની પીચકારી છાંટે છે જેથી મહારાણીને કોઢ નીકળે છે અને છેવટે એ જ બ્રહ્મચારીના સ્નાનજળથી નહાવાથી રાણીનો કોઢ મટે છે: એ આખો પ્રસંગ ઘણો અતિશયોક્તિ ભરેલો લાગે છે. તે જ પ્રમાણે પદ્મિનીની દાસી કેતકી વિષ્ણુપદ્મની સલાહ પ્રમાણે લલ્લશર્માની પાસેથી રાજદ્વારી વાતો કઢાવવા માટે તેને ચુંબન કરવા દે છે એ પણ કોઈ હાલની જર્મન સ્ત્રીજાસૂસની યાદ આપે છે.

છતાં, એકંદરે આ નવલકથા ગુજરાતની ઐતિહાસિક નવલકથાઓના ટૂંકા ભંડોળમાં અમૂલ્યનો ઉમેરો કરે છે એમ સ્પષ્ટ રીતે કહેવું જોઈએ. શ્રી. ચુનીલાલ શાહ આ કરતાં વધારે સારી નવલકથાઓ ભવિષ્યમાં આપણને આપે એવી મુરબ્બી-વટ વિવેચનના અંતે વિવેચકે કરવી જોઈએ. પણ અહીં તે અયોગ્ય છે. શ્રી. ચુનીલાલ શાહ તો ઉત્તરોત્તર વધારે ને વધારે સારી નવલકથાઓ છેલ્લાં પચ્ચીસ વર્ષથી આપતા રહ્યા છે. શ્રી. ચુનીલાલ માત્ર નવલકથાલેખક જ નથી, પણ 'સાહિત્યપ્રિય' વિવેચક છે. પોતાની કૃતિઓના ગુણદોષો સમજવા જેટલી તટસ્થ વૃત્તિ પણ તેઓ રાખવી શકે તેવા છે. એટલે જ તેમના તરફથી ઉત્તરોત્તર સારી કૃતિઓ મળવા આશા રહે છે. એટલે વાચકોને જ અને વિવેચકોને પણ, કારણ તેમણે વાચક તો થવું જ જોઈએ ને! ભલામણ કરવાની રહે છે કે શ્રી. ચુનીલાલ શાહની ઉપર જણાવેલી સારી કૃતિઓ તેઓ વાંચે.

## લટકાં

સમદરને કાંઠે ફરતો'તા ત્યાં
પગ થાતા ફીણાળા,
મોજાં ગીત ગજવતાં કેવાં
નાચ કરે લટકાળાં,
હું તો દોડી દોડી જાતો,
મારા ઘરમાં જઇ સંતા'તો.

ઘરનાં વાસું બારણિયાં ને,
ઓરડિયે દઉં તાળાં,
કોઇ નથી જોતું, એ જોઇ
નાચ કરું લટકાળા,
મારું કાલું ગીત ગાતો,
અરિસો ધરી આંખો સામો.

હળવા પગ હલતા નવ લાગે,
મુખડે શબ્દ ન દુઃખે,
મોજાં માફક ઠેકે ઠેકે
સરી પડન્તા સુખે,
શબ્દો સુન્દર નાચન્તા,
પાછા ઉરમાં જઇ ઉગતા.

× × ×

ગા જ ન્તા મે ઘા ડ મ્બ ર ના,
નાદ સૂણું મર્માળા,
ચપળાના કે વાદળીઓના
નાચ જોઉં લટકાળા,
હું યે કર્યા કરું લટકાં
વાસી ઘરનાં બારણિયાં.

उपासक

# હિન્દી સાહિત્ય સમ્મેલન

[ નાગપુરમાં ભરાયેલા હિન્દી સાહિત્ય સમ્મેલનના પ્રમુખસ્થાન પરથી બાબુ રાજેન્દ્રપ્રસાદે આપેલું ભાષણ અતિ મહત્વનું હોવાથી એનો સાર નીચે આપીએ છીએ. તંત્રીઓ, ગુજરાત ]

હિન્દી રાષ્ટ્રભાષા હોવાનો દાવો કરે છે. આજે પણ હિન્દી બોલનાર તથા સમજનારની સંખ્યા ૧૪-૧૫ કરોડથી ઓછી નથી. જેઓ હિન્દી નથી બોલી શકતા તેમાં પણ નાગપુર, ગુજરાત, વરાડ, મહારાષ્ટ્ર અને બંગાળ જેવા પ્રાન્તોમાં હિન્દી સમજી શકનારાઓની એક મોટી સંખ્યા છે. લગભગ બધા મુસલમાનો અને ઉત્તર હિન્દુસ્તાનમાં વસનારા તો બધા જ હિન્દી બોલે છે અને સમજે છે. દક્ષિણ ભારતમાં પણ ઘણાખરા મુસલમાનો હિન્દી બોલે છે અને સમજે છે. પંજાબમાં પંજાબી ભાષા બોલાય છે તો પણ ત્યાંની વસતિનો મોટો ભાગ હિન્દી બોલી તેમ જ સમજી શકે છે. તેથી હિન્દીનો રાષ્ટ્રભાષા હોવાનો દાવો વાજબી જ છે.

અહીં મેં હિન્દીને એના વ્યાપક અર્થમાં જ વાપરી છે. બાકી તો વિદ્વાનોમાં પણ હિન્દી અને ઉર્દૂ એ બન્ને અલગ ભાષાઓ છે કે નહિ એ વિષે મતભેદ છે. હિન્દમાં સર્વત્ર વપરાય એવી જો કોઈ એક ભાષા હોય તો તે મારા મત મુજબ હિન્દી જ છે. ખરી રીતે તો ઉર્દૂ પણ હિન્દી જ છે.

હિન્દીને જીવતીજાગતી ભાષા રહેવું હોય તો એણે પોતાના શબ્દભંડારમાં વધારો કરવો જોઈએ. બીજી ભાષાઓના શબ્દોનો બહિષ્કાર કરીને એ પોતાની ઉન્નતિ નહિ કરી શકે. હિન્દી સંકુચિત નથી. હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી, શિખ વગેરે સૌ ધર્મોના લોકો હિન્દુસ્તાનમાં રહે છે તો પણ તે છે તો હિન્દુસ્તાની જ. એ જ રીતે હિન્દીમાં બધી ભાષાઓના ઉત્તમ શબ્દો આપણે લઈશું તો પણ તે હિન્દી જ રહેવાની છે. એનામાં એવા શબ્દો પચાવવાની શક્તિ હોવી જ જોઈએ તથા એના લેખકોને એવા શબ્દોનું જ્ઞાન હોવું જોઈએ.

હિન્દીને વ્યાપક અને સર્વદેશીય " રાષ્ટ્રભાષા " બનાવવા માટે એનો શબ્દભંડાર વધારવો જોઈએ તથા એને સંકુચિત નહીં બનાવતાં સહેલાઈથી પ્રચાર પામે એવા એવા સારા શબ્દો જ્યાંથી પણ મળી શકે ત્યાંથી એમાં ઉમેરવા જોઈએ. આમ થશે ત્યારે જ હિન્દી ભાષા હિન્દુસ્તાનની રાષ્ટ્રભાષા હોવાનો પોતાનો દાવો સિદ્ધ કરી શકશે. બધી પ્રચલિત ભાષાઓ એ જ રીતે પોતાની ઉન્નતિ કરે છે અને હિન્દી પણ આ જ રસ્તે જઈને પોતાનું નામ સાર્થક કરી શકશે. આમ થવાથી હિન્દીઉર્દૂનો ઝઘડો પણ મટી જશે. ઉર્દૂ પણ જો ફારસી તથા અરબીની તરફ જ નજર રાખીને બીજી ભાષાના શબ્દોનો બહિષ્કાર કરશે તો તેની ઉન્નતિનો પ્રવાહ પણ રૂંધાઈ જશે, અને એ છેક સંકુચિત બની જશે. હિન્દી પણ જો આ બહિષ્કાર નીતિનું અવલંબન કરશે તો એ હજારો પ્રયત્નોથી પણ રાષ્ટ્રભાષા બની શકશે નહિ.

લિપિનિર્માણના સંબંધમાં એ ધ્યાનમાં રાખવું જોઈએ કે શબ્દો શુદ્ધ લખી શકાય અને લખેલા શબ્દોનો શુદ્ધ ઉચ્ચાર થઈ શકે તે ઉપરાંત તે ઝડપથી લખી શકાય અને છાપવામાં તથા ટાઈપ કરવામાં સુગમ થઈ પડે એવી હોવી જોઈએ. એક બે દિવસની બેઠકમાં આ પ્રશ્નનો ઉકેલ આપણે નહિ લાવી શકીએ તેથી આપણે વિદ્વાનોની એક સમિતિ નીમી તેની દ્વારા આ પ્રશ્નનો ઉકેલ લાવવાનો પ્રયત્ન કરીશું.

આજે યુનિવર્સિટિઓના ઉચ્ચ અભ્યાસક્રમમાં હિન્દીને સ્થાન મળ્યું છે અને હિન્દીના વિદ્વાનો બધા વિષયો પર પુસ્તકો લખી રહ્યા છે. પરન્તુ હજી સુધી એવી સ્થિતિ નથી આવી કે લોકો પોતાના મૂળ ગ્રંથો તથા લેખો હિન્દીમાં લખે અને જેમને એ વિષયનું જ્ઞાન મેળવવું હોય તેઓ આ ગ્રંથોના અધ્યયન માટે હિન્દી ભાષા શીખે તથા એમના મૂળ લેખોની કદર હિન્દી બોલનારી જનતા કરશે, એવો વિશ્વાસ લેખકોને હજી બેઠો નથી. કોઈ પણ રેલ્વે સ્ટેશન પર સુંદર બાંધણીની તથા મોંઘી કિંમતની ચોપડીઓ જોવામાં આવશે પણ તેમાં ગંભીર વિષયનું પુસ્તક ભાગ્યે જ જોવામાં આવે છે. નવલકથા હોવાથી જ કોઈ પુસ્તક ઉચ્ચ કોટિનું નથી, એમ નહિ કહી શકાય. ફ્રેંચ, બંગાળી તથા હિન્દીમાં નવલકથાના રૂપમાં કેટલાક સુંદર ગ્રંથો લખાયા છે. પણ મોટા ભાગની નવલકથાઓ તો એવી હોય છે તે સમય તથા પૈસાની બરબાદી કરાવી માણસના ચારિત્ર્યને પણ દૂષિત કરે છે. તેથી વિદ્વાનોની ફરજ છે કે તેમણે જનતાની રૂચિ બદલવી જોઈએ. નિસ્પૃહ અને નિર્ભય સમાલોચકો આ દિશામાં ભારે સેવા કરી શકે એમ છે. હિન્દી સાહિત્ય જેટલી જોઈએ તેટલી ઉન્નતિ કરી શક્યું નથી. સાહિત્ય તથા સાહિત્યના નિયમોથી પૂરા પરિચિત હોવા ઉપરાંત સમાલોચકને પોતાની જવાબદારીનું ભાન હોવું જોઈએ. કોઈના દ્વેષ કે પક્ષપાતથી એ પર રહે, સાચા સાહિત્યનિર્માણમાં લોકોને મદદ કરે અને જેમ ચોકીદાર જાનમાલની રક્ષા કરે છે તેમ એણે પોતાનું કર્તવ્યપાલન કરવું જોઈએ. માણસના ચારિત્ર્ય પર સાહિત્યની અસર સૌથી વધારે ઉંડી પડે છે અને તેથી સાચો સમાલોચક આ ચારિત્ર્યનું રક્ષણ કરનાર પહેરેગીર છે. જ્યારે સમાલોચકનું આટલું મહત્ત્વ છે તો પછી સાહિત્યનિર્માણ કરનારાઓનું કેટલું વધારે હોય ? તે બીજાએ મેળવેલા ધનનું રક્ષણ માત્ર નથી કરતો પણ પોતે જ ધન ઉત્પન્ન કરે છે. એ પોતાની વાણી તથા કલમથી માનવજાતનું ચારિત્ર્ય ઘડે છે અને એના મરણ પછી પણ એની અસર રહે છે. તેથી સાહિત્યમાં ગમે તે પ્રકારનો રસ હોય પણ જો તે મનુષ્યજાતને ઉન્નત કરે તો જ તે સાચું સાહિત્ય. જો એમ ન કરે તો પછી તે ગમે તેવી સુંદર તથા લલિત ભાષામાં હોવા છતાં આપણને સ્વીકાર્ય નથી. જેણે સંયમ અને તપશ્ચર્યાથી પોતાની જાતને લાયક બનાવી હોય તે જ સાચું સાહિત્ય ઘડી શકે. પૈસા કમાવા માટે અથવા કોઈ પ્રકાશકની સગવડ પ્રમાણે નકલ પહોંચાડનારાઓ એવું સાહિત્ય ન ઘડી શકે. આવા સાહિત્ય માટે તો પૂર્વજન્મના સંસ્કાર, આ જન્મની તપશ્ચર્યા તથા સંયમના પરિણામે મેળવેલી દિવ્ય શક્તિ જ જોઈએ.

[ અનુસંધાન પૃ. ૨૬૨ ]

# ન...વું...સા...હિ...ત્ય

પલટાતો સમાજ (પ્રથમ ગુચ્છ)—લેખક : રામ; પ્રકાશક : મનહર કાર્યાલય, દાવર રોડ, સુરત ; મૂલ્ય રૂપિયો દોઢ.

ચબરાકિયાં—લેખક અને પ્રકાશક : ફિરોજશાહ રુસ્તમજી મહેતા, ૧૪, પારસી કોલોની, કરાંચી: મૂલ્ય. આઠ આના. (૧૯૩૫)

ડૉ. મીનાચેહેરનો હર્ફ—[ મશ્ક અંકી નાટક ]—લેખક વગેરે ઉપર મુજબ. મૂલ્ય નથી આપ્યું.

Karsandas Mulji : A Biographical Study : By B. N. Motivala; foreword by : Diwan Bahadur K. M. Jhaveri; Published by Parbhudas Ladhabhai Modi; secretary, Karsandas Mulji Centenary Celebration Committee, Bombay.

સુવિખ્યાત સુધારક અને મહાગુજરાતી સ્વર્ગસ્થ કરસનદાસ મૂળજીની પહેલી શતાબ્દીપ્રસંગે મુંબાઈમાં પ્રેરક મહોત્સવ ઉજવાયો હતો. આ વખતે જન્મ પામેલી કરસનદાસ મૂળજી શતાબ્દી ઉત્સવ સમિતિએ સ્વર્ગસ્થ સુધારકને યોગ્ય સમારંભ કર્યો હતો. આ ઉત્સવના પરિણામ તરીકે સ્વર્ગસ્થની વિગતવાર જીવનકથાનો વિચાર થયો અને તે લખવાનું મહાકાર્ય કરસનદાસના સાચા અને અઠંગ ભક્ત શ્રી. બી. એન. મોતીવાળાએ સ્વીકાર્યું. શ્રીયુત મોતીવાળાએ બહુ જ પ્રેમભક્તિપૂર્વક કરસનદાસની જીવન અને જીવનપ્રવૃત્તિઓને આ દળદાર પુસ્તકમાં અવલોકી છે. એક પણ વિગત એમણે અસ્પર્શી રહેવા દીધી નથી. શ્રી. મોતીવાળાએ એમના ચરિતનાયક તરફની સમભાવ, પ્રેમ અને ભક્તિ સ્નેહભર્યા આકર્ષક રીતિએ દાખવ્યાં છે. અને આ પુસ્તક તેના એક સજીવ પુરાવા તરીકે કરસનદાસને લોકસ્મરણમાં જીવંત રાખશે એમાં શક નથી. પુસ્તક અંગ્રેજીમાં લખાયું છે અને એનું ભાવપૂર્ણ પુરોવચન શતાબ્દી સમિતિના પ્રમુખ દિવાન બહાદુર કૃષ્ણલાલભાઈએ લખ્યું છે. અમે ઇચ્છીશું કે શ્રી. મોતીવાળાની આ શીરપૂજાનું પરિશીલન આજના સુધરતા જતા ગુજરાતના યુવાન સુધારકો કરે.

ઈશ્વરતત્ત્વવિચારણા અને બીજા લેખો—લેખક અને પ્રકાશક : અશેષ બળવંત પિટે, વાલકેશ્વર રોડ : હોસલેન, મુંબાઈ. મૂલ્ય રૂ. ૦-૬-૦ (૧૯૪૧)

શ્રી. અશેષ પિટે ગુજરાતીમાં લખવાની ઉત્સુકતાવાળા દક્ષિણાત્ય બંધુ છે. એમણે આ પુસ્તિકાદ્વારા એમના વિચારોનું ગુજરાતી વાચકોને દર્શન કરાવવા પ્રયત્ન કર્યો છે. પણ ગુજરાતી ભાષાની લેખનપદ્ધતિના પહેલા પાઠોના પણ એ જાણકાર નથી લાગતા. આથી એમના વિચારો મારી જાય છે. અમારા મતે એમણે ગુજરાતી ને બદલે હવે મરાઠીમાં જ લખવું વધુ હિતાવહ છે.

## વિદ્યાર્થીઓનું સાહિત્ય

વાચન પ્રવેશ પોથી—પહેલી અને બીજી—('ઇતર વાચન-ભાગ-પહેલું')—લેખક અને પ્રકાશક: રતિલાલ રા. અધ્વર્યુ, ગંભાભાઈ જૈન કન્યાશાળા, ઝવેરીવાડ, અમદાવાદ: મૂલ્ય પ્રત્યેકનો દોઢ આનો.

નાના બાળકોના ઇતર વાચન માટેના આ સુંદર અને સુરુચિ પ્રયાસ માટે શ્રી. રતિલાલ અધ્વર્યુ ખાસ અભિનંદનને પાત્ર છે. બન્ને પોથીઓ અથથી ઇતિ સુધી બાળક સાથે વાંચી જવાથી લેખકના આશયનો અને તે દ્વારા બાળકના મનને પીંચવાની

ને તેને રસપૂર્વક જ્ઞાનપ્રદેશમાં વિહરાવવાની એમની શકિતનો સાક્ષાત્ અનુભવ થયા વગર રહેતો નથી. આરંભમાં જ બાલકોના વાચનને સબળ અને અસરકારક કરવું હોય તો તે માટે આ સાધનનો ઉપયોગ જરૂર બહુ જ મૂલ્યવાન લાગશે. બાલકના ખીલતા મનને જે જે જ્ઞાનતૃષાના પ્રદેશવિહારની ઉત્કટ ઇચ્છા હોય છે તે પ્રદેશ આલેખવામાં લેખક સફળ થયા છે. અમે નાના બાળકોનાં માતપિતા, શિક્ષકો વગેરેને આ પુસ્તકોની ખાસ ભલામણ વગર સંકોચે કરીએ છીએ.

**સાહિત્યકલ્લોલ : [પુસ્તક પહેલું] : સંપાદક : આત્મારામ નાનાભાઇ ખાનસાહેબ; પ્રકાશક : સી. જમનાદાસની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૨; મૂલ્ય સાત આના.**

પહેલી હોપ વાચનમાળા પછીની બીજી વાચનમાળા ઘણીએક શાળાઓમાં હજી યે ચાલે છે. આ એક જમાનામાં આપણી જ્ઞાનસમૃદ્ધિએ જે પ્રગતિ સાધી છે તે જોતાં આ જૂની વાચનમાળાઓને કયારની યે સ્થાનભ્રષ્ટ કરવાની જરૂર હતી. ત્રિવેદી વાચનમાળા પ્રસિદ્ધ થઇ અને ત્યાર પછી આ માર્ગે એક પછી બીજી પ્રવૃત્તિ શરૂ થઇ. શ્રી. આત્મારામ ખાનસાહેબસંપાદિત આ 'સાહિત્યકલ્લોલ' આ થતી જોઇતી સત્પ્રવૃત્તિઓમાંની એક છે. વાચનમાળાની પાંચમી ચોપડીનું સ્થાન લેવા એ યોજાઇ લાગે છે. એકંદરે શ્રી. ખાનસાહેબે ઠીકઠીક પસંદગી કરી વૈવિધ્ય આણવા પ્રયત્ન કર્યો છે. છતાં કહેવું જ જોઇએ કે 'આપણી શિષ્ટાચાર પદ્ધતિ' જેવી ડોળાં પાણી જેવી પસંદગી એમણે નહોતી કરવી જોઇતી. 'દરેક પ્રયોગો' (પૃ. ૧૬૩) જેવા અશુદ્ધ પ્રયોગો અને વિચાર-શૈથિલ્યવાળી આ પસંદગી કરતાં કેટલીક લેખમાળા સંગ્રાહકે જાતે લખી હોત તો વધારે સારું. શિષ્ટ લેખકો, વિચારસમૃદ્ધિ અને શુદ્ધ ભાષા: આ દૃષ્ટિએ જ આવાં પાઠ્યપુસ્તક તૈયાર કરવાં ઘટે છે. શ્રી. ખાનસાહેબને આ આરંભના પ્રયાસ માટે અમે વિજય ઇચ્છીશું અને એની બીજી આવૃત્તિમાં એમાં રહી ગયેલી ઘણીએક જોડણી વગેરેની ગલતીઓ એ વિદ્વાન સંપાદક ચાળી નાંખશે. પાઠ્યપુસ્તકો અણીશુદ્ધ શુદ્ધ જ જોઇએ.

## સહયોગીઓ

**સર્વોદય—તંત્રી: ગુલઝારીલાલ નંદા; મજૂર મહાજન, લાલ દરવાજા, અમદાવાદ; લવાજમ: રૂપીઆ ત્રણ**

ચાલુ વર્ષની શરૂઆતથી શ્રી. ગુલઝારીલાલના તંત્ર તળે આ નવીન માસિક પ્રસિદ્ધ થાય છે. એનો ફેબ્રુઆરી અંક અમારા જોવામાં આવ્યો. મજૂર મહાજનના હિતાર્થે પ્રસિદ્ધ થતું આ માસિક બીજા સર્વના ઉદયમાં એની પ્રવૃત્તિઓ એટલી જ રોકયા કરશે તો સર્વના સમન્વયના હિતમાં એ પોતાનો ફાળો આપી શકશે. એની ભાષાની ભૂમિકા આપણો શ્રમજીવી વર્ગ વાંચી શકે એટલી જ સાદી ને સંસ્કારી હોવી જોઇએ એવો અમારો અધીન મત છે. અમે 'સર્વોદય'ને તેના જન્મ માટે અભિનંદન આપીએ છીએ.

**The New Out-look—Editor : Govindlal D. Shah; Shantiniketan Society, Ellis Bridge, Ahmedabad; Annual subscription: Rs. 2/8**

ત્રણ આંતરરાષ્ટ્રના આ અંગ્રેજી વાચના બીજા પુસ્તકનો ચોથો અંક અમને મળ્યો છે. ન્યુ આઉટલુક સાહિત્યનું માસિક નહીં પણ સર્વવિષયક છે. એની લેખ-સમૃદ્ધિ સંક્ષિપ્ત છતાં નવીનતાથી ભરેલી છે. એનો હેતુ સફળ કરવા એ શકિતમાન થાઓ એમ અમે ઇચ્છીશું.

# તંત્રીસ્થાનેથી

## હિન્દી રાષ્ટ્રીય મહાસભાનું ઓગણપચાસમું સત્ર

ગયા માસમાં લખનૌ ખાતે આપણી રાષ્ટ્રીય મહાસભાનું ઓગણપચાસમું સત્ર પંડિત જવાહરલાલ નહેરુના પ્રમુખપદે ભરાયું હતું. અસીમ નવોત્સાહ અને પ્રખર રાષ્ટ્રભક્તિના અપ્રતિમ પ્રતિનિધિ જેવા પંડિતજીએ આપણા રાષ્ટ્રજીવનને વલોવતા એક પછી એક મહાપ્રશ્નને ચર્ચતાં આપણા વિષમ દેશકાલ ને પ્રધાનક પરિસ્થિતિઓને સર્વાંગીણ અવલોકી છે ને એમાંથી પ્રગતિના માર્ગનું ઠીક ઠીક સૂચન કર્યું છે. રોમેરોમ દેશદાઝથી જળતા પંડિતજીનું ભાષણ એમના હૃદયનાં ઊંડાણોમાંથી નીકળી એમની લાક્ષણિક સહૃદયતાનું ને વીરતાનું તેમ જ તેમના સ્પષ્ટ રેખાંકિત રાજકીય ધ્યેયનું યથાર્થ સ્પષ્ટીકરણ કરે છે. એમના ભાષણદ્વારા એમના પારદર્શક અને ઉદાર હૃદયનાં સંપૂર્ણતાથી દર્શન કરી શકાય છે. હિંદના મહાપ્રશ્નો છણતાં છણતાં પંડિતજીની વિશાળ દૃષ્ટિએ આપણા તેમ જ જગતના દેશકાલને જરા યે નજરથી વિસારે મૂક્યો નથી. ભાષણમાં આપણી તાદૃશ રાજકીય સ્થિતિ ને તેમાંથી ઊપજતી પ્રગતિ માટે કર્તવ્યદિશા જોઈ શકાય તેમ છે. આપણા રાષ્ટ્રપતિઓનાં ભાષણો ઘણી બે વાર લોકજીવનની વાસ્તવિકતાને સ્પર્શ્યા વગર વાંચેલાં પુસ્તકોના વિચારોમાં વ્યોમવિહાર કરતાં જણાતાં છે; ત્યારે પંડિતજીનું ભાષણ—જો કે કોઈ કોઈ સ્થળે આવા વિચાર-પ્રદેશમાં વિચરતું હોવા છતાં—લોકજીવનની વાસ્તવિક સ્થિતિનાં સુરેખ દર્શન કરવાનો પ્રયત્ન કરતું જણાયું છે. આપણા પ્રજાજીવનમાં પ્રત્યક્ષ થતી સમવિષમ મુશ્કેલીઓ જાણ્યા બાદ એને ઉચિત ને વ્યવહારાત્મક માર્ગ બનાવી આપણા તોફાની રાજ્યપ્રકરણી જીવનનો મહાસાગર ખેડવા અને પ્રજા પાસે ખેડાવવા પંડિતજી ( જો તેઓ છૂટા રહી શકે તો ) યોગ્ય કર્ણધાર છે એમ એમના ભાષણ પાછળ રહેલા પ્રબળ આત્મબળથી ને ઉદાર નેતૃત્વથી આપણી ખાતરી થાય છે.

પંડિતજીના ભાષણે વિવિધ પ્રશ્નોનું પૃથક્કરણ એમની સમર્થ, સચોટ અને લાગણીભરી વાણીમાં કર્યું છે. જગતમાં નિર્બળ કે સબળ કહેવાતી પ્રજાપ્રજા વચ્ચે અત્યારે રાષ્ટ્રવાદ અને સામ્રાજ્યવાદ પરસ્પર ઝૂઝી રહ્યા છે. હિન્દના રાષ્ટ્રવાદી પ્રજાજીવનને સામ્રાજ્યવાદના પ્રચંડ બળ સામે ઝૂઝવા ઉપરાંત માંહોમાંહેના મતભેદો સામે પણ ઝૂઝવાનું છે. કોમોકોમ વચ્ચેના દેખાતા વિસંવાદો પણ કહેવાતા ધર્મના કે સમાજના નથી જ. એ તો આપણી આર્થિક પરતંત્રતાના જ છે. આપણી આર્થિક પરતંત્રતા જો દૂર કરવામાં આવે તો કોમોકોમના ઝઘડાનાં પ્રકરણો ને કોમીવાદનાં નિર્બળતાજન્ય ઝેરવેરો આપણી પ્રજાની દૃષ્ટિમર્યાદામાંથી સહજ અદૃશ્ય થાય. માંહોમાંહેના આ અને આવા મતભેદો દૂર થતાં આખી યે પ્રજા સંગઠિત થઈ શકે અને કોઈની પણ સામે સામનો કરવા સજ્જ થયેલું એનું એકત્રિત બળ એ અન્યથા નહીં જ રોકી શકે. હિન્દ પ્રધાનતઃ એ ગામડાંનો દેશ છે. એનો ખેડૂત, જ્યારે હાલતમાં ભાગમાં પડેલો

ઋણ, ગરીબી, અજ્ઞાન અને સાધનહીનતામાં સપડાઇ મજૂર બન્યો છે. આ શ્રમજીવી કે બુદ્ધિજીવી મજૂરોનાં કે તેમની ગરીબ આંખે ચડે એવા મુઠીભર ધનિકોના સ્વાર્થો પરસ્પર અથડાઇ પ્રજાજીવનના યોગક્ષેમ અને શુષ્ક સુખશાંતિને પણ શોષી રહ્યા છે. આ અપાર દુર્જય પણ પંડિતજીના દેશભક્ત દિલને ચડચડ બાળી રહ્યો છે. પંડિતજીના ભાષણનો મુખ્ય સૂર સાચી વાસ્તવિક કરુણતામાં ગદ્‌ગદિત થતો હજીયે આપણને પ્રત્યક્ષ સંભળાય છે.

આ વખતની મહાસભાને બહુ જ વિકટ સંજોગોમાં મળવાનું હતું. સહસ્રમુખી લોકસભા મટી મહાસભા હિન્દના દેશભક્ત નેતાઓની મહાસભા બન્યા પછીની આ પહેલ પ્રથમ મળી છે. એના કેટલાક પ્રશ્નો તો મતભેદ માત્ર જ હતા. નવું રાજકીય બંધારણ દેશને માથે એની ઇચ્છા હતી કે ન હતી છતાં ઠોકી મારવામાં આવ્યું છે. પ્રધાનપદનો સ્વીકાર મહાસભાએ શા માટે ન કરવો એવો કેટલાકનો મત હતો. સમાજવાદીઓ પુસ્તકિયા જ્ઞાનનાં ભાષણોદ્વારા પણ મક્કમ દેશભક્તો થતા મથે છે. આ વિચિત્ર સંજોગોમાં કહીંક નિડરતાથી, કહીંક નમીને, કહીંક ગુસ્સે થઇને; છતાં જે ઉદાર કાર્યકુશળતાથી પંડિતજીએ આ સત્રના મુખ્યમુખ્ય પ્રશ્નોને છેડયા છે અને બહુમતીના વહેનમાં મહાસભાના વાહનને વાળીને મૂક્યું છે તે હકીકત તો ખાસ જ નોંધવા જેવી છે. એક સુનંદા ને કર્તવ્યશીલ સમાજવાદી હોવા છતાં સમાજવાદ પ્રતિ ન ઢળી જતાં ઉદારતા અને સમભાવથી એમણે રાષ્ટ્રપતિ તરીકે હિન્દી હૃદયો ઉપર જે ઊંડી છાપ મૂકી છે તે જલદી ભૂસાય એવી નથી જ.

## નવા વ્હાઇસરૉય

જૂના વ્હાઇસરૉય ગયા અને નવા વ્હાઇસરૉય લૉર્ડ લિનલિથગો હિન્દ પરના બ્રિટિશ સામ્રાજ્યના રાજપ્રતિનિધિ તરીકે આવ્યા. વ્હાઇસરૉયનું હિન્દમાં આવવું ને પાંચ વર્ષના રાજઅતિથિ થઇ પાછા સ્વદેશ સીધાવવું એ સામ્રાજ્ય કે હિન્દના જીવનનો એક ભવ્ય જ પ્રસંગ ગણાય; પણ તે એક સામાન્ય બનાવ જેવો જ જાણે લેખાઇ જાય છે. બહુ તો શાળાના વિદ્યાર્થીથી માંડી ઉચ્ચ કેળવણીના આપણા પદવીધરો બિચારા આ રાજપરોણાઓની યાદીમાં એકનો વધારાનો ઊમેરશે ને ગોખશે.

લૉર્ડ વિલિંગ્ડન જેવા હિન્દ પર તેવીસેક વર્ષ રાજ્ય કરી કરી રીઢા થઇ ગયેલા હુમાણીખોર અને લોકમતને કચરનાર વ્હાઇસરૉય પછી હિન્દની સ્થિતિનો અભ્યાસ કરી તેને ઓળખનાર તરીકે લૉર્ડ લિનલિથગો પધાર્યા છે. મુંબાઇમાં એમની પધરામણી થઇ ત્યારે હિન્દ એ ખેડુતનો દેશ છે અને એમને ખેતીનો ને ઢોરઊછેરનો મહાપ્રેમ છે એ સૂચવવા માટે ખેડુતો પણ એક નાનીશી સંખ્યામાં એમનું સામૈયું કરવા બોલાવવામાં આવ્યા હતા. અમે ઇચ્છીએ છીએ કે લૉર્ડ લિનલિથગો જરૂર જ એક સાચા ખેડુત તરીકે હિન્દમાં પ્રવેશ્યા છે અને હિન્દના ઋણગ્રસ્ત ખેડુતના જીવન સાથે પોતાનું ખેડુતજીવન ઓતપ્રોત કરવા ઊમેદવાર છે. એમણે એમનું નવા વ્હાઇસરૉય તરીકેનું ભાષણ બ્રૉડકાસ્ટ કર્યું, ઢોરઊછેરના મંગળ મુહૂર્ત તરીકે માતબર નંદીઓ અને ઘોડાઓ ખરીદ્યાઃ આ

[ અનુસંધાન પૃ. ૨૯૩ ]

# વ...ર્ત...મા...ન...સા...ર

## ખાદી અને ગ્રામઉદ્યોગનું અપૂર્વ પ્રદર્શન

મહાસભામાં પસાર થયેલા ઠરાવને અન્વયે ખાદી અને ગ્રામઉદ્યોગનું એક પ્રદર્શન લખનૌમાં મહાત્માજીને હાથે ૨૮ મી માર્ચે ખુલ્લું મૂકાયું હતું.

## સુરતના વ્યાયામવર્ગો

ગુજરાતના વ્યાયામ પ્રચારક મંડળ તરફથી સુરતની સાર્વજનિક કોલેજમાં તા. ૪ થી મેથી જુનની ૩ જી સુધી વ્યાયામવર્ગો ચાલુ રહેશે.

## ગલિયારા પારિતોષિક

શ્રી. રમણીકલાલ અરાલવાળાને ગલિયારા પારિતોષિક સમિતિ તરફથી ચંદ્રક પુરસ્કાર મળ્યો છે.

## 'દિવ્ય ચક્ષુ'નો મરાઠી અનુવાદ

કુ. રત્નપ્રભા રણદિવેએ શ્રી. રમણલાલ દેસાઈકૃત 'દિવ્યચક્ષુ'નો મરાઠી અનુવાદ કર્યો છે.

## સિનેમા જગત

શ્રી. એમ. એન. બક્ષીની આગેવાની નીચે કેટલાક હિન્દી સાહસીકોએ જગતનાં જુદાંજુદાં જંગલોના સાધન પર પ્રકાશ કરવા નિર્ધાર કર્યો છે. એમનો પ્રવાસ આઠેક વર્ષ ચાલશે. તેઓ જંગલી પશુ, પંખીઓ તેમ જ જંગલી લોકોના જીવનોની ફિલ્મ ઉતારશે ને તેની પ્રસિદ્ધિ વર્તમાનપત્રોમાં કરતા રહેશે.

## બનારસ હિન્દુ યુનિવર્સિટિ

પંડિતજી માલવીયાએ હાલ યુનિવર્સિટિમાં અંત્યજો માટે ચામડાનું કારખાનું કાઢવાનો નિર્ણય કર્યો છે.

## રવીન્દ્રનાથ ઠાકુરનો પંચોતેરમો જન્મોત્સવ

શાંતિનિકેતનમાં આ ઉત્સવ તા. ૮ મી મેએ ઉજવાયો હતો.

## ચરોતર એજ્યુકેશન સોસાઇટિ

આ સોસાઇટિનો વીસમો વાર્ષિકોત્સવ ગયા માસની ૨૬ મી તારીખે ઉજવાયો હતો.

## ૧૯૩૬ નું ગ્રંથસ્થ વાઙ્મય

ગુજરાત સાહિત્યસભા તરફથી ચાલુ સાલના ગ્રંથોની સમાલોચના કરવાનું વિકટ કાર્ય શ્રી. ડોલરરાય માંકડને સોંપ્યું છે.

## છાત્રાલયોનું સંમેલન

ગઈ તા. ૯-૧૦-૧૧ મી મેએ કચ્છના છાત્રાલયોનું ભુજમાં સંમેલન થયું હતું.

## અખિલ હિન્દ મહિલા પરિષદ

અમદાવાદ ખાતે ભરાનારી આ પરિષદની સ્વાગતસમિતિએ પોતાનું કાર્ય શરૂ કર્યું છે. સ્વાગતસમિતિના પ્રમુખ તરીકે શ્રી. વિદ્યાબહેન નીલકંઠ નીમાયાં છે.

## અખિલ હિન્દ પ્રગતિમાન લેખક પરિષદ

લખનૌ ખાતે આ પરિષદનું પ્રથમ સત્ર શ્રી. પ્રેમચંદજીના પ્રમુખપદે ગયા ઇસ્ટરના તહેવારમાં ભરાયું હતું.

## હિન્દ ડાહ્યામાં ડાહ્યો દેશ !

જાણીતા ઈંગ્લીશ નવલકથાકાર એરિક લિંગ લેટરે પોતાનો જગતપ્રવાસ પૂરો કરી અભિપ્રાય દર્શાવ્યો છે કે: હિન્દ ડાહ્યામાં ડાહ્યો દેશ છે, ચીન અને જપાન કાવત્રાં ને શંકાઓથી ક્ષુબ્ધ થયેલા દેશો છે.

## ફાર્બસ ગુજરાતી સભાની બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા

તા. ૧૯-૪-૩૧ ને રોજ આ વ્યાખ્યાનમાળાને અંગે એક વ્યાખ્યાન દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીને પ્રમુખપદે ફાર્બસ ગુજરાતી સભામંદિર, મુંબઇ, શ્રી. ગજાનન ઉ. ભટ્ટે એપિડાયસ્કોપની સહાયતાથી 'ગુજરાતનાં કેટલાંએક પક્ષીઓ' એ વિષય ઉપર આપ્યું હતું.

## ભારતીય સાહિત્ય પરિષદ

તા. ૨૪-૨૫ મી એપ્રિલના દિવસોએ નાગપુરમાં મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે મળી હતી.

## કૉલેજોનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીયોને

સ્વ. હરસનદાસ મૂ. સ્મારકફંડની યોજના મુજબ કૉલેજોનાં વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થીનીઓને શ્રી. ફાર્બસ ગુજરાતી સભા તરફથી જાહેર નિમંત્રણ કરવામાં આવે છે કે તેમણે ગુજરાતી ભાષામાં 'સહશિક્ષણ' એ વિષય ઉપર એક નિબંધ ૧૦ થી ૧૨ ફુલ્સકેપ કાગળના કદનો તા. ૩૦-૬-૩૧ વાર મંગળ સુધીમાં નીચેને સરનામે સીલબંધ પરબીડીયામાં જે કૉલેજોમાં પોતે ભણતાં હોય તેની વિગત અને પોતાનાં સરનામાં સાથે મોકલવો. વિદ્યાર્થીઓના એવી રીતના આવેલા નિબંધોમાંથી જેનો નિબંધ શ્રી. ફા. ગુ. સભાએ નીમેલી ત્રણ જણની કમીટી પસંદ કરશે તેને રૂ. ૫૦) નું એક તેમ વિદ્યાર્થીનીઓના નિબંધોમાંથી જેનો નિબંધ પસંદ થશે તેને રૂ. ૫૦ ) એમ બે ઇનામો આપવામાં આવશે; વધુ પસંદ કરવા યોગ્ય હશે તેનો નિબંધ તા. ૨૨-૭-૩૧ ની જાહેર સભામાં વંચાવવામાં આવશે. પસંદ થયેલા નિબંધો પ્રગટ કરવાનો માલીકી હક્ક શ્રી ફા. ગુ સભાનો રહેશે. વિશેષ જરૂરી વિગત માટે પત્રવ્યવહાર કરોઃ—

અંબાલાલ બુલાખીરામ જાની,

સહાયકમંત્રી, શ્રી. ફા. ગુ. સભા, ૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, કૉંગ્રેસ હાઉસ, મુંબઇ નં. ૪.

# હિન્દુસ્થાન કોઓપરેટીવ ઇન્શ્યુરન્સ સોસાઇટી લી.

( સ્થાપના ૧૯૦૭ )




અગત્યના આંકડા :

| | |
|---|---|
| ચાલુ વિમા | રૂ. ૧૦,૬૩,૦૦,૦૦૦. ઉપર |
| લાઈફ ફંડ | ,, ૧,૭૪,૦૦,૦૦૦, |
| કુલ્લે થાપણ | ,, ૨,૦૦,૦૦,૦૦૦, |
| આંકણીનો વધારો | ,, ૧૮,૯૭,૦૦૦, |

નવો વિમો તા. ૩૦ એપ્રીલ ૧૯૩૫ ને દિને પૂરા થયેલાં વર્ષ દરમ્યાન

રૂ. ૨,૫૭,૦૦,૦૦૦ ઉપર

## બોનસ

દર વર્ષે દર હજારે

| | | |
|---|---|---|
| ઍન્ડાઉમેંટ વિમા ઉપર | રૂ. | ૨૩ |
| આખી જીંદગીના વિમા ઉપર | ,, | ૨૦ |

મુંબઈ શાખા—કામીસેરીઅટ બીલ્ડીંગ; કોટ.

[ વિજેન્દ્રી : પુરઃસંધાન પૃ. ૨૧૪ ]

**મનોહર** : સરિતા ! આ શી બનાવવાની વાત ચાલી છે ? આમ છેક તું અમને બનાવી શકીશ ? યમુનાને હું ન ઓળખી શકું !

**સરિતા** : આમાં બનવાનું કશું નથી; કારણ કે મ્હારે તમને બનાવીને હવે કશો સ્વાર્થ નથી સાધવો. હું ઓળખી ન શકાઉં તે માટે મારાં ચાર વર્ષ મ્હેં ખાસ તૈયારીમાં ગાળ્યાં છે. મ્હારા ચ્હેરામાં, મ્હારા અવાજમાં, મ્હારી રહેણીકરણીમાં, મ્હારી ટાપટીપમાં એટલો બધો ફેર પડ્યો છે કે ત્હમે યમુનાને ઓળખી જ ન શકો એ છેક સ્વાભાવિક છે.

( મનોહર સરિતાની સામે તાકીને જોઇ રહે છે ને પછી એકદમ સરિતાની પાસે જઇ એનો હાથ પકડે છે ને આશ્ચર્યથી સરિતાનું મોઢું જોઇ રહે છે. વિમલા પણ આગળ આવે છે ને પાસે ઉભી રહે છે. )

**મનોહર** : સરિતા ! હવે મ્હને થોડો આભાસ થાય છે. આજે સ્હાંજે મ્હને એ જ વ્હેમ સ્હેજ આવી ગયો હતો. ત્હારી આંખની ચમકમાં ને ત્હારા સ્પર્શમાં જે મ્હને કશાકનું ભાન થયું હતું તેનો અત્યારે ભેદ ખુલે છે–પણ, સરિતા–યમુના ! આ બધું શું ? આમ બધું શી રીતે બની શક્યું !

**સરિતા** : મનોહર ! વિમલા ! ત્હમે બન્ને બેસો. હું ત્હમને બધી વાત કહું છું. ( બન્ને ખુરશીઓ ઉપર બેસે છે. ) મનોહર ! મ્હારા જીવનની એ અસહ્ય વેદનાનાં પડ હું અત્યારે બધાં નહિં ઉખેળું. ત્હમે મ્હને તરછોડી દીધી ને હું સંસારમાં એકલી અટૂલી પડી ગઇ. અસહ્ય વેદનામાં એમ એક વર્ષ વીતાવ્યું. ત્યાં કોણ જાણે કયાંથી મ્હારા મનમાં એક ભયંકર વિચાર આવ્યો. મ્હારા સુખમાં વિક્ષેપ કરનારની ઉપર વેર લેવાનું મ્હને મન થયું. મ્હારા પિતાની એકની એક પુત્રી ને ભાઈની એકની એક બ્હેન એટલે સામગ્રીના વિષયમાં મ્હારે કશાની ઉણપ ન્હોતી. મ્હેં મ્હારી યોજના ભાઈની પાસે માન્ય કરાવી. ચાર વર્ષ સુધી ખૂબ અભ્યાસ કર્યો. ઘણું વાંચ્યું ને ઘણું વિચાર્યું અને વિદ્વાનોનાં ટ્યુશનો રાખીને સારી વિદ્વત્તા મેળવી. પછી પિતાની યે સંમતિ લીધી ને પરદેશના પ્રવાસે ગઈ. પરદેશોમાં ખુબ ફરી, ખુબ જોયું ને ઘણી વાતો શીખી ને જાણી. મ્હારામાં દેખીતો ફેરફાર જણાય માટે વાળ કપાવ્યા ને બીજા યે કેટલાક શાસ્ત્રીય પ્રયોગો મુખ ઉપર ને અવાજ માટે કરાવ્યા. ફેશનો, રીતભાત, રમતો બધું શીખીને પછી લગભગ બે વર્ષે પાછી ફરી. પછી અહીં એકલી આવીને રહી ને મ્હારી વેરની યોજના ધીમે ધીમે અમલમાં મૂકી. પણ, મનોહર ! આવતી કાલે જ્યારે એ યોજના સફળ રીતે પાર ઉતરવાની છે તેવે સમયે મ્હારા અંતઃકરણે બંડ ઉઠાવ્યું છે. હવે મ્હારું હૃદય નથી ચાલી શકતું. આવતી કાલે આપણું લગ્ન થશે એ વાતે હું મુંઝાઇ. મ્હારી યોજનાની ભયંકરતાનો ખ્યાલ છેક આજે આવ્યો. હું કોની ઉપર વેર લઉં છું ! શા માટે લઉં છું ! એ હું આજ સમજી.

મ્હને મ્હારી ક્ષુદ્ર લાલસા માટે મ્હારી ઉપર જ તિરસ્કાર આવ્યો. મ્હેં પછી આજે જ બીજો નિશ્ચય કરી નાખ્યો. મ્હારે ત્હમને બન્નેને વિખુટાં નથી પાડવાં; હું મ્હારી યોજના આટલેથી જ છોડી દઉં છું–( ખુરશી-માંથી ઉઠે છે. )

મનોહર : સરિતા ! આમ કાં ? તું અમે તે હો, હું ત્હારો જ સ્વીકાર કરીશ. તું યમુના હો ત્હોયે ત્હને જ સ્વીકારીશ.

સરિતા : પણ મ્હારે ત્હમારો સ્વીકાર કરવો હોય તો ને ? મનોહર ! ત્હમે આટઆટલે વર્ષે પણ સ્ત્રીહૃદયને સમજવાને અસમર્થ છો એ હું જોઇ શકી છું. સ્ત્રીહૃદયમાં જ્યારે પ્રેમ પ્રગટે છે, અને એ પોતાની વિવેકશક્તિને પણ કચરી નાખીને પોતાના પ્રાણથી યે વ્હાલી વસ્તુઓ અપાર વિશ્વાસથી પ્રિયજનના હાથમાં સોંપે છે ત્યારે એનો દુરુપયોગ એને કેવો આઘાત કરે છે એ ત્હમે નહિં સમજી શકો. એ પ્રેમની એકનિષ્ઠા પુરુષ શું સમજવાનો હતો ! મ્હેં ત્હમને નાણી જોયા છે. ત્હમે યમુનાને નથી સમજી શક્યા તેમ વિમલાને યે નથી સમજ્યા. આટલાં વર્ષો પછી પણ ત્હમારી યમુના માટેની વૃત્તિ

બદલાય નથી ત્યાં હવે યમુના શા માટે આવે ! ત્હમે સરિતાના વેશમાં જ યમુનાને સ્વીકારવા તૈયાર થયા છો એનો વિચાર કરો. બબ્બે પત્નીઓને ઉવેખવામાં ત્હમને કશું જ અસાધારણ લાગતું નથી !

**મનોહર** : યમુના ! ગઈ ગુજરી ભૂલી જા. આજના મ્હારા શબ્દો યાદ કર. હું ત્હને જ હવે મ્હારી જીવનસખી બનાવીશ.

**સરિતા** : ગઈ ગુજરી ભૂલી જાઉં ? મનોહર ! ડગલે ને પગલે અવિચારનાં ને અન્યાયનાં કૃત્યો કરનારને પોતાનું દરેક કૃત્ય ભૂલમાં ખપાવી દઈ એ ભૂલી જવાનું કહેવું બહુ સુલભ હોય છે. આટલી આઠ–આઠ વરસની તૈયારીની પાછળ શી મનોવ્યથા મ્હને સળગાવી રહી હતી એનો ત્હમને ક્યાંથી ખ્યાલ આવે ? કારણ કે ત્હમે ક્યાં મ્હારે માટે જવાબદાર હતા ! અંદરથી સતત દિવસરાત હૃદય બળતું રહે ને બ્હારથી મ્હારે આ બધી નાટકી ચેષ્ટા કરવી પડી ! પ્રિયજન વિના મોજશૉખ કોને ગમે ! ત્હમે માની યે નહિં શકો કે નવીનમાં નવીન ટાપટીપમાં રહેતી આ ત્હમારી જ હતભાગિની ઘરમાં કોર વિનાનાં છાયલો પહેરીને રહે છે, ખાવામાં મીઠું કે ગળપણ નથી ખાતી ને આજ આઠ વર્ષથી ફક્ત સાદડીને જ એનું બિછાનું બનાવ્યું છે. આમ છતાં યે મ્હારે બધા દેખાવ રાખવા પડ્યા છે તે કળકળતે હૃદયે જ. કોઈ અનિષ્ટ ઘડીમાં વેરનો વિચાર આવ્યો ને હું એને વશ થઈ, પણ, હવે મ્હારે વેર નથી લેવું. મ્હારે વિમલાનું સુખ નથી ઝૂંટવી લેવું. હું મ્હારી વેદના સંભારું છું ને મને એની વેદનાની કલ્પના થાય છે.

**મનોહર** : યમુના ! ( ગળગળો થઈ જાય છે. ) યમુના ! તું જા નહિં. ત્હારી અહીં જ વ્યવસ્થા કરીશ. તું આમ જાય એ મ્હને બહુ સંતાપદાયક થશે—

**સરિતા** : મનોહર ! દુઃખ ન લગાડો. મ્હેં જોઈ લીધું છે કે આઠ વર્ષે પણ ત્હમારા જીવનમાં મ્હને સ્થાન નથી. વ્યર્થ શા માટે આમ કરો છો ! ( વિમલાને ) વિમલા ! ત્હને કશું દુઃખ લાગ્યું હોય, ત્હારા પરિચયનો મ્હેં ક્ષણિક દુરુપયોગ કર્યો છે, તો માફ કરજે ને એમની બેવડી કાળજીથી સંભાળ લેજે.

**વિમલા** : ( સજળ નેત્રે ) મ્હારે શું બોલવું તે જ મ્હને નથી સૂઝતું. સરિતા !— ( બોલી નથી શકતી એટલે જરા અટકી ) કૈં નહિં, ચાલો, આપણે બધાં સાથે જમી લઈએ એટલે પછી જરા શાન્તિથી આપણે આ વાતનો નિર્ણય કરી શકીશું.

**સરિતા** : હું હવે અહીં ક્ષણભર પણ નહિ રોકાઉં. ઠીક, મનોહર !—

[ હૃદય ભરાઇ આવે છે. ખુરશીમાં બેસી જાય છે ને રડી પડે છે. વિમલા ને મનોહર એની પાસે દોડી જાય છે.]

**મનોહર** : આ શું ! યમુના ! ગઇ વાત ભૂલી જા. મ્હને અમને ક્ષમા કર.

ચરિતા : ( આંસુ સારતી ) મનોહર ! ક્ષમા તો મ્હેં આપી જ દીધી જ છે. પણ મને અત્યારે તમારાથી વિદાય લેવી અસહ્ય થઈ છે. આટલાં વર્ષ દબાવીને ગુંગળાવી નાખેલ મારી લાગણી આજ અસહ્ય આવેશમાં ઉભરાઈ આવી છે. અરેરે, આ ઘડીને માટે આટલાં વર્ષ યાતના ભોગવી !

[ વળી જરા રડી પડે છે. કેટલીકવારે અચાનક ઉભી થાય છે ને આંસુ સારતી બોલે છે. ]

પણ, કંઈ નહિ. મનોહર ! તે દિવસે હું હારેલી ગઈ હતી, હું પરાજિતા બની હતી. આજે હું વિજેત્રી બનીને જાઉં છું ! બન્ને સુખી રહો.

[ એકદમ ચાલી જાય છે ]

મનોહર : ( ખાળવા જતો ) યમુના ! યમુના ! ( જાય છે. )

[ થોડી વાર વિમલા મૂઢ જેવી ઊભી રહે છે, ત્યાં બ્હેબાકળો મનોહર પાછો આવે છે. ]

વિમલા ! જલદી જા. પાણી મંગાવ ને ' સ્મેલિંગ સૉલ્ટ ' લઈ આવ. યમુના નિશ્ચેતન થઈને ત્યાં પડી છે. જા, જલદી જા.

[ છેલ્લું વાક્ય બ્હાર જતાં બોલતો ત્વરાથી ચાલ્યો જાય છે. વિમલા આંસુ રોકે છે. પાછી પડે છે. ]

અમે પાછા વળ્યા. મેં કહ્યું, " ખાન સાહેબ, તમે આ એક ને તમારું ઉતરેલું ખમીસ આપી દેશો પણ આવા તો અસંખ્ય હશે ! "

" હા, છે તો લાખ્ખો. અમારે ત્યાંની આ જમીનદારી તો એક એવું દારુણ કલંક છે કે ન પૂછો વાત. જમીનદારો પોતે તો માણુસ નથી અને આવા લોકોમાં જે માણુસાઇ શુદ્ધ સ્વરૂપે છે તેને ય વેચાતી લઇને પછી રેંસી નાંખવાનો પ્રયત્ન કરે છે. " ખાન સાહેબ ગુસ્સે થઇને બોલ્યા.

મેં જરા આશ્ચર્ય બતાવીને કહ્યું, " નવલકથામાં વાંચવા મળે એવી આ વાત છે. પહેલાંના અઠંગ જુગારીઓ જુગારની ધૂનમાં પોતાની સ્ત્રીને જુગારમાં હારી આવતા એ વાંચતા પણ આપણને એની પશુતા અને નિર્દયતા સાલતી. અને આજે અહીં માણસોનો વેપાર થાય છે ને કોઇનું રૂવું ય ફરકતું નથી.

" પેલા ટ્રેડ યુનીયન વાળા મજુર નેતાઓને અહીં બોલાવવા જોઇએ. અને પછી કહેવું જોઇએ કે બેટા તમારી રશીયન કોમ્યુનીસ્ટીક કે સોશાલીસ્ટીક થીયરીને અહીં કામે લગાડો. "

વાતો કરતા કરતા અમે પેલા ઝાડ નીચે આવી પહોંચ્યા. ખાન સાહેબે ગજવામાંથી સીગારેટ ચેતાવીને કહ્યું, " ચાલો યાર પાના રમીએ. " શહી પણ આવી પહોંચ્યો હતો એટલે અમે ત્રણે જણે પાના રમવા માંડયા. પાના રમતા મૌલાના સાહેબે કાનપુર અને લખનૌ, અવધ અને અલ્હાબાદના નવાબી જમાનાની મહત્તા અને મુર્ખાઇની એવી રસીલી અને રમુજી વાતો કરવા માંડી કે ક્યારેક તો પાના હાથમાં પકડી રાખીને પહેલાં હસી લેવું પડતું.

થોડી વાર પછી એક જુવાન સ્ત્રી કુવા પાસે ઉભેલી દેખાઇ. પાસે પાંચ છ વરસનો એક તદ્દન કાળો બાળક ઉભો હતો. આમ મૌલાના શાહી સ્વભાવના માણુસ હતા પણ એમનું દિલ ગરીબો અને પતીતો માટે ખૂબ સમભાવ રાખતું. કટ્ટર મુસલમાન હતા અને સાથે કટ્ટર નાસ્તિક હતા. ખુદાની શોધમાં મક્કા અને મદીના સુધી હજ કરી આવ્યા હતા. અને અમારા સંશોધનવિભાગમાં પણ એ દરેક ધર્મોની સિદ્ધાંતની ગુંચોમાં અને ભૂલભૂલામણીમાં ખોવાઇ ગએલા ખુદાની જ શોધ ચલાવતા. એમની અનુભવસિદ્ધ નાસ્તિકતા એ એમને ગરીબો તરફ ખૂબ આર્દ્ર અને સમભાવી બનાવ્યા હતા. પેલો અહીરનો છોકરો આવ્યો એટલે તરત મૌલાનાએ પોતાનું ખમીસ ઉતારીને કાઢી આપ્યું અને માત્ર ગંજીફરાક અને સ્વેટર ઉપર જ શેરવાની પહેરી લીધી. મૌલાના સાહેબ માનતા કે આ ગરીબો તરફ જે દીલની સહાનુભૂતિ આપણને થાય છે, જે પ્રેમ થાય છે તેનું પુણ્ય ગાંધીજીને જાય છે. શ્રી અરવિંદ ઘોષે ભારતને માટે ' મા ' ની ભાવનામૂર્તિ આપીને આપણા માનસમાં એક પ્રકારની ભક્તિ જન્માવી એ તદ્દન સાચી વાત. પણ ગાંધીજીએ આપણને આ ગરીબ, કદરૂપા, મરતા, ને મરવાને વાંકે જીવતા હિંદીઓને ધ્યાન કરતા કર્યા. એણે હિંદુસ્થાન જેવું છે તેવું આપણને દેખાડયું—ગરીબ, કંગાલ અને કુરૂપ દેખાડયું એવું જ નહિ પણ પોતે લંગોટી પહેરી અને કરોડો લંગોટીવાળા અને લંગોટી વિનાના નાગા ભૂખ્યા હિંદીઓ તરફ પ્રેમભાવ અને સહાનુભૂતિ જગાવ્યા.

" તો જાને, એને બોલાવી લાવ. "

અછતી સરકાર, પણ એ રાંધવા બેઠી છે. હમણાં રાંધીને પરવારશે એટલે આવશે.

" તે ત્યાં સુધી શું તારો બિમાર છોકરો પાણી વિના તરફડશે ? "

" શું કરું માલીક, હું તો સુનારડી છું. આજે સાતમો દિવસ છે. મારી બીજી નાની છોકરી પણ એકલી જ પડી છે. કોઇ બીલાડી આવીને હેરાન ન કરે તો સારું. જમીન પર જ નાંખીને આવી છું. "

મૌલાના સાહેબે શરીને હુકમ કર્યો, " અબે શરી, અનવરખાને ત્યાંથી એક લાંબી રસ્સી અને બાલ્ટી લઇ આવ. "

શરી દોડયો અને લઇ આવ્યો. મૌલાના સાહેબ બાલ્ટી બાંધીને કુવામાં ઉતારવા જાય છે ત્યાં પેલી ચમારણ અતિશય સંકોચથી શરમાઇને ડરતાં ડરતાં બોલીઃ

" માલીક તમે રહેવા દો. "

" કેમ ?

" અમે મુસલમાનના હાથનું પાણી નથી પીતા. "

મૌલાના સાહેબ હાથમાં બાલ્ટી રાખીને સ્તબ્ધ થઇ ગયા. આંખો ન્હાની મોટી થઇ ગઇ અને કપાળે કરચલી પડી ગઇ. પણ પોતાની જાતને સંભાળીને બોલ્યાઃ " અમે પણ અછૂત છીએ અને તું પણ અછૂત છે. એમાં વાંધો શું છે ? "

" નહિ સરકાર. "

" કોઇ હિંદુ ચમારને અડકે છે અને પછી એને નાહ્યા વિના પવિત્ર થઇ જવું હોય છે ત્યારે એ મુસલમાનને અડકે છે. હું પણ તારા જેવો જ અછૂત છું.

" માલીક માફ કરો. હમણાં મહારાજની આવી પહોંચશે. "

મેં કહ્યું, " લાવ હું કાઢી આપું. હું તો હિંદુ છું. "

" માલીક માફ કરો.

" કેમ ? "

" તમે પણ મુસલમાન જ છો. " મારો પહેરવેશ પણ મૌલાના જેવો જ હતો. શેરવાની અને સુરવાળ ઉપરથી એ ચમારણે મને પણ મુસલમાન જ માન્યો. અમે બહુ આગ્રહ કર્યો પણ એણે માન્યું નહિ. મૌલાના સાહેબને ખુબ દુઃખ થયું અને પછી ગુસ્સો ચઢયો. પાછા ફરીને કહ્યું, " શરી ડોલ ને રસ્સી લઇ જા. " મને હાથ પકડીને આગળ લીધો અને કહ્યું, " આ જોયું ધરમનું ભૂત, ધરમ માણસની બુદ્ધિને કેવી અધમ અને જડ બનાવી દે છે તેનું આબેહુબ ઉદાહરણ. આ ધરમે આપણા કરમ પણ ફોડી નાંખ્યા. "

મને પણ આશ્ચર્ય તો લાગ્યું હતું. એવો હું મૌલાનાના આ કટાક્ષની સામે કશું જ બોલી શકું એમ નહોતું. અમે ઝાડ નીચે આવીને પાના રમવા માંડયાં. પણ દિલ ચોટયું નહતુ. બીલકુલ બેદરકારીથી અને ઉદાસીનતાથી પાના રમાતાં હતાં. અકસ્માત ખાનસાહેબનું દુઃખ બોલી ઉઠયું "આપણે હિંદીઓ પરલોક સુધારવાના વલખાં મારીને આ લોક બગાડી નાંખીએ છીએ. ધરમના ભૂતે હિંદુસ્થાનનું સત્યાનાશ કર્યું છે. જુઓને છે ચમારણ, દિકરો પાણી વિના તરફડે છે. સાત દિવસની છોકરી ઘરમાં સુતી

[ ભાલણ : પુરઃસંધાન પૃ. ૨૨૬ ]

## પ્રકરણ ૪ થું

**કવનશક્તિ**

ભાલણની કવિત્વશક્તિ સૂચવનારાં સ્વતંત્ર કાવ્યોમાં હરસંવાદ, મૃગીઆખ્યાન, દુર્વાસાઆખ્યાન, રામવિવાહ, ધ્રુવાખ્યાન, જાળંધરાખ્યાન, કૃષ્ણવિષ્ટિ, મામકીઆખ્યાન વગેરે છે. આ આખ્યાનોમાં ભાલણની શક્તિ કેવળ રસ, ઔચિત્ય અને પાત્રોના હૃદયભાવોનું શુદ્ધાલેખન કરવામાં રહી છે. નથી એમાં નળાખ્યાનની કે કાદમ્બરીની કલ્પનાશક્તિ કે અલંકારનું પરિભૂષણ. નથી કૃષ્ણલીલા કે રામબાલલીલાનો ભક્તિશૃંગારરસ કે વત્સલરસ, છતાં પ ભાલણની લેખિની એકધારી વહી જાય છે. નિર્દોષતા, સરળતા અને ભાવવાહિત્વ એ આ કાવ્યોનાં પરમભૂષણ છે. ભાષા પણ મૃદુ અને અસરકારક છે. એમાં વિદ્યુતના ચમકારા નથી પણ મધુરી મીઠી ચંદ્રિકાનો આનંદ છે. દૃષ્ટાંત તરીકે હરસંવાદમાંથી કેટલીક તુકો જોઇએઃ શંકરને છળવા પાર્વતી શણગાર ધરે છે તેનું સુંદર પણ સાદું વર્ણન છે:

" એવું કહીને સુંદરી માંડ્યો છે શણગાર,
પ્રીત્યવસા વનફૂલ પહેરી કૂગુંજ્યામણિના હાર ૧૯
બહિ બાજુબંધ બેરખા શોભિત કંકણ ગાજે,
અણવટ પાયે વીછુડા ભલા છંદે વાજે; ૨૦
શિર ઓળી સિંદૂરે ભર્યું, ભર્યું કાજલ આંખ,
કાય અરિસા કર ધરી સુભ હાલેછ મુખ. ૨૧
સોવણ ઝાલ પીતલતણી કર મુદ્રિકા ઘાલી
તેજ આણી ત્રણ લોકનું ચતુરા વનમાં ચાલી. ૨૧

× × ×

નાટારંભ માંડયો રંગ શું ઊમયાજી આણુકે,
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં સૌ મોહ્યાં અતિછકે. ૨૬
મણિધર મોહ્યો મહીસ્થળે રહ્યો મસ્તક ડોલે.
શૂન્ય રે શબ્દ પંખી થયાં મુખથી નવ બોલે. ૨૭
શંભુ પાસે આવીને વળી પાછી ફરતી;
તાન માન રંગ રંગશું ત્રિપુરારિનું મન હરતી. ૨૮
મોહીની રૂપે કામિની દીઠી જેણિ વાર,
મૂર્છાગત શંભુ હવા સ્થંભ્યા શ્વાસ તે ઠાર. ૨૯
આસવાસ કરી પ્રેમદા આળવ્યો રાગ મલ્હાર,
કોમળ કર જવયો કામિની જાગ્યા શ્રીત્રિપુરાર." ૩૦

[ ચાલુ ]

[ જળમૃગ : પુરસંધાન પૃ. ૨૩૦ ઉપર ]

પણ મને એ બધું સમજાવવામાં આવતું હતું ત્યારે હું તે સ્ત્રી તરફ જોઈ રહ્યો હતો. મશાલોના આછા પ્રકાશમાં મને તે સ્ત્રી ઘણી જ સ્વરૂપવાન લાગી. તેના કાળા લાંબા કેશ ખભા ઉપર થઈ શરીરના આગળના ભાગને ઢાંકતા હતા. તેની કાળી આંખો મશાલોના અસ્થિર તેજનું સ્થિર પ્રતિબિંબ દેતી હતીઃ એનું મોઢું સહેજ ભરાવદાર અને દેખાવડું હતું. વર્ણ પણ તે દ્વીપના વતનીઓના જેટલો કાળો નહોતો. એક વખત કીમતી એવી લુંગી, અને સ્તન પર એક કકડો એટલો જ તેનો પોશાક હતો. પણ તે પોશાક તેને વધુ લાવણ્યવતી બનાવતો હતો. પરિણામે તેની પાછળ હું ક્ષણવારમાં મૂઢ થયો. તેણે સહેજ આડી રહમાન સામે જોયું. રહમાનનું મોઢું તે સ્વરૂપવતી યુવતીના વિચારમાં મલક્યું. યુસુફે તેનો અર્થ બીજો કર્યો. "તને હસવું આવે છે, પણ તારે યાદ રાખવું જોઈએ કે હું નવજુવાન હતો. અવનવી અને અદ્ભુત ચીજોની શોધમાં તો હું નીકળ્યો હતો. આવા અર્ધજંગલી મનુષ્યથી ભરેલા એકાંત દ્વીપમાં આવી સ્વરૂપવતી સ્ત્રી મળવી, એનાથી વધુ અદ્ભુત અને અવનવું શું?"

"ધીરે ધીરે પેલા લોકો ચાલ્યા ગયા—મને અને તે યુવતીને એકલાં છોડીને. હું અસ્થિર હતોઃ તે સ્ત્રી સાથે વાત કરી શકાય એમ નહોતું; કારણ કે હું એમની ભાષા જાણતો નહોતો, અને વાત ન કરી શકાય, તો એ યુવતીને શી રીતે છળવી, તેની મને ખબર નહોતી. આથી ત્યાં ઉભા રહેવું, ને કોઈ નસીબવંતા સંજોગની વાટ જોવી, ને સદ્‌ગૃહસ્થને છાજે એવી રીતે મારે એને છોડી મારા ઓરડામાં ચાલ્યા જવું, એ બે વચ્ચે મારું ક્ષુબ્ધ મન ગડમથલ કરી રહ્યું હતું.

"એવામાં મેં જે નસીબવંતા કે કમનસીબભરેલા—સંજોગોની આશા રાખી હતી, તે આવ્યા. તેણે મારી જ ચટગાંવી ભાષામાં મધુર સ્વરે કહ્યું, "તમને મેં બીવસી હતી!" મેં પૂછ્યું, "તમને મારી ભાષા આવડે છે?"

"હા," તેણે કહ્યું, 'એ ભાષામાં તો મારા સ્વામીનો આત્મા સચવાઈ રહ્યો છે!'

"હું વિચારમાં પડી ગયો, આ દ્વીપની જંગલી સ્ત્રી આત્માની વાત કરે છે—અને તે આત્મા આ મારી અપભ્રંશ ચટગાંવી બોલીમાં!" મેં એને પૂછ્યું, "તમે કહો છો, તેમાં મને સમજ નથી પડતી. મારી ભાષામાં તમારો આત્મા સચવાઈ રહ્યો છે—કેવી રીતે?"

"તમે એક રાત જ અહીં રહેવાના છો, એટલે એ સમજાવવું અશક્ય છે. પણ મારે તો તમારો ઉપકાર માનવો ઘટે કે આજે કેટલે વર્ષે મારી પ્રિય ભાષામાં હું કોઈની સાથે વાત કરી શકી!" તેણે ઊંચે જોઈ અદૃશ્ય પ્રભુનો આંખ વતી ઉપકાર માન્યો. મારી દીવટના ઝાંખા તેજમાં તેના મોઢા ઉપરનો ભાવ એક પ્રદર્શનમાં જોએલી છબી જેવો લાગ્યો." યુસુફ ફરી થોભ્યો. તે રાતના સુંદર દૃશ્યનું સ્મરણ કરતાં તેના હૃદયમાં આનંદ આવ્યો.

"એ સ્ત્રી માટે પળેપળ મારું માન વધતું જતું હતું. એના શબ્દો મારા મનને

વિહ્વલ બનાવતા હતાં. એનું રૂપ મારા હૃદયને કેદ કરી રહ્યું હતું. મારે શું કરવું ?

' આ સ્ત્રી કોણ છે ? શા માટે અહીં છે ? ' મારું મન વારંવાર પ્રશ્ન કરવા લાગ્યું. ' દ્વીપવાસીઓની પરોણાગતમાં આ સુંદર સ્ત્રી સાથે રાતભરનું સહચર્ય પણ આવી જાય છે ? કે જેમ હું એની પાછળ ગાંડો બન્યો છે, તેમ તે ય મારી પાછળ ગાંડી છે ? નહીં તો આવી ચેષ્ટા શા માટે કરે ? ' મેં મારો સંયમ ગુમાવ્યો. મેં તેના તરફ એક પગલું ભર્યું, અને તેનો હાથ પકડયો. વીજળીના ચમકારાની માફક તેણે મારો હાથ છોડાવી નાંખ્યો, અને બે પગલાં પાછળ ફરી: ' એ હાથ પર કોઇનો હક્ક નથી. મારો ય નહીં-તે હાથનો હકદાર, મારા શરીર, આત્મા અને હૃદયનો હકદાર બીજો જ છે ! '

" મને મારા કામ માટે શરમ લાગી. હું ભણેલો, ગણેલો, આમ સંયમ ગુમાવી બેસું ? મેં એની માફી માગી, અને મારા ઓરડામાં પાછો આવ્યો. "

" પણ હું ઉંઘી શકું ! એ સ્ત્રીની દરસાદાર મૂર્તિ મારી આંખ આગળથી જરા ય ન ખસી. તેની નિર્દોષ ચેષ્ટા મારા મનમાં વસી રહી. એના હાથનો, હૃદયનો હકદાર કોણ હશે ? કોઇ જંગલી દ્વીપવાસી ? " મને કમકમાં આવ્યાં. " ના, ના, આ સ્ત્રીને યોગ્ય આ દ્વીપવાસી કયાંથી હોઇ શકે ! ના, એના કહેવા ઉપરથી તો કોઇ મારા જ દેશનો માણસ તેનો પ્રિયતમ છે. નહીં તો મારી ભાષાને પોતાનો આત્મા શા માટે કરે ! તે પ્રિયતમ-મારો હરીફ-કયાં હશે ? શું તે મારા કરતાં વધારે સારો, દેખાવડો, ભણેલો, ગણેલો, સંસ્કારી, શ્રીમંત હશે ? ના, આવા દ્વીપમાં એવો કોણ આવે ? હું જ અકસ્માતથી આવ્યો હતો, અને એવા અકસ્માતો કંઈ વારેઘડીએ બનતા નથી ! કેમ કંટાળો આવે છે ? " યુસુફે રહમાનને પુછ્યું. ખરેખર રહમાનને સહેજ ઝોકું આવી ગયું હતું, પણ શરબત પીવડાવનારને તે કેમ કહી શકે કે તેને આ વાતમાં કંઈ રસ નહોતો ! તેણે કહ્યું, " ના, રે ના, તમારી વાત જાણવા હું ઘણો ઉત્સુક છું. "

" હવે ઘણું ઓછું બાકી રહ્યું છે. બીજે દિવસે ઉઠી મેં દ્વીપવાસીઓને તે દ્વીપમાં વધારે લાંબો વખત રહેવાની ઇચ્છા બતાવી. તેઓને વાંધો નહોતો. તેઓ કદાચ કંઈ સમજ્યા પણ હોય કારણ કે તેમણે મારે રહેવા માટે હું રાતે જે સ્થળે સુતો હતો તે જ સ્થળ નકકી કર્યું, અને હું ય દ્વીપવાસી બન્યો. "

" મેં પેલી સ્ત્રીને હમણાં જે શરબત લાવી હતી તેને જીતવા પ્રયત્ન કર્યો. પણ તે એકની બે ન થઈ. તે મારી સાથે પત્ની તરીકે રહી છે, પણ તેનું હૃદય, તેનો આત્મા, બીજા પાસે છે. મારું જ્ઞાન, મારી જુવાની, મારું રૂપ, મારો પૈસો તેને આકર્ષી ન શકયો. મને તેના ભૂતકાળ વિષે થોડી ઘણી ખબર પડી. હું આવ્યો ત્યાર પહેલાં બે વર્ષ પહેલાં એક વહાણ અહીં તુટી ગયું હતું. તેમાંથી એક જ ખલાસી જીવવા પામ્યો. જુવાન, સશક્ત, સોહામણો તે ખલાસી, થોડા વખતમાં આ દ્વીપની યુવતીસમી આ સ્ત્રીને આકર્ષી શકયો. દ્વીપવાસીઓને પણ આથી સુંદર જોડ જડે તેમ નહોતું; બન્ને જણાં એક વર્ષ સુધી પ્રભુના બાળકસમાં આ બેટ પર રમ્યાં, કુદ્યાં

અને આનંદ કર્યો. એક રાતે આ કીનારે એક વહાણ આવ્યું,- અને કોઈને કશા કહ્યા વિના, ખલાસી એકલો ચાલી ગયો. ત્યારથી આ સ્ત્રી તેની વાટ જોઈ રહી હતી.

" છેલ્લાં દશ વર્ષમાં તેને મેં સમજાવવા પ્રયત્ન કર્યો કે તેમ અદૃશ્ય થએલા ખલાસીને તેની જરા ય દરકાર નહોતી, અને તે કદિ પાછો નહીં આવે પણ તે હજી એકની બે થતી નથી. હજી ય તે આશા રાખે છે, કે તે તો પ્રિયતમ પાછો આવશે, અને ફરી તેઓ સ્વર્ગ પાછું ઉતારશે. જળમાંથી આવેલ સુંદર મૃગસમો એ ફરી તેને સુખી કરશે ! "

" જળમાંથી આવેલા મૃગસમો ! " રહેમાને ઝબકીને પુછ્યું, " મને પે કોઈએ એવી ઉપમા આપી હતી. વર્ષો પહેલાં, હું એક બેટમાં ફસાઈ પડેલો, તેના વતનીઓ મને " જળમૃગ " કહેતા ! " રહેમાને બેદરકારીથી કહ્યું.

" હેં ! " મુસુફ ચમક્યો. આ જળમૃગ ! તેની પ્રિયતમાનો આ પ્રિયતમ ! મૃગ ! આ જાડો માણસ મૃગ ! સુંદર સોહામણો જુવાન આ !

પેલો પડછાયો બારણામાં આવ્યો. " બીજું શરબત જોઈએ છે ? " તેણે રહેમાન તરફ દૃષ્ટિ ય નાંખ્યા વિના પુછ્યું. મુસુફે ના પાડી, અને તે જ વખતે, તેના મનમાં વિચાર આવ્યો, " આ સ્ત્રીએ મારા આખા જીવનને બરબાદ કર્યું—આ કદરૂપા માણસ-માટે—તેને કહું કે આ તારો પ્રિયતમ, આ પુરૂષ કે જે તારું સર્વસ્વ છે ! આ—આ—આ જાડો માણસ, એનો પ્રભુ, એના હૃદયનો સ્વામી ! એનો જળમૃગ ! તે ઉભો થયો, પણ ફરી બેસી ગયો. મોઢાં ખાતા રહેમાનની બેદરકારીએ તેની કેળવેલી બેદરકારીને ઉત્તેજી. તે બબડ્યો, " શા માટે ? મારી જીંદગી તો પુરી થઈ છે, એ બીચારીની જીંદગી શા માટે બગાડું, એનું સુંદર સ્વપ્ન શા માટે તોડું ! "

" હું જાઉં નહીં તો મોડું થશે, " રહેમાને ઝબકીને કહ્યું, અને પ્યાલામાં રહેલું શરબત પી ને નીચે ઉતર્યો. તેના જાડા શરીરને પાટીયાઓથી સંભાળતા રહેમાનને મુસુફ કોઈ ન સમજાય એવા કડવા ધિક્કારથી જોઈ રહ્યો.



[ એક અદ્‌ભુત અઠવાડિયું—પુરઃસંધાન પૃ. ૨૩૪થી ]

થવાની નથી. નવું રાજ્યબંધારણ હિન્દુસ્થાનમાં કોઇને રૂચતું નથી એ પણ હવે અમને દીવા જેવું સ્પષ્ટ દેખાય છે. આથી આ બંધારણ અમે પાછું ખેંચી લેવા માંગીએ છીએ અને એને સ્થળે બીજું બંધારણ ઘડવાનું કામ અમે હિન્દના રાષ્ટ્રનેતાઓને જ સોંપીશું."

શ્રી. સત્યમૂર્તિ એક સ્ટેટમેંટ દ્વારા જણાવે છે કે લૉર્ડ મેટલેંડનું પગલું અત્યંત અયોગ્ય અને ગેરવાજબી છે. બ્રિટિશ સરકાર નવું બંધારણ પાછું લઇ લેવામાં ઘોર વિશ્વાસઘાત કરે છે. એ બંધારણ હેઠળ હોદ્દાઓ લઇને એ તોડી પાડવાની તક કોંગ્રેસને આપવી જ જોઇએ.

× × ×

**રવિવાર :**

શ્રી. બ. ક. ભરૂચાનો છાપામાં ખુલ્લો પત્ર પ્રગટ થાય છે જેમાં આંકડાઓ નથી.

મહાસભાની મુંબઇ પ્રાંતિક સમિતિની આજની બેઠકમાં શ્રી. પુરુષોત્તમદાસ ત્રિકમદાસ શ્રી. એસ. કે પાટીલને ભેટયા અને બંનેએ જાહેર કર્યું કે હવેથી પ્રાંતિક સમિતિમાં બે પક્ષ નહિ રહે.

શ્રી. જ્યોતીન્દ્ર દવે અને શ્રી. વિજયરાય કલ્યાણરાયનું વજન પુષ્કળ વધી જવાથી વજન ઓછું કરવા માટે ધરખમ કસરત તેઓ બન્નેએ શરૂ કરી છે એમ 'માનસી' માં જાહેર થયું છે.


SIROLIN
ROCHE

[ મહાગુજરાતનાં સંસ્થાનો : પૂ૨ : સંધાન પૃ. ૨૩૮ પર ]

હમણાં ખાંડના ઉદ્યોગને પુનર્જીવન મળ્યું છે. હિંદી સરકારે ખાંડને દર હંડરવેટે રૂપીઆ નવ જેટલી મોટી જકાત નાખી છે. આથી નવી નવી ખાંડની મીલો બિહારમાં સ્થપાતી જાય છે. શેલડીની ખેતી પણ વધતી જ છે. હિંદમાં પરદેશોમાંથી મુખ્યત્વે જાવામાંથી લગભગ આઠ લાખ ટન ખાંડ સોળ કરોડ રૂપિયાની કિંમતની આવતી હતી. હિંદી ખાંડનો ઉદ્યોગ પ્રગતિશીલ થતાં હવે માત્ર પોણા બે કરોડ ટન ખાંડ પરદેશોથી આવે છે. મોટો નફો જોઇ અનેક ખાંડની મીલો નવી નવી સ્થપાતી જાય છે. આપણા ગુજરાતીઓની બિહારમાં મીલો છે. શેઠ અંબાલાલ સારાભાઇની મીલ તો ઘણી સારી ખાંડ તૈયાર કરે છે. એ મીલ ઠીક મોટી પણ છે. બીજી પણ ગુજરાતી માલેકીની મીલો છે. ખાંડના નીચેના આંકડાઓ રસિક થઇ પડશે :

| વરસ | હિંદમાં ખાંડની પેદાશ | પરદેશી ખાંડની આયાત | પરદેશી આયાતની કિંમત |
|---|---|---|---|
| | એક હજાર ટન | એક હજાર ટનમાં | એક લાખ રૂપિયામાં |
| ૧૯૨૯–૩૦ | ૩,૧૦ | ૧૦,૧૧ | ૧૫,૭૭ |
| ૧૯૩૦–૩૧ | ૩,૫૧ | ૧૦,૦૩ | ૧૦,૯૬ |
| ૧૯૩૧–૩૨ | ૪,૭૮ | ૫,૫૬ | ૬,૧૬ |
| ૧૯૩૨–૩૩ | ૬,૪૫ | ૪,૦૨ | ૪,૨૨ |
| ૧૯૩૩–૩૪ | ૭,૧૯ | ૨,૬૪ | ૨,૭૧ |

હવે એટલાં કારખાનાં વધી ગયાં છે કે પરદેશોથી પોણા બે લાખ ટન ખાંડ આ વરસે આવશે. આવતે વરસે પરદેશી ખાંડ એક લાખ ટનની અંદર આવવા વકી છે. તે પછી હિંદમાં બીજા દેશાવરો માટે ખાંડ ચડકત થઇ શકે તેટલો વધારો રહેશે. અમદાવાદના મીલમાલેકોને આ ઉદ્યોગની હરિફાઇમાં ભાગ લેવા જેવું હતું. બિહારમાં કુલ ૩૩ ખાંડની મીલો છે.

એક ગુજરાતીની સાહસિકતા અને શક્તિથી એક મોટો ઉદ્યોગ બિહારમાં અસ્તિત્વમાં આવેલ છે. જમશેદપુર અને તાતાનગરનું લોઢા અને પોલાદનું જંગી કારખાનું બિહારમાં આવેલું છે. શેઠ જમશેદજી નસરવાનજી તાતાનાં દીર્ઘદષ્ટિ અને સતત ચિંતનના પ્રભાવથી આ આખા હિંદમાં સૌથી મોટું કારખાનું અસ્તિત્વમાં આવ્યું છે. સને ૧૯૦૯ માં આ કારખાનું બાંધવાનું શરૂ થયું. સને ૧૯૧૧ માં એ ખુલ્લું મુકાયું હતું. લોઢું બનાવવા માટે કાચી ધાતુઓ ઓરીસા જીલ્લાના મયૂરભંજ ખાતેથી અને મધ્ય પ્રાંતના રાયપુર જીલ્લા ખાતેની ખાણોમાંથી લાવવામાં આવે છે. મેંગેનીઝ ધાતુ મધ્યપ્રાંતના બાલાઘાટ જીલ્લામાંથી લાવવામાં આવે છે. મેગ્નેસાઇટ અને ક્રોમાઇટ માઇસોરથી મંગાવાય છે. કંપનીની કોલસાની કિંમતી ધાતુઓ જરીઆથી આવે છે. આ ગંજાવર કારખાનું દરેક હિંદીએ જોવા જેવું જરૂર છે. વાચકો ! તમે આ કારખાનું જુઓ એવી ભલામણ છે.

ધી તાતા આયરન અને સ્ટીમ કંપની લીમીટેડની મુડી ૧૦॥ કરોડ રૂપિયાની છે. એણે લડાઇના વખતમાં હિંદી સરકારને મોટી રકમનું લોઢું અને પોલાદ પુરાં પાડયાં હતાં. આથી કરોડો રૂપિયા નફો થયો હતો. આનો મોટો ભાગ આ જંગી કારખાનાને

લોઢું બનાવવામાં વપરાયો હતો. આથી આ કારખાના ઉપર કુલ ત્રીશેક કરોડ રૂપિયા ખર્ચાયા છે. હમણાં એ કારખાનામાં વાર્ષિક પાંચ લાખ ટન પોલાદ અને આઠ લાખ ટન લોઢું પેદા થાય છે. માસે ચારેક હજાર ટન લોઢાની રેલો રેલ્વેઓને પુરી પાડવામાં આવે છે. લોઢાનાં ખીલા, પતરાં, વેગનો વગેરે બનાવવાનાં બીજાં પણ કારખાનાંઓ જમશેદપુરમાં છે. આ સંસ્થા આખા હિંદની છે. પરંતુ એક ગુજરાતીની સ્થાપેલી હોવાથી એ સંસ્થા ગુજરાતી જ ગણાય છે. એના ડાયરેક્ટરો, પ્રમુખ અને વ્યવસ્થા ગુજરાતી છે. આ કારખાનું બાવીસ ચોરસ માઇલમાં આવેલું છે. જંગી ભઠ્ઠીઓમાંથી નીકળેલ લોઢાના ગરમ રસને યંત્રોદ્વારા રેતીથી ભરેલી નિકાલિકામાંથી લઇ જઇ મોટાં ઢાળાં બનાવી તેમને યંત્રો દ્વારા દબાવી જોઇતા પદાર્થો બને છે. જમશેદપુરમાં સલ્ફેટ ઑફ એમોનીઆ અને સલ્ફ્યુરીક એસીડ પણ બનાવાય છે. તાતા સિવાય બીજાં પણ લોઢાનાં કારખાનાં હિંદમાં છે. સને ૧૯૩૩–૩૪ માં કુલ પેદાશ સાડાતેર લાખ ટન લોઢા અને પોલાદની થઇ હતી. એ જ વરસમાં સવાત્રણલાખ ટન લોઢું અને પોલાદ રૂપિયા સાડાપાંચ કરોડની કિંમતનું આયાત પરદેશોથી થયું હતું. સરકાર તરફથી લોઢા અને પોલાદના ઉદ્યોગને રક્ષણ મળે છે. પરદેશથી આયાત થતા માલ ઉપર મોટી જકાત નાંખી છે. તે સિવાય હિંદી માલ ઉપર પણ પેદાશ જકાત છે.

લગભગ પોણા લાખ માણસોની વસતિ ધરાવતું જમશેદપુર આધુનિક શહેર છે. એનું અસ્તિત્વ લોઢા અને પોલાદના ઉદ્યોગો પાછળ થયું છે. એ શહેર ઉંચામાં ઉંચી પદ્ધતિથી અને સુખશાંતિના નિયમો મુજબ બાંધવામાં આવ્યું છે. એ શહેરમાં બાદશાહી મકાનો કે ગુંબજ અને મીનારાવાળાં ભવ્ય મંદિરો કે મહેલો નથી. પરંતુ કામદારો અને અધિકારીઓને રહેવા માટે સાદાં પણ સ્વચ્છતા તથા આરોગ્ય જાળવનારાં ગૃહો સર્વત્ર છે. મોટા પહોળા રસ્તાઓ, બગીચાઓ, રમતગમતનાં સ્થાનો પુષ્કળ છે. શહેર દિનપ્રતિદિન પ્રગતિમાન છે.

ગુજરાતીઓની સંખ્યા પાંચ હજારથી પણ વધારે છે. મુખ્યત્વે ગુજરાતીઓ અધિકારી વર્ગના અથવા ધંધાદારીઓ છે. ગુજરાતીઓ વાસ્તે એ લાઇનો જ સર્વત્ર જોવામાં આવે છે. કંટ્રાક્ટરો પણ ઘણા છે. તાતાનગરમાં નવા રસ્તાઓ, ઇમારતો અને

બાંધકામો ચાલુ થયાં જ કરે છે. એટલે ગુજરાતી કંટ્રાક્ટરોને પુરતુ કામ મળ્યા કરે છે. હરિફાઇ પુષ્કળ છે પરંતુ ગુજરાતીઓ પોતાનો હિસ્સો જાળવી શક્યા છે. તેલના એજંટો, મોટરના વેચનારા, ગાંધીઆણું વેચનારા, અનાજ તથા રસકસ વેચનારા, ફેન્સી ચીજો વેચનારા પણ ઘણા ગુજરાતીઓ છે. વેપારીઓ પણ છે. ગુજરાતીઓ બીજી કોમો સાથે સારો ભાઇચારો ત્યાં નીભાવતા આવે છે. છોકરાઓ સારૂ એકાદ સ્કૂલની સગવડ છે. પરસ્પર હળવામળવાની પણ સગવડ ઠીક છે. ગુજરાતીઓમાં પારસી ભાઇઓ વધારે ઉચ્ચ જીવન અને સમૃદ્ધિ ધરાવે છે. તેઓ ઉંચા અધિકારો ઉપર છે.

જમશેદપુરમાં જાહેર જીવન જેવું વધારે નથી. એ ઔદ્યોગિક શહેર છે. એટલે રાજકીય વિષયો વધારે જગ્યા રોકતા નથી. ગુજરાતીઓ થોડી થોડી સ્થાવર મિલકતો પણ ધરાવતા થયા છે. હજુ તેમનામાં જોઇએ તેવું સંગઠન કે એકતા નથી. જમશેદપુર પ્રગતિશીલ છે. જગત મંદીની વિશેષ અસર ત્યાં નથી છતાં નોકરીની આશાથી આવનારને નીરાશ થવું પડે છે. વેપારધંધામાં પણ પુષ્કળ હરિફાઇ છે. આ શહેર માત્ર લોઢા અને પોલાદની પેદાશ માટે રાખેલા મજુરોને અને અધિકારીઓને જીંદગીની જરૂરીયાતો પુરી પાડવા માટે જ સ્થપાયું છે. સ્વતંત્ર વેપારનું મથક નથી. રેલ્વેના કંટ્રાક્ટરોમાં પણ ફાળા પુરતા ગુજરાતી કંટ્રાક્ટરો છે.

ગુજરાતી સ્ત્રીઓને માટે તો એકલું અટલું ગૃહજીવન નસીબમાં નિર્માયું છે. તેમને માટે સંસ્કારમય જીવનના વિકાસની સામગ્રી અસ્તિત્વમાં નથી. ઘરનું કામકાજ, સગાં સબંધીને મળવુંહળવું અને બાળબચ્ચાંઓને ઉછેરવાં એટલામાં જ તેમનું કાર્યક્ષેત્ર મર્યાદિત થઇ ગયું છે.

ઓરીસામાં પણ ગુજરાતીઓ છુટાછવાયા ફેલાયલા છે. ઓરીસા એ આખા હિંદમાં બહુ જ ગરીબ દેશ છે. મહાનદી અને બીજી નદીઓમાં વારંવાર ભારે રેલો આવે છે એટલે પાકને નુકશાન પણ ઘણું થાય છે. મુખ્ય પાક અને લોકોનો ખોરાક ચોખા છે. લોકો બંગાળીઓ સાથે વધારે સંબંધમાં છે, પરંતુ તેમનાં સાહિત્ય, ભાષા, રાજ્યદ્વારી પરિસ્થિતિ ભિન્ન છે. એમનું સાહિત્ય પણ ઠીક ઠીક ખેડાયલું છે. હવે ઓરીસાને હિંદ સરકારે બિહારથી જુદો પ્રાંત ગયા એપ્રીલ મહિનાથી કરવાનું નક્કી કર્યું છે. આ પ્રાંતમાં વાર્ષિક ચાલીસેક લાખની ખોટ આવશે તે હિંદી સરકાર ભરપાઇ કરી આપશે. ઓરીસા બહુ જ ગરીબ વસતી ધરાવે છે. દુકાળમાં લોકોની ભારે દુર્દશા થાય છે. એ દેશને કોઇ સારૂં બંદર મોટા વેપારને યોગ્ય નથી.

ઓરીસાના મુખ્ય શહેર કટક અને અને આસપાસમાં ગુજરાતીઓનાં લગભગ પાંચસેક માણસો હશે. કેટલાક ત્યાં ચોખાનો વેપાર કરે છે. કેટલાક મોટા કંટ્રાક્ટરો છે. કેટલાક દુકાનદારો છે. બંગાળ નાગપુરની આખી રેલ્વે લાઇનમાં ગુજરાતી કંટ્રાક્ટરો વ્યાપક છે. પુરીમાં પણ થોડાં ગુજરાતી કુટુંબો છે. હવે પુરીને ત્રણ વરસ માટે ઓરીસાની રાજ્યધાની તરીકે ઠરાવવામાં આવી છે. ત્યાં શ્રી જગન્નાથનું મોટું મંદિર આવ્યું છે. બે ગુજરાતીઓની બાંધેલી ત્યાં ધર્મશાળાઓ છે. ગુજરાતીઓના છુટાછવાયા બંગલા પણ છે. ઓરીસામાં શ્રી ભુવનેશ્વરનું પ્રાચીન મંદિર બહુ જ સુંદર અને ભવ્ય છે. શ્રી જગન્નાથપુરીમાં અનેક ગુજરાતી યાત્રાળુઓ હંમેશાં આવે છે. આખા ઓરીસ્સામાં ગુજરાતીઓ ધંધા માટે છુટાછવાયા વેરાયલાં છે.

[ અંધાર ગલી : પૂર : સંધાન પૃ. ૨૪૨ પર ]

થયાં છે. અને તમારે મારી ચિત્રાવિભાને એવાં તેજભેલાં માનવીઓ માટે તૈયાર કરવી છે, મારે અંધાર ગલીમાંથી બહાર જવા દેવાં નથી. હું તેજમાંથી આવી અંધારામાં પડી છું. શા માટે ? માનશો નહિ કે હું મૂર્ખ હતી. મારે અહીં તેજ ફેલાવવાં છે. આ તપ પણ તે માટે હતું. છતાં ય તમારી આંખો પીળી જ રહી, તેથી મને દુઃખ થાય છે.

( દૂરથી શંખ ફૂંકવાનો અવાજ આવે છે. પાસેના મંદિરમાંથી ઢોલ અને ઘંટનો મિશ્ર અવાજ આવે છે. )

મેના : ( વિભા અને ચિત્રાને ) બેટા, આ મંદિર, ઢોલ અને ઘંટની પેલી પાર આપણે આજે જવાનું છે. આ અંધાર ગલીને નાકે શિવમંદિર છે અને પછી ભવ્ય જગતનું ચકડું છે. ત્યાંથી હું અહીં આવવા દાખલ થઇ હતી, ત્યારે તમારા જેવી યુવાન હતી, પ્રફુલ્લ હતી પણ હું દાંત વિનાની હતી. મારાં માતા અને પિતા એક અંધાર ગલીમાં રહેતાં. મને એ ચકડામાં લઇ આવ્યાં. એમની આંખો અંજાઇ ગઇ. તે જગતના ચકડાનાં તેજ સહન કરી ન શક્યાં અને મને લઇ દોડતાં શિવમંદિરને ઓટલે પડયાં. વૃક્ષ આશ્રય પણ ઝાંખું થઇ ગયેલો હતો; અમને બહુ દોરી ન શક્યો. અને તાપ અને તેજમાંથી મને આ દિવાલો પાછળ મોકલી દીધી. પણ એમણે મને ચકડું દેખાડયું. સંસ્કારના કિરણોએ મારા હૃદયકમળને પ્રફુલ્લ કર્યું. એ કમળને હજુ ય મેં ચિમળાવા દીધું નથી.

( એના મોઢા ઉપર તેજ પ્રકાશતું હતું. કંદર્પ અલંકારોને મૂકી દઇને બોલ્યા વિના પોતાનું ગૌરવ સંભાળવા ધીમેથી ઊભો થઇ બારણાના પડદા પાછળ અદૃશ્ય થયો. )

અને હજુ ય તમારી આ અંધાર ગલીમાં જીવન ગુજારી સહન કરી જીવે છે !

વિભા : બા ! આ અંધાર ગલીના મકાનોમાં ક્ષયરોગ થાય છે.

ચિત્રા : અને બા ! અહિંના લોકોનાં પહેરવેશ અને બોલીમાં કલા પણ નથી, તેમ સુમિકાશ પણ નથી. બા, આપણા ચિમનકાકાના મનુભાઇ અને ચિનુભાઇ મારી સાથે બોલતાં સંકોચાય છે. અને હું વાત કરું છું ત્યારે પેલાં કુમીમાસી તો ઝંખવાય છે.

**વિભા** : અમે ઉજાણીમાં ગયાં હતાં ત્યારે એ બે જણને કાંઇ રમત ન આવડે તેથી હાથ જોડી બેસી રહ્યા હતા. પત્તાં અને બ્રિજ એ તો બેસી જાણે છે. છોકરીઓ ઝાડ ઉપર કૂદે પણ એ ભાઇઓ તો બીને. બિલાડી કરતાં ય ગયા એમ એક પારસી છોકરાએ કહ્યું હતું. અને વધારે ખરાબ તો એ કે જોડે નોકર લાવ્યા હતાં. એ ભાઇથી ઊઠીને નદીમાંથી પાણી લાવી પણ ન પીવાય. બિચારો નોકર શરમાયો. અમને બધાંને કામ કરતાં જોઇને અને ભાઇને નીરાંશ આળસુ જેમ બેસી રહેલા જોઇને નાસી ગયો. આવા તો અંધાર ગલીના છોકરાઓ એ તો બધાં ય કંદર્પ જાણે !

**ચિત્રા** : કંદર્પ કહીશ તો બાપા અંદર આવી જશે.

**વિભા** : ત્યારે બાપાજી પણ એવા જ છે ને, જેને આપણને નડતા હતા એમના જેવા કોઇકની સાથે પરણવવા. બાની માફક કોઇક ગલીમાં આપણે ભરાઇ જઇએ એ એમને બહુ ગમે છે. એટલે બા ઉપર ચીડાય છે. નહિં બા !

**ચિત્રા** : બા જેવાં દુર્ગામાસી અને બીજાં નથી. તપ એ કાંઇ સમજ્યાં નથી. દુર્ગામાસીની કંચન અને રસિકાને તો ચિનુભાઇ જેવા બધા ગમે છે. એમની વાતોમાં પણ ભોગવિલાસ, કપડાં, ઘરેણાં અને જમવાનું. દુર્ગામાસી ખુશ થાય છે અને પેલી બીજી ગલીના મકાનમાં એમની સગવડ કરે છે. આપણે તો આ ચકલું વટાવીને દૂર આવેલાં ખેતરોમાં જઇશું. ( દૂર જોતી )

એ વૃક્ષરાજોની વેલનાં ફુલ કેવાં શોભે છે ! સૂર્ય પ્રકાશ આપે છે અને સંધ્યામાં વિલીન થાય છે ત્યારે ચંદ્ર અને તારકા ય મધુરં મધુરં સંગીત સુણાવી પ્રકાશ ફેંકે છે. અને પણે શંખ ફુકાય છે. સૌ કોઇ બહાર નિકળે છે. પાણીપતના મેદાનમાં દ્રૌપદી ન હોત તો કૃષ્ણ અને અર્જુન ન જીતી શકત. અને એમ એના ગૌરવે રાયની મેનાની દીકરીઓ આગળ પડે છે. એના ભાઇઓ સંસ્કારે અને વ્યાયામે સુદૃઢ, નવો પ્રકાશ જગતમાં લાવે છે. દુર્ગા માસીઓ અંધાર ગલીમાંથી દ્રૌપદીઓને– વિભાને, ચિત્રાને, મેનાને–ઊખડેલ કહે છે.

( દૂર દૂરથી શંખનો અવાજ આવે છે. તે આંખો ઘડીભર બંધ કરે છે અને ઉઘાડે છે. )

**વિભા** : કંચન અને રસિકાબેન તો બહુ સારાં છે. એમને આપણી સાથે આવવાનું બહુ મન છે. કહે એ કે દુર્ગામાસીની જબરી હાક છે, એટલે નહિ નિકળી શકાય; અને (ધીમેથી ચિત્રાના કાનમાં) મેનાબાનો ફોટો કંચનરસિકા પાસે છે તેને દરરોજ નમન કરે છે અને કહે છે એક દહાડો અમે પણ તમારી જેમ બહાર નિકળીશું. આજ દુર્ગામાસીની છે પણ કાલ તો મેનાબાની. અમે પણ અંધાર ગલીની દિવાલો તોડશું. (કાંઇક યાદ આવ્યું હોય તેમ એકદમ) બા ! (અચકે છે અને હોઠ ઉપર આંગળી મૂકી સંકોચ પામી એકદમ થંભે છે)

**મેના** : શું બેટા ! કહે ! શું પૂછતી હતી ? મારાથી કાંઇ સંતાડીશ નહીં.

( કંદર્પ મંદિર તરફ જવા લાકડી લઇ બીજે બારણે નિકળે છે તેની કોઇને ખબર પડતી નથી. )

**વિભા** : બા ! માફ કરજે, પણ બાપા પેલા કુવા—

( બોલતાં બોલતાં અટકી પડે છે. મેનાના મોઢા ઉપર ફરીથી તેજ આવે છે. ...ર થાય છે. એનો હાથ વિભાને ખભે જઈ અટકે છે. ચિત્રા વિભાની તરફ જોઈ ... બંને માને એ આ ગીતાશી. એટલે મુંઝાતાં એક એક તરફ જોઈ રહે છે. )

મેના : વિભા ! ચિત્રા ! કંઈક તમારામાં ઝેરનો કણ મૂકતા ગયા. વિભા ! ...ની પૂછવાની હિંમત અને શક્તિ આવી તે સારું થયું. આપણે સ્ત્રીઓ પુરુષોનું ... સવાશીસ ગણીએ છીએ અને પુરુષોને જમાડીએ છીએ, આપણે બગડીએ છીએ આ અંધાર ગલીના મકાનમાં દેવાંગનાઓ જેમ મહાલીએ છીએ. પણ આપણી ...તો હાલે મેં તમને બતાવ્યું હતું જૂના સમયનું રોમનોનું વહાણ. એ કેવું ...નું હતું !

વિભા : નીલ આકાશમાં પાંખું પક્ષી ઊડતું હોય તેવું સુંદર !

મેના : બરોબર, પણ એ હલેસાં મારનારાઓનું અંદરનું ચિત્ર જોયું !

ચિત્રા : હા બા. જીવતા માનવીઓ રાત અને દિવસ કામદારની મોગરીના ...ક્કે હલેસાં મારતા હતા. એમાં ઊલટુપ થઈ, ચૂક થઈ, સાપ જેવો ચાબુક શરીરે વળે, એમનો પરસેવો કોઈ લોહી શકે નહીં. એમના પગ બાંધેલા, હાથ ફૂલા સાં મારવા, મોઢાં ઉઘાડાં પણ બોલી શકે નહિ એ વહાણ ચલાવનારા.

વિભા : બા, પણ વહાણ સુંદર હતું.

ચિત્રા : દુર્ગામાસી જગતને સુંદર કહે છે તેવું.

મેના : બેટા, જગત સુંદર છે પણ તે ચાલે છે ગુલામોથી. દુર્ગામાસી, તારા બા અને હું અને તમે—જો અંધાર ગલીમાં રહેશો તો, એના ઉપરના ભભકામાં મોહ મરો તો જ એ જગત વહાણના ગુલામો. પ્રભુએ પવન આપ્યો એ વહાણના સઢ ...રે. હાથ આપ્યા એમાં કામ કરવા માટે, બુદ્ધિ આપી એ વહાણમાંથી દુઃખ દૂર ...વા અને બીજાને સમજી શાંતિ આપવા. જેમણે તે કર્યું તે બળવાખોર થયા. આસ...ના ગુલામો બહાર આવે છે. અને અંધાર ગલીમાંથી થોડીવાર કંચન, રસિકા, બિંદુ, ...નું નીકળે છે—યુવક અને સંસ્કારવિહોણી. ગલીમાં પાછાં ભરાય છે અને બીજાં ...વાં જ નિકળે છે, બીબેલાં કોઠામાં ગુલાબ નજરે પડતાં નથી. નીરાશા આવે છે. એવી નીરાશા મને આવી. અને પેલા શિવમંદિર પાસે વળતાં એક યુવાને કહ્યું : ...ગામને પોષવાનું કામ માનું છે, એવી મા મારે થવું હતું. બેટા ! સ્ત્રીને કેળવીએ ...ના નીતિમય થાય એમ પુરુષો માને છે.

વિભા : બા ! દુર્ગામાસી પણ કહેતાં હતાં. કંચન પણ એવું કંઈક માને છે. પણ તમારા વિચારો પ્રત્યે સહાનુભૂતિ બતાવે છે.

ચિત્રા : બાપા પણ કહેતા હતાઃ છોકરીને બહુ ભણાવીએ નહીં. હવે મને કહેતા હતા કે કૉલેજમાં જવાનું બંધ કરો.

મેના : હા. એ યુવાન મારી જોડે ભણતો હતો. એના જેવા ઘણા જ. અમે કોઈ દિવસ અંધાર ગલીની વાતો પણ કરી નથી. એ તો બળતો હતો ગુલામીને લીધે. એ માટે કુરબાની કરવા એ તત્પર હતો. પણ અંધાર ગલીની મા—મારા જેવી—ન કેળવાય ત્યાં સુધી આ જમાન ન થાય. આ જ વાતો અમે કરતાં. દુનિયા

તો સ્ત્રીપુરૂષના વ્યવહારમાં શૃંગાર જ જુએ છે. સેવા જોતી નથી; મૈત્રી જોતી નથી. સંસ્કાર વિહોણા બુદ્ધિ ક્યાંથી લાવે ? એ બધી દુર્ગામાસીઓ ! સમજી બેટા? એટલે બાપાની આંખ હજી ય પીળી છે.

(મેનાના મોંઢા ઉપર ખેદ આવે છે. અને પસાર થઇ જાય છે) વિભા ! બેટા ! મેં ધાર્યું હોત તો જંગલ અને ખેતરમાં જતો રસ્તો મેં લીધો હોત. મારી મા મને બધું ય કરવા દે તેવી હતી. હું માબાપની એકની એક હતી. પણ યુવાને કહ્યું: મા બની અંધાર ફેડવું એ મારૂં કામ છે. મેં સ્વતંત્રતાને તિલાંજલી આપી. હું કંદર્પની પ્રિયા બની. આજે તમને બેને જોઇ રાચું છું. હજુ તમારા જેવી કેટલીક ને સહન કરવું પડશે, ત્યારે અંધાર ગલીના કિલ્લાઓ તૂટશે.

**વિભા** : મા, મારે અંધાર ગલીમાં નથી જવું.

**ચિત્રા** : મા, મારે તો આ શંખ ફૂંકાય છે ત્યાં જવું છે. મને તો યુદ્ધના ભણકારા વાગે છે. મારા ભાઇઓ લડવા જાય ત્યારે હું જઇશ. એ મેદાન મને બોલાવે છે.

**મેના** : બેટા, હું તમારા બેની મા છું, પણ તમારે તો ધણીની બનવાનું છે, સેવા કરવાની છે, બીતાં બીતાં કંચન રસિકા પણ આવશે. અને–(મેના દૂર અને દૂર જોતી જણાય છે) ચિનુમનુને કેળવવા પડશે. લોકો વાતો કરે તો ડરશો નહિ, સત્ય અને શીયળથી ડગશો નહિ. કામ કરનાર માનવી મટી દેવ બને છે, આળસુ માનવી મટી પશુ બને છે. માટે કામ કરો, સેવા કરો !

**વિભા** : બા, એ યુવાન ક્યાં છે ?

**ચિત્રા** : બા, એમની પાસે મને લઇ જા ને !

**મેના** : બેટા, વર્ષો થયાં એને જોયે. છતાં ય એને કલ્પી શકું છું. (આંખો મીંચીને) નહીં નીચો, નહીં ઊંચો, મધ્યમ કદનો, ખાદીમાં સજ્જ, રાતદિવસ અવિરત કામ કરતો, એક ગામથી બીજા ગામના સીમાડામાં જતો, રાત પડતાં નદીની રેતમાં સુતો, ચંદ્રના અજવાળે પણ કામ કરતો, આગીયાના તેજે પણ નોંધ કરતો કામ કરવાના કામની—

(મેના થંભે છે. એના મોંઢા પર તેજ જણાય છે. નોકર દોડતો આવે છે.)

**નોકર** : મેના બા ! અંધાર ગલી આગળ આજથી શંખ ફૂંકાશે એમ કોઇ ખાદીધારી કહે છે. આપણી ગલીમાં એની મશ્કરી કરે છે. કોઇ એને પથ્થરો મારે છે પણ એ ડગતો નથી.

**મેના** : ચાલો, હું આવું છું.

(પડદો પડે છે)

મેના : ( ખારીખારી યુવાનને ) જરૂર અમે અહીં શંખ ફૂંકાવીશું. તમે ક્યાંથી આવો છો !

યુવાન : હું તો સ્વયંસેવક છું, મારા જેવા તો ઘણા છે. અમને આજ્ઞા થઈ છે હવે શંખ ફૂંકવાની. જેમની ઈચ્છા હોય તે આવે. કોઈને કાંઈ દબાણ નથી.

મેના : તમારા ઉપરી કોણ છે ?

યુવાન : કશ્યપભાઈ.

મેના : પેલા ઊજળાં મહોંવાળા જીવણ જોશીનો છોકરો ?

યુવાન : હા બેન, એ જ.

મેના : એ ક્યાં છે ?

યુવાન : આ ચકલાથી દૂર ગામના સીમાડે, નદીના કાંઠા ઉપર. સાંજે ત્યાં પ્રાર્થના થશે ત્યારે અમને આજ્ઞા થશે.

મેના : એમને ક્યારે મળી શકાશે ?

યુવાન : ઈચ્છા હોય ત્યારે.

મેના : ચાલો, હું આવું છું. વિભા ! ચિત્રા ! ચાલો,

( મેના, વિભા અને ચિત્રા જાય છે. કંચન અને રસિકા ખચકાય છે. ડુશીમાસીના મોંઢા ઉપર ક્રોધ છે. કંદર્પ લાકડી ઊંચી કરે છે અને ધ્રૂજે છે. )

કંદર્પ : મેના ! આ શું કરે છે ? મારી લાજ ! પેલો યુવાન કશ્યપ ! વિભા ! ચિત્રા ! પાછાં આવો.

( બધાં જાય છે, કંદર્પ ઓટલા પર નરમ પડે છે. ને ડુશીમાસીનો 'હાઉકેલ' શબ્દ સંભળાય છે. ) પડદો પડે છે.

[ જય સોમનાથ : પુરઃસંધાન પૃ. ૨૦૮ ]

" અમે તો બે મહીના પર ઘોઘાગઢથી નીકળ્યા. સપાદલક્ષ થઈ, ભીમાલ થઈ, ચીતોડ થઈ અમે આવ્યા.

" અને કેટલા દહાડામાં પાછા જઈ શકો ? "

" પચીસ દહાડા લાગશે. "

" એમ નહીં—ઉતાવળે—પંખીની માફક—ઉડતા. જીવ સટોસટનું કામ છે—ભગવાનનું કામ છે. "

" બહુ ઉતાવળ કરું તો વીસ દહાડા થાય. "

" સજ્જન, પંદર નહીં, દશ દહાડામાં, દશ નહીં, આઠ દહાડામાં. હું તને—ઘોઘારાણાના પૌત્રને ઓળખું છું; પંખી ન ઉડે તેમ તું રણમાં સાંઢણીએ ચડી તેઓ ઉડી શકે છે."

" કહો, આજ્ઞા શી છે ? "

" પામરની આજ્ઞા શી હોય ? ભગવાન સોમનાથની આજ્ઞા છે. "

" શી છે ? કહો, ઘોઘાબાપાના કુલને સોમનાથની આજ્ઞા હંમેશાં શિરસાવંદ્ય છે ! "

" એ કુલ પર તો ભગવાન સોમનાથના બંને હાથ છે. સજ્જન, મંદિરની જખરામાં જબરી સાંઢણી લે, ને રાતદિવસ રણ ખેડી ઘોઘારાણાને સોમનાથની આજ્ઞા કહે. "

" શી, મહારાજ ? "

" ગરજનનો મલેચ્છ ચઢી આવે છે, ભગવાનનું મંદિર તોડવા. જા, ઘોઘારાણાને કહે કે ભગવાને એંશી વર્ષની ભક્તિને પરિણામે દેવોને દુર્લભ એવો અધિકાર આપ્યો છે. સોમનાથના મંદિરના રક્ષક નીમ્યા છે.—"

" અમારાં અહોભાગ્ય ! "

શંકરની આજ્ઞા ઉચ્ચારતાં સર્વજ્ઞના મુખ પર દિવ્ય તેજ પ્રસરી રહ્યું. અને એની આંખોમાંથી અંગાર ખરવા લાગ્યા.

"—કહેજે કે સુરત્રાણ રણમાં પેસે નહીં—ઘોઘારાણાના કુલમાં એક વીર જીવતો હોય ત્યાં સુધી. કહે જે કે ભગવાન સોમનાથની આજ્ઞા છે—જ્યાં હોય ત્યાં એ દેવના દ્વેષીનો જીવ લેજો. અને શંકરનું વરદાન છે કે ઘોઘા ચૌહાણની કીર્તિ સૂર્યચંદ્ર તપે ત્યાં સુધી તપશે. "

સજ્જન સર્વજ્ઞના પગ આગળ મસ્તક નમાવી શંકરની આજ્ઞા સાંભળી રહ્યો, અને કાંપતે અવાજે ને બહાદુર નયને બોલ્યો.

" મહારાજ, નિર્ભય રહો. ઘોઘાબાપાના એકવીસ પુત્રો, બેતાલીસ પૌત્રો ને એકસો ત્રણ પ્રપૌત્રો દેવની આજ્ઞાથી રણ આડે ઉભા છે. કયા યવનની મગદૂર છે કે અમને વટાવી આગળ વધે ? "

" ધન્ય છે, ચૌહાણ. જા શંકરની આજ્ઞા, ઘોઘારાણાને કહે. "

" જીવતો રહીશ તો પંદર દહાડામાં પહોંચી જઈશ. મારા સામંતને જોજો. "

સામંતે બાપ સામું જોયું. તેની મોટી, બહાદુર આંખો ઠપકો આપી રહી હતી.

" બાપુ, " અને સામંતના અવાજમાં અપમાન પામ્યાનું અનહદ દુઃખ હતું, "સોમનાથની આજ્ઞા તો ઘોઘા ચૌહાણના દરેક પુત્રને છે. હું છોકરી નથી. હું આવીશ, તમારી સાથે. "

સર્વજ્ઞે સામંતનો વાંસો થાબડ્યો. " શાબાશ ! જોયું, ચૌહાણકુળનું લોહી ! પણ મને અહીંઆં તારી જરૂર પડે તો ! " સર્વજ્ઞે કહ્યું.

સામંતના મુખ પર રતાશ આવી. " મહારાજ ! અહીંઆંના રજપૂતો અહીં રહી ને, જરૂર પડશે તો. પણ ઘોઘાગઢનો ચૌહાણ તો ત્યાં જ હોય ને ત્યાં જ મરે. હું જઈશ. "

સર્વજ્ઞનું ઉલ્લાસપૂર્ણ હાસ્ય બધાને પ્રેરણા આપી રહ્યું, " સજ્જન, તારા દીકરામાં ઘોઘારાણાનું શૌર્ય છે. લઈ જા. જ્યાં સુધી આવા ચૌહાણો છે ત્યાં સુધી ધર્મનો જય છે. "

સામંતે ઉપકારવશ હૃદયે સર્વજ્ઞના પગ પર માથું મૂક્યું. સર્વજ્ઞે તેને ભેટીને ઉઠાડ્યો. " વત્સ, ગૌ બ્રાહ્મણ ને ધર્મ ત્રણેના વિધ્વંસકોના તારા જેવા આગળ શા હિસાબ ? જા, વિજય કર. "

" મહારાજ, " સજ્જનસિંહે કહ્યું " જ્યાં હશે ત્યાં—એ મ્લેચ્છનું શિર અમે ભગવાન સોમનાથને વધેરીશું. "

" જાઓ, પુત્રો, વિજય કરો. શિવરાશિ એમને જવાની સોઈ કરી આપ. આપણી શાળામાં સારી સાંઢણીઓ આપજો. "

" મહારાજ, ચિંતા ન કરો. એ રણના માર્ગો બીજાને હંકારે. એ તો અમારા ઘેરી રસ્તા. "

" હું ક્યાં નથી જાણતો ! "

સજ્જન ચૌહાણ અને સામંતે પગે પડી રજા લીધી. જતાં જતાં સામંતે ચૌલા તરફ જોયું, અને તેની રૂપાળી પ્રશંસામુગ્ધ આંખો જોઈ રહી હતી. તે દ્વારા એણે નયનસંદેશ ઝીલ્યો. એને લાગ્યું કે આ સંદેશ અદમ્ય વીરતાની પ્રેરણા કરી રહ્યો હતો.

સર્વજ્ઞની દૃષ્ટિ બહાર કંઈ નહોતું. તેણે કહ્યું, " સજ્જન, તું ને તારો પુત્ર ભગવાનનાં દર્શન કરીને જજો. આ ચૌલા તમને પ્રસાદ આપી જશે. "

સામંતનું હૃદય ધબકી ઊઠ્યું. આ ચૌલા–કાલે નૃત્ય કરી હતી તે–સોમનાથની લાડની દાસી તેને પ્રસાદ આપવા આવશે !

બે ઘડી પછી સામંત અને તેનો પિતા દર્શન કરવા ગયા ત્યારે ચૌલા પ્રસાદ લઈ ઊભી હતી. બંનેએ સાકરનો પ્રસાદ ખાધો, પ્રક્ષાલન જલ માથે ચઢાવ્યું, અને શૌર્યથી ઉછળતે હૈયે બંને વીરો સોમનાથને પગે પડ્યા.

સામંતની આંખો પાસે ઊભેલી નર્તકીને જોઈ રહી હતી. તે જવા માગતો હતો ને તેનો સુમધુર અવાજ તેને સંભળાયો.

" ને સર્વજ્ઞ પ્રભુએ આ ભેટ મોકલી ને તો રહી જ ગઈ, " કહી એક સોનાની નાની વાડકીમાં રાખેલી ભસ્મ તેણે આગળ ધરી.

બંને ચૌહાણોના ગર્વનો પાર રહ્યો નહીં. શંકરના સેવાવ્રતમાં તેની આહુતિ અપાય ને માટે સજ્જનને જાણે જ સર્વથી બંનાં વચ્ચે આમૂર્ત મગાડી. સામંતે અનુનિ જાતે લીધી નહીં. તેને તો મોઢેથી આ અપ્સરાનું નૃત્ય જોયું હતું. તેનો નયનસંદેશ ઝીલ્યો હતો, તેના હાથનું દીધું જળ ચાખ્યું હતું. એ રણયજ્ઞમાં તેને બલિ બનાવવાનો જ દાવ તો આ ભાઈ એને જ હાથે નહીં ! ઊર્મિથી કંપાયમાન ને પરવાર

ઉભો, ને પછી માથું આગળ ધર્યું. ચૌલાએ સામંતની આંખમાં દેખાતો શૌર્યનો નિશો જોયો, આ સ્વરૂપવાન યુવકના અંગે અંગમાં તલસાટ ભર્યો હતો તે પણ જોયું, પોતાને માટે. તેણે પોતાની આંગળી વતે ભભૂતિ લઇ તિલક કર્યું.

" વિજય કરીને વહેલા વળજો, " તે બબડી.

" જરૂર, " ગર્વથી સામંતે કહ્યું અને ચૌલાની મોહક આંખોને પલકની એકાગ્રતાથી તે સ્મૃતિપર છાપી નાંખી.

જ્યારે તે ગયો ત્યારે વિજેતાનો પ્રચંડ ઉત્સાહ તેની રગેરગમાં નાચતો હતો.

૪

સજ્જનસિંહ, સામન્ત ને આઠ બીજા યોદ્ધાઓ મારતી સાંઢણીએ બહાર પડયા. સાથે સારામાં સારા સાંઢણીવાળાને ભોમીઆ તરીકે લીધા હતા.

સજ્જનને આડે માર્ગે નહીં પણ સીધાદોર રણુ તરફ જવું હતું. સૌરાષ્ટ્રના માર્ગોથી તે ઝાઝો પરિચિત નહોતો, પણ રણમાં એને કોઇની પરવા નહોતી. જ્યાં રેતી વિસ્તરે ત્યાં તે રાજા હતો. કચ્છથી ઘોઘાગઢ સુધીના બધા માર્ગો ઓળંગવા એને મન રમત હતી. અને સારી યે મરુભૂમિમાં એના જેવો સાંઢણી પર બેસવાવાળો કોઇ નહોતો. એ પ્રાણી પર તેણે દિવસ ને રાત ગાળી હતી. જે સાંઢણીને તે પલાણે તે પંખાળી બની જતી. તેમની સાથે તે વાતો કરી શકતો. તેમનાં દુઃખ તે સમજી શકતો. તે તેમની પાસે ચાલ તે કરાવી શકતો. ઘોઘાગઢની તેજી સાંઢણીઓ એને ડચકારે ઘેલીઘેલી થઇ જતી. અને એ પણ સાંઢણીઘેલો હતો. એને મન તે મૂક જાનવર નહોતી પણ એની વેણુંએ નાચતી ગોપી હતી.

તે ઝપાટાબંધ આગળ વધ્યો. એણે સામંત અને એક ભોમીઆને સાથે રાખ્યા હતા. સાથેના સૈનિકો બીજી સાંઢણીઓ પર આવતા હતા.

સૌરાષ્ટ્રનાં જંગલો વટાવી સજ્જન ચૌહાણનો નાનો કાફલો રણુ આગળ આવી ઉભો ત્યારે અપોર થવા થવા આવ્યા હતા. સાગરતીરે ઉભેલાની નજર આગળ દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી પાણીનાં મોજાં ઉછળે તેમ સજ્જનની નજર આગળ રેતીના તરંગો વિસ્તરી રહ્યા. સૂર્યનાં કિરણો રેતીનાં તેજમાંથી એવાં પાછાં મારતાં કે સજ્જન આંખ ઉઘાડી પણ ન રાખી શકયો. આ તરફથી રણમાં થઇ જવાનો ભયંકર ટુંકો રસ્તો હતો એવી એને ખબર હતી પણ એ કાચા, સુંવાળા સામંત માટે નહોતો.

એણે પુત્ર તરફ જોયું. હાથવતી આંખોને છત્ર કરી તે પણ હોંસથી, હીંમતથી, આ દુસ્તર રેતીના સાગરને માપી રહ્યો હતો. શું આ બીચારાને આવે માર્ગે લઇ જવો? એનું હૈયું ન ચાલ્યું.

" બેટા, આપણે એક કામ કરવું જોઇએ. તું આણુને રસ્તે થઇ, ઝાલોર થઇ જા. હું અહીંઆંથી સીધો રસ્તો લઉં. "

સામંત સમજ્યો, ને આંખોથી બાપને ફરી ઠપકો આપ્યો, " આ રસ્તે મને શું થવાનું છે ? "

" તને થાય શું ! પણ એક કરતાં બે રસ્તા લીધા ભલા. આ રસ્તે હું કદી ગયો નથી ને મારે જઇ જોવું છે. આપણે અબ્બરીપે ભેગા મળીશું. "

" બાપુ, ખરેખર, મને સાથે લેતા જતા તો નથી ! "

" ઘોઘાબાપાનું પેટ ભરી લીધું છે ! " કહી તેણે સામંતને હૈયા સરસો ચાંપ્યો. અજબ જેવી ઊર્મિ તેના હૃદયમાં ઊઠી અને તેની આંખ ભીંજાઈ. બે ફકડા ઘોઘાગઢ વહેલા પહોંચવા માટે એ આ અણજાણ્યો રસ્તો લેતો હતો, પણ વખત છે ને આ રતન જેવો દીકરો ફરી જોવા ય ન મળે તો ! પણ સામંતમાં બાલકનું આ અવિચારીપણું હતું.

" અંહ બાપુ, એમ કહીને મારી પહેલાં ઘોઘાગઢ જવું છે, કેમ ! જોજો ને હું પહેલો જઈશ. "

" હં - મારાથી સવાયો નહીં થશે ત્યારે થશે કોણ ! " સજ્જને પૂછ્યું.

સામંતે બાપની આંખમાં પાણી જોયાં, " બાપુ, આ શું ! "

" કંઈ નહીં, કંઈ નહીં, એ તો રેતીની ચમક મારે છે ના. "

ચાર ઘડી બધાએ વીસામો ખાધો. ને સજ્જને બે સાંઢણી પર પાણી ને ખાવાનું ભર્યું; ફરી એકવાર તે સામંતને ભેટ્યો, એક સાંઢણીએ પોતે ચડ્યો, બીજી પર તેનો સ્વારી બેઠો, અને " જય સોમનાથ ! "ની હાક ઉચ્ચારી તે નિઃસીમ રણમાં આગળ ધપ્યો.

સમુદ્રમાં કોઈ ઝંપલાવે તેમ બાપને આ સમુદ્રથી ય ભયંકર રણમાં સામંતે ઝંપલાવતા જોયા. એણે બાપની હાંકવાની છટા જોઈ, તેની બેસવાની ઢબ જોઈ, તેની ઊડતી કાળી દાઢીનો ફરફરાટ જોયો. કેવો તેની પાઘડીનો મરોડ ! અને કેવી સાહસથી રણને એ રાજવી ચાલ્યો જતો હતો ! સામંત એના બાપની અદૃશ્ય થતી આકૃતિ ગર્વથી જોઈ રહ્યો. આવા બાપના બેટા થવામાં ખરેખર સૌભાગ્ય સમાયું હતું. અને દશ દિવસમાં-પંદર દિવસમાં-બહુ બહુ તો બાર દિવસમાં દાદા, કાકાઓ ભાઈઓના જૂથમાં એ પાછો એના પિતાની ગોદમાં સમાવાનો, અને રાજસ્થાનના ગઢોમાં બાપ દીકરાની કથાથી ચૌહાણોની કીર્તિગાથા અલંકૃત થવાની.

બાકીની ચાર સાંઢણીઓ હતી તે બધી તૈયાર થઈ ગઈ હતી. બાપ જે રસ્તે ગયા તે તરફ એણે ફરીથી નજર નાંખી, અને પિતાના પુનઃદર્શન કરવાની તીવ્ર ઉત્કંઠા દબાવી, સાંઢણી ચલાવી એ પોતાને રસ્તે પડ્યો.

સજ્જન ચૌહાણ જેના પર બેઠા હતા તે સાંઢણીનું નામ પદમડી હતું. સારા સોરઠમાં એની જોડી નહોતી. તે સાનમાં સમજી જતી ને પવનવેગે ઊડતી. સજ્જને તેની સાથે ક્યારની ય મિત્રાચારી બાંધી દીધી હતી. ' પદમડી વહુ ' ને તે પળેપળે સંબોધતો, અને ' પદમડી વહુ ' કોઈના સ્નેહભર્યા ફરફરાટથી જવાબ વાળતી.

" બાપા સોમનાથ ને ઘોઘાબાપા બેની લાજ તારે હાથ છે, પદમડી વહુ ! " પદમડીએ કાન ધુણાવી જણાવ્યું કે આ વાત એના ધ્યાનમાં છે, અને તેણે વેગ વધાર્યો.

" પદમડી વહુ, વહેલી વહેલી ચાલ. ઘોઘાબાપાના ઘરની વહુઆરો તને મોતીએ વધાવશે, હોં કે. "

પદમડીએ ફરફરાટ કરી વેગ વધાર્યો. મોતીનાં વધામણાં લેવા તે અધીરી બની હતી એમ સ્પષ્ટ લાગ્યું.

સંધ્યાકાલ થઇ ત્યારે એક ટેકરો દેખાયો. તેના પર થોડાંક નાનાં ઝાડ અને એક તાડનું ઝાડ હતું. પાસે એક ભાંગેલા મંદિર પર ધજા ફરકતી. સજ્જને હર્ષનો હોકારો કર્યો:' વિસામો આવ્યો. જીવતી રહે, મારી પદમડી વહુ ! "

થોડી પલમાં બંને સાંઢણીઓ ટેકરે ચઢી ગઇ. ત્યાં બે ત્રણ ઝુંપડાં હતાં. અને ખાટલા ઢાળી ચાર પાંચ રબારીઓ વાત કરી રહ્યા હતા. ચાર સાંઢણીઓ ઉંચી ડોકે ઝાડની ટોચ પરનાં પાનાં ચાવતી હતી તેમણે પોતાની જાતનાં નવાં આવનાર નીરખ્યાં અને ઉંટ જ ગળામાંથી કાઢી શકે એવા અવાજે કાઢી આવકાર આપ્યો.

સૂર્ય આથમ્યો અને પલેપલે ઝાંખી પડતી, રાત્રી, પશ્ચિમ દિશાનો પ્રકાશ ચારે તરફ પથરાએલી રેતીને લાલ રંગી રહ્યો. આવી નિર્જનતામાં આ એકલો ઉભેલો વૃદ્ધ તાડ ભોળાશંકરની કૃપાનું એકમાત્ર ચિન્હ દેખાતો. સજ્જને સાંઢણી બેસાડી ને ત્યાં બેઠેલા રબારીઓને બોલાવ્યા.

" અલ્યા ઓ, કાંઇ ખાવાપીવાનું છે કે ? "

" બાપા, બાજરાનાં ઢેબરાં છે ને આ પેલું તલાવ ને કુવો. પાણીની લીલા લહેર છે. "

સજ્જનને વખત બગાડવો ગમતો નહોતો. તેણે પોતાની સાંઢણીઓ તપાસી અને તેમને પાણી પાવાનું કામ પોતાના સોનીયા રબારીને સોંપ્યું. બાર ઘડીની મજલ કાપી હતી છતાં પદમડી તો તાજી હતી, પણ બીજી સાંઢણી થાકી લાગતી હતી. સજ્જને તેને થાબડી, બોલાવી ને તપાસી, પણ તેમાં કૈં પાણી હોય એવું દેખાયું નહીં. તેણે ડોકું ધુણાવ્યું ને ત્યાં ઉભેલા રબારીઓ તરફ ફર્યો. " ક્યાં જવું છે તમારે ? " તેમણે પુછ્યું.

" બાપુ, અમે તો કાલ સવારે હળવદ તરફ જવાના. "

" તો તમારી એક સાંઢણી મને આપી દો ને આ મારી સાંઢણી તમે રાખો: "

" નારે બા. તમારે ક્યાં જવું છે, બાપુ ? "

" મારે ? મારે હમણાં જ આ રણવાટે જવું છે. "

" આ ઘડીએ ? રણવાટે તે જવાય ? "

" તમે ક્યાંથી આવ્યા ત્યારે ? "

" અમારે તો બાપા, આ રણચંડી માતાની બાધા હતી તે ઉતારવા આવ્યા'તા. "

સજ્જન હસ્યો, " મારે બાધા એવી છે કે અત્યારે અહીંઆંથી જવું. "

" બાપુ, આ રણચંડી માની આણ છે. આ રસ્તે કોઇ ગયું પાછું આવ્યું નથી. પર્યડીયા કહે છે કે ત્રણસો જોજન ઝાડ કે પાણી નથી. "

" ફીકર નહીં કરશો. મને એક તમારી સાંઢણી આપજો એટલે બસ. "

" નારે, બાપા ! એ તો અમારા ઘરની સાંઢણીઓ. એ ન અપાય " :

" ત્યારે હું તમારા વગર કહે લઇશ. " સજ્જને તલવાર પર હાથ મુકી કહ્યું. " સોનીયા, ખાઇ લે. હું નાહી, ને પદમડી વહુને નવાડી આવું છું. પછી સાંઢણી નવાડી આવજે. "

" સવારે નવારશું, બાપા. "

" અરે ગાંડા થયો છે ! હમણાં ચાંદો ઉગશે કે આપણે ચાલ્યા."

" પણ, બાપા, રાતે—જો આ રણથંભી માને વિંધીને !" ગભરાઈને સોનીયો બોલ્યો.

" ગભરાય છે શું ! સોમનાથ મહાદેવની આજ્ઞા છે જ જમી લે," કહી પદમડીને દોરી સજ્જન ત્યાંથી તલાવ પર ગયો.

સોનીયો બીજા રબારીઓ તરફ ફર્યો, " આની આગળ જતાં શું આવે ? "

" કે' નહી. તારા બાપુ તો ગાંડા છે," એક વૃદ્ધ બોલ્યો, " કોઈ આ રસ્તે ગયું સાંભળ્યું નથી."

" અરે માણસ તો શું—કોઈ પંખી ઊડયું જોયું નથી."

" ચાલો, ઢેબરાં ભેગા થઈએ," કહી સોનીયો પોતાનાં ઢેબરાં કાઢી બધાને વહેંચવા લાગ્યો. રણથંભી માને વિંધીને જનાર આ મૂર્ખોના ભવિષ્યની કલ્પના એમને ગુંગળાવી રહી હતી એટલે રબારીઓ થોડાબોલા થઈ ગયા. સોનીયાએ જેમ તેમ વાત કરી, પેલા લોકોએ જેમતેમ જવાબ આપ્યો, ને ફરીફરી આગળ ન જવાની ચેતવણી સંભળાવવા લાગ્યા.

ચૌહાણ વીરને આ કોઈની પરવા નહોતી. એને તો ભગવાન સોમનાથનો સંદેશો પોપાબાપાને સંભળાવવો હતો. એમણે પદમડીને માલીશ કરી નવાડી, પોતે નાહ્યો.

કુવામાંથી પાણી કાઢી પદમડી પર પખાલ ભરી રણુયંભી માતાને પગે લાગી આવ્યો, અને રબારીઓ બેઠા હતા ત્યાં ગયો. પદમડી ગરીબ ગાયની માફક તેની પાછળ પાછળ આવી. આ સ્નેહાલ ડચકારતા ધણીની તે ગુલામ બની ગઈ હતી.

સોનીયાએ મુગે મોઢે ભાથું છોડીને આપ્યું અને સર્જને ખાવા માંડયું.

" સોનીયા, પેલા લોકો સાંઢણી આપે છે કે નહી ? "

સોનીયો તો ફીક્કોફસ થઇ ગયો હતો. " બાપા, ના કહે છે. "

" ત્યારે આપણે છોડી લઇએ. "

" બાપા, અત્યારે કેમ જવાય ? આ રણુયંભી માને વટાવી ને ? "

" તું પણ ગભરાયો. હું છું ને ? "

" બાપા, માનો કોપ થાય તો પછી કોણ સાચવે ? "

" હું જાણું છું ને કે ઉલટી કૃપા થશે. "

" બાપા, પણ અત્યારે નહીં, " સોનીયો જીદે ભરાયો.

" અત્યારે જ ચાલવું પડશે, " સજ્જને હુકમ કર્યો. " જા, સાંઢણી નવાડી આવ. હમણાં ચાંદો ઉગશે. "

સોનીયો મુગો ઉભો રહ્યો.

" જાય છે કે નહીં ? " સજ્જને ડોળા કાઢયા અને લપડાક મારવા ઉભો થવા ગયો એટલે સોનીયો મોઢું ચડાવી, ધીમે ધીમે એની સાંઢણી તળાવે લઇ ગયો.

સજ્જને જમીને પદમડીને તૈયાર કરી, ઠેબરાં બરાબર બાંધ્યાં અને પાણી પહોંચી રહે એમ હતું કે કેમ તે જોયું. એટલામાં સોનીયો સાંઢણી લઇ આવ્યો.

" અલ્યા, " સજ્જને રબારીઓને કહ્યું, " મારી સાંઢણી ને એટંકા લઇ એક સાંઢણી આપો છો કે ?

" ના, " એક જણે નફ્ફટાઈથી કહ્યું.

" મારી સાંઢણી ને ટંકા બે—" બીજો પુછવા ગયો.

" રૂપાના ટંકા—"

" હા, રૂપાના. "

" અરે, કેમ રે ભાઇ ? સાત પેઢીની સાંઢણી મારવા તૈયાર થયો છે ? " વૃદ્ધ રબારીએ તડાકો કર્યો.

" ના, કાકા, ના. મારે મારી સાંઢણી નથી આપવી. "

" જેવી મરજી, " કહી સજ્જન સોનીયા તરફ ફર્યો. " ચાલ, સોનીયા, આપણે ચાલતા થઇએ. "

" બાપા— "

" ચાલ, જલદી કર, " ગુસ્સામાં સજ્જને કહ્યું.

કાર્તિક વદ બીજનો ચંદ્ર ઉગ્યો: અને રણુનો વિસ્તાર રમણીય થઇ ગયો. પવન પણ નીકળ્યો અને રણુયંભી માતાનો એકલો તાડ નિર્મલા આકાશના પ્રકાશમય પટ પર સરસ ચિત્ર બની રહ્યો.

સર્જન પદમડી પર બેઠો. અને સોનીયો ધીમે ધીમે પોતાની સાંઢણી પર ચઢયો, અહીંઆંથી ખસવાની એની જરા ય વૃત્તિ લાગી નહીં.

" બાપા, વહેલા આવજો હોં કે, " પેલા જવાન રબારીએ કહ્યું.

" જય સોમનાથ ! " કહી સજ્જને સાંઢણી હાંકી મૂકી.

ચંદ્રનો પ્રકાશ રસ્તાને અજવાળતો; મંદ પવન ને કાર્તિકી ઠંડી આલ્હાદક હતાં; પદમડી પણ મગનમાં હતી; અને સજ્જનને લાગ્યું કે પહો ફાટતા પહેલાં તો કૈં કૈં જોજન તે કાપી નાખશે. પણ જાણે રબારીની વાત ખરી હોય તેમ બીજી સાંઢણી પર સોનીયો થરથર કાંપતો બેઠો હતો. આ રસ્તે તે કદી આવ્યો નહોતો, અને રણથંભી માતા ઓળંગીને આવ્યા તેથી માનો કોપ જરૂર થશે એવી તેને ખાતરી હતી. જાણે એની વાત બધી સાંભળી ગઈ હોય તેમ એની સાંઢણી પણ આસ્તેકદમ ચાલતી હતી.

" સોનીયા, જલદી કર, " સજ્જન વારંવાર બૂમ મારતો. સોનીયાએ તેનો જવાબ આપવો પણ છોડી દીધો.

એકવાર સજ્જન ગુસ્સે થઈ ગયો. તેણે પદમડીને પાછી વાળી અને પાછળ પડેલી સાંઢણીને બેચાર સોટીઓ લગાવી દીધી. જાણે સોનીયાની વૃત્તિ સાંઢણીની થઈ ગઈ હોય તેમ તે હઠે બરાબર બેસી ગઈ.

" ઉતર, સોનીયા. જોયા શું કરે છે ! " કહી પદમડી બેસાડી સજ્જન નીચે ઊતરી ને પેલી સાંઢણીને ફટકારવા બેઠો. મહામહેનતે તે પાછી ઊભી થઈ. સજ્જન પદમડી પર બેઠો, ને પેલી સાંઢણીને જલદી ચાલવા ઉત્તેજવા લાગ્યો.

સજ્જન સમજી ગયો કે આ હઠ સાંઢણીની નહોતી પણ સોનીયાની હતી. સાંઢણી તો માત્ર માલિકની ઈચ્છાથી આજ્ઞા જ પાર પાડતી હતી.

" સોનીયા, તું પદમડી પર બેસ ને હું તારી સાંઢણી પર બેસું છું. જોઉં, કેમ ચાલતી નથી ? "

" ના ના, બાપુ, આ ચાલી, " કહી સોનીયાએ સાંઢણી ઝડપથી દોડાવી. પાછળ સજ્જન ગયો ને થોડીવારે તેને પકડી પાડ્યો. સોનીયાની સાંઢણી તેજ થઈ ગઈ હતી એટલે સજ્જન આગળ થયો. તરત સોનીયાની સાંઢણી ધીમી પડી ગઈ.

" ચાલ, જલદી ચલાવ, " તેણે પાછળ જોઈ કહ્યું. પણ સાંઢણી આડી થઈ ઊભી હતી. સજ્જનનો મીજાજ કાબૂમાં ન રહ્યો. તેણે પાછા જઈ સોનાને સોટી ખેંચી કાઢી.

" હરામખોર, તારે જ નથી આવવું. "

" ના બાપા, ના બાપા, " કહી સોનીયાએ સાંઢણીને ફટકારી. સાંઢણી કૂદી, ઊભી રહી ગઈ, એકદમ પાછી ફરી ને ચારે પગે ઉછળતી રણથંભી માતા તરફ પાછી નાઠી. તેનો વેગ પદમડીને પણ હંફાવે એવો હતો.

દૂર ને દૂર સોનીયો ને સાંઢણી એક નાના ઊડતા કાળા ધાબા જેવાં જણાતાં થઈ ગયાં, અને સજ્જન, ભવાં ભેગાં કરી તે ધાબાને જોઈ રહ્યો. પાછળ જઈ શીક્ષા દેવાનું મન તો ઘણું થયું, પણ તેણે તેને રોક્યું.

" પદમડી વહુ, બેટા, ચંદર બાપનું કામ હવે આપણા જ હાથમાં છે. "

[ ચાલુ ]

12

[ હિન્દી સાહિત્ય સમ્મેલન : અનુસંધાન પૃ. ૨૫૨ ]

પુસ્તક ગમે તે પ્રકારનું પણ જો તે સહાનુભૂતિભર્યા જીવનમાંથી રચાયું હોય તો જ તેની કિંમત છે, તો જ તેનો પ્રભાવ પડે છે. આ કસોટી પર આપણા આજના સાહિત્યને ચઢાવીએ તો થોડાક જ ગ્રંથો એમાંથી પાર ઉતરશે. ગોસ્વામી તુલસીદાસ તથા સુરદાસ આજે પણ લોકપ્રિય અને કરોડોના જીવનને પ્રેરક થઇ રહ્યા છે તેનું કારણ પણ એ જ છે. એમનાં પદોમાં જે પ્રકારનો આનંદ રહેલો છે તે બીજાઓની રચનામાં નથી મળતો. સાહિત્યકારોને મારી વિનંતિ છે કે યુગ તથા સમયને પારખીને સાચું સાહિત્ય ઉભું કરો. રાષ્ટ્રજીવનનો ઝમકાર એમાં દેખાવો જોઇએ. આપણી ભાવનાઓ તથા ઉમંગોનું પ્રતિબિંબ એમાં પડવું જોઇએ. આપણી અભિલાષાઓ સાહિત્યમાં ઉતરવી જોઇએ અને સાહિત્યથી તેનું પોષણ પણ થવું જોઇએ.

ઇન્દોર સમ્મેલન પહેલાં આપણી પાસે એવું એકે સાધન ન્હોતું કે તેથી આપણને ભારતવર્ષના ભિન્નભિન્ન પ્રાન્તો તથા ભાષાઓના સુપ્રસિદ્ધ સાહિત્યકારો તથા તેમની રચનાઓનો પરિચય થાય. હિન્દીને વ્યાપક બનાવવામાં આ એક મોટી મુશ્કેલી હતી. પણ હવે આનંદની વાત છે કે ગયે વર્ષે મહાત્મા ગાંધીજીના નેતૃત્વ નીચે આ ઉદ્દેશ પાર પાડવા માટે એક સમિતિ સ્થપાઇ અને તેની દ્વારા "હંસ" માસિક પ્રગટ થવા લાગ્યું છે. 'હંસ'માં ભારતવર્ષના ઉત્તમ લેખકો તથા કવિઓની રચનાઓ હિન્દીમાં પ્રગટ થાય છે. આથી નવા વિષયો પર પ્રભાવશાળી લેખો હિન્દીમાં આપણને મળે છે. અને તે ઉપરાંત તેમના લેખકોનો પરિચય પણ આપણને મળે છે. આ સમિતિને લીધે જ ભારતીય સાહિત્ય પરિષદની પ્રાથમિક બેઠક પણ ગાંધીજીના પ્રમુખપણા નીચે મળી રહી છે. આ પરિષદને લીધે આપણે જુદીજુદી ભાષાઓના લેખકોનો પરિચય મેળવી શકીશું, અને તે તે ભાષાની પ્રગતિથી માહિતગાર થઇશું. અને આજે જે એકબીજાથી તદ્દન અપરિચિત છીએ તે સ્થિતિ દૂર થશે. વળી હિન્દીપ્રચારના સંબંધમાં જે ગેરસમજ ફેલાવા પામી છે તે પણ આથી દૂર થશે.

હિન્દીભાષા બોલનારાઓનું એ સદ્‌ભાગ્ય છે કે હિન્દી રાષ્ટ્રભાષા ગણાય છે. માત્ર હિન્દી બોલનારાઓની સંખ્યા પર જ હિન્દીનો રાષ્ટ્રભાષા હોવાનો દાવો અવલંબી ન રહેતાં એના ઉંચા સાહિત્યને લીધે પણ એ સર્વમાન્ય છે એવી સ્થિતિ ઉભી કરવાની આપણી ફરજ થઇ પડે છે. સંખ્યા ઓછીવધતી ભલે થાય પણ એના સાહિત્યનાં અમૂલ્ય રત્નો તો હંમેશને માટે અમૂલ્ય રહેશે. આપણે હિન્દીપ્રચાર કરવામાં આપણી ફરજ સમજીએ છીએ તથા સાથેસાથે હિન્દીમાં એવું અમૂલ્ય, સ્થાયી, સાહિત્યનિર્માણ કરીએ કે તેથી એ રાષ્ટ્રભાષાનું સર્વમાન્ય પદ પ્રાપ્ત કરે. આ બન્ને અંગોને પાર પાડવામાં જ સમ્મેલનની સફળતા રહેલી છે અને એ સફળતા આપણા સંકલ્પ તથા આપણી નિષ્ઠા પર જ નિર્ભર છે.

[ તંત્રીસ્થાનેથી : અનુસંધાન પૃ. ૨૫૧ ]

બધાં શુભ ચિહ્નો છે. અમે ઇચ્છીશું કે હિન્દના ખરા અભિલાષો તરફ આશીર્વાદમસ્ત નોકરશાહી એમને ઉન્માર્ગે ન દોરે અને એક ખેડુત વ્હાઇસરૉય તરીકે જ એ ખેડુતપ્રિય નીવડી હિન્દી ખેડુતોનાં દળદર ફેડી એમની પાંચવર્ષીય કારકીર્દિને દીપાવે. એમને માટે ધરી શકે તો એક ભવ્ય ખ્યાતિ છે જ.

## આરોગ્ય આશ્રમ: કૈવલ્યધામ

" મારા શરીરમાં રક્તનું છેલ્લું ટીપું રહેશે ત્યાં સુધી લોકસેવાના મારા કાર્યમાંથી હું અટકીશ નહિ. "

કૈવલ્યધામના " ઈશ્વરદાસ ચુનીલાલ આરોગ્ય આશ્રમ "ને પોરબંદરના રાણાશ્રી નટવરસિંહજીએ તા. ૩૦ મી એપ્રિલ ૧૯૩૬ ને દિવસે ખુલ્લું મૂકવાનો વિધિ કર્યો. તે વખતના સ્વામી કુવલયાનંદના ઉપલા ઉદ્‌ગારો ધ્યાનમાં લેવા જેવા છે. જીવનમાં લોકસેવાનું એક જ ધ્યેય રાખી, એ ધ્યેયના સાધન સાથે જીવન ઓતપ્રોત કરી, ખંતપૂર્વક કાર્ય કરનાર કર્મયોગીના એ ઉદ્‌ગાર છે. છેક ઊગતી યુવાવસ્થાથી પ્રબળ ભાવનાવાળી જીવન ગાળનાર, વડોદરાના રાજરત્ન પ્રો. માણિકરાવના કસરતના જ વડા નિશાળીયા, માલસરના શ્રી. માધવદાસજીના પ્રિયશિષ્ય અને મુંબઇ યુનિવર્સિટિના ગ્રેજ્યુએટ શ્રી. જે. જી. ગુણેનો સ્વામી કુવલયાનંદ તરીકે, અને લોનાવલીમાં આવેલી ટાટાની ફેક્ટરીની નજીકમાં આવેલા જૂનીયા મકાનનો કૈવલ્યધામ તરીકે વિકાસ સ્હેજમાં થયો નથી એમ સ્વામીના આ ઉદ્‌ગારથી સ્પષ્ટ થાય છે.

સ્વામીજીની ઉચ્ચ ભાવના પ્રમાણે યોગની શારીરિક વિકાસની પદ્ધતિનો આધુનિક વિજ્ઞાનપદ્ધતિ પ્રમાણે સંપૂર્ણ અભ્યાસ કરી યોગથી માણસનાં શરીર, મન અને આત્માનો વિકાસ સાધવાનું બળ ઉત્પન્ન કરવાનું અને તે દ્વારા માણસોમાં તેમ જ પ્રજાઓમાં પરસ્પરમાં રહેલો વિરોધ ટાળવાનું કાર્ય પૂરું થતાં સ્વામીજીના જ શબ્દોમાં " જમાના વહી જશે. " પરંતુ એ ઉચ્ચ ધ્યેયના સાધનમાં હાલના નાના છતાં સહજ

કાર્યક્ષેત્રનું અવલોકન કરતાં ખુદ સ્વામી કુવલયાનંદને જ નહિ પરંતુ એવા કાર્યમાં રસ લેનાર પ્રત્યેક વ્યક્તિને હર્ષ થયા વિના રહે એમ નથી. સ્વામીજીની આખી પ્રવૃતિ હાલ તો નીચેના ત્રણ માર્ગમાં વહી રહેલી જણાય છેઃ—

(૧) યોગપ્રણાલિકાનો પાશ્ચાત્ય વૈજ્ઞાનિક પદ્ધતિ પ્રમાણે અભ્યાસ કરવો અને દુનીયાના શરીરશાસ્ત્રવેત્તાઓના હૃદયમાં યોગની ઉત્તમતા ઠસાવવી.

(૨) અભ્યાસ કરતાં હાથ લાગેલાં પરિણામોના વૈજ્ઞાનિક અખતરા કરી માણસને રોગોથી દૂર રાખવાના તેમ જ મુક્ત કરવાના પ્રયત્નો કરવા.

(૩) પોતાના કાર્યને સમજપૂર્વક ઉપાડી લે એવા તથા લોકસેવામાં નિઃસ્વાર્થપણે મરી રહે એવા યુવાનોને તૈયાર કરવા.

લાનોલીની ટેકરી ઉપરથી મુંબઇમાં છેક દરીયા સમીપ કૈવલ્યધામની ગંગાને લાવવાની તપશ્ચર્યાનું તેમ જ એ ઉપરાંત તેને મુંબઇની ભૂમી પર ટકાવવાનું સફળ કાર્ય પાર પાડવાનું માન સર ચુનીલાલ મહેતાને જ મળે છે એમ કહેવું અસ્થાને નથી જ. રૂ. ૨૦,૦૦૦ ની આખી રકમ કોઇ પણ શરત વગર કૈવલ્યધામને દાન કરી એમણે એક મહત્ત્વની લોકસેવા કરી છે. સ્વામીનાં તન અને મનથી તેમ જ સર ચુનીલાલ મહેતા તેમ જ એવા બીજા ઘણા દાનેશ્વરીઓના ધનથી આજે મુંબઇ તેમ જ ગુજરાતની પ્રજા પોતાની વચ્ચે એવી સંસ્થા નીભાઇ રહેલી જ જુએ છે કે તેનાં પરિણામો આખા જગતને મોડાંવ્હેલાં હિતકર થશે જ.

## ડૉ. અનસારીનું એકાએક કરૂણ મૃત્યુ

હિન્દુમુસ્લીમ ઐકયના જીવનભર સાધક એવા રાષ્ટ્રપ્રિય ડૉ. અનસારી મસુરી અને દીલ્હી વચ્ચે પ્રવાસ કરતાં કરતાં જ તા. ૯ મીની રાતે એકાએક હૃદય બંધ પડી જતાં અકાલ મૃત્યુ પામ્યા છે ! ડૉકટર અનસારી જેવા હિન્દુમુસ્લીમપર સાચા હિન્દીના આપણા રાજકીય જીવનમાંથી આમ અચિન્ત્યા ગુમ થવાથી આપણા આખા યે રાષ્ટ્રને અસહ્ય ને જલદી પુરી ન શકાય તેવી ખોટ પડી છે. હિન્દી પ્રજાને; પછી તે હિન્દુ હોય, મુસ્લીમ હોય કે અન્ય હોય, સર્વને એના આર્થિક અને રાજકીય ઉદ્ધાર માટે કદી પણ ઐકય કર્યા વિણુ સિદ્ધિ નથી જ. ભલા ડૉ. અનસારીએ આ નગ્ન સત્યનો સર્વાંગ સાક્ષાત્કાર કર્યો હતો અને તેની સિદ્ધિ કરવાનો એમણે જીવનભર મૈત્રીયોગ સાધ્યો હતો. આ મહાન હિન્દીના ધ્યેયને હજી પણ થોડા આર્થિક દેખીતા લાભ જતા કરીને આપણા કોમીવાદશૂરાઓ સમજી લે તો આ મહાપુરૂષના જીવનની તેમણે યોગ્ય કદરદાની ને પૂજા કરી કહેવાય. આ મહાન નેતાના અમર આત્માને અમે અમારી અશ્રુભીની ને શોકપૂર્ણ હૃદયની અંજલિ આપી શાંતિ ચાહીએ છીએ !

[ ભારતીય સાહિત્ય પરિષદ : અનુસંધાન પૃ. ૨૪૫ ]

છે. મારું તો વચમાં નામ માત્ર અ. હિન્દી સાહિત્ય સંમેલન, મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલન, અને ઇન્દોરની સ્વાગત સમિતિ—આ વર્ગેના પ્રતિનિધિ તરીકે હું આપનું સ્વાગત કરું છું. આજે મને એટલો સંતોષ છે કે જે પ્રાન્તોની જોડે મારે ખાસ સંબંધ રહ્યો છે તે ગુજરાત તથા કર્ણાટકના સાહિત્ય સંમેલનોએ પણ આ પ્રવૃત્તિને વધાવી લીધી છે. દ્રવિડ કેરળ, ઉત્કલ, બંગાલ વગેરે પ્રાન્તોથી પણ અભિનંદન આવ્યાં છે. અને ઉસ્માનિયા યુનિવર્સિટિ વગેરે સંસ્થાઓનો સહકાર પણ આમાં મળેલો છે. હવે જરા પણ શક નથી કે આવા પ્રકારના સાહિત્ય સંગઠનનો સમય આવી પહોંચ્યો છે.

**એકીકરણ**

આજે જોયું છે કે ભારતીય સાહિત્ય પરિષદની કલ્પના કંઈ નવી નથી. વર્ષોથી એવી પરિષદની આવશ્યકતા દેશના કેટલાક વિચારકોને લાગતી હતી. રાષ્ટ્રહિતને માટે શું શું કરવું જોઈએ એવો વિચાર જ્યારે જ્યારે થાય છે ત્યારે ત્યારે આ બધી બાબતો લોકોના ધ્યાનમાં આવે છે. જે દેશમાં અનેક ધર્મો, અનેક ભાષાઓ તથા અનેક લિપિઓ છે તેમાં " સૂત્રે મણિગણા ઇવ " એકીકરણનું કોઈ તત્ત્વ પરોવાયેલું રહે એ જરૂરનું છે. ભિન્ન ભિન્ન ધર્મોનો સમન્વય કરવાનો પ્રયત્ન આ દેશમાં વખતો વખત થતો રહ્યો છે, એક લિપિનો પ્રચાર કરવાનો પ્રયત્ન પણ આની પહેલાં થઈ ચૂક્યો છે. રાષ્ટ્રીયજીવનમાં જ્યારે જ્યારે શુક્લપક્ષ આવી જાય છે ત્યારે કોઈ એક ભાષાનો પ્રચાર સર્વવ્યાપી બની જાય છે, તથા એકતાના તત્ત્વનો નાશ થતાં આ ભિન્નભિન્ન થઈ જાય છે. સામર્થ્યને માટે સમન્વય તથા વિનાશને માટે વિગ્રહ એ ક્રમ ઇતિહાસમાં સળંગ મળી આવે છે.

ભારતમાં નવચૈતન્યના ઉદયને આશરે સો વર્ષ થઈ ગયાં. કાળગણનામાં જેમ મધ્યરાત્રી પછી જ જેમ નવો દિવસ શરૂ થાય છે તથા એ પ્રારંભ વધતા જતા અંધકારમાં જ થાય છે તેમ નવચૈતન્યનો પ્રારંભ અધઃપતન અને નીરાશાના વાયુ-મંડળમાં જ થાય છે. મધરાતે પ્રાતઃકાળને જોવાની શક્તિ કોઈ ચકોર પક્ષીની આંખમાં જ હોય છે. રાષ્ટ્રજીવનમાં રાત, ઉષા, અરુણોદય, પ્રભાત વગેરે કાળખંડો બહુ લાંબા હોય છે. હજી પણ પ્રકાશ અને અંધકારથી ભળેલો દિવસ ચાલે છે. પરન્તુ

આજે આપણામાં અનેક મતભેદો હોવા છતાં પણ ઉન્નતિનો માર્ગ અને તેનો ક્રમ ધીરે ધીરે સ્પષ્ટ થતો જાય છે. એ રસ્તા ઉપર ચાલવાનો દૃઢ સંકલ્પ તથા સામર્થ્ય આપણામાં આવી ગયાં છે એમ કહી શકાત તો કેટલું સારું થાત !

પરરાજ્યનું સૌથી વધારે ખરાબ પરિણામ એ આવ્યું છે કે આપણી કેળવણી આપણા હાથમાં રહી નથી. પરરાજ્યની સફળતાની સાબીતી એ છે કે દેશવાસીઓ પરદેશી પદ્ધતિને આશ્રય આપવાનું પસંદ કરે છે તથા તેને આશ્રિત રહેવામાં લાભ જુએ છે. આવા ઝોકમાંથી જો કોઇ બધાથી પહેલું જાગ્રત થતું હોય તો તે દેશનું સાહિત્ય છે. કોઇ પણ દેશ અથવા પ્રજાનું સાહિત્ય એ તેના ચૈતન્યનું પ્રગટ રૂપ છે. સાહિત્યને દાબી દેવાનો ગમે તેટલો પ્રયત્ન કરવામાં આવે પણ તેની સજીવન રહેનાર શક્તિનો સદંતર નાશ નથી થઇ શકતો. પણ જ્યારે એક પ્રજા પોતે જ પોતાના સાહિત્યને ભ્રષ્ટ બનાવી મૂકે છે ત્યારે તે અમૃત મટી હળાહળ બની જાય અને તે પ્રજાનો જડમૂળથી નાશ કરે છે.

દેશની કેળવણી જ્યારે પારકાને અધીન હોય છે ત્યારે સાહિત્યનો આદર્શ તથા તેની પ્રેરણા સ્વદેશી નથી રહી શકતી. કમજોર તથા ક્ષીણશ્રદ્ધાવાળી પ્રજાનું સાહિત્ય પણ નિર્બળ અને છાછરું જ હોય છે. પાછલા જમાનાનું આપણું પ્રારંભિક સાહિત્ય અનુકરણરૂપ જ હતું અને અનુકરણમાં પ્રાણ તો નથી જ હોતો.

પણ હવે એ સ્થિતિ નથી રહી. આપણે રાષ્ટ્રીય આત્માને પારખવાનો થોડો ઘણો પ્રયત્ન કર્યો છે. રૂઢિવિરોધ, ધર્મજાગૃતિ, ધર્મસંસ્કાર, સામાજીક સુધારણા, રાજનૈતિક સ્વત્વ, ઔદ્યોગિક સ્વાવલંબન, જગતની પરિસ્થિતિનું નિરીક્ષણ, ભારતીય સંગીત, નૃત્ય, ચિત્રકળા વગેરે જીવનમાં આનંદનાં ભિન્નભિન્ન રૂપોનો પુનરુદ્ધાર, ઇતિહાસ, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર તથા વિજ્ઞાનના અભ્યાસથી પ્રાપ્ત કરેલો આત્મપરિચય વગેરે કારણોથી આજે આપણે રાષ્ટ્રીય આત્માને પારખતા થયા છીએ.

જ્યાં સુધી આપણને માત્ર પાશ્ચાત્ય દૃષ્ટિ તથા પાશ્ચાત્ય લોકોના અનુભવનું અનુકરણ માત્ર જ કરવું હતું ત્યાં સુધી આપણી પ્રાન્તીય ભાષાઓમાં પરસ્પર પરિચય ન થઇ શક્યો, તો પણ તે દુઃખનું કારણ નથી. અનુકરણ જ કરવું હતું તો અસલી વસ્તુને ધ્યાનમાં રાખવાનું જ બરાબર હતું. બીજાઓએ કેવું અને કેટલું અનુકરણ કર્યું તે આપણે ન જોઇ શક્યા તો તેથી કાંઇ ખાસ ક્ષતિ થઇ નથી.

પણ આજે હવે એ સ્થિતિ નથી રહી. આજના સાહિત્યમાં અનુકરણરૂપ તથા ફેંકી દેવા જેવો ઘણો ભાગ હોવા છતાં પણ ભારતીય આત્માને ભિન્નભિન્ન ક્ષેત્રોમાં વ્યક્ત કરતું સાહિત્ય પણ આપણને દરેક ભાષામાં મળી શકે છે. દરેક પ્રાન્તની જનતા આત્મપરિચય મેળવવાનો કાંઇ ને કાંઇ પ્રયત્ન કરે છે જ તેથી એ બધા પ્રયત્નોનું સાહિત્યિક સંગઠન કરવાનું જરૂરી થઇ પડ્યું છે.

**સંસ્કૃતિની એકતા**

આપણે એ ભુલવું નહિ જોઇએ કે ધર્મ, ભાષા તથા જાતિ ભિન્નભિન્ન હોવા છતાં પણ આપણી સંસ્કૃતિ એક છે, કારણ કે આપણી જીવનદૃષ્ટિ એક જ છે. ધર્મભેદ પર વધારે ભાર દેવાને લીધે આપણે સાંસ્કૃતિક એકતાને બરાબર પારખી નથી.

ભાષાઓને લીધે આપણે એકબીજાની ભાષા એકબીજાની બહુ નજીક હોવા છતાં પણ નથી જાણતા. ' मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति । '

જો દરેક પ્રાન્તની સંસ્કૃતિ અલગ હોત તથા એનો સમન્વય અશક્ય હોત તો બધી ભાષાઓ તથા તેના સાહિત્યોનું એક સંસ્થામાં સંમેલન કરવાનો આપણો પ્રયત્ન નિષ્ફળ જ મનાય. પણ આપણે જાણીએ છીએ કે આપણી બધી સંસ્કૃતિ એક જ છે અને તેથી આપણે બધી પ્રાન્તીય ભાષાઓને એકત્રિત કરવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. કોઇ એક સંપૂર્ણ રાગમાં જેમ ' સા રી ગ મ પ ધ ની સા ' એ બધા સ્વરો હોય છે તથા વચમાંની શ્રુતિઓ પણ હોય છે તેમ જ બંગાળા અને પંજાબ, આસામ અને કેરલ, રાજપુતાના તથા બિહાર, મહારાષ્ટ્ર તથા કાશ્મિર, નેપાલ અને કર્ણાટક, સિંધ તથા તામિલનાડ, ગુજરાત અને ઉત્કલ, આંધ્ર અને મહાકોશલ-એ બધા જ્યારે સંયુક્ત થાય છે ત્યારે ભારતના અખંડરૂપની સિદ્ધિ થાય છે.

## સાંપ્રદાયિકતા તથા પ્રાન્તીયતા

આપણી સાંપ્રદાયિકતાથી ભારતનો જેટલો દ્રોહ આપણે કર્યો છે તેટલો જ આપણી પ્રાન્તીયતાને લીધે પણ કર્યો છે. સંકુચિત પ્રાન્તીયતા તથા સ્વાર્થી સાંપ્રદાયિકતા આપણા દેશના મોટા દુશ્મનો છે-મહારોગ છે. જ્યાં જરા સરખો ભેદ જોયો કે વિરોધ ઉભો કરી દેવો એ રાષ્ટ્રીય દૃષ્ટિનું દેવાળું છે. યુરોપનાં ભિન્નભિન્ન રાષ્ટ્રો છેલ્લાં બસો વરસથી આપસઆપસમાં કુતરાંની પેઠે લડી રહ્યાં છે તેમ આપણે પણ લડયા કરીશું, તો આપણી સંસ્કૃતિનું સત્યાનાશ વળશે. પરાધીનતાને લીધે આપણે યુરોપના ચેલા તો બની ગયા છીએ. કોઇ વખત ઇંગ્લંડના તો કોઇ વખત વિપ્લવવાદી ફ્રાન્સના, કોઇ વખત મેઝીનીના ઇટાલીના તો કોઇ વખત લેનીનના રશીયાના અને વળી મોટાં મોટાં કારખાનાં આપણે ત્યાં બની જશે તો તો અમેરિકાના ચેલા બની જતાં પણ આપણને વાંધો નહિ આવે.

આપણે દુનિયાથી અટીઆતા નથી, અટીઆતા હોવાનો દાવો પણ નથી કરતા. દુનીઆથી જુદા રહેવું એ આપણો આદર્શ નથી. તો પણ તેટલું તો ખરું કે ભિન્નતામાં એકતા શી રીતે સ્થપાય, ભેદમાં અભેદની સિદ્ધિ શી રીતે સધાય એના શાસ્ત્રની રચના આપણે અનાદિ કાળથી કરતા આવ્યા છીએ. એ જ ભારતનું મિશન છે.

સામુદાયિક સહકારનું એ સર્વોદયકારી શાસ્ત્ર દુનીયાને માટે આપણે આપણા દેશમાં મૂકી રહ્યા છીએ. માત્ર જીવતા રહેવામાં તથા અનુકરણ કરવામાં આપણે કૃતાર્થતા નથી માનતા.

ભારતવર્ષનો આ વિશ્વસમન્વયી આત્મા પ્રગટ થાય એને માટે આપણે એની બધી ભાષાઓ તથા સાહિત્યોનું સંગઠન કરવા ઇચ્છીએ છીએ. આપણે દ્વેષનો દ્વેષ કરીશું. સુરુચિની મદદ વડે સદાચારને સ્થાપીશું, સેવાના ઉત્કર્ષથી આત્મસંતોષ પ્રાપ્ત કરીશું તથા વાણીદ્વારા સૌની સમાનતા તથા બંધુતા સિદ્ધ કરીશું. આ આદર્શથી જ આપણે ભેગા મળ્યા છીએ.

### આપણું કાર્ય

કરોડો ભારતવાસીઓ જે ભાષાને સહેલાઇથી સમજી શકે છે, એવી સુલભ, સર્વસાધારણ અને સ્વદેશી લિપિનો ઉપયોગ કરીશું. કેળવણીના સાધનરૂપ પરિભાષા પણ એક જ રાખીશું. પરસ્પર પરિચય વધારીશું, એક બીજાના સુખે સુખી, દુઃખે દુઃખી થઇશું, એક બીજાના હૃદયનો પરિચય પામી એકહૃદય બની જઇશું તથા સ્વતંત્રતાના શુદ્ધ વાયુમંડળમાં સૌના વિકાસની સાધના કરીશું.

આવું કરવા માટે આપણા સાહિત્યને યોગ્ય દિશા બતાવવી પડશે. સમાજસેવા-પરાયણ સાહિત્યાચાર્ય જ એ કામ કરી શકશે.

### સાહિત્યનું નિયંત્રણ

સામાજીક આત્માને વ્યક્ત કરવાને માટે અનેક સાધન હોય છે. ધર્મ, કૌટુંબિક જીવન, સામાજીક રીતરીવાજો, કાયદો, ઉદ્યોગ, હુન્નર, વેપાર, ઔદ્યોગિક તથા લલિત કલાઓ, બેહાજી અને મેદાની રમતો—આ બધાં સામાજીક આત્માને જાગ્રત કરવાનાં તથા વ્યક્ત કરવાનાં મહત્ત્વનાં સાધનો છે. પણ એમાં ઘણી વખત ઉકળાટ આવી જાય છે, થોડામાં થોડી અસર કરનારું સંકુચિત સાધન જો કોઇ હોય તો તે સાહિત્ય છે. સાહિત્ય એક વિચિત્ર ચીજ છે. વધારેમાં વધારે અસર કરનારું હોવા છતાં એને પકડી રાખવું—બાંધી રાખવું મુશ્કેલ છે. એની સીમા બાંધવી સહેલી નથી. એને કાયદાના બંધનમાં ઓછામાં ઓછું બાંધવું જોઇએ. સદાચાર અને સુરુચિના પ્રણેતા શિષ્ટ પુરુષોનો તથા સેવાપરાયણ સામાજીક પુરુષોનો અંકુશ જ સાહિત્યને માટે લાભદાયી છે.

ભારતમાં, રાજાના હાથમાં શાસન ઓછું જ હતું. ધર્મવ્યવસ્થા તથા જાતિ સંગઠનના હાથમાં જ લોકજીવન નિયંત્રિત રહેતું હતું. આજે આ બન્ને અંકુશ ચાલી ગયા છે. સદાચારનો આદર્શ નહિ અહિંનો રહ્યો કે નહિ પશ્ચિમનો જામી શક્યો. રાજસત્તા તો માત્ર રાજદ્રોહથી બચવાની ઇચ્છા રાખે છે. રાજસત્તાના હાથમાં સમાજનું તથા સાહિત્યનું નિયંત્રણ ઓછામાં ઓછું હોય એ જરૂરનું છે. ધર્માચાર્યો તો જીવનની વાસ્તવિકતાથી સેંકડો ગાઉ દૂર રહે છે. તેઓ તો ભૂતકાળનો આદર્શ પણ નથી સમજતા હોતા. પ્રાચીન આદર્શ પર જે જાળાં ચડયાં છે તેને જ તેઓ ધર્મનું રહસ્ય માની બેઠા છે. આવી દશામાં સમાજ તથા સાહિત્યનું નિયંત્રણ એમના હાથમાં શી રીતે રાખી શકીએ ! જેઓ સાહિત્યનો રસ જાણે છે તથા સમાજનું હિત

શકે છે, પ્રતિહાસ અને આદર્શની દૃષ્ટિ રાખી જેઓ સમાજની પ્રગતિમાં મદદ કરી શકે છે એવા પુરુષોનું નિયંત્રણ જ સાહિત્ય પર રહેવું જોઈએ. દુઃખની સાથે કહેવું પડે છે કે આપણા સાહિત્યાચાર્યોએ પોતાનું આ કર્તવ્ય છોડી જેવું દીધું છે અને સાહિત્યજગતમાં મનમાન્યું કરવાની છૂટ લીધી છે. દરેક ભાષાના સાહિત્યસેવીઓએ પોતાની અભિરુચિ શુદ્ધ રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. તેમના હાથમાં કોઈ સત્તા હોવાની જરૂર નથી. તેઓ નિર્ભયતાથી પોતાનો અભિપ્રાય પ્રગટ કરે તથા તે પ્રકાશકો અને વાચકોને કાને પહોંચી જાય એટલું જ બસ છે. આપણે જાણીએ છીએ કે જે ચીજની કોઈએ ગંદી જાહેરાત કરી હોય તો તેને પણ પ્રકાશિત કરનાર, ખરીદનાર અને વાંચનાર મળી શકે છે. એથી આપણે ગભરાવાની કે નિરાશ થવાની જરૂર નથી. સમાજમાં પોતાને, પોતાના બાળબચ્ચાંને અને પોતાના કુટુંબીઓને સદાચાર અને સુરુચિના વાતાવરણમાં રાખવાને ઇચ્છતા લોકોની સંખ્યા કંઈ ઓછી નથી. એવાં પુસ્તકાલયો પણ છે, જેના સંચાલકો પોતાના વાચકોને ઝેરીલું અને ગંદું સાહિત્ય આપવા નથી ઇચ્છતા. જે લેખકોને ભારતની પ્રતિભાની દરકાર છે તેઓ તો ઉચ્ચ અભિરુચિને અનુકૂળ જ રહેશે. ભારતીય સાહિત્ય પરિષદનો પૂરેપૂરો વિકાસ થશે ત્યારે સાહિત્ય-શુદ્ધિ સંભાળવાની જવાબદારી કાયદા કે ધર્મતંત્રના હાથમાં નહિ રહે. સાહિત્ય જ પોતાનું ક્ષેત્ર સંભાળી લેશે.

" સાહિત્યને માટે સાહિત્ય "

" સાહિત્યને માટે સાહિત્ય " કે " બોધને માટે સાહિત્ય " એવો એક નિરર્થક વાદ ખૂબ ચાલી રહ્યો છે. કોઈએ બરાબર જ કહ્યું છે કે સાહિત્યના ગર્ભમાં ગમે તેટલો બોધ રહ્યો હોય પણ લેખકનું કામ, દાયણનું કામ કરી એ બાળકને બહાર લાવી લોકોની આગળ ધરવાનું નથી. બોધ તો સાહિત્યના વાતાવરણમાં છુપાયેલો રહેવાથી જ વધારેમાં વધારે પરિણામકારી નિવડે છે.

સાહિત્ય ધન કમાવાને માટે ન હોય, કીર્તિને માટે ન હોય. આ અર્થમાં " સાહિત્યને માટે સાહિત્ય " એ સૂત્ર યથાર્થ છે. ધનનો આનંદ, કીર્તિનો આનંદ, ધનીયોનું સુખ વગેરે નાનામોટા પુરુષાર્થો જેમ છે તેમ સાહિત્યનો આનંદ એ પણ સ્વતંત્ર પુરુષાર્થ છે. પણ ઘણા માણસો જ્યારે સાહિત્યને માટે સાહિત્યની વાતો કરે છે ત્યારે તેમના મનમાં કાવ્યાનંદ, કલાનંદ કે સાહિત્યાનંદ નથી હોતો. તેઓ તો કેવળ વાસનાનું ઉદ્દીપન તથા વાસનાની તૃપ્તિને જ મનમાં રાખે છે. જ્યાં વાસના આવી ત્યાં કાવ્યાનંદ નથી ટકી શકતો. સાહિત્યથી જનતાની સેવા પણ થઈ શકે તો તે કંઈ સાહિત્યનું કલંક નથી. ખરી વાત તો એ છે કે વિશુદ્ધ અને સમૃદ્ધ જીવનમાંથી જ સાહિત્યનું નિર્માણ થવું જોઈએ. જ્યારે જીવનપ્રવાહ ક્ષીણ, છાછરો અને વિકૃત થઈ જાય છે ત્યારે સાહિત્ય પણ એવું જ બની જાય છે. અને જ્યારે જીવનની પ્રેરણા છોડીને સાહિત્યમાંથી જ સાહિત્ય પેદા થાય છે ત્યારે તે કૃત્રિમ, નિષ્પ્રાણ તથા અવળે માર્ગે જનારું નહિ થાય તો તે આશ્ચર્યકારક જ સમજવું જોઈએ.

જનસેવાને માટે સાહિત્ય

" જે સાહિત્ય કેવળ વિલાસિતાનો જ આદર્શ પોતાની સામે રાખે છે એનું

સાહિત્યનું સંગઠન કરવાની જરૂર જ શી છે ? આપણે તો જનસેવાને માટે જ સાહિત્યની સેવા કરવામાં પ્રવૃત્ત થયા છીએ. ભાષા એ જનસેવાનું કિંમતી સાધન છે. એટલે જ આપણે એને મહત્ત્વ આપીએ છીએ. જનસેવાની સીધી પ્રત્યક્ષ જવાબદારી પ્રાન્તીય ભાષાઓની હોવાથી આપણે પ્રાન્તીય ભાષાઓને આટલું પ્રાધાન્ય આપીએ છીએ. રાષ્ટ્રીય એકતા સિવાય, સંસ્કૃતિવિનિમય સિવાય, લોકજીવન પ્રસન્ન, પુરુષાર્થી અને પરિપૂર્ણ થઈ શકતું નથી. એટલા માટે જ આપણે રાષ્ટ્રભાષાને આટલું મહત્ત્વ આપીએ છીએ. પ્રાન્તીય ભાષાઓ અને રાષ્ટ્ર ભાષા—આ બન્ને એકબીજાનાં પૂરક છે.

## હિન્દુસ્તાની અને લિપિ

સાહિત્યનું વાહન તો ભાષા છે. આપણે આપણું કાર્ય કઈ ભાષામાં કરીશું ? આપણે પોતાની કાર્યવાહી કઈ લિપિમાં લખીશું ? જેઓએ આ પ્રવૃત્તિની શરૂઆત કરી છે તેઓ તો એ નિશ્ચય પર આવી ગયા છે કે રાષ્ટ્ર ભાષા—હિન્દી હિન્દુસ્તાનીમાં જ આપણો બધો વ્યવહાર ચાલશે. આમ તો પ્રાન્તીય ભાષાઓ અને સાહિત્યનું સંગઠન થવાથી એનું કામ તેતે પ્રાન્તોમાં ત્યાંની ભાષા અને લિપિમાં જ ચાલશે. પ્રાન્તીય ભાષાઓની વર્ણમાળા એક જ થવાથી તથા બધાંને નાગરી લિપિનો પરિચય થવાથી તેઓ પોતાનું પ્રાન્તીય કાર્ય પોતાની ભાષા અને નાગરી લિપિમાં કરે એવો અમારો પ્રયત્ન છે. આમ થવાથી એક પ્રાન્તના કાર્યને બીજા પ્રાન્તમાં આપણે સહેલાઈથી સમજી શકીશું અને આપણું સંગઠન વધારે સુલભ થશે. એક લિપિનો પ્રશ્ન દરેક પ્રાન્તીય ભાષાને પોતાની ઇચ્છા મુજબ ઉકેલવાનો છે.

આપણે હિન્દીનું જ વાહન ( માધ્યમ ) પસંદ કરીએ છીએ. એનાં કેટલાં ય કારણો છે. પહેલું કારણ તો એ છે કે આ વાહન સ્વદેશી છે. કરોડો ભારતવાસીઓની હિન્દી જન્મભાષા જ છે. બીજું કારણ એ છે કે બધા પ્રાન્તોના સંતો તથા કવિઓએ સદીઓથી હિન્દીને અપનાવી છે. જ્યારે લોકો યાત્રા માટે જાય છે ત્યારે હિન્દીનો જ આશરો લે છે. પરદેશીઓ જ્યારે હિન્દુસ્તાનમાં ભ્રમણ કરે છે ત્યારે એ લોકો પણ જુએ છે કે હિન્દીના આશરાથી જ તેઓ આ દેશને ઓળખી શકે છે. મૂળમાં તો હિન્દી ભાષા તરલ, તંદુરસ્ત અને બાળકોની માફક વધનારી છે જ. અને એની સર્વસંગ્રાહક શક્તિ તથા સમન્વયશક્તિ પણ અથાગ છે. જે ભાષાને આજે પોતાના તેર ઉપવિભાગો સંભાળવા પડે છે તેને રાષ્ટ્રભાષાની ભૂમિકા ધારણ કરવામાં કોઈ મુશ્કેલી નહિ પડે.

પાછલાં થોડાં વર્ષોમાં હિન્દીએ બંગાળી, મરાઠી, વગેરે પ્રાન્તીય સાહિત્યોથી પોતાનું સાહિત્ય કંઈ ઓછું સમૃદ્ધ નથી કર્યું. આપસેમાં હિન્દી સિદ્ધહસ્ત સાબીત થઈ ચૂકી છે. આપણે હિન્દીને જે કંઈ આપીએ છીએ તેને તે સંશોધિત અને પરિવર્ધિત કરીને દેશના ખૂણે ખૂણામાં પહોંચાડી દે છે. ભારતીય સાહિત્ય પરિષદની પ્રવૃત્તિ શરૂ થવાથી હિન્દી પોતાનું સેવાકાર્ય હજી પણ વધારે કરી બતાવશે. આવી રાષ્ટ્ર સેવા કરીને જ એણે રાષ્ટ્રભાષાનું ગૌરવભરેલું પદ પ્રાપ્ત કર્યું છે. હિન્દીથી

શંકાસ્પદ રહેવાનું કંઈ જ કારણ નથી. એની રાષ્ટ્રસેવાથી પ્રાન્તીય ભાષાઓના ગૌરવ તથા સામર્થ્ય આપણે વધેલાં જ જોઈશું.

જ્યારે હિન્દી-હિન્દુસ્તાનીમાં આપણો આંતરપ્રાન્તીય વહેવાર ચાલશે ત્યારે બધા પ્રાન્તો માટે સુલભ રાષ્ટ્રભાષાનું સર્વસાધારણ સ્વરૂપ પણ આપણે ઘડવું પડશે.

રાષ્ટ્રીય હિન્દીમાં સર્વ ભાષાઓના શબ્દોને કંઈક સ્થાન તો મળશે જ. આપણે કોઈનો બહિષ્કાર કરવા નથી ઇચ્છતા. રાષ્ટ્રીય શબ્દો કોઈ પણ ભાષા કે બોલીના હોય પણ લોકોનો મોટો ભાગ જે શબ્દોને સમજી શકે તે બધા શબ્દો રાષ્ટ્રીય જ છે.

## હિન્દીવાળાઓને વિનંતિ

દક્ષિણી બોલીઓ તરફથી અને દક્ષિણના રાષ્ટ્રહિતેચ્છુ મિત્રો તરફથી હિન્દીવાળાઓને માટે એક પ્રાર્થના કરવાની છે. અમે અરબી અથવા ફારસી શબ્દોના બહિષ્કારની તરફેણમાં નથી. હિન્દીમાં મોટામોટા સંસ્કૃત શબ્દો નાખીને એને પાંડિત્યમય હિન્દી બનાવવાના પક્ષમાં પણ અમે નથી. તો પણ તમારી હિન્દી—દિલ્હી લખનઉ તરફની હિન્દી—અમે ઘણી મુશ્કેલીથી સમજીએ છીએ એટલું તમારે ધ્યાનમાં રાખવું જોઈએ. પંડિત જવાહરલાલજી જે શુદ્ધ હિન્દી બોલે છે તે તમારે મન તો પરભણુ હિન્દી હશે, અમારે માટે તો એ પણ ન સમજાય એવી હિન્દી છે, અમે મુશ્કેલીથી હિન્દી શીખી લઈએ છીએ. અમારી દક્ષિણી ભાષામાં અરબી અને ફારસી શબ્દો છે. એમને તો અમે રાખવા જ માગીએ છીએ. જે શબ્દો અમારી ભાષામાં આવી ગયા છે તે અમારા જ થઈ ગયા છે. પરન્તુ નવા શબ્દો જ્યારે એકદમ વધારે પ્રમાણમાં ઘુસી જાય છે ત્યારે અમારે માટે રાષ્ટ્રભાષા પણ એક અજ્ઞાત અને દુર્બોધ ભાષા બની જાય છે. અમે અમારા મુસલમાન ભાઈ સાથે ભાઈચારો વધારવા ઇચ્છીએ છીએ, પરન્તુ જ્યારે તેઓ મોટામોટા અરબી અને ફારસી શબ્દો જ વાપરવાની હઠ પકડે છે ત્યારે અમે મુંઝાઈ જઈએ છીએ. હૃદય એમની નજીકમાં જવા ઇચ્છે છે પણ તેઓ પોતાની અઘરી ભાષાથી અમને દૂર રાખે છે. ઉત્તરના હિન્દુ અને મુસલમાન—બન્ને એમ માનશે કે દિલ્હીલખનઉના બજારમાં ગમાર લોકો પણ જે ભાષા સમજી શકે છે એ સામાન્ય હિન્દી છે, અને એ અમારે સમજવી જ જોઈએ. ભલે અમારો ગુન્હો થાય, પણ અમારે સ્પષ્ટ કહેવું જોઈએ કે અમે એ ભાષા બહુ જ થોડા પ્રમાણમાં સમજી શકીએ છીએ. જેમ જેમ અમે તમારો પરિચય વધારીશું તેમ તેમ તમારા શબ્દો પણ શીખી લઈશું. પણ ત્યાંસુધી તમે અમારા ઉપર રહેમ રાખી અને મહેરબાની કરી અમે સમજી શકીએ તેવા સહેલા શબ્દોનો ઉપયોગ કરજો. તમને મળવા માટે અમે બહુ દૂર સુધી આવીશું અને તમે પણ અમારે ખાતર બે ડગલાં આગળ ચાલીને અમારી તરફ આવજો. એમ ન થશે તો પછી આજે જેમ અમારે અંગ્રેજી શીખવી પડે છે તેવી જ હાલત તમારી ભાષાની પણ થશે. કોંગ્રેસમાં જે હિંદી ભાષણો થાય છે તેમાં ફારસી શબ્દોનો એટલો ભંડાર હોય છે કે ગામડાંમાંથી આવનાર પ્રતિનિધિઓને તો અંગ્રેજી તથા હિન્દી બન્ને સમજવી એકસરખી જ મુશ્કેલ લાગે છે. રાષ્ટ્રીય વૃત્તિને લીધે અમે એ બધું સહન કરી લઈએ છીએ. પણ વધારે નહિ તો અમારી મુશ્કેલીઓ તો તમારી આગળ રજુ કરીએ અને

કહીએ કે તમારી ભાષા અમે સમજી લઇએ છીએ એવો ખ્યાલ તમને હોય તો તે સાચો નથી.

અને વળી આ તો સાહિત્ય પરિષદ થઇ. એમાં તો તમે કેટલા યે ભારે તથા મોલાદાર હિન્દી શબ્દ વાપરશો. મારી તમને વિનંતિ છે કે જો આ સંગઠનને સફળ બનાવવું હોય તો કૃપા કરીને તમે હિન્દી અથવા હિન્દુસ્તાનીને જેટલી બને તેટલી સ્હેલી બનાવજો. અમે સંસ્કૃતનો પક્ષ નથી લેતા, પણ હિન્દી-હિંદુસ્તાનીની નિષ્ફળતા મટાડવાની ઇચ્છા રાખીએ છીએ.

મેં જોયું છે કે ડૉક્ટર ખાન સાહેબ અમારી એ મુશ્કેલીઓની કદર કરે છે તથા અમારી સમજમાં આવે એવા સ્હેલા શબ્દો વાપરે છે. આટલા દૂર રહેવા છતાં સ્હેમને લીધે તેઓ એ મુશ્કેલી સમજે છે તથા તેને મટાડવાનો પ્રયત્ન કરે છે.

### આપણી મર્યાદા

આપણા કાર્યક્ષેત્રની સીમા નથી. આપણા શક્તિની જેટલી મર્યાદા-શક્તિ તેટલી જ કાર્યક્ષેત્રની મર્યાદા. આપણે એ પણ જાણીએ છીએ કે આપણી શક્તિ બહુ જ મર્યાદિત છે. આ સ્વાર્થી દુનીયામાં લોકસેવાનું કામ કરનારાઓની સંખ્યા ઘણી ઓછી છે તથા સેવાનાં ક્ષેત્રો અનંત છે. એક કવિએ કહ્યું છે કે ભૂખ્યા લોકોનું પેટ વ્યાકરણથી નથી ભરાતું અને તરસ્યાની તરસ કાવ્યરસથી નથી છીપતી. સર્વોચ્ચ નિષ્ઠાવાન સેવક સાહિત્યની શક્તિ હોવા છતાં તેને છોડીને બીજાં ઘણાં જરૂરી કામમાં લાગી જાય છે. આવી દશામાં જે થોડાક લોકો પોતાની મર્યાદિત શક્તિ આ સંગઠનમાં લગાવી શકે તેમને લઇને આ કામ કરવાનું છે. સાહિત્ય સેવીઓ તથા મોટા પંડિતોની કિંમત મને ઓછી નથી. મારામાં શક્તિ હોત તો રાજા વિક્રમ કે ભોજની પેઠે તેમને ભેટમાં લાખો મ્હોર દઇ દેત. પણ આપણે તો બધા ગરીબ હિન્દુસ્તાનના પ્રતિનિધિ છીએ. આપણી વિદ્વત્તા તથા યોગ્યતા ગમે તેટલી હોય તો પણ તથા તાકાતવાળી સરકાર આપણને ગમે તેટલો પગાર આપે તો પણ 'આ કામ દેશનું છે એટલે દેશનું કામ આપણે ગરીબ ખેડુતોના પ્રતિનિધિ બનીને જ કરવું જોઇએ. તો જ એનો લાભ ગરીબ જનતાને મળશે. એમ નહિ થાય તો આપણું કામ આપણા દેશી રાજાઓના રાજમહેલની પેઠે દૂરથી સુંદર પણ પ્રવેશ મેળવવા માટે અશક્ય થઇ જશે. સરકારી રિપોર્ટોમાં દેશની કિંમતી હકીકતો અંગ્રેજીમાં અપાય છે તેથી તે ખેડુતોને કામ નથી આવતી. જો આપણે આપણા સાહિત્યની પ્રગતિ પણ આવી દુર્ગમ બનાવી દઇશું તો જનતાનો દારૂણ શાપ આપણે આપણા માથા પર ઉઠાવવો પડશે. " તુલસી હાય ગરીબકી કબૂ ન ખાલી જાય ! "

### લોકસાહિત્ય

આપણે આપણા રાષ્ટ્રમાં ચૈતન્ય જાગ્રત કરવું હોય તો ગામડાના લોકોની બોલી જોડે આપણે પરિચય વધારવો જોઇશે. સંસ્કૃત તથા ફારસીના સાહિત્યનું અધ્યયન તો આપણે બહુ કીધું. એને આપણે છોડીશું નહિ. બની શકે તો એને વધારીશું. પણ હવે લોકસાહિત્યનો વધારે તથા ઉંડો અભ્યાસ કરવાનો સમય આવી પહોંચ્યો છે. હજારો વર્ષોથી આપણે સામાન્ય જનતા પ્રત્યે બેદરકાર રહ્યા છીએ. લોકસંસ્કૃતિનાં સમર્થ

તત્ત્વોનો આપણે ઉપહાસ જ કર્યો છે. હવે આપણે નમ્ર થઈને તથા પ્રેમથી પવિત્ર થઈને તેની પાસે જવું જોઈશે, તેમની ભાષાઓ શીખવી પડશે તથા તેમના ભાવો સમજીને તેમના હૃદય સુધી પહોંચવાની આશા પ્રાપ્ત કરવી પડશે. બધી ભાષાઓનું આવું સંગઠન કરવાથી આપણે જોઈ શકીશું કે લોકસંસ્કૃતિમાં એક અદ્ભુત એકતા રહેલી છે. એમાં જાતિ, ધર્મ, પ્રાંત તથા ભાષાના ભેદો વિઘ્ન નાંખી નથી શકતા. હૃદયધર્મને પારખનારી સામાન્ય જનતામાં ભેદનાં તત્ત્વો બહુ ઓછાં હોય છે તથા જે કંઈ હોય છે તે મહત્ત્વનાં નથી જણાતાં.

## પ્રાંતીય સાહિત્યનું મહત્ત્વ

કેટલાક ઉત્સાહી સજ્જનો કોઈ કોઈ વખત કહે છે કે ભારતવર્ષમાં અનેક ભાષાઓના જે ઝઘડા છે તેને મટાડવાને માટે એક સાધારણ ભાષા રાખી બાકીની બીજી બધી ભાષાઓને પૂર્વના તથા પશ્ચિમના સમુદ્રોમાં ફેંકી દેવી જોઈએ. હું એમની સાથે જરા પણ મળતો થતો નથી. મને જનસમુદાય પર જેટલો પ્રેમ છે તેટલો ભાષા પર પ્રેમ નથી, મને મારા દેશવાસીઓ પર પ્રેમ છે તેથી મને તેમની નાનીમોટી ભાષાઓ તથા બોલીઓ પર પ્રેમ છે. એક એક ભાષાના જે નાનામોટા ઉપવિભાગો છે તેને ભલે તમે તોડી નાખો. એકતાથી આપણી શક્તિ વધશે. પણ જ્યાંસુધી આપણે લોકસેવાને પ્રધાન સ્થાન આપીએ છીએ ત્યાં સુધી પ્રાંતીય ભાષાઓનું મહત્ત્વ આપણે કબુલ રાખવું જોઈએ. જનતાના હૃદય સુધી પહોંચવાની શક્તિ પ્રાંતીય ભાષાઓમાં છે. દરેક પ્રાંતના બધા જ લોકો પોતાની લિપિ જાણતા હોત તો એક લિપિનું આંદોલન કરવાની હિંમત કદાચ હું નહિ કરત. પણ હું જાણું છું કે આપણા દેશમાં લિપિનો પ્રચાર ઘણો જ થોડો છે. સેંકડે સાત જણ પણ પૂરા એક લિપિ નથી જાણતા. આવી દશામાં બધાને સ્હેલી એક નાગરી લિપિનો જ વ્યવહાર કરવાથી આપણે એક બીજાની વધારે નજીક આવી પહોંચીશું.

રાષ્ટ્રભાષા દ્વારા પ્રાંતીય ભાષાઓનું તથા બોલીઓનું અધ્યયન વધશે ત્યારે ધીમેધીમે રાષ્ટ્રભાષા ભારતસમૃદ્ધ બનશે, ત્યારે દરેક પ્રાંતીય ભાષાને બીજી ભાષાઓથી પૂરું પોષણ મળશે અને બધી પ્રાંતીય ભાષાઓમાં આજે જે જુદાઈ નજરે પડે છે તે ઘણી ઓછી થઈ જશે. આ ક્રમથી જો આ સરકારી રાષ્ટ્રની એક સમૃદ્ધ ભાષા બની જાય તો ભલે બને. એમ થવાથી પ્રાંતીય સરસ્વતીઓના બધા પ્રવાહો એ મહાન ક્ષીર-સાગરમાં મળીને કૃતાર્થ થશે.

## બે ભિન્ન દૃષ્ટિઓ

ભારતીય ભાષાઓની વૃદ્ધિઓમાં બે ભિન્ન દૃષ્ટિઓ સરખા મહત્ત્વની છે. એક બાજુ આપણે ભણેલાગણેલા મધ્યમ વર્ગના લોકો આજ સુધી કરેલો જનતાનો દ્રોહ મટાડી લોકજીવન સાથે એકરૂપ બનવા મથીએ છીએ, અને બીજી બાજુ ભારતના બહારના પાડોશી રાષ્ટ્રો જોડે તથા તેમની વિદ્યા જોડે આપણો સંબંધ વધારવાની ઇચ્છા રાખીએ છીએ. જનસેવામાં જ્ઞાનપ્રચારનું કામ વધારે મહત્ત્વનું છે તથા જગત જોડેના સંબંધમાં જ્ઞાનપ્રાપ્તિ તથા પ્રતિષ્ઠાનો અંશ વધારે છે. જ્યારે આપણે પાડ-

ભાષિક શબ્દો તૈયાર કરવા ઇચ્છીએ છીએ ત્યારે આ ભેદ સ્પષ્ટ રીતે પ્રગટ થાય છે. પશ્ચિમની વિદ્યાને ખૂબ જોરથી ભારતવર્ષમાં લાવવાની જેમને ઉત્કંઠા છે તેઓ ઇચ્છે કે બહારની દુનીઆ જોડે સંબંધ રાખવા માટે યુરોપની પરિભાષાનો જ આપણે સ્વીકાર કરવો જોઇએ અને એ જ આપણી આંતરરાષ્ટ્રીય પરિભાષા છે. અને જે લોકો ભારતની અનાથ જનતાને બને તેટલી ઝડપથી જ્ઞાનસંપન્ન બનાવવા ઇચ્છે છે અને જેઓ એમની શકિતમાં જ રાષ્ટ્રની શકિત જુએ છે તેઓ ઘરગતુ પરિભાષા નિર્માણ કરવાનું પસંદ કરે છે. હું જાણું છું કે આ બીજા પક્ષના લોકો ભારતીય સંસ્કૃતિનાં રક્ષણ તથા પ્રતિષ્ઠાનો વિચાર વધારે રાખે છે તથા એમની વાત વધારે વ્યવહારૂ પણ લાગે છે. જેઓ યુરોપના સામ્રાજ્યને આન્તરરાષ્ટ્રીય સમજી બેઠા છે તેઓ પણ દેશભકિતમાં કોઇ રીતે ઉતરે એવા નથી. એટલું તો આપણે કબુલ કરવું જોઇએ કે આ બંને પક્ષોની વચ્ચે કંઇને કંઇ સમજુત તો થશે જ. પરંતુ આ બંનેની વચ્ચે આજે તો વિરોધનું કારણ હું જોતો નથી. તેઓ સર્વોચ્ચ કેળવણી તથા સર્વોચ્ચ સંશોધનમાં ભલે પાશ્ચાત્ય પરિભાષા રાખે. આજે આપણે તેમની વિરૂદ્ધ ફરીયાદ નહિ કરીએ. પરદેશની સંજીવની વિદ્યા તમે ક્રય બનીને લઇ આવો છો એટલા માટે અમે સદૈવ તમારા ઋણી રહીશું. તમે એનો ઉપયોગ નહિ કરી શકો તો અમે કરીશું. પણ અમને દેશી ભાષામાં ઘરગતુ પરિભાષાદ્વારા આમવર્ગને પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી આપવા દેજો. પછી આગળ જતાં કોઇએક પરિભાષા બીજાના ક્ષેત્ર પર ભલે કબજો મેળવે. તે વખતે કોઇને કાંઇ કહેવાનું નહિ રહે.

મુખ્ય પ્રશ્ન આપણી સામે એ છે કે સ્વદેશી પરિભાષામાં બધા પ્રાંતોને માટે સમાનતા, સ્થિરતા તથા નિશ્ચિતતા કયી રીતે લાવી શકાય ? જ્યાં સુધી પરિભાષા નક્કી નહિ થાય ત્યાં સુધી જનતાને ભણાવવામાં મુશ્કેલી રહેશે. વિદ્યાપીઠોમાં તથા યુનિવર્સિટિઓમાં દેશી ભાષાનો પક્ષ લેનાર લોકો પણ નિશ્ચિત પરિભાષાના અભાવને લીધે હારી જાય છે તથા શરમભરેલી સ્થિતિને વશ વર્તે છે.

મારો પોતાનો ખ્યાલ એ છે કે આપણે જગત જોડેના સંબંધ વિષે હદથી વધારે લોલુપ છીએ. આપણે આપણા દેશવાસીઓની પ્રમાણિકતાથી સેવા કરીશું તો ભારતવર્ષ—પ્રાચીન તથા સંસ્કારસંપન્ન ભારતવર્ષ—આખી દુનીઆનું ધ્યાન આપોઆપ ખેંચશે, અને જેમ બધાં રાષ્ટ્રોના લોકો વગર બોલાવ્યે ભારતવર્ષના ધનના લોભથી અહીં આવે છે તેમ તેઓ અહીંની વિદ્યા, કલા, વિજ્ઞાન તથા સમાજશાસ્ત્ર શીખવા માટે હાથમાં સમિધા લઇને આપોઆપ મળી આવશે. ત્યારે આપણે સમાન ભાવથી આપણો જગત જોડેનો સંબંધ સિદ્ધ કરીશું.

સાહિત્યના ક્ષેત્રમાં એક વાત આપણે ધ્યાનમાં રાખવી જોઇએ. જ્યારે પોતાનું સાહિત્યસર્જન ઓછું થઇ જાય છે ત્યારે પરભાષાનું મહત્ત્વ વધી જાય છે.

જ્યાં સુધી આપણે પ્રાંતીય ભાષાઓમાં સંસ્કૃત સાહિત્યનો સાર લાવીને નથી ભરી દેતા ત્યાં સુધી સંસ્કૃતનો અભ્યાસ અનિવાર્ય જેવો થઇ પડે છે. જો આપણે અરબી તથા ફારસી સાહિત્યના સર્વોચ્ચ ગ્રંથોનો સુંદર તથા સ્વાભાવિક અને સરલ હિંદીમાં આદર્શ અનુવાદ કરી દઇએ તો પછી આપણા દેશવાસીઓને અરબી તથા

ફારસી શીખવાની એટલી જરૂર નહિ રહે. થોડા લોકો તો હંમેશાં અનેક ભાષાઓ શીખશે જ, તેમનો તો કોઈ સવાલ છે જ નહિ.

આજે તો આપણી હાલત એવી છે કે બંગાળામાં શું થઈ રહ્યું છે તે જેટલું જાણીએ છીએ એટલું પંજાબ, કેરલ કે આસામમાં શું થઈ રહ્યું છે તે નથી જાણતા. આ પરિષદદ્વારા એ ખામી દૂર થવી જોઈએ. કોણ કેટલું આગળ વધ્યું છે, કોણે કેટલું પરાક્રમ દાખવ્યું છે એ જાણવાથી પુરુષાર્થમાં પ્રેરણા મળે છે તથા પ્રગતિનો વેગ વધે છે. દેશાભિમાનને માટે દેશભક્તિ જોઈએ તથા દેશભક્તિને માટે પ્રથમ દેશપરિચય જોઈએ. એવું હોય તો જ આપણે શુદ્ધ દેશસેવા કરી શકીશું. સાહિત્યનું એ ખાસ નિશાન છે કે એ દરેકને સમગ્ર દેશનું તથા દેશના ઇતિહાસનું ધારાવાહી જ્ઞાન આપે.

પ્રજાની કેળવણીનો ભાર આખરે તો આપણા ઉપર જ છે એ આપણે ભૂલવું જોઈએ નહિ. કેળવણી વિભાગની બહારનાં બધાં કામો પણ આપણે જ કરવાં જોઈએ. જ્યાં સુધી આપણે સર્વસંગ્રાહક શબ્દકોશ, ગ્રામોદ્યોગોની પરિભાષા, વિજ્ઞાન, રાજનીતિ, સમાજશાસ્ત્ર વગેરેની લોકોને સુલભ એવી પરિભાષા તૈયાર નહિ કરીએ ત્યાંસુધી લોકકેળવણી લંગડી જ રહેશે.

આપણે બહુભાષી લેખક, વક્તા, અધ્યાપક તથા પત્રકારો તૈયાર કરવા જોઈએ. એક ભારત-ભારતી નામની મોટી સંસ્થા સ્થાપી તેના દ્વારા જેમ શંકરાચાર્યે ધર્મોપદેશક પરિવ્રાજકો તૈયાર કર્યા હતા તેવા લોકસેવક પરિવ્રાજકો તૈયાર કરી પ્રાંતપ્રાંતમાં મોકલવા જોઈએ. આજ આપણી પાસે કોઈ પણ પ્રાંતની સામાન્ય જનતાના લોકજીવનનો ઇતિહાસ છે જ નહિ. જે કાંઈ થોડાઘણા છે તે પણ પરદેશી મુસાફરોના લખેલા છે. આપણા પરિવ્રાજકોએ આ બધું કામ કરવું પડશે. અખંડ, અવિરત સેવા વિના આપણો દેશ આપણો નહિ બને. આપણા દેશબાંધવોને આપણે ચાહીએ છીએ એવું કહેવાનો અધિકાર આપણને નહિ મળે.

આ સાર્વભૌમ પ્રવૃત્તિનું કાર્યાલય કોઈ મધ્યવર્તી સ્થાન પર જ રાખવું જરૂરી છે. બાકીનું ઘણુંખરું કામ તો લોકો પોતપોતાના પ્રાંતમાં પોતાની પ્રાંતિક શાખાઓદ્વારા કરશે. આખા દેશ માટે પરિભાષા નક્કી કરવા માટે એક મોટી સમિતિ સ્થાપવી પડશે. ગ્રામ સાહિત્યની શોધ માટે બીજું એક મંડળ સ્થાપવું પડશે. અનુવાદકોની એક મોટી સેના તૈયાર કરવી પડશે. દરેક પ્રાંતની શાખા પોતપોતાના સાહિત્યનો ઇતિહાસ તૈયાર કરી આપશે અને દરેક વરસે સાહિત્યની પ્રગતિનું વિવરણ પ્રસિદ્ધ કરશે. ક્યાં શું ચાલી રહ્યું છે, કોની કેટલી શક્તિ છે, ક્યાં કેવી ખામી છે, એ બધું જાણવાથી પુરુષાર્થ તથા સહકાર વધશે તથા દેશવાસીઓની સેવા આપણે વધારે ચોકસાઈથી કરી શકીશું; આપણા ક્ષુદ્ર તથા પામર જીવનને કૃતાર્થ કરી શકીશું.

મંગલ મુહૂર્ત

શ્રીકૃષ્ણજન્મના આવા અત્યંત મંગલમય મુહૂર્તમાં આપણે આ ભારતીય સાહિત્ય પરિષદની સ્થાપના કરી રહ્યા છીએ. આનું પ્રારંભિક કાર્ય વિસ્તૃત ન હોવા

## સખીઓને અને મિત્ર-પત્નીઓને ભેટ આપવા લાયક સુંદર રાસ-સંગ્રે

| ઉમા-ગીતાંજલિ | ગુણસુન્દરીના રાસ | રાસતરંગિણી | રાસચંદ્રિકા |
| --- | --- | --- | --- |
| માંગલિક ગીતો અને રાસ | વિધવિધ લેખકોના ચુંટેલા ૬૦ રાસ | કવિ બોટાદકરનો રાસસંગ્રહ | કવિ ખબરદારને રાસસંગ્રહ |
| મૂલ્ય : ૦-૫-૦ | મૂલ્ય : ૦-૪-૦ | મૂલ્ય : ૦-૧૦-૦ | મૂલ્ય: ૦-૮-૦ |
| પોસ્ટેજ : ૦-૧-૩ | પોસ્ટેજ : ૦-૧-૩ | પોસ્ટેજ: ૦- ૧-૩ | પોસ્ટેજ: ૦-૧- |

**ચારે પુસ્તકો સાથે લેનારને રૂ. ૧-૧૨-૦ માં ઘેર બેઠાં મળશે.**

---

નવો રાસસંગ્રહ

## રાસમાલિની

જુનાં અને નવાં વિધવિધ કવિઓએ રચેલાં

૨૧૪ રાસ-ગીત

મૂલ્ય : રૂ. ૧-૪-૦

પોસ્ટેજ : ૦-૪-૦

ગુણગરવી ગુજરાતણનું પ્રિય માસિક

## ગુણસુન્દરી

સ્ત્રી-ઉપયોગી લેખો, રસભર્યા રાસ, સુંદર ટુંકી અને ચાલુ વાર્તાઓ, સ્ત્રી-જગતનાં સમાચાર, ઇનામી હરીફાઇઓ, વગેરે ઉપરાંત બાલકો માટે બાલવિભાગ

**સુનીતા શ્રોફ,** એમ. એ. સ્ત્રી જીવનની નવલકથા

લેખક : શ્રી. યજ્ઞેશ હ. શુકલ

સપ્ટેમ્બર ૧૯૩૫ થી ૧૩મું વર્ષ શરૂ થાય છે

લવાજમ હિંદમાં: ૪-૬-૦: પરદેશ: રૂ. ૬-૮-૦

નવલકથાઓ

૧ ઇર્ષ્યાની અ

મૂલ્ય : ૧-૦-

પોસ્ટેજ : ૦-૩-

૨ તૂટેલા બંધન

મૂલ્ય : ૦-૮-૦

પોસ્ટેજ : ૦-૨-૦

૩ સંસારવિષ

મૂલ્ય : ૧-૦-૦

પોસ્ટેજ : ૦-૬-૦

ત્રણે સાથે લેનારને રૂ ૨-૮-૦માં ઘેર બેઠાં

---

ટુંકી વાર્તાઓનો સંગ્રહ

| | | |
| --- | --- | --- |
| **૧ લક્ષ્મીની સાડી** | મૂ. | ૦-૧૨-૦ |
| | પો. | ૦-૩-૦ |
| **૨ સોળ સુંદર વાર્તાઓ** | ભા. મૂ. | ૧-૦-૦ |
| | ૨ જો પો. | ૦-૩-૦ |
| **૩ ષોડશી** | મૂ. | ૧-૦-૦ |
| | પો. | ૦-૩-૦ |

ત્રણે પુસ્તકો સાથે લેનારને રૂ. ૨-૧૦-૦માં ઘેર બેઠાં મળશે.

તમારા બાલકોને નિડર બનાવવા

૧ વાનર સેનાનાં ગીતો: મૂ.૦-૨-૦

૨ વાનર સૈનિક રમેશ: મૂ.૦-૩-૦

૩ આવા વાંદરા ન જોઇએ: મૂ.૦-૨-૬

—પોસ્ટેજ દરેકનું પોણો આનો—

ત્રણે પુસ્તકો સાથે લેનારને સાત આનામાં ઘેર બેઠા મળશે.

---

પોસ્ટથી મગાવનારે તેટલી રકમની ટીકીટો મોકલવી. "ગુણસુન્દરી"ના ગ્રાહકોને દરેક પુસ્તક ૨૦ ટકા વળતરથી મળશે

**વ્યવસ્થાપક "ગુણસુન્દરી"**

૧૧૪, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, **મુંબાઇ, ૪.**

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું.

# ગુજરાત



પુસ્તક ૨ : અંક : ૪ 卐

જુન : ૧૯૩૬

: વ્યવસ્થાપક :
શંકરપ્રસાદ છગનલાલ રાવલ
ગુજરાત કાર્યાલય :
૧૧૧, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબાઈ.


## અનુક્રમણી




વાર્ષિક લવાજમ : હિંદમાં રૂ. ૫
સંસદના સભ્યો માટે : રૂ. ૪
પરદેશમાં ૧૨ શીલીંગ

આ અંકની કિંમત આઠ આના

આ માસિક વડોદરા-રાવપુરામાં શ્રી સુહાણમિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૮-૬-૧૯૩૬.

# ગુજરાત



દર મહીનાની તા. ૧૫ મીએ પ્રગટ થાય છે

## જુલાઈ અંકમાં

શ્રી. કનૈયાલાલ મુનશીની નવી નવલકથા

# જય સોમનાથ

( ચાલુ વાર્તા )

નવલિકા : વિનોદિની નીલકંઠ
સૌદામિની ( નાટક ) : [illegible]
બાળક ( નિબંધ ) ગજેન્દ્રશંકર પંડ્યા
શ્રદ્ધાંજલિ ( કાવ્ય ) : પૂજાલાલ
પંખીનો માળો ( વાર્તા ) : મુરલી ઠાકુર

ઉપરાંત જૂના જૂના કવિઓના કાવ્યો, ચિંતન, નવું સાહિત્ય, તંત્રીસ્થાનેથી વગેરે વગેરે રસપ્રદ લેખમાળા



નવું પુસ્તક : ૨ અંક : ૪

જૂન : ૧૯૩૬

# ભાવનાશક્તિ : પુરુષ

સ્વધર્મ એટલે કોનો ધર્મ ? મારા દેહનો, મારા મનનો, મારા આત્માનો, મારા પુરુષનો ? મનુષ્યનું મન સ્થૂલ દેહથી પર એવા સૂક્ષ્મ પુરુષ પર આ ધર્મનું અવલંબન કરે છે.

પતઞ્જલિ કહે છે: હરેક મનુષ્યને પુરુષ છે; એ અપૂર્વ છે, તેજોમય છે, એ ત્રણ ગુણમાં લપટાઇ રહ્યો છે. પર વૈરાગ્યથી ત્રણ ગુણની વિતૃષ્ણા થાય તેને પુરુષનું જ્ઞાન થાય—तत्परं पुरुष ख्यातेर्गुण वैतृष्ण्यम् ।

દેહથી ભિન્ન રહી શકે એવો મને આત્મા છે—પુરુષ છે ? એ પુરુષ સ્વભાવે અપૂર્વ છે ?

દેહથી ભિન્ન એવો અપૂર્વ આત્મા એ ભ્રમ છે. મારો દેહ જાય તો સ્વભાવ જાય, સ્વધર્મ જાય. હું 'હું' મટી જાઉં ને શબ બનું.

ઘણા ધર્મોએ દેહ ને આત્માના ભાગ પાડ્યા છે. સ્થૂલ બંધનોમાંથી મુક્ત થવાનો મારો અભિલાષ તીવ્ર બનતાં જે ધ્યેય ઊભું થાય છે તેને હું મારો આત્મા કહું છું. આ વિપ્લવકારક વિચાર છે—પણ એ ખોટો છે એમ કહેવા હું તૈયાર નથી.

—…લાલ મુનશી

# પ્રશાંત સિંધુ*

: ગીતિ :

વ્યાકુલ વુલુલ તરંગે
    ઉન્મત્ત સમ પ્રલાપ કરનારો
લખલખ નીલમ રંગે
    અજર અજંપાએ અકળાનારો,

સિંધુ સ્તંભિત ક્યાંથી
    શિર પર શોભત શાંત ગગન જેવો ?
બંધાયો કોનાથી
    ઉચ્છળ-જળ-ઉકળાટ અદમ એવો ?

પોઢયા કાળા પ્હાડો
    કહીં અગાધે સમ આદર ઓઢી ?
હિશા હારતી શાદો
    ક્યા જાદુએ ઝંપીને પોઢી ?

કાળભૈરવા મૂર્તિ
    પ્રશાંત દેખું સૌમ્ય શિવા સુભગાઃ
ક્યાં ગઇ તાંડવ સ્ફુર્તિ ?
    સ્તિમિત સમાધિ સુહાવત એની જગા.

પ્રલયપોધની રેલે
    રમણભમણ કરતી ભરતીઓ ક્યાં ?
કાં પોતાની મેળે
    રોકાયાં જળ જતાં ન જે રોકયાં ?

અફાટ આ વિસ્તારે
    અજબ એકરસ ઠરી ગયો લાગે.
અનહદ આ ઓવારે
    ભવ્ય દર્શને શાંતિ શાંતિ જાગે.

તોફાને તરફડતી
    બાહ્ય સપાટી, કિંતુ અંતરે તો
નરી શાંતિ વિસ્તરતી
    અગાધ ઊંડી, સિંધુ તણી રહેતો

પ્રગટ થયો શું આજે
    શમાવતો સૌ તુફાન દુર્જનિયાં ?
શાંતિ [illegible]હરા રાજે
    ડીલર અનંત પદઃ શાં સુધન્ય દર્શનિયાં !

પૂજાલાલ

---

* ચિત્રકાર શ્રી જયંતીલાલના સમુદ્રના એક ચિત્ર ઉપરથી સૂચિત

## પ્રકરણ પાંચમું

### ગરજનનો સુરત્રાણ

તે રાતે વદ ત્રીજ ચોથનો ચંદ્રમા રણના વિશાળ વિસ્તાર પર આલ્હાદક પ્રકાશ પાડી રહ્યો; રેતી પણ સમુદ્રના મોજાંની માફક ચમકતી; ઠંડો પવન વાતો હતો ને પદમડી વહુની ઘુઘરીઓ ઠમકતી હતી; અને સજ્જન ચૌહાણનું હૃદય, એના ગીતોનાં લય સાથે, નાચતું હતું. એને ચૌહાણોની દુર્જેયતામાં જરાય અણભરોસો નહોતો. ઘોઘા બાપાના પુત્રોએ ઘણાંય રણ ખેલ્યાં હતાં, તો આ તો એક મ્લેચ્છ ! એના શા ભાર ?

સજ્જન સાંઢણીને ઉત્તર દિશામાં–જ્યાં ધ્રુવની આસપાસ વહાણુ ફરતું દેખાતું તે તરફજ–હાંકયે જતો. રુપામઢી રાતની ઘડીઓ સરકવા લાગી એટલે પદમડીની ચાલ ધીમી પડી, અને તેણે પણ ચાલતી સાંઢણીએ થોડી નિંદર લઇ લીધી. મધરાત વીતી, વહાણુ અસ્ત થવા આવ્યું, ને પરોઢીયાના પવનની લહરીઓ ઉડી. સજ્જને હોકારો કર્યો, નાથ હાથમાં લીધી, ને સમજુ પદમડી વહુ ઝપાટાભેર રસ્તો કાપવા લાગી.

આ રસ્તો રબારીઓએ કહ્યું હતું એવો છેક નિરાશાજનક નહોતો. કોઈક સ્થળે ટેકરો કે ઝાડ આવતું, અને તેની ઓથે સજ્જન વિસામો કરતો, પોતે ખાતો પીતો, ને પદમડીને ખવાડી પાણી પાતો. આ રસ્તો બરોબર લાગ્યો; રણમાં થઇ સીધા આવતા લુંટારુઓની વાતો સાંભળી હતી તે ખોટી નહોતી તેની એને ખાત્રી થઇ.

બીજે ને ત્રીજે દિવસ પણ સારા ગયા. પદમડીને રસ્તો શોધી કાઢવાની અદ્દભુત દષ્ટિ હતી, અને થોડે થોડે વખતે વીસામો લેવાનું સ્થાન આવ્યાજ કરતું, જ્યાં પાણી ને ચારો બંને મળી રહેતાં. ચોથે દિવસે બપોરે પદમડી થાકી ગઇ હોય એમ જણાયું. સૂર્યનો તાપ વધારે પ્રખર થતો ગયો. રેતીઓની ભમરીઓ ચારે તરફ ઉડવા માંડી. રસ્તે છાંયનું નામનીશાન પણ નહોતું આવતું. ઘડીઓની ઘડીઓ ગઇ પણ કોઇ પંખી પણ ઉડતું જણાયું નહીં.

ચારે તરફ રેતીમાં સૂર્યનાં તેજ ચમકતાં, ને સજ્જનની આંખોને આંજી નાખતાં; તેને દીલે પરસેવાના રેલા ઉતરવા લાગ્યા; ભઠ્ઠીની હોય એવી લૂ વાવા લાગી; અને હૈયામાં અનેક સંશયો થવા લાગ્યા. આ રસ્તો સીધો હતો ? આ રસ્તે આવવામાં એણે મૂર્ખાઇ તો નહોતી કરી ? રસ્તે વીસામો કે પાણી ન મળે તો શું થશે ? પણ મહાદેવજીની આજ્ઞા પાળવાને તે આવ્યો હતો. ચૌહાણોને મહાદેવજીની હંમેશાં ઓથ હતી. મ્લેચ્છને આવતો અટકાવવા એ જતો હતો. તેમાં એ શાનો પાછો પડે ? "મારો ભોળો દેવ બેઠો છે ને ભય શાનો, પદમડી વહુ ?"

પણ આજે પદમડી બેચેન હતી, અને એની ચાલમાં પહેલાં જેવી સ્ફૂર્તિ નહોતી.

"પદમડી, જોજે હારી ખાતી !" સજ્જને તેને કહ્યું.

પદમડીએ ફુરરરાટ કર્યો પણ તેમાં પહેલાં જેવો ઉત્સાહ નહોતો. સજ્જને તેને બેસાડી પાણી પાયું, અને તેની ડોકે વળગી, પોતાના શરીર વડે તેની આંખે સૂર્ય આથમવા આવ્યો ત્યાં સુધી છાંય કરી. સાંજે પદમડી કંઇક તાજી થઇ, અને સજ્જને

પાછું પ્રયાણ આરંભ્યું ત્યારે ઠંડો પવન નીકળ્યો હતો અને તેનો ઉત્સાહ હતો તેવો થઈ ગયો હતો. પણ રાત અંધારી હતી, એટલે પદમડી ઘણી મજલ ન કાપી શકી, પણ મોડો આછો ચંદ્ર ઊગ્યો ત્યારે કૈં રસ્તો કપાયો.

( ૨ )

પાંચમે દહાડે સૂર્ય ઊગ્યો ત્યારથી ઊનો પવન વાવા લાગ્યો, અને દિવસ ચડ્યો તેમ વાવાઝોડાં થવા લાગ્યાં. રેતીના ભમરાના ગોટા–સૂર્ય તેજમાં અગ્નિકણોના સ્તંભો જેવા લાગતા–ચારે તરફ ઊડવા માંડ્યા, ને સજ્જન કે પદમડીની આંખો પણ ઉઘાડી ન રહી શકી. બપોર પડી ત્યારે ચારે તરફ ઊડતી, દઝાડતી, આંજતી રેતી ઊડવા લાગી અને આગળ વધવું અશક્ય બન્યું. સજ્જને પદમડીને બેસાડી, તેને ભેટ વળગી તેની આંખો પોતાના શરીરથી ઢાંકી, અને તેની ડોકે પોતાની આંખો દાબી જેમ તેમ કરમી બપોર ગાળી. હેવાળ પદમડી નાની બકરી હોય તેમ સજ્જનની બાથમાં માથું મૂકી પડી રહી.

નમતો પહોર થયો ત્યારે ગરમ પવન થંભ્યો, અને સજ્જને સાંઢણી પલાણી. ત્યારે એના બહાદુર હૈયામાં ભય પેઠો હતો. આવા ત્રણ દહાડા બીજા જાય તો શુંય થાય ! એની ગણત્રી પણ બરોબર નહોતી લાગતી. આ રસ્તો બરોબર હોય તો બે ત્રણ દહાડે સિંધમાં આવવા જોઈએ પણ તે નહીં આવ્યા. એ રસ્તો ભૂલ્યો ? રણમાં ભૂલા પડેલા માણસો તરસે ને તાપે મરી જાય એવી તેની કથા તો નહીં થાય !

રાતે પદમડી લથડવા લાગી અને સજ્જન પણ થાકી ગયો એટલે તે પદમડીની પડખે ઊંઘી ગયો. એકદમ પદમડીના તરવરાટે તે સફાળો જાગીને બેઠો થઈ ગયો. પ્હો ફાટવા આવ્યું હતું અને સાંઢણી આંખો ફાડી, નસકોરાં પહોળાં રાખી, કૂદી રહી હતી.

" શું છે ! શું છે ? પદમડી વહુ, ઘેલી થઈ છે ! "

પદમડીની ભાષા તે સમજ્યો. તે તરત જવા માગતી હતી. સજ્જન તરત તેના પર ચડ્યો અને તેને ઉત્તર તરફ જવાનું સૂચવ્યું પણ સાંઢણી એકની બે થઈ નહીં. ન માન્યાં એણે સજ્જનના લાડ ને ન પરવા કરી તેના ગુસ્સાની. એણે ઉત્તર તરફ જવા સાફ ના પાડી. તે જ્યારે સમજાવી થાક્યો ત્યારે તેણે એક સોટી ફટકારી; જવાબમાં પદમડીએ વેદનાભર્યો અવાજ કર્યો, પણ તેની આજ્ઞાની પરવા કર્યા વિના, મોઢું ફેરવી, પૂર્વ દિશા તરફ તે ભાગવા માંડી તે આખરે સમજ્યો. પદમડીની તીક્ષ્ણ વૃત્તિઓ ઉત્તરમાં રહેલા કોઈ ભયથી તેને નાસવાની પ્રેરણા કરતી હતી.

" સોમનાથ, તું કરે તે ખરું, " સજ્જન બબડ્યો, અને ઊંટને સાથે ન લાવ્યો એ ડહાપણ માટે આનંદ અનુભવવા સિવાય બીજો આનંદ ન લઈ શક્યો. બે ત્રણ ઘડી પદમડી પૂર્વ તરફ ઝડપથી દોડી ત્યારે તેને આ વિચિત્રતાનું કારણ સમજાયું. એની પાછળ ક્ષિતિજથી ઉત્તર ને પશ્ચિમ તરફથી રેતીના ગોટા ઊડતા જણાયા.

" ઓ બાપરે ! જીવતી રહે, પદમડી વહુ. તેં તો મને જીવતો બચાવ્યો, " કહી તેણે પદમડીને થાબડી પોતાની લાગણી બતાવી.

જેમ સૂર્ય ઉંચે ચઢવા લાગ્યો તેમ પાછળ રેતીના ગોટા વધારે ઉંચા ઉડતા દેખાયા, ને તેમ પદમડી જીવ લઇને પૂર્વ તરફ નાસવા લાગી. સજ્જને પદમડીને પોતાનો જીવ સોંપી દીધો; આ પાછળ ધસી આવતા તોફાનથી સાંઢણીની ઝડપ શિવાય બીજો બચવાનો ઉપાય નહોતો. પ્રભાસથી નીકળ્યાને બારમો દહાડો હતો છતાં થાકેલી સાંઢણી નવે બળે નાસવા લાગી. રણની ભોમીયણ તે તેના ભયોને પણ સારી રીતે જાણતી હતી, અને અત્યારે તે પોતાના ને માલીકના પ્રાણ બચાવવા નાસતી હતી. પાછળ વાદળ અંધારતું જતું હોય એમ રેતીના ગોટા, ઉડતા, વધતા, આકાશને છાઇ દેતા, તેમના તરફ ધસતા હતા.

સજ્જનનું બહાદુર હૃદય આશા ખોઇ બેઠું. પદમડી કેટલી નાસશે, ક્યાં નાસશે ! આગળ નિઃસીમ રેતીના ઢગ, પાછળ યમરાજ સમી આગળ ધસતી જીવલેણ આંધિ–બે વચ્ચે મૃત્યુ નક્કી જણાયું. સૂર્ય મધ્યાન્હે ચઢ્યો. સામું ચમકતી રેતી આંખોને આંધળી કરી દેતી, પવન દઝાડતો થવા લાગ્યો, અને છતાં ખાવાની, પીવાની કે થોભવાની પરવા વિના જાતવાન પદમડી ચોમાસાના પાણીની માફક આગળ વધતી ગઇ.

પાછળ આંધિ આગળ વધતી દેખાતી. એકવાર તો રેતીના મોટા વમળમાં સપડાઇ જતાં પદમડી દક્ષીણ તરફ નાઠી પણ ત્યાં પણ મૃત્યુ સામે આવતું દેખાયું.

એકદમ ચારે તરફ પડેલી રેતીમાં જીવ આવ્યો હોય તેમ તે ઉડીને ચકર ચકર ફરવા માંડી. ડામતી, ગુંગળાવની કણોનો સમૂહ, ઝપાટાભેર ગોળ ફરતો, સ્તંભને આકારે આકાશને સ્પર્શવા લાગ્યો. પદમડી ગુંગળાઇને બેસી ગઇ; સજ્જન તેને ગળે લપેટાઇ પોતાની ને તેની આંખ નાક ને કાનમાં પેસી જતી રેતી ખાળી રહ્યો. તેને લાગ્યું કે આ આંધિમાંથી બચવાની આશા વ્યર્થ હતી. મરતી પળે તેણે એની મરતી પલની સહચરીને લાડથી વહાલ કર્યું. ચારે તરફ હતી રેતી, રેતી ને રેતી. દશે દિશામાં ઉડતી, ચમકતી, દઝાડતી, ગુંગળાવતી, સૂર્યમાંથી ખરતા અગ્નિ બિંદુઓના વરસાદ સરખી સ્તંભરૂપ બનેલી જળતી ચિતા. સજ્જને સોમનાથને સ્મર્યા. એની કલ્પના આગળ આવી ઉભેલા સામંતને તેણે રામ રામ કર્યા.

પણ જેમ આ ભમરી આવી તેમજ ચાલી ગઇ. ચક્કર ફરતી રેતીના કણોનો સ્તંભ તેમના પરથી પસાર થઇ ગયો. તેણે આંખો ઉઘાડી તો અગ્નિનો ગોળ ફરતો સ્તંભ ઝપાટાબંધ દૂર જતો તેણે જોયો. "પદમડી ! બચી ગયા. ભોળા શંભુએ મહેર કરી," કહી તેણે પોતાના ને સાંઢણીના મુખ પર પડેલી રેતી ખંખેરી નાખી.

તેણે પાછળ જોયું તો મોટી આંધિ તો ઘણી દૂર હતી; આ તો માત્ર તેનો સ્વાદ તેમને ચખાડવામાં આવ્યો હતો. પદમડીની અગમચેતીને પરિણામે આંધિની મર્યાદાની આગળ ને આગળજ તેઓ વધ્યાં જતાં હતાં.

મૃત્યુના મોંમા જઇ પાછો આવ્યો તે પળમાં હતાશ તેના હૈયામાં પ્રતીતિ થઇ કે અણુંજાણ્યે સીધે માર્ગે ઘોઘાગઢ જવું શક્ય નહોતું. એટલે નીચી મુંછ કરી ઘોરી રસ્તો પકડવોજ રહ્યો.

[ અનુસંધાન પૃ. ૩૮૭ ]

ન તેમ જડ થે થવું જગતજાડયના ચેપથી,
અને ન સુકુમારતા હૃદયઊર્મિની રોધવી;
મટી ન જવું માનવી: નયનમીટ માંડેલ તે
ખસેડવી ન ધ્યેયથી; ચ્યુત થાવું કર્તવ્યથી;
મળે ફળ, ન વા મળે, જગતલોક વન્દે, તજે
છતાં ય અવિરામ આ વિતરવી કલા આત્મની
રહે જ્યમ ઋતાવરી પ્રકૃતિ વૈભવો વિસ્તરી. ૪૧

તટસ્થ મથવું થવા, જગતમધ્ય રહેવા છતાં. ૪૨

સ્ફુલિંગ શુચિ રાખવો નિત સચેત આ, જ્યાં સુધી.
મહાશ્વસન ઈશનું પરમ કો પળે એહથી
રચે સુભગ દીપિકાની અતિ સૌમ્ય શીળી પ્રભા,
રચે જ અથવા મહાપ્રલય ઝાળ સંહારવા
બધી કુટિલતા, બધી વિષમતા, બધી ક્ષુદ્રતા,
બધી અધમ હીનતા, દુરિત દાસ્યની ભાવના.
—સ્ફુલિંગ મુજ ત્યાં સુધી સતત સાચવી રાખવો. ૪૯

અને હરખશોકની તરલ ઊર્મિથી ઊઠતાં
શમી કવિતડાં જશે સહુ તદા અને ભવ્ય કો
થશે કવન શું સ્વયં સકળ માનવીજીવન. ૫૨

મનઃસુખલાલ ઝવેરી

—•—

# અનુત્તર પ્રશ્ન

: શિખરીણી :

રહ્યાં સંયોગોનાં સતત ખુંચતાં ખંજર ઉંડાં
અદીઠાં જખ્મોનાં અનનુભૂત દર્દો પીડી રહ્યાં :
સહુ એ ઘાવો એ દરદદવને ફૂંકવી દઉં,
'નિરાશામાં આશા મધુરી રહી છૂપાઇ' કહીને
મનાવું તૂફાની શિશુ અસમજું મારૂં મનડું.
ઋતુચક્રો ચાલે અનવધિ રહ્યો કાળ તદપિ
વસંતો આવે ને કુસુમવસને કુંજ ધરતી :
હરે સુષ્ટિતાપો ઉર અમૃતવર્ષા વરસતી
ગુલાબી ગાલોપે શિશિર નવદીસિ ઝગવતી
પ્રતિવર્ષે આવે નવ સમયને સીમ તદપિ.

અને તારૂં ટૂંકું ઘડીબઘડીનું આયુ અર્હીનું
છતાં કાં ના આવે પરમઘડી ઉત્કર્ષ-સુખની ?
નહિ શું એ આવે કદીય ? કાં તું પડી રહે ?
મુંઝાતું પૂછન્તું ફરી ફરી મને પ્રશ્ન મનડું.

ચમનલાલ ગાંધી

**સૌદામિની :** [ નેહભરી આંખો નચાવી ] આવી શકું છું કે ?

**પ્રકાશ :** [ સૌદામિનીને અચાનક પહેલી જ વાર પોતાને ત્યાં જોવાથી રહેજ અસ્વસ્થતાપૂર્વક ] અરે ! દામિની બેન ! તમે ? તમે ક્યાંથી ? પધારો, પધારો ! આમ અચાનક !

**સૌદામિની :** [ સસ્મિત ] કેમ અચાનક ન આવીએ ? આવતાં આગમચ ખબર આપવી એવી જાહેરખબર બહાર પાડો તો હવેથી તેમ થશે.

**પ્રકાશ :** એવું કોણે કહ્યું ! આ તો એમ કે કોઇ દિવસ નહિ ને આજ ઓચીંતાં જ... [ તે અટકી જાય છે. ]

**સૌદામિની :** તમે રોજ આવો અમારે ત્યાં ને અમે કોક દિવસે ન આવીએ !

**પ્રકાશ :** ચોક્કસ આવો ! હું તો કહું છું રોજ આવોને ! તમારું ઘર છે. બાકી તમારા ઘરની ભભકમાં વસેલા આત્માને મારી રંક ઝુંપડીમાં પ્રવેશતાં ય ક્ષોભ અને ઘૃણા બન્ને નીપજે તો દોષ ન દેતાં.

**સૌદામિની :** અરે વાહ ! વિવેક તો તમને જ આવડે છે. જો ! જો ! ડૂબી જતા વિવેકમાં, કોલેજનો વિવેક ત્યાં જ રહે તો !

**પ્રકાશ :** ખોટું કહું છું ?

**સૌદામિની :** સાવ ખોટું ! તમે ક્યારથી સાચું બોલવાનો ઇજારો રાખ્યો છે !

**પ્રકાશ :** એટલું બધું ?

**સૌદામિની :** ચોક્કસ ! ભભકમાં અંજાઇ ગયેલા ચક્ષુ ક્યારેક તમારી અગાસીમાં ઝુલે છે તેવા લીમડાની હરિયાળી ઠંડક નથી ઇચ્છતાં ? તમારી જ વાત કરો ને !

**પ્રકાશ :** મારી વાત ?

**સૌદામિની :** [ કરડાકીથી ] હાસ્તો ! આપની જ ! તમને એ ભભક ને રોનકમાં પૂરાઇ રહેવું કેટલા દિવસ ગમે ?

**પ્રકાશ :** મારી તો વાત જ ન કરતાં.

**સૌદામિની :** કેમ વીતરાગ બનવા માંડ્યું છે ?

**પ્રકાશ :** લગભગ એવું જ ! સાંપડેલી પરિસ્થિતિમાં સારામાં સારી રીતે રહેવું એ જ મને તો સમયે શીખવ્યું છે ! કોઇની મોટર જોઇ અદેખાઈ આવે એ સ્વાભાવિક છે પરંતુ હૃદય કેળવ્યું હોય તો એ પૈડાની મોકળાશથી ચાલી જતી બાઇસીકલ પર બેસતાં ય એથી વધુ આનંદ ક્યાં નથી લૂંટાતો !

**સૌદામિની :** અને સાથે સાથે એમે કહી જ નાખો ને કે સામાની હવેલી જોઇ ઇર્ષ્યા તો આવે જ. પણ તમારી છે તેવી ઝુંપડીમાં યે થાકેલ આત્મા ઠારી શકાય છે.

**પ્રકાશ :** વાહ ! તમે ય ઠીક છો ! મારા જ મુદ્દાથી તમારા કંટાળાનું સમર્થન કરી જોઇશું.

**સૌદામિની :** આપણે બન્ને એક જ વસ્તુ કહેવા માગતાં હતાં પણ જુદીજુદી રીતે !

**પ્રકાશ :** એવું ખરું થોડુંઘણું,

**સૌદામિની :** No escape ! પૂરેપૂરું ! જેટલો ભભકનો કંટાળો આવે તેટલો જ ઝુંપડીની નીરવતાનોય આવે અને જેટલું ભભકથી કંટાળેલા માનસને

redeeming વસ્તુ જોઈએ તેટલું જ એકાન્તમાં ઝુરી મરતા આત્માને પણ જોઈએ.

પ્રકાશ : હજુ મને ન સમજાયાં.

સૌદામિની : સમજાવી શકો છો.

પ્રકાશ : હું તો એમ જ કહેવા માગું છું કે–અરે એક જ વાક્યમાં કહું તો,– તમે સંસ્કૃતમાં તો મને ય શરમાવો તેટલાં પારંગત છો એટલે સંસ્કૃતમાં જ કહેવા દોને કે *મનઃ एव मनुष्याणां कारणं*......

સૌદામિની : ( વચમાં જ અટકાવી ) મારે એ સંસ્કૃતના પાઠ નથી ભણવા ! સૌરભ માટે જ રાખી મૂકો તો ઠીક !

પ્રકાશ : આત્મા ધારે ત્યાં સ્વર્ગ વસાવી શકે છે. કદાચ એકની એક વસ્તુનો કંટાળો આવે તો સંયમથી તે ય દૂર કરી શકાય છે.

સૌદામિની : એટલે ! કંટાળો દૂર કરે તેવાં અસંખ્ય સાધનો અસ્તિત્વ ધરાવતાં હોય તો ય હીજરાઈ મરવું એમ જ ના ! એ તમારે મન સંયમ ! આપણે એ સંયમ નથી જોઈતો. કોક દહાડો ભારે પડી જાય એમ છે. આપણે તો નહિ ગમે તે દિવસે તમારે ત્યાં આવવાનાં, આવવાનાં ને આવવાનાં જ !

પ્રકાશ : કોણે ના પાડી !

સૌદામિની : ના તે શું પાડો ! ના પાડશો તો ય પરાણે ! બારણાં બંધ કરશો તો સાંકળ ખખડાવી ખખડાવી એવા પજવી મૂકીશ કે ઉઘાડે જ છૂટકો.

પ્રકાશ : અરે એટલું બધું કાંઈ !

સૌદામિની : તો પણ ! તમને ન ગમે ત્યારે તમે અમારે ત્યાં રોકવા આવો ! એક સોહનભાઈ અને બીજા વિધુભભાઈ કરી મૂક્યા છે તે નવાઈના ! અને સૌરભબેનમાંથી તો ઊંચા આવાય છે જ ક્યાં ! ભલેને બીજા ઝુરી મરે આપણે માટે ! પણ અમે ક્યાં જઈએ બળ્યાંઝળ્યાં. આટલું તમારું ઘર છે ત્યાં વગર પૂછ્યે જઈએ આવીએ છીએ ત્યારે તમે વળી ઝુંપડી ને વગર ઝુંપડી કરવા બેઠા છો. અમે તો આવવાનાં, આવવાનાં ને આવવાનાં જ. If you will kick me will...

પ્રકાશ : શું ! શું ! કેમ રહી ગયાં !

સૌદામિની : અરે વાહ રે ચાલાક ! પૈસા પડે છે આગળ બોલવાના !

પ્રકાશ : મેં ક્યાં કહ્યું હતું બોલવાનું ! આ તો તમે બોલતાંબોલતાં રહી ગયાં એટલે જ !

સૌદામિની : થપ્પડ ખાવી પડશે !

પ્રકાશ : ( સસ્મિત ) ક્યાં નવાઈ છે !

સૌદામિની : ( કૃત્રિમ રોષ સહિત ) હારો ! ક્યાં નવાઈ છે ! હું બધું જ જાણું છું.

પ્રકાશ : શું જાણો છો !

સૌદામિની : તમે ન કહો પણ મારી સૌરભ કાંઈ......

પ્રકાશ : સૌરભબેનને વળી. ક્યાં લાવો છો વચ્ચે !.

સૌદામિની: સૌરભબેન ! [ તે બેન શબ્દ આવીને બોલે છે. ] કોનાં સૌરભબેન ? ક્યાંનાં સૌરભબેન ? ક્યારનાં સૌરભબેન ! કેટલીક બેનો કરી મૂકી છે. [ તેના અવાજમાં કટાક્ષ સભર ભર્યો છે. ]

પ્રકાશ : [ ઠંડકથી ] જેટલી મને ભાઇ માને છે અને સ્વીકારે છે તેટલી !

સૌદામિની: હં......! તેમાં જ ' કલાપી ' શીખવવો શરૂ કર્યો હશે ! કાં...!

પ્રકાશ : શીખવો હોય તો ! તમે ' મેઘદૂત ' અને ' વિક્રમોર્વશીયમ્ ' ક્યાં નહોતાં શીખતાં ?

સૌદામિની: બસ ! બસ ! મીંઢા ! બેન હોત તો બતાવત કે કેવોકને શીખવો છો ' કલાપી. '

પ્રકાશ : એજ પંચાત છે ને ! બેન નથી તેમાં તો તમારા જેવી પરાયી બેનોને શીખવવું પડે છે.

સૌદામિની: [ સરોષ ] મારું નામ ન લો વચ્ચે ! મારે બેન નથી થવું તમારી ! કેટલા મીંઢા છે ?

પ્રકાશ : તમે ન માનવાનો નિશ્ચય કરી નીકળ્યાં હો ઘેરથી તો ભલે !

સૌદામિની: લડવું છે ? પહેલે જ દિવસે ?

પ્રકાશ : [ શરબતી ઠંડકથી ] તમારી તૈયારી અને નિશ્ચય પર અવલંબે છે એ તો !

સૌદામિની: બીચારી ભોળી ! એ એના મનમાં કેટકેટલું હરખાય છે અને તમે ' બેન બેન 'માંથી ઉંચા જ નથી આવતા ! મારું ચાલતું હોય તો......

પ્રકાશ : [ વચમાં જ ]...' ફાંસીએ ચઢાવું કે દેશપાર કરાવું ' એમ જ ના ?

સૌદામિની: જોને ! જોને ! કેવા બાંધી લે છે ?

પ્રકાશ : પણ દેશપાર કરાવશો તો ય તમારી વિટંબણા વધશે ! ત્યાં ય મળવા આવ્યા વગર ચાલવાનું છે ?

સૌદામિની: હા...! કહોને કે આપણે તો વીતરાગ છીએ, માયાના બંધનોથી પર છીએ. એમ જ ના !...હું સમજુ છું હો કે...! સાવ મોઢ ધારી લીધી હશે. પણ સૌરભને ' કલાપી ' શીખવતી વખતે તો બધાં ય બંધનો સજીવ બની જાય છે. ત્યારે તો હૈયામાંથી સ્નેહના ફુઆરા ઊઠે છે, શબ્દે શબ્દે માધુર્ય ઝરે છે અને વાત કરતાં બીજાંનું અસ્તિત્વે વિસરી જાય છે. એમ જ ના, બેનના ભાઇ !

પ્રકાશ : ચોકકસ ! જેવી જેની લાગણી ! એ મને ભાઇ માની બેઠાં હોય પછી મારે તો થયે જ છુટકો ને !

સૌદામિની: હવે કાંઇક ખરું બોલ્યા ! એ માની બેસે પછી આપણે શું કરીએ કેમ ! પછી હૃદયમાં કોણ પેસી નીકળવાનું છે એ ય કઢી જ નાખવું હતું ને સાથેસાથે.

પ્રકાશ : હજુ તમે નહિ માનો ?

[ અનુસંધાન પૃ. ૩૫૮ ]

# કાળી

કાળી રૂપાળી રેશમસુંવાળી પોળતણી રખવાળ,
ગેલ કરે કુરકુરીયાં સાથે હાંફતી કાઢતી લાળ;
બાળુડાં પ્રેમળ હાથે, ખેલે છે ટીલવાં સાથે.

મા'કોરમાના ઓટલાને એક ખૂણે કાળીનો વાસ,
થાળી ભરી દાળભાત લઈ જ્યારે મા'કોર આવે પાસ;
હલાવી પુંછડી જાતી, ભરી ફાળ દોડે લપાતી.

પોળની બ્હાર આવીને ચાટમાં ખાવાનું રેડાય,
કાળી આવી કુરકુરીયાં સાથે લપલપ કરતી ખાય;
રાણી છે પોળની કાળી, માતેલી કાયાવાળી.

બરબપોરે મા'કોર બેઠાં ઉંબરે ગોઠવી પાય,
છીંકણીની ચપટી લઈ તાણે ને વળી ઝોલાં ખાય;
કાળી આવી સોડ સંભાળે, મા'કોરમા ઝબકી જાગે.

'મેર મુઈ!' કરી ધાપટ મારતાં પ્રેમભરી હરખાય,
બોલવાનું બોલાય નહિ, એક પૂંછડી પટપટ થાય;
કાળીની નીરવ ગાથા સુણે એક મા'કોરમાતા.

× × ×

એક સવારે ઠાઠડી નીકળી મા'કોરમાની બ્હાર,
પોક મુકી રામનામ લેતી ત્યાં નીકળી મોટી હાર;
હલાવી પુંછડી કાળી, એકાકી ધાય અગાડી.

રોજ પ્રમાણે રાહ જોતી કાળી મા'કોરમાની, હાય!
ખાધા વિના ઘર સામું નિહાળે, મા'કોરમા ક્યાં જણાય?
વેળા બપોરની આવે, ટીલુડાં કાળીને ધાવે.

બાળક પોળ તણાં સહુ આવી, લડાવે કાળીને લાડ,
કાળીની આંખમાં આંસુ ભર્યાં કોણ સમજે કરૂણ હાડ!
ટીલુડાં કાળીનાં ' 'આંસુ લો'વાને ફેરવે પાસું.

પંદર દિન વીત્યા પણ કાળી લેશ ખાવાનું ન ખાય,
એક સવારે ઓટલા ઉપર કાળી ડસકાં ખાય !
ટીલુડાં પ્રાણસવાયાં, માતાની ગોદ લપાયાં !

પુંડરીક

---

## શ્યામોજ્જવલ

૧

કાળા નભે ધવલ અક્ષર સ્હોય તારા—
ને અંધકારપટને ય ઉજાળનારા—
શાં ચક્ર ગોળ ચમકે રચી લેખમાળા—
અર્થધ્વનિ અનુભવે જ ઝીલાવનારા !

૨

નીલાભ્રમાં ધવલ વીજળી શી ઝબૂકે !
કૃષ્ણાદ્રિમાં દ્યુતિરસે નદી શી ધબૂકે !
ને ઇન્દ્રચાપશી મયૂરની નૃત્યરેખા !
શ્યામોજ્જવલા પ્રણયની શી વિચિત્ર લેખા !

૩

કારુણ્ય માનવ-જગે અજવાળનારું !
શૃંગારભોગ તપ સર્જક સત્પ્રજાનું !
ત્યારે મનુષ્ય વિલસે દ્યુતિદેવ જેવો—
સોહે રસાક્ષર જ બાવનવીર એવો !

૪

કૃષ્ણતારક, નેત્રોને, શ્યામોજ્જવલ સુહાવતા—
સાહિત્યને સુહાવે જો ! સંજીવને રસાક્ષરો !

લલિત

# ધોળી કાજળ

વૈકુંઠ ચુનીલાલ

રતી ઠંડી પડતી હતી. શાંત રાત્રિની નિસ્તબ્ધતામાં ક્વચિત્ ક્વચિત્ ઘોડાના ડાબલા અને મોટરનાં ભૂંગળાં વિક્ષેપ પાડતાં હતાં. ઘોર અંધારું ભયાનકતામાં વૃદ્ધિ કરતું હતું.

શહેરના એક ગલીચ ખૂણામાં એક અતિ સાધારણ ચાલ હતી. રાતે દશ જ વાગ્યા હતા છતાં મજૂરવર્ગની એ ચાલમાં એકે પણ દીવાનો પ્રકાશ દેખાતો ન હતો. વચ્ચે વચ્ચે ભોંયતળિયે નળ પાસેની ઓસરીમાં તાપણાંનાં ભડકા દેખાતા હતા અને બાળકના નિઃશ્વાસ સંભળાતા હતા.

આ ઓરડીમાં એક બાળક બારણા તરફના ખૂણામાં સૂતો હતો. બાળકની ઉંમર માંડ પાંચ વર્ષની હશે. તેની મા ચિંતાતુર ચહેરે બેસી રહી હતી.

" મા, ટાઢ વાય છે, ઓઢાડને ! "

" ઓઢાડું, હં, " ગોમતીએ કીસનને માથે હાથ ફેરવતાં કહ્યું, " બાપા લેવા ગયા છે તે હમણાં આવશે, હં. "

કીસન ટાઢે ધ્રૂજતો હતો. તેના શરીર પર ગોમતીએ ઘરનાં બધાં જ લુગડાં ઓઢાડી દીધાં હતાં, પણ ટાઢનું મોજું બાળકને કંપાવી મૂકતું હતું. ગોમતીએ *પોતે જ એક ફાટેલા લુગડા સિવાય કંઈ પહેર્યું ન હતું. તે મહામુસીબતે ઠંડીની કંપારી* દબાવી શકતી હતી, કીસનની આડીપાતળી પથારીની બાજુમાં રસ્તામાંથી વીણેલી લાકડીની તાપણી કરી હતી જે ગરમી સાથે પુષ્કળ ધુમાડો કાઢી ગૂંગળાવી રહી હતી. ધુમાડાથી ગોમતીની આંખમાં પાણી આવતાં હતાં તે ગોમતી લુગડાના છેડાથી લૂછી રહી હતી.

બારણું ઉઘડ્યું અને ગોવિંદ અંદર આવ્યો. તેનું શરીર પણ રક્ષણ વિના થથરતું હતું.

" ગોમી, ટી' આપે છે, " આનતચિંત ગોવિંદ હતાશ ચહેરે બોલ્યો, " પણ રૂપિયા વિના કામળી ન આવે. "

" પણ રૂપિયા ? " ગોમતીની આંખ ફાટી ગઈ.

" લાવવા ક્યાંથી ? "

" હે ઈશ્વર ! ' ગોમતીએ નિઃશ્વાસ નાંખ્યો.

" બહારની ઠંડીથી તો ઠરી જવાય છે.

" મારવાડી રૂપીયા ન આપે ? "

" હવે એ મારવાડી પાસે જાઉં ? જાત વેચીશ, ગુલામ થઈશ. પણ તારી બેશરમી કરનાર પાસે નહિ જાઉં. "

" ઓ પ્રભુ, શું થશે ! "

* * *

" ગોવિંદ ઊઠ ઊઠ, જોને કીસનનું શરીર તો ધીકે છે," મળરકે ગોવિન્દને ઊઠાડયો. ગોવિન્દ સફાળો ઉભો થઇ ગયો અને કીસનની પથારી પાસે ગયો. તેના હાથ, કપાળ અને પેટ પર હાથ મૂકયો. કુમળી કળીના શરીરમાંથી અગ્નિ વરસતો હતો. એ પુષ્પ કરમાતું હતું.

" ચાર ચાર બાળકમાંથી એક મોટું થવા જીવ્યું તેની યે આ સ્થિતિ !" ગોમતીથી બોલાઇ ગયું. ગોવિન્દે ભવાં ઊંચાં કરી મુંગે મોઢે જ આકાશ તરફ આંગળી કરી.

" ઘરમાં પૈસાનું તો નામ નથી."

ગોવિન્દ વિચારમાં પડયો.

કીસનની માંદગીમાં ગોમતીનાં બધાં ચાંદીના ઘરેણાં વેચાઇ ગયાં હતાં. દિવસ છેડે ગોવિન્દ આઠ આના મજૂરીના લાવતો તે તો કયાં ખરચાઇ જતા તે} સમજાતું નહિ. ડોકટરની દવા લાવવા માટે પૈસા ન હતા ત્યારે ડોકટરને ઘેર બોલાવવાની શી વાત !

શહેરના બીજા ભાગમાં એક અર્ધકેળવાયલા કોમ્પાઉન્ડરે ડોકટર બની દવાખાનું ખોલ્યું હતું. દરરોજ સવારે કીસનને ખભે નાંખી ગોવિન્દ આ દવાખાને જતો અને આજીજી કરી ચાર આનામાં દવાનું પાણી ભરાવી લાવતો.

તે દિવસે સવારે કીસનને લઇ ગોવિન્દ દવાખાને ગયો. ડોકટરે ચાર આનામાં દવા આપવા ના કહી. ગોવિન્દે કાલાવાલા કર્યા, કકળ્યો, પગે પડયો, પણ તુંડમિજાજી કોમ્પાઉન્ડર પીગળ્યો નહિ. ગોવિન્દે અર્ધબેભાન કીસનને ફરી ખભે નાંખ્યો. તે બીજા ડોકટરને શોધવા નીકળ્યો. એક ડોકટરને દયા આવી અને તેણે દવા આપી.

" આમ જો," ડોકટરે થોડા રોફથી અને થોડી સહાનુભૂતિથી કહ્યું, "છોકરાની માંદગી સખ્ત છે. આમ લઇ લઇને ફરશે તો છ.તીએ પવન લાગશે..."

"...પણ શું કરું ? માબાપ..."

" દરકાર લઇ છોકરાની દવા કરશે તો બચશે. ખાવાનું શું આપે છે ?"

" રોટલો અને ભડકું."

" અરર, છોકરાને મારી નાંખવો છે ?"

" એકનો એક છે, માબાપ !" ગોવિન્દે હાથ જોડી કહ્યું. તેનું હૈયું ધડકતું હતું.

" છોકરાને દૂધ મોસંબી એવું આપજે."

" સાહેબ, પૈસા કયાંથી લાવું ?"

ડોકટર કંઇ બોલ્યા નહિ.

" માબાપ, તમે ઘેર આવી મારા કીસુને તપાસી નહિ જાઓ ? તમારો ઉપકાર જિંદગીમાં નહિ ભૂલું."

" ત્રણ ત્રણ કલાકે દવાનો ભાગ આપજે અને અનાજ આપતો નહિ." ડોકટરે વાત ઊડાવી.

ગોવિન્દે હાથ જોડયા અને આગલા દિવસના પરસેવાના ચાર આના ડોકટરના હાથમાં મૂકયા. ડોકટરે તે જાકીટના ખીસામાં સેરવી દીધા.

× × ×

ગોવિન્દ ચાલમાં પહોંચ્યો ત્યારે તેના પાડોશી પાંડુની સ્ત્રી લાલ રંગની મનમોહક
ડી પહેરી આનંદથી ફરતી હતી. આ જોઈ ગોવિન્દ ખિન્ન થયો. પાંડુની કમાણીનાં
ધન ચોરી અને જુગાર હતાં. તેની સ્ત્રીને કિંમતી વસ્ત્રો પહેરતી જોઈ ગોવિન્દને
ચાર થયો:

" પૈસા કમાવા એ પાંડુને મન રમત છે. "

ઓરડીમાં ગયો ત્યારે ગોમતી રોટલા ટીપતી હતી.

" કેમ બહુ મોડું થયું ? "

" પેલા ડૉક્ટરે વધારે પૈસા માગ્યા એટલે બીજા પાસે જવું પડ્યું. "

ગોમતી જોઈ રહી.

" નવા ડૉક્ટરે કીસુને દૂધ આપવા કહ્યું છે. "

" દૂધ ! "

" હા, દૂધ અને મોસંબી. "

ગોમતીને શું કહેવું સમજાયું નહિ. એટલામાં પાંડુના ઘરમાં સંગીતનો અવાજ સંભળાયો: " પાંડુ અને તારા આજે આનંદમાં લાગે છે. "

" ક્યાંક હાથ પડ્યો હશે," ઘૃણાથી કહ્યું.

" મેં તારાને સાડી પહેરી મ્હાલતી જોઈ. "

" આપણે ત્યાં બરફી મૂકી ગઈ, " ગોમતીએ નાક ચઢાવ્યું. " કહેતી હતી કે છોકરાની વર્ષગાંઠ છે. "

" પાપીઓને કેટલું સુખ છે ! પૈસો મેળવવો કેટલો સહેલો છે ! "

" ગોવિન્દ, ઉતાવળો ન થા. એ તો આપણી પ્રામાણિકતાની કસોટી છે. "

કીસનની બૂમે વાત અટકાવી.

" મા ! "

" કીસુ ! " ગોમતીએ કીસનને ગાલે પોતાનો ગાલ અડકાડ્યો.

" મને ભૂખ લાગી છે. "

ગોવિન્દ અને ગોમતી અન્યોન્ય સામે જોઈ રહ્યાં. કીસને પાતું પથારીમાં પ્રાણ નાખી દીધું. મંદવાડથી તેની શક્તિ હણાઈ ગઈ હતી. તેનું તેજ ઊડી ગયું હતું. તેની આંખનો ચમકાર નાશ પામ્યો હતો.

" શું કરશું ! "

" રૂપિયો ઉધાર ન મળે ! "

" ક્યાંથી મળે ! બધા ઓળખીતા પાસે લઈને બેઠો છું. "

" ઘરનું પિત્તળનું દરેક વાસણ પણ વેચાઈ ગયું. છેલ્લી ઉત્ત્વી તપેલી પણ ગઈ કાલે વેચી નાખી, " ગોમતીએ હતાશ થઈ કહ્યું.

" હવે ભીખ માગવી બાકી છે, " ગોવિન્દે કપાળ પર હાથ મૂક્યો.

" ગોવિંદ, હીમ્મત ન છોડ, ધીરજ રાખ. "

થોડી વાર ઓરડીમાં શાંતિ પ્રસરી.

૩

" જોઉં, એકાદ રૂપિયો ઉધાર મળે તો. "

" ગોવિન્દ બેદરકારીથી ટોપી માથે મૂકી અને ઓરડીમાંથી બહાર નીકળી ગયો."

" શેઠ, એક અરજ સાંભળશો ? "

" શું છે ! "

" મારો છોકરો માંદો છે, મરણપથારીએ છે, દવાદારૂ માટે પૈસા નથી. એક રૂપિયો ઉધાર આપશો ? "

" જા જા, ભીખારી, " આજકાલ ભીખારીનાં વહાણુ ફાટયાં છે.

" શેઠ અમે ભીખારી નથી. એ તો વખતના માર્યા નીકળવું પડે છે. "

" બોલવામાં બહુ સફાઇદાર લાગે છે, " શેઠે મશ્કરી કરી.

" શેઠ મજાક શું કરો છો? એકનો એક છોકરો છે... ".

" બહાર જા બહાર, ભીખારી, " શેઠ ઉભા થઇ ગયા. " ભીખ માગવા નીકળ્યો છે અને શેઠ માફક બોલે છે ! જા !" શેઠે મુઠ્ઠી ઉગામી.

ગોવિન્દે કદી અપમાન સહન કર્યું ન હતું પણ ફરજંદ ખાતર આ અપમાન સહન કરી લીધું. બીજી વખત આમ અપમાન કરનારને પસઢી નાંખતે પણ કીસનના હિત ખાતર તેણે ગમ ખાધી.

બીજા એક બંગલા આગળ ગોવિંદ ઉભો.

" શેઠ એક દયા કરશો ! "

શેઠ હિંચકા પર ઝુલતા હતા. ગોવિંદનો અવાજ સાંભળી શેઠે છાપામાંથી ડોકું બહાર કાઢયું.

" શેઠ, નાનો છોકરો માંદો છે, દવાના પૈસા નથી, " શું બોલવું તે ગોવિન્દને સુઝયું નહિ.

" પૈસા ન હોય તો કમાઇને લાવો. "

" પૈસો ન મળતો હોય તો ચોરી કર. "

શેઠે બેદરકારીથી કહી દીધું પણ શેઠના છેલ્લા બે શબ્દોએ ગોવિન્દના મન પર જાદુઇ અસર કરી. કંઇપણ બોલ્યા વિના ગોવિન્દ ઓટલા ઉપરથી ઉતરી ગયો. બીજો પ્રયાસ તેણે મૂકી દીધો.

એનાં પગલાં સાથે ગોવિન્દની વિચારશ્રેણી જૂદી જ દિશામાં જતી હતી. શેઠની સલાહે ગોવિન્દનાં મનમાં અજબ પરિવર્તન કર્યું.

" ચોરી કર, " એમ બોલતો ગોવિન્દ ઘર તરફ ગયો.

ઘર જતાં અલગરત શેઠિયાભાના એ શબ્દો જ ગોવિંદ સંભારતો હતો.

રસ્તામાં એક નાની ચહાની હોટલમાં પાંડુ બેઠો હતો. ગોવિન્દ તેની નજરે ચઢ્યો અને તેણે હાક મારી.

" ગોવિન્દ, કીસન ઠીક છે ને ! " પાંડુએ ગજવામાંથી રેશમી રૂમાલ કાઢતાં કહ્યું.

" નારે ભાઇ, હજી તો બહુ માંદો છે. "

" અરે, મરશ છોકરો છે, " પાંડુએ કૃત્રિમતાથી કહ્યું. " દવા કરે છે ને ! "

" ક્યાંથી દવા કરું ! એક ભલો ડાક્ટર પાણી આપે છે તે પાઉં છું. "

" દૂધ આપે તો સારું. "

" ભાઈ, પેટ ભરી જમાવ તો નસીબ. "

" ગોવિન્દ, એવું ન કર. કેવો દેખાવડો છોકરો છે ! " કીસનના વખાણથી ગોવિન્દે ગર્વ અને શોકથી આંખ મીંચી.

" પણ ભાઈ, પૈસા વિના શું કરું ! "

પાંડુની આંખે રમત રમવા માંડી.

" ચાલ ગોવિન્દ, ઘેર ચાલ, " ગોવિન્દની પીઠ થાબડી અને ખભે હાથ મૂકી પાંડુએ દિલોજાની બતાવી, ગોવિન્દ વગર બોલ્યે પાંડુ સાથે ચાલ્યો ગયો.

" ગોવિન્દ, મારી વાત માની જા. "

" કઈ વાત ? "

" આજે રાતે મારી સાથે ચાલ, " પાંડુ રસ્તા વચ્ચે ઉભો થઈ ગયો અને ધીમે અવાજે બોલ્યો, " તારા કીસનને બચાવવો તારા હાથમાં છે. "

" હું... " ગોવિન્દ વિચારમાં પડ્યો,

" મારી સાથે ચાલ, કીસનને દૂધ ફ્રુટ અને દવા બધું યે મળશે. "

પાંડુએ ભૂજંગ કરી ગોવિન્દ તરફ જોયું. તેના શબ્દોએ ગોવિન્દને અકળાવ્યો.

" કીસન જેવા ફૂલને કરમાવવાનું પાપ..."

" પાંડુ, ભાઈ પાંડુ, એવું ન બોલ. કીસન મરે..." ગોવિન્દનો કંઠ રૂંધાયો.

" આજે મોટી ધાડ છે, મારે એક માણસ જોઈએ છે, મજબૂત માણસ જોઈએ છે. તું આવજે, તારા કીસનને બચાવવો હોય તો આવજે. જિંદગીભરની કમાણી આજે નીકળી રહેશે. "

ઘર નજીક પહોંચ્યા ત્યાંસુધી પાંડુ કંઈ બોલ્યો નહિ. ઘર પાસે આવ્યું ત્યારે ગોવિન્દે આજીજીપૂર્ણ અવાજે કહ્યું.

" ભાઈ પાંડુ, એક મહેરબાની કરશે ! " ગોવિન્દ દયામણો થયો, " કીસન સવારથી ભૂખ્યો છે. એને માટે દૂધ લાવવું છે. આઠ આના આપશે ? "

" લે આ રૂપિયો, " પાંડુએ બંડીના ખીસામાંથી એક રૂપિયો કાઢ્યો.

ઘર આવ્યું એટલે બેઉ ચૂપ થયા.

" ગોવિન્દ, કીસનને બચાવવો હોય તો આવજે..." જતાં જતાં ગોવિન્દને બોલાવી પાંડુએ કાનમાં કહ્યું.

ગોવિન્દ નિઃશબ્દ ચાલ્યો ગયો.

આતુર વદને ગોવિન્દે ખોલીમાં પગ મૂક્યો.

કીસનનું માથું ખોળામાં લઈ, ગોમતી આંખ મીંચી પ્રાર્થના કરતી હતી. ગોવિન્દના આગમને પણ તેની એકાગ્રતા હણાતી નહિ. જ્યારે ગોવિન્દે કીસનના પર હાથ મૂક્યો ત્યારે જ તે ઝબકીને ઊઠી,

" લાવ્યા ? "

" હા. "

" કોની પાસેથી ? "

# અનુકૂળ દૈવયોગ

[ વાર્તાકાવ્ય ]

: : પ્રવેશ લાવણી : :

જાણીતો ચોર જેમ્સો રત્નકસમના
ઘર તણી પાછલી દીવાલ પર મધરાતે
જ્યારે કળા નિજ રહ્યો હતો અજમાવી,
ખરીદવા કારણે સરંજામ પોતાની
છોકરી રૂખીના લગ્ન તણો, તે વખતે
ખંડમાં પાછલે માળ કુમારિકા ચંદન
રહી હતી ચિંતવી, અભાવથી નિદ્રાના,
નિઃશ્વાસ સાથ, પ્રેમનો માર્ગ નિજ અગમ
કંટકે ભરેલો અંતરાયના વિધવિધ.
બહુ સહન કર્યું તેહણે હતું ચાહીને
તેની જ વયતણા અને જાતિના તેની
ધરતણા રંક પણ નહિ સ્વભાવના મોળા,
વર્ણના માધ્યમિક જોઈ, છતાં આવેલા
નીકળી, શીખથી સરાહના, જગમોહન
નામના યુવકને.

" મને હૃદય તું આપી
અહીં રહે, પ્રિયે, " હતું એક દિવસ કહ્યું એણે,
જ્યારે ખાનગી મહીં મળેલાં તેઓ,
" તે નથી, પરિસ્થિતિ કુટુંબની તુજ જોતાં,
લાગતું ઇચ્છવાજોગ મને, જ્યાં કર્તલ
તાહરા બાપના કરજતણું તુજ શિર પર
ને વળી તાહરી માત જથાના શિર પર
છે સતત રહેલું ફરી—ગરીબ બિચારી
સંતાપ થકી તુજ થઈ ગઈ છે કેવી !
નહિ શકે બચાવમાં જેહ તાહરા બોલી.
આપીને તને અવતાર ! હોય જો, ચંદન,
તાહરી મરજી તો, દઈ દેશ આ છોડી,
આપણે નિવસીએ દેશમહીં જઈ એવા
જ્યાં નથી આપણા રિવાજ, આપણી રીતો;

સ્વજનની વર્તણુક શુષ્ક, સકા સામાજિક,
ને સમજી વળી શકનાર આપણી ભાષા
જ્યાં હોય ચણ્યાગાંઠયા જ. મારી છે મતલબ
કે તને કરીને કેદ થકી આ છૂટી
સુખ આપું શકે જે થઇ સાધ્ય મહેનતથી;
ને આપું, સાથ તેહની, માલિકી મારા
તન તણી, તાહરૂં હૃદય લઇ વેચાતું."
"વધુ કહે" ચંદને કહ્યું, "હું આનાકાની
કરત આ તાહરૂં માન્ય સૂચન સ્વાભાવિક,
જો હોત આવતો સ્નેહ મને નહિ આડો
મુજ માત તણો, ઘણી વખત જેહણે રસ્તો
આપણા મિલનનો કરી આપીને રહેલો
છે લીધાં વહોરી વચન કર્ણકટુ."

જ્યારે

વારતાલાપ આ મુજબ કરીને તેઓ
સમજવા બરાબર એક બીજાને મથતાં,
ત્યાહરે રત્નવલ્લભે, તેજ અરસામાં,
ઘડી રાખી એક યોજના પુત્રીના હિતમાં
આ સમી હતીઃ ભાઇજી કરીને તેનો
અનુભવી એક ઓળખીતો હતો રંડાયો,
જેહને તેનું ઘર ફરી માંડવા માટે
જોઈતી મદદ હતી કોઇ કુશળ કન્યાની.
તૈયારી બતાવી હતી તેહણે ભરવા
માગેલી રકમ, તે ઘણા મિત્રને મોઢે
તેહણે કહાવ્યું હતું કરગરી કે, જો
એ હોય ભાવતી વાત રત્નવલ્લભને,
તો હતું ભલું તે બેઉ તણું. જન સ્વાર્થી
કરી વિચાર શકતા નથી પરાયા સુખનો,
પોતાની સાધના મહીં. ભાઇજી કેરી
વય હતી આંકડા તણી રમતપત્તાના,
જે ગણી શકાય બહુ નહિ પ્રસંગમાં આવા;
ગુમ થયા તેહના દાંત હતા થોડાક જ,
ને વાળતણી જો વાત કોઇને ખુંચતી
તો જતો પુરાવો તેહ સ્હેજમાં તૂટી,
કેમી મદદથી માત્ર રંગની થોડા

કળાશ તેહની ઉપર સ્નેહએ એવી
શકી ન આવી, છે કોણ શકે કહી એવું ?
રોગને બાદ કરી શકાય જો ઉધરસના
તો હતા પૂર્ણ ભાઈજીભાઈ નીરોગી.

જ્યારે જ્યાવર તણો જવાએ જાણ્યો.
મનસુખો, ત્યારે કહ્યું તેહણે, “ પ્રીતમ,
છે પાંચ પુત્રીઓ તમે ઝેરમાં ઝીણી,
સોળથી તમારા; નથી એક પણ તમને
સાંભરતી આજ, મોટાઈમહીં તમ મેલી.
ફરતી ન એક પણ અગર આવતા ઘરની
આંગણે તમારે, ગઈ જ્યારથી પરણી.
શી ય ખબર તમોને શું ય કહે છે લોકો
પીઠ ઉપર તમારી ? માત્ર બાજ ! પૈસાનું
કરવાથી અર્થ શો સર્યો ? આહાર જેવી
જાણીતી વાત સામાન્ય રીતે જે આ પણ
તે નથી ઉતરતી કેમ તમારા મનમાં ?
નવ કદી પુત્રનું મુખ બતાવ્યું તમને
છે ઠીક પ્રભુએ કહ્યું એહ, જેને મન
છોકરી માત્ર છે શાક ભાજીના જેવી !
નાખીને ચુલા પર થવા તેહ પર તાજા.
તમ સમા પિતાઓ નહીં વધારે જન્મે
આશય કદાચ એહવો હશે ઈશ્વરનો,
કેમકે પિતાના ગુણો પુત્રમાં દાખલ
વધુ પ્રમાણમાં થાય છે, નહિ પરનારો
છે થયો તમોને ગયા પ્રસંગો કેરો,
ત્યાં ભૂત ભાઈજીભાઈ તણું વળગ્યું ?
નહિ પડે પસંદ નામ પણ જેહનું તેને
પતિ કદી હશે શી રીતે આપણી ચંદન ?
જરી જુઓ વિચાર કરી તમે પરણ્યું એ કે'
નથી વાત બજાર; ઉતરનાર નાટકમાં
પણ પસંદગી પર નજર નાખતા પ્હેલી.
હતી જેમ તેમ દીધી મને પિતાએ મારા
પરણાવી, તેથી હું પામી દશાને આવી.
નહિ તમે માહરું કાંઈ સાંભળો, શેઠ
જે રૂઆં કહો તે પડતું મને સાંભળવું !

બહુ લીધું નભાવી આજ સુધી ધીરજથી,
પણ નથી રહેતી હવે લગારે ધીરજ ,
જો નહિ સુધારશો, તમે સ્વભાવ તમારો,
આટલું કહ્યા પછી, ઓ ચંદનના બાપા,
તો લઇશ આસરો કુવા તણો હું, અથવા
પાડીશ દેહ મુજ કોઇ બીજી તજવીજે
જે મને લાગશે ઠીક. મહારી આગળ
ભાઈજીભાઈની વાત કદી કરશો નહિ,
જો મને જીવતી હોય રાખવી. "

" તું છે "
કહ્યું રત્ન વલ્લભે, " કરી રહેલી વાતો
તાહરા મુખે, જે નથી પ્રદેશની તારા.
ધંધાની દિશામાં સલાહ સ્રીજન કેરી
આવતી ખપ મહીં નહીં લગારે. છે જો
આપી જ દેવી આપણે આપણી કન્યા,
તો કેમ આપવી નહીં સારૂં ઉપજાવી
તેહનું ? જેહ વસ્તુની હોતી નથી કીંમત
પગ તણી નીચે તે કરતી રોજ અથડામા,
ઠીકરા સમી ભાગેલ કોઇ ગાગરના,
અપમાન સહેતી સહુ ય તણા. "

ન જયાને
તેહની સાથ વિવાદમાં દુરસ્ત જણાયું
ઉતરવું, જેહણે તર્કશાસ્ત્ર પોતાની
રચ્યું હતું વણિકબુદ્ધિથી, રાખીને બારી
અનુકૂળ, સગવડો ભરી બચાવ કરવા નિજ.
તે હતી પ્રાર્થતી નિત્ય જવાને ' છૂટી '
જડ જીવન થકી તેહના, સદામને માટે.
ઘણી વખત રોતી તે હતી એકલી બેસી,
ને ઘણી વખત બોલાવી પુત્રીને પાસે
કહેતી, " છે કેવું દુર્ભાગ્ય તાહરૂં, ચંદન,
કે અવતરી તું અમ ઘેર ? તહારી માતા
નહિ ઓય આપી કંઇ શકે તને; લઈ ખોળે.
જે તને રડાવી રહી વધુ છે. કયમ નહિ
સમજું હું, થઇ સ્રીજન દરદ અબળાનું ?
તું ભલે મને નહિ કહે, પ્રેમના અક્ષર

અટપટા હોય છે, છતાં જીવનમાં તે
છે કૈંક નિપુણતા મને મળી, વરસોના
ક્રમણથી ચાકવત ધરી ઉપર જીવનની.
નથી અનુભવી હું શકી અસર પ્રેમની સાચી,
વ્યાખ્યા હું તેહની કરી શકી છું તદપિ,
જેહના પ્રેમની ક્રિયા ચહેરે તારે
છે વસી, મને છે પુત્રપ્રેમો તે વ્હાલો.
જ્યાહરે જ્યાહરે જતો હું એહને જોતી
ત્યાહરે ત્યાહરે શકતી રોકી નહિ લાલચ
તેહનું જોડવા નામ તહારા સાથે
નામની. હોત મુજ તાત તણું પદ મારે
તો હોત ક્યારની શકી પરણી હું એને."

... ... ... ... ... ...

પાકીને જોઇતો ભીંત મહીં પેસારો
કરી રહ્યો હતો જેસલો માથું નિજ દાખલ,
બન્યું એવું ત્યાહરે, નસીબના કરવાથી,
કે ગયો પડોશી એક જોઇને પાછો
ઘર તરફ ત્યાંથી જતો હતો જગમોહન
તેહના મગજમાં વિચાર સાંભળ્યો એવો
કે, લાઉં નાખી, માહરી વ્હાલી ચંદનના
ઘરતણા પાછલા દ્વારતણી તડમાંથી,
ચોપડી કરેલી ખરીદ આજનો ફેરી
"પ્રેમીના કાજળ" નામ: સવારે જેથી
વાળતાં ચોક ખંડનો યાદ તે કરશે
તેહના પ્રેમીને. લઇ હાથમાં જોડા
તે ગયો ત્યાંથી, ખખડાટ થાય નહિ માટે,
જ્યાં હતો જેસલો પેટ સુધી પ્હોંચેલો,
પગમાત્ર રહેલા બ્હાર! જોઇને થંભી
તે ઉભો પામી આશ્ચર્ય-જરા ગભરાયો;
પણ થઇ સ્વસ્થ, વાપરી સમયસૂચકતા,
પોતાની સૂઝથી નવાઇ પામતો પોતે,
ધસી ધીરે ધીરે, ચોરથી વધુ ચુપકીદી
રાખતો, શ્વાસ પણ દઇ રહેજ અટકાવી,
આવીને પાસ ખૂનની પેર લટકતી,
પગરખાં નાખીને નીચે, એકદમ બન્ને
પગ લઇ તેહના એક હાથથી પકડી

જોરથી પહોળા કરી દિશામાં ઉછળી,
જાગવા સહુયને કર્યો શોર ફળિયામાં.

સહુયથી પ્રથમ તેહને જવાબ મળ્યો જે
તે હતો જવાબ તેહની પ્રિયા ચંદનનો.
કરી શબ્દમાંહી વાકેફ તેહને થોડા,
પરિસ્થિતિ, કહ્યું તેહણે. રહીને અંદર
પકડવા તેહના હાથ વિના ભય પામ્યો;
જે મુજબ ચંદને કર્યો અમલ. ને જ્યારે
ઉઠી પડયા સહુ ઘરતણા અને ફળિયાના
ત્યાહરે હતો ખેંચાઇ રહ્યો ધરફડુ
બ્હારથી મહીં, પાંસળી સાથ છોલાતો,
પ્રેમી ને પ્રિયતમા તણા બેવડા બળથી !

ન્યાયના દીર્ઘ ક્રમ થકી, ભર્યા કંટાળા,
બચી જવા કારણે, કરી બે ખરા થોડા
કેટલાક પડોશીઓ તણી સલાહ પ્રમાણે;
ને આપી શિખામણ વળી કેટલીક કડવી
જે નહીં છાજતી હતી તેહને, આવ્યો
ત્યાંથી એ ભલા ચોરને વિદાય કરવામાં !
જે માટે ઘણો આભાર તેહણે માન્યો
સજ્જનો તણો જે હતા થયા તહીં ભેગા
એ ભવ્ય પ્રસંગ પર, પ્રસંગ પર અસાધારણ !
દર્શાવી ખુશી નિજ રત્નવલ્લભે દેવા
ત્યમ થવા, જેહવી હતી જયાની મરજી,
લગ્નના બાબમાં કુમારિકા ચંદનના;
જે ઘણી ધામધૂમથી દિવસમાં થોડા
તેમણે ઉજવ્યાં: લીધો ભાઇજીએ પણ
જેહનો લ્હાવ, બની લહે એટલા ઓછા
નિર્વેદ સાથ !

પતીલ

# ભાલણ

મણિશંકર પંડ્યા

## જીવન, કવન અને ભાષાવિકાસ

[ અનુસંધાન ગયા અંકના પૃ. ૨૭૦ થી ]

ભાલણના કવનકાળની અલંકાર અને રસભરી શૈલીની પરાકાષ્ઠા નળાખ્યાન અને કાદમ્બરીમાં દેખાય છે. ભાષા અને ભાવ એમાં અનેરા જણાય છે, અલંકાર અને ભાવની સુસંબદ્ધતા સહ વાક્યરચના અને શબ્દસંઘટ્ટણીથી ભાલણનું કવિત્વ દીપી નીકળે છે. મૂળના ભાવો તદ્રૂપ શબ્દમાં અવતારવા અને નવા એવા જ સાનુકૂળ યોજવા એમાં ભાલણની ખૂબી છે. નળાખ્યાનમાં સરોવર વર્ણનમાં આ પ્રકાર દેખાય છે:

કરે કલ્પના અનેક પેરે પુરાણ સર તે જોઈ:
શું આ ! અમરે અર્પ્યું છે અમૃત પૂરણ શશી નિચોઇ !
દેવે સિંધુ મથન તાં કીધો અમૃત તાં નિસરીઉં
સુખ ઇં ઉત્તમ સ્થાનક જોઇ આહાં આણીને ભરીઉં.
સિંધુ થકી સર અધિક દીસે મિ મન સાથે દીઠું,
જેહેનું જળ કોઇ અર્થ ન આવે આ અમૃત તાં મીઠું !
શ્રી હરિ જઇ સાગરે સૂએ છે સહી સર એ નવે જાણ્યું !
નારાયણ આગળે નારદજીએ શું એ સર નથી વખાણ્યું !

કડવું ૬ નળાખ્યાન

તેમ કાદમ્બરીમાં—

ખડગ શિખીમુખ સિંહનાદિ ભયંકાર અપાર,
રક્તચંદન મહિષશૃંગ કાત્યાયની આકાર.
ગજઘટા ચમરિ કરી જે રાજનીતિ સમાન,
જાણીઇ હું જાનકી લવકુશ કરિ સંતાન !
શર સમુદ્રિ વ્યાપ્ત જાણી સમરભૂમિ સુધંન,
શ્વેત વાનર ચડિઉ જાણીઇ પતાકા અર્જુન.

કડવું ૨ જું, પૂ. કાદમ્બરી

જેમ કરમંચાદ વગેરેમાં ભાલણની ચરિતનાં ખીલતાં તત્ત્વો છે અને કાદમ્બરી વગેરેમાં ખીલેલાં તત્ત્વો છે તેમ રૂક્મણીઉં વગેરેમાં ભાલણની કવિતશક્તિ ભાવભર્યા આલેખન અને રસમય ઉદ્ગારોમાં પરિણમે છે, અલંકાર ઓછા છતાં રસવાહક શૈલીનો નિર્વાહ દેખાય છે.

ઊભી રહેરે આહિરડી ! હું બોલતી ચાંદ બોલ,
તારી અભિલાષેરે મેં ઓળખી અંતર નહિ કોની તોલ ઊભી૦
મારગે ભોળી અંબોડલોરે ઢાંકની મોકામોક,
સામું જોઇને ચાલીએ પથ આવ્યો શાનો શોર ! ઊભી૦

સતી ન સામું ભાળીએરે નીચું જોઇને ચાલ,
પરપુરૂષથી વેગળી રહે તેની આંખડલીમાં નહિ માલ. ઉભી૦
દાણ લાગે આ દામનું, અહિં નથી કંસનો લાગ,
વણપૂછે આવે નહિ આવે તો મારો ભાગ. ઉભી૦
ઇત્યાદિ. કૃષ્ણલીલા

રામબાળલીલા, કૃષ્ણલીલા, દાણલીલા, માનલીલા વગેરેમાં ભાલણના હૃદયની આર્દ્રતા રહેજે જણાઇ આવે છે. પ્રસંગોમાં અવતરણ, પાત્રોના હૃદય સાથે એકીભવન અને તેને અંગે નીકળતા ઉદ્‌ગારો, આ કાવ્યો અને ઊર્મિ કાવ્યોમાં છે. અસર અલંકાર કે ઉચ્ચ કલ્પનાથી થતી નથી પણ એક જ ચિત્ર ઉપસ્થિત કરી તેનું તદ્રૂપ વર્ણન અથવા ભાવલેખન કરવાથી થાય છે. અહિં ઉછળતો આવેશ નથી. પ્રેરણાનાં મોજાં ખળભળતાં નથી પણ તેની મીઠી લહરીઓથી કવિ અન્તરાહ્લાદ અનુભવતાં ભાષામાં તે તે પ્રેરણાની લહરીઓ અવતારે છે. આમ કરવામાં કવિનું હૃદય પણ ડોલે છે.

ભાલણનાં રૂક્મિણી વિવાહ, સત્યભામા વિવાહ, સુદામા ચરિત્ર, ઉષાહરણ વગેરે વિભાગો કથનાત્મક છે. કથનના હેતુથી લખાયા છે. કવિએ એ હેતુ જણાવ્યો નથી. લખાણમાં ચમત્કારિત્વ કે રસપ્રવાહ નથી. કોઇ કોઇ વાર આછી આછી ઊર્મિ દેખાય છે. લેખિની છેક લુખી નથી તેમ રસભરી નથી. યોગ્ય સ્થળે ભાષામાં પ્રવાહ છે, ઉભરો પણ છે. સત્યભામાનું વર્ણન કવિએ કંઇક આલંકારિક શૈલીમાં કર્યું છેઃ—

ચંચલ નયણી શશીધર વયણી અધર જશાં પરવાલી,
દંતકલી દાડમની દીસે ચિત્રલંકી બાળી;
વેણી વાસુકી નાગ જાણીયે ભ્રમંડળને આપ,
કંબુગ્રીવા સૂંઢ જશા ભુજ ઉતારે અતિ આપ.
ઊંડી નાભિ અનુપમ કટિતટ પગ તે કદલીસ્તંભ,
ચાલતણે ચટકે મન મોહે અતિ ઉર્વશી રંભ.
તિલોત્તમા મેનકા લાજે દેખી તેહ ઘૃતાચી,
અવર ઉપમા કોની દીજે જાણે તેની દાસી.
પદ ૩૪૯

**રસપ્રવાહ**

રસનિષ્પત્તિ કરવામાં ભાલણે કરુણ, વત્સલ અને શૃંગારમાં ઝંપલાવ્યું છે. અદ્‌ભુત, વીર અને હસ્યની આછી આછી છોળ ઉરાડી છે. નંદવિલાપ અને ઉદ્ધવાગમનમાં શોકનો સ્થપી ભાવી આણી કરુણ; દાણલીલા, માનલીલા વગેરેમાં શૃંગાર; શ્રીકૃષ્ણની બાળલીલા અને રામબાળ ચરિત્રમાં વત્સલરસ પૂર્ણ રેડયા છે. નળાખ્યાનમાં શૃંગાર અને કરુણ ને છે. રામવિવાહ અને જાલંધરાખ્યાનમાં અદ્‌ભુત રસ છે. હરસંવાદમાં શૃંગાર અને દુર્વાસાખ્યાન તથા કૃષ્ણવિષ્ટિમાં કરુણની ઝાંખી છે. રૂક્મિણીહરણ, સત્યભામા વિવાહ વગેરેમાં કંઇક વીરરસ દેખાય છે.

**કરુણ—**

કરુણરસ નિષ્પન્ન કરવામાં ભાલણે પાત્રોનાં હૃદયની બળતરાનો દાહ દાખવ્યો છે,

હૃદયતલમાંથી નીકળતી ભાલણની ચીસ આર્ત છે, ઉપલક્રિયા નથી. એનું હૃદય રડતું ગયું અને વાણીમાં ટપકતું ગયું. રસ રેડવામાં પ્રેમાનંદની કલા નથી. કલાકારની સૂક્ષ્મદૃષ્ટિ નથી, વિવિધતા છે.

ભાલણ રસસંક્રાંતિ પ્રેમાનંદની જેમ કરી શકતો નથી. નાગદમનના સમયનો કરુણ અને મલ્લયુદ્ધ સમયનો વીરરસનો પ્રસંગ ખૂબીથી ઉઠાવી લઇ તેણે વત્સલ રસને સ્થાન આપ્યું છે. ત્યારે પ્રેમાનંદે તે પ્રસંગ ખૂબીથી આલેખ્યો અને લોકપ્રસિદ્ધ નાગદમનનું કાવ્ય લખ્યું. સમયોચિત માતાના હૃદયની દારુણ સ્થિતિથી કેવળ જસોદાને રડતી બતાવી નથી પણ વાચકના હૃદયને રડાવ્યું છે. પરંતુ કૃષ્ણમુખે આ પ્રસંગે વાંસળી વગડાવી જસોદા તથા ગોપના હૃદયમાં કૃષ્ણ વિદ્યમાન છે એવું આશ્વાસન પ્રેરી ધીરજ આપી કરુણના શોકભાવમાંથી હર્ષમાં અવતરણ કર્યું અને એ જ વખતે કાલીનાગ સામે યુદ્ધના ઉત્સાહભાવને પણ સાધ્યો.

ગોપ ગોપીને ધીરજ આપવા હરિએ લીધી મોરલી મુખ,
નિજ ભક્તને આનંદ પમાડવા જગાડવા સર્પ કાળી.
ઘોર નાદે મધુરવર વાઈ પીંડાર પીકા ટાળી.
ચૌદ લોક તે શબ્દ પહોતો ધાઇ વ્રજની નારી;
આઇ વધામણી વધામણી કુશળ છે દેવ મુરારિ.

× × ×

ગીત ગાય વ્રજ સુંદરી સુણી નાદ મુરલિ હીસે
જળમાં જુએ ગોવાળીઆ કાંઇ કરતાં કૃષ્ણજી દીસે

× × ×

તે ઘોર શબ્દને સાંભળી ભડકી ઉઠ્યો નાગ કાળી.
રૂએ નાગણ નેહે ભરી બાળકનું શું થાશે !
કેમ ઉગરશે એની માવડી ! સુણી વાત ઉગરો જાશે.

પ્રેમાનંદ : દશમ

આવી રીતે ઘડીમા ગોપગોપીના આક્રંદથી શોક, વેણુનાદથી હર્ષ, કંઇક ઉત્સાહ અને એ જ નાદથી કાલીયનાગનું ચમકવું અને તેથી નાગણીઓમાં ભય અને કૃષ્ણની નિર્ભયતા એમ વિવિધ ભાવાલેખન કરી પ્રેમાનંદ રસસંક્રાંતિ કર્યે જાય છે. ત્યારે ભાલણમાં આ પ્રકારની તન્મયતા અને રસસંક્રાંતિ નથી.

" વળી પ્રેમાનંદ કરુણની પૂરઝોસમાં ઝંપટી નાખે છે. જડ, ચેતન વગેરે તમામને રડાવે છે. પાત્રના રોમેરોમમાં શોકનો ભાવ સ્ફુરતો દેખાડે છે ત્યારે ભાલણનો કરુણનો વર્ણ ઘાટો છતાં શીતળ છે. એનો કરુણ એના હૃદયમાં કેટલાક અંશે રહી જાય છે. એના કરુણથી કોમળ પુષ્પો અને લતાઓ રડે છે. તેમ સંપૂર્ણ અસર કરવા માટે ચેતનાની સહાય પણ આવશ્યક લાગે છે.

નળાખ્યાનમાં ભાલણે દમયંતીને રડતી સંભળાવી છે. નળને કેવી કેવી રીતે સંભારી તે વર્ણવ્યું છે. ત્યારે પ્રેમાનંદે દમયંતીની વિકટ વનમાં શોકપરિપ્લુત અવસ્થા

ચીતરી તેની પ્રતિ દયાભાવ વાચકના હૃદયમાં ઉત્પન્ન કર્યો છે. ભાલણે દમયંતીનો વિલાપ નીચે પ્રમાણે કરાવ્યો છેઃ—૧૦

હો માહરા નાથજી ! કાંહા ગયા રે, હું ને એકલી મેહેલીને વન રે !
વજ્રપેં કઠિન તે કયમ થયું રે વાહલા તમારૂં મંન રે !
નળરા ! નળરા ! ઓચરે રે.

આમ પતિના સ્વભાવના પરિવર્તનથી શોકોત્પત્તિ વર્ણવી લગ્નસમયે એકબીજાને આપાયલાં વચનની સ્મૃતિથી આ શોકની અભિવૃદ્ધિ કરી છેઃ—

ચોરી માંહિ જે કહ્યું રે, એક આપણું ચિત્ત રે,
તે જૂઠું નવ કીજીએ રે, શું થયું જુજુઉં ચિત્ત રે !—નળરા૦

એકલવાઇ દશાથી ભયદર્શનથી શોકભાવ પોષ્યો છેઃ—

આ વન ગહન બિહામણું રે એકલી અબળા દેહ રે,
કીધાં પૂરવ ભવતણાં રે કયમે ન આવે છેહ રે--નળરા-

પતિની દુઃખી સ્થિતિની કલ્પનાની સ્મૃતિથી એ જ ભાવ વૃદ્ધિંગત કર્યો છેઃ—

માહરૂં દુઃખ મુને છે નહિ રે દુઃખ તમારૂં થાય રે,
થાકયા જઇ જુવારાં બેસશો રે કોણ ચાંપશે પાય રે !—નળરા૦
ઇત્યાદિ કડવું–૧૭–પ્ર. નળા૦

ઉપર કહ્યું તેમ અત્ર પ્રેમાનંદની રીતિ અનેરી છેઃ—

રસનાયે નામ જ નળતણું મુખ જપતી રે જાય
શુદ્ધ નથી શરીરની ભાંજે કાંટા પાય—વૈદરભી૦
રોઇ રોઇ રાતી આંખડી ખૂટયું આંસુનું નીર;
નયણે ધારા બે ઝરે વહે અંગ રૂધિર—વૈદરભી૦
હીંડતાં તે આખડે, પગમાં વાગે ઠેસ,
ચાલંતી ઉભી રહે, ભરાયે કરિ કેશ - વૈદરભી૦
ચ ઉઝરડા પડયા ઘણા વહે શોણિતધાર,
નળ ! હો નળ ! બોલતી બીજો નહિ વિચાર—વૈદરભી૦

શાર્દૂલ દીઠો વાટમાં વૈદર્ભી પૂછે ધરી વહાલ રે,
નૈષધનરેશ વાટે મળ્યા ! છે તારા જેવી ચાલ રે—ભૂલી૦

× × ×

પૂછે ઉંચા દ્રુમને તારી ગગને ગઈ ડાળ રે,
તરુવર જો મ્હારી વતી કહીં દીસે ભૂપાળ રે—ભૂલી.

× × ×

તરુ ઉત્તર આપે નહિ તેમ તેમ શાખી રોષ,
પુષ્પફળે જ્યારે પરહર્યાં શત્રુ થયાં સર્વ કોય—ભૂલી૦

આ રીતિ ભાલણે પણ કહી છે.

સિંહને દેખી ભામા કહે છે તેં દીઠો કહીં નળભૂપ !
સુંદર ને સોહામણું જે મન્મથ જેવું રૂપ !
અથવા ભક્ષ કરીજી મુજને દુઃખનો થાયે નાશ,
એહવું કહીને આગળ ઉભી મૃગપતિ કેરે પાસ.

× × ×

પર્વત અતિ ઉંચા દેખીને જઈને કરે પ્રણામ,
ગિરિરાજ ! કંઈ જાતો દીઠો તેં માહરો સ્વામ.

કડવું ૧૦–૫. નળા૦

પરંતુ આ બે અવતરણો સરખાવતાં જણાશે કે પ્રેમાનંદની દમયંતી જે સંબોધન કરે છે તે ચિત્તાની -અને નળની કટિ સમાન હોવાથી, શાર્દૂલ અને નળની ચાલ સરખી હોવાથી, એક બીજાને સમાન જોતાં ચિત્તાનું અને શાર્દૂલનું ધ્યાન નળપતિ ખેંચાયું હોય તેવા વિચારથી કરે છે. એટલે એ સ્વાભાવિક લાગે છે. ભાલણના સંબોધનમાં, સિંહ નળના મન્મથ જેવા રૂપથી તેને જોતાં આકર્ષાય એ સ્થાને લાગતું નથી. કેમકે સિંહપતિને માનવરૂપનું ભાન હોય એ સંભવતું નથી. ને અહિં નળના રૂપનો ઉત્કર્ષ સાધવાનું સ્થાન નથી. સિંહ પ્રત્યુત્તર ન આપે તો પોતાને ખાઈ જવા સિંહને દમયંતી વિનવે છે એટલું ભાલણની દમયંતીને દુઃખનું ભાન છે. જ્યારે પ્રેમાનંદની દમયંતીના હૃદયની સ્થિતિ એટલી શોકથી પૂર્ણ છે કે તે પોતાનું બલિદાન દેવા જેટલું પણ ભાન નથી. એટલું પ્રબળ દુઃખ છે અને કોઈ ઉત્તર નથી દેતું તેથી રડી જાય છે.

ભ્રમર પચીસી અને નંદવિલાપમાં પણ ભાલણ અને પ્રેમાનંદની કરુણોક્તિ જોવા જેવી છે. ભાલણના જેટલું પ્રેમાનંદે લખ્યું નથી. તેમ પ્રેમાનંદ જેટલું અસરકારક ભાલણનું નથી. ભાલણમાં અંતરના ઉભરા અને અગત્ય નથી. એણે તો ગોચારણ વગેરે કૃષ્ણ એ નંદને ઘેર કરેલાં કામને મૂળ કારણ માની તે કામ કૃષ્ણે સ્વેચ્છાથી કર્યું હતું એમ બતાવી, જો તે કારણથી કૃષ્ણ જેવા મહાપુરુષને ખોટું લાગ્યું હોય તો તેમાં દોષ કૃષ્ણનો છે ને પોતાનો નથી એમ કૃષ્ણને દોષિત બનાવી, પોતાની લાચારી અને નિર્દોષતા સિદ્ધ કરે છે. એથી નંદનું હૃદય લુખ્ખું દેખાય છે. અને પિતા પુત્રમાં હૃદયમાં અંતર પડ્યું દેખાય છે;

શા માટે નથી આવતા રે ? ક્રોધ કાઢો અમારો વાંકજી;
રહેશો તો અમારૂં શું ચાલશે ? તમ પ્રત્યે અમો રાંક,
મારા જીવન લાડકા.

મેં તમને ક્યારે કહ્યું ચારવા જાઓ ગાયજી ?
રમવાની ખાંતે જાતા ઘણુંએ વારતી માય. મારા૦
શીકૂં સ્વે ઉપાડવા ઘણુંએ કરતા રીસજી,
પોતાની ઇચ્છાએ ઉપાડ્યું ચઢ્યું અમારે શીશ. મારા૦

ઇત્યાદિ

ત્યારે પ્રેમાનંદના નંદ અને કૃષ્ણનું હૃદય પરસ્પર સંલગ્ન છે. વત્સલભાવથી સંરક્ત છે. અન્યોન્યને તજવા હિંમત કરી શકતા નથી. પિતા પુત્ર વિના રહી શકતો નથી. પુત્રએ પિતાને ત્યાં આવવું જ જોઇએ એ નિમિત્તના અતિ સ્વાભાવિક ઉદ્‌ગારો પ્રેમાનંદે નંદમુખે કઢાવ્યા છે:

એ શું બોલો છો શામળા ! ઘેલો થયો રણછોડ,
પાણી ગ્રહણ કીધું નથી વહુ જોવાનું કોડ. એ શું૦
વિણ વિચાર્યું નવ બોલીયે, હસે દુરિજન લોક,
નથી દીઠું નથી સાંભળ્યું પુત્રનું સગપણ ફોક. એ શું૦

આમ પિતાનો ધર્મ સૂચવી, લોકની હસારતનો ભય બતાવી, પિતા પુત્રના સંબંધની ત્રૂટિનો અસંભવ દાખવી નંદનું હૃદય ત્રૂટતું બતાવ્યું છે:—

બીજી વાર ધરણે ઢળ્યા પાડે નંદજી ચીસ.
નંદ ગોવાળા વલવલે, નીસાસે ફાટે પહાડ,
રોયા ગગને દેવતા, રોયાં વાડીનાં ઝાડ.

આમ નંદની શોકમય સ્થિતિ વર્ણવતાં જસોદાની હૃદયદ્રાવક સ્થિતિનું ભાન કરાવતાં, પોતાની પુત્રરહિત સ્થિતિથી હૃદયનો આઘાત બતાવે છે:—

જસોદા કેમ જીવશે રે સાંભળી દારૂણ વાત ?
રોઇ રોઇ ખોશે આંખડી રે કોણ ગ્રહેશે તેના હાથ સુંદર૦
વિશ્વાસઘાત કીધો મુજને રે હું દુર્બળનો આધાર,
લોક કહેશે મુને વાંઝીયો રે મારાં ફરી દેવાયાં દ્વાર. સુંદર૦

આમ રૂદન કરતાં ઉરટે ફરીથી વિનવણી કરવામાં કૃષ્ણની બાલ્યાવસ્થાનાં કાર્યોની સ્મૃતિ કરાવી કૃષ્ણ વિના તે સર્વની નિરાધાર સ્થિતિ અને અનુપયોગિતા દર્શાવે છે:—

ચાલ શામળીયા ! ઘેર જઇએ રે એવા કઠિન નહોર ન થઇએ રે.
કેમ ગોધન વનમાં ચરશે રે ? ગાયો તું વિના ઠીસી મરશે રે
કોણ શીકું લાકડીએ ધરશે રે ? કોણ ગોરસ ચોરી કરશે રે ?

ઇત્યાદિ

[ અનુસંધાન પૃ. ૩૭૮ ]

તો તો ત્હમે મ્હારી રેવડી દાણાદાણુ જ કરો ને ? લ્યો ઉભા શું રહ્યા છો ! બારીઓ તો બંધ કરવા માંડો ! આ અમને તો ઘર કામનો જરાએ કંટાળો ન હોય ! આ તો વખત ઓછો અને વેષ ઘણા ! ત્હમને થશે કે બધું જ કામ ત્હમને સોંપ્યું ! બાકી મ્હારું ચાલે તો ત્હમને રજ જેટલું કામ પણ ન જ સોંપું ! હા હાં ! મ્હારે ક્યાં વાર છે ? આ તૈયાર જ છું ને !......

" ગમે તે દુકાને ચાલો ને ! ક્યાં આપણે હાથી ઘોડા ખરીદવાના છે ! વધુ નહિ તો બે લુગડાં, હાલ તો.........ત્હમારાં ઘોતીયાં ને ? જરુર તો છેરતો ! પણ હમણાં સવડ ન હોય તો વળી આવતે મહિને.........લ્યો ! ત્હમે વાત કરતા હતા તેવી ડીઝાઇનની સાડી પેલી......આ તો ત્હમને ગમતી હતી તે વાત કરું છું...... ઘડી ઘડી આવવું ઓછું ! ત્હમારું ઘોતીયું તો હું ઘરે જઇને સાંધી આપીશ ને !......

' શું આઠ થઇ ગયા ? મુઓ વખત પણ ક્યાં જાય છે એ ખબર પણ નથી પડતી ! હું એમ કહેતી હતી કે થોડો થોડો નાસ્તો બંધાવી લીધો હોય તો......હું ક્યાં રસોઇની ના પાડું છું ? આ તો એમ કે રંધાય ત્યાં સુધી ત્હમારે થોડો આધાર......બાકી મ્હારે તો......હા ! શેર શેરનાં પડીકાં જ બંધાવી લ્યોને......લાવો લુગડાં પડીકાં બધું જ હું ઉંચકી લઇશ ! તમે ફક્ત " બેબી "ને જરા ઉંચકી લેશો તો બસ.........

' એટલામાં સ્હાડા નવ ? મુઓ વખત તે ક્યાં જાય છે ? શું કરીશું ત્યારે ? મ્હને રસોઇનું આળસ છે એમ ન સમજતા ! આ તો એમ કે રંધાશે ક્યારે, જમશું ક્યારે અને સુઇશું ક્યારે ? અને એક દિવસ નાસ્તાથી ન ચલાવી લેવાય ? રાતનું તો વાળું કહેવાય ને ? મ્હને તો નાસ્તાથી ચાલશે ! હા ! ત્હમને જ ન ચાલતું હોય તો વળી બે ભાખરી ટીપી આપું.........'

' લ્યો ! એટલામાં ઉંઘ પણ આવવા માંડી ? સુખવાસી જીવ તે આનું નામ ! અહિં આખો દિવસ વેતરું કરી કરીને મરીએ ! સુવું હોય તો ભલે ! પણ પડ્યા પડ્યા " બેબી " ને હિંચકા નાખતા જાઓ એટલે હું જરા વાસણ ગોઠવી લઉં !

' હજુ તો ત્હમારું ઘોતીયું સાંધવાનું કામ બાકી રહ્યું છે ! આ ત્હમે તો ઘોરવા માંડ્યું ! હું તે શેં.....ક્યાં ક્યાં પહોંચી વળું ? કામનો તે કંઇ પાર આવે છે.........'

---

## પાઈઝાનો મિનાર

: પૃથ્વી :

મિનાર ! સમતોલતા કદિ ન તું ત્યજે તાહરી,
નમેલ તુજ એક પાસ સઉ અંગ છે તે છતાં.
ભલે જગત દુઃખ ભર થકી નમ્ર થાતા દિસે,
સ્થિરત્વ કદિ ખોય ના તદપિ ચિત્તનું સજ્જનો.

રજનીકાન્ત મોદી

# ચબરાકીયાં

ફીરોજશાહ રુસ્તમજી મહેતા

પ્રશ્ન—વેશ્યાઓ અને કુળો એકબીજાને મળતાં કેમ છે !

ઉત્તર—એટલા જ વડી કે એ બન્નેનાં કપોલ ભગવંત જ ' પાકાં ' બનવાનો હોય છે, અને ઉમ્મા બાદ બાકી નીકળ્યા પછી એ બન્નેના ધર્મ પડે કદી ન લલચાતાં પોતાના ગ્રાહકોને ખૂબ જ લલચાવાનો હોય છે.

× × ×

વારંવાર પારકી નીતિ પર પ્રહાર કરવા પહેલાં આ બે વાતનું ભાન આપણને હોવું ઘટે કે: પાપ કેટલું સ્વાભાવિક છે અને અસ્વાભાવિકતા કેટલી પાપી છે !

× × ×

એક દિ કોઇ નૃત્ય શોખીન યુવતીને પૂછવામાં આવ્યું કે સ્ત્રીના સાથ વિના પુરુષ એકલો નાચે તો તે શું નથી શોભતો !

ચંચળ યુવતીએ સ્મિત કરતે ઝટ ઉત્તર આપ્યો: " હા શોભે, પણ જાણે પીંછાં વિનાનો મોર નાચતો હોય તેવોસ્તો ! "

× × ×

માનવજાતનો આખો ઇતિહાસ તપાસી જોશો તો સ્પષ્ટ જણાશે કે સંસ્થા ધર્મે જીવનધર્મને જીવાડવા બદલે તેને પોતાની અંદર ગૂંગળાવી હજમ કરી દીધો છે: ' પ્રભુના ધર્મ 'ના નામે ' મનુષ્યનો ધર્મ ' પણ માર્યો ગયો છે: ' પૃથ્વીનો ધર્મ ' વિસારી ગયો છે અને ' સ્વર્ગનો ધર્મ ' લોકોને નચાવી રહ્યો છે. બાકીમાં મળ્યો છે એક ' ડરનો ધર્મ ', અને ધર્મનો ડર.

× × ×

સ્ત્રીઓ પોતે વિચાર કરવામાં હોશિયાર હોય તેના કરતાં ય પુરુષોને વિચાર કરતા રાખી મેલવામાં વધારે જ હોશિયાર હોય છે.

× × ×

સાહિત્યનગરીના બે મોટા ચોર: એકને ગમે અભ્યાસની ચોરી—બીજાને ગમે ચોરીનો અભ્યાસ: એક કળાચોર-બીજો કૃતિચોર: એક ગુણચોર-બીજો કીર્તિચોર: એક કળાના અપહરણમાં શૂરો—બીજો અપહરણની કળામાં પૂરો: એક આકસ્મિક-બીજો અનિવાર્ય !

× × ×

અધીરું યૌવન વર્તમાનની ફરિયાદ કરતાં થાકતું નથી. અશક્ત ઘડપણ ભૂતકાળની ફરીયાદ કરતાં થાકતું નથી.

× × ×

ગમે એવા જાણ્યા અજાણ્યા પણ મનગમતા તરુણની તાકેલી નજરને કદી કોઇ સુંદરીએ ' કુદષ્ટિ ' કહી ઓળખાવી છે ખરી !

× × ×

' વ્યાકરણ પ્રમાણે સેના, સ્ત્રીઓ તે જાણે 'શબ્દસમૂહ' છે અને તેમાંથી ' અર્થ નીકળી ન શકે '; એટલે એમને તમે ગમે તેટલીવાર વાંચો તો યે મુદ્દલ ન સમજી શકો; અને

વ્યાકરણ પ્રમાણે સેના, પુરુષો તે જાણે ' વાક્ય ' છે કે જેમાંથી ' પૂરો અર્થ નીકળી શકે '; એટલે એમને તમે એક જ વાર વાંચો તો યે ઝટ સમજી શકો. "

× × ×

' ઓંકાર ' એટલે ' ઉપકાર 'નું બીજું નામ: ઉદાત્ત વાગ્યાન પહેલે દેખકાની સંગીતમય અને સુગંધમય ઉછળતી વિભૂતિ.

# મહાગુજરાતનાં સંસ્થાનો

ડુંગરશી સંપટ

## —યુ. પી. : સંયુક્તપ્રાંત—

આગ્રા અને અયોધ્યાના જોડીઆ પ્રાન્તો બિહારની પશ્ચિમે છે. હિંદની વચ્ચોવચ્ચ આવેલા મોટા મેદાનના બરાબર મધ્ય ભાગમાં આવેલા છે. આ પ્રદેશમાં પ્રાચીનમાં પ્રાચીન અને સર્વેથી વધારે પ્રસિદ્ધ શહેરો આવેલાં છે. મુસલમાન સામ્રાજ્યનો એ પ્રદેશ મધ્યબિંદુ હતો. મુસલમાન અને હિંદુ સ્થાપત્યની ઉચ્ચ કળાથી આ પ્રદેશનાં શહેરો ભારે શણગારેલાં છે. હિંદની સંસ્કૃતિનો એ પ્રદેશ હૃદય છે. એ પ્રદેશમાં સાડા ચાર કરોડ મનુષ્યો વસે છે. વસ્તી ખૂબ ગીચ રહે છે. હિંદુઓ હિંદી અને મુસલમાનો ઉર્દુ બોલે છે. ગંગાયમુનાના એ પ્રદેશને હિંદુઓ ખૂબ પુણ્યપ્રદેશ માને છે. મુસલમાનો એને પોતાના સામ્રાજ્યના મધ્યબિંદુ અને ચિન્હ તરીકે આદર કરે છે. એ આખા વિભાગની જમીન ખૂબ ફળદ્રુપ છે. ઘઉં, ચણા, ચોખા મોટા પ્રમાણમાં પાકે છે. અનેક જાતનાં ફળફુલો પણ મોટી સંખ્યામાં થાય છે. લોકો ઉદ્યોગી છે.

પરંતુ આ ગંગાયમુનાના મોટા વિશાળ પ્રદેશમાં એકે ય બંદર નથી. એટલે પરદેશો સાથેનો વહીવટ મુંબઈ, કરાંચી કે કલકત્તાદ્વારા થાય છે. વેપાર બધો આંતર પ્રાંતીય છે. તે માટે જી. આઈ. પી રેલ્વે, ઈસ્ટ ઇન્ડીયા રેલ્વે, નોર્થવેસ્ટર્ન રેલ્વે અને બી. બી. સી. આઈ. રેલ્વેની લાઇનો જુદા જુદા વિભાગમાં માલની લાવલઈજાવ કરે છે. ગંગાયમુના ઉપરે બહુ પ્રાચીન, પ્રખ્યાત અને પુષ્કળ વસ્તીવાળાં સમૃદ્ધ શહેરો આવેલાં છે. લડાયક વૃત્તિવાળી, કળા કૌશલ્યને ઉત્તેજન આપનાર બહોળી પ્રજા એ શહેરોમાં વસે છે. હિંદના ત્રણ મુખ્ય પ્રાંતો મુંબઈ, બંગાળ અને મદ્રાસ પછી જોડીઆ પ્રાન્તનો નંબર ચોથો છે. એની પ્રજામાં પ્રાચીન સંસ્કૃતિની સંપૂર્ણ અસ્મિતા છે.

જોડીયા પ્રાંતમાં ગુજરાતી પ્રજા લગભગ મોટાં નાનાં શહેરોના દરેકમાં થોડી ઘણી વસે છે. બંગાળને કલકત્તા, મદ્રાસને મદ્રાસ, સીંધને કરાંચી જેવાં બંદરો હોવાથી ત્યાં ગુજરાતીઓનાં વ્યાપક અને મોટાં સંસ્થાનો સ્થપાયાં છે. પરંતુ જોડીઆ પ્રાંતમાં કોઈ બંદર નથી. પરદેશો સાથે સાગરમાર્ગદ્વારા સંબંધ નથી એટલે ગુજરાતીઓને ત્યાં મોટા જથ્થામાં રહેવાનું ક્ષેત્ર નથી. બ્રહ્મદેશમાં ચોખાની મોટી પેદાશ, પાકાં લાકડાં, પેટ્રોલીઅમ, કપાસ, ટેકોર વગેરે સર્વે રંગુનના બંદરદ્વારા પરદેશો ખાતે ચડે છે. એટલે ગુજરાતીઓની રંગુનમાં મોટી રકમ પહેડીઓ સ્થપાણી. બંગાળના જુટ, ચોખા અને કોલસાનો સંગ્રહ કલકત્તાના બંદરની ગોદીઓમાંથી વહાણોમાં ચડે છે. એટલે કલકત્તા ખાતે ગુજરાતીઓનું મોટું સંસ્થાન સ્થપાયું છે. પંજાબ અને સીંધમાં ઘઉં, ચણા, કપાસ અને તેલબીયાંના મોટા પાકો કરાંચીના બંદરદ્વારા

પરદેશો ખાતે મોટી રકમ જાય છે. એટલે કરાંચીમાં ગુજરાતીઓનું મોટું સંસ્થાન બહુ પ્રગતિશીલ થયું છે તેવી જ રીતે મલબારનું કોચીન, કાલીકટ, મદ્રાસના મદ્રાસ શહેરોનમાં કોલંબો એ સર્વે બંદરોમાં ગુજરાતી સંસ્થાનો સ્થાપાયાં છે, પરંતુ યુ. પી. નાં શહેરો આવાં મધ્યબિંદુઓ નથી. બંદરોની પેઠે પ્રાંતના વેપારની નિકાસ કરવાના સ્થાનો એ શહેરો નથી. તેથી ગુજરાતી પ્રજા મોટી સંખ્યામાં સંસ્થાનો સ્થાપી જોડીઆ પ્રાંતમાં રહી નથી. તેમ જ બીહારના જેવી કોલસાની ખાણો, આસામ જેવા પેટ્રોલીયમના કૂવાઓ, મધ્ય પ્રાંત જેવી મેંગેનીઝની ખાણો, તાતાનગર જેવાં લોઢાનાં કારખાનાં પણ જોડીયા પ્રાંતમાં અસ્તિત્વ ધરાવતાં નથી. એટલે ગુજરાતીઓનાં ધાડાં અહીં ઓછા પ્રમાણમાં આવ્યાં છે. આસામની ચાહ, મલબાર જેવાં નારીયલનાં વનો, અને કોપરી, એલચી, સીંગદાણાની મોટી પેદાશ પણ યુ. પી. ના પ્રદેશોમાં થાતી નથી, એટલે ગુજરાતીઓનાં મોટાં સંસ્થાનો ફૂલ્યાંફાલ્યાં દેખાતાં નથી.

જોડીઆ પ્રાંતો ખાતે ઘઉં મોટા પ્રમાણમાં થાય છે. પંજાબ પછી ઘઉંના માટે એ બીજે નંબરે પ્રદેશ છે. ચોખા મોટી રકમ પેદા કરે છે. પરંતુ તે સર્વે ત્યાંના લોકો પોતાના ખોરાકને માટે વાપરી નાંખે છે. માત્ર ઘઉં મોટી રકમ મુંબાઇ અને બંગાળ તરફ જાય છે. તે માટે કાનપુર ખાતે ગુજરાતી વેપારીઓએ પેઢીઓ સ્થાપી છે. જોડીઆ પ્રાંતનું કાનપુર એ સૌથી મોટું વેપારી સ્થળ છે. હમણાં હમણાં તો ખાંડનાં પણ સેંકડો કારખાનાં જોડીઆ પ્રાંતમાં સ્થપાયાં છે. તે સિવાય તેલનાં બીયાં, જવ અને મકાઇ પણ ઠીક પ્રમાણમાં થાય છે. તે સર્વેમાં ગુજરાતીઓ યોગ્ય હાલ્લા ધરાવે છે.

કાશી અથવા બનારસ એ હિંદુઓનું પ્રમુખ યાત્રાધામ છે. એ શહેર જોડીઆ પ્રાંતમાં પ્રથમ દરજ્જાનું શહેર છે. હિંદુઓનાં પુરાણોમાં અને બુદ્ધધર્મની જાતકોમાં એ પ્રાચીન નગરી મુખ્ય સ્થાન લે છે. ભગવાન બુદ્ધનાં તપશ્ચર્યા અને ધર્મદીક્ષાનું એ જગતનું સ્થળ છે. હજારો વર્ષો થયાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવાનું એ મુખ્ય મથક છે. દશ હજાર છાત્રો અહીં હમેશાં વ્યાકરણ, ન્યાય, મીમાંસા વેદ વેદાંત વગેરે શીખે છે. શ્રી કાશીવિશ્વનાથનું એ જ્યોતિર્ધામ છે. હિંદુઓનું યાત્રા સ્થળ છે. ઘણા આચાર્યો કાશીમાં જ આચાર્યપદ મેળવે છે. અહીંના પંડિતોનું પાંડિત્ય અજોડ છે. ગંગા નદીમાં સંધ્યાને સમયે નાવમાં બેસી બનારસ-ઘાટથી તે અસીઘાટ સુધીનાં મહાન રાજાઓનાં બાંધેલાં ગિરિશૃંગો જેવાં ઉંચા ભવ્ય મંદિર, પ્રાસાદો અને ઉંચા ઘાટો અવલોકી મહાલયોનો પણ લ્હાવો માત્ર કાશીમાં જ મળી શકે છે. હિંદુ યુનીવરસીટી, ક્વીન્સ કૉલેજ, બનારસ સેંટ્રલ કૉલેજ, હિંદી સાહિત્યભવન, સંગીત અને કલાભવન, સારનાથનું બૌદ્ધ મંદિર અને પંડિતોનાં હજારો વિદ્યાર્થીભવનો કાશીને વિદ્યા, કળા, સાહિત્ય, સંગીત, શિક્ષણ અને ધર્મનું કેન્દ્ર બનાવે છે. શ્રી તુલસીદાસ અને કબીરજીનું કાશી વિશ્રામસ્થાન હતું.

કાશીમાં ગુજરાતીઓના ત્રણ વર્ગ મળે છે. તેમની કુલ સંખ્યા પચીશ હજારથી ઓછી તો નહિ જ હોય. કાશીમાં પ્રાચીન કાળથી જ ગુજરાતીઓની આવરજાવર ચાલી હતી. વિદ્યા ભણવાને માટે દરેક ગુજરાતી વિદ્યાર્થીને યજ્ઞોપવિત આપતા વખતે માતાપિતા કાશીવાસ કરવાની દીક્ષા ઓર જરૂર આપે છે. તેવી જ રીતે નિવૃત્તિને માટે

જીવનધોરણે પ્રવેશે છે. ગુજરાતી સંન્યાસીઓ ઘણા મારા જોવામાં આવ્યા છે. બ્રાહ્મણ સ્કૂલમાસ્તરો, ગૃહસ્થો ઉત્તર જીવન કાશીમાં ગંગાજીને કાંઠે સંન્યાસ લઇ ગાળે છે. કેટલાક સારા વિદ્વાનો પણ છે. એમની સંખ્યા મેળવવી મુશ્કેલ છે.

કાશીની નેશનલ કોંગ્રેસની બેઠકના સન્માનકારિણી કમીટીના ભૂતપૂર્વ પ્રમુખ, મધ્યસ્થ ધારાસભાના સભાસદ અને કાશીના અગ્રગણ્ય નેતા મુન્શી સર. માધવલાલ વડનગરના નાગર ઘણી પેઢીઓ થયાં કાશીમાં વસતા હતા. ગુજરાતી ભાષાનો બોલવા ચાલવામાં ઉપયોગ એમના કુટુંબમાં નહોતો. હિંદીનો ઉપયોગ હતો. છતાં એઓ પોતાનું ગુજરાતીપણું હમેશાં દૃષ્ટિ સમીપ રાખતા જણાતા હતા. એઓ મોટા જમીનદાર અને ધનવાન હતા. તેમનો કાશીનો બગીચો અને મોટું મકાન કાશીના સુંદર દશ્યોમાં એક ગણાતું હતું એમના અવસાન પછી એમના કુટુંબમાં કલેશ અને તકરારો પેઠાનું સાંભળ્યું હતું. એમનાં કુટુંબીઓનાં કેટલાક ઘરો કાશીમાં છે. કેટલી પેઢીઓ થયાં એઓ કાશીમાં વસ્યા છે તે મારી ખબરની બહાર છે.

હિંદુત્વના ગૌરવરૂપ શ્રી કાશી વિશ્વવિદ્યાલય સેંકડો એકરમાં ફેલાયલી મોટી સંસ્થા છે. પંડિત શ્રી મદનમોહન માલવીયજીના અવિશ્રાંત પ્રયાસોનું એ મહાન ફળ છે. આર્ટ્સ, એંજીનીઅરીંગ, આયુર્વેદ, સંસ્કૃત એમ એના અનેક મહાન વિભાગો છે. હોસ્ટેલો અને પુસ્તકાલયનાં બાદશાહી મકાનો યુનીવર્સીટીની શોભામાં વધારો કરે છે. આચાર્યશ્રી આનંદશંકરભાઇની અઢાર વર્ષોની સેવા યુનીવર્સીટીના ચરણે સતત અપાયેલી હતી. ગુજરાતના એ રત્ને કાશી વિશ્વવિદ્યાલયની અનુપમ સેવા કરી હમણાં જ નિવૃત્તિ લેવી છે. એમના ગુણાનુરાગે ઘણા ગુજરાતી સ્નાતકોને વિશ્વવિદ્યાલયમાં આકર્ષ્યા છે. વિશ્વવિદ્યાલયનાં મોટાં ભવ્ય મકાનો અને ફંડમાં મુંબઇના મોટા ગુજરાતી શાહ સોદાગરોએ પોતાના ધનની મોટી રકમોનો વ્યય કર્યો છે. ગુજરાતના રાજા મહારાજાઓએ પણ પંડિતશ્રી માલવીયજીને ધન આપી વિશ્વવિદ્યાલયનો ખૂબ આદર કર્યો છે.

ગુજરાતી હજારો યાત્રીઓ દર વરસે કાશી વિશ્વનાથનાં દર્શન માટે અને પતિત પાવની ગંગાજીમાં સ્નાનાર્થે આવે છે. તેમના આશ્રય માટે સોલીસીટર શ્રી. ભાઇશંકર નાનાભાઇએ એક વિશાળ સુંદર ધર્મશાળા કાશીમાં બાંધી છે. સેંકડો ઉતારૂઓ દર વરસે તેનો લાભ લે છે. બીજી ધર્મશાળા પણ મુંબઇના એક શ્રીમંત ભાટીઆએ ગોળધરની બાંધી છે. ત્રીજી ધર્મશાળા પણ મુંબઇના એક ગૃહસ્થ તરફથી બંધાઇ છે. સાથે અન્નક્ષેત્ર પણ છે. કાશીમાં ગુજરાતી રાજા રજવાડાં તરફનાં બીજાં પણ કેટલાંક અન્નક્ષેત્રો છે.

કાશીનું ગુજરાતી જીવન વિરોધી તત્ત્વોનું બનેલું છે. એમાં મધ્યમ સ્થિતિના ગૃહસ્થો તથા ભિક્ષુકોનો મોટો સમૂહ છે. એટલે એમની પાસેથી ગુજરાતી સંસ્કૃતિના ઉચ્ચ પ્રકાશની આશા ન સેવી શકાય. ત્યાંના ગુજરાતી સમાજે એકાદ ગુજરાતી શરૂઆતની શાળા અને એક નાની પુસ્તકશાળા સ્થાપી છે. પરંતુ તેમને જાહેર જીવન કે સેવાજીવનનો નાદ નથી. છતાં યાત્રાળુઓએ મુકેલાં પાપ સમૂહથી કલુષિત થયેલું કાશીજીવન ગુજરાતીઓને સ્પર્શ્યું નથી એ પણ સારી વાત ગણાય.

[ અનુસંધાન પૃ. ૪૮૧ ]

# પ્રકીર્ણ

કનૈયાલાલ મુનશી

કાકા સાહેબ કાલેલકરે સ્મરણયાત્રાથી ગુજરાતી સાહિત્યને ખરેખર સમૃદ્ધ કર્યું છે. ગુજરાતીમાં આત્મકથાઓ બહુ થોડી છે. નર્મદે જેમ સાહિત્યના ઘણા પ્રકારનો પ્રારંભ કર્યો તેમ આ પ્રકારનો પણ ' મારી હકીકત ' લખી પ્રારંભ કર્યો, પણ એને ભાગ્યે જ આત્મકથા કહી શકાય. મણિભાઈ નભુભાઈની આત્મકથા સળંગ પ્રગટ થઈ નથી, અને થાય એવી પણ નથી, એમ કેટલાક માને છે. ગાંધીજીએ ' સત્યના પ્રયોગો ' લખી આ પ્રકારના સાહિત્યની એક અપ્રતીમ કૃતિ ગુજરાતને આપી. કંઈક અંશે લખાવટથી ને શૈલીથી, ને ઘણે અંશે લેખકની મહત્તાથી, અને વિષયના ગાંભીર્યથી એ કૃતિએ તો જગતના સાહિત્યમાં અમર સ્થાન લીધું છે. એટલે આપણા સાહિત્યમાં આ બીજો સફળ પ્રયત્ન છે.

કાકાની શૈલી સદાય લાક્ષણિક હોય છે. એમાં વ્યાકરણ કે વાક્યરચનાના દોષ તો ભાગ્યેજ જડે; એ સુંદર શબ્દ ચિત્રોથી અને સંસ્કૃત સાહિત્યના સ્પર્શથી સદાય સભર જ હોય. સંસ્કારિતાના ઉંચા ધોરણથી એ કદી પડે નહિ; અને છતાં ઘણીવાર એમાં રસનો પ્રવાહ એકધારો ને ધીમો થઈ જાય છે. પણ આ પુસ્તકની શૈલી પહેલેથી છેલ્લી સુધી અદ્ભુત રીતે સરલતા ને સંસ્કારીતા બન્ને જાળવે છે; સાથે એનો રસપ્રવાહ, એકધારો થયા વિના, નાનાં સાદાં વાક્યો પરથી રમતો રમતો, કલ્લોલ કરતો વહે જાય છે. સહેલી ને રમતીયાળ શૈલીમાં પણ સંસ્કાર ને વાગ્વૈભવ કેમ જળવાય છે તેનો સુંદર નમુનો આ પુસ્તકમાં છે.

આત્મકથા લખવાનું કામ ઘણું અઘરું છે. આડંબર રાખ્યા વિના, વિવાદમાં ઉતર્યા વિના, સ્વપક્ષનું પ્રતિપાદન કર્યા વિના, પોતાના ભૂત જીવનનાં ચિત્રો અને અનુભવ શબ્દો દ્વારા મૂર્તિમાન કરવામાં આ પ્રકારના સાહિત્યની કસોટી થાય છે. સપ્રમાણતા અને તટસ્થતા વિના એ પ્રકારમાં ગૌરવ નથી આવતું; અને નીખાલસપણું અને કલાદૃષ્ટિ વિના એમાં રસ નથી રહેતો. ચારે લક્ષણો આ આત્મકથામાં જડે છે. કાકા કોલેજમાં ગયા ત્યાં સુધીના કેટલાક અનુભવો આ પુસ્તકમાં આલેખ્યા છે, અને તે પણ વિદ્યાર્થી વાચકને ખાસ ધ્યાનમાં રાખીને; એટલે સળંગ આત્મવિકાસ કરતાં બાળપણના અનુભવચિત્રો આપવાનું ધ્યેય આગળ રાખવામાં આવ્યું છે. છતાં ગયા જમાનાના સંસારી ને વિશુદ્ધ બ્રાહ્મણના ગૃહજીવનનો સુંદર ચિતાર અને તેને લીધે અને સંસારી સ્વભાવને કારણે થએલા કર્તાના નૈતિક વિકાસની રૂપરેખા આબાદ રીતે વાચકને મળે છે. કોઈક વાર નૈતિક સિદ્ધાંત સ્થાપિત કરવાનું મન કર્તાને થયા વિના રહેતું નથી. વળી " અરેબીયન નાઈટ્સ ' જેવા અદ્ભુત પુસ્તકની ટીકામાં રહેલું

[ અનુસંધાન પૃ. ૩૯૪ ]

# ન...વું...સા...હિ...ત્ય

## સાભાર સ્વીકાર

**લેનિન**—લેખક : નીરુ દેસાઈ; પ્રકાશક : નવી દુનીયા કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ગ્રંથમાળા : વર્ષ ૧ : પુસ્તક ૫; મૂલ્ય : વાર્ષિક ફાળે બાર આના; છૂટક રૂા. ૧–૮–૦.

**નિઃશ્વાસ**—લેખક : બકુલેશ; પ્રકાશક : ઉપર મુજબ; ગ્રંથમાળા : વર્ષ ૧ : પુસ્તક ૬; મૂલ્ય : વાર્ષિક ફાળે ૭ આના; છૂટક એક રૂપીઓ.

**બ્રહ્મર્ષિ વસિષ્ઠ**—લેખક અને પ્રકાશક : વિજયરામ કલ્યાણરામ વૈદ્ય; રૂવાપરી રોડ, ભાવનગર; મૂલ્ય આઠ આના.

**પહેલું પાનું**—લેખક અને પ્રકાશક : ઉપર મુજબ; મૂલ્ય : આઠ આના.

**ઋતુધર્મ**—લેખક ને પ્રકાશક : વૈદ્યરત્ન માધવપ્રસાદ ના. શાસ્ત્રી; સોલ એજંટ: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય; ગાંધી રોડ અમદાવાદ; મૂલ્ય પાંચ આના.

**કાગાવા** ( જપાનનો અહિંસક યોદ્ધો )—લેખક : ચુનીલાલ પુરુષોત્તમ બારોટ; પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય : ત્રણ આના.

**આક્રંદ** ( પ્રથમ ખંડ )—લેખક : જમિયત કૃ. પંડયા; પ્રકાશકઃ અંબાલાલ હરિલાલ પંડિત, ખંભાત; અરુણોદય ગ્રંથમાળા : કિરણ બીજું; મૂલ્ય બાર આના.

**અશોક બાલપુસ્તકમાળા**—સંપાદકો : રમણલાલ શાહ અને નાગરદાસ પટેલ (૧) **ગમતગીતો** ( પ્રથમ ગુચ્છ ૧૯૩૫ નું ભેટપુસ્તક ): રચનાર : ગિરીશ; પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર, સુરસાગર, વડોદરા; મૂલ્ય પાંચ આના. (૨) **અવળચંડો** ( ગુચ્છ ૨ : પુષ્પ : ૧ ) લેખક : રમણલાલ શાહ; પ્રકાશક : ઉપર મુજબ; મૂલ્ય ચાર આના. (૩) **ગણિત ચમત્કાર** ( ગુચ્છ : ૨ : પુષ્પ : ૨ )—કર્તા : જેઠુભાઈ શાહ; મૂલ્ય : ઉપર મુજબ (૪) **અજબ દુનિયા** ( ગુચ્છ : ૨ : પુષ્પ : ૩ ) લેખક : નાગરદાસ ઈ. પટેલ; મૂલ્ય : ત્રણ આના. (૫) **સુંદરપુરી** ( ગુચ્છ : ૨ : પુષ્પ : ૪ )—લેખક : નાનાલાલ મગનલાલ શાહ; મૂલ્ય : બે આના. **નાની મોટી વાતો** ( ગુચ્છ : ૨ : પુષ્પ ૫ )—લેખક : રમણલાલ નાનાલાલ શાહ; મૂલ્ય : ઉપર મુજબ.

દેશપરદેશની બાળકોને ગમે તેવી વાતો, દંતકથાઓ, ગણિતના ચમત્કારો, અજબ દુનિયાની બાળકોને તાજુબ કરતી અજાયબીઓ, નાટિકાઓ અને બાળોચિત કાવ્યો વગેરે સરલતાથી ગૂંથી અશોક બાલપુસ્તક માળાના સંપાદકોએ ગુજરાતનાં બાળકો અને તેમના પાલકો માટે આ પુસ્તકમાળાની સરસ યોજના કરી છે. તેમની આ દિશામાં થતી સત્પ્રવૃત્તિને અમે ઉત્સાહથી અભિનંદીએ છીએ. બાળકોને ગમે તેવી સુંદર છપાઈ અને ચિત્રાવલિઓએ પણ પુસ્તિકાઓને આકર્ષક કરી છે. ગુજ-

[ અનુસંધાન પૃ. ૩૯૫ ]

# દો...હ...ન

## એ અમર આશા !

કોઈ પણ નેતા પછી તે ગમે તેવો મહાન હોય છતાં એકલે હાથે આખો બોજ ઉપાડી શકે નહિ. બીજાઓ ચમત્કાર કરી બતાવશે એવી રીતે નિઃસહાય બની આધાર રાખવાનો મૂકી દઈ આપણે સૌએ આપણી સંપૂર્ણ શક્તિ અનુસાર એ બોજ ઉપાડવામાં સાથ પૂરવો જોઈએ. નેતાઓ તો આવે છે ને જાય છે, આપણા ઘણા અતિ પ્રિય સરદારો અને સિપાહીઓ સામાન્ય જીવનની અવધ પૂરી થાય તે પહેલાં આપણને છોડી ગયા છે. પરંતુ હિંદની ગતિ તો ચાલુ જ છે અને તે જ રીતે સ્વાતંત્ર્યના સંગ્રામની ગતિ પણ ચાલુ જ છે. આપણામાંના ઘણાઓને હજી યાતનાઓ સહેવી પડશે. અને મૃત્યુને ભેટવું પડશે કે જેથી મૈયા ભારતી જીવંત રહે અને મુક્ત બને. માતાના મુક્તિકિનારા ભલે દૂર હો અને ભલે રેતાળ ઉજ્જડ રણમાંથી થાકીપાકીને આપણે કૂચ કદમ કરવાની હો પણ ફાંસીના માંચડાઓ છતાં અને નિસ્સીમ યાતનાઓની વરસતી ઝડીઓ છતાં સજીવ રહેલી એ અમર આશા આપણી પાસેથી કોણ ખૂંચવી શકનાર છે ? અનેક વધસ્થંભો છતાં ભારતના પુનઃપુનઃ અવતારતા જીવનસત્ત્વને કોણ કચરી શકનાર છે ?

—જવાહરલાલ નહેરુ : લખનૌ મહાસભાના પ્રમુખસ્થાનેથી

## યુવકો માટે

ઈશ્વરે પુરુષને ભારેમાં ભારે શક્તિવાળા બીની અને સ્ત્રીને આ ધરણીતલ પરની સારામાં સારી માટી કરતાં ફળદ્રુપતામાં ચડી જાય એવા ખેતરની બક્ષિસ આપેલી છે. પુરુષ જો પોતાની મોંઘામાં મોંઘી સંપત્તિને વેડફાઈ જવા દે તો એ એની નરી બેવકૂફી જ ગણાય. તેણે તો પોતાની પાસે પાણીદારમાં પાણીદાર મોતી હોય તેની સાચવણી કરે એના કરતાં વધારે કાળજીથી આ સંપત્તિની રક્ષા કરવી જોઈએ. અને એ જ પ્રમાણે જો સ્ત્રી આ બીને પોતાના જીવોત્પાદક ખેતરમાં, એને વેડફાઈ જવાના ઇરાદાથી પડવા દે એ સ્ત્રી પણ ભારેમાં ભારે બેવકૂફી કરે છે. એ પુરુષ અને સ્ત્રી બન્ને ઈશ્વરે એમને આપેલા ધનનો દુરુપયોગ કર્યા માટે ગુનેગાર ગણાશે, અને એમને જે ધન મળેલું છે તે ઈશ્વર ખૂંચવી લેશે. સંભોગની ઇચ્છા એ સુંદર અને ઉદાત્ત વસ્તુ છે. એમાં શરમાવા જેવું કંઈ નથી. પણ એનો ઉદ્દેશ કેવળ જનનક્રિયાનો જ છે. એનો બીજો કોઈ પણ જાતનો ઉપયોગ એ ઈશ્વર તેમ જ માનવજાતિ સામે કરેલું પાપ છે. અમુક જાતના ગર્ભાધાનનિરોધક કૃત્રિમ ઇલાજો પહેલાં હતા ને હવે પછી પણ રહેશે, પણ પહેલાં એના ઉપયોગમાં પાપ મનાતું. પાપને પુણ્ય, કુકર્મ ને સત્કર્મ કહીને એનો મહિમા વધારવાનું કામ તો આપણી પેઢીએ જ કર્યું. કૃત્રિમ ઇલાજોના હિમાયતીઓ હિંદુસ્તાનના યુવકવર્ગની મોટામાં મોટી અસેવા તો એ કરે છે કે મારી દૃષ્ટિએ જે ખોટા આદર્શો છે તે તેમના મનમાં ભરે છે. હિંદુસ્તાનનાં યુવકયુવતીઓ

જેમના હાથમાં દેશનું ભાવિ છે તેઓ આ ખોટા દેવથી ચેતે, અને જે મૂલ્યવાન સંપત્તિની બક્ષિસ ઈશ્વરે તેમને આપી છે તે સાચવે, અને ઈચ્છા હોય તો જે એકમાત્ર ઉદ્દેશથી એ સંપત્તિ અપાયેલી છે તે ઉદ્દેશને સારુ જ એનો ઉપયોગ કરે.

—મહાત્મા ગાંધીજી : હરિજનબંધુ : ૨૯-૩-૩૬

## વાલ્મીકિનો છંદ

માનવને જીર્ણ વાક્યો મારો છંદ દેશે નવા સૂર,
અર્થના બંધનમાંથી લઈ જાશે તેને થોડે દૂર.
ભાવના સ્વાધીન લોકે, પક્ષવાન અશ્વરાજસમ
ઉદ્દામ સુંદર ગતિ,–તે આશ્વાસે ભાસે ચિત્ત મમ
સૂર્ય વહી યથા ધાય વેગે દિવ્ય અગ્નિ તરી
મહાવ્યોમ–નીલસિંધુ–પ્રતિદિન પેલી પાર તરી;
છન્દ તથા અગ્નિસમ વાક્યને કરીશ સમર્પણ;
જાશે વહી મર્ત્યસીમા વિના બાધા કરી સંતરણ
ગુરુભાર પૃથ્વીને તાણી લેશે ઊર્ધ્વ દિશા-દેશે,
કથાને ભાવને સ્વર્ગે, માનવને દેવ-પીઠ સ્થાને
મહાંબુધિ જેવી રીતે ધ્વનિહીન સ્તબ્ધ ધરણીને
બાંધી રહ્યો ચારે દિશે અંતહીન નૃત્ય-ગીતે ઘેરીને
તેવી રીતે મારો છંદ, ભાષાને ઘેરીને આલિંગને
ગાશે યુગ યુગાન્તર સરળ ગંભીર કલસ્વરે
દિશે દિશે સર્વ સ્થળે મહામાનવનું સ્તવગાન–
ક્ષણ સ્થાયી નર જન્મે મહત મર્યાદા કરી દાન.

—પુંડરીક: ભાષા અને છંદ: રવિબાબુકૃત બંગાળીનું ભાષાન્તર: માનસી: વસંતપંચમી : ૧૯૯૨

## ત્યાગનો ખોટો આદર્શ

આનું કારણ એ છે કે આપણે અન્નમય કોશને જ આત્માનો શત્રુ માની લીધો છે. પણ જેમ સામે દેખાતી ભીંત છે જ નહિ, માયિક આભાસ છે, એમ માનવા માત્રથી તેની આરપાર જઈ શકાતું નથી, તેમ દેહ અને આત્મા જૂદા છે એમ માનવા માત્રથી દેહથી પર થઈ શકાતું નથી કે દેહનું મમત્વ છૂટી શકતું નથી. છતાં આ ઊંધો યોગાભ્યાસ આપણે કરતા આવ્યા છીએ, અને તેથી આપણે પોતે જ પછડાયા છીએ. અન્નમય કોશને આપણે છોડવામાં નથી ફાવ્યા, પણ અન્નમાં રહેલા બ્રહ્મનો દ્વેષ કરી આપણા દેશમાં આપણે અન્નના દુગલાઓ વચ્ચે અન્ન અને દાંત વચ્ચે વેર અનુભવીએ છીએ, ભૂખમરો ભોગવીએ છીએ, અને આપણા ભાવનાવાન તરુણો સહેજે મળતા અન્નનો થોડો કાળ દ્વેષ કરી પછી આખી જિંદગી સુધી નબળી રીતે પણ શરીર ટકાવી રાખવા માટે અન્ન અને આંતરડાં વચ્ચે કેમ સંપ

[ અનુસંધાન પૃ. ૩૬૩ ]

# તંત્રીસ્થાનેથી

## સંસ્કૃતિ અને પશુબળ

ઇટલીએ એબિસિનિયા જીત્યું એ આજે તો ભૂતકાળની બીના બની ગઈ છે. જગતનાં રાજ્યોએ વસ્તુસ્થિતિનું નિરીક્ષણ કર્યું. જેમ જેમ ઇટલીનું આક્રમણ વધતું ગયું તેમ પોતે સાવધ થતા હોય તેવો દેખાવ કર્યો. એબિસિનિયાના રાજાએ જગતની સુધરેલી પ્રજા તરફ મીટ માંડી, પ્રજાસંઘ પાસેથી ન્યાયની અપેક્ષા રાખી. પોતાના સાધનોની અપૂર્ણતાનું એને ભાન હતું. ઇટલીના ગેસના મારા સામે એબિસિનિયાના સૈનિકોનો જે ધાણ નીકળી ગયો તે વાંચતાં પણ કંપારી છૂટે છે. ગમે તેમ આજે પ્રાચીન સંસ્કૃતિવાળી એક પ્રજા ઇતિહાસના પટ ઉપરથી નાબુદ થઇ હોય એવું લાગે છે. વેપારમાં પ્રતિબંધ મૂકીને ઇટલીને ગુંગળાવવાનો પ્રયત્ન મિથ્યા ગયો. સંસ્કૃતિમાં રાચતી પ્રજાઓએ જોયું કે વિજય તો પશુબળનો જ છે, સંસ્કૃતિ તો શાન્તિના સમયમાં ગૌરવ લેવાનું એક સાધન જ છે. આ પ્રસંગ ઉપરથી આટલો બોધ જગતની પ્રજાઓ લે તો ! પણ કઇ પ્રજા પશુબળનો ત્યાગ કરવા તત્પર બને ! યુરોપ અને એશિયાની ન્હાનીન્હાની પ્રજાઓનો પ્રજાસંઘમાં હવે કેમ વિશ્વાસ રહે ! આ પ્રમાણે જગતની સંસ્કૃતિના વિકાસમાં ઇટલીએ આ વિજયથી મહાન વિક્ષેપ નાંખ્યો છે અને એ વસ્તુસ્થિતિનું ઇટલીને ભાન કરાવવાનો પ્રજાસંઘનો ધર્મ છે.

## પંડિત જવાહરલાલનાં ભાષણો

પંડિત જવાહરલાલે મહાસભાના પ્રમુખસ્થાનેથી ભાષણ કર્યું ત્યારથી તેમના વિચારોની ચર્ચા શરૂ થઇ હતી. પરંતુ તે પછી મુંબાઇમાં આવીને તેમણે ભાષણોદ્વારા પોતાનાં મન્તવ્યો વધારે સ્પષ્ટ સ્વરૂપમાં પ્રજા સમક્ષ રજુ કર્યાં. આ બધામાં એક વસ્તુ સ્પષ્ટ જણાય છે કે પંડિતજી સંપૂર્ણ પ્રામાણિકતા અને સત્ય નિષ્ઠાથી પોતાને જે કહેવું છે તે જાહેર કરે છે. નીતિજ્ઞોની રાજરમત એમના ભાષણોમાં નથી. એટલે એ પ્રામાણિકતા સ્વીકારવી એ આપણો પ્રથમ ધર્મ છે. પંડિતજી દેશના કે કોંગ્રેસના એક પક્ષના હાથમાં રમે છે એમ માનનારા પણ ભૂલ કરે છે. કોંગ્રેસની એકરૂપતાને લેશ પણ હાનિ પહોંચે તેવું કાર્ય પંડિતજી સ્વપ્ને પણ કરવાનું નહિં ઇચ્છે.

પંડિતજીના વિચારોથી આપણી કર્મપ્રથા કે સમાજપ્રથામાં ધરતીકમ્પ થશે એમ નિર્ણય કરીને ભડકવાની આપણે જરૂર નથી. બીજી બાજુ સમસ્ત જગતમાં વિચાર બળનું જે મોજું પ્રવર્તમાન બન્યું છે અને જેમાંથી સમાજવાદનું એક કે બીજું સ્વરૂપ જન્મ પામ્યું તેની પણ અવગણના થઇ શકે તેમ નથી. સમાજવાદનું કોઇ એક દેશમાં પ્રવર્તતું સ્વરૂપ બીજા દેશને પ્રતિકૂળ બને–બીજા દેશની પરિસ્થિતિ અને સંયોગો પ્રથમ દેશના જેવા ન હોય તો, પણ તેથી જે પરિસ્થિતિમાં અમુક સિદ્ધાન્તો અસ્તિત્વમાં આવ્યા તે પરિસ્થિતિ અને તે સિદ્ધાન્તોના મૂલગત અને તાત્વિક સંબંધની અવગણના થઇ શકે નહિં, અને તેથી જ એક બાબત તો અત્યારે બધાએ સ્પષ્ટ રીતે

સમઝી રાખવાની જરૂર છે કે આપણી ઇચ્છા હોય કે ન હોય સમાજવાદ અવશ્ય આવવાનો છે. પંડિતજીનાં ભાષણો સામે મુંબાઇના અમુક શહેરીજનોએ વિરોધ દર્શાવ્યો છે અને વસ્તુસ્થિતિનું પોતાનું જે દર્શન રજુ કર્યું છે તે ઉપરથી પણ સમાજવાદના આગમનની શક્યતા અટકતી નથી. અને આ વિચારની પાછળ જગતમાં પ્રવર્તતું બળ અત્યારે કાર્ય કરે છે એટલે એને ક્ષણિક આવેશ ગણી અવગણવાની જરૂર નથી. હા, આપણે ત્યાં જે પરિસ્થિતિ અને સંયોગો પ્રવર્તમાન છે તેને પ્રતિકૂળ બળનો પ્રવેશ સંભવિત નથી એ ચોકક્સ.

## સ્વ. અબ્બાસ તૈયબજી

ગુજરાતે એક વૃદ્ધ વીરને ગુમાવ્યો છે. દેહનું ઘડપણ આત્માને સ્પર્શતું નથી એની ખાતરી અબ્બાસ સાહેબને જોનાર સર્વને થઇ હશે. ગુજરાતના સેવાયજ્ઞમાં એમનો સહકાર ચિરંજીવ છે. સફેદ દાઢી જેવું જ સફેદ અંતર ધારણ કરનાર એ બુઝર્ગ સૈનિકને જોઇને ગુજરાતના નવજવાનોમાં પણ ઉત્સાહની પ્રેરણા આવતી. વળી હિન્દી પ્રજાના સંપૂર્ણ ઐક્યમાં–હિન્દુ કે ઇસ્લામના અવિભક્ત ઐક્યમાં–એ સાચા શ્રદ્ધાવાન હતા અને હિન્દને જો રાજકીય પ્રગતિ કરવી હોય તો તેમ કર્યા વગર થાય તેમ નથી જ એ બોધ એમનું જીવન સ્પષ્ટ કરે છે. ચૂસ્ત મુસલમાન છતાં તૈયબબાપુની આ રાજકીય શ્રદ્ધા હિન્દના રાજપ્રકરણીય જીવનમાં હમેશ દ્યોતક રહેવાની. આવા સંસ્કારી ને હિન્દુમુસ્લિમપર મહાન હિન્દીને ભીષ્મપિતામહ જેમ છેલ્લા યુદ્ધમાં યુવાન પેરે ઘૂમતા જોનાર ગુજરાત એમને કદી પણ ભૂલી શકે એમ નથી. અમે એમના મહાન આત્માને પરમ શાંતિ ઇચ્છીએ છીએ.

## સ્વ. છગનલાલ હરિલાલ પંડયા

બાણની કાદંબરી જેવા સંસ્કૃત ગ્રંથને ગુજરાતીમાં સમર્થ રીતે ઊતારનાર શ્રી. છગનલાલ પંડયાનું બહોતેર વર્ષને વયે એમના વતન નડીઆદમાં ગઇ તા. ૨૩મી મેને રોજ અવસાન થયું છે તેની અમે સશોક નોંધ લઇએ છીએ. કાદંબરીના ભાષાંતરથી ગુજરાતી સાહિત્યની એમની સેવા જૂના ભાલણ કવિની પેઠે અજોડ રહે છે. સ્વર્ગસ્થ નડીઆદની નવમી ગુજરાતી સાહિત્ય પરિષદની સત્કાર સમિતિના પ્રમુખ હતા. એમના આત્માને અમે ચિરંતન શાંતિ ઇચ્છીએ છીએ.

## શ્રીયુત વર્માની વિદાય

શ્રીયુત જયકૃષ્ણ ના. વર્મા લુણાવાડાના દીવાન તરીકે નીમાયા તે બદલ તેમને અમારાં અભિનન્દન છે. મુંબાઇની અનેક સંસ્થાઓ જોડે શ્રી. વર્માનો સંબન્ધ હતો, પરંતુ સાહિત્ય સંસદ અને 'ગુજરાત'ના તો એ એક કુટુમ્બીજન હતા. એમની સેવાવૃત્તિને શ્રમ નહોતો લાગતો. અને કોઇ પણ કામ કરવાની ચોકસાઇ પણ એમણે સિદ્ધ કરી હતી. એમના જીવનમાં આ એક પરિવર્તનનો જ પ્રસંગ છે અને એમના જીવનમાં ઉત્તરોત્તર ઉત્કર્ષ સાધે એમ અમે ઇચ્છીએ છીએ. અમને આશા છે કે ભાઈ વર્મા તેમના ઉપયોગી જીવનમાંથી થોડી ક્ષણો પણ સાહિત્ય સંસદ અને ગુજરાતને ત્યાંથી પણ આપતા રહેશે.

# વ...ર્ત...મા...ન...સા...ર

## 'હંસ' માસિક

અખિલ ભારતીય સાહિત્ય પરિષદે 'હંસ' માસિકને પોતાના મુખપત્ર તરીકે સ્વીકાર્યું છે.

## કવિશ્રી નાનાલાલનો મણિમહોત્સવ

તા. ૧૩ મી મેને દિવસે કવિશ્રી નાનાલાલના જીવનના મણિમહોત્સવનો એક સમારંભ ચાંદોદ-માંડવા ખાતે કુમારશ્રી મોતીસિંહજી મહીડા તરફે ઊજવાયો હતો. આ પ્રસંગે કવિશ્રીએ 'જગત કવિતામાં ગુજરાતી કવિતા' એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. પોતાને આપેલા માનપત્રનો સપ્રેમ સ્વીકાર કરતાં કવિશ્રીએ કહ્યું હતું કે મારા કવિતાજીવનની પ્રેરકદેવી સૌ. માણેકબાઇ જ છે. આ જ પ્રસંગે કવિવર દયારામભાઇના મકાનની કવિશ્રીએ યાત્રા કરી હતી.

## બર્લિનમાં જગતના ખેલાડીઓ અને ગુજરાત

આવતા ઑગસ્ટમાં જર્મનીમાં બર્લિન ખાતે દુનીઆના ખેલાડીઓને આમંત્રણ આપીને મોટી ઑલિમ્પિક રમતોનો સમારંભ થનાર છે. પચીસ હિન્દી યુવકોને આ માટે આમંત્રણ મળ્યાં છે. તેમાં ગુજરાત તરફથી શ્રી. હરિભાઇ ઉકાભાઇ ઠાકોર અને ચીનુભાઇ પુરુષોત્તમ શાહ જવાના છે.

## હિમાલય અટકાવે છે

મેસર્સ સ્મિથ અને શિપ્ટન સખ્ત બરફ પડવાને લીધે ઉપર ચડતાં અટકી ગયા છે.

## અખિલ હિન્દ બાળસંમેલન

હૈદરાબાદ (સિંધ)માં આવતા દીપોત્સવી પર્વમાં આખા દેશના બાળકોનું સંમેલન થનાર છે.

## હિન્દનાં ફ્રેન્ચ સંસ્થાનો

આ સંસ્થાનો અમુક શરતોથી બ્રિટિશ સરકારને સોંપવાની હીલચાલ શરૂ થઇ છે.

## ઉચ્ચ કેળવણી માટે દાન

શ્રી. જસુમતીબહેને પોતાના સ્વર્ગસ્થ પતિ ઉરસાભાઇ મગનલાલના મૃત્યુપત્ર અનુસાર બે લાખ રૂપીઆની સખાવત કરી તેનું પાકું ટ્રસ્ટડીડ કર્યું છે. આ ટ્રસ્ટદાનનો લાભ ઉચ્ચ કેળવણી લેવા ઇચ્છતા વિદ્યાર્થીઓનાં ફી ભોજન વગેરે માટે છે.

## ૯૩ ટકા હિન્દી અભણતા!

ઇંગ્લેંડમાં એક હિન્દી વિદ્યાર્થીએ લખેલી થિસિસમાં દર્શાવેલા હિન્દી અભણતાના આ આંકડાઓએ કેટલાક ગોરાઓને ચમકાવ્યા હતા.

## હિન્દની કેળવણીની પુનઃરચના !

હિન્દી સરકારની સેન્ટ્રલ એડ્યુકેશન ઍડવાઇઝરી બોર્ડે આપણી કેળવણીનો હવે નવેસરથી પ્રયોગ કરવા ધારણા રાખી છે.

## આઠ હજાર ઉત્તમ ચીની ગ્રંથોનું અર્પણ

ચીની અને હિન્દી સંસ્કૃતિઓના સમન્વયના વિકાસ અર્થે તે માટે સ્થપાયલી નાનકીનની સોસાઇટીએ રવિબાબુના શાંતિનિકેતનને આ ગ્રંથોની ભેટ કરી છે.

## ગુજરાત યુવક પરિષદ

આ પરિષદની બેઠક અમદાવાદ ખાતે ઘણું કરીને આવતા ઑક્ટોબરમાં થશે.

## ગુજરાતના યુવાન બુઝર્ગ સ્વર્ગસ્થ ન્યાયમૂર્તિ અબ્બાસ તૈયબજીનો સ્વર્ગવાસ

હિંદુમુસ્લિમ એકતાના આદર્શ દૃષ્ટાન્ત અને મહાત્માજીના દીલોજાન મિત્ર, સુરત અસહકારી, શ્રી અબ્બાસ તૈયબજીનું બ્યાસી વર્ષની ઊંમરે હૃદયબંધ થવાથી ૯ મી જૂને અવસાન થયું છે.

## વડોદરા રાજ્યનો ૧૯૩૪–૩૫ નો રાજ્યવહીવટ

ગુજરાતના આ મોટા સંસ્થાનના રાજ્યવહીવટનો છેલ્લો અહેવાલ હમણાં પ્રસિદ્ધ થયો છે તેમાંથી ગુજરાત માટે ઘણુંએક પ્રેરક વાચન મળે છે.

## શિષ્ટ નવલકથાનું પારાયણ (!)

ગોવર્ધનરામભાઈની અમર નવલકથાનું પારાયણ કરવવાનો નવીન પ્રયોગ શ્રી. ચંદ્રશંકર પંડ્યાએ નડીઆદ સંતરામના મંદિરમાં તા. ૧૭ મી મેથી આરંભ્યો છે એમાં આચાર્યશ્રી આનંદશંકરભાઇ, લલિતજી, શ્રીમતી સુધાદેવી વગેરે વગેરેએ રસપૂર્વક ભાગ લીધો છે. વળી હજી એમાં અનેક વ્યક્તિઓ ભાગ લેશે.

## અંધ એમ. એ. વિદ્યાર્થી

કલકત્તાના એક અંધ વિદ્યાર્થીએ એમ. એ. ની પરીક્ષા પસાર કરી છે ને વધુ અભ્યાસ કરવા રૂપીઆ ત્રણ હજારની શિષ્યવૃત્તિ મેળવી છે.

## 'કાદંબરી'ના અદ્વિતીય ભાષાંતરકાર શ્રી. છગનલાલ પંડયાનો સ્વર્ગવાસ

નડીઆદના આ સાક્ષરશ્રીનું બ્હોતેર વર્ષને વયે તા. ૨૩ મી મેને દિવસે અવસાન થયું છે.

[ અનુસંધાન પૃ. ૩૯૭ ]

[ સૌદામિની : અનુસંધાન પૃ. ૩૨૦ ]

**સૌદામિની** : મનાવીને કામે શું છે ? તમને કયાં મારી પડી છે !

**પ્રકાશ** : મારે તો તમારા વર્તનને અને આજ્ઞાને અનુસરવું જ રહ્યું ના !

**સૌદામિની** : માફી મંગાવવાનો શોખ પૂરો કરતા હશો ?

**પ્રકાશ** : જેમ સમજો તેમ !

**સૌદામિની** : તો પછી એનીએ વાત કયાં સુધી સંભાર્યા કરશો ! અમસ્તું છોકરં જેવા કહું છું તમને ? જરાક કહ્યું કે રીસાયા ! મેં કેટલી વાર કહ્યું ત્યારપછી મને માફ નહિ કરો ? બોલોને ! તમે એવું બોલ્યા સૌરભના અને બધાંના દેખતાં ત્યારે મારે મોજડી બતાવવી પડીને ! એટલા માટે તો હું આવી હતી ને ફરીવાર લઢી પડયાં આપણે. હું મોઇ છું જ એવી કે વાતવાતમાં ચડભડી ઉઠું છું. એ કહોને ! મને માફ નહિ કરો ? બોલોને ?

**પ્રકાશ** : કાંઇ ઘેલાં તો નથી થયાં ? શાનું, માફ કરવાનું વળી ! એમાં તમે એવું શું કહ્યું હતું–કર્યું હતું કે મને ખોટું લાગે અને તમારે માફી માગવી પડે ?

**સૌદામિની** : તેમાં જ હું આવું છું સૌરભને ત્યાં ત્યારે તમે ચાલ્યા જાઓ છો !

**પ્રકાશ** : તમે અને સૌરભ વધુ નિકટનાં સંબંધી—બેનો, એટલે તમારે ગમે તે કામ હોય, ગમે તે વાત કરવાની હોય તેમાં હું અવિનયી પરાકાષ્ઠા સમો ત્યાં બેસી રહું............

**સૌદામિની** : [ વચમાં જ ] સાચું કહો છો ? તમને તે દિવસનું ખોટું નથી લાગ્યું મારા પર ? મારી જીભ જ......

**પ્રકાશ** : શું કરવા ખોટું લાગે ? વ્યકિતઓના—ખાસ કરીને વિજાતીય વ્યકિતઓના પરસ્પર સંબંધ વિષે જેને જેમ અભિપ્રાય બાંધવા હોય તેમ બાંધવાની છુટ છે. અને એમ કરતાં, કોઇ અબુઝ વ્યકિત જાણે અજાણે આપણને અન્યાય કરે ને આપણે પણ તેટલી જ નાદાનીયતથી માનસિક સમતોલપણું ગુમાવી બેસીએ પછી એનામાં ને આપણામાં ફેર શો ?

**સૌદામિની** : અમે અબુઝ ! કેમ ? ઠીક ! ઠીક ! કહી લો કહેવું હોય તેટલું. તમે આ સુંદર વિશેષણોથી નહિ નવાજો તો કોણ નવાજશે ? અને તમારા સિવાય—

**પ્રકાશ** : કેમ રહી ગયાં ? શું મારા સીવાય... ?

**સૌદામિની** : કાંઇ નહિ, જવાદોને બધું ! તમને મારો હિસાબે ન હોય પછી...

**પ્રકાશ** : પાછી યુદ્ધની તૈયારી ?

**સૌદામિની** : હો ! આજ દહાડો જ એવો ઉગ્યો છે. સવારે તમારા સોહનભાઇ જોડે... જુઓને હું ય ઘેલી જ છું ના ! નામ લીધા વગર ચાલતું નથી...એમની સાથે વઢી લીધું સવારે અને અત્યારે—

**પ્રકાશ** : દામિનીબેન ! તમે અમસ્તું જ ઓછું લાવો છો. મને કદી કોઇનું ખોટું લાગતું નથી. અને તેમાં ય તમારા બોલવાથી તે લાગે કોઇ દિવસ ?

સાચું'ય છે કહી ? તમે આખાઓમાં છો એ મારાથી કયાં અજાણ્યું છે ! અને જ્યાં ય આપણાં સ્વજનો જ આપણને ન સમજે કે સમજવાનો પ્રયત્ને ન કરે એથી વધુ ખેદજનક શું !

સૌદામિની : હજુ સંતાકુકડી રમતી છે ! સાચ્ચું કહો છો ? સૌરભ માટે તમારા દિલમાં અનન્ય લાગણી નથી ?

પ્રકાશ : છે જ અને હોય જ. એમને અનન્ય લાગણીથી નીરખે પછી હું થોડો જ એટલો બધો કૃતઘ્ન થઇ શકું કે એમની મારે માટેની અને મારી એમને માટેની લાગણીનો અસ્વીકાર કરું !

સૌદામિની : જરા વહેલું કબૂલ્યું હોત તો ! પણ તડસાવવાની ટેવ પડી હોય તે ! પરણેલી યુવતીને અનન્ય લાગણી કોને માટે હોય !

પ્રકાશ : તમે ક્યાં કુંવારાં છો કે મને પૂછવું પડે ?

સૌદામિની : પતિ માટે.

પ્રકાશ : અરે...અરે...એ ભાવના કયારથી સેવતાં થઇ ગયાં ? ત્યારે તો મારા સોહનભાઇના ઉઘડી ગયાં !

સૌદામિની : ઉઘડેલાં જ છે ને ! એમ કાલાં ન કાઢો ! એ ભાવના અમાન્ય છે તમને !

પ્રકાશ : તદ્દન... ! તો તો મારી બેન મારા બનેવી સીવાય કોઇને અનન્ય લાગણીથી ચાહીજ ન શકે ! એમ જ ના !

સૌદામિની : એમ જ !

પ્રકાશ : જબરા ભુલાવામાં પડયાં છો ! તો પછી માબાપ, જેમણે જન્મથી મોટાં કર્યાં, પરણાવ્યાં, સંસ્કારનો ઓપ દીધો અને આજકાલ્ જેમણે લાડથી ફુલાવ્યાંફુલાવ્યાં એ બધાને ખામડાં જને !

સૌદામિની : જરા ય નહિ ! ભાઇ ભાઇના સ્થાને અને માબાપ તેમને સ્થાને પૂજનીય આદરણીય અને ચાહવા યોગ્ય રહે છે જ.

પ્રકાશ : પણ એનો અર્થ એમ તો નથી કરતાં ને પતિ કરતાં ભાઇ અને માબાપ તરફની લાગણી ઉતરતી કક્ષાની !

[ લો. ફુલચંદ છ. તેને સમજ નથી પડી. ]

**સૌદામિની :** પણ......

**પ્રકાશ** : શું પણ ? તમે તમારી જાતે જ નથી સમજી શકયાંને ! કેટલું બધું અંધારું ! એમ કહો કે પતિ તરફની લાગણી કરતાં ભાઇ તરફની લાગણી ઉતરતી નહિ જરાય પણ જુદા પ્રકારની ખરી. અને તેમાં તો હું ય તમારા મતને જ મળતો છું. જુદીજુદી વ્યક્તિઓના સ્નેહસંબંધો અને તે સ્નેહોદ્‌ભવનાં નિરનિરાળાં કારણોને લઇને તે તે વ્યકિતઓ માટે જુદાજુદા પ્રકારની લાગણી ઉદ્‌ભવે ! એ તો સ્વાભાવિક છે. એ તો મનુષ્ય સ્વભાવ છે. આટલી સ્હેલી વાત તમારા જેવાં, સૌરભબેનથી ય ચાર ચાસણી ચઢીયાતાં વિદુષી યુવતી કેમ ન સમજી શકયાં એ ય મારે મન તો કોયડો જ રહેશે.

[ સૌ. નું સ્વમાન અને વિદ્વત્તા ઘવાયાં હોય તેમ તેને લાગે છે. તેને પ્રકાશ માટે માન ઉદ્‌ભવે છે. તેની આગળ તે હજુ બાળક જેટલી જ અનભિજ્ઞ અને બાલીશ છે એમ તેને સ્પષ્ટ લાગવા માંડે છે. ]

**સૌદામિની:** ( સસંકોચ ) એક વાત પૂછું ? ધીટતા બદલ માફ કરશો.

**પ્રકાશ** : સંકોચ વગર !

**સૌદામિની:** ( બધું સંકલ્પબળ એકઠું કરી ) ત્યારે તમે સૌરભને નથી ચહાતા ?

**પ્રકાશ** : ( બેપરવા ) ચાહું છું ને ? જેજે મને ચાહે છે તે બધાયને હું તેટલા જ ભાવપૂર્વક ચાહું છું. ઓ હો ! ડુંગર ખોદી ઉંદર કાઢયો ! હા...હા... ( તે ખડખડાટ હસી પડે છે. ) આટલું પૂછતાં આટલાં બધાં ગભરાતાં હતાં ?

**સૌદામિની :** જોને ! જોને ! સીધો જવાબ જ નહિ છે ! તમે એને પ્રિયતમા ભાવથી નથી ચહાતા ?

**પ્રકાશ** : અહો...હો...હો. જબરો ધડાકો કર્યો દામિનીબેન ! આટલા સારૂ જ ધૂંધવાતાં હતાં કયારનાં ? તેમાં જ તે દિવસે ઉઠી પડેલાં ? કેટલો અદેખો છે સ્ત્રીસ્વભાવ !

**સૌદામિની :** હોય જ ને. પુરુષો કયાં નથી હોતા અદેખા ?

**પ્રકાશ** : ફરીવાર કહી લઉં કે હું એમને બેન જ માનતો આવ્યો છું ને માનું છું.

[ સૌ. ના મુખ પર ઉલ્લાસની સુરખી ઉભરી આવે છે. તેની અસ્વસ્થતા તેની હૃદયવિહ્‌વલતાનું પ્રતિબિંબ પાડે છે. ]

**પ્રકાશ** : કેમ અવાક્ બની ગયાં ?

**સૌદામિની :** કાંઇ નહિ...!

**પ્રકાશ** : કેમ કાંઇ નહિ ?

**સૌદામિની:** એમસ્તો ! મારે શું ? ભલેને તમે ગમે તેના હો. મેં તો મારે મનભાવતો કલ્પનાવીર સર્જ્યો છે; મારી આંસુ સારતી આંખોને દ્વારે એવો હરિયાળો લતામંડપ નીરખ્યો છે જ્યાં કલ્પના વિમાનમાં બેસી હૈયું પહોંચી જાય છે. ભલે એ કલ્પનાસૃષ્ટિ સજીવ ન બને. મારી મનભર કલ્પના તો કોઇ નથી છીનવી શકવાનું ને !

પ્રકાશ : એ વળી નવું જ તૂત પાછું !

સૌદામિની : હાસ્તો, તૂત જ લાગે ને ! આપણને સામાની પડી હોય તો ને ! ભલેને બીચારું હીજરાઇહીજરાઇ કરમાઇ જાય. આપણે શું !

પ્રકાશ : પણ કોણ હીજરાઇ મર્યું તે તો કહેશો ને !

સૌદામિની : એ જ કહું છું ને ! આથી વધુ બેદરકારી કંઇ હોય શકે !

પ્રકાશ : શાની બેદરકારી ! કોના તરફની બેદરકારી !

સૌદામિની : તે તો તમે જાણો.

પ્રકાશ : હું જાણું ! જેમને હું મારાં ગણું છું તેમના તરફ તો આજ સુધી બેદરકારી બતાવી હોય તેમ સાંભરતું નથી.

સૌદામિની : શું કામ નાહક આત્મવંચનાનો અંચળો ઓઢો છો !

પ્રકાશ : દામિનીબેનના સમ હું જાણતો હોઉં તો. કહોને એ સુકાતી વ્યક્તિ કોણ છે ! મોહનભાઇ સીવાયનું તો કોઇ નથીને !

સૌદામિની : કોઇ તમારી બેન હોય તો ! મારે તમારી બેન નથી થવું. એ ઘણું કહ્યું છે. ઠીક છે. જવા દઉં છું. ત્રીજીવાર બેનના ભાઇ બન્યાં છો તો મારી કપરામાં કપરી શિક્ષા કરીશ. બેન ! બેન ! બેન ! દંભનીય સીમા તો હશેને !

પ્રકાશ : ત્યારે શું કહું ! સૌરભબેનનાં બેન પણ મારે મન બેન જ ને !

સૌદામિની : એકલાં સૌરભબેનને જ બેન રહેવા દો. મારે એ માનભર્યું પદ નથી જોઇતું.

પ્રકાશ : May it please your highness ! સૌદામિની ચાલશે ! કે દામિની કહું ! કે મીસીસ દસ્તરી ?

સૌદામિની : જે કહેવું હોય તે પણ બેન નહિ.

પ્રકાશ : તેમ તો તેમ ! હવે તો સંભળાવશોને એ શુભ નામ !

સૌદામિની : રસ્તામાં નથી પડ્યું ! અને તમને ખાસમાં રસ ક્યાં છે કે તમારે આટલી આતુરતા બતાવવી પડે !

**પ્રકાશ** : તમે તો ભાઇસા'બ ભારે વિચિત્ર. આમ કહું છું તો આમ, ને આમ કહું છું તો આમ...

**સૌદામિની:** હાસ્તો, વિચિત્ર જ લાગુંને ! પોતાની વિચિત્રતાનું તો કાંઇ નહિ !

**પ્રકાશ** : મારી વિચિત્રતા ?

**સૌદામિની:** ના ! છેતરશોને આત્માને હજુ !

[ પ્રકાશ કંટાળી શાંત રહે છે. સૌ. ની અસ્વસ્થતા પળે પળે વધતી હોય એમ તેનાં મુખાકૃતિ, ચંચળ નયનો અને પળે પળે બદલાતા હૃદયરંગ સૂચવે છે. ]

**સૌદામિની:** કેમ જાણવું છે નામ ? [ પ્રકાશ નિરુત્તર રહે છે. ] નથી બોલવું ? છોકરીવેડા શરૂ થયા ! [ પ્રકાશનું મુખ સ્હેજ મલકાય છે. ] હં... ! [ સૌ. ખોંખારો ખાય છે. ] કેવું મુખ મલકાવાય છે ! પાણી આવી જાય છે ખરું ? અં...હં.. [ તે નકારમાં ડોકું ધૂણાવે છે. ] રસ્તામાં નથી પડયું.

**પ્રકાશ** : તો તો ખાંડ જ ખાઓ છો.

**સૌદામિની:** [ પ્રકાશની તટસ્થતા અને સ્વસ્થતા જોઇ ] જરા પાસે આવો.

[ પ્રકાશ સૂતાં સૂતાં જ સ્હેજ નજદીક આવે છે ].

**સૌદામિની:** હજુ પાસે. એમ સૂતાં સૂતાં નહિ. **बद्धांजलिः श्रोत्रीयं ब्रह्मनिष्ठं ।** સાંભળવું હોય તો.

**પ્રકાશ** : [ બેઠો થાય છે. ] દામિનીબેન !... ..

[ હજુ તો તેના મુખમાં જ 'બેન !' શબ્દ છે ત્યાં તો સૌદામિનીના નાજુક છતાં ભરાવદાર હાથ ઉન્માદમાં પ્રકાશના કંઠે દઢતાથી વીંટાય છે. તેના ધ્રુજતા અધરોષ્ઠ પ્રકાશના પરવાળાં શા સ્થિર રક્તિમ અધર પર ચપસીને કમળની પાંદડી માફક બીડાઇ જાય છે. કેટલીક પળો ઉન્મત્ત ચુંબનના નિર્વાણમાં વીતે છે. ]

**સૌદામિની:** મારા કુમાર ! મારા મુંજ ! [ ફરી તે પ્રકાશના અધર પર બાજની તરાપ મારે છે. ]

**પ્રકાસ** : [ મહાપ્રયાસે ખાળતાં ] દામિની ! દામિનીબેન !...અરે...અરે...!

**સૌદામિની:** [ તેને વધુ પાસે લેતી બાલિશતાપૂર્વક ] હં હં હં હં...પ્રકાશ ! મારા પ્રકાશ ! માંરા ચંદ્ર...મને ન તરછોડ ! મારો હરિયાળો કુંજ ન ઝુંટવ ! તારા સ્મરણમાં કેટકેટલી અસહ્ય પળો વીતાવી છે ! પ્રકાશ હવે ન રોક...પ્રકાશ !...પ્રકાશવિહોણી દામિની ટકવી ય મુશ્કીલ છે. મારો વીર નહિ ! મારા...રસેશ ! તારા રસભંડાર લૂંટતાં માંરા તૃષાર્ત આત્માને ન રોક ! પ્રકાશ !......

[ તે રડમસ થઇ જાય છે. તેનો અવાજ રૂંધાઇ જાય છે. છાતીના ધબકાર વધુ વેગવંતા બને છે. તે પ્રકાશના અંકમાં ફસડાઇ પડે છે. પ્રકાશના અંગોઅંગમાં શીત વ્યાપી જાય છે. ]

**પ્રકાશ** : તમારું ચિત્ત અસ્વસ્થ છે દામિનીબેન !

સૌદામિની : પ્રકાશ ! છતા પ્રકાશે મારે અંધકારમાં ગુંગળાવાનું ? છતા રસનિધિએ મારે મૃગજળ પાછળ ભટકવાનું ? મારા નાથ ! મારો રસવીર નહિ ! મને ન તરછોડ ! મારી ઉત્પાતના તું ક્યાંથી કલ્પી શકે ! તારા સ્મરણમાં કેટકેટલી રજનીઓ નિદ્રાવિહોણી વીતાવી છે એની તને ક્યાંથી ખબર હોય !

પ્રકાશ : [ તેને બેઠી કરતો ] બેન ! દામિનીબેન ! તમારી યાતના ખાતર કેટકેટલા આત્માઓને નારકી યાતનામાં સબડાવવાનું પાપ વહોરવું ?

સૌદામિની : મારી યાતના ખાતર ? પ્રણયજળ વિના કુરમીન તરફડવું હતું. તારે હૈયે એને મધુર રસનાં ઝરણાં લાધ્યાં છે. છતે જળે એને તરફડવા દેવાનું પાપ વહોરીશ ?

પ્રકાશ : એ પ્રણય જળની મશેક અન્ય છે તેનું શું ?

સૌદામિની : પ્રકાશ ! મારા મીઠા ! તું એટલું ય નથી સમજતો કે એક માછલી વસે જળ ખુટી જતાં નથી ? મને નીરાશ ન કર ! પ્રકાશ ! મારા પ્રકાશ ! મારી કલ્પનાના રાજકુમાર ! તને દીઠો ત્યારથી આત્માના અંધકાર વામતી પ્રણયજ્યોત ઝળકી છે હૈયાના એકાન્તમાં. ત્યારથી મસ્ત હરિણી શું મારું ઉર તારી સુખદ ગોદમાં લપાવા કેટલું અધીર બન્યું હતું તેની તને ક્યાંથી ખબર હોય ? ત્યારથી આત્માએ સંકલ્પ કર્યો તને પ્રણયદાન દેવાનો ! એ આત્મા અત્યારે મસ્ત થઈ ગયો છે. એની મેઘલા રોકી રોકાય તેમ નથી. હું શું કરું પ્રકાશ !

પ્રકાશ : દામિનીબેન ! તેમ કરતાં મારે કેટલા આત્માઓને અન્યાય કરવો પડે તેનો ખ્યાલ છે ?

સૌદામિની : કેટલા આત્મા ? કોના આત્મા ? સૌરભ તો તારી બેન છે !

પ્રકાશ : વિલાસનું શું ? અને સોહનલાલ !......એમની મૈત્રી ! વિમુખ ! જેને લીધે તમારું બન્નેનું ઓળખાણ થયું તેની મિત્રતાનું શું ? એમના

મારામાં મૂકાયલા વિશ્રંભનું શું ? એક વિહ્વલથેલા દશ્યના તડકડાટ ખાતર આટઆટલા સમભાવીઓને કૃતઘ્નતાથી નવાજું ?

**સૌદામિની** : પ્રકાશ ? મારા મીઠા ! કોણ તારી પાછળ ઘેલું બન્યું છે ? એ બધાં કે હું ? કોણે તારા સ્મરણમાં આત્માનાં હીર બાળી જીવન દુઃખમય કરી મૂક્યું છે ? કોને હૈયે તું વસ્યો છે ? એ, એમની મૈત્રી ખરાં તો હું મારૂં ઝુરતું હૈયું, મારો ઘેલછાની હદ સુધીનો પ્રણય એ બધાં ખોટાં ? એ બધાંની કાંઇ કદર નથી તને ? એ બધાં તારે મન સહેલાઇથી તરછોડી શકાય તેવાં લાગે છે ?

**પ્રકાશ** : સુહૃબેન ! તમે મને વિષમ સ્થિતિમાં મૂકો છો. હૈયાનો વિશુદ્ધ પ્રેમ શબ્દદ્વારા વ્યક્ત કરવા જેટલી સુલભ અને નજીવી વસ્તુ ન હોવી જોઇએ– ન હોઇ શકે. અંતરની લાગણી બાહ્ય ચિહ્નોદ્વારા વ્યક્ત કરવી પડે એટલાં બાલીશ ઉર માટે મને સહાનુભૂતિ ન જ ઉદ્‌ભવે. અને છતાં ય તમે, તમારો પ્રણય, તમારું પ્રેમભીનું હૈયું એ મારે મન સજીવ સત્ત્વો હોય, તો ય હસતે મુખે સ્વીકારેલાં બંધનો કાંઇ ત્યજી શકાય ? સ્વયં આમંત્રેલી અગવડો દૂર કરવાની કાયરતા બતાવતાં મનુષ્યત્વની જ્યોત ઝાંખી પડે છે તે તમને ય સમજાવવાનું હોય ?

**સૌદામિની** : પ્રકાશ, તું નથી સમજી શકતો–નથી કલ્પી શકતો–મારી ઉરવ્યથા ! મેં અગવડો આમંત્રી છે પણ તેનું શું ? અગવડ ન વેઠાય, અગવડનો ભાર વહન ન થઇ શકે તો ય તે વહ્યે જ જવો એમાં કાયરતા કે નૈતિક હિંમત ?

**પ્રકાશ** : મેં સાંભળ્યું છે—rather મને કહેવામાં આવ્યું છે તે મુજબ તો તમે સ્નેહલગ્નનું અર્ધાંગ છો.

**સૌદામિની** : સ્નેહલગ્નનું અર્ધાંગ ! સ્નેહલગ્ન શું તે જ હું નહોતી સમજતી તે વખતે. સોહનલાલને કયા સંયોગોમાં મેં સ્વીકારેલા–મારે સ્વીકારવા પડેલા તેની તને ક્યાં ખબર છે !

**પ્રકાશ** : જાણીને ય શું ? હિંદુ લગ્ન થોડી જ નાનાં છોકરાંની રમત છે કે ફાવે ત્યારે મુક્ત થઇ શકાય ! અને મુક્ત થઇને ય શું ? જે હૈયું એક ગાંઠ તોડી શકે છે તેને બીજી તોડતાં ય શી વાર ?

**સૌદામિની** : તું મને નથી સમજતો નહિ તો આમ ન બોલે પ્રકાશ ! મારી તારા મોહની ભાવનાઓ ક્ષણજીવી નથી. દુઃખમાં ને સુખમાં એ અવિચળ રહેશે. તું બદલાશે પણ એ નહિ બદલાય. તું તરછોડશે પણ એ તારા પાદ પૂજશે. પ્રકાશ ! તને ક્યાં ખબર છે કે તારા સોહનલાલને મારે અપનાવવા પડયા છે ?

**પ્રકાશ** : ત્યારે તમે સ્નેહલગ્નથી પરણ્યાં એ એ સાચી વાત નથી ?

**સૌદામિની** : સાચી અને ખોટી બન્ને. સાંભળવાની ધીરજ હોય, મારા માટે સહાનુભૂતિનો અંશ હોય તો એ કરુણ ભૂતકાળનાં પાનાં ઉકેલું. સાંભળ ! સોહનલાલ મારી મોટી બેન સાથે પરણેલા, એમનો પરસ્પર પ્રેમ અદ્વિતીય

હતો. એમ એ અત્યારે ય કબૂલે છે: મારાં બેન દેવલોક પામ્યાં અને પાછળ ત્રણ બાળકોનો સૂનો સંસાર મૂકતાં ગયાં. સોહનલાલને તો મારી 'મોટી' જેવી સંસ્કારી પત્ની જતાં સાથે વણનોતરી આફત આવી પડી. ન્યાતમાંથી ઘણાં ય માગાં આવેલા પણ એમણે આંસુભીની આંખે પાછાં ઠેલેલાં એ અત્યારે ય સગર્વ કબૂલે છે. મારી 'મોટી'નું મૃત્યુ એમને મન અસહ્ય બનાવ હતો. તે વખતે હું કોલેજના બીજા વર્ષમાં હતી. એટલે આજથી એક જ વર્ષ પહેલાં. કોલેજજીવનના સ્વતંત્ર–અને સ્વચ્છંદ પણ ખરું જ ને ?–વાતાવરણે મારા હૃદયમાં બાલીશ પ્રણયઝંખનાના તણખા વેર્યા હતા. અને એ ઝંખના, એ ઉન્મત્તતા અને ઘેલછા, લગ્નની તીવ્રતમ આતુરતામાં પરિણમી. મારી માતાએ પણ કહેલું કે તારે પરણવું જ છે તો કોઇ સારી પસંદગી કરી લગ્ન કરી નાખ. મારા પિતા તો આંતર જ્ઞાતીય લગ્નની ય તરફેણમાં હતા. પણ mother જરા વધુ સ્થિતિચુસ્ત અને orthodox ખરાં. એ જ અરસામાં સોહનલાલ વિધુર બનેલા; અને હું એમની સાથે પરણું તો મારી મૃત બેનનાં ઉછરતાં બાળકો ય સચવાય, સંસ્કારી બને અને સોહનલાલનું ભાંગ્યું જીવનનાવ પણ કોઇ સાગરની મુસાફરીને યોગ્ય બને એમ અનેક આગળપાછળના વિચારો કરી માતાએ સોહનલાલ સાથે લગ્ન કરું તો કેમ, એવી વિચાર-સરણી રજુ કરી. ન્યાતમાં એમનાથી સારો વરે નહોતો. જો કે એ માત્ર મેટ્રિક જ પાસ થયેલા, પણ સામાન્ય દુન્યવી જીવન જીવતા માનવકીટો કરતાં વધુ સંસ્કારી હતા એ તો અમારી પ્રથમ મુલાકાતમાં જ મેં જાણી લીધેલું. અને આમ ચારે બાજુના વિચારો કરી મેં તેમની સાથે લગ્ન કરવા કબુલ્યું. પણ ખરું કહું ? ભલે તું ન માને ! તે વખતે મને જીવનનો કશો ય ખ્યાલ નહોતો. તે વખતે તો માત્ર પરણવું એટલો પરણવું જ એ મારી બાલીશ માન્યતા, અને જેમ વહેલું પરણાય તેમ, વહેલી મજાહ એ જ ખ્યાલ એટલે જીવનના સારામાઠા ખ્યાલ કે પ્રણય, કે કશા ય અન્ય સ્થાયી ભાવ મારા કોમળ હૃદયમાં જન્મ્યા નહોતા. મારું શરીર જ વિકસ્યું એમ કહું તો ચાલે. અને એ ઉચ્છૃંખલતા અને ઉતાવળનું પરિણામ તે અમારું લગ્ન, તેનો અસંતોષ, કલ્પનાસૃષ્ટ જીવનની ઝંખના અને અંતમાં આત્માનું આક્રંદ.

પ્રકાશ : પણ સોહનભાઇ તો ઘણી સંસ્કારી વ્યક્તિ છે !

સૌદામિની : તે મેં ક્યાં નથી કબૂલ્યું ? પણ પ્રકાશ ! મારી જીવનની કલ્પનાઓ એમનામાં મૂર્તિમન્ત નથી થતી. મારાં સ્વપ્ન એમનામાં સજીવતા નથી પામ્યાં, મારી ભાવનામંજરીઓ એમનામાં નથી મ્હોરી. પ્રકાશ ! મારું શીલ તો તેં જાગ્રત કર્યું છે તેનો સ્રષ્ટા તો તું છે. તો એનો વિજેતા અને ઉપભોક્તા કાં ન બને પ્રકાશ ? મારે તો તારા જેવો ગભરુ યુવાન જોઇતો હતો. મારે તો તારું સંસ્કારી, સબળ છતાં કોમળ હૈયું જોઇતું

હતું. તારા જેવો વિદ્યાવિલાસી, પ્રેમાળ, હસુહસુ મુખનો બાહોશ યુવાન જોઈતો હતો. જેનો ખંડ હું સાફ કરું ! જેનાં પુસ્તકો અને ટેબલેટ વ્યવસ્થા પૂર્વક ગોઠવી શકું ! જેનાં કપડાં સરસ સ્વચ્છતાથી નિખારી ગડીબંધ વાળી શકું, જેની ગૃહિણી, સચિવ મિથઃસખી અને લલિત કલામાં પ્રિયશિષ્યા બની રહું ! પ્રકાશ ! મારે તો એવો રસનિધિ જોઈતો હતો. મારે તો એ રસજીવન જોઈતું હતું તેને સ્થાને આજ ભાવનાની ભસ્મ થતી જોઈ રહી છું. દુનિયાની વહેવાર, દુનિયાની ડહાપણ અને દુનિયાની સંબંધના બંધનોમાં આત્મા મુંઝાઈ રહ્યો હતો ત્યાં તારે શરણે ત્રસ્ત હરિણી શી આવી છું. એક અરજ પૂરી કર કે આજીવન આત્મદાન દે—તારા પ્રણયની સહધર્મિણી બનાવ !

પ્રકાશ : પછી મોહનલાલનું શું !

સૌદામિની: મોહનલાલ ! બીચારા ! એમને જે જોઈતું હતું તે મેં આપ્યું છે. હું તો જે એમણે જાણ્યું નથી, ચાખ્યું નથી કે માણ્યું પણ નથી તે પવિત્ર વસ્તુ, તે કોમળ ઉર તારે ચરણે ધરું છું. પ્રકાશ ! મને ન તરછોડ ! તારામાં મેં અતૃપ્ત આશાઓની સફળતા દીઠી છે. તું સંસારી છે, તારે

હૃદય છે. કહેને, મને ચ્હાશે પ્રકાશ ? તારી એક 'હા' તો મને નવજીવન-દાયિની નીવડશે.

પ્રકાશ : અને મારી ભાવભીની વિલાસ ? તમારો પ્રણયોન્માદ એનામાં કદાચ નહિ મળે, છતાં ય એનો ભક્તિભાવ, એનું સર્વસ્વસમર્પણ, એ કાંઇ થોડાં જ ઉતરતાં ગણી શકાય ?

સૌદામિની : પણ હજુ તું ક્યાં લગ્નગ્રંથીથી જોડાયો છે ?

પ્રકાશ : અંતરનાં લગ્ન થઇ ગયાં પછી શું ?

સૌદામિની : પ્રકાશ ! ચાલને, આપણે ત્રણે—તું હું અને વિલાસ ચાલી જઇએ દૂર સુદૂર જ્યાં માનવપગસંચારે ન હોય, જ્યાં પ્રકૃતિ સૌન્દર્યમાં ડૂબી રહી હોય ! એક મંડળી બનાવી ત્રીઉર એકતાનતામાં નાચીશું. ત્રણે—વીણા, દિલરુબા અને સતાર સંવાદી સ્વરે ઝણઝણશે. પ્રકાશ, ચાલને ! વિલાસ બેન મારા કરતાં તો વધુ ઉદાર છે.

પ્રકાશ : દામિની ! ઘેલી, તને ખબર છે ? તું તો નાદાન છે. હજુ જીવનને ઉંબરે પગ મૂકે છે. હજુ તો આખું જીવત બાકી છે. હજુ તો માત્ર જીવનની ઉષા જ ઉગી છે. એ ઉષામાં જ તું કંટાળી જાય છે તો હજુ ક્યાં ? હજુ તો મધ્યાહ્ન તપશે, સંધ્યા ય આવશે, જ્યારે યૌવનનાં પૂર ઓસરી ગયાં હશે અને સહુથી છેલ્લી જીવનની નિશા, કાળી ઘોર, સુમસુમાકાર રાત ! કસોટીની તો એ પળો હશે. જ્યારે તારો આત્મા પ્રલય અંધકારમાં ગુંગળાતો હશે. જીવનમાર્ગ માટે ફાંફા મારતો હશે.

સૌદામિની : તારા સંગમાં એ અંધકારે પ્રકાશિત બનશે. એ ગુંગળાટમાં તારા ધબકતા હૈયાનો શ્વાસ મારા તૂટી પડતા હૈયામાં પ્રાણ પૂરશે. જ્યારે અત્યારે તો જીવનની ઉષામાં જ નિશાનાથની પ્રકાશવિહોણી નિશાના અંધકારમાં સબડું છું. પ્રકાશ ! મને ઉગાર ! મારો જીવનપંથ ઉજાળ ! તારો સાથ દે ! તારી હુંફમાં મારું હૈયું હળવું કર !

પ્રકાશ : શરીર સોહનલાલનું છે તેનું શું ? હૈયું અને શરીર, સ્થૂલ અને સૂક્ષ્મ, જીવન અને કલ્પના શી રીતે છૂટાં પાડી શકશે ? સોહનલાલની બની રહીને ય અન્યની શી રીતે થશે ?

સૌદામિની : સોહન શરીરના સ્વામી છે, તું હૃદયનાથ છે. એને એની સમવડો સાચવે તેવી પત્ની જોઇતી હતી, એનાં ગભરુ બાળકોને ઉછેરનારી માતા જોઇતી હતી. જે, હું, અત્યારે બની રહી છું—બનવા પ્રયત્ન કરી રહી છું. જે એણે કલ્પ્યું નથી તે તને સમર્પું છું.

પ્રકાશ : એટલી ય સોહનલાલ તરફ તો બેવફાઇ જ ને ! હૈયું અન્યને સોંપતાં શરીર ઇચ્છા વિરુદ્ધ જ ખડખડાટ સહિત જ માલિકને તાબે થાય ને ! એમ કરતાં જે ભાવથી સોહનભાઇ સાથે તમે પરણ્યાં તે ભાવ ક્યાંથી

સચ્ચારી ! અને ધીરે ધીરે તો એ ભાવના એ સેવા અને આત્મત્યાગ જે હૈયે ધરી તમે લગ્ન કર્યાં હતાં તેને ઝાંખપ લાગશે તેનું શું !

સૌદામિની : પણ હૈયું હાથ નથી રહેતું તેનું શું !

પ્રકાશ : મેં એ માગી સ્વીકારેલી ફરજનાં બંધન કે સામાન્ય અસંતોષથી ખળભળી ઊઠતું વિહ્વળ હૈયું ! પહેલું કયું ! પલવાર ઊડી શમી જતા ઊતરંગો કે ફરજનાં સ્વયં અપનાવેલાં બંધનો ! માત્ર આત્મસ્વાર્થ ખાતર હૈયાનો સ્વાભાવિક સહજ તલસાટ સંતોષવા ખાતર, પલવારની ક્ષણિક વહી જતી ઊર્મિને મૂર્તિમંત બનાવવા ખાતર કેટકેટલા આત્માઓ તરફની ફરજ ચૂકો તેમ છો ! કેટકેટલાને કૃતઘ્નતાથી નવાજવા પડે તેમ છે ! સોહન ખાતર નહિ તો તેનાં બાળકો ખાતર-તમારી બેનના મધુર આંસુઓ ખાતર, જેમની ખાતર તમે મને કમને સોહનભાઈ સાથે પરણ્યાં તેમની ખાતર તમારે હૈયાના ઉછળતા પ્રણયસ્રોત રોકવા જોઈએ એમ નથી લાગતું !

સૌદામિની : પછી હૈયાનું શું ! ધગધગતી ઉરચિતાનું શું ! એમાં સળગી જતા જીવનનું શું !

પ્રકાશ : ઊર્મિનો આવેશ જ એમ બોલાવે છે તમને. એ ઉરદાહ નથી, એ ઉર અસ્વસ્થતા જ છે. સતત સંસર્ગથી નીપજતો ઉરથાક છે. જરા આરામ લો ! વડીલ મટી બાળક બનો. જાજરમાન ગૃહિણી મટી સ્ત્રી બનો. એક વર્ષ પહેલાંનાં જે તોફાની સુદ્દ હતાં તે બનો; તમારી પ્રિય સખીઓ સંગીત અને સાહિત્યમાં મન પરોવો. એટલે પાછાં એ જ દામિની બની જવાશે. એ જ આત્માની ગૌરવભરી પ્રતીમા સજીવ થશે. સૌદામિનીના ઝબકાર અને સળાવા ફરી સાંપડશે.

સૌદામિની : પ્રકાશ ! પ્રકાશ ! પણ મા'રાથી નહિ રહેવાય હોં !

પ્રકાશ : હૈયાની દુર્બળતા તો વ્યક્તિ જુએ છે. જ્યાં વિવશતા નીરખે છે ત્યાં અખાડા કરે છે, જ્યાં બુદ્ધિના તેજચમકાર અને બળ જુએ છે ત્યાંથી મેરેથોન રમવા જાય છે.

સૌદામિની : પણ મારું હૈયું તારે માટે, તારા સહવાસ માટે તલસી રહ્યું છે તેનું શું ?

પ્રકાશ : એ તો અમસ્થું જ ! મારું ઓળખાણ પહેલું થયું, મારો સંસર્ગ વધુ થયો એટલા પુરતું જ. કોઇ અન્ય વ્યક્તિનું ઓળખાણ પહેલાં થયું હોત તો તેને ચહાતાં શીખત. અને ભવિષ્યમાંય કોઇ અન્ય હૈયું મળશે તો પ્રકાશને ભૂલતાં વાર નહિ લાગે.

સૌદામિની : [ વધુ વિવશ બની ] ત્યારે તું મા'રો નહિ જ થાય ? મારા ઉરમાં ય તારી મંગલમૂર્તિ ન પધરાવું ?

પ્રકાશ : મને માફ નહિ કરો દામિની બેન ? આટઆટલું સમજાવ્યા છતાં ય ! બાકી હું તમારો નથી તેવું તો મેં નથી જ કહ્યું ! મનુષ્ય એકનો મટી સાર્વજનિક બને તો ? અને ઉરમાં ગમે તેની મૂર્તિ પધરાવશો તોય મને કે કોઇને ક્યાં ખબર પડવાની છે ? ફરી કહું દામિનીબેન ! કે એ માત્ર ઉરની ચંચળ નિર્બળતા જ છે. એને વધુ વશ થવા જેવી નાનમ નથી.

[ સૌ. જવા ઊભી થાય છે. તે કપડાં બરાબર કરે છે. આયનામાં જોઇ વાળ વ્યવસ્થિત કરે છે. જેવું સ્મિતભર્યું મુખ રાખી આવી હતી તેવું સ્મિત ફરકાવવા પ્રયત્ન કરે છે. ]

પ્રકાશ : બસ, જશો જ ! એટલામાં ! ફરી ક્યારે પધારવાનું !

સૌદામિની : [ બેજે બેજે ] હજુ આવવા જેવું રહ્યું છે ?

પ્રકાશ : તે તો તમે જાણો ! બાકી પ્રકાશ તો તેનો તે જ છે. જે સંબંધ બાંધવા આવ્યાં હતાં તેનાં કરતાં જે સંબંધ સાધી છૂટાં પડીએ છીએ તે ઓછો આવકારપાત્ર છે !

[ પરસ્પર વંદન કરી છૂટાં પડે છે. "ઓ પ્રભુ !" કહેતો પ્રકાશ ખુરસી પર ફસડાઇ પડે છે. કદાચ તેણે વાંચેલા આંગ્લનાટકના લેખકનું માનસ સમજાયું હોય તેમ લાગે છે. ]

[ ધોળી કાજળ : અનુસંધાન પૃ. ૩૨૮ ]

ભગ્ન થઇ ગોવિન્દ કામળાના એક ટુકડાપર સૂતો. સૂતાં સૂતાં પણ તેની મુખ-રેખાઓ પ્રતિપળે બદલાતી હતી. ઘડીકમાં રુદન, ઘડીકમાં ક્રોધ અને ઘડીકમાં આત્મ-સંતોષ અનુભવતો ગોવિન્દ પડી રહ્યો.

દશ વાગ્યે ગોવિન્દે કીસનને માથે હાથ ફેરવ્યો. તેના કપાળમાંથી જ્વાળા નીકળતી હતી. ગોવિન્દે ત્રણ-ચાર બૂમ પાડી પણ કીસને જવાબ ન આપ્યો.

" ગોમી, જોને કીસુને શું થયું છે. "

ગોમતી ટુંટિયું વાળી સૂતી હતી. ગોવિન્દનો સાદ સાંભળી તે સફાળી બેઠી થઇ.

" કીસન, કીસન, " ગોમતીએ કીસનને ઢંઢોળી મૂક્યો.

કીસન હાલ્યો નહિ.

થોડીવાર ગોવિન્દ અને ગોમતી કીસનને જોઇ રહ્યાં. કીસને ડોકું ફેરવ્યું. કીસનના નજીવા હલનથી ગોવિન્દ, ગોમતીના હૃદયના તાર હાલી ઊઠયા. તેમનામાં પ્રાણ આવ્યો.

" કીસુ બેટા !" બેઉ સાથે બોલ્યા.

" આ..." કીસને બોલવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો.

બેઉ જોઇ શક્યાં કે કીસનની સ્થિતિ બગડતી જાય છે.

સાડાદશ વાગ્યે ગોવિન્દ કંઇક નિશ્ચયાત્મક રીતે ઊભો થયો.

" ગોમી, આપણે કીસનને બચાવવો જ જોઇએ. ગમે તેમ કરી બચાવવો જ જોઇએ. હું પૈસાની ગોઠવણ કરવા જાઉં છું. "

કીસનની માંદગીએ ગોમતીને નીરાશ બનાવી દીધી હતી. મ્લાન વદને તેણે ગોવિન્દને કહ્યું, "વારુ."

ઓરડીની બહાર ગોવિન્દ નીકળ્યો ત્યારે બબડતો હતો:

"પેલા જાડા નરીકશ શેઠિયાઓ..."

ગલીના નાકે એક અંધારા ખૂણામાં સંકેતસ્થાને પાંડુ બેઠો હતો.

"આવ્યો ? ઠીક થયું તું આવ્યો તો."

ગોવિન્દના મનની સ્થિરતા ન હતી. તે કંઇ બોલ્યો નહિ.

"ગોવિન્દ, ચાલ," પાંડુએ ગોવિન્દનો હાથ પકડયો. " આ ધંધામાં પહેલી વસ્તુ એ છે કે હિંમત રાખવી. વજ્ર જેવું હૃદય રાખીને ઘરમાં દાખલ થવું જોઇએ."

"પાંડુ ! તને મારો ભાઇ ગણી આ વાત કહું છું. મારા કીસનને માટે આજે આ પાપ કરવા નીકળ્યો છું. મારું નાજુક ફુલ કરમાય ત્યારે વૈભવ-વિલાસથી નીતરતા શેઠિયાપર વેર લેવા નીકળ્યો છું. મારે આજે ગરીબને લૂંટવા નથી. "

પાંડુ તિરસ્કારથી હસ્યો.

"જો એમ જ હોય તો આજના શિકાર પર તું આનંદથી પેટ ભરીને વેર લેજે." ગોવિન્દના કાન પાસે મોં લાવતાં પાંડુએ ઉમેર્યું. " બજારની પાસેની ગલીને નાકે વાડાવાળું લીલું ઘર જોયું છે ને ! "

"હા..." ગોવિન્દે અનિશ્ચિત જવાબ આપ્યો.

"ત્યાંનો માલિક કાલે જ બહારગામ ગયો છે. ઘરમાં તેની સ્ત્રી, તેનો દશ વર્ષનો છોકરો અને મહેતાજી રહે છે. સ્ત્રી અને છોકરો બીજે માળે સુએ છે. મહેતાજી પહેલે માળે પેઢીમાં સુએ છે. ભોંયતળિયે ઓટલા પર એક ભૈયો અને નોકર સુએ છે. સમજ પડે છે ને ?"

"હં."

"ઘરમાં બધાં દરરોજ સાડાનવે ઊંઘી જાય છે, એટલે આપણે પહોંચશું ત્યારે બધાં ઘેરતાં હશે. આપણે ગમે તેમ કરી પેઢીમાં પહોંચવું જોઈએ. પેઢીની બારી પાસે જ તિજોરી છે. તિજોરી ફોડવાનાં ઓજાર મારા ખીસામાં છે. તિજોરી ઉઘડે તો તારું જિંદગીનું કામ નીકળી જશે. તારો કીસન બચી જશે."

કીસનનું નામ સાંભળતા ગોવિન્દમાં નવું જોમ આવ્યું.

"પણ ઉપર કેવી રીતે જવાશે ?"

"મેં બધી ગોઠવણ કરી રાખી છે." પાંડુએ ચતુરતા બતાવતાં કહ્યું. "બંગલીને પાછલે બારણે એક કુતરો બાંધવામાં આવે છે, આજે સાંજથી જ મેં તેને ઘેન આપી દીધું છે એટલે તે હરકત નહિ કરે. પાછલા વાડામાં જમણી બાજૂએ ગટરના નળ છે. એના પર ચઢવું એ તો રમત વાત છે. પહેલે માળે નાવણિયામાં કાચની બારી છે. કાચ કાપવાના આ ચપ્પુથી કાચ કાપી બારી ઉઘાડી નાંખવાની. એક વાર અંદર પહોંચીએ પછી તિજોરી ઉઘાડતાં ભગવાન પણ રોકી શકવાનો નથી."

"મારે શું કરવાનું છે ?" ગોવિંદ મિશ્ર લાગણી અનુભવતો હતો. એક તરફ કીસનનો પ્રાણ બચાવવાના વિચારે તેને ઉલ્લાસ થતો હતો અને બીજી તરફ ચોરી કરવાનું પાપ તેને ડંખ દેતું હતું.

"હા, જો હું પહેલો ચઢી નાવણિયાની બારી ઉઘાડીશ. તું મારી પાછળ ચાલ્યો આવજે. અંદર જઈશું એટલે પેલા મહેતાનો સવાલ રહેશે. હું તિજોરી ખોલીશ એટલી વાર તું ધ્યાન રાખજે કે મહેતો ઉઠે નહિ. નીચેથી ભૈયો ઉપર ન આવે તે માટે દાદર પર પણ ધ્યાન આપવાનું. બને ત્યાં સુધી કોઈ સાથે મારામારીમાં ઉતરવું નહિ. પણ જો ન છૂટકે તેમ કરવું પડે તો હિંમત રાખજે."

ચોકી તરફ ભરાતા પ્રત્યેક પગલા સાથે ગોવિન્દનું મન જૂદા જ પ્રદેશમ રમી રહ્યું હતું. કીસનની માંદગી તેને ચિંતાગ્રસ્ત કરી મૂકતી હતી. તેની સ્થિતિ કેવી હશે તે માટે ગોવિન્દ વૃથા કલ્પના કરતો હતો. તેણે ચોરી કરી એ જાણી ગોમતીને કેટલો આઘાત થશે તેનો વિચાર આવતાં ગોવિન્દને અત્યંત ક્ષોભ થયો. ગોમતીનો ધર્માત્મા પોતાનું કૃત્ય જોઇ, કલ્પાંત કરી, વિરહ સેવી જરૂર નિઃસીમ દુઃખ પામવાનો છે એ માટે ગોવિન્દને ખાતરી હતી. તે છતાંયે ગોવિન્દને ડગલે ને પગલે લાગતું હતું કે તેના કુમળા ફૂલને કચડાતું બચાવવા, તેને સજીવન રાખવા માટે અસમસ્ત શેઠિયાઓને લૂંટવામાં દોષ નથી.

× × ×

મધરાત થઇ તો પણ ગોવિન્દ ઘેર ન આવ્યો ત્યારે ગોમતીને બહુ ચિંતા થઇ. ગોવિન્દને રાતને સમયે ઘરબહાર રહેવાની ટેવ ન હતી એટલે તેને વધારે ફીકર થઇ. કીસનની દયાજનક સ્થિતિ જોઇ ગોમતીના અંતરમાં બળતરા થતી હતી. ગોવિન્દ ન આવ્યો એટલે અકસ્માતની અનિષ્ટ શંકા તેને ઉપજી. એવામાં કોઇએ બારણું ઠોક્યું. ગોમતીએ તે આશાભર્યું ઉઘાડ્યું. પાંડુને બહાર ઉભેલો જોઇ તે વિસ્મિત થઇ.

" ગોમતી, દોડ, ગોવિન્દ તો ચોરી કરી ચોકીમાં બેઠો છે. "

" શું..." ગોમતીને પોતાના કાન પર વિશ્વાસ ન બેઠો. પણ પાંડુ તો ક્યારનો ય દોટ મૂકી નાસી ગયો હતો. ગોમતીએ કપાળ પર હાથ ઠોક્યો અને જમીન પર બેસી પડી.

પ્રાતઃકાળ સુધી ગોમતી ગાંડાની માફક બેસી રહી. ' ગોવિન્દે ચોરી કરી ' એ વિચારે જ તેની આંખ શરમથી નીચી નમી જતી હતી. એના સૌભાગ્યનાથના પતન માટે પાંડુને શાપ દેતી ગોમતી બેસી રહી. ઘડીમાં ચોકી પર જવાનો તે વિચાર કરતી પણ કીસનને એકલો મૂકવાનું વિઘ્ન આડે આવ્યું.

સવારે ૭ વાગ્યે એક પડોશીને કીસન પાસે બેસાડ્યો. ઓરડીના સૌથી અંધારા ખૂણામાં આરાધ્યદેવની છબી પાસે દીવો કરી, આસકા લઇ તે શ્રદ્ધાથી ઘરબહાર નીકળી.

મહામુશીબતે ફોજદારે ગોવિન્દ સાથે મેળાપ કરાવ્યો.

ગોમતીએ ગોવિન્દનું નિસ્તેજ વદન જોયું. એક રાતમાં જ તેમાંની આખી પ્રભા ઊડી ગયેલી લાગી. ગોમતીનો શ્વાસ રૂંધાઇ ગયો.

" ગોવિંદ, તને આ શું સૂઝ્યું ? "

" ગોમી, આપણા બાળકને ક્રૂર દૈત્યથી બચાવવાને, આપણા ફૂલને કરમાતું બચાવવાને......"

" પણ તેં તો કપાળે કાજળ ચોળી. "

" ગોમી, એ તો ધોળી કાજળ છે, ધનવાનોના અન્યાયની ભસ્મ છે. "

# દરેક ગુજરાતી ગૃહમાં હોવું જોઈએ

# "GUJARAT and its LITERATURE"

# ( ગુજરાત અને તેનું સાહિત્ય )

લેખક : શ્રી. કનૈયાલાલ મા. મુનશી

"શ્રી. મુનશીએ કરેલું ગુજરાતી સાહિત્યનું સમગ્રાવલોકન મારે માટે મોહક વાચન થઇ પડયું છે. × × ×"

—મહાત્મા ગાંધીજી

"ગુજરાત અને તેનું સાહિત્ય" પ્રકાશ અને ચેતનથી ભરેલો અને કર્તાના વ્યક્તિત્વનું સંપૂર્ણ પ્રતિબિંબ પાડતો ઉત્તમ ગ્રંથ છે. શ્રીયુત મુનશીનો ગુજરાત ઉપરનો ઉત્કટ પ્રેમ, અને જે વસ્તુને તેઓ સ્પર્શે તેને સજીવન બનાવતી તેમની કલ્પના, બન્ને સ્પષ્ટ સ્વરૂપમાં આ ગ્રંથમાં છે. કર્તાને ઓળખનાર-મારા જેવા માટે નહીં પણ-બીજાં ઘણાંને આશ્ચર્ય પમાડે એવી બાબત એ છે કે આટલો અથાગ પરિશ્રમ તેમણે લીધો છે, અને તે પણ જેલની દીવાલો પાછળ અને અસ્વસ્થ શારીરિક પ્રકૃતિના સમયમાં.

પરંતુ આ ગ્રંથનું ખાસ લક્ષણ તો એ છે કે ગુજરાતના સાહિત્યનો અભ્યાસ ગુજરાતના ઇતિહાસ તેમજ હિન્દના ઇતિહાસ ઉપર સતત દૃષ્ટિ રાખીને કરવામાં આવ્યો છે. આ કાર્ય કર્તાએ વિસ્તારથી અને ગૌરવપૂર્વક કર્યું છે. × × ×"

—આચાર્યશ્રી આનન્દશંકર ધ્રુવ,
પ્રો વાઇસ ચાન્સેલર, બનારસ હિન્દુ વિદ્યાપીઠ.

"આ ગ્રંથ સાહિત્યઇતિહાસના માત્ર પ્રારંભિક ગ્રંથ જેવો નથી. એનું ક્ષેત્ર વિશાળ છે, અને સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, પ્રાચીન તેમ જ અર્વાચીન ગુજરાતી, એ બધી ભાષાઓના સાહિત્યનું વિવેચન કરવા માટે જે તલસ્પર્શી વિદ્વત્તાની જરૂર છે તેની પાત્રતા કર્તામાં છે, કારણ કે તેમણે જીવનનો ઘણો સમય લેખનમાં આપ્યો છે. પોતે એક ઉત્તમ સાહિત્યકાર છે × × ×

શ્રી. મુનશીના ગ્રંથના અપૂર્વ ગુણ એ છે કે એમણે યુરોપના સમર્થ સાહિત્યકારોનો અને તેમની કલા-મીમાંસાનો ઊંડો અભ્યાસ કર્યો છે, અને તેથી જ તેઓ ગુજરાતના અનેક સાહિત્યકારોનું ખરું મૂલ્યાંકન કરી શક્યા છે એમના દર્શનના સત્યાસત્યની હું જ્યાં પરીક્ષા કરી શકું એમ છું ત્યાં તે મને રુચિકર અને સર્વસંપૂર્ણ જણાયું છે. અને સાહિત્યસમૃદ્ધિનું દર્શન કરાવતાં પ્રામાણિકતા અને સત્યપ્રેમથી તેની અપૂર્ણતાઓ પણ ન સંતાડવામાં કર્તાએ જે વૃત્તિ દર્શાવી છે, તે માટે ગુજરાત કર્તાનું બહુ જ ઋણી છે.

—ડૉ. એ. બેરીડેલ કીથ, ડી. સી. એલ.,
યુનીવર્સીટી ઓફ એડિનબરો

[ ભાલણ : અનુસંધાન પૃ. ૩૪૦ ]

વત્સલરસ—

પ્રેમાનંદ ઘણે અંશે ભાલણ કરતાં ભલે કરૂણ રસમાં વધી ગયો હોય. પરંતુ વત્સલરસમાં ભાલણ અપ્રતિમ સ્થાન ભોગવે છે. માતાને પુત્રનું મુખ જોવાના કોડ, પુત્રને શણગારી તેને ફેરવવાના, હાલરડું ગાવાના, તેની મસ્તીમાં ચીડવાઇને પણ આનંદ લેવાના કોડ ભાલણે અસરકારક વર્ણવ્યા છે. પુત્ર માટે તલસતી માતાનું હૃદય પુત્રદષ્ટિબહિર્મુખ થતાં ડંખે કેટલું વીંધાય છે, તે ક્ષણભર કેટલી અસહ્ય વેદના ભોગવતું અધીર થઇ જાય છે તે ભાલણે સુંદર ગીતર્યું છે.

વત્સલરસમાં આટલું ઊંડું અને વિશાળ ક્ષેત્ર બીજા કવિએ ખેડયું નથી. પ્રેમાનંદે એમાં માથું માર્યું છે અને કેટલાંક સુંદર ચિત્રો રજુ કર્યાં છે. પણ આખું એક કાવ્ય એ રસનું લખ્યું નથી.

રામબાળચરિત્રમાં વત્સલરસ ભાલણે આલેખ્યો છે. એમાં બાળકોનો ધૂની, અસ્થિર સ્વભાવ તથા માનસ અને વહાલ ઉપજાવનારાં કાર્યો વર્ણવ્યાં છે. અલંકારો પહેરી દડબડ દોડવું, નાચવું, સંતાઇ જવું, તોતડું બોલવું અને આથી થતો માતાને હર્ષ અને શણગારી તેનું મુખ જોવાના કોડ, પુત્રને ન દેખતાં થતી ચિંતા અને વિહ્વલતા વર્ણવી છેઃ—

મૈયા બાવરી થઇ રે, મૈયા બાવરી થઇ,
પ્રભુને લુગડે લપેટયા લાલ દીઠા નહિ રે—મૈયા૦
પદ–૧૨

પ્રીતે પાડે કૌસલ્યાજી સોર રઘુબા મારો કયાં રે રમે !
મારો કોમળ બાળ કિસોર રઘુબા મારો કયાં રે રમે !
× × ×
મૈયા ઉભી થાય ને ઢળે ધરણ રઘુબા મારો કયાં રે રમે !
ઋષિના હૃદયમાં પૂંચ્યા ચરણ રઘુબા મારો કયાં રે રમે !
ગઇ મિથુલા તે મેહેલમાં ય રઘુબા મારો કયાં રે રમે !
પહોડયા પારણે પુરષપુરાણ રઘુબા મારો કયાં રે રમે !

શ્રીરામની બાળચેષ્ટા વર્ણવતાં તેની મસ્તીખોર ચેષ્ટાથી વ્હાલ ઉપજે છતાં આકળાપણું માતાનું દર્શાવ્યું છે.

નેત્રસરોજ અંજાવતાં દોડી દૂર પ્રભુ જાય,
કાજળ ખરડી રે આંગળી જનની અતિ રે અકળાય.
× × ×
પાસે ઉશડે રેણુકા માતા મન ધરે રીસ,
એ રજ શિવજી શોધે સદા વિરંચી ચઢાવે શીષ.

વળી,

કાજળ ઘુંસે છે કાયરી બેઠી ખોળાની માંય,
ધાવી ધરાઈ કરે કૌશલ્યા સૌને છૂટે શરીર.
મોટા થઈએ જો આપશો ધર્મ ધુરંધર ધીર !
છેડો ઝાલી માતનો રોગી પાડે છે ઘણું,
આલણ પ્રભુ રઘુનાથજી ! શામો સદા તમ શર્ણું.

૫૬–૩૧.

શ્રી કૃષ્ણની બાળચેષ્ટા વર્ણવતાં જસોદાનો વાત્સલ્યભર્યો ભાવ અને સંતોષ કવિ વર્ણવે છેઃ—

ઉત્સંગે ત્યાં લઈને બેસું ધવરાવ્યો નવ ધાવે રે,
પાલણામાંહિ પોઢાડું તો નયણે નિંદ્રા ન આવે રે.
સુતો સુતો અતિશે હસે હું હરખે હાલરું ગાઉં રે,
નિંદ્રા કરો નાનકડીયા ! મારા હું બલિહારી થાઉં રે.

હું કંહીએ જાઉં નહિ મુખડું જોતાં મીઠું રે,
આશ એવડી ન હતી મુજને સ્વપ્ન જાણી એ દીઠું રે.

પદ–૪૦

પ્રેમાનંદે ભાલણ જેટલી બાળચેષ્ટા વર્ણવી નથી. તો પણ સ્થળે સ્થળે માતાનો કે પિતાનો સંતાનપ્રતિ ભાવ બતાવ્યો છેઃ—

વસુદેવને હાથ બાળકને સોંપતાં દેવકીની અધીરાઇ બતાવી છેઃ—

ધમણી લીધી હો દેવકી રાંકની,
જેમ કો કહાડી લે હો કીકી આંખની;
નાથજી ! માહારા હો ન આવશો ખીજી,
લોક લે રામનો હો સોંપતાં શાખીજી.

કડવું–૧૫

આથી ભવિષ્યમાં દેવકી પુત્રને પોતાનો સિદ્ધ કરી શકે. આમ માતાનું હૃદય પુત્ર માટે તલસતું બતાવ્યું છે. આવો જ પ્રસંગ દમયંતીને માથે નાખ્યો છે. સંતાનથી વિયુક્ત થયા વિના છૂટકો નથીઃ દમયંતીની આ વિહ્વળ દશામાં તેને કવિએ ગળગળી કરી નાખી છેઃ—

મોસાળ પધારો રે મોસાળ પધારો,
મોસાળ પધારો બાપુઆં રે મારાં લાડકવાયાં બાળ !

મોસાળમાં પડતાં દુઃખ સહેવાને માતા શીખામણ દે છે, પણ એ દુઃખની સ્મૃતિથી તેને ડંખ પણ લાગે છેઃ—

નમાયો થઇને વરતજો સહેજો મામીની ગાળ—મોસાળ૦

આમ કરતાં માતા અધીરાઇથી કંઇક ભયથી પોતાનો વત્સલભાવ પ્રગટ કરતી અનુભાવ વ્યકત કરે છેઃ—

હૃદયા ચંપે રે રાણી હૃદયા ચંપે,
હૃદયા ચંપે પેટને રે એ છેલ્લું વહેલું લાડ;
હવે મળવાં દોહલાં રે મળીએ તો પ્રભુનો પાડ– મોસાળ૦

ઇત્યાદિ

[ ચાલુ ]

[ મહાગુજરાતનાં સંસ્થાનો : અનુસંધાન પૃ. ૩૪૪ ]

યુ. પી. નું બીજું ગુજરાતી સંસ્થાન શ્રી કાનપુર ખાતે છે. સન ૧૮૫૭ ના બળવાનું એ મુખ્ય શહેર વેપારનું મોટું સ્થાન છે. આખા જોડીઆ પ્રાંતમાં વેપાર ઉદ્યોગમાં એ શહેર વધી જાય. આખા હિંદમાં ચામડાનો સૌથી મોટો ઉદ્યોગ કાનપુરમાં છે. ચામડાં કેળવવાનાં અનેક ચર્માલયો એ શહેરમાં સ્થપાયાં છે. વિલાયતી બુટો જેવા જ બુટો બનાવવાનાં યંત્રોથી ચાલતાં અનેક કારખાનાંઓ કાનપુરમાં છે. એમાંથી બનેલા લાખો જોડી બુટો હિંદભરની બજારોમાં વેચાય છે. કાનપુરનો બીજો મોટો ઉદ્યોગ ખાંડનો છે. હિંદી સરકારે ખાંડને પરદેશી હરિફાઈ સામે દર ગુણીએ રૂ. ૯) જેટલું મોટું જકાતી રક્ષણ આપવાથી, હિંદના વેપારીઓની મુડી ખાંડના ઉદ્યોગમાં પોતાની હમેશની શરમ મુકી બહાર પડી છે. લગભગ પંદર કરોડ રૂપિયાની કિંમતનાં સીતેર કારખાનાં જોડીઆ પ્રાંતમાં સ્થપાયાં છે. ગંગાયમુનાનો એ દેશ ખાંડ બનાવવાની શેરડીની ખેતી માટે ખૂબ અનુકૂળ છે. લાખો એકરમાં હવે શેરડીનું વિસ્તૃત વાવેતર થાય છે. એ લાખો ટન ખાંડ બધી કાનપુર મારફતે જ હિંદના બીજા ભાગોમાં ફેલાય છે. તેથી કાનપુરનું મહત્વ વધી ગયું છે. એક બંદરને શરમાવે તેટલો મોટો વેપાર કાનપુરમાં છે. કાનપુરની મંડી ભારે અગત્યનું વેપારી મથક બન્યું છે. દિવસે દિવસે તેની વિશેષ પ્રગતિ છે.

જોડીઆ પ્રાંતમાં ઘઉંચણાનો મોટો પાક થાય છે. લાખો ગુણી ઘઉં ચણાની કાનપુરની કલેક્ટરગંજ મંડીમાં વેચાય છે. એ માલમાંથી મોટી રકમ રેલ્વેદ્વારા મુંબઈ અને અમદાવાદ તરફ ચલાણ થાય છે. તે સિવાય અમદાવાદ તથા મુંબઈની કાપડની મીલોનું કાપડ પણ મોટી રકમ કાનપુર ખાતે આવી ત્યાંથી જોડીઆ પ્રાંતના બીજા વિભાગોમાં જાય છે. આવી રીતે કાનપુરમાં આવક અને જાવકનો મોટો વેપાર છે. તે સિવાય બાજરી, તુવર દાળ, ચાવલ, ઉડદ દાળ, મગ, તલ, જુવાર, મસુર દાળ, અળસી, સરસી, મરચાં, કાથો, કમળકાકડી, વગેરે અનેક પદાર્થો જોડીઆ પ્રાંતની ફળદ્રુપ ભૂમિમાં તૈયાર થઈ કાનપુર ખાતે આવે છે. ત્યાંથી એ સર્વે માલ હીંદના

ધન્ય વૃંદાવન, ધન્ય એ લીલા, ધન્ય છે વૃજનાં વાસી રે;
અષ્ટમા સિદ્ધિ આંગણીયે ઉભી, મુક્તિ છે એની દાસી રે.

હમણાં તો અષ્ટમા સિદ્ધિને બદલે ભૂખ અને ગરીબાઇ વ્રજવાસીઓને આંગણે ઉભાં છે. મુક્તિ બદલે અજ્ઞાન એમનાં હૃદયમાં સામ્રાજ્ય ભોગવે છે. જે પ્રજા બીજાએ પાસેથી માંગીભીખીને જીવનનિર્વાહ ચલાવે છે, તે પ્રજાની આર્થિક સ્થિતિ હમેશાં મંદી રહે છે. આલસ્ય અને અજ્ઞાન એમને જરૂર વરે છે. દયારામભાઈ પણ વ્રજનાં બહુ વખાણ કરતાં કહે છે:—

વ્રજ વહાલું રે વૈકુંઠ નથી જાવું.

પણ કૃષ્ણના સમયનું વ્રજ હાલમાં વૈકુંઠ નથી. ગુજરાતી વૈષ્ણવોએ એમને મફતના માલમલીદા ખવરાવી કર્મહીન બનાવ્યા છે. એક પૈસા માટે એઓ બેત્રણ માઇલ યાત્રાળુની ઘોડાગાડી પાછળ દોડે છે.

નરસિંહ મહેતાના " ગોકુલ વહેલા આવજો રે, મથુરાં જાઓ તો મારા સમ હો લાલ ! " વાળું વલ્લભી ગોસાંઇઓનું ગોકળીઉં ગામ એમાં પણ ગુજરાતીઓ ઠીક પ્રમાણમાં વસે છે. મોટા ભાગે નિવૃત્ત થયેલા વૈષ્ણવ ગુજરાતીઓ અને વિધવા ગુજરાતણોનું એ સ્વર્ગ છે. અનેક કુટુંબો અંહી નિવૃત્તિપરાયણ થઇ વસે છે. અહીં વલ્લભી સંપ્રદાયની ચોવીસ હવેલીઓ છે. સ્થાપત્યના શ્રેષ્ઠ નમુના અંહી નથી. એ સંપ્રદાયમાં સરસ મંદિરો બાંધવાનો ચાલ નથી. માત્ર રસસેંદ્રિયને તૃપ્ત કરવાં માટે બહુ સાધનો હોય છે. ગોકુળમાં ગુજરાતીઓની સ્થાપેલી એક પાઠશાળા છે. કેટલાંક અન્નક્ષેત્રો છે. ચાર પાંચ ધર્મશાળાઓ પણ છે. આખી ગોકુળની વસતિ યાત્રાળુઓની ઉદારતા ઉપર જીવે છે. મોટી ક્ષુધાવાળા અંહીના ચોબા બ્રાહ્મણો વખણાય છે. ઇતિહાસ નહિ રાખનાર ગુજરાતીઓની દશ પંદર પેઢીઓ અને સગાં સંબંધી વર્ગનાં નામો અંહીના પંડયાઓના ચોપડાઓમાંથી નીકળે છે.

પાંચ હજાર મંદિરોનો સમૂહ ધરાવતાર વૃંદાવનમાં બહુ થોડા ગુજરાતીઓ મળે છે. પરંતુ જતીપુરા, દાઉદજી, કામવન, ગિરિરાજ વગેરે સ્થળે તો ગુજરાતી કુટુંબો વસે છે. આખા વ્રજમંડળમાં આવી રીતે હમેશાં રહેનારાં સેંકડો કુટુંબો રહે છે. પરંતુ યાત્રા કરવા આવનાર કુટુંબોની સંખ્યા ઘણી મોટી રહે છે. શ્રાવણ માસમાં શ્રી કૃષ્ણજન્માષ્ટમી આવે છે ત્યારે યાત્રાએ આવનાર ગુજરાતીઓની સંખ્યા હજારો ઉપર જાય છે. જ્યારે કોઇ વલ્લભી ગોસાંઇ વ્રજમંડળની પરિક્રમા માટે નીકળે છે ત્યારે હજારો કુટુંબો તેમની સાથે વ્રજમંડળમાં ફરે છે. ગુજરાતીઓ વૈષ્ણવોના પુણ્યસંચય માટે ધનનો વ્યયનું વ્રજમંડળ મોટું સ્થાન છે. કોઇ વૈષ્ણવી ગોસાંઇ જો અન્નકુટનો ઉત્સવ ગિરિરાજમાં કરે છે ત્યારે તો ગુજરાતી વૈષ્ણવોનાં ધાડાં ને ધાડાં વ્રજમંડળમાં ધસે છે. ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ આખી વ્રજભૂમિમાં બંધાવેલી છે.

ગંગા અને યમુનાના સંગમસ્થાને આવેલું તીર્થરાજ પ્રયાગ હજારો ગુજરાતી શ્રદ્ધાળુઓનું આકર્ષણસ્થાન છે. અકબરનો બાંધેલો મોટો વિશાળ કિલ્લો, ગંગા યમુના અને કહેવાતી સરસ્વતિનું ત્રિવેણીસંગમ, અક્ષય વડ, ખુશરૂબાગ, કોંગ્રેસનું આનંદભવન વગેરે સ્થળો પ્રવાસીઓને તીર્થરાજ પ્રત્યે આહ્વાન કરે છે. ફેરોખસીર

બાદશાહના સમયમાં રાજા છબીલારામ કરીને ગુજરાતી નાગર એના સૂબા હતા. અલ્હાબાદમાં છૂટાંછવાયાં પચાસથી સાઠ ગુજરાતી કુટુંબો વસતાં હશે. થોડા કોન્ટ્રાક્ટરો છે, થોડા દુકાનદારો છે, થોડાક વ્યવસાયીઓ છે. અલ્હાબાદ વેપારનું મુખ્ય મથક મનાતું નથી એટલે ગુજરાતી વેપારીઓ તે તરફ ધસતા દેખાતા નથી. ચાલુ નિવાસ કરી રહેનારી ગુજરાતી વસ્તિ તો બહુ થોડી છે. પરંતુ યાત્રાળુવર્ગ ઘણો મોટો છે. તેમાં પણ બાર વર્ષે આવતા કુંભમેળામાં ત્રિવેણીસ્નાનનું મોટું પુણ્ય સંપાદિત કરવા હજારો ગુજરાતીઓ પ્રયાગમાં આવે છે. ગુજરાતીઓની અહીં ખાસ પ્રવૃત્તિ હાલ નથી. ત્રણેક ગુજરાતી ધર્મશાળા અહીં ગુજરાતી યાત્રાળુઓ માટે ગુજરાતી ધનવાનોએ બાંધી છે. અલ્હાબાદ કોઈ ઉદ્યોગનું કેન્દ્ર નથી. પરંતુ ત્રણેક માઇલ દૂર ગુજરાતી માલેકીનું નૈનીમાં મોટું કાચનું કારખાનું છે. અલ્હાબાદ વિશ્વવિદ્યાલયમાં કોઈ ગુજરાતી પ્રોફેસર હોવાનું ધ્યાનમાં નથી.

અયોધ્યા પ્રાંતનું રાજધાનીનું સ્થળ લખનૌ અવધના નવાબોના મુખ્ય શહેર તરીકે હિંદમાં પ્રસિદ્ધ છે. સને ૧૮૫૭ ના બળવાનું એ મુખ્ય સ્થળ હતું. એની રેસીડન્સીનો બચાવ અંગ્રેજોએ ભારે ધૈર્યથી કર્યો હતો. એ શહેર યુક્ત પ્રાંતમાં સૌથી મોટું છે. નવાબી સમયનાં સુંદર સ્થાપત્ય ધરાવે છે. પરંતુ વેપારી મથક તરીકે એની કિંમત વધારે નથી. થોડાં ગુજરાતી કુટુંબોનાં દુકાનદારો અને નાના વેપારીઓ તરીકે એ શહેરમાં ઘર્યા છે. ગોમતી નદીના મુખ ઉપર આવેલ આ શહેરમાં ગુજરાતીઓનું સાધારણ સંસ્થાન છે.

અકબર બાદશાહનું માનીતું અને તેની મોગલ શહેનશાહતનું રાજધાનીનું શહેર આગ્રા સને ૧૫૬૬ માં અકબર બાદશાહે સ્થાપ્યું હતું. એ શહેર જગતની સાત અજાયબીમાં એક અજાયબી સ્વરૂપ તાજમહેલનું ભવ્ય મકાન ધરાવે છે. શહેનશાહ શાહજહાનની શહેનશાહ બાનુનું એ સમાધિમંદિર જમનાકાંઠે ઝળકે છે. અકબરનું સમાધિમંદિર સીકન્દરા, સોના જેવી બારીક કારીગરીવાળો રોજો ઇતમાદુદૌલા અને આગ્રાનો સુંદર લાલ કિલ્લો સ્થાપત્યની નજરે સર્વશ્રેષ્ઠ પ્રાચીન ઇમારતો છે. અકબરના ઉત્સાહથી બંધાવા માંડેલી નવી રાજધાની ફતેહપુર સીક્રી પણ ઉત્તમ અને નાગર કારીગરીથી ભરપૂર છે. આગ્રામાં સારી કારીગરીનું પથ્થરકામ અને શેતરંજીઓ પુષ્કળ બને છે. વેપારના મથક તરીકે આગ્રા પ્રખ્યાત નથી. પરંતુ રાધાસ્વામી

સંપ્રદાયના આચાર્ય સર સાહેબજી મહારાજે ૨૫૦૦ એકરમાં ઉદ્યોગ અને કૃષિ મંદિરો બાંધ્યાં છે તે હિંદભરમાં દાખલો બેસાડે તેવાં છે. વસ્ત્રો, બુટો, સેન્ટનો, સ્ટેશનરી હોઝીઅરીની મોટી સંખ્યામાં યંત્રોની મદદથી વસ્તુઓ ત્યાં તૈયાર થાય છે. અર્ધા કરોડની મુડી એ મહાઉદ્યોગ અને કૃષિમંદિરોમાં રોકાયલી છે. આગ્રામાં સોએક ગુજરાતીઓની વસતિ હશે. રંગના વેપારીઓ, દુકાનદારો, કંટ્રાકટરો અને કલાર્કો તરીકે ગુજરાતીઓ કામ કરે છે. ત્યાંની કોલેજમાં શ્રી કાંતિલાલ જગનલાલ પંડયા પ્રોફેસર હોવાનું સંભળાયું છે. ગુજરાતીઓનું સંસ્થાન નાનું છે. ત્યાંની કાપડની મીલમાં ગુજરાતી લાભોનો સમાવેશ હોવાનું પણ સાંભળ્યું હતું.

સામ્યવાદીઓના મીરતમાં થયેલ મોટા મુકદ્દમાએ મીરતને હિંદમાં જાણીતું કર્યું છે. અહીં પણ નાનો ગુજરાતી સમાજ છે. મુસલમાન સંસ્કૃતિનાં કેન્દ્રસ્વરૂપ અને મુસ્લીમ વિશ્વવિદ્યાલયના સ્થાન તરીકે અલીગઢ બહુ પ્રસિદ્ધ છે. અહીં તાળાં, ચાકુ, અને કટલરીની વસ્તુઓ સારી બને છે. અહીં પણ બહુ નાનો ગુજરાતી સમાજ છે. રામની રાજધાની અયોધ્યા પણ ગુજરાતી યાત્રાળુઓનું યાત્રાસ્થાન છે. ઝાંસી-શૂરી લક્ષ્મીબાઇની રાજધાનીમાં પણ નાનો ગુજરાતી સમાજ છે. ઘીનો વેપારનાં મુખ્ય પ્રદેશ હાથરસનાં ગુજરાતી ઘીના વેપારીઓ છે. અત્તર અને ગુલાબજળના ઉદ્યોગોવાળું જયચંદનું કનોજ પણ નાનો ગુજરાતી સમાજ ધરાવે છે. યાત્રાના સ્થળ હરિદ્વાર અને સાધુઓનાં સ્થાનરૂપી ઋષીકેશમાં પણ ગુજરાતીઓની નાની દુકાનો દેખાય છે. ડહેરાદુનમાં પણ ગુજરાતી વેપારી અને કંટ્રાકટરો છે.

ગુજરાતી કંટ્રાકટરો આખા યુ. પી. ના અનેક વિભાગોમાં ફેલાયલા છે. સીકારી પી. ડબલ્યુ. ડી. અને રેલ્વેના અનેક કંટ્રાકટો તેઓએ લીધા હતા અને લે છે. સરકારી બંગલા, પુલો, રેલ્વે સ્ટેશનો, સ્ટાફ માટે રહેવાની જગ્યા એઓ બાંધે છે. છેલ્લાં પાંચ વરસોની મંદીથી સરકારી બાંધકામો અને નવી રેલ્વેઓ થવી બંધ થઇ છે. આથી આ કંટ્રાકટરોને પણ પુરતું કામ મળતું નથી.

ઉદ્યોગ, હુન્નર અને વેપાર માટે આપણા ગુજરાતીઓ પ્રખ્યાત છે. એ કાર્યોમાં આપણે મશહૂર થયા છીએ. એ કાર્યો માટે ગુજરાતીઓમાં જન્મસિદ્ધ યોગ્યતા છે. પરંતુ આપણે ઉદ્યોગવેપાર માત્ર આપણા એટલે વ્યકિતગત લાભ માટે જ કરીએ છીએ. સમૂહભાવના આપણામાં હજુ જન્મી નથી. તેમ જ અગ્રેજોમાં જે ઉચ્ચ વ્યવસ્થાશક્તિ છે તે પણ આપણે કેળવવી રહી. એ વ્યવસ્થાની ખામી આપણી જુની જુની અને સમૃદ્ધિશાળી ગણાતી પેઢીઓ ભાંગી પડે છે ત્યારે સારી રીતે વ્યક્ત થાય છે. આપણે અંગ્રેજો પાસેથી ઘણું શીખવાનું છે. જન્મસિદ્ધ મુત્સદ્દીપણું, રમતગમત અને ખુલ્લા મેદાનની કસરતો તરફ ભારે અનુરાગ, કાર્યસિદ્ધિ માટે દેહાર્પણ, અડગ નિશ્ચય, નિડરતા, અભય એ સર્વે આપણે પણ કેળવવાની જરૂર છે.

[ જય સોમનાથ : અનુસંધાન પૃ. ૩૧૪ ]

સૂર્યાસ્ત થવા આવ્યો ત્યારે આંધિ દેખાતી ઓછી થઈ, અને પદમડી ઊભી રહી ચારે દિશા સુંઘવા લાગી. થોડીવારે અંધારું શરું થયું, અને નિર્મળા આકાશમાંથી તારા ચમકવા લાગ્યા. પદમડી હર્ષથી થનગનવા લાગી.

“ શાબાશ, મારી પદમડી વહૂ, શાબાશ, ” કહી સજ્જને તેને બેસાડી તેની સારવાર કરવા માંડી, રાતનો પવન નીકળ્યો એટલે તે સાંઢણીને મજે વળગી તેની કદર કરવા લાગ્યો. આજે પદમડી ન હોત તો તે જીવતો ન હોત.

આજે એને પણ ઘણો થાક લાગ્યો હતો એટલે તેણે પદમડીની પાસે લંબાવ્યું, અને બધી ચિંતા ભોળા શંભુને સોંપી થોડી વારમાં તે ઘસઘસાટ ઊંઘવા માંડ્યો.

( ૩ )

સજ્જને પહેલાં તો એવી ગણતરી કરી હતી કે ઉત્તર દિશામાં સીધા જતાં પીપાગઢ આવશે જ. પણ આંધિને લીધે અત્યારે એ ક્યાં હતો તેનો જરા એ ખ્યાલ એને ન રહ્યો. આવી અગત્યની વખતે અજાણ્યે રસ્તે આવવાની મૂર્ખાઈ એણે શા માટે કરી? સપાદલક્ષનો રસ્તો ક્યો? સુરથાણ ક્યાં? ને ઝાલોર કઈ તરફ?

એના ભોળાનાથમાં એની શ્રદ્ધા અમાપ રહી હતી એટલે આનું પરિણામ જરૂર રૂડું આવવાનું તેની તેને ખાતરી લાગી. પીપા બાપાએ કેટલીય વાર આવા સંકટો વેઠ્યાં હતાં; અને હવે પુત્રપરિવારથી સંતૃપ્ત તે, શાંત ને ગૌરવશીલ, વૃદ્ધાવસ્થાને કિનારે બેઠાં બેઠાં કરેલાં પરાક્રમોનાં કીર્તિગાન ગાતા હતા; તેવી જ રીતે એ પોતે પણ કોઈ વાર પીપાગઢમાં બેસી પોતાના પરિવારને આ પદમડીની કીર્તિગાથા સંભળાવશે, અને ત્યારે તે વખતનાં બહેંતીઆ વીરો માનશે પણ નહીં કે આવાં પરાક્રમો કોઈ કરી શકે. એણે મુછ પર ગર્વથી હાથ દીધો. પીપાબાપાની જુવાનીનાં પરાક્રમો જેવાં રાજસ્થાનના ચારણો ગાતા હતા, તેવું એનું આજનું પરાક્રમ.

સામંત તો ઝાલોર જઈ પહોંચ્યો હશે; પોતે પહોંચશે પછી આઠ દિવસે એ આવશે; અને એ પિતૃભક્ત પુત્રનું હૈયું પણ કેટલું ઊંચું આવશે! પછી સામંતની માની ઓરી બેસી બાપ ને દીકરો, એક બીજાના હેતમાં મગ્ન, ફરી ફરી આ પ્રસંગો કહી સંભળાવશે.

—અને સામંતની મા પણ ખરી ગૌરાણી વધૂ હતી. આથી ઓછું પરાક્રમ કર્યું હોત તો તે રાજી ન થાત.

—અને પીપા બાપાનો તો તે લાડકો પૌત્ર હતો. એ હંમેશા કહેતા કે સજ્જનની ઉંમરે તે સજ્જન જેવા જ લાગતા હતા, અને પોતે પણ હમેશાં કહેતો કે પીપા બાપાની ઉંમરે પોતે એમના જેવો જ થશે.

આમ સજ્જનની વિચારમાળા ચાલી રહી અને પદમડી નજરમાં આવે તે રસ્તે રણ વટાવવા લાગી. રણ સૌમ્ય બની ગયું હતું.

આઠમે દહાડે ભાડવાળો ટેકરો દેખાયો એટલે સજ્જને હોંકારો કર્યો અને પદમડી પણ વગર કહ્યે તે તરફ દોડી. ટેકરો નિર્જન હતો, પણ સદ્ભાગ્યે ત્યાં એક ઊંડા

કુવામાં પુષ્કળ પાણી જોઇ સજ્જનનો થાક ઉતરી ગયો. તેણે પાણી કાઢ્યું, પીધું ને પદમડીને પેટભરી પાયું; ઘણે દહાડે તે પોતે નીરાંતે નાહ્યો ને સાંઢણીને નવાડી. પદમડીએ ઘણે દહાડે લીલા પાંતરાં વાગોળી વાગોળી ચાવ્યાં. આ બધી વિધિઓ પુરી થયે પ્રેમથી એકબીજાને અડકી ઝાડની છાયા નીચે બંનેએ નીરાંતે ઉંઘ લીધી.

આકાશમાંથી તારાઓએ આ નર ને પશુની મૈત્રી પર કિરણપુષ્પો વર્ષાવ્યાં, અને સવારે જ્યારે સૂર્યનારાયણ ઉગ્યા ત્યારે સજ્જન ચમકીને જાગ્યો. માતાના સ્નેહથી તેની રક્ષા કરતી પદમડી પોતાની રીતે હર્ષ બતાવી રહી.

" પદમડી વહુ, હજુ મંજલ તો ઘણી કાપવી રહી. "

સજ્જને પખાળમાં નવું પાણી ભર્યું. અને તેણે પદમડીનેજ રસ્તો શોધવાનું સોંપી મુસાફરી શરુ કરી.

નવમો દિવસ તો સારો ગયો, પણ તે રાતે સજ્જનને ભાન આવ્યું કે ઉત્તર તરફ જવાને બદલે એ પશ્ચિમ તરફ જતો હતો. અને ઘોઘાગઢ દૂર ને દૂર જતો હતો. તેણે સાંઢણીને ઉત્તર તરફ જવા સૂચવ્યું, પણ તે એકની બે ન થઇ, અને મહાદેવજીને સ્મરી સજ્જને પોતાનું ભાવિ તેને જ સોંપ્યું. પોતે હારી ખાધું હતું તેનું એને તીવ્ર ભાન તો ક્યારનું થયું હતુ. હવે તો કોઇ રીતે ધોરી માર્ગ મળી જાય એટલીજ પ્રચ્છા રહી હતી.

રણની મુસાફરીનો દસમો દહાડો શરુ થયો. હવે તો કોઇ કોઇ ઠેકાણે વિસામાની ટેકરીઓ આવવા માંડી એટલે ધોરી રસ્તો પાસે આવી લાગ્યો દેખાયો. એના જીવને હવે ચિંતા નહોતી. ગર્જનનો મ્લેચ્છ તો કોણ જાણે ક્યાં હશે. ઘોઘાબાપાને વટાવવા કંઇ સહેલ વાત નહોતી. રસ્તે બીજા રાજાઓને પણ એ ચેતાનતો જશે. ભગવાન્ સોમનાથનો દ્રેશ કરનાર રણ વટાવી કેમ આવી શકવાનો છે ?

રણમાં આવ્યાને અગ્યારમો દહાડો, ને પ્રભાસથી નીકળ્યે અઢારમો દહાડો શરુ થયો ત્યારે રણ વચ્ચે અવાર નવાર ઝાડો દેખાવા માંડયા. અને પોતે સપાદલક્ષ તરફ જતો હતો એવો કૈંક ભાસ એને થયો. આ રસ્તે જતાં પદમડીએ અસ્વાભાવિક અને અણધારી ચીસ પાડી. સજ્જને ધ્યાનથી ચારે તરફ જોયું તો એક પછી એક ત્રણ કાળાં નાનાં વાદળો ધસી આવતાં દેખાયાં. જોતજોતામાં એ વાદળો નહોતાં પણ કાળાં મોટાં પંખીઓનાં ઝુંડ હતાં એમ પહેલાં લાગ્યું; પણ પલવારમાં હજારો ગીધોનાં એ ત્રણ ઝુંડો કારમી ચીસો પાડતાં એને વટાવી પૂર્વ તરફ ચાલી ગયાં ત્યારે તેના ક્ષોભનો પાર રહ્યો નહીં. તેના હૈયામાં ધ્રાસ્કો પડયો. રણક્ષેત્ર પર લડાઇને બીજે દહાડે આટલાં ગીધો એણે પડતાં જોયાં હતાં, તે સિવાય કદી નહોતાં જોયાં. જરૂર કોઇ ઠેકાણે પાસે રણ ખેલાઇ ચૂક્યું હતું ? શું ગર્જનનો સુરત્રાણ મુલતાન વટાવી, ઘોઘાગઢ વટાવી, સપાદલક્ષ આગળ યુદ્ધ કરી ચુક્યો હતો ? દૂર જતા ગીધોનાં વ્યૂહની ચીસોના ભયંકર પડઘા તેના કાનમાં સંભળાયા કર્યા, અને તેને માનશુકન થયા.

" પદમડી વહુ, જીરણેણ જુદ્ધ ચાલી રહ્યું છે, હોં કે ! "

પદમડી સમજી ગઇ. તેણે ત્વરાથી ગીધો ગયાં તેજ દિશામાં ચાલવા માંડયું.

( ૪ )

થોડી વાર થઈ ને પદમડીએ ફરી ચીસ પાડી, જેમાં ભયનો અર્થસૂચક કંપ હતો. " શું છે ? શું છે ! પદમડી, ગભરાય છે શું ? " કહી સજ્જને તેને પાળી. થોડી વારે સડતાં મુડદાંની હોય એવી આકરી દુર્ગંધ સજ્જનને નાકે આવી ત્યારે એ ચીસનું કારણ એને સમજાયું.

પદમડી એક ટેકરો ચઢી ને, અટકી ને થરથર કંપતી ઊભી.

થોડે દૂર ટેકરી નીચે ગીધોનું મોટું ટોળું બેઠું હતું, અને તેની ઉત્તરથી દક્ષિણ, નજર જ્યાં સુધી જાય ત્યાં સુધી અંતરે અંતરે ગીધો બેઠાં કે ઉડતાં હતાં ! સજ્જનને આનો અર્થ સમજાયો ને તેને ચક્કર આવ્યાં. ઉત્તરની ક્ષિતિજથી દક્ષિણની ક્ષિતિજ સુધી રેતીમાં અડધાં પુરાં ઢંકાએલાં સડતાં મુડદાંનો એક ધોરી માર્ગ બની રહ્યો હતો. આ ભયંકર માર્ગ આ રસ્તે ચાલી જતી કોઈ સેનાથી જ બની શકે એમ હતું.

પદમડીએ આગળ ચાલવાની ના પાડી એટલે સજ્જને નીચે ઉતરી તેને દોરવા માંડી; અને પાસે આવતાં આગળ બેઠેલાં ગીધોને ઉડાડવાનો તેણે પ્રયત્ન કર્યો. કેટલાંક ધૃષ્ટ તો ખસ્યાં જ નહીં; કેટલાંક ઊંચે ચઢી ચક્કર ચક્કર ઉડવા માંડ્યાં; પણ એથી સજ્જનને મુડદાંની જાત પરખાઈ. હાથીનાં, ઉંટનાં, ઘોડાનાં ને માણસનાં મુડદાં ત્યાં હતાં ! એની કલ્પના ખરી ઠરી; આ યુદ્ધના અવશેષો નહોતાં, ચાલી જતી મહાસેનાના હતા; પણ આટલા અવશેષો મુકનાર સેના કેટલી મોટી હોઈ શકે તેનો પ્રમાણ પણ તે કરી શક્યો નહીં.

જીવ મુંઝાવતી દુર્ગંધની પરવા વગર મહામહેનતે હીંમત હાથમાં રાખી જે, દિશામાં આ માર્ગ જતો હતો તેજ દિશામાં પોતે પણ જવા લાગ્યો. આટલું લશ્કર કોનું ! ન મબારકખાનનું હોય, ન ઝાલોરનું હોય, ન ચિતોડનું હોય. શું આ સૈન્ય પેલા ગરજનના સુરત્રાણનું !

આ કમકમાટભર્યો માર્ગ લાંબો વખત જોવાને અશક્ત તે ત્યાંથી દૂર ગયો પણ જવાની દિશા તેજ રાખી. પદમડીનું ચિત્ત પણ દૂર નાસી જવામાંજ ચોંટ્યું હતું.

સાંજે એક ગામડું દૂરથી જણાયું. આ ભયંકર મુસાફરીનો અંત આવ્યો સમજી સજ્જન તે તરફ ગયો તો પંદર પચીસ ઝાડની છાંય નીચે આ નાનકડું ગામડું વસ્યું દેખાયું. કોઈ ઠેકાણે નીરાંતે પડી વિસામો લેવાને ઉત્સુક તે પાસે આવ્યો, પણ ગામમાં કોઈ જન કે જાનવરનું નામ કે નીશાન નહોતું. બધાં બારણાં ઉઘાડાં હતાં, કેટલાંય છાપરાં પડેલાં હતાં, મંદિર ભાંગીને જુદું થઈ ગયું હતું, ઝાડોનાં પાતરાં જાનવરો ચાવી ગયાં હતાં. તળાવમાં માત્ર કીચડ હતો, અને ચારે તરફ અનેક જાનવરો ત્યાં નાહી ગયાના ચિન્હ હતાં. કુવામાં નામનુંજ પાણી હતું. પેલી વિનાશક મહાસેના આ રસ્તે જતાં આ ગામને સ્મશાન સમું બનાવતી ગઈ હતી.

નિડર સજ્જન પણ આ નિશ્ચેતન વિનાશકતા જોઈ ધ્રુજી રહ્યો. યંત્રની માફક એણે નીકળ્યું એટલું પાણી કાઢ્યું, પોતે નાહ્યો, પદમડીને નવાડી; પોતે ખાઈ ન શક્યો, પણ જે પાન હતાં તેના પર પદમડીને ચરવા મુકી. રાત પડી ત્યારે આ રેતીઆળા

II

પ્રદેશના સુના ગામની કારમી નિર્જનતા એને ગભરાવી રહી. માત્ર મહાદેવજીનું નામ જીભે રાખી, ભયવ્યાકુળ તેણે આખી રાત વીતાવી.

બીજે દિવસે સવારે તે રાખો પડયાં હતાં તે માર્ગે જવા તૈયાર થયો ત્યારે આ બધું છોડી બીજે કોઇ રસ્તે દૂર નાસી જવાનો વિચાર આવ્યો, પણ આ ભયંકર સેના કેવી ને કોની હશે તે નક્કી કરવાનો મોહ તે છોડી શકયો નહીં. ઘોઘાગઢનું કે સપાદલક્ષનું શું થયું હશે તેનો તો વિચાર કરવાની હીંમત તેને નહોતી.

( ૫ )

સજ્જન ચારેક ઘડી આગળ વધ્યો હશે ને સામે ઉડતી રેતીના ગોટમાં સાંઢણીઓ આવતી જણાઇ. પદમડીને પાછા વળી નાસવું હતું, પણ જોતજોતામાં પેલી સાંઢણીઓ પાસે આવી ને માણસોના હોકારા સંભળાયા. સજ્જને હોકારાથી જવાબ વાળ્યો ને પદમડી થંભાવી.

સાંઢણીઓ સાત હતી. પાંચ પર મોટી વિકરાલ આંખો ને દાઢીમાં અને અપરિચિત શસ્ત્રો અને ચામડાના પહેરવેશમાં ભયંકર એવા યવન બેઠા હતા. બે સાંઢણીપર રબારીઓ હતા. આ ટુકડીનો નાયક ઉંચો, ગોરો ને જુવાન યવન હતો. તેણે કંઈ ફરમાવ્યું અને તે બધા સજ્જનને વીંટાઇ વળ્યા.

નાયકની આજ્ઞાથી એક રબારીએ સજ્જનને પૂછયું, "આ બધા રસ્તા તને ખબર છે ?"

સજ્જનને રબારીનો અવાજ તોછડો લાગ્યો, પણ એ અપમાન ગળી જઇ તેણે જવાબ વાળ્યો, "હા. પણ તમે કોણ છો ?"

રબારીએ એ જવાબ પેલા નાયકને કહ્યો. તે ખડખડ હસ્યો. તેણે રબારી પાસે જવાબ વળાવ્યો, "અમે કોણ છીએ તેની હમણાં ખબર આપીશું. પણ ગુજરાત જવાનો સીધો માર્ગ કયો ?"

"કોને જવું છે ?" સજ્જને પુછયું.

"અમારે."

સજ્જનને એક પ્રેરણા થઇ. આ મ્લેચ્છની સેનાને ગુજરાત જવું હતું—સોમનાથને તોડવા ? તો તેથીજ મહાદેવે તેને આ રસ્તે આણ્યો હતો. કેમ તે હવે સમજાયું, ને તે હસ્યો. ગરજનના મ્લેચ્છને જીવતો મારવાની શંકરની આજ્ઞા માથે ચડાવવાની આથી રુડી શી તક ?

"ચાલો લઇ જાઉં."

"તું બરોબર જાણે છે ?"

"હા. હું ત્યાંથીજ ચાલ્યો આવું છું."

"કેટલા દહાડની મજલ છે ?"

"બાર પંદર દહાડાની," સજ્જને કહ્યું.

રબારીએ આ જવાબનો તરજુમો નાયકને કહી સંભળાવ્યો એટલે તેના હર્ષનો પાર રહ્યો નહીં.

"આજ અમારી સાથે," રબારીએ નાયકની આજ્ઞા સજ્જનને સંભળાવી.

"તૈયાર છું," સજ્જને કહ્યું અને તે સાથે થયો. સાથે થયા વિના એનો છુટકો પણ નહોતો.

એના હૈયામાં આશાની છોળો આવતી હતી કારણકે એકલે હાથે સોમનાથ ભગવાનનું વચન સિદ્ધ કરવાનો એને પ્રસંગ આવ્યો હતો. પોતે કેદી બન્યો હતો છતાં એના સાથીઓ એને છેતરવા માગતા હતા એ પણ સ્પષ્ટ હતું. નાયકની તીક્ષ્ણ દૃષ્ટિ એની ચોકી કરતી હતી છતાં એણે પદમડી માટે પુરતું પાણી આપ્યું, પોતે ખાવા બેઠો ત્યારે સાથે તેને પણ બેસાડયો, અને જરા જરા વારે તેની સાથે માનભેર વાત કરવા લાગ્યો. પણ તે કંઈ સમાચાર પુછવા જતો એટલે રબારી મ્લેચ્છ નાયકને પુછતો અને તેનો જવાબ ઉડાવનારોજ આવતો.

આખરે સજ્જને એક યુક્તિ રચી. ખાઈ ઉઠયા પછી તેણે કહ્યું, "ચાલો, હવે હું મારે કામે જાઉં."

"ક્યાં જવું છે?" રબારીએ મ્લેચ્છની જોડે મસલત કરી પુછ્યું.

"ગરજનના સુરત્રાણની પાસે."

મ્લેચ્છો હસી પડયા. "શું કામ છે તેની પાસે?"

"તે હું તમને કહી શકતો નથી, પણ એનાથી એનો રસ્તો સરલ થઈ જશે."

"તમે કોણ છો?"

"હું આ રણનો ભોમીઓ છુ. જતા વટેમાર્ગુને રસ્તો બતાવવો એ મારૂં કામ છે."

જ્યારે રબારીઓએ આ જવાબ યવનોના નાયકને સમજાવ્યો ત્યારે યવનોએ ક્યાં સુધી માંહોમાંહ્ય વાત કરી અને પછી રબારી દ્વારા ઉત્તર વાળ્યો, "અમે તમને સુરત્રાણ મહમ્મુદ પાસે લઈ જઈએ."

સજ્જનની યુક્તિ ફળી, પણ જે બીક એણે કલ્પી હતી તે ખરી ઠરી. સુરત્રાણે મુલતાન, નાંદોલ, સપાદલક્ષ (અજમેર) વટાવ્યાં હોવાંજ જોઈએ. તે રાજાઓનું શું થયું? મરાયા, હાર્યા, રસ્તો આપી બેઠા? ઘોઘાગઢ એના રસ્તામાં આવ્યું કે નહીં એટલુંજ નક્કી કરવાનું રહ્યું, પણ એ સવાલ સ્પષ્ટ રીતે પુછવાની એની છાતી ચાલી નહીં.

( ૬ )

આખો દહાડો રેતની સાંઢણીએ આ લોકો આગળ વધ્યા અને છેક રાત પડવા આવી ત્યારે વિરાટ સેનાની છાવણી તેમની નજરે પડી. આ માત્ર છાવણી નહોતી, પણ સજ્જને કદી ન જોએલું એવું મહાનગર હતું. ઠેક ઠેકાણે તાપણીઓના અસ્થિર અજવાળાં ચમકતાં; હજારો મશાલ આમથી તેમ ને તેમથી આમ ફરતી દેખાતી. આ પ્રકાશમાં જ્યાં સુધી નજર જાય ત્યાં સુધી છાવણીનો વિસ્તાર દેખાતો. અસંખ્ય માણસો, હાથીઓ, ઉંટો, ઘોડાઓ ને બીજા જાનવરો ત્યાં પડ્યાં હતાં, દશ હજાર જુદા જુદા આકારની ધજાઓ ફરફરતી, અને હજારો તંબુઓની હારની હાર તાણેલી પડી હતી. જાનવરોના અવાજ, માણસોના ઘોંઘાટ, ચોકીદારોના હોકાર, ને શરણાઈ નગારાંના નાદનો એવો મળેલો અવાજ શબ્દ ગગન ચુમી જતો હતો.

આ જોઇ સાંભળીને સજ્જન સ્તબ્ધ થઇ ગયો. આવડી મોટી સેના હોઇ શકે એવું પણ એણે કદી કલ્પ્યું નહોતું; અને દુનીયાની પેલે પારથી ગરજનનો સુરત્રાણ આ મહાસેના લઇ આટલાં રાજ્યો વટાવી, નિર્જન, જલવિહીન રણ વચ્ચે, આવી પડાવ નાંખે એ એના સ્વપ્નામાં પણ કદી આવ્યું નહોતું. એની હીંમત ને આત્મશ્રદ્ધા પલવાર તો જતાં રહ્યાં, પણ થોડીવારે સોમનાથની આજ્ઞા ફરી યાદ આવી. દેવ જેને હણવા માંગે તેને કોણ રક્ષે ? રાજા રાવણ જેવા મરાયા તો આ સુરત્રાણનો શો હિસાબ ! અને તેના જેવા તણખલાને હાથેજ પ્રભુએ એ મહામદનો વિનાશ નિરધાર્યો હોય તો પણ શું કહેવાય !

જે યવન એના નાના કાફલાનો સત્તાધીશ હતો તે કોઇ મોટી પંક્તિનો સરદાર લાગ્યો. તે જેવો શબ્દ ઉચ્ચારતો કે ચોકીદાર માર્ગ આપતા. તેને આવતો જોઇ બધાજ નીચા ઝુકી ઝુકી જમણો હાથ કપાળે અડાડતા. સજ્જન આ ભયાનક છાવણીમાંથી જતાં ચારે તરફ જોવા લાગ્યો. ત્યાં મ્લેચ્છો હતા, પંજાબીઓ હતા, રજપૂતો હતા. એણે કદી ન જોએલાં એવાં યંત્રો પડયાં હતાં. અસંખ્ય માણસો ખાવાપીવાની તાણ વગર મોજમાં હતાં.

સજ્જનના હૈયામાં અકથ્ય ઉચાટ પેદા થયો હતો. શું રાજસ્થાનના વીરોએ નમતું આપ્યું, ઘોઘાગઢનું શું થયું ! ઘોઘાબાપા કયાં ? આ સવાલોના જવાબને અભાવે તે ગુંગળાઇ રહ્યો.

પેલા મ્લેચ્છ નાયકે એને સાંઢણી પરથી ઉતરવાનું ફરમાવ્યું. સજ્જને તે પ્રમાણે કર્યું, પણ રખે પદમડીથી તેને છુટો પાડવામાં આવે એવા ભયે તેણે કહ્યું, " આ સાંઢણી જેવી બીજી સારા જગતમાં નથી. એના વિના મારાથી માર્ગ નહીં દેખાડાય. "

" તમારી સાંઢણી પાછી તમને મળશે, " રબારીએ નાયકની ઇચ્છા કહી સંભળાવી.

" ચાલ મારી સાથે, " નાયકે સજ્જનને કહ્યું, અને તે કહ્યા પ્રમાણે તેની પાછળ ચાલવા માંડયા. બે જણ તેની પાછળ થયા. ત્રણે જણ તીક્ષ્ણ દૃષ્ટિથી તેના તરફ જોયા કરતા હતા. જો તેણે નાસવાનો કે તરવાર હાથ પર રાખવાનો જરા ઇરાદો દર્શાવ્યો હોત તો તેનું માથું ત્યાં ને ત્યાં ધડથી જુદું થઇ જાત એવી એની ખાત્રી હતી.

જે તરફ એ ગયા ત્યાં એક મોટો ધોળા ચામડાનો તંબુ હતો. અને તેની આસપાસ નાગી તરવારવાળા સૈનિકોની એક હારની મોટી વાડ કરવામાં આવી હતી. તેની પાછળ થોડે થોડે અંતરે બાણાવલીઓ ઉભા હતા. આ વાડમાં થઇ જવાનું એકજ છીંડું હતું, જેમાં સૈનિકોની હાર વચ્ચે થઇનેજ જવાતું. એ રસ્તે નાયક એને લઇ ગયો. એ એટલો જાણીતો મોટો હતો કે એને જોતાં બધા નીચા વળી સલામ કરતા. થોડીવારમાં તો તે તંબુ આગળ જઇ ઉભા, અને ત્યાં ઉભેલા એક સરદારે રોકતાં જઇ તેમના આવ્યાની અંદર ખબર આપી.

અંદરથી કૈં જવાબ આવ્યો, જે નાયકે સબહુમાન સલામ ઝીલી સ્વીકાર્યો. બે રાક્ષસ જેવા ભયંકર હબસીઓએ કીનાત ઉંચકી, અને તેઓ તંબુમાં ગયા.

[ ચાલુ ]

[ કોહેન : અનુસંધાન પૃ. ૩૫૨ ]

કરાવી શકાય તેની ચિંતા અનુભવ્યા કરે છે. અથવા જ્યારે આ ભૂલ સમજાય છે ત્યારે બધાએ સાથે છોડી દઈ મિષ્ટાન્નો ખાવાં અને ખવડાવવાં એને જ સાધુસેવા તથા એક મહાન ધર્મકાર્ય કરી બેસે છે.

—કિશોરલાલ મશરૂવાળા : હરિજન બંધુ : ૧૪ : ૪ : ૩૯

## વર્ગકલહ :

હું વર્ગકલહનું અસ્તિત્વ જ માનતો નથી એમ કેટલાક કહે છે એ ખોટું છે. એ કલહને વધારવાની ને તેને ટકાવી રાખવાની જરૂર છે એમ હું નથી માનતો. એને ટાળવાનું સર્વથા શક્ય છે એવી મારી માન્યતા છે ને તે વધતી જાય છે. એ કલહને અટકાવવો એ સત્કાર્ય નથી જ. ધનિકવર્ગો અને મજૂરો વચ્ચેનો વિરોધ એ તો બાહ્ય માત્ર છે. જ્યારે મજૂરવર્ગમાં પોતાનું સંગઠન કરીને એક સંપથી વર્તવા જેટલી બુદ્ધિ આવશે ત્યારે તેનું વજન પૈસા કરતાં વધારે નહિ તો તેના જેટલું તો પડશે જ. ખરો વિરોધ તો બુદ્ધિ અને અબુદ્ધિ વચ્ચે છે. એવો વિરોધ ટકાવી રાખવો એ બેવકૂફી જ થશે. અબુદ્ધિને તો દૂર કરવી જ જોઈએ.

—મહાત્મા ગાંધીજી : સર્વોદય : ફેબ્રુઆરી : ૧૯૩૯

## સંન્યાસીઓ : દુનિયાના સાચા શહેનશાહો

લાકડું લાકડાને ભારે ભાંગે છે; એમ પશ્ચિમની સંસ્કૃતિ એના ખરચાળવેડાના ભારે રખેને ભાંગી પડે.

ભારતની સંન્યસ્તભાવના ભારતને ને ખરચાળવેડાના ભારે ડૂબતી દુનિયાને તારશે. પાંચ લાખની તે પર્ણકુટી કે મહેલ! પાંચ હજારની તે બંગલી કે ઝૂંપડી! એવા વિદેશી માનસો ભારતની સંન્યસ્તભાવના નહિ સમજે.

ભારતની સંન્યસ્તભાવના ઈશુ ખ્રિસ્તની જીવનભાવના હતી; મહંમદ સાહેબની જીવનભાવના હતી; જરથુસ્ત્રની જીવનભાવના હતી; ઋષિમુનિઓની મહાવૈરાગીઓની જોગન્દરોની સુદામાની ને સુદામાથી ગૃહસ્થસંન્યાસીઓની જીવનભાવના હતી. એ સંન્યસ્તભાવનાએ ભારતને જીવતું રાખ્યું છે.

પિઝારોના સમયથી સોનાની શોધમાં ચડેલા પશ્ચિમે એ ઈશુ ખ્રિસ્તની ને ઋષિમુનિઓની મહાભાવના ચાર સદીઓથી વિસારી છે.

૧૯ મી સદીમાં તો કનકકામિનીના ત્યાગી કલન્દરો જોગન્દરો અવધૂતો ગુજરાતે ને ભારતવર્ષમાં વસતા.

ગુજરાતના મહાસંન્યાસી, ઓંકારેશ્વરજી, વેદોદ્ધારકારી, મહર્ષિ દયાનન્દની ધર્મ-ચર્યાની ને સંન્યસ્તની હાકલ વીસમી સદીના જગતે—જીવતું હશે તો—સાંભળવી જ પડશે.

ફકીરો દુનિયાના સાચા બાદશાહો છે, સંન્યાસીઓ જગતના સાચા શહેનશાહો છે.

ફકીરીમાં જહાંગીરી માણે છે એ જહાંગીરોયે જગત વિજેતા છે.

—નાનાલાલ કવિ : આર્યસમાજના ૬૧ મા વાર્ષિકોત્સવ પ્રસંગના વ્યાખ્યાનમાંથી

## પદવીશિકારીઓ

આખો જન્મારો વિદ્યાર્થી રહી શકે તે જ સાચો વિદ્યાર્થી. થોડાં વર્ષ ગોખ ગોખ કરે, ચોટલી ઊંચે બાંધીને ઊંઘતી સામે ઝઘડતો જાગતો ય ગોખે, તેને ભૂત ભરાય છે કે નવું શીખવું એટલે વળી આવું ગોખણ. અર્થાત્ કંટાળાભરેલો થકવી નાંખતો ઉદ્યોગ, સત્વં કે કશા જ લાભ વિનાનો, માત્ર ગોખેલું અમુક મુદ્દત યાદ રહે એટલું જ એનું ફલ અને પરિણામ આવે છે. ગો. મા. ત્રિ. એ એક ઠેકાણે નોંધ્યું છે તે, શું સમજ્યા ? ગો. મા. ત્રિ. કહે છે કે ઘણા ભણેલા ' આળસુ ' હોય છે. ગોખી ગોખી ગોખી તેમનું મગજ સ્ફૂર્તિહીન બનેલું હોય છે. અતિ વિષયથી ગાત્ર બને છે નિઃસત્વ : અતિ ગોખણથી બુદ્ધિ બને છે નપુંસક. આ જાતના ' વિદ્યાર્થીઓ ' એ બેવડી ત્રેવડી પદવીઓ પહેલા વર્ગમાં મેળવેલી હોય, પણ માનસશાસ્ત્રનો સાચો જ્ઞાતા કહેશે નિઃશંક, જે એ લોક ગોખતા, કલાકો ને કલાકો ગોખ્યે રાખતા, તે કાળે પણ તેઓ સાચા વિદ્યાર્થી હતા નહીં, કેવળ પદવીશિકારીઓ હશે.

—બલવંતરાય ઠાકોર : નવલશતાબ્દી પ્રસંગના વ્યાખ્યાનમાંથી

[ નવું સાહિત્ય : અનુસંધાન પૃ. ૩૫૦ ]

હાલમાં હમણાં હમણાં આપણાં બાળકો માટેનું સાહિત્ય ખૂબ જ પ્રસિદ્ધ થવા માંડ્યું છે અને તેની જરૂર પણ ખૂબ જ છે. સંપાદકોને અમારી વીનતી છે કે હજી પણ બાળકો માટેની ભાષાને તેઓ વધુ સરલ કરી સુગમ કરે. કેટલેક સ્થળે વાક્યો લાંબાં, અટપટાં અને અસ્પષ્ટ થઈ ગયાં છે તેમાં વિશેષ સરલતા ને પ્રસાદ લાવવાની જરૂર રહે છે. બાળકો માટે કેવળ જ વધુ મિશ્ર કે સંયુક્ત વાક્યો વાપરીને મોટે ભાગે સીધાં, સરલ ને સચોટ સાદાં વાક્યો વાપરવાં. આવી સાદી વિચારશૈલી વધુ અસરકારક થઈ શકે.

એકંદરે બધીએ પુસ્તિકાઓ સારી રીતે સંપાદિત થઈ છે. ગુજરાતી માતાપિતા અને શિક્ષકો આ પુસ્તિકાઓ જાતે વાંચી તેમનાં બાળકોને વંચાવશે તો ઘણો જ લાભ થશે.

**હસો બાપલા ગ્રંથમાળા** : લેખક : હસો બાપલા; પ્રકાશક : હસાવશું ઑફિસ; ઠે. પંડિત ફળી, જામનગર; મૂલ્ય : પ્રત્યેકનો એક આનો.

(૧) મિજાજે ખુશ. (૨) આનંદનો દિવ્ય ખજાનો, (૩) હસો બાપલા

આ હસાવશું કાર્યાલયે હસી શકે તેને હસાવવાનો ઇજારો રાખ્યો છે. હસવું ને હાસ્યરસ માણવો એ જૂદી જૂદી વસ્તુ છે. આમાં કેટલાક બહુ જ સામાન્ય કોટિના હાસ્યના ટૂચકા છે.

**સમાજ સેવા મંડળ** : પંદરમો વાર્ષિક અહેવાલ : ૧૯૩૫ : મોમ્બાસા, કેનિયા; પો. ઓ. બૉક્સ ૩૬; પ્રકાશક : સોમાભાઈ કાછીભાઈ પટેલ અને મૂળજીભાઈ તુલસીભાઈ પટેલ, સંયુક્ત મંત્રીઓ.

આફ્રિકામાં વસવાટ કરતા આપણા ગુજરાતી બંધુઓની સેવાભાવના દર્શાવતો આ અહેવાલ છે.

**ભીલ સેવા મંડળ—દાહોદ** ( પંચમહાલ ), સ્થાપના સં. ૧૯૭૮ : બારમા તથા તેરમા વર્ષની સંયુક્ત નોંધ : સંવત ૧૯૯૦-૯૧ : સ્થાપક અને પ્રમુખ : અમૃતલાલ વિ. ઠક્કર; ઉપપ્રમુખ : લક્ષ્મીદાસ શ્રીકાંત.

પંચમહાલની ભીલજાતિના ઉન્નતિના સ્તુત્ય પ્રયાસનો આ સ્તુત્ય અહેવાલ છે.

**Hindu widows' Home Association (Fourteenth Annual Report : 1935—Publisher : Secretary, Hingne Budruk, Poona 4.**

આપણા દાક્ષિણાત્ય બંધુઓ પોતાની વિધવાઓની ઉન્નતિ અને જીવન વિકાસાર્થે શું શું કરી શકે છે તેનો આ અહેવાલ જ્વલંત પુરાવો છે. ગુજરાતના વૈધવ્યની સેવા માટે પણ અમિત કાર્યક્ષેત્ર હજી વણખેડ્યું છે તેને પોતાનું કર્તવ્યક્ષેત્ર કરનાર ગુજરાતી માટે આ અહેવાલ પ્રેરક નીવડ્યા વગર રહેશે નહીં.

**સંત કબીરનાં જ્ઞાનામૃતમય વચનો**-લેખક : ડૉ. સોહરાબ હોરમસજી સતારા, સ્ટેશન ટેરેસ, સ્લેટર રોડ, ગ્રાંટ રોડ, મુંબઈ; પટાઉસ મૂલ્ય બે આના.

સંત કબીરના જીવનના અને તેનાં ભજનોના ઉત્સાહી રસિક શ્રી. સોહરાબ સતારાએ અગાઉ 'નવરંગ'માં પ્રસિદ્ધ કરેલા લેખની પુનરાવૃત્તિ ઉપરાંત આ સમ્બંધમાં

જ્યાં ત્યાં લખ્યું છે તેની કાપલીઓ લાલ પેન્સીલથી પુષ્ટાવીને અમને અવલોકનાર્થે મોકલી છે. એમના ઉત્સાહની અમે પ્રેમપૂર્વક નોંધ લઇએ છીએ અને આ અસ્તવ્યસ્ત લેખાવલિઓને સંતનાં કેટલાંક મુખ્ય મુખ્ય ભજનો સાથે પુસ્તકરુપમાં સંપાદિત કરવા વીનવીએ છીએ. આવા એક અખંડિત સંપાદનકાર્યની અમે ઉત્સાહથી રાહ જોઇશું.

**શિક્ષણ સંસ્થાઓ** (વિભાગ પહેલો) : સંપાદક અને પ્રકાશક : સુરત જિલ્લા વિદ્યાર્થી સહકારી મંડળ લિમિટેડ તરફથી : દયાશંકર ભાઇશંકર શુક્લ; મૂલ્ય : રૂપિયો એક.

એકજ પુસ્તકમાં વિનયન (Arts), વિજ્ઞાન, વ્યાપાર, હુન્નરઉદ્યોગ, યંત્રશાસ્ત્ર, કૃષિવિદ્યા, વૈદકીય શિક્ષણ, લશ્કરી તાલીમ, લલિતકલા, હવાઇ અને દરિયાઇ શિક્ષણ, વિવિધ ખાતાનો તાલિમ વિભાગ, સંશોધન મંદિરો, વગેરે વગેરે માહિતીનો સમાવેશ થતો હોય એવું ગુજરાતી ભાષામાં તો પહેલી વખત જ આ પુસ્તક પ્રકટ થાય છે. વિવિધ વિષયો, પરીક્ષાઓ, નિયમો વિષે સંપૂર્ણ હકીકત સરલ રીતે પુરી પાડી વિદ્યાર્થી આલમને પુસ્તક ઉપયોગી થઇ પડે એમ છે. હાલના વિદ્યાર્થીઓમાં હાલની શિક્ષણપ્રણાલિકાને લઇને રાતદિવસ જે મૂંઝવણ માબાપોને થયા કરે છે તેના તોડનું દર્શન હાલમાં ઉપલબ્ધ સાધનો વડે લાવવા સંપાદકે બનતો પ્રયત્ન કર્યો છે. ગુજરાતના યુવાનો સમક્ષ શિક્ષણ આપનારી સંસ્થાઓનો આવો નકશો મૂકવાની જરૂર હતી. આ સુંદર પ્રયત્ન કરવા બદ્દલ મંડળને અભિનંદન. પ્રત્યેક ઉત્સાહી વિદ્યાર્થીને આ પુસ્તક રાખવા અમારી ભલામણ છે.

**ચિત્રમય જગત** (જપાન અંક) : માર્ચ-એપ્રિલ ૧૯૩૬–તંત્રી : તુલજાશંકર ગૌરીશંકર યાજ્ઞિક; પ્રકાશક : શંકર નરહર જોષી, ચિત્રશાળા પ્રેસ, સદાશિવ પેઠ, પૂના.

ચિત્રમય જગત એની ગુજરાતી આવૃત્તિમાં હંમેશાં ગુજરાત અને ગુજરાતીઓને પ્રેરક કંઇ ને કંઇ સંગીન વસ્તુ આપતું રહ્યું છે. એણે પ્રસિદ્ધ કરેલો આ જપાન અંક અનેક દૃષ્ટિબિન્દુઓથી સુસંપાદિત થયો છે. હિન્દને હાલના જપાનને, તેના વિકાસને (માત્ર ચીનને ઓહીયાં કરવાની બદદાનત બાજુએ મૂકી) હજીએ વિગતવાર અને સૂક્ષ્મતાથી અવલોકવાનો છે અને તેમ કરવાથી હિન્દ પોતાના રાષ્ટ્રીય જીવનની સામે પડેલાં પ્રરોધક બળો છતાં સંગીન રીતે વિકસાવી શકશે. આથી કરીને જપાનનો પારાવાર રાષ્ટ્રપ્રેમ, તેની સતત ઉદ્યોગશીલતા અને જપાની રાષ્ટ્રના એકમથી માંડી છેક સરકાર સુધીના તંત્રને બહુ જ ખંતપૂર્વક શીખી લેવાનાં છે. અમે આશા રાખીશું કે ગુજરાતી સાપ્તાહિકો આ સાપ્તાહિક જેવા ધોરણને અનુસરી એબીસીનીઆ, રશિયા, ચીન અને જપાનનાં ઉત્તરોત્તર વિકાસ અને અવનતિના ખાસ પ્રેરક અંકો પ્રસિદ્ધ કરવા તરફ પ્રેરાશે.

[ વર્તમાનસાર : અનુસંધાન પૃ. ૩૫૬ ]

## 'ઢોલા મારુ'ની વાર્તાનું સંશોધન

ગયા માસમાં ભરાયલી ગુજરાત સાહિત્ય સભાની વાર્ષિક સભામાં દિ. બ. કેશવલાલ ધ્રુવે પ્રમુખપદેથી પોતે કરેલા આ જૂની ગુજરાતીના કાવ્યના સંશોધનકાર્યનો કંઈક શ્રોતાજનોને ખ્યાલ આપ્યો હતો.

## ગોંડલ રાજ્યની કેળવણીની પ્રગતિ

પ્રગતિકારક ગોંડલ રાજ્ય પોતાની ગામડાની પ્રજાને રેડિયોદ્વારા શિક્ષણ આપવાની યોજના વિચારી રહ્યું છે.

## વિ. સં. ૧૨૧૧ નો જૈન શિલાલેખ

સુધરાઈખાતાનું ખોદકામ કરતાં અલ્વર રાજ્યમાં એક મંદિર નીકળ્યું છે તેમાંના એક શિલાલેખ ઉપર " મહાવદ તેરસ સંવત ૧૨૧૧ " એ ઉલ્લેખ વંચાયો છે.

## પંડિત જવાહરલાલની આત્મકથા હિન્દી ભાષાઓમાં

હિન્દી, ઉર્દૂ ગુજરાતી વગેરેમાં આ જીવનકથાનું ભાષાન્તર થવા માંડ્યું છે. શ્રી. મહાદેવ દેસાઈ ગુજરાતી ભાષાંતર કરે છે એમ સંભળાય છે.

## ગાંધીજીનાં અમેરિકન શિષ્યા : તારા બ્હેનનો સ્વર્ગવાસ

આ અમેરિકન કુમારિકા અવસાન પામ્યાં છે. એમણે એમની મીલક માજી ચરણે ધરી છે.

## વર્તમાનપત્રો માટે ટપાલના સસ્તા દરો

લંડનમાં હરરરમાં મળેલી એમપાયર પ્રેસ યુનિયન - વાર્ષિક પરિષદે ત્રોનો જ્ઞાનપ્રસાર સામ્રાજ્યમાં થાય તે માટે સસ્તા દરની આગ્રહ ભરી માગણી

## સર સોરાબજી પોચખાનાવાળા અને હિન્દી વ્યાપારવિકાસ

સેન્ટ્રલ બેંકની શાખાઓ હિન્દ બહાર ઊઘાડવા સર સોરાબજી પે. ગ્લેંડ સીધાવ્યા છે.

## શ્રી. કનૈયાલાલ મુનશી કોઇમ્બટુરની રાજકીય પરિષદમાં

'બધા પ્રજાકીય પક્ષોની પહેલાં એકતા કરો અને પછી પ્રધાનપદો માટે રો એ આશયનું ઉદ્‌ઘાટનવ્યાખ્યાન શ્રી. કનૈયાલાલ મુનશીએ કર્યું હતું.

## પ્રગતિકારક વિચારકલેખકોની સભા

મુંબઇમાં તા. ૧૫ મી જુને 'જન્મભૂમિ' દૈનિકના કાર્યાલયમાં

# ગુજરાત

નવું પુસ્તક : ૧ અંક : ૫

જુલાઈ : ૧૯૩૧

## આત્મા

પતંજલિ કહે છે કે પહેલાં અપૂર્ણ પુરુષ અને પછી તેના પર ગુણનાં આવરણો. પણ ખરું જોતાં વિકાસમાત્ર અપૂર્ણતાથી શરૂ થાય છે; અને ધીમેધીમે વૃત્તિઓની વિચારપ્રધાન એકતામાં પરિણમે છે. બાળપણમાં જે માત્ર વૃત્તિ હોય છે તે મોટપણે વિચારરૂપ થાય છે. મનુષ્યની વૃત્તિઓ જેમ એકતાનતા પામે છે, એક ભાવનાથી પ્રેરાય છે તેમ તે મહાન બને છે. વૃત્તિઓથી પ્રેરાઈ હું કાર્ય કરું છું, મહાત્માઓ તેને ભાવના વડે સીધી સીધી સર્જે છે. મારી અલ્પતા ને તેમની મહત્તામાં આ જ ફેર છે.

એટલે મારો પુરુષ સ્વતન્ત્ર હયાતી ધરાવતો નથી. એની અપૂર્ણતા સ્વયંસિદ્ધ નથી, છે જ નહિ. હું અપૂર્ણ થાઉં ત્યારે મારું વ્યક્તિત્વ કેવું થશે એના મારા કલ્પનાચિત્ર પર હું પ્રભાવનું આરોપણ કરું છું. હું એ ચિત્રને પુરોગામી માની લઉં છું; તેને પ્રેરણાબિંદુ માનું છું; અને તેને મારો પુરુષ કે આત્મા કહું છું.

મારો આત્મા હતો નહિ; છે નહિ—એને પ્રયત્ન વડે મારે સર્જવો રહ્યો છે. વિકાસના પ્રારંભમાં પુરુષ નથી; એ વિકાસના પરિણામરૂપ છે. ખરું જોતાં હું મારા પ્રકાશીલ પુરુષનાં આવરણો ઉકેલતો નથી; વૃત્તિપ્રધાન સ્વભાવને ભાવનાપ્રધાન બનાવી હું પુરુષત્વનું સર્જન આરંભું છું.

જ્યારે મારી ભાવનાશક્તિ વજ્ર જેવી બની, મારી બધી વૃત્તિઓને એકતાન બનાવે, અને ત્યારે જે એકતાનતા પ્રગટે તે મારો આત્મા. મને ભ્રમ નથી. જ્યારે એ એકતાનતા રેલાશે ત્યારે તેના નિર્મળ જળમાં મારું સ્વરૂપ, શુદ્ધ ને સત્ય રૂપે મને જડશે. તેમાં મારી ભાવનાઓ એકાકાર બની મને 'પુરુષપ્રાપ્તિ'નો લહાવો આપશે.

મારી સુગ્રથિત ભાવનાઓના એકાકારમાંથી પ્રગટેલું મારું વ્યક્તિત્વ એ જ મારો પુરુષ. એનું દર્શન એનું નામ આત્મદર્શન. એની સિદ્ધિ તે મારી આત્મસિદ્ધિ.

કનૈયાલાલ મુનશી

## *નમું તને

નમું તને પત્થરમૂર્તિને નમું:
તજી અહંકાર વિમૂઢ બુદ્ધિનો,
લળી લળી પ્રેમલ ભાવશુદ્ધિનો
સમર્પી આત્મા જુગજૂડયને વમું.

વિરાટની વિશ્વવિશાળ કાય;
શુભાંગ તું તેનું જ એક નાનું;
ભર્યું તુમાં ચેતન તત્ત્વ છાનું;
પ્રતીક તું પૂર્ણતણું સુહાય.

અગોચરે ના અમ ચિત્ત સંચરે;
અકલ્પ્યનું કલ્પન સ્થૂલરૂપ તું:
તારે લીધે આત્મ અગમ્યમાં ઠરે,
આ જીવ જૂદો શિવશું મિલાવ તું.

નમું તને ચિન્મય મૂર્તિને નમું:
પ્રતીકરૂપી પ્રભુતા! તને નમું:

પૂજાલાલ

---

## વિધવા પંખિણી

: સ્રગ્ધરા :

પેલી પારે પુરાણા યુગયુગ ઉતર્યા અંચળાઓ ઉશેટી
ગોઝારી સંસ્કૃતિના, અભિનવયુગસંસ્કાર-પિચ્છે મઢેલી
સોના પાંખો પ્રસારી, મનુજવિહગનાં યૂથ આકાશવાટે
ઊડી, ઉલ્લાસગાને ઉરભરી ઉતરે વિશ્વગંગોત્રીઘાટે.

ભેટે, વિશ્રાન્તરોનાં વિહગયુગલ જ્યાં નિત્ય નાવીન્યનીરે
ન્હાતાં, સ્વચ્છન્દ ગાતાં, કણુકણુ ચરતાં ચંચુમાં ચંચુ બોળી.

ઊડે સૌ એ અનંતે ચરણુચરણુની કોટિ ગૂંથી કતારે,
પોઢે પાછાં પ્રમોદે પરસ્પર ચુમી વિશ્વણંધુત્વમાળે.

ને આ પારે ઉભેલી જડભરતસમી પંખિણી પાંખહીણી
એકાકી હું અભાગા, જહીં વિહગતણા પંથ પ્રત્યેક ન્યારા.

આચાર્યો, સંપ્રદાયો, કુટિલરુઢિ, કુસંપો, વૃથા સંસ્કૃતિના
વહેતા ઝંઝાનિલોને ઉડી ઉડી હણું રુંધાય જ્યાં આણુપંખા-

ઊડું, ઊડું જ, ઊડી ગગન પર ચડયા પંખીની પાંખ સ્હાઉં,
ઘૂમું આનંત્ય યુગ્મે વિવશ વિહગ આમંત્રતી સ્વૈરગાને.

રમણીક અરાલવાળા

## પ્રકરણ પાંચમું (ચાલુ)

### ગરજનનો સુલતાન

### (૬)

સજ્જને અણજાણ્યાં આંખો ચોળી. આજે જોએલાં ભયજનક ને અસંભાવ્ય દૃશ્યોમાં સહુથી અદ્ભુત દૃશ્ય એની નજરે ચઢ્યું. ત્રીશ મશાલચી—લાકડાની મોટી દીવી જેવા નિશ્ચલ-રૂપે મઢી નાની મશાલો ધરતી તે ખંડને પ્રકાશ આપતા. બારણામાં પેસતાં જ બે બાજુએ બબ્બે રાક્ષસી હબસીઓ પહોળી, અર્ધચંદ્રાકાર તરવાર લઈ કાળાં આરસનાં પુતળાં જેવા ઉભા હતા. વચ્ચે સુગંધીવાળા તેલની એક મોટી બત્તી બળતી.

ખંડને પેલે છેડે વાઘ અને હરણ વગેરે જાનવરોનાં ચામડાંના ગલીચા ઉપર એક મોટો તકીયો અઢેલી એક જબરો માણસ રાતી, મોટી દાઢી પર હાથ ફેરવતો પડ્યો હતો. એની લાલ ભરાવદાર ભમ્મરોની નીચે મોટી કાળી વિકરાળ આંખો આમતેમ ચમક ચમક ફરતી હતી. એનો જબરો ડાબો હાથ ખોળા પર પડેલી એક મોટી નાગી તરવારની મુઠ સાથે રમતો હતો.

એણે ચામડાંનો વિચિત્ર પહેરવેશ પહેર્યો હતો; એના માથા પર એક અજબ જેવી પાઘ હતી જેમાંથી લીલમ લટકતાં હતાં. આ પુરુષને જમણે હાથે આધેડ વયનો એક મ્લેચ્છ બેઠો હતો, જેની કમરે મોટું કલમદાન બાંધેલું હતું ને જેણે કાને એક કલમ ખોસી હતી. તેની બાજુ પર એક નીચો પણ મજબુત દેખાતો યોદ્ધા બેઠો હતો; તેની પડખે એક જુવાન સરદાર બેઠો હતો; અને આ બે જણ મ્લેચ્છ નહીં પણ રજપુત લાગતા હતા. તકીયા પર અઢેલી-પડેલા માણસને ડાબે હાથે એક મ્લેચ્છ યોદ્ધો બેઠો હતો જેનો પહેરવેશ એને લઈ આવ્યો તેવા જ કોઈ સરદારનો હતો. એમને આવતા જોઈ વચ્ચે પડેલો માણસ ટટ્ટાર થઈ ગયો અને વાદળ ગર્જતું હોય એવે ભયંકર સ્વરે તેની સાથે આવેલા નાયકને સંબોધી રહ્યો, અને તે ઝુકતો, ઝુકતો, નમ્રતાપૂર્વક આગળ વધ્યો. એ નાયકનું નામ સાલાર મસુદ હતું એમ સર્જનને લાગ્યું.

સર્જનને ખાતરી થઈ. આ જ હતો તે મ્લેચ્છ જેણે કનોજ, કલિંજર, નગરકોટ ને મથુરાંને જમીનદોસ્ત કર્યાં હતાં; તે જ, ગરજનનો ભીષણ હમ્મીર મહમદ હતો, જેણે મથુરાના વિપ્રવર્યોને ગરજનના બજારમાં સાડાત્રણ રુપીયે વેચ્યા હતા; તે જ, જેણે આ રણ ઓળંગી દેવોના દેવ એવા ભગવાન્ સોમનાથનો વિનાશ કરવાનું વ્રત લીધું હતું! તેની નસેનસ ઝનૂનથી કાંપી રહી ને શક્ય હોત તો શાર્દૂલસમો તે ઉછળી તેનો જીવ લઈ ગુરુદેવ ગંગસર્વજ્ઞની આજ્ઞા અહીંઆં જ પાળત.

એણે સત્તા મેળવી હતી. ખોરાસાનની હકુમત મેળવી, તેણે જોતજોતામાં ગઝનીની અમીરાત જ્યાં પામેથી ઝડપી લીધી હતી. એની પ્રબળ ઇચ્છાશક્તિ ને અતુલ શૌર્યે એણે સત્તાનન મેળવી. જેને એ હાથ અડકાડતો તે શરણે આવતું. જે એ ઇચ્છતો તે એને મળતું. એના પિતાને પગે વિચરતાં એણે હિંદનું અઢળક ધન લૂંટવું શરૂ કર્યું. થાક્યું હાર્યું લાહોર તો સહેલાઈથી શરણ થયું; પલકમાં મુલતાન પડ્યું; હિંદુ રાજાઓ એની મહેરબાની માંગતા થયા. ગ્વાલીયર, કલિંજર, કનોજ, દીલ્હી ને સપાદલક્ષનાં સંયુક્ત સૈન્યો એના પ્રખર પ્રતાપ આગળ અનેકવાર ઓગળી ગયાં. ધનના ઢગમું નગરકોટ એણે હાથ કર્યું. એને મૂર્તિભંજકની અમરકીર્તિ પ્રાપ્ત કરવાનો મોહ લાગ્યો ને તે ઇસ્લામની વિજયી સમશેર બન્યો. યુગોની જાહોજલાલીમાં ભવ્ય એવા મથુરાંનાં મંદિરોને એણે ભસ્મસાત્ કરી દીધાં. દેવોનાં મુકુટકુંડળો એના ઝનાનાને શોભાવતા થયા. બુતપરસ્તીઓ જે પંડિતોને પૂજ્ય માનતા તે ગઝનીમાં ગુલામો બની વેચાયા.

એના શૌર્યને સીમા નહોતી, એનું હૃદય ઉદાર હતું, એની કલ્પના કવિની હતી. એને કે એવું કરવું હતું, કે એવું રચવું હતું કે જેનું તેજ કાલાંતને અજવાળે. ગુરુકીઓમાં એક એવા ખલીફ ઉમરે કર્યું તે એને કરવું હતું: ઇસ્લામનો ડંકો જગતભરમાં વગડાવવો હતો. અને સાથે સાથે એની ફારસી માતા ફક્કડમય સરકારોનો તે ધણી હતો. એને કવિતાનો શોખ હતો, સ્થાપત્યે એને ગઝની શણગારવું હતું, સમૃદ્ધિએ એનું સિંહાસન દીપાવવું હતું. એને પારકાનાં દીલ જીતતાં આવડતું, એને વીરતાની કદર કરતાં આવડતું, બધી જાતિ માટે એના હૃદયમાં સ્થાન હતું—જો તે એની સામે ન થાય તો. મૂર્તિપૂજાનો એ દેષી વીર મૂર્તિપૂજકોનો પ્રશંસક હતો. જે રજપૂતોને તે સંહારતો, તેમનું આત્મ શૌર્ય જોઈને તે મુગ્ધ બનતો. એણે અપરિચિત ગુલામગીરીથી મહાન સેનાનો વ્યૂહ ઊભો કર્યો હતો, જેમાં કોકેસસથી રજપૂતાના સુધીના સમશેરબહાદુરોનો સમાવેશ થતો. અને તે પ્રચંડ શસ્ત્ર ને તલવારબાજ તલવાર ફેરવે, તેમ તે વાપરી શકતો. આ દુર્ધર્ષ શસ્ત્ર લઈ તે મૂર્તિપૂજકોનો મહાદેવ જે રૈનીના રણને પેલે પાર બીરાજતો હતો તેનો નાશ કરી, તેનું ધન લૂંટવા તે અત્યારે આવ્યો હતો. એના પોતાના નાનકડા રાજ્યોની ટૂંકી મહત્તામાં મગ્ન સરદારોના સુરક્ષિત ગર્વના ધણી રજપૂતો ન સમજી શકતા એની બુદ્ધિને ને ન રોકી શકતા એના પ્રાબલ્યને. તે હતા સરલ ને અડગ, ટેકી ને શૂર પણ અભિમાનમાં સામાનું બળ પારખવાને અશક્ત, જંગના રસીયા પણ ભેગા મળી લડવાના કાયર. એક દેશની દાઝ કે એક ધર્મની ભાવના કરતાં સંકુચિત સત્તાશોખ કેળવવા વધારે તત્પર.



(૪)

સાલાર મસુદ સુરત્રાણના પગ આગળ નમી તેને કૈં કહેતો હતો. તે કહી રહ્યો પછી બધા વાત કરવા લાગ્યા, જેમાં સુરત્રાણની ગર્જના અવારનવાર બધાથી સ્પષ્ટ સંભળાતી.

આખરે સુરત્રાણને જમણે હાથે બેઠેલો ફક્કડમહાનવાળો સરદાર અને તેની પાસે બેઠેલો રજપુત સરદાર તેની પાસે આવ્યો. તેની પાસે રજપુતને આવતો જોઈ સર્જનને રોમેરોમે ઝાળ ઊઠી, અને એના હાથ તેની ગળચી દબાવવા તલસી રહ્યા. જો દેવની

અમને તો એવી આશા બંધાઇ કે આ બ્હાને એ વિચિત્ર પડોશી સાથે જરા ઓળખાણ થઇ જશે. ઘણાં દિવસોથી અતૃપ્ત રહેલી અમારી જીજ્ઞાસા તૃપ્ત કરવાની આજે તક આવી રહી છે, એમ બધાંને લાગ્યું. હાજર રહેલા પડોશીઓનું ટોળું તેની આસપાસ ફરી વળ્યું. પરન્તુ કોઇ એને કાંઇ પુછે તે પહેલાં જ બોલ્યો—" તમને લોકોને ભલી આટલી નવરાસ મળે છે ! હું કદાચ બહુ ધીમો હોઇશ ! ગમે તેમ હોય, પણ મારે તો જવું જ જોઇએ." અને તેના મોઢા ઉપર પેલી અતિવ્યવસાયની રેખાઓ દેખાઇ, અને તે ચાલ્યો ગયો.

થોડા દિવસ પછી અમારી સહુની અજાયબી વચ્ચે એ પડોશીને ઘેર એક સ્ત્રી આવી ! વળી એકદમ અમારા આખા લત્તામાં ભારે સનસનાટી ફેલાઇ. સર્વની ચિકિત્સા-વૃત્તિ ઉપર ફરી વળેલી રાખ, આ સ્ત્રીના આગમનથી એકાએક ખંખેરાઇ ગઇ ! પેલો માણસ માત્ર એક નિરૂપદ્રવી ગાંડો છે, એવી જે સામાન્ય માન્યતા ફેલાઇ હતી તેમાં અચાનક ભંગાણ પડ્યું. પોતાના નીરસ જીવનમાં કોઇ ભંગાણ પડાવે તે હિન્દુઓને પસંદ પડતું નથી; પોતાની માન્યતા, પછી ભલેને તે સાવ ખોટી હોય, તો પણ તે ખોટી ઠરે, તે તેમને બહુ ઉપાધિરૂપ લાગે છે, પરંતુ તે નવી પરિસ્થિતિમાં જો કાંઇ નિન્દાનું સાધન મળી રહે તો તેમનો જીવ અનહદ સંતોષ પામે છે.

આ નવી આવેલી બાઇ આધેડ વયની, બેવડા બાંધાની, અને સૌંદર્ય અને કુરૂપતાને ત્રાજવે તોળ્યાં હોય તો સૌંદર્ય તરફ તો પલ્લું નજ નમાવે એવી હતી. છતાંએ પડોશી-ઓની કલ્પનાશક્તિ એકદમ સતેજ બની ગઇ. આ એની પરણેલી સ્ત્રી હશે, એમ માન-વાની અમારા સિવાય બધાંએ સાફ ના જ પાડી. એ લોકોમાંથી ઘણાખરાની સ્ત્રીઓ આ બાઇ કરતાં બાહ્ય દેખાવમાં કાંઇ ચડે એવી હતી નહિ. છતાં-આ બાઇ કદરૂપી છે, માટે પેલાની સ્ત્રી તો નહિ જ હોય, ' આવીને તે કોણ પરણે ?' વગેરે દલીલો ચાલી. ' આ તો બાઇસાહેબ કોઇ વિધવા બાઇને ઉપાડી લાવ્યા લાગે છે,' એવી વાત પણ ચાલી. અને એક ભાઇ ( જે પોતાની વિધવા ભાભી સાથે સંસાર ચલવતા હતા તે ) તો એટલે સુધી પણ બોલી ગયા કે આપણા આવા ઉજળી વસ્તીના લત્તામાં આવો સડો ન જોઇએ. તેમણે એમ પણ કહ્યું કે, ' હા હવે જીન્દગી છે, આપણે કોઇ સંપૂર્ણ તો નથી જ, ખાનગીમાં ગમે તેમ કરીએ, પણ આમ જાહેરમાં અનીતિ ચાલે, તો આપણા મહોલ્લાનું વાતાવરણ કેટલું કલુષિત બની જાય ? પોતાના છ વર્ષના ભત્રિજા તરફ આંગળી ચીંધીને બોલ્યા—' આ બાળકો ઉપર કેવી ખોટી છાપ પડે !' અલબત્ત બધા પડોશીઓ આ દલીલો સાથે પૂરેપૂરા સંમત થયા.

કશી જ ખબર નથી. પણ તમે કેમ એમ પૂછ્યું !" ત્યારે તેની આંખમાંથી આંસુની ધારા ચાલી. તે રડતી રડતી બોલી—"હું ધારું છું કે એ ગાંડા જ છે." મેં પૂછ્યું, "હમણાં જ એવા લાગે છે કે પહેલેથી એવા જ છે ?" તે બોલી, "હું તો હજી બે ચાર દિવસ ઉપર જ પરણી છું ને ? પહેલાંની વાત મને ક્યાંથી ખબર હોય ! તેથી તો તમને પૂછવા આવી છું."

પછી પેલી બાઈએ પોતાનો ઇતિહાસ શરૂ કર્યો. "હું ન્હાનપણમાં પરણી, ન્હાનપણમાં જ વિધવા થએલી. મારાં માબાપ પણ ઘણાં વર્ષોથી દેવલોક પામેલાં. હું મારા કાકાને ઘેર રહેતી હતી. મારા કાકા જુવાનીમાં બહુ સુધારાના ખપતા, પણ કાકીના મરણ પછી તેમનું મગજ જરા ખસકી ગયું. હું આવડી-ચાળીસ વર્ષની-થઈ ત્યારે મને કહે કે "આપણે સમાજસુધારક કહેવાઈએ, અને વિચારને આચારમાં કેમ ન મૂકીએ ? વિધવાનાં પુનર્લગ્નમાં હું માનતો આવ્યો છું, અને આટલાં વર્ષો મેં તને કેમ ન પરણાવી ?" મેં કહ્યું, "હવે મારે માથે ધોળા વાળ આવ્યા. હવે લગનની ક્યાં વાત કરો છો ?" પણ કાકા શેના માને ? તેમણે છાપામાં જાહેરખબર મોકલી. જુવો, આ તે જાહેરખબર." આટલું બોલી તે બાઈએ ગજવામાંથી એક છાપાનો ચોળાઈ ગએલો કટકો કાઢ્યો, મેં તેમાં નીચે મુજબ વાંચ્યું.—

એક શિક્ષિત વિધવા પુનર્લગ્ન ઇચ્છે છે આજે જ તમારી છબી સહિત પત્રવ્યવહાર કરો (નીચેને સરનામે).. ....

"ત્રણ દિવસ પછી એક કાગળ અને છબી આવ્યાં," પેલી બાઈએ આગળ ચલાવ્યું. "તે કાગળમાં લખ્યું હતું કે 'તમારો હુકમ આવ્યો કે તરત જ હું છબીવાળાને ઘેર ગયો. મેં એને બેવડા પૈસા આપી, બે દિવસમાં ફોટો તૈયાર કરાવ્યો. તે આ સાથે બીડું છું. મારૂં સરનામું ઉપર લખ્યું છે.'

"મારા કાકા આ જવાબથી બહુ ખુશ થયા. પણ મેં કહ્યું, 'આ માણસ પરણવા માંગતો જ હોય તો મારે વિષે કશી વધારે તજવીજ ન કરે, કશું પૂછાવે નહિ !' (મારે એટલું તો કહેવું જોઈએ કે કાકાના ગાંડપણવાળા તરંગી જીવનથી હું કંટાળી ગઈ હતી; અને કોઈ સારો આબરૂદાર વચનો દેખાવે પડેલો કમાનારજનો પુરુષ મળે, તો તેની સાથે લગ્ન કરવાનો મેં વિચાર કર્યો જ હતો.) પણ કાકા શેના માને ? તેમણે તો લાંબલચક પેલા માણસને કાગળ લખ્યો કે "તમે પહેલી ગાડીએ અહિં ચાલ્યા આવો. લગ્નની બધી સામગ્રી તૈયાર છે." એ માણસ પહેલી જ ગાડીએ આવ્યો, અને જાણે ફરજ અદા કરતો હોય, તેમ પરણ્યો, અને એ રીતે હું અહિં આવી છું."

આ વિચિત્ર કહાણી મેં રસભેર સાંભળી—પછી મેં તે બાઈને પૂછ્યું, "પણ તમારા પતિમાં તમને બીજી કશી વિચિત્રતા લાગે છે ખરી ?" "કશી વિચિત્રતા !", તે બાઈ બરાડી ઊઠી—"એમનામાં સાધારણ માણસનાં કોઈ લક્ષણ જ નથી !" મારા કાકાને હું ગાંડા ગણતી હતી, પણ આમની આગળ તો તે અત્યન્ત ડાહ્યા ગણાય. આ તો તદ્દન ચક્રમ છે." હિન્દુ સ્ત્રી-આર્ય પત્નીને ન છાજે એવા શબ્દોમાં પોતાના પતિને તેણે પ્રમાણપત્ર આપી દીધું. વળી તે જરા શ્વાસ ખાઈ આગળ બોલી, "આમની ઘેલછા વિચિત્ર પ્રકારની છે. આ ચાર દિવસમાં જ હું તે સમજી ગઇ છું. પહેલે દિવસે તો હું

ગુંચવાઇ જ ગઈ. એમણે આખો દિવસ ટાઇપરાઇટરથી લખ્યા જ કર્યું, ને સાંજે બજારમાંથી એક મોટો ટોપલો મજૂરને માથે ઉંચકાવી ઘણી ચીજો લેવડાવી લાવ્યા. મે પડીકાં ખોલ્યાં તો તેમાંથી ન્હાવાના સાબુ, કપડાં ધોવાના સાબુ, માથાનાં તેલ, સુગન્ધિત સેન્ટ, નુકસાની કાપડ, વગેરે ઘણું નીકળ્યું. મેં પૂછ્યું, 'આ શું?' ત્યારે એ કહે કે એ તો છાપામાં આવ્યું હતું. એમ કહી મને બે ચાર છાપામાંહેની જાહેરખબરો બતાવી. એક જગાએ હતું:—

"તમે ન્હાવામાં ગોદરેજ કેમ નથી વાપરતા?" મેં પેલાં પડીકાંમાં ગોદરેજના સાબુની પેટી જોઇ હતી. બીજી જાહેર ખબર હતી:—

"ન્હાવા માટે અમારા સુખડના સાબુ જ વાપરો." સુખડના સાબુની પણ એક પેટી પેલાં બંડલોમાંથી નીકળી હતી. વળી એક બીજી જાહેર ખબર હતી:—"કપડાં તો ટોમકોના બારસોપથી જ ધોજો." ટોમકોનો બાર પણ એક લાંબા પડીકામાં હતો. વળી એક બીજી જાહેર ખબર હતી. "જો તમે સુગન્ધિત 'સેન્ટની રાણી' નહિ વાપરો તો તમારા મિત્રો તમારી હાંસી કરશે." 'સેન્ટની રાણી'ની બાટલી પણ એક પડીકામાં હતી. વળી બીજી એક જાહેર ખબર હતી:—"અમારી દુકાને પધારી નુકશાની કાપડ ખરીદ કરો."

"હું બેબાકળી બની આ સર્વ જોઇ રહી હતી, એટલામાં એમણે ફરી કોટ ટોપી પહેરી લીધાં. મેં પુછ્યું, 'ક્યાં ચાલ્યા?' ત્યારે કશું બોલવાને બદલે એક સીનેમાની જાહેર ખબર મારા તરફ ફેંકી તે ચાલ્યા ગયા. મેં તે કાગળીયું વાંચ્યું—તો તેમાં લખેલું હતું, "આજે સાંજે અમારે ત્યાં અવસ્ય પધારો."

આટલી વાત થઇ ત્યાં પોસ્ટમેનનાં પગલાં સંભળાયાં, અને મોટાંમોટાં પાર્સલો લઇ, તે પેલા વિચિત્ર માણસના ઘર આગળ ઉભો; તેથી બાઇ ઉઠી. મેં તેને ફરી આવવાનો આગ્રહ કરી વિદાય કરી. હવે મને આ દંપતિમાં ખૂબ જ રસ પડયો. સાંજે મારા પતિને મેં સર્વ વાત કરી. જમી પરવારી અમે તે લોકોને ઘેર ગયાં. પેલો માણસ ટાઇપરાઇટરથી લખતો હતો. મારા પતિએ પૂછ્યું, "કેમ શું લખો છો?" તેણે ઉંચું જોયા વગર જવાબ આપ્યો, "બધાને જવાબો લખું છું-તમે બધાં શી રીતે પહોંચી વળો છો?" મારા પતિએ પૂછ્યું, "શેની વાત કરો છો? કાંઇ સમજાયું નહિ." તેણે બોલ્યા વગર પાસે પડેલા થોકબંધ કાગળનો આંગળીથી નિર્દેશ કર્યો. અમે બન્ને તે વાંચવા મંડયાં. પહેલો કાગળ હતો:

મેઠ સાહેબ,

# રૂપાપરી

પ્રાતઃ સમીર પૂરાં જોશમાં
જાગે હૃદય અધીર
ઝંખે કુસુમ દેવ બાલિકા
ઝાંખાં પૂર્વનાં તીર
મૃદુલ હરિત તૃણ રોલનાં.
નીચે સરે મ્લાન પાણીડાં
ઉપર અભ્ર આચ્છદ
શઠ રે સોનેરી નવ પામિયા
સૂકાં કાષ્ઠ વિષાદ
'ખણુ ખણુ' શ્રુતિ પડે મૌનમાં
પ્રતિકૂલ ભ્રમનું પતંગ આ
ભમતો અનિલ યે મંદ
કંઇ રે જાગી મારા પ્રાણમાં
વ્યથા સ્વપ્ન સુગંધ
તૃણમય મૃદુતમ દેશની.–
જગ આખાં શશી-સ્મિત-તેજનાં
ઝબકે તારક અસંખ્ય
ગભીર નદી સુણ નિર્મળાં
ભીંજ્યાં તટ-તૃણ રમ્ય
અમર વાગતી કો' દ્વીપનાં
યુગયુગ શ્યામ શિલા પરે
ઝમતું ઝરણ પ્રલીન
સહજ, ભૂગર્ભનાં ગીત એ
ગાતું ધ્યાને વિલીન
'નિશદિન નિશદિન ક્યાંથી ક્યાં?'
સુરભિ ભૂલું ને સ્વપ્ને પરવરું
ભૂલું જન્મના દંશ
ઝરણનાં નિરલસ નૃત્યમાં
ભૂલે હૃદય નિમેષ
શ્યામ પરે રૂપાપરી નિર્ઝર્યાં
નાચિયાં!

સ્વપ્નસ્થ

પ્રકાશ : કેમ હજુ અંધારું જ છે અધે ?

[ કંટાળેલા છતાં હસતે મુખે સૌરભ રસોડામાંથી બહાર આવે છે. બળતી એ ચાર લટો મુખનું સૌન્દર્ય વધારતી હોય તેમ તેના ધવલ ગોળ મુખને આવરે છે. પ્રવેશદ્વાર આગળ આવેલા વીજળીક સ્વીચબોર્ડ પાસે જઈ તે મુખ્ય સ્વીચ 'on' કરે છે. અંધકારનું સખ્ય સાધતી ઘરની કાલિમા તેજના અંબારમાં ડૂબી જાય છે, વ્યક્ત અવ્યક્તમાં ડૂબે તેમ. ]

સૌરભ : પ્રકાશ વગર અંધકાર જ હોય ને ?

પ્રકાશ : સ્વીચ દાબવાનીય આળસ ? તમને ગમે છે કેમ આવામાં કામ કરવું ! અધુરામાં પૂરે ગુગળાવી નાંખે તેવું અંધારું.

સૌરભ : કહ્યું તો ખરું કે પ્રકાશ વગર બધેય અંધારું. તમે ન આવ્યા હોત તો હજુય અંધારું રહેતે !

પ્રકાશ : એ તો મને ખાતરી જ છે ! વિમુખરે કેરકેટલો ટાક્યો ત્યારે તો એણે વીજળી લીધી. પૈસાને બચાવો કર્યા કરો. અને આ મકાને હવે તો ધોળાવો તો સારું. જરા બેસવા જેવું થાય !

સૌરભ : મારે જ કહે વીજળી આવીને ! હું તો કહી કહીને થાકી તોય એ એકના બે ન થયા તે ન જ થયા. આટલું તમે રોજ પાણી' સેવ સેવ કરતા હતા તો આવી. અને ધોળાવવાનું ય તમે કહેશો ત્યારે.

પ્રકાશ : હું તે કેટલીવાર કહું ? અને એય બીચારો સવારથી સાંજ વેતરું કૂટે છે ધોબીના બળદની માફક. એને વખતે ક્યારે મળે ? અને ટૂંકા પગારમાં પૂરું કરવાનું એય શું કરે ! એ તો ઠીક છે કે કાકા મૂકતા ગયા છે આટલું ઘર અને થોડાં ઠીકરાં તે હુતો અને હુતી મોજ કરો છો.

સૌરભ : આટલુંય તમે આવ્યા તો થયું છે. નહિ તો હું સાસરે આવી પરણીને ત્યારે તો ઉભા રહેવુંય ન ગમે એવું હતું. પણ આજ મોડા કેમ તમે ? તમને ખબર હશે કે એ મોડા આવવાના છે તેથી જ તમે......હં......

પ્રકાશ : તમને ખબર હોય તેટલી થોડી જ મને હોય !

સૌરભ : ત્યારે કેમ મોડું થયું ? વાંચવામાં પડ્યા હશો. કે વિચારમાં ચડ્યા'તા ? મને આ ટેવ નથી પસંદ તમારી, ભાઈસાહેબ ! કાંઈ ન જડે એટલે એકલા એકલા વિચાર ડોળવા ! ચિત્તભ્રમ થઈ જશે ચિત્તભ્રમ એમાંથી ! હવે તો પરણો તો સારું પ્રકાશભાઈ !

પ્રકાશ : એમાંનું એકકે નહિ ! આજ તો એક વણનોતર્યા મેમાન આવ્યા હતા.

સૌરભ : આવેજને બીચારા ! તમે તેમને ત્યાં ની જાવ એટલે એ તમારે ત્યાં આવે ! કોણ હતું ?

: ધારો જો કોણ હશે ?

નિમીષો, કોઈ........

પ્રકાશ : [ વચમાં ] હાં ચાલો આગળ !

સૌરભ : કેમ ? આમાંનું કોઈ નહોતું ?

પ્રકાશ : તે તો તમારે કહેવાનું છે ને ? થાકી ગયા એટલામાં ?

સૌરભ : [ વિચાર કરી ] મને તો કાંઈ એવી ગમ પડતી નથી. કોઈ મંડળના સંચાલકો હશે !
[પ્રકાશ ડોકું ધૂણાવે છે.] હમણાં ? ત્યારે કહી નાખોને ? ભણેલા ભણ્યું ચોકઠાં તો ખરા !

પ્રકાશ : કંટાળી ગયાં ? કે કલ્પના ખૂટી ગઈ ?

સૌરભ : થાક તો ઘરનું કામ કરી કરીને લાગેલો જ છે ને ! અને કલ્પના જેવું તો આપણે કર્યું છે ય ક્યારે ?

પ્રકાશ : તોય પહેલાંનાં અને અત્યારના સૌરભબેનમાં ફેર નથી પડ્યો !

સૌરભ : એ બધો જશ તમને ' [ કાંઈક વિચાર આવતા ] હ...જશ ખાટવા જ આ બોલાવ્યું'તું કેમ ? મોટાભા લેખી તો ખૂબ ગમે છે, ખરા પાકા છો. પણ મારી આગળ ચાલાકી ?

પ્રકાશ : શિષ્યા ગુરુને ટપી જાય એવી બીક અમસ્તી નથી હવે તો.

સૌરભ : પાકી બનાવવા માંડી. જાવ ! જાવ ! બસ્સ ! ક્યાં તમે ને ક્યાં હું ! ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી. નવા.....

પ્રકાશ : ક્યાં દિનમણિનાથ સૂર્ય ને ક્યાં ચોમાસાનું આગીયું ! વાહ તમે પણ ભણ્યાં ભણેલાં અવતારો....... . ..

સૌરભ : જુઓને, જુઓને ! હું બધું કહી દઈશ. તમારા ભાઈ આવશે એટલે કે એકલા હોય છે ત્યારે તો મને બનાવવામાં બાકી જ નથી મૂકતા. નવો અવતાર લેવો પડશે તમારી બરાબરી કરવા તો. વિલાસબેન કેટલાં નસીબદાર કે ........

પ્રકાશ : પાછું એનું એ ! તમે ક્યાં ઓછા નસીબદાર છો ! વિભુ જેવા મશહૂર પતિનાં પત્ની ! પ્રોફેસરો તો ઘેર ભણાવવા આવે. કાંઈ વરણાગીનો પાર !

સૌરભ : તોય બહારના તે બહારના, વિલાસબેનને તો..... ......

પ્રકાશ : કેટલાં પાપ કર્યાં હશે એણે ગયે ભવ તે મારી સાથે એનો .....

સૌરભ : જુઓ પાછા ! ઘરમાં જ નહિ પેસવા દઉં ફરીવાર બોલ્યા છો તો.

પ્રકાશ : સૌરભબેન ! ડુંગર દૂરથી રળીયામણા. તમને વિલાસની અદેખાઈ આવે છે અને એને તમારી આવશે પરખ્યા પછી.

સૌરભ : સૂર્ય પશ્ચિમમાં ઉગશે ત્યારે.

પ્રકાશ : સૂર્યને દિશા જ ક્યાં છે ઉગવા આથમવાની ! સૌરભબેન ! शक्तिर्विद्यावादपणा જેવું છે. તેમાંય મારો સ્વભાવ ! તોબા ! એ કેમ ફરતી થશે એ જ વિચાર રાત દહાડો આવ્યા કરે છે.

: જાવ જાવ બળ્યું ! કેવો સ્વભાવ છે? ખાસ્સો જોઇએ તેવો તો છે ! વિલાસબેનને કેટલાં પુણ્ય.........!

: [વચમાં જ] ફરી એનું એ ! તમને ખબર નથી. નહિ તો આમ બોલો નહિ. હું તો એટલો સ્વાર્થી, એટલો અદેખો અને એટલો વહેમી માણસ છું કે તમે પરણ્યાં હોત તો.........

: શું પરણ્યાં હોત તો? જે નથી તેનું શું? નકામું એ સંભારશો નહિ ભાઈ વારે ઘડીએ.

: સાચ્ચું કહું છું સૌરભબેન ! વિમુખનામાં અને મારામાં આભ જમીનનો ફેર છે. એની ઉદારતા, એનો વિશ્રંભ અને નિખાલસતા નથી મારામાં. એ ભલે ઓછું ભણ્યો હશે. પણ એનામાં જે છે તે મારામાં નથી. સામાન્ય સ્ત્રીને જરૂર સુખી કરી શકે તેવો એનો સ્વભાવ છે. તેમાંય જેમ જેમ દુન્યવી અનુભવ મળતો જાય છે તેમ તેમ તો હું વધુ અને વધુ વિચિત્ર બનતો જાઉં છું. બીચારી વિલાસ.........!

: [ખીજાઇ] બહુ થયું હેંડો હવે બિચારી વિલાસવાળા ના જોયા હોય તો ! આમને આમ જાતે ને જાતે દુઃખી થઇ સામાનેય દુઃખી કરવાના છો. બળ્યું ભણેલા એક રીતે સારાય ખરા ને એક રીતે ખોટાય ખરા ! હજુ તો નથી પરણ્યા, નથી પસ્તાયા, નથી ઘર માંડ્યું ત્યાં તો બિચારી વિલાસ...! મને તમારો આ સ્વભાવ બીલકુલ નથી ગમતો ભાઇસા'બ ! જરા એકલા પડયા કે 'શું થશે?' બસ ! વિચાર, વિચાર અને વિચાર, બીજું કાંઈ નહિ ! હું તો તમને સાફ કહી દઉં છું કે મને તમારી આ ટેવ જરાય પસંદ નથી. એમનેય કહીશને હું તો આવશે એટલે......! જુઓને શરીર કરી નાખ્યું છે તે ! નથી બૈરીની ચિન્તા નથી છોકરાંની ચિન્તા ! કે કૉલેજના વિદ્યાર્થીઓની ચિન્તા પેઠી છે? કે આ બધાનું શું થશે, ક્યારે પાસ થશે, ક્યારે કમાશે, ક્યારે પરણશે અને ક્યારે ઠેકાણે પડશે? એવું હોય તો આપો રાજીનામું ! આપણે નથી થવું પ્રોફેસર ! ન જોયા હોય તો મોટા પ્રોફેસર ! કહેવાય ત્યારે મોટા પ્રોફેસર અને હૈયું તો બૈરાંથીય પોચું છે !

: સૌરભબેન ! મારા કરતાં વિમુખ લાખ દરજ્જે સુખી છે. તમારા જેવી સ્ત્રીનો પતિ !

: [ખૂબ ચીડવાઇ] પણ અમે પરણી ગયાં તેનું કેમ હવે? કાંઇ છૂટા છેડા લઇ ફરી પરણવાનું છે હવે? એ તો જે જેનું નસીબ !

: તમારા જેવાંય લગ્નને નસીબ કહેશે પછી બાકી શું રહેશે !

: અને તમારા જેવા ભણેલા પ્રોફેસરો વગર દુઃખે લમણે હાથ ટેકવી બેસશે, રાંડીરાંડની માફક એટલે તો રહ્યુંસહ્યું પુરુષાર્થ દુનીયામાંથી વિદાયગીરી લેશે ! એકલું ઉભનું જોર ! હૈયું જુઓ તો માખણ જેવું. સાચું કહો મને !

# દવા

'અગ્નિકુમાર'

'દવા? હા, દવા!

આ વિશ્વવ્યાપી, અનુભવસિદ્ધ, અમલ, મહામાયા સંબંધી અશ્વિનીકુમાર, ધન્વંતરી, લુકમાન કે ડૉ. સર જેમ્સ સ્ટીફનસન જેવા સમર્થ રસાચાર્યે ખાસ લખ્યું નથી. તો તેને શબ્દચિત્રથી અમરજીવન શા માટે ન આપવું?

દવા શબ્દની વ્યુત્પત્તિ માટે પાટણથી પાલડી અને દાહોદથી દ્વારકાં સુધી પુરાતત્ત્વ શબ્દવેત્તાઓને પૂછતાં, આશરે ત્રણહજાર મત-અભિપ્રાયમાંથી ફક્ત ત્રણ જ મત ટાંકવા યોગ્ય લાગ્યા. ડાકોરથી ભાગવતાચાર્ય ભાનુદત્તનું નિવેદન એમ છે કે, જ્યારે દેવ અને દાનવ સમુદ્રમંથન કરતા હતા, ત્યારે તેમના મુખમાંથી 'વાહ-વાહ-વાહ' એ ધ્વનિ બહિર્ગત થયો, એ પ્લુત 'દ' જોડે દીર્ઘોચ્ચારે 'વા'ની સંધિ થતાં, જેમ રત્નાકર—વાલ્મીકિ—'મરા-મરા-મરા'નું 'રામ-રામ-રામ' કરી નાખ્યું હતું તેમ 'વાહ-વાહ-વાહ' બિગડે 'દવા, દવા, દવા' થઈ ગયું!

જંબુસરની જડાવમાનો જુદો જ મત છે. કૌરવપાંડવના વનવાસ વખતે ભીમે કુન્તામાતાને શેરડીના ગળ્યા રસને બદલે ભૂલથી સાર્સાપરીલાનું છોડું આપ્યું. અધકોરની વ્યાધિ નિવારવા 'ગંડેરી'નો ઉપયોગ કરનાર કુન્તાજીને સાર્સાપરીલાએ ગળામાં દાહ ઉત્પન્ન કરવા માંડ્યો—આથી એ રોગીણીએ 'દવ-આ, દવ-આ' એમ કહ્યું! અને ત્યારથી દવા શબ્દનો પ્રચાર થયો.

લાહોરના લુખણ ગદરી વળી જુદો જ ખુલાસો આપે છે. સમુદ્રમંથન અંતે નીકળેલ "હલાહલ" અને "અમૃત" એ બે મારણતારણ શક્તિને એક એક અશ્વિનીકુમાર સમવયસ્ક બંધુએ "દાનવ-આ" "દેવ-આ" નામ આપ્યું. પણ ઝેર કોણ અને અમૃત કોણ એ માટે દેવ-દાનવનો વિગ્રહ અટકાવવા, અને 'દવા' એમ મોઘમ નામ આપ્યું. ત્યારથી દવા ભારતમાં સર્વતોમુખી થવા માંડી.

તનમનની શાંતિ માટે ધનકારા દવાનો પ્રચાર કરવામાં રસાચાર્ય તેમ જ 'ઉંટવૈદો', જૂનાની 'હકીમો' ને 'નીમ હકીમો', 'ફીરંગી-યુરોપી ડાક્તરો' તથા 'ક્વેક-ડૉક્ટરો' અને 'ચરકના પેટીયરો' ને 'નાથ બાબાજી-નાડિકો' એ જીવનવિમદની જેહાદ ચલાવી છે।

અજીર્ણ યા અપચાનું મારણ—વિલાયતી મીઠું, સોનામુખી, હિંગીઆ મરીના ફાકા, કે નેપાળો, ચૂકનો પ્રતિકાર—સેકેલી મેથી કે અજમાના ફૂલ, વાયુ વિકારના નિવારણાર્થે—બાળબોધ વાયાની ગોળી, દંતદર્દ માટે—કપુર કે ફટકડી, મરડાઇ માટે—બાવળના મૂળનો અર્ક, ખાંસી માટે—ત્રિફળાં-હરડાં, બેડાં, આંબળાં (જે રસુનમાં ભરેલાં, બહેડાં, આંબળાં કહેવાતાં), પિત્તપ્રકોપના નાશ સારુ—લવણ, સાકર, હિરામણી, મરી ભરેલાં લીંબુનાં ચોથિયાં, અને જીર્ણજ્વર હઠાવવા—કરીયાતુંનો કોરો—સર્જનબૂટીનાં જાખીનાં છે. આમ આદિથી માંડી અત્યારના જમાના સુધી દવાનો વારસો ચાલ્યો આવે જાય છે.

કોણ જાણે શાથી એ 'દવા' શબ્દ તરફ સૂગ, અનુકંપા અને બીકની લાગણીથી

જોવાય છે! પણ સેંકડે સીત્તેર ટકા માનવો, પ્રાતઃકાલે ઇષ્ટમંદિરે કે ધંધાના ધામમાં જવાને બદલે, ઇષ્ટતર માનેલા ઔષધાલયમાં ઇષ્ટતમ-સંજીવની ખરીદી, ડૉક્ટર-વૈદ-કે હકીમ-નો જીવનનિર્વાહ ઉત્પાદન કરવાના પરોપકાર માટે જાય છે!

સર્વની પાલકમાતાસમ દવાદેવી ધાવણાં અર્ભકથી માંડી મરણનો ઘરેડો ખેંચતા વૃદ્ધતમ જીવને આશાના ઓલે હીંચાવે છે. દ્રવ્ય કરતાં પણ દવા-અમૂલ્ય કે અ મૂલ્ય-સંજોગ પ્રમાણે ગણાય છે. બહાયુ વાઞ્છતો રોગી, 'ઇંજેક્શન', 'હિરણ્યગર્ભની માત્રા', 'ઑક્સીજન' કે 'જડીબુટ્ટી'ના પ્રયોગોદ્વારા મરણદુઃખની ઝાંખી, સ્વજનો મારફત પામે છે. આખરે કુદરત આગળ માનવ જ્ઞાન ને યત્ન નમી પડે છે ત્યારે જ નૂતન વિજ્ઞાન-જ્યાં માનવ અટકે ત્યાં ઇશ્વરની શરુઆત-તેમને દિલાસો આપે છે.

દવાના વપરાસના મર્મમાં ઉતરીએ તો કંઇ નવી જ સૃષ્ટિ માલમ પડી આવે છે.

કેટલાક દવાના ચુસ્ત ભક્તોને તનદશા કરતાં મન શંકાશીલ બનવાથી વહેમભૂતને ડારવા-દાબવા દવાદેવીની આરાધના કરવી પડે છે.

તો વળી કેટલાક ઔષધોપાસક રોગી આહાર, આરામ અને નિદ્રા માટે અતિ અનિયમિત રહી, આ ચર્મ દેહને કાગનાવ માફક હાંકે છે. કોઇ પણ ગર્ભિત અસતોષ તેમના આત્માને આવો આપઘાત સાધવા પ્રેરે છે.

વળી કેટલાંક લક્ષ્મીના લાડકાં માંદગીથી આપ્તવર્ગની અનુકંપા અને સ્વ પ્રત્યે આકર્ષણભરી મમતા દોરવા, દવાના પ્રચારકોને ધનચુંબકથી ચીટકાવી રાખે છે.

કેટલાક ગાંફેલ પામરોના સમયપત્રકમાં દવાને સ્થાન મળી જતાં, તે તેમને કોઠે સદી જાય છે!

દવાની પડીકી કે ઔષધની શીશી કામખલ વિદ્યાર્થી, શક્તિચોર નોકર કે સાસુના તંત્રને અગ્રાહ્ય બનાવતી કુલવધુની મુક્તિદા સાથી બની જાય છે!

સ્વેચ્છાચારી વાસનાવાદીઓ પોતાના જીવનસડાને ઔષધ ઓથાડથી ઢાંકવા બાલિશ પ્રયાસ કરતા માલમ પડે છે.

તો વળી કેટલાક બેકારો, નાદારો, ટાઢો રોટલો પચાવનારા, ભગ્નહૃદયો કે ધૂતીઓ ઉન્માદરોગને કૃત્રિમ રીતે ભયંકર કે સત્યસ્વરૂપમાં રજુ કરવા ભિષક્ જાદુ અજમાવે છે!

દવા શબ્દોચ્ચારથી ચમકી ચાર વામ પીછેહઠ કરનાર પણ તેના સકંજામાં આવી જતાં, અવનત શિર—ચ્હીલું મુખ—અને વિકૃત હલનચલન કરવા છતાં, મદારીના મર્કટ, હોમબલિ, અજાશિશુ કે નાથેલા બળદ જેવા રજુ બની જાય છે.

કેટલાકને દવા કરતાં તેની 'ચરી' મુખમાં સ્વાદ લાવે છે.

'ખોટી ગરમી'ની માવજત માટે ગુલકંદ. 'પાચોરીઆ' વખતે સાકરનો શીરો, 'હરસ'માં મરચાંનાં ભજીયાં, લુખસ કે ત્વચા ગરમી સમયે ખજુરવાણું, શીળસમાં પથ્ય-સાકર-કેસર કઢિયેલ દુગ્ધમાં મારેલો ગંધક, અને બંગભસ્મ કે અગ્નિકુમાર ચોખ્ખા મધમાં મિષ્ટાન્ન માફક આરોગતા ઘણા સુખી-દર્દી જીવો જોવામાં આવે છે. સંગ્રહણીમાં જીરા મીઠાવાળી 'મધુરી'-તક્ર, લોહી વધારવા 'મટન સુપ' કે 'ચીકન સુપ' અને ક્ષયને અવરોધવા 'અમૃતરસ—દ્રાક્ષાસવ' દેડે જીવે પીનારા પણ ઘણા પ્રમાણમાં મળી આવે છે. એ મુજબ હિંગાષ્ટકચૂર્ણ, દ્રાક્ષઅરી, સેકેલી ધાણાદાળ, લીંબુમીઠાવાળી વરિયાળી, શીતો-

પક્વાદિ ચૂર્ણ, આથેલાં લીંબાં મરી, દાડમચૂર્ણ, મમ્મલેદાર લીંડીપીપર, ખારીસુંક ઇત્યાદિ મોંસુખાર વાનગીઓ પણ નરમ ઔષધ તરીકે વપરાય છે. દવાને નામે સેકરીન, ઈંડા દાલરસ, 'એક્સ્પેનો પેગ', અનનસના પાકો, કેટલીક જાતની માટીઓ, કરિયાણાં, શીલાજીત, સાગમ, મુમળી ઇત્યાદિ દવાઓ ઘણાના મોઢાં રસવતા કરે છે.

આ તો ફક્ત વસ્તુના મુખ્ય અંગ, 'જાદુ-ચકરી'—પાચનક્રિયા અવયવની વાત થઈ. તેની સ્પર્ધામાં હૃદય, મગજ, આંખ, નાક, દાંત, હાથપગ, પણ અવસરે દવા ખડકી મેળવવા, સમાન હક્કવાદી બને છે. માનવીની દવાકલ્પનાને પહોંચી વળવા દેશવિદેશના સંજીવની શોધક, ઔષધ વિક્રેતા અને સક્રિય પ્રચારક સામયિકો-પત્રોએ ખડેપગે તૈયાર રહેવું પડે છે; કેમકે તેમનું દ્રવ્ય-દર્દ દૂર કરનાર એ મહાત્માઓ છે. અત્તર, દળ, મધુર વાણી, કમળની કળા, આશાવાદથી ગરજવાનની આસ્થા ટકાવવાની તરકીબ એ દવાપ્રચારકની તાલીમ છે. હાયદ્વી—રેડીઓને નમાવવા પ્રલોભન, ત્યાગીને રાગી બનાવવા મોહાસ્ત્ર, નીતિમાનને ડગાવવા લાલચ, અધિકારીને ચગાવવા ભેટ, ધર્મધ્વજ ફરકતો રાખવા નૈવેદ્ય-પ્રસાદ અને સત્યન્યાયને હચમચાવવા સામ-દામ વારંવાર આવા તરીકે વપરાતાં નજરે આવે છે. ઇશ્કનો બુખાર ઉતારવા જુદાઈ અને કમોટિની ફાંકી, ગરજ વખતે ખુશામત, આર્થિક મુશ્કેલી ઉકેલવા જટિલ કુટિલ વ્યવહાર અને સત્તાધારીને પીગળાવવા 'મસ્કા' પારો વપરાય છે. જીવનની આશા મૂકી દીધેલા રોગી માટે સર્વ ઉપાય અપાય બની જતાં, 'ગંગાજળ' પતિતપાવન પેય અને તુલસીદળ પાકપ્રસાદ તરીકે ઉપયોગમાં લેવાય છે.

ગોળપટોળ તડબૂચ જેવો, લાલચૂસ પાકા ટમેટા જેવી, ગાલી રાયણ જેવું, સુકા ખજૂરા જેવાં, ફિક્કા પીળિયા અથાણાં, સુદામા જેવું ખખડી ગયેલું ઠૂંઠીયાર, પીળો ફ્યાક ઇત્યાદિ 'દુઃખાર્તી' દવાને અંગે જ સાધ્ય કે સાધન તરીકે ગણાય છે.

દવાની ઉત્પત્તિ, પ્રકાર અને પ્રચાર વર્ણવી, યથાશક્ય દવાનિષેધનો વિચાર કરી આ નિબંધિકા સંપૂર્ણ કરીએ.

'રોગ હજાર પણ ઔષધ ચાર' મારફત, સારી હવા, શુદ્ધ ભોજ્ય અને પેય, નિયમિત જાતમહેનત અને વ્યસનવિહોણો આનંદ આરામ, આપણી 'મેટેરીયા મેડીકાને' બેવડા બનાવી દવા નામને સફા કરી નાખે છે। જીવનના પ્રથમ આશ્રમ બ્રહ્મચર્યાશ્રમમાં નૈષ્ઠિક બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમે નિયમન, અને બાકીના બે આશ્રમમાં શુદ્ધ જીવન અને ઉચ્ચ વિચાર દવાબાજીની સવારી સામે અભેદ્ય ચતુરંગી કિલ્લો રચે છે.

નિરોગી રહી લાંબું જીવવા સારુ મહાસ્વાદુ જીવનરસની પ્યાલી અને સચ્ચિદાનંદની પડીકી, (કુદરત જોડે સહકાર સાધી) આજીવન વાપરતાં દવા-વાદને નાબુદ કરી સો શરદનો સુખે દેખાડે છે. જીવનરસ એ રસાયણ છે, સચ્ચિદાનંદ એ ક્વીનિન છે અને તેના અભાવે

"બુદ્ધિ, પ્રભા, સૌ માનવનાં,
રસાનંદ વિના સૌ વ્યર્થ જતાં"

એ સનાતન સત્ય મસ્ત સ્વરૂપમાં રહી શકે છે.

'સાદું જીવન, સરળ વિચાર, અને ઉચ્ચ આચાર' એ રામબાણ દવા છે.

ઇતિ

# મહાગુજરાતનાં સંસ્થાનો

ડુંગરશી ધરમશી સંપટ

## (૫) પંજાબ

મધ્ય એશિયાના કોઇ વિભાગમાંથી ઇતિહાસના પૂર્વકાળમાં આર્યોએ ભરતખંડના પંજાબ પ્રાંતમાં પ્રથમ નિવાસ કરી સંસ્થાન વસાવ્યું હતું. અહીં જ શ્રી ઋગ્વેદની ઋચાઓ રચાઇ હતી. શ્રી વસિષ્ઠ, વિશ્વામિત્ર જેવા ઋષિઓને અંહી જ વેદોનાં સૂક્તો પ્રકટ થયાં હતાં. અંહી જ એમની તપોભૂમિ રચાઇ હતી. અંહી જ એમણે અનાર્યોનો પરાજય કર્યો હતો. એ આર્યોના સમય (કદાચ પહેલાં) લગભગની ઇ. સ. ૫૦૦૦ વરસોની પ્રાચીન સંસ્કૃતિના અવશેષ હરપ્પાના ખંડેરમાં હાથ લાગ્યા છે. તે પ્રમાણે પંજાબમાં કોઈ અતિ જૂની સંસ્કારવતી પ્રજા રાજ્ય કરતી હતી. ઇરાનના સમ્રાટ દારાનો સેનાધ્યક્ષ સ્કીલેક્ષ ઈ. સ. પૂર્વે ૫૧૫ વરસે એક સૈન્ય પંજાબમાં લાવ્યો હતો. તેણે પેશાવર નજદીક નૌકાઓ બાંધી સિંધુ નદીમાં આગળ પ્રયાણ કર્યું હતું. પંજાબ એણે જીતી લીધું હતું. એ સમય પછી પરદેશીઓનાં ટોળાંનાં ટોળાં પંજાબમાં હિમાલયની ગિરિમાળા ઉતરી આવવા લાગ્યાં. ઈ. સ. પૂર્વે ૩૨૬ માં મહાન સીકંદરે પૌરસના પુરૂષત્વ ઉપર વિજય મેળવી પંજાબ સર કર્યું હતું. ગ્રીકો પાસેથી પંજાબ મૌર્યવંશના ચંદ્રગુપ્તે મેળવ્યું. મહાન અંશોકના મરણ પછી એ બેકટ્રીઆના ગ્રીકોના હાથમાં આવ્યું. તે પછી શકોનાં ટોળેટોળાં પંજાબમાં ઉતરી આવ્યાં. પહેલી સદી લગભગ શકોનો સમ્રાટ કનિષ્ક પંજાબનો ધણી હતો.

પંજાબ ઉપર પરદેશીઓના હલ્લા ચાલુ જ હતા. મોજાંના પ્રવાહની પેઠે એક પછી એક પ્રજાનાં આક્રમણો પંજાબ ઉપર આવવા જ લાગ્યાં. હિંદના આ દ્વારથી દેશ પરદેશીઓને ખાળી શકયો નહિં. ગ્રીક, ઇરાની, બાકટ્રીઅન, શક, હૂણ એ સર્વે પ્રજાઓ પંજાબની પ્રજા સાથે અદ્વૈત પામી ગઇ. માત્ર યુરોપયનોની સંસ્કૃતિ અલગ અને ભિન્ન રહી છે. અંહી જ મહારાજ અનંગપાળ અને તેની મદદમાં આવેલા રાજપુતોને મહમદ ગીઝનીએ હરાવ્યા હતા. અંહી જ ગોરીવંશના બાદશાહોએ વિજય પ્રાપ્ત કર્યો હતો. ખીલજી, ગુલામ, મોગલ વંશના વિજેતાઓએ આ જ માર્ગે હિંદ ઉપર આધિપત્ય મેળવ્યું હતું. અહમદ દુરાનીએ મરાઠાઓનો આ પ્રદેશમાં પરાજય કર્યો હતો. મરાઠાઓ પછી શીખો આવ્યા. અને ૧૮૪૮ માં બીજી શીખ લડાઇ પછી પંજાબ અંગ્રેજોના હાથમાં ગયો. અને ૧૮૫૯માં પંજાબને લેફ. ગવર્નરના શાસનમાં મુકવામાં આવ્યો.

પંજાબ હિંદુ સંસ્કૃતિનું પાલણું ગણાય છે. મરદોની શૌર્યભૂમિ છે. શક્તિમાન, શૂરા, તેજસ્વી, બળવાન પુરૂષોની ભૂમિને અંહી જ શીખોના ગુરુ નાનકસાહેબે શીખધર્મનાં મૂળ નાંખ્યાં હતાં. તે પહેલાં કનિષ્કે બુદ્ધ ધર્મના શાસ્ત્રોનો પુનરુદ્ધાર કર્યો હતો. તે પહેલાં ઋષિઓને વેદો આવિર્ભાવ થયા હતા. છેલ્લે છેલ્લે શ્રી ગુજરાતના મૂળશંકરે (શ્રી દયાનંદ સરસ્વતીએ) આર્યસમાજનો મજબુત પાયો પંજાબમાં નાંખ્યો હતો. એ બીજમાંથી આજે સુંદર નવપલ્લવિત વૃક્ષ બની આર્યસમાજ ફુલ્યો ફાલ્યો છે.

પંજાબમાં બ્રિટિશ હદની મર્યાદા ૯૯૭૦૦ ચોરસ માઈલની છે. દેશી રાજ્યોનો વિસ્તાર ૩૬,૫૦૦ ચોરસ માઈલનો છે. વરસાદ ૧૦ થી ૪૦ ઈંચ જેટલો જુદાજુદા પ્રદેશોમાં પડે છે. પરંતુ એ પ્રાંતને ઈશ્વરી મદદ ખૂબ હોવાથી ભારે ફળદ્રુપ બન્યો છે. હિમાલયની મોટી પાંચ નદીઓ એ દેશમાં થઈને વહે છે. જેલમ, ચીનાબ, રાવી, બીઆસ અને સતલજ જુદીજુદી દિશાઓમાંથી વહી સિંધુમાં મળી જાય છે. આ નદીઓમાંથી અનેક નહેરો ખોદી પંજાબને નહેરોના પાણીથી વ્યાપ્ત કરી દેવાયું છે. લગભગ ૧૧૦૦૦ ચોરસ માઈલના વ્યાસમાં નહેરોનાં પાણી ફળદ્રુપ પાકો ઉપજાવે છે. હજારો માઈલ લાંબી નહેરો શરીરમાં નાડીઓની પેઠે પંજાબમાં ફેલાયલી છે. તેમાંથી લાખો ટન ઘઉં, ચણા, અળશી, બાજરી, જવ, જુવાર, તલ અને શેરડીનું વાવેતર થાય છે. છેલ્લાં પાંચ વરસો થયાં મંદીને કારણે ખેડૂતોને સહન કરવું પડ્યું છે. નહિ તો પંજાબના ખેડૂતની હાલત ઠીક ગણાતી હતી.

પંજાબનું ગુજરાત ભારે જાણીતું છે. પંજાબે ગુજરાતની પ્રજાનો ઠીકઠીક ભાગ પૂરો પાડ્યો છે. ગુજરાત નામનું સ્થાપન કરનાર ગુર્જર લોકો કોઈ દૂરદેશથી આવી પંજાબમાં વસ્યા હતા. ત્યાંની પ્રજામાં એઓ ભળી ગયા. પંજાબનું એક મોટું શહેર ગુજરાત છે. બીજું ગુજરાનવાલા છે. તે સાથે ગુર્જરોનો જૂનો સંબંધ હોવાની સંભાવના છે. ત્યાંથી ગુર્જર લોકો મારવાડમાં થઈ ગુજરાતમાં ઉતર્યા હોવાનું વિદ્વાનો લખે છે. સદ્‌ગત પ્રો૦ સર રામકૃષ્ણ ભાંડારકર, દેવદત્ત ભાંડારકર, વિન્સેન્ટ સ્મીથ વગેરે વિદ્વાનો એ ગુર્જર લોકો દૂરના પરદેશથી આવી પંજાબમાં રહ્યા હતા અને ત્યાંથી ફરી ફરી ગુજરાતમાં આવી તે પ્રદેશને પોતાનું નામ આપ્યું એમ જણાવે છે. શ્રી ચિંતામણિ વૈદ્ય અને શ્રી ગૌરીશંકર ઓઝા એમને પ્રાચીન કાળમાં હિંદના પંજાબમાં આવી આર્યસંસ્કૃતિમાં ક્ષત્રિયો બનવાનું ધારે છે. કેટલાક લોકો ગુર્જરોને હૂણની એક શાખા માને છે.

પંજાબમાં એ ગુર્જરોએ શાકળ (શિયાળકોટમાં) રાજ્ય સ્થાપ્યું હોય એમ જણાય છે. ભિનમાળ (શ્રીમાળ) અને ભરૂચના ગુર્જરો પાંચમા છઠ્ઠા સૈકામાં રાજપૂતાનામાં આવી વસ્યા હતા. અત્યારે પણ પંજાબમાં ગુર્જરોની જાતિઓ છે. કાશ્મીરના શ્રી અમરનાથની યાત્રાએ હું ગયો હતો ત્યાંના ભરવાડો પોતાને ગુર્જરો તરીકે ઓળખાવતા હતા. તેઓ શૂરવીર યોદ્ધા હતા. એ રીતે આપણું ગુજરાત પોતાનાં નામ, પોતાની પ્રજા માટે પંજાબનું ઓશીઆળું છે.

મહાગુજરાતના લોહાણા, ભાટીઆ, ઉદીચ્યો, ઓસવાળ વગેરે અનેક પ્રજાઓનાં મૂળ પણ પંજાબથી નીકળે છે. લોહાણાનું નામ પણ લાહોરમાંથી થયું હોવાનું જણાય છે. એમની સિંધ પંજાબમાં મોટી વસતિ છે. ભાટીઆઓ પણ પંજાબથી જ આવ્યા છે. પંજાબમાંથી સિંધ અને ત્યાંથી ગુજરાતમાં તેમનું આગમન થયું છે. રાજપૂતોની ઘણી જાતો પંજાબમાંથી આવી છે. મુસલમાનોમાંથી પણ કેટલીક જાતો પંજાબનું મૂળ ધરાવે છે. ઓસવાળો પણ પ્રથમ પંજાબના જ છે. આવી રીતે આપણા ગુજરાતની ઘણી જાતિઓનાં મૂળ પંજાબમાં નીકળે છે. પંજાબે ગુર્જર પ્રજાની ઉત્પત્તિમાં મોટો ફાળો આપ્યો જણાય છે. આથી કોઈ પણ પ્રાંત કરતાં આપણે પંજાબ સાથે વધારે નિકટનાં ગણાઈએ. એ પ્રદેશ આપણી સંસ્કૃતિનું મૂળ સ્થાન છે.

પંજાબ ભારે રસકસવાળો પ્રાંત છે. એની ભૂમિ ભારે ફળદ્રુપ છે. પરંતુ એ આખા મોટા પ્રદેશમાં એકે દરિઆનું બંદર નથી. એટલે બંદર વગરનો એ મોટો પ્રાંત નાક વગરના મોઢા જેવો છે. પંજાબને પરદેશો સાથેનો સંબંધ સેંકડો માઇલ દૂર આવેલા કરાંચી શહેરના બંદર મારફતે થાય છે. આથી નોર્થ વેસ્ટર્ન રેલ્વેદ્વારા ઘઉં, તેલનાં બીયાં, કપાસ વગેરે પદાર્થો કરાંચી ખાતે આવે છે. ત્યાંથી પરદેશો ખાતે સ્ટીમરો મારફતે ચડે છે. આથી દ્વાર વગરના ઘરની પેઠે પંજાબને એક મોટામાં મોટી અગવડ થઇ છે. હિંદની બીજી રેલ્વેઓની પેઠે નોર્થ વેસ્ટર્ન રેલ્વે પણ હવે સ્ટીમરો સાથે હરીફાઇમાં ઉતરી છે. એટલે ઘણોખરો ઘઉં, ચણા અને તેલ ને બીયાંનો વેપાર રેલ્વે મારફતે કલકત્તા, મુંબઇ અને મદ્રાસ સુધી સીધો થઇ ગયો છે. પહેલાં દરેક વેપાર કરાંચી સુધી રેલ્વેમાં અને તે પછી સ્ટીમર મારફતે બીજા પ્રાંતોના બંદરો સાથે હતો. હવે પરબારો રેલ્વે માલ આંતર હિંદના ભાગે લઇ જાય છે.

પંજાબની ખીલવણી છેલ્લાં સાઠેક વરસો થયાં થઇ છે. મોટીમોટી નહેરો બંધાઇ તેનું પાણી વહીને ખેતરોમાં જવાથી છેલ્લાં પચાસેક વરસો થયાં ત્યાં અનાજના કપાસના મોટા પાકો થાય છે. નહેરોની પહેલાં પંજાબમાં અનાજનો કે કપાસનો વધારે વધારો નહોતો. પરંતુ જ્યારથી પંજાબમાં વેપાર વધ્યો ત્યારથી મહાગુજરાતીઓ પંજાબ તરફ ધસ્યા. સાઠ વરસો પહેલાં પંજાબમાં બહુ થોડા ગુજરાતીઓ હતા. પરંતુ હવે જેમ વેપાર વધે છે તેમ ગુજરાતીઓ પણ વધે છે. પંજાબી પ્રજા પણ ભારે સાહસિક છે. વેપારમાં, કોન્ટ્રાકટરો તરીકે તેઓએ સારી પ્રગતિ કરી છે. શિક્ષણમાં પણ ઠીક છે. એટલે એમની વચ્ચે ગુજરાતીઓ બહુ ફાવતા નથી. છતાં પણ દૂધના લોટાની અંદર સાકરની પેઠે તેમની સંખ્યા પંજાબીઓ સાથે બહુ જ પ્રીતિથી રહે છે. પંજાબીઓ સાથે મારવાડીઓ અને ગુજરાતીઓ વેપારી સંબંધમાં આવે છે. અનેક શહેરોમાં તેઓ સાથે જ રહે છે. છતાં ક્યાંય પણ કલેશ જોવામાં આવતો નથી.

મુંબઇ ઇલાકો પંજાબમાંથી છુટથી ઘઉં મંગાવે છે. મુંબઇમાં ઘઉંની પેદાશ ખપત કરતાં ઓછી થાય છે. તે સિવાય મુંબઇની મીલો—મોટી આટાની મીલો માટે ઘઉં જોઇએ છે. એ સર્વ પંજાબ પુરા પાડે છે. ગુજરાતી વેપારીઓ પોતાના પ્રતિનિધિઓ પંજાબના ઘઉં પેદા કરનાર જીલ્લાઓથી મંડીઓ એટલે મુખ્ય શહેરોની બજારોમાં રહે છે. ત્યાં માલ ખરીદે છે. કેટલાક માલ સીધો મુંબઇ ચડાવી દે છે. રેલ્વેનું નુર પરબારું ઘટાડી નાંખવામાં આવ્યું છે. કરાંચીના બંદરમાં પણ ઘઉંનો મોટો જથ્થો આવે છે. ઘણી વખતે મોસમમાં દશ લાખ ગુણી ઘઉં ભેગા થઇ જાય છે. પછી મુંબઇ, કાઠીઆવાડનાં બંદરો વગેરે ઠેકાણે માલ જાય છે. કલકત્તાનો વેપાર મોટા ભાગે મારવાડી વેપારીઓના હાથમાં અને થોડા ભાગે ગુજરાતીઓના હાથમાં છે.

પંજાબની નહેરોનાં પાણીથી મોટી રકમ કપાસની ગાંસડીઓ તૈયાર થાય છે. લગભગ પંદર લાખ ગાંસડી કપાસ પંજાબમાં પાકે છે. બધો કપાસ લગભગ કરાંચીમાં આવે છે. કરાંચીમાં ઘણા ગુજરાતીઓ એ કપાસ ખરીદે છે. લગભગ મુંબઇની પચીશ પેઢીઓએ કરાંચીમાં શાખા ખોલી છે. તેઓ કરાંચીથી પંજાબનો કપાસ ખરીદ કરી જાપાન, ઓસ્ટ્રીઆ, જર્મની, સ્વીટઝરલેંડ વગેરે દેશોમાં ચડાવે છે. થોડો મુંબઇ પણ મોકલે છે.

ઑસ્ટ્રીઆ, જર્મની, સ્વીટ્ઝરલેંડ વગેરે દેશોમાં ચડાવે છે. થોડો મુંબઇ પણ મોકલે છે. કપાસના વેપારનો એક ભાગ યુરોપીયન અને બીજો ભાગ જાપાનીઝ ઓફિસોની મારફતે ચાલત થાય છે. ત્રીજો ભાગ ગુજરાતી શીપરોના હાથથી ચડે છે. મુંબઇના કપાસના વેપારનો અર્ધો ભાગ હવે કરાંચીથી ચડે છે.

પંજાબમાં લાખો ગુણી ચણાની પેદાશ થાય છે. તે માટે મોટી મંડીઓ (બજારો) પંજાબનાં જુદાજુદા ચણા પેદા કરનાર જીલ્લાઓમાં છે ચણા બહુ થોડા જ પ્રમાણમાં મુંબઇ ઇલાકો ખરીદ કરે છે. મોટા પ્રમાણમાં મદ્રાસ ઇલાકામાં ચણા ખવાય છે. તુતીકોરીન, મલબારનાં બંદરો, મદ્રાસ એ સ્થળે ચણાની લાખો ગુણી ચડે છે. એમાં લગભગ મોટો ભાગ ગુજરાતના વેપારીઓ ચડાવે છે. તેઓ C. I. F. એટલે બંદર પહોંચતો માલ દેશાવરોના વેપારીઓને વેચે છે. પછી બેંક મારફતે ડૉક્યુમેંટ સાથે તે તે બંદરે હુંડીઓ કરવામાં આવે છે. વેપારીઓ બજારની વલણ સારી જુએ છે તો પંજાબમાં માલ એટલે ઘઉં તથા ચણાનો જથ્થો ભરી રાખે છે. પંજાબમાં એને કોઠા ભરવા કહે છે. પંજાબની હવામાં અનાજ જલદી સડતું નથી. કેટલાક વેપારીઓ જ્યારે ખેડુતોને સરકારી મહેસુલ ભરવાની હોય છે ત્યારે માલની આમદાની છૂટ થાય છે ત્યારે માલનાં કોઠા ભરી રાખે છે. માલની તંગી થતાં વેચે છે.

ઘઉંનો વેપાર પંજાબમાં મોટા જથ્થામાં થાય છે. તેમાં સારો ભાગ રેલ્વે માર્ગે પરબારો ગુજરાતના જુદાજુદા ભાગમાં જાય છે, બાકી વહાણોમાં કચ્છ કાઠિયાવાડના બંદરો ખાતે ચડે છે. પંજાબની ઋતુ ચોખાના પાકને વિશેષ અનુકૂળ નથી, તેમ કપાસ અને ઘઉં જેટલી ખેડુતને ચોખા પેદાશ આપતા નથી. તેથી સિંધની પેદાશના ચોખા વધારે ભાગે પંજાબ જાય છે. અળસી, સરસી, તલ વગેરે તેલના બીયાં પણ પંજાબમાં પેદા થાય છે. પરંતુ તેઓ ઘણુંખરું કરાંચીના બંદર મારફતે જુદેજુદે દેશાવરે ચડે છે.

પંજાબનાં ઘણુંખરાં શહેરોમાં ગુજરાતીઓનાં નાનાં નાનાં સંસ્થાનો છે. દિન પ્રતિદિન એની વસતિની પ્રગતિ થતી જાય છે ગુજરાતીઓ વધતા જ જાય છે. ગુજરાતીઓ પરસ્પર નાના જથ્થામાં હોવાથી રહે છે. દૂરના દેશમાં જુદીજુદી જ્ઞાતિઓવાળી વ્યક્તિઓ ભાઇઓ જેવો સંબંધ બાંધે છે. જ્ઞાતિના અસ્પૃશ્યાસ્પર્શનો વિવેક પણ પરદેશોમાં ભારે મોળો પડતો દેખાય છે. સ્ત્રીઓ જુની રૂઢિના ઘેરામાં ઉછરેલી હોવા છતાં પરદેશના સંસ્કારોને લીધે હવે ઝાઝી "છુ છુ" ની લપમાં પડતી નથી. પંજાબી બાઇઓ સાથે નિત્ય પરિચયને લીધે સારે નરસે પ્રસંગે સંબંધમાં આવે છે. વિવાહાદિક કાર્યોમાં ભાગ લે છે. પરંતુ ગુજરાતી સંસ્કૃતિ ઉપરટ નોખી પડી આવે છે. યુવકોનો પહેરવેશ હવે સૌકોને માટે એકસરખો બન્યો છે. માત્ર પંજાબમાં ઘણા યુવકો ચોરણા અને પાટલુનો પહેરે છે. તેટલા દરજ્જે ગુજરાતીઓ એ પહેરવેશનો ઉપયોગ કરતા નથી. પંજાબીઓમાં માંસાહારી વર્ગ છે. ગુજરાતીઓ ઘણુંખરું અહિંસક છે. પંજાબીઓમાં લોહાણા ભાટીઆ પણ માંસાહારી છે. માત્ર ખત્રી અને કેટલોક વર્ગ વૈષ્ણવ છે.

[ અનુસંધાન પૃ. ૪૧૪ ]

# રાતનો દરદી

રવીંદ્ર દવે

"ડાક્તર સા…હે…બ, ડાક્તર સા…હે…બ !"

ક્ષિતિજના ઉમ્બર ઉપર, ગહન તિમિરના હોઠ સાથે હોઠ ચાંપીને ઉભી રહેલી દૂર દૂર દિશાઓ હમણાં ભયથી કાંપી ઉઠશે, એવો ભયંકર સાદ નિર્જન રાત્રિના એકાંતમાં પડયો. બંધ બારણા ઉપર જોરથી કોઇએ ટકોરા માર્યા અને નકુચા પરથી ઉતરી પડે તેટલા બળથી બારણાંને હચમચાવ્યાં. રાતનો પહેલો પહોર વીતી ગયો હતો. સમગ્ર જગતને ગળી જવા ધસતા અંગારને કાજળની માફક પોતાના પોપચામાં ખુંચી ખુંચીને બરી. રાત્રિનો બીજો પ્રહર શાંતિના ઘેનમાં બેભાન પડયો હતો. એવી પ્રખર શાંતિમાં પડેલો સાદ એવો તો ભયંકર લાગ્યો કે ભલભલાની નીંદ પણ તુટી જાય. બ્હાર કોઇની "ચીઝીટ" આવી હશે માની મેં ફાનસ ચેતાવ્યું. નીચે આવી બારણાં ઉઘાડયાં. બારણાં ઉઘડતાં ફાનસનો પ્રકાશ બહાર ઉભેલી વ્યક્તિ ઉપર પડયો, અને મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. આકાશ તરફ નજર નાંખી તો સપ્તર્ષિ બરાબર માથા પર આવી ગયા હતા. આટલી મોડી રાતે ઓચિંતા આ ગૃહસ્થ કેમ આવ્યા હશે એ મારા માટે તો મહાન આશ્ચર્ય જ રહ્યું.

"શું છે સુંદરલાલ! આટલી મોડી રાતે ક્યાંથી?" આવેલા બગાસાને રોકવાનો પ્રયત્ન કરતાં મેં પૂછ્યું.

"જે કાંઇ પૂછવું હોય તે પછી પૂછજો. ડાક્તર સાહેબ! મને અંદર આવવા દો, પુષ્કળ દાહ ચઢયો છે."

"પણ છે શું એ તો કહો," કાંઇ પણ ઉત્તર આપવાને બદલે એક હાથ વડે ધક્કો મારી બારણા વચ્ચેથી મને ખસેડી સુંદરલાલ અંદર ધુસ્યા. ખુણામાંથી નેતરની ખુરશી ખેંચી, ધોતીયા વડે ઝાપટી. માટીનો લોંદો જમીન પર પડે તેમ સુંદરલાલ ખુરશીમાં બેસી પડયા. ફાનસ ટેબલ ઉપર મુકી તેમની સામે ખુરશી નાંખી હું બેઠો. સુંદરલાલના મોઢા પર ભયનાં ચિન્હ હતાં. આંખોમાં પુષ્કળ ગભરાટ હતો. કપાળ પર પસીનાનાં બુંદ બાઝયાં હતાં. શૂન્ય દૃષ્ટિવાળા તેમના ડોળા ઓરડાની ચારે બાજુ ઘુંઘવાટ બર્યા કરતા હતા. ધમણના જેવા છાતીમાં હાંફ ચઢયો હતો. થોડીવાર બાદ મેં પૂછ્યું. "તમને શું થાય છે, સુંદરલાલ?"

"મહેરબાની કરી પેલાં બારણાં બંધ કરો," ધ્રુજતા અવાજે તેમણે કહ્યું. ઉઠીને મેં બારણાં વાસ્યાં. આવીને ફરી તેમની સામે પહેલાંની જગ્યાએ બેઠક લીધી.

"હાશ! હવે કેવી આવે છે! જોઉં તો ખરો." ચારે બાજુ એક આંખ ફેંકી સુંદરલાલ બોલ્યા:

"કોણ આવે છે? તમારી સાથે બીજું કોઇ હતું?" મેં પૂછ્યું. પણ ભયમાં બોલાએલા વાક્યથી સ્વસ્થ થઇ ગયા હોય તેમ સુંદરલાલે ઉત્તર કર્યો, "કાંઇ નહિ, કાંઇ નહિ.

"જુઓ તો ખરા બ્હાર શો પવન છે?" એટલું કહી સહસા ઝોળીમાંથી હાથ બ્હાર કાઢી તેમણે મારી સામે ધર્યો.

"ડાક્તર સાહેબ! બહુ દર્દ થાય છે. આટલો હાથ કાપી નાખો. ગમે તે કરો પણ ..

"કાંઇ ફેર પડ્યો લાગે છે?"

"ફેર શો પડે? કળતર ઊલટું વધે છે. રાત્રે ઉંઘ નહિ, દિવસે ચેન નહિ. ડાક્તર સાહેબ! ખરું કહું છું હાથને કાઢી નાખો. મારાથી આ વેદના જરાયે નથી સહેવાતી." જરાયે અટક્યા વિના એકીશ્વાસે સુંદરલાલ બોલી ગયા.

ધીમી સભાનતાપૂર્વક મેં પાટો ખોલ્યો. હાથને ફાનસના અજવાળામાં ધરી જોયો. હાથ તદ્દન સારો થવા આવ્યો હતો, ચામડીમાં રુઝ આવી હતી અને નવું ચેરી પહેલાની માફક ફરતું થઇ ગયું હતું.

"હાથ તદ્દન સારો થઇ ગયો છે, હવે પાટો છોડી નાખવામાં વાંધો નથી. જુઓ કેવી સુંદર ચામડી આવી છે." આટલું કહી વધારે ખાતરી કરવા તેમના હાથ પર પ્રેમથી મેં હાથ ફેરવ્યો. ત્યાં તો અણધારી જ ચુસ્કારે કારમી રાડ નાખી.

"ઓ...ય...રે...બા.. અડશો મા!" મારા હાથમાંથી હાથ ઝૂંટવી આર્દ્ર સ્વરે તેમણે કહ્યું.

"ડાક્તર સાહેબ! આટલું કહું કાપી નાખો. નહિતર હું નહિ જીવું હો." હું પણ તેમણે નાંખેલા રાડથી ઘડીભર હેબતાઇ ગયો, થોડી સ્વસ્થતા મેળવી મેં કહ્યું

"ભલા માણસ! જરા શાંત થાઓ. આમ રાડ શું પાડો છો?"

"મારાથી નથી રહેવાતું. ડાક્તર સાહેબ અસહ્ય દર્દ થાય છે."

"તમારો હાથ તદ્દન સારો થઇ ગયો છે. નખમાંએ રોગ નથી રહ્યો."

"તમે જૂઠું બોલો છો. હું માનતો નથી."

"તમે ભલે ન માનો હું કહું છું ને. તમારો હાથ તદ્દન.." મને બોલતા અટકાવી સુંદરલાલ વચમાં જ બોલી ઊઠ્યા.

"ફરી એકવાર ઓપરેશન કરો. હાથને કાપી નાખો. મારાથી આ વેદના નથી જીરવાતી."

"ફરી ઓપરેશન કરવાની બીલકુલ જરૂર નથી."

"શું કહો છો? જરૂર નથી? હું કહું છું જરૂર છે. તમારું પહેલું ઓપરેશન સાવ નિષ્ફળ નીવડ્યું છે." સુંદરલાલ ઉશ્કેરાઇ ગયા. શરીરમાં શિથિલતા આવી ગઈ. અને ફરી પાછો હાંફ ચડ્યો. ગળામાં કોઇક ઠેકાણે શ્વાસ રૂંધાઇ જતો હોય તેમ 'ઘરરરર ઘરરરર' અવાજ બ્હાર સંભળાવા લાગ્યો.

"ડાક્તર સાહેબ! ગમે તેમ કરીને મારો હાથ સારો કરી......બોલવાનું હજી પુરું કરે એ પહેલાં પવનના જબ્બર ઝપાટાથી ફફડાટ કરતા બારણાં ઉઘડી ગયાં. અને સુસવાટ કરતો પવન ઓરડામાં પથરાઇ ગયો. ભભક કરતો દીવો બુઝાઈ ગયો. અને ઓરડામાં અંધાર વ્યાપી ગયો. સફાળા સુંદરલાલ ખુરશીમાંથી ઉભા થયા અને બારણા તરફ દોટ મુકી. મોઢામાંથી બીહામણો ઉદ્ગાર નીકળી પડ્યો.

"બારી...હૂં...ડાક્તર સાહેબ...બા...બારી...દીવો કરો." બની શકે તેટલી ત્વરાએ હોસ્પિટલનું ફાનસ મેં ફરી પેટાવ્યું. સુંદરલાલ બારણા સાથે સજ્જડ બની ઉભા

"ઘણીવાર માણસને તેની આંખ છેતરે છે, પણ મારી આંખ અત્યારનાં મને છેતરી રહી નથી તેની વધારે ખાતરી કરવા હાથ ઉપર દુર્બિન મુકી દરદીએ ચીંધેલી જગ્યા વારંવાર તપાસી પણ ન મળ્યો ડાઘ કે ન દેખાયું કોઇ પણ જાતનું ચિન્હ. હાથ તદ્દન તંદુરસ્ત હાલતમાં હતો. મારી મુંઝવણે મારા મનનાં બધા જ વિચારોને દબાવી દીધા. ફરી ફરીને એક જ વાત મારા મોઢામાંથી નીકળી પડતીઃ

"તમારો હાથ તદ્દન સારો છે, તમને થાય છે શું એ કહેશો?"

"રોજ, રાત પડે છે ને અહિંયા, કાંડા નીચે, જ્યાં પેલો ડાઘ દેખાય છે ત્યાં અસહ્ય વેદના ઉપડી આવે છે, ઉંઘ નથી આવતી ખૂબ અજંપો રહ્યા કરે છે." કોઇ પણ ઠેકાણે જરાએ અટક્યા વિના એક શ્વાસે દરદી બધું બોલી ગયો. સાંભળીને હું તો દિંગ્મૂઢ બની ગયો. પણ તે દિવસે માત્ર દરદીને સંતોષવા સામાન્ય ઉપચાર કરી હાથ પર ડ્રેસીંગ કર્યું અને દરદીને વિદાય કર્યો. પણ આખી રાત એ દરદીનું ઉગ્ર ચિત્ર આંખ આગળ ભૂતાવળ સમું નાચી રહ્યું.

"સુંદરલાલના હાથે મારા જીવનમાં અદ્‌ભુત રહસ્યપ્રકરણ ખોલ્યું. હાથ પર રોજ ડ્રેસીંગ થતું, દિવસમાં ચચૂક બે વાર પાટો ખોલવામાં આવતો અને બાંધવામાં આવતો. તો પણ સુંદરલાલની ફરીઆદ એટલી જ સખ્ત હતી. દિવસો જતા તેમની ધીરજ ખુટવા લાગી. છેવટે એક દિવસ તેમણે કહ્યું, "દાક્તર સાહેબ, આમ નહિ ચાલે. તમે ઓપરેશન કરી જુઓ. હાથ મને ઘણો હેરાન કરે છે." આગળથી જ તેમણે પચાસ રૂપીઆ મારા હાથમાં મુકી દીધા. સુંદરલાલના કેસમાં મને પણ ઉંડો રસ પડ્યો હતો, એટલે તેમને સંતોષવા ઓપરેશન કરવા હું સંમત થયો. નક્કી કરેલા દિવસે બરાબર તેમણે બતાવી તે જગ્યા પર-જ્યાં તેમને ડાઘ હોવાનો ભ્રમ હતો ત્યાં-ઉંડો ઘા પાડ્યો. મને બરાબર યાદ છે. ઓપરેશન પુરું થયા પછી સુંદરલાલમાં કોઇ અજબ ચેતન સ્ફુરેલું. એના અંતરમાં આનંદના સાગરે ઉછળી ઉછળીને છોળો મારેલી. વારંવાર મારી પીઠ થાબડી પોતાના અસહ્ય આનંદને વ્યકત કરેલો. મારા અંતરને પણ ગર્વના ઓડકાર આવ્યા. હજી એ ઓડકાર શમ્યા ન શમ્યા, ઘા રૂઝાયો ન રૂઝાયો ત્યાં તો પાછી ફરીઆદ આવવા માંડી.

"દાક્તર સાહેબ! કાંઇ ફેર નથી પડતો. દરદ ઉલટું વધે છે."

"ઘા હજી રૂઝવા તો દયો. પછી જોઇશું."

"એ વાતને આજ બરાબર પંદર દિવસ થયા, અને મધરાતે જ્યારે સમગ્ર દુનિયા નિદ્રાની સુંવાળી સોડમાં લપાએલી પડી હતી, ત્યારે જોરથી કોઇએ બારણાં ઠોક્યા અને બુમ પાડી.

"દાક્તર સાહેબ! દાક્તર સા...હે...બ."

× × ×

સવારના પ્હોરે પાંપણ ઉઘાડી. માતાની સોડમાં જાગી ઉઠેલા બાળક જેવું પ્રભાત પ્રફુલ્લ હતું. નીલરંગી આસમાનમાં હજાર અગ્નિશિખાઓ ફુટી. સવારના મીઠા તડકાથી આચ્છાદિત થએલું આકાશ કાંચનવર્ણું બન્યું. માળામાં જાગી ઉઠેલા ચકલા જેવા માણસો પોળમાં જાગી ઉઠ્યા. માણસની આંતરિક દુનિયામાં ગમે તેવી ગમગીની ભલે હોય પણ

બહારના જગતમાં પ્રબળ જીવન રસ વહેતો હોય તેટલું સવાર સુંદર હતું.

"રોજના નિયમાનુસાર દવાખાનું ઉઘાડી બહાર ખુરશી નાંખી છાપું ઉથલાવતો હું બેઠો હતો. લગભગ સાડા આઠ વાગ્યા હશે. એકાદ બે દરદી આવ્યા તેમને પતાવી રહ્યા. ત્યાં તો કોણ જાણે ક્યારે અને ક્યાંથી મારા રોજના દરદી સુંદરલાલ મારી સામે આવી ઉપસ્થિત થયા. ગઈ કાલે બપોરના બનેલા બનાવ પછી હું તેમની સાથે નમ્રતા અને વિનયપૂર્વક વાત કરવા લાગ્યો.

"કેમ રાતના ઊંઘ આવી હતી ને!" મેં પૂછ્યું.

"ઊંઘ! ઊંઘ છે જ ક્યાં?"

"રાત્રે મેં દવા આપી તેની બિલકુલ અસર ન થઈ?"

"જરાએ નહિ. મને લાગે છે, દુનિયાની આંખોમાંથી ઊંઘ જ ઊડી ગઈ છે. ડાક્તર સાહેબ! ખરું કહું છું, જ્યાં સુધી આ હાથ છે ત્યાં સુધી જીવનમાં ઊંઘ નથી." બોલતાં બોલતાં સુંદરલાલની આંખમાં પાણી આવ્યાં. એમના શબ્દોમાં વેદના વ્યક્ત કરવાની કોશીષ નહતી. કોઈને પણ લાગે કે તેમની વેદના ઘણી ઊંડી હતી.

"આજે ફરી ઓપરેશન કરો, ડાક્તર સાહેબ! આમ હું નહિ જીવી શકું." એટલું કહી પહેલાની માફક આગળથી જ બીજા પચાસ રૂપીઆ મારા હાથમાં મુકી દીધા. ધનનો વિજય કોઈ અદ્ભુત હોય છે. સહાનુભૂતિ સિવાય બીજો એક પણ માર્ગ મારે માટે નહતો. સુંદરલાલને સંતોષવા આજે પણ ફરી ઓપરેશન કરવા હું કબૂલ થયો.

બપોરે અઢી વાગે ઓપરેશન કરવાનું નક્કી કર્યું એ પહેલાં મારાં શસ્ત્રો આગળથી મેં સજાવી રાખ્યાં. બરાબર અઢીના ટકોરે સુંદરલાલે દવાખાનામાં પગ મુક્યો. એમના આવતાં જ વાતાવરણમાં કોઈ અપાર ગમગીની વ્યાપી ગઈ. સતત ઉશ્કેરાયેલા રહેતા રોજના સુંદરલાલ આજે સૌમ્ય અને ગમગીન હતા. અંતરમાં થયેલી કોઈ મહાન ઉથલપાથલને રોકવા યત્ન કરી રહ્યા હોય તેમ ખુરશીના હાથા પર માથું ઊંચું રાખી સુંદરલાલ વિચાર મગ્ન બની બેઠા. બાહ્ય જગતનો સંબંધ ભુલાવી શૂન્યમાં લીન થતા હોય એવા અનેક ભાવો મોઢાને ઘેરી પડ્યા હતા. પૂરતી તૈયારી કરી રહ્યા પછી મેં તેમને બોલાવ્યા.

"ચાલો ત્યારે," ઓપરેશનની રૂમમાં લઈ જઈ કોચ ઉપર તેમને સુવાડ્યા.

"ક્લોરોફોર્મ આપું ને!"

"ઉં...હું...ઓપરેશનની વેદના મને મધુર લાગે છે." સામાન્ય ઓપરેશન પણ કોઈથી સહન નથી થતું, એ મારો રોજનો અનુભવ હતો. ક્લોરોફોર્મ આપવાને બદલે કાંડા ઉપર દવા લગાડી ચામડી બહેરી કરી, કાપ મુકવાની તૈયારીમાં હતો ત્યાં સુંદરલાલ બોલી ઊઠ્યા:

"ઘા ઊંડો કરજો હોં, જોજો પેલો ડાઘ રહી ન જાય," તેમણે બતાવી એ જ જગ્યા ઉપર એક ઊંડો ઘા કરી ઓપરેશન પતાવ્યું. ડ્રેસીંગ કરીને દરદીને વિદાય કર્યો. આજે ફરી પાછી એ જ સ્ફૂર્તિ અને ચેતન તેમના અંતરમાં પ્રગટ્યાં. વારંવાર મારી પીઠ થાબડી. ફરી એકવાર તેમના આત્માના ભીતર આનંદનાં પંખીડાં આજે કિલકિલાટ કરી ઊઠ્યાં.

× × ×

[ અનુસંધાન પૃષ્ઠ ૪૭૨ ]

.ણ

ગજેન્દ્રશંકર પંડયા

# જીવન, કવન અને ભાષાવિકાસ

[ અનુસંધાન ગયા અંકના પૃ. ૩૮૦ ]

કહે રે મને કામિની, તું ક્યાં શીખી ચતુરાઇજી ?
આહિરડામાંહે ઉછરી ગોપતણી તું જાઇ—સાચું બોલોજી.
કવિ કો ગોકુલમાં નહિ તો કોણે તુંને ભણાવીજી ?
કામશાસ્ત્રની કળા એવડી તુજમાં ક્યાંથી આવી ?—સાચું૦

દશમ. પદ ૧૬૯

સાંભળ બેનડી, વાતડી તું શા માટે કરમાણીજી ?
આગેનું કાંઇ નથી દીસતું તારા મુખનું પાણીજી;—મારી સજનીજી.

દશમ. પદ ૧૭૦.

ઘરથકી માંડી કહું વાત પહેલા દિનનીજી,
જેણે પ્રકારે હું થઈ દાસી જુગજીવનની—સુખ પામીજી.

***

મારા સમ છે શ્યામા ! આપો અણચાખ્યો તંબોળજી,
મુખેમુખ અડાડતાં ઉપજ્યો રંગનો રોળ—સુખ પામીજી.
આપંતાં અધરે ડશી ત્યાં કાયા મારી કંપીજી,
ના, ના, મા, મા રહો રહો કરતાં હૃદયાશું ચાંપીજી—સુખ૦

પછે વાત હું શી કહું ? મેં આજે નવ કહેવાયજી,
ભાલણપ્રભુ રઘુનાથજીને તત્ક્ષણ સોંપી કાય—સુખ૦

નરસિંહનો શૃંગાર આથી જુદા પ્રકારનો છે. માનવપ્રેમની કંઈક ઝાંખી ભાલણમાં થાય છે તે નરસિંહમાં થતી નથી. એ શૃંગારમાં એકાત્મભાવ છે. માનુષી ચેષ્ટાઓ વર્ણવાય છે, પણ તાદાત્મ્યભક્તિભાવની ઉજ્જ્વળી છોળો રેલાય છે. નરસિંહના પાત્રોને શ્રીકૃષ્ણ એ દેવ છે એવું જ ભાન છે. નરસિંહ પણ એ ઘેલ તાનમાં સાન ભૂલે છે, ભાલણ તથા તેનાં પાત્રો શ્રીકૃષ્ણ પરમાત્મા છે એ વાતનું ભાન કોઈકવાર થાય છે. દયારામમાં માનવતા વિશેષ છે. પ્રેમાનંદે આવાં કેટલાંક પદો ભાલણ તથા નરસિંહની અસરથી લખેલાં છે તે તે કવિઓના ભાવાશ્લેષણ પરથી સ્ફુરેલાં છે.

ઉપર કહ્યું તેમ વિપ્રલંભ શૃંગારમાં ભાલણ નરસિંહ કરતાં કંઈક વિશેષ માન ખાટી જાય છે. ચાતુરી ષોડશીનાં પદો ભાલણને હાર ખવડાવે એમાં નવાઈ નથી. તોયે સંસ્કૃત કવિઓની કલ્પનાથી યુક્ત ભાલણના માનસને નવુંનવું સૂઝે છે.

"આવ્યો આવ્યો રે સજની! પિયુ વિના નવ જાયે રજની,

× × ×

બપૈયા પિયુ! પિયુ! પોકારે મન્મથ પાપી બાણે મારે—૪
વિજળડી તણા ચમકારા મારા મનડાના અંગારા—૫
કોયે નહિ જે એને વારે કાયા મારી અગ્નિ બાળે;
મોર બોલે છે ત્યાં એ પાપી સખી ભાગીને હું સંતાપી ૬

દશમ. પદ-૧૩૯ ઇત્યાં.

વળી,

ધણુ રે વિજગનાં રસણાં તે ભાદરવે ભાજે,
હૈડું ફાટે વિરહિણી જ્યારે ઘન ગાજે. રી૦
મન્મથ વેધે મનને કેવડાને કરિ,
આજે દહાડે કવણ ચાકરી વહાલા શું ઓરે ? રી૦

દશમ. પદ ૧૪૩

વિપ્રલંભ શૃંગારનો પ્રસંગ ભાલણે પ્રેમાનંદની માફક નળાખ્યાનમાં દમયંતીની વિરહાવસ્થા વર્ણવતાં સાધ્યો છેઃ—

હંસલાણી હરે આપણી પ્રાણ પરવશ થયો પ્રાણ,
ભૂખ ભાગી, પ્રીત લાગી જાગી તો મન સત્પ્રમાણ.
દુઃખ ધરતું, સહીઓ મરતું કરતું કોઇ મૂકે નહિ,
ઇન્દુ બાળે, દેહ બાળે રાગે ને શુકે કહી ?
રાહુ દિવ્યનિ પ્રસવા માટે કોઈથી કાંતો ટકે,
મુખચંદ્ર મોહના બાહારે ઉતારો આરી મને !

રાહુનું શિર હરિ છેદ્યું પુરાણિક મિથ્યા કહે,
વિરહિણીનું છેદીયુ તે મર્મ માંહે નવ લહે।
જઠર રહે ન રાહુને ઇન્દુ પચતો પાળીએ,
વિરહિણીને પીડવાને વિધાતાએ આપીઓ.

કડવું.

પ્રેમાનંદે પણ આવી તક સાધી છેઃ—

રોમે રોમે વહ્નિ પ્રગટ્યો લાગી તાલાવેલી
ઘડીએ ઘરથી બહાર નીસરે બેસે જઇને અટાળી,
ચંદ્રકિરણ અગ્નિથી અદકાં મારશે મુજને બાળી.—૨.
ષણ્‌પરણ્યાંને વ્યાકુળ કરવા વ્યોમ વસ્યો છે પાપી!
શું કહીએ કમળાપતિને રાહુનું મસ્તક નાખ્યું કાપી?—૪.
સિંહિકાસુતને શરીર હોત તો મુજને ચિંતા થોડી,
સુધાકરને ગળત પેટમાં બળી થાત રાખોડી;—૫.
જળપાત્ર વિષે ઇંદુબિંબ દીઠું રાખીને કીધી શાન,
લાવ્ય ભોગળ રીપુને મારૂ પ્રહારે પિષ્ટ સમાન.—૬.

ઇત્યાદિ

પ્રેમાનંદે નળની પણ આવી દશા વર્ણવી છે, ભાલણે સમાન પ્રસંગની ઉપેક્ષા કરી હોય તેમ આ પ્રસંગ વર્ણવ્યો નથી. પ્રેમાનંદે દમયંતીની માને તેની પાસે આણી શકુંતલાને જોવા ગૌતમી આવે છે એવા પ્રસંગનું ભાન કરાવી આ દશાને જોર આપ્યું છે. ઉન્માદ વર્ણવી પ્રેમાનંદે ભાલણ કરતાં એક પગલું આગળ ભર્યું છે.

૪

## હાસ્ય

હાસ્યરસમાં ભાલણે પદપ્રક્ષાલન સ્નેહેજસાજ કર્યું છે. રામવિવાહમાં રામનો ચરણ સ્પર્શથી પાષાણસ્ત્રી થઈ ગયો તો લાકડાની નાવ પણ સ્ત્રી થઈ જશે એનો ભય ઉપસ્થિત કરી ઇન્દ્રશાપથી અહલ્યાનું રૂપાંતર થયું એ વાતથી નાવિકને અજ્ઞાત રાખી રામ વગેરે પાત્રોમાં પ્રતિનાયકના અજ્ઞાનને મૂળ રાખી અન્તર્હાસ્ય ઉત્પન્ન કર્યું છેઃ—

નાવિક વળતો બોલીયો સાંભળો મારા સ્વામ!
સાથ સહુ કો નાવે બેસો નહિ બેસારૂં રામ.
વાર્તા મેં સાંભળી છે ચરણરેણુથી અપાર,
અહલ્યા તો થઇ સ્ત્રી સહી પાષાણ ફીટી નાર;
આ હોડિકા માહારી એહ છે જુઓ મન વિવેક,
સ્ત્રી થાતાં વાર ન લાગે કાષ્ઠપાષાણ એક.

આમ આજીવિકાનો ભય ઉપસ્થિત કરી બે સ્ત્રીને પોષવાની નાવિકની અશક્તિ બતાવી હાસ્ય પોષ્યું છેઃ—

આજીવિકા ભાગે માહારી આગે એ સ્ત્રી છે ઘેર
બે મળીને શું જમે! શી કરું તાં પેર.

રામવિવાહ.

કાદમ્બરીમાં આછી આછી છટા છે પણ તેમાં બાણકવિનો ભાલણ ઋણી છે. પ્રેમાનંદનું હાસ્યરસનું માંધાતાખ્યાન બાજુએ મુકતાં મામેરામાં વ્હેલનું વર્ણન, સુદામાચરિત્રમાં સુદામાની ચેષ્ટા તથા વર્ણન વગેરેમાં ઓછી વધતી છટા ઊડે છે. પ્રેમાનંદનું હાસ્ય તેના શબ્દાર્થમાંથી ઝરે છે. પાત્રોની શારીરિક વિરૂપતાનાં તથા પ્રસંગોના સ્વાભાવિક વર્ણનથી પણ સુદામાચરિત્રમાં તથા મામેરામાં હાસ્ય ઉપજાવ્યું છે. માંધાતા આખ્યાનમાં યુવનાશ્વરાજાની વિકળ દશાથી તેના ઉદ્ગારોથી હાસ્ય પ્રેર્યું છે. પરન્તુ કેટલીક વાર હાસ્ય ઉત્પન્ન કરવામાં અતિશયોક્તિ કરી અસભ્યત્વ આણ્યો છે. એમ મર્યાદા અતિક્રાંત કરી છે. રણયજ્ઞમાં કુંભકર્ણને જગાડવાની રીતિ સ્વાભાવિક નથી એ જોતાં કંઈક જુગુપ્સા ઉત્પન્ન થાય છે. નાગાખ્યાનમાં ઇન્દ્રાદિ દેવોને વિરૂપ કરવામાં પણ એવું જ ભાન થાય છે. ભાલણ આ સર્વથી વિમુખ રહ્યા છે.

૫

## વીરરસ

વીરરસનું ભાલણે જુદું કાવ્ય લખ્યું નથી. સપ્તશતી ભાષાંતર છે. છતાં વીરરસને દીપાવે એવી અક્લિષ્ટ ભાષા ભાલણે પ્રયોજી છે. કંઈક વિશેષ અંશે રુક્મિણીવિવાહ તથા સત્યભામાવિવાહમાં પ્રસંગવશાત્ વીરત્વની છોળ ઉડાડી છે. આ રસ રેડવામાં ભાલણે મિતાક્ષરી, ટુંકી, અર્થગૌરવયુક્ત પ્રાસમયી વાક્યરચના ગુંથી છે. આવી ભાષામાં જામ્બુવાન અને શ્રીકૃષ્ણનું યુદ્ધ ભાલણે વર્ણવ્યું છે:—

માહોમાંહે યુદ્ધ માંડયું મુષ્ટિ પાડુ પ્રહાર;
રીંછ મર્મ ન જાણે જે મૈથિલી ભરથાર;
મને વેરો, બાથ લેતો, ગાળ દેતો, બળ કરે,
મહી પાડે, મુષ્ટિ તાડે, આડે હાથે, તે ધરે.

દશમ પદ ૩૫૫.

રુક્મિણી વિવાહમાં શ્રીકૃષ્ણ અને શિશુપાલના સૈન્યનું યુદ્ધ વિશેષ ચમકારો બતાવે છે:—

મન ફૂટે, અશ્વ છૂટે, રેણુ ઉડે, ખુરતણી,
તે ઓપ ખુટે, હોડ સુઝે, તીર ઝુકે, હરિ ભણી;
ભુજબળધારી, કુમતિ વિચારી, સંગ્રામ સાંગને રહ્યા,
બીક ટાળી, બૂહ પાળી બિરદ ખાળી નિર્વેક;
વીર તરમે, બાણ વરસે સહુ સરસે શ્રમ કરે,
રચે રામા, વળી શ્યામા, જળ નયને ભરે:

દશમ. પદ ૩૩૬

પ્રેમાનંદ અને સવિશેષે તેના પુત્ર વલ્લભનો વીરરસ આગળ ભાલણનો વીરરસ મોળો પડે છે. રણયજ્ઞમાં રામલક્ષ્મણ, ઇન્દ્રજીત રાવણ વગેરેનું પરાક્રમ; અભિમન્યુ આખ્યાનમાં ચક્રયુધ્ધ; ઓખાહરણમાં એકલા ભોગળ લઇને ઝઝુમતા અનિરૂધ્ધનું શૌર્ય; સુભદ્રાહરણમાં અર્જુનનું વીરત્વ એમ એમ જોતાં અનેક સ્થળે વીરરસ નાખ્યો છે. તેમ જ વલ્લભનું એક જ વીરરસનું પ્રતિપાદક કાવ્ય દુઃશાસન રૂધિરપાનાખ્યાન અલૌકિક વીરરસનું ભાન કરાવે છે. નરસિંહે ગોવિન્દ ગમનમાં વીરરસના પરિધાન નીચે શૃંગારરસ રેડયો છે તે પણ અલૌકિક છે. આ સર્વનો ખ્યાલ આણતાં ભાલણે વીરરસમાં નહિ જ જેવી પ્રગતિ કરી છે એમ માનવું પડશે.

૬

અદ્‌ભુત

અદ્‌ભુત રસની કાંઇક ઝાંખી ભાલણે જાલંધરાખ્યાનમાં કરાવી છે. શ્રી કૃષ્ણ જેવા દેવ છે તેથી ભાલણના કવનથી બહુ વિસ્મય પ્રતિપાદિત થતો નથી. પરન્તુ ભાલણનો સમય જોતાં એ અજુગતું નથી. છતાં એ રસને ખીલવનાર વલ્લભનું કુન્તીપ્રસન્નાખ્યાન જોઇએ તો અર્જુન અને ભીમનું ઐરાવત સાથેનું યુદ્ધ, દેવોનો પરાજય, સેતુબંધન વગેરે વિભાગોમાં, મયદાનવ નિર્મિત સભાના વર્ણનમાં જે વિસ્મય છે તેવો સ્વાભાવિક દૈવી શકિતનાં કાર્યરહિત વિસ્મય ભાલણમાં નથી.

ભાલણની આ પ્રકારની રસનિષ્પત્તિની શકિત જોતાં નરસિંહ, પ્રેમાનંદ વલ્લભ કવિઓમાં ભાલણનું સ્થાન નથી એ સ્હેજે સમજાશે.

[ચાલુ]

# પ્રકીર્ણ

## (૧) શ્રી. મુનશીનું બેંગલોરમાં ભાષણ

તા. ૯ મી જૂનને રોજ બેંગલોરમાં ભારતના માનનીય નેતા શ્રીનિવાસ શાસ્ત્રીજીના પ્રમુખપણા નીચે એક મોટી સભા ભરાઈ હતી. આ સભામાં ભારતીય સાહિત્ય-પરિષદના સંયોજક અને ગુજરાતના લોકપ્રિય સાહિત્યકાર શ્રી કનૈયાલાલ મુનશીએ એક મહત્ત્વનું લાંબુ ભાષણ કર્યું હતું. ભાષણ રમ્ય શૈલીનું અને પ્રભાવશાળી હતું. સાથે સાથે મહામાન્ય શાસ્ત્રીજીનું વિનોદપૂર્ણ અભિનંદન પણ ઓછું પ્રભાવશાળી ન હતું. નાગપુરની પ્રાથમિક બેઠક પછી આ જ સૌથી મોટી અને પહેલી સાર્વજનિક સભા હતી કે જેમાં ભાષણ આપીને શ્રી. મુનશીએ ભારતીય સાહિત્ય-પરિષદની જરૂરીઆત, એની પ્રવૃત્તિઓ અને ધ્યેયના સંબંધમાં લોકો આગળ સ્પષ્ટ વિચારો મૂક્યા. માનનીય શાસ્ત્રીને પોતાને જ ખબર નહોતી કે ભારતમાં એવી પણ કોઈ પરિષદ હોઈ શકે કે જેને અત્યાર સુધી પોતાની જાહેરાતને માટે જેટલી જોઈએ તેટલી મદદ વર્તમાનપત્રોદ્વારા ન મળી શકી. આ નવી બનાએલી પરિષદ પોતાના મુખપત્ર 'હંસ'દ્વારા ભારતની પ્રાન્તીય ભાષાઓને છૂટીછવાઈ કરી નાંખશે અને હિન્દીને જ એમની જગ્યા ઉપર લાવી મૂકશે એવું કોઈ ન સમજે એમ કહીને કેટલાક શંકાશીલોની શંકા એમણે દૂર કરી ભારતીય સાહિત્યના સંગઠનની જરૂરીઆત અને આંતર પ્રાન્તીય સાહિત્યકારોએ એક પ્લેટફોર્મ પર ભેગા થઈને વિચાર-વિનિમય કરવાનું મહત્ત્વ એમણે સમજાવ્યું. અને 'હંસ' ને માટે હિન્દીનું વાહન હોવાની યોજના વિષે રાષ્ટ્રભાષા-પ્રેમી શ્રી શાસ્ત્રીજીએ હાર્દિક સંતોષ જાહેર કર્યો. એમણે હંસની જેમ ભારતના દરેક પ્રાન્તમાં પ્રાન્તીય સાહિત્યોના પોતાના મુખપત્રોને પ્રગટ કરવાની જરૂરીઆત ઉપર પણ ભાર દીધો.

શ્રી. મુનશી અંગ્રેજીમાં બોલ્યા હતા. શરૂઆતમાં અંગ્રેજીમાં બોલવા માટે એમણે અંગ્રેજીમાં બોલવું એ મારે માટે કમનસીબીની વાત છે "એમ દિલગીરી બતાવી" તો પણ પરિષદના પ્રચારકાર્યને નજર આગળ રાખીને, લાચાર થઈને મારે અહિં અંગ્રેજીમાં બોલવું પડે છે." એમ કહીને પોતાના ભાષણની શરૂઆત કરી, એનો કેટલોક ભાગ નીચે આપવામાં આવે છે.

"ભારતવર્ષની સંસ્કૃતિની તથા સાહિત્યની એકતા એ બ્રિટિશ-રાજ્યનું પરિણામ નથી. એ તો મહાભારત અને રામાયણના વખતથી જ એકધારી અને અખંડિત વહેતી ચાલી આવી છે. અંગ્રેજોના આગમનની ઘણું પહેલાં આ એકતા હયાતીમાં હતી; રાજનૈતિક એકતાના ભાન ભલે આપણામાં પાશ્ચાત્ય સભ્યતા અને શિક્ષણના કારણથી પેદા થયા હોય.

આપણા ભાષાભેદે ભારતની સંસ્કૃતિની અને સાહિત્યની એકતામાં કદી અડચણ પડી નથી.

આવી પરિષદની સ્થાપનાનો વિચાર નવો નથી. ઘણાં વર્ષોથી, આપણામાંના કેટલાકે ભારતની ભાષાઓ અને સાહિત્યોના સંગઠન તથા એકીકરણનો અને તેઓને નાગરી

લિપિમાં પ્રગટ કરાવવાનો વિચાર કરી રહ્યા હતા. પણ એ વિચાર આજે જ સફળ થતો હોય એમ જણાય છે.

ગયે વર્ષે ઇન્દોરમાં મહાત્મા ગાંધીજીના પ્રમુખપદ નીચે સફળ થએલા હિન્દી સાહિત્ય–સમ્મેલને, હિન્દુસ્તાનનાં બીજાં પ્રાન્તીય સાહિત્યો અને સાહિત્યકારોમાં સહયોગ સ્થાપવાના ઉદ્દેશથી અને સંયોજક નીમી મારા સહિત ત્રણ વ્યક્તિઓની એક સમિતિ નીમી હતી. મુસ્કેલી એ હતી કે એક ભાષાના સાહિત્યનો વિદ્વાન બીજી પાડોશી ભાષાના સાહિત્યકારોના વિષયમાં કંઇ જાણતો ન્હોતો. કેટલાક વખત સુધી મને પોતાને જ ખબર નહોતી કે કેરલ–પ્રાન્તમાં પણ 'વલ્લત્ચોલ' નામના કોઇ એક મહાન કવિ અને કલાકાર જીવે છે.

આ સમિતિએ હિન્દુસ્તાનના લગભગ બધા પ્રાંતોના સાહિત્યકારોનો પરિચય કરીને ભારતીય સાહિત્ય પરિષદનો ઉદ્દેશ તેમની સામે રાખ્યો, બધાએ ઉત્સાહપૂર્વક સહાનુભૂતિ બતાવી. ' હંસ ' માસિકનો ઉદ્દેશ બધી આંતપ્રાંતીય ભાષાઓના ઉચ્ચ સાહિત્યને એકત્ર કરીને એક જ ઠેકાણેથી પ્રગટ કરવાનો હતો. પ્હેલાં તો કયી ભાષામાં ઉચ્ચ પ્રકારનું કયું અને કેટલું સાહિત્ય છે જેનું હિંદી કરવું જોઇએ એની જ અમને ખબર ન્હોતી. બીજી મુસ્કેલી એ હતી કે કેટલીક વાર કેટલાક લેખોનો મૂળમાંથી અંગ્રેજીમાં અનુવાદ કરી પછી તેનો હિંદી અનુવાદ કરાવવો પડયો હતો. હવે તો દરેક પ્રાંતમાં સારા ઉત્સાહી યુવક અનુવાદકો સહકાર આપતા થઇ ગયા છે. દરેક પ્રાંતની સાહિત્ય પરિષદોએ પણ સહકાર આપવાનું વચન આપ્યું છે.

પ્રાન્તીય પરિષદોમાં એવી પણ કેટલીક સંકુચિત હૃદયની વ્યક્તિઓ છે જેઓ પોતાના સાહિત્યકારોમાં પોતાને જ શ્રેષ્ઠ માની બીજા પ્રાંતનાં સાહિત્યો તથા સાહિત્યકારો તરફ આંખ બંધ રાખી બેઠા છે. આને લીધે કુવામાંના દેડકાની પેઠે તેમની નજર ખૂબ જ સંકુચિત થઇ ગઇ છે. આમ હોવા છતાં મોટા ભાગના સાહિત્યકારોએ આ પરિષદના ઉદ્દેશને મહત્ત્વનો માની પ્રાંતીય સાહિત્યોને એકત્ર કરવામાં અમારી જોડે સહકાર કર્યો છે.

આજસુધી તો દરેક પ્રાંતના સાહિત્યસેવી વિદ્વાનોનો સહકાર મેળવ્યા ઉપરાંત પરિષદ બીજું કશું કરી શકી નથી; એને માટે જેટલો પ્રચાર કરવો જોઇએ તેટલો પણ થઇ શકયો નથી. આને માટે દરેક પ્રાંતની સાહિત્ય–સંસ્થાઓના સંચાલકોને મળવું જરૂરી છે અને આ કાર્ય શ્રી. કાકાસાહેબ કાલેલકરે ઉપાડેલું છે. મને આશા છે કે દરેક પ્રાંતમાંથી એમને પૂરેપૂરો સહકાર મળશે."

## (૨) ' સહી ' શબ્દની વ્યુત્પત્તિ

દિ. બ, કેશવલાલભાઇસંશોધિત બાણરચિત 'પૂર્વકાદંબરી'ના ટિપ્પણને અનુસરીને મેં ' સહી ' શબ્દની વ્યુત્પત્તિ સંસ્કૃત 'સ હિ' ઉપરથી થયેલી માની હતી. આ સંબંધમાં દિ. બ. કૃષ્ણલાલભાઇએ મને એક પત્ર લખ્યો છે તે વ્યુત્પત્તિરસિકોને માટે અહીં આપવામાં આવે છેઃ— રાં. ભ. રા.

× × ×

આજે તમારું પુસ્તક મધુસૂદન વ્યાસકૃત 'હંસાવતીવિક્રમચરિત્રવિવાહ' જોતો હતો.

પૃષ્ઠ ૧૦૭ પર 'સહી' સંસ્કૃત પરથી કેશવલાલભાઈ કાઢે છે તે બરાબર લાગતું નથી. હાલ પણ દસ્તાવેજોમાં વગેરેમાં "સહી" કરીએ છીએ તે ફારસી શબ્દ 'સહીહ'-'ખરું' 'સાચું' એનું અપભ્રંશ છે. મુસલમાનોના વખતમાં એ શબ્દ ગુજરાતીમાં દાખલ થઈ ગએલો અને લાગે છે.

મુંબાઈ, તા. ૮-૩-૩૬ લિ. કૃષ્ણલાલના પ્રણિત

આ પછી દિ. બ. કૃષ્ણલાલભાઈએ આ સંબંધમાં શ્રી કેશવલાલભાઈને પૂછાવ્યું: શ્રી કૃષ્ણલાલભાઈના મત પ્રમાણે જ 'સહી' શબ્દનું મૂળ ફારસીમાં છે એમ કેશવલાલભાઈએ એમને લખી જણાવ્યું છે અને તે પ્રમાણે એમના ઉપર્યુક્ત પૂર્વ કાદંબરીના ટિપ્પણમાં પણ એમણે એ સુધારો સ્વીકાર્યો છે. જુઓ પૂર્વ 'કાદંબરી'ની નવીન આવૃત્તિનું ટિપ્પણ. 'સહી' શબ્દ આમ ફારસીમાંથી ઊતરી આવ્યો છે.

## ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ: નરસિંહરાવ દીવેટિયા (અનુપૂર્તિ)

શ્રી. નરસિંહરાવભાઈએ એમના સંબંધની મારી આ લેખમાળા વાંચી નીચેનો પત્ર મને લખ્યો હતો. તેઓશ્રીની ઈચ્છા નીચેનો સુધારો બુ. પ્ર.માં આપે એ ઈચ્છા દર્શાવી હતી. એ હકીકત ત્યાં આવતાં વાર થઈ તેથી એ અહીં આપવાનું મેં ઉચિત ધાર્યું છું.

શંકરપ્રસાદ રાવળ

રા. ભાઈ શંકરપ્રસાદ છ. રાવળ,

આ વખતના 'બુદ્ધિપ્રકાશ'માં મ્હારે વિષેનો ત્હમારો લેખ વાંચીને બહુ મને સંતોષ થયો. પરન્તુ તેમાં ત્રણ ઠેકાણેના ઉલ્લેખ ભૂલભરેલા લાગે છે. તે નીચે પ્રમાણેઃ—

(૧) પૃષ્ઠ ૪૨૧. 'મધ્યરાત્રિએ કોયલ' કૃતિમાંની નીચેની પંક્તિ—"ભૂલી ભાન તજી મુજ રમ્ય શય્યા હઈડું રોડે," આ પંક્તિનો અર્થ કરવામાં ત્હમે ભૂલ કરી છે. શય્યા તજી કરી તે કવિએ તજી એમ નથી પણ "તન ભણી" કવિના હૈડાએ, એ અર્થ સ્પષ્ટ જ છે.

(૨) પૃષ્ઠ : ૪૨૩. ગાંધીજીનો પ્રસંગ-હકીકત ખરી નથી. મ્હારા મનમાં વૈમનસ્ય થયું જ નહોતું અને ગાંધીજી મ્હને મળવા માટે નહોતા આવ્યા પણ દયારામભાઈને મળવાને. ભાનુશંકર વ્યાસે 'ગુજરાતી'ના એક અંકમાં આ પ્રસંગ વિગતવાર વર્ણવ્યો. ૧૯૩૨ના સપ્ટેમ્બરના અંકો જોજો. માસમાં ફરક હશે તો કોણ જાણે. ભાનુશંકર વ્યાસને પૂછી જોજો.

(૩) પૃષ્ઠ : ૪૨૨. નરસિંહરાવ ઘેરથી રીસાઈને ચાલ્યા ગયા એ પ્રસંગ-ત્હમે ખાત્રી કર્યા વિના 'એક મિત્રે કહ્યું' એમ કિંવદન્તી ઉપર વિશ્વાસ રાખવામાં તથા તેટલા ઉપરથી મારે જવાબદારી લેવામાં ખરેખર સ્ખલન કર્યું છે. એ મિત્રે એમ પણ ઉમેર્યું હોત કે 'નરસિંહરાવ ઘર પીને બેભાન પડ્યા હતા' તો કદાચ તે પણ ત્હમે છાપે ચઢાવી હોત. "સ્મરણ મુકુર" પૃષ્ઠ. ૧૯૭મે પેરેગ્રાફ ૧. તથા ૨ વાંચી જોશો તો ખરી હકીકત જણાશે. એ લેખ ત્હમે અસલ વાંચ્યો જ હશે. તેનું વિસ્મરણ આ વખત કેમ થયું તે સમજાતું નથી.

લિ૦ શુભેચ્છક,

નરસિંહરાવ ભોળાનાથના

નમસ્કાર.

# ન...વું...સા...હિ...ત્ય

ખાસ વીનતીઃ—લેખકો અને પ્રકાશકોને ખાસ વીનતી કે 'ગુજરાત'માં અવલોકનાર્થે મોકલવાનાં પુસ્તકો આધતંત્રી કે વ્યવસ્થાપક ઉપર નહીં મોકલતાં 'તંત્રીમંડળ' 'ગુજરાત,' ૧૧૧, એસ્પ્લેનેડ રોડ, મુંબાઇ એ સરનામે મોકલવાં.

સ્વીકાર અને અવલોકન

**શ્રી. માર્કંડેયપુરાણ**—(ગુજરાતી ભાષાંતર) ધાર્મિક ગ્રંથમાળા ગ્રંથ ૬ ઠો: ભાષાંતર કર્તા: શાસ્ત્રીજી તુળજાશંકર ધીરજરામ પંડ્યા; પ્રકાશકઃ શ્રી. બાલાશંકર ધીરજરામ પંડ્યા; ગિરગામ, કાંદાવાડી, કલ્યાણ મોતીની ચાલ નં. ૧, મુંબઇ નં. ૪ પૃષ્ઠસંખ્યા ૪૧૫ સચિત્ર; મૂલ્યઃ રૂપીઆ પાંચ.

**મીરાંબાઈ**—લેખિકા: પુષ્પા ર. વકીલ; પ્રકાશક: સુધાકર ગુપ્ત, વડોદરા મૂલ્ય: ૭ આના.

શ્રી સયાજી બાલજ્ઞાનમાલાનું આ ૧૩૫મું પુષ્પ છે. વિદુષી લેખિકાએ બાળકોની ભૂમિ નજર આગળ રાખી મીરાંબાઈના જીવન અને કવન વિષે રસિક વાચન આપ્યું છે.

**બુકર ટી વોશિંગ્ટન**—ગુજરાતીમાં મૂળ ઊતારનાર: ગોવર્ધનદાસ કહાનદાસ અમીન; સંશોધન કરનાર: છોટાલાલ માનસિંગ કામદાર; પ્રકાશક: પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., વડોદરા; મૂલ્ય: રૂ. ૧–૧૨–૦ા આવૃત્તિ બીજી.

અમેરિકાના મહાન લોકસેવકની આત્મકથાની આ બીજી આવૃત્તિ છે. પ્રથમ આવૃત્તિ અવનતિમાંથી ઉન્નતિમાં જવા ઇચ્છનાર પ્રજાવર્ગના વાચન માટે પ્રેરક અને મૂલ્યવાન હતી. મંડળે આવું ઉપયોગી પુસ્તક ફરી પ્રસિધ્ધ કરી વાચકો ઉપર ઉપકાર કર્યો છે.

**ફોરમ**—લેખક: શારદાપ્રસાદ વર્મા; પ્રકાશક: યુગાન્તર કાર્યાલય, સુરત; (૩જી લહરી: દેશનેતા): (બીજી આવૃત્તિ), મૂલ્ય: અઢી આના.

દેશનેતાઓનાં ટૂંકાંટૂંકાં જીવનચિત્રો આપતી આ પુસ્તિકાની બીજી આવૃત્તિ છે. પુસ્તિકામાં લોકપ્રિય થવાના ગુણ છે અને અમે એને અધિકારી વર્ગમાં બહોળો પ્રસાર ઇચ્છીએ છીએ,

**આભનાં અજવાળાં**—પ્રથમ ભાગ–પ્રયાસક: લક્ષ્મણલાલ મહેતા, મુલુન્ડ (મુંબાઇ) મૂલ્ય: દસ આના.

પ્રયાસકના પ્રયાસ અમને વ્યર્થ લાગે છે. આ યુગની કવિતાને એમણે જાણવી જોઇએ. થોડાક પ્રાકૃતજનોમાં કદી એ વંચાય પણ આપણી કવિતા સમૃધ્ધિમાં આ કે આવી કાવ્યકૃતિયોથી કંઇ જ લાભ નથી.

**ટ્રેડલ પ્રિંટિંગ**—લેખક: હીરાલાલ ઠાકોરલાલ, મેનેજર, શ્રી જ્ઞાનોદય ઇલેક્ટ્રિક પ્રિન્ટિંગ પ્રેસ, ભરુચ.

સુંદર કલાથી છાપીને આપણી મુદ્રણકલાને ઉત્તેજન અને અનુભવ મળે એ હેતુથી

[અનુસંધાન પૃ. ૪૪૧]

# દો...હ...ન

## ગંગાનું કાવ્ય

ત્રિપથગા ગંગાના ત્રણ અવતાર છે. ગંગોત્રી અથવા ગોમુખીથી માંડી હરદ્વાર સુધીની ગંગા તે એમનો પ્રથમ અવતાર. હરદ્વારથી પ્રયાગરાજ સુધીની ગંગા તે એનો બીજો અવતાર. પ્રથમ અવતારમાં એ પહાડના બંધનમાંથી મુક્ત થવા મથે છે. બીજા અવતારમાં એ પોતાની બેનપણી યમુનાને મળવા તલસે છે. પ્રયાગરાજ થઈ ગંગા અને યમુના મળીને પોતાના મોટા પ્રવાહ સાથે એ સરિત્પતિ સાગરમાં વિલીન થવાને ઝંખે છે એ એનો ત્રીજો અવતાર. ગંગોત્રી, હરદ્વાર, પ્રયાગ અને ગંગાસાગર એ ગંગાપુત્ર આર્યોને માટે મોટામાં મોટાં તીર્થસ્થાનો છે. જેમ ઉપર ચડીએ તેમ તીર્થનું માહાત્મ્ય વધારે એમ મનાય છે. એક રીતે એ સાચું પણ છે. પણ મારે મન ભારતજાતિ માટે અત્યંત આકર્ષક સ્થાન હરદ્વાર જ છે. હરદ્વારમાં પણ પાંચ તીર્થો પ્રસિદ્ધ છે. દરેકનું માહાત્મ્ય પુરાણકારોએ શ્રદ્ધા ને રસથી વર્ણવ્યું છે. પણ એ કશું મહત્ત્વ જાણ્યા વગર પણ માણસ કહી શકે છે કે 'હરિકી પાવડી'માં ગંગાનું માહાત્મ્ય કહો તો માહાત્મ્ય ને કાવ્ય કહો તો કાવ્ય અધિક દેખાઈ આવે છે.

—કાકાસાહેબ કાલેલકર જીવનતીર્થ હરદ્વાર : કુમાર : મે : ૧૯૪૨

અને તેમની અન્નવસ્ત્રાદિથી હમેશાં સંભાળ લેવી જ જોઇએ. આ બે જવાબદારીમાંથી ધર્મદૃષ્ટિએ ચાલવાનો દાવો કરનાર કોઇ પણ નોકર કે મજૂરના માલિકથી છૂટી શકાય નહિ.

—કિશોરલાલ મશરૂવાળા: પૂરી મજૂરી: સર્વોદય જૂન: ૧૯૩૬

## આશકમાશુક અને વરવહુ

ઇન્દુ: "માશુકથી મુક્ત થવાનો સરળ ઉપાય એ જ છે કે માશુકની સાથે લગ્ન કરવાં. તું વખતે એમ માનતો હોઇશ કે પ્રેમ એ મુક્તિ છે અને લગ્ન એ બંધન છે, પણ એમ નથી. પ્રેમમુક્તને તો લગ્નબંધન જ મુક્તિ છે. વર્ષો સુધી વહુને વર દૂર રાખી શકે છે, ને વહુ વરનો પ્રેમ ઊડી ગયો છે એમ વહેમાતી નથી. તેમ જ વહુ વરની અવગણના કરી, બીજા પર–ચાહે મા કે બેન, દિયર કે ભાઇ– પ્રેમ રાખી શકે છે, અને વરને પણ શક જતો નથી કે વહુનો પ્રેમ ઓછો થયો છે. વરવહુ એકએકથી મુક્ત રહી શકે છે, કારણ કે લગ્નરૂપી આજીવન બંધનથી હૃદયનાં વલણો ગમે તેવાં ફેરવાયલાં હોય તો પણ તેઓ બંધાયલાં હોય છે. આત્મપ્રેમ એ પણ એવી રીતે કામ કરે છે કે વર વહુને અને અને વહુ વરને પોતાનું માણસ પોતાનું ન રહ્યું હોય તો પણ પોતાનું રહ્યું છે એમ માન્યાં કરે. લગ્નની વ્યવહાર કૃત્તેહ આ જ પાયા ઉપર રચાઇ છે. વળી લગ્નબંધન હૃદયના ચંચલ ભાવોને સ્થાયીરૂપ આપવામાં પણ બહુ મદદ કરે છે. આશકમાશુક વરવહુની માફક એકમેકથી મુક્ત રહી શકતાં નથી. પ્રેમ એ જ તેમનું બંધન હોવાથી એકનો પણ પ્રેમ ગયે તેઓ વેગળાં થઇ જાય છે. દાખલા તરીકે તું અને કોકિલા. તું એને પરણ્યા પછી કંટાળ્યો હોત તો નીરાંતે એના પીયર પધરાવી આવત અને કંઇ પણ અંદેશા વગર કોકિલા ત્યાં રહેત. થોડાક સમય પછી તારો પ્રેમ પાછો ફૂટી નીકળત એટલે પાછાં તમે એ પ્રેમજીવન શરૂ કરી શકત. માટે પરણ, બિન્દુ, કોકિલાને પરણ."

—સ્વ. વ્યોમેશચંદ્ર પાઠકજી: જીવતી જુલિયટ: પૃ. ૯૪

## શ્રી નાનાલાલનાં કાવ્યોની અસર

શ્રી. નાનાલાલનાં કાવ્યો ઘણાં પ્રેરણાપોષક બન્યાં છે અને હજી બનશે. પણ તેમનાં કાવ્યોની ખરાબ અસર એ છે કે કશો જ અર્થ ન થાય એવા શબ્દો મૂકવાની ટેવ કેટલાકને એમનાં કાવ્યોથી પડી છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રકારોનો એક અભિપ્રાય તો મનમાં સ્થાપિત કરી રાખવો જોઇએ છે કે પ્રથમ વ્યંગ્યાર્થ કાં તો વાચ્યાર્થમાંથી ને કાં તો લક્ષ્યાર્થમાંથી નીકળે. વાચ્યાર્થ કે લક્ષ્યાર્થ જ ચોક્કસ ન થઇ શકે છતાં અંદરથી અસ્ફુટ વ્યંગ્યાર્થ નીકળે છે એમ કહેવું એ ભાષા અને અર્થનો સંબંધ નહી સમજવા બરાબર છે. હાલના કેટલાક જુવાન લેખકો આવી રીતે સુંદર ઉચ્ચારવાળા અથવા તેમને ભવ્ય લાગતા બ્રહ્મ, માયં., રસ, ભવ્ય, વિરાટ, જેવા શબ્દોને ભેગા કરવાથી કૃતાર્થ થઇ જવાતું હોય એમ સમજે છે. તેમાં 'રસ' શબ્દનો અતિપ્રયોગ ખાસ ધ્યાન ખેંચે છે. આ રીતે જ રીતે કોમળતાવાચક પ્રત્યયોનો અતિપ્રયોગ પણ જુગુપ્સાકારક લાગે છે. બહુવચનનો પણ અતિપ્રયોગ થાય છે.

—રામનારાયણ પાઠક: અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો: 'ગુજરાતી': ૧૨ : ૭ : ૩૬

## હિન્દ ક્યારે આઝાદ થશે?

ઘણા હિન્દીઓ આશાવંત છે કે હિન્દ મુક્તિ મેળવશે. ઘણા તો દૃઢ વિશ્વાસ ધરાવે છે કે હિન્દ સ્વાતંત્ર્ય હાંસલ કરશે જ. પરંતુ સ્વાતંત્ર્યપ્રાપ્તિ ક્યારે અને કેવી રીતે થશે તે કોઈ કહી શકતું નથી. બીજી બાજૂ કેટલાક એવા છે જેઓ સ્વાતંત્ર્યપ્રાપ્તિ વિશે શંકાશીલ છે. કેટલાક એવા હશે જેઓ એમ માનતા હશે કે હિન્દ કદી પણ સ્વરાજ્ય પ્રાપ્ત નહીં કરે. કેટલાક લોકો એટલા બધા પછાત, અજાણ અને રાજકારણ પ્રત્યે બેદરકાર અને બીનરાજદ્વારી માનસવાળા છે કે તેઓ દેશની પરતંત્રતા કે સ્વતંત્રતાનો વિચાર સરખો પણ ભાગ્યે જ કરતા હશે. જનતાના આ જુદાજુદા વિભાગોનું સંખ્યાબળ અંદાજવાનું શક્ય નથી. પરંતુ એ વિશે તો શક નથી કે હિન્દની ૯૦ ટકા જેટલી નિરક્ષર પ્રજામાં પણ રાજકીય જાગૃતિ બહુ ઝડપથી આવતી જાય છે.

—રામાનંદ ચેટરજી. હિન્દના સ્વરાજ્યપંથના કંટકો : પ્રજાબંધુ : શિક્ષણ તથા રાજકારણ વિશેષાંક ૨ : ૧૯૩૬

[ અનુસંધાન પૃ. ૪૦૮ ]

શ્રી. હીરાલાલે આ નાનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. આપણા છાપખાનાવાળાઓ આવાં પુસ્તકો પોતે વાંચી અને પોતાના કામદાર વર્ગમાં વંચાવીને એમાંથી ઘણો જ અનુભવ મેળવી શકે. મુદ્રણકલા વિશે આટલી બધી ચીવટથી વાંચી, વિચારી અને આચરણમાં મૂકી શ્રી. હીરાલાલે એમના પ્રિય ધંધા ને કળા પ્રત્યેનો શુદ્ધ પ્રેમ દર્શાવ્યો છે. આવું પુસ્તક આ ધંધાની હવે જ્યાં સંસ્થાઓ શરૂ થઈ છે ત્યાં અભ્યાસપુસ્તક તરીકે જરૂર સ્વીકારાવું જોઈએ.

**તમને એ નહિ સમજાય**—મહાત્મા ટૉલ્સ્ટૉય કૃત : અનુવાદક : મનુભાઈ કલ્યાણજી દેસાઈ : પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ : કિં. રૂ. ૦-૬-૦.

ભાષાંતર કરવું, અનુવાદ કરવો એ સામાન્ય રીતે ધારાય છે તેટલું સરળ કાર્ય નથી. એમાં ય જેમ મૂળ લેખક વધુ પ્રતિભાસંપન્ન તેમ એ કાર્ય વધુ વિકટ બને છે. એ વિકટ કાર્ય સફળતાથી કરે તેવા ભાષાંતરકર્તાને કે અનુવાદકને ખરેખર ધન્યવાદ જ ઘટે છે. આ નાનકડું પુસ્તક રશિયાના મહાન આત્મા ટૉલ્સ્ટૉયે લખેલું અને તેનો સફળ અનુવાદ શ્રી. મનુભાઈએ કર્યો છે. આ આવૃત્તિ બીજી છે. તેની પહેલી આવૃત્તિ સમયે શ્રી. વિજયરાય વૈદ્ય, બટુભાઈ ઉમરવાડીઆ વગેરેએ એનાં મુક્તકંઠે વખાણ કર્યાં હતાં. એટલે બીજી આવૃત્તિ વેળા વધુ કહેવાનું રહેતું નથી. બાળકો માટે રચનામાં આવેલ આ સંવાદો બાળકોને તો ઘણા ગમશે જ પણ એ ઉપરાંત એ બાળકોનાં વડીલોને પણ—અને એમણે વાંચવાં જ જોઈએ—ગમશે.

નાના પુસ્તકમાં ૨૧ સંવાદો છે અને તેમાં મિલકત, ધન-મહેનત, યુદ્ધ, દિવાની અદાલત, મહેસૂલ, કેદ, પસ્તાવો વગેરે વિષયોને ટૉલ્સ્ટૉય પોતાની નિરાળી ફીલસુફીની નજરે, બાળકો સમજી શકે તેવી સરળ બાનીમાં ચર્ચે છે. આવાં પુસ્તકોનો પ્રચાર જેમ વધુ થાય તેમ સારું.

"મ."

# તંત્રીસ્થાનેથી

## સર્વ ધર્મ પરિષદ

જગતના બધા ધર્મોની પરિષદ નિમિત્તની સભામાં નામદાર સયાજીરાવ ગાયકવાડનું જે ભાષણ થયું તે વર્તમાનપત્રોમાં છપાઈ ગયું છે. તેમણે જે ઉદાત્ત અને ઉદાર વિચારો રજુ કર્યા તે આપણી–હિન્દની ધર્મભાવનાને ગૌરવાન્વિત કરે તેવા છે. જેમ જેમ જગતનાં માનવીનો બુદ્ધિવિકાસ થતો જાય છે તેમ તેમ આપણાં અને બધાનાં અનેક ધાર્મિક મન્તવ્યો કસોટી પર ચઢતાં જાય છે.

જગતમાં આજે જુદા જુદા અનેક ધર્મો પ્રવર્તે છે એ સર્વવિદિત સત્ય છે. દરેક ધર્મના અનુયાયીઓ એક કે બીજા કારણને લીધે પોતાના ધર્મને બીજાના કરતાં થોડો કે વધારે ઉત્તમ માને છે. વળી વિચારશીલ પુરુષો બધા ધર્મના મૂળ સિદ્ધાન્તોનું તત્ત્વ સમજી તે બધાની એકવાક્યતા સ્થાપવા પ્રયત્ન કરે છે છતાં પોતે પોતાની ધર્મપ્રણાલી તજી દેવા તત્પર થતા નથી. ધર્મનો સંબન્ધ સમાજ જોડે અને સમાજની વ્યક્તિઓ જોડે હોવાથી એને એ સમાજના વાતાવરણનો સંપર્ક થાય છે અને તેટલે અંશે વિશાલ માનવતાથી દૂર સંકુચિત ક્ષેત્રમાં એ આવી પડે છે. આપણા બધા ધર્મોમાં આ વસ્તુસ્થિતિ આપણને જણાયા વગર નહિં રહે. જ્યારે જગતને આજે એવો ધર્મ જોઈએ છે, જેમાં સૃષ્ટિની સમગ્ર માનવતાનો—દેશ અને કાળનાં બન્ધનોથી પર બનેલી માનવતાનો જ વિચાર હોય. અને માનવનું શ્રેય શામાં છે તે વિશે આપણે એક નિર્ણય બાંધી શકીએ તો આવા ધર્મની કલ્પના આપણને સૂઝે. જ્યાં સુધી દરેક માનવ પોતાની માનવતાને પોતાના દેશ અને કાળના બન્ધનમાં બંધાયેલી સમજે ત્યાં સુધી આવા વિશાલ અને સર્વસ્પર્શી ધર્મની કલ્પના પણ અશક્ય છે.

બીજી એક બાબત એ વિચારવાની છે કે આજે દરેક ધર્મની વિશિષ્ટતા આપણી સમક્ષ રજ કરવામાં આવે છે. આ વિશિષ્ટતાને ભલે એ દરેક ધર્મનું ખાસ લક્ષણ કે ભૂષણ માનવામાં આવે, પરંતુ વસ્તુતઃ એવી વિશિષ્ટતાઓ જ સમન્વયમાં અન્તરાયરૂપ બને છે. એટલે સર્વ ધર્મોના સમન્વયનો વિચાર કરતાં એવી વિશિષ્ટતાઓનો સગર્વ ઉલ્લેખ નહિં પણ પરિત્યાગ જ ઈષ્ટ જણાય છે, અને સર્વ ધર્મોનાં સમાન તત્ત્વોની ગણના જ આવા કાર્યમાં મદદરૂપ થઈ પડશે. પણ આજે જગતને ધર્મ વિશે આવી વિચારણા કરવાની ફુરસદ કે ઇચ્છા છે ખરી? દરેક દેશમાં બીજા પ્રવાહો આગળ ધર્મવિચારણાનો પ્રવાહ તો દંકાઈ જાય તેવી સ્થિતિ છે. પણ માણસ જાતે વિચાર નહિં કરે તો કાળ તો પોતાનું કાર્ય કર્યે જ જાય છે. સમયના પ્રવાહ જોડે અસંગત જણાતાં અનેક વર્ષોની પરમ્પરાથી પ્રાપ્ત થયેલાં તત્ત્વો પણ આપોઆપ ખરી પડશે; અને જગતનું પ્રયાણ માનવકલ્યાણના માર્ગે હશે તો માનવતાને અનુકૂળ એક જ ધર્મ અવશિષ્ટ રહેશે અને એના ઉપર પ્રાચીનતાની છાપ ભલે હોય કે ન હોય.

## ગુજરાત ઇન્સ્ટિટ્યુટ

શુક્રવાર તા. ૧૭-૭-૨૬ને રોજ મુંબાઈની સેંટ ઝેવીઅર્સ કૉલેજમાં ગુજરાત ઇન્સ્ટિટ્યુટનું ઉદ્ઘાટન શ્રી. ભૂલાભાઈ દેસાઈએ કર્યું છે. ગુજરાતીના અભ્યાસ માટે આવી એક સંસ્થા મુંબાઈમાં શરૂ થઈ એ આપણે માટે બહુ હર્ષની વાત છે. આ સંસ્થાની સ્થાપનામાં શ્રી. મુનશીએ જે મહત્ત્વની મદદ આપી છે તે એમની પ્રકૃતિ અને ગુજરાતપ્રેમને ઉચિત જ છે. ગુજરાતને સમૃદ્ધ બનાવે એવી કોઈ પણ પ્રવૃત્તિમાં શ્રી. મુનશીનો સહકાર હોય એ સ્વાભાવિક જ છે. તે ઉપરાંત સેંટ ઝેવીઅર્સ કૉલેજના વિદ્યાર્થીઓનો ઉત્સાહ પણ આ પ્રવૃત્તિને સફળ બનાવવામાં બહુ મદદરૂપ બન્યો છે.

આજ સુધી મુંબાઈની એક જ કૉલેજમાં ગુજરાતીના અભ્યાસની સગવડ હતી તે વખતે સેંટ ઝેવીઅર્સ કૉલેજનું આ પગલું વિશેષ આદરપાત્ર બને છે. હિન્દની ભાષાઓને યુનિવર્સિટિના અભ્યાસક્રમમાં ઉચિત સ્થાન મળતું જાય છે તે વખતે આપણે આપણી ઉન્નતિ માટે ઘટતા સર્વ પ્રયાસો કરીએ તેમાં આપણું જ શ્રેય છે.

આ પ્રવૃત્તિને અધિક વેગ આપનારું અને વિશેષ સબળ બનાવનારું શ્રી. મુનશીનું બીજું કાર્ય તે એ ઇન્સ્ટિટ્યુટને તેમણે પોતાનો પુસ્તકસંગ્રહ આપ્યો તે છે. પ્રાચીન કાવ્યમાળા, કાવ્યદોહન, જૂનાં માસિકોના સંગ્રહ, જૂનાં પુસ્તકો વગેરે કેટલું યે સાહિત્ય આજે ગુજરાતમાં જ ગુજરાતીના અભ્યાસી માટે ઉપલબ્ધ નથી—એટલે કોઈ વ્યક્તિ કે સંસ્થા આવે પ્રસંગે પોતાનો પુસ્તકસંગ્રહ અર્પણ કરે તો જ નવી સંસ્થામાં સારા પુસ્તકો એકત્ર થઈ શકે. અમને આશા છે કે ફાર્બસ સભા અને ગુ. વ. સોસાયટીમાંથી થોડીએક હસ્તલિખિત પ્રતો પણ અહિં લાવવાની વ્યવસ્થા કરવામાં આવશે. કાનજી જેનશીના ટ્રસ્ટીઓએ ગુજરાતી અભ્યાસ માટે ચાર સ્કોલરશીપો પણ ઇન્સ્ટિટ્યુટને આપી છે તેથી અભ્યાસીઓને ઘણી અનુકૂળતા મળશે.

વળી આ સંસ્થા માટે જે ફંડ એકત્ર કરવામાં આવ્યું છે તે જોતાં ગુજરાતીઓનો સારો સહકાર તેમાં જણાય છે, અને તે કૉલેજમાં ઇતિહાસની સંસ્થાને જે સફળતા મળી છે તેવી જ સફળતા આ સંસ્થાને પણ મળશે એવી અમને આશા છે.

છએક માસ પહેલાં સ્વપ્ન થયેલી આ ભાવનાને આટલું જલદી મૂર્ત સ્વરૂપ મળે એ હર્ષની વાત છે અને એ સફળતાનો યશ શ્રી. મુનશી, સેંટ ઝેવીઅર્સ કૉલેજના પ્રિન્સિપાલ ફાધર પેલેશિયો અને એ જ કૉલેજના વિદ્યાર્થીઓને છે. અમે આ સંસ્થાને ઉજ્જ્વલ ભાવિ અને સફળ કારકીર્દિ ઇચ્છીએ છીએ.

## જીવનની કરૂણતા

શ્રી. નરસિંહરાવ દીવેટિયાનાં પત્ની અ. સૌ. સુશીલા બ્હેનનું અવસાન થયું છે. લગભગ બાર માસથી તેઓ પોતે પથારીવશ છે તે વખતે આ આઘાત તેમના જીવનની કરૂણતામાં મોટો ઉમેરો કરે છે. આજ સુધીમાં પણ એમણે એવા અનેક આઘાત ઝીલ્યા છે, અને કરુણરસને જીવનમાં પ્રધાન સ્થાન આપ્યું છે. એ કરુણરસ જાણે એમના જીવનનું એક તત્ત્વ જ બની ગયો હોય તેમ આ અવસાનથી આપણને લાગે છે. શ્રી. નરસિંહરાવ

બાઇએ ગુજરાતને ઘણું આપ્યું છે. પુત્રના અવસાનના આઘાતમાંથી જ આપણને સ્મરણ સંહિતા મળી. આજે પણ એમનું માનસ કાંઇક આપી શકે એટલું શક્તિશાળી તો અવશ્ય છે. અ. સૌ. સુશીલા બ્હેનનાં અવસાનથી કરુણરસની એકાદ સેર પણ એમના હૃદયમાંથી વ્હેતી શબ્દરૂપ ધરે તો નવાઈ નહીં. પણ અત્યારે તો એમના દુઃખમાં અમે અમારી સહાનુભૂતિ વ્યક્ત કરીએ છીએ, અને સદ્‌ગતના આત્માને પરમ શાન્તિ મળે એમ પરમાત્માને પ્રાર્થીએ છીએ.

## ભારતીય સાહિત્ય પરિષદ

ભારતીય સાહિત્ય પરિષદે "હંસ" માસિક લઇ લીધું છે, અને હવે તે તેનું મુખપત્ર બનશે. એના તંત્રીમંડલમાં શ્રી. પ્રેમચંદ અને શ્રી. મુનશીની સાથે શ્રી. કાકાસાહેબ કાલેલકર જોડાયા છે. પ્રકાશક પણ દીલ્હીના સુવિખ્યાત સસ્તા સાહિત્ય મંડલ પાસે જશે. હિન્દના સાહિત્યોનો સમન્વય એ આદર્શ જ્યારથી શ્રી. મુનશીએ ૧૯૩૪માં દેશની આગળ મુકયો ત્યારથી એનો ક્રિયાત્મક પ્રચાર ઝપાટાબંધ વધતો જાય છે. હિન્દી સંમેલન, મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદ, કાનડ સાહિત્ય પરિષદ, કેરલ સાહિત્ય પરિષદ અને ઉર્દુ એકેડેમી જેવી સંસ્થાઓએ આ આદર્શને સહકાર આપ્યો છે. એ જ બતાવી આપે છે કે આ આદર્શ દેશે અપનાવી લીધો છે.

# વ...ર્ત...મા...ન...સા...ર

## સાહિત્ય સંસદ

સંસદના સભ્યોને શ્રી. મુનશીકૃત 'ડૉ. મધુરિકા'નું બોલપટ તા. ૧૯મી જુલાઈને રોજ જોવાનો લાભ આપવામાં આવ્યો હતો. તા. ૨૬ મી ને રોજ જૈન મહાવીર વિદ્યાલયના સભાગૃહમાં સંસદ તરફથી નૃત્ય, સંગીત, ગરબા, વ્યાયામ વગેરેનો કાર્યક્રમ સભ્યોને માટે રાખવામાં આવ્યો હતો.

## સેંટ ઝેવિયર કૉલેજ ગુજરાતી ઇન્સ્ટિટ્યુટ

આ સંસ્થાનો ઉદ્ઘાટનવિધિ તા. ૧૭મી જુલાઈને રોજ શ્રી. ભૂલાભાઈ દેસાઈને હાથે થયો હતો.

## શ્રી ફાર્બસ ગુજરાતી સભા

(૧) સભા તરફથી બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળાની જાહેર સભા તા. ૨૮-૬-૩૫ ને રોજ થઈ હતી તેમાં ડૉ. કાન્તિલાલ પંડ્યાએ 'આપણો ખોરાક' એ વિષય ઉપર દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીને પ્રમુખપદે વ્યાખ્યાન આપ્યું હતું.

(૨) તા. ૨૭-૭-૩૫ ને રોજ કૉલેજના વિદ્યાર્થીઓ પાસે લખાવેલા હરિફાઈના નિબંધોમાંથી શ્રી. સુશીલા ફૂનશાલિખિત 'સહશિક્ષણ'ના નિબંધનું જાહેર વાચન તથા સ્વ. કરમનદાસ સબંધી વિવેચન થયું હતું.

## અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્યનાં વહેણો

આ વિષય ઉપર તા. ૨૯મી જુનથી તા. ૩જી જુલાઈ સુધી પાંચ વ્યાખ્યાનો મુંબઈ યુનિવર્સિટિ તરફથી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાને અંગે શ્રી. રામનારાયણ પાઠકે આપ્યાં હતાં.

## ગુજરાત સાહિત્ય સભા તરફની ગ્રંથાવલોકનપદ્ધતિ

આ સંબંધે શ્રી. જીવનલાલ મહેતાએ એક પ્રકાશક તરીકે વિવેચકોને પુસ્તકો મફત મોકલવા સંબંધી કેટલીક ચર્ચા ઉપજાવી છે.

## હિન્દી પોસ્ટલ ખાતાની પ્રગતિ

હિન્દી દેશભક્તોની છબીવાળાં કોઈ કવરો પોસ્ટદ્વારા જતાં અટકાવાય છે ને મોકલનાર તરફ પાછાં મોકલાય છે.

## દ્વિશિક્ષક સમાજ

મદ્યનિષેધદ્વારા લોકશિક્ષણ આપવાનો જબલપુરમાં સ્થપાયલી આ સંસ્થાએ પ્રયોગ આદર્યો છે.

## યુવાનોની શારીરિક તાલીમ

આ વિષય ઉપર તા. ૨૭-૭-૩૫ને રોજ ધી બોરા યુથ લીગની ડિબેટિંગ સોસાયટીની સભામાં શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે વ્યાખ્યાન આપ્યું હતું.

## આચાર્ય આનંદશંકરનું વ્યાખ્યાનઃ સાહિત્યચર્ચા

તા. ૨૮-૬-૩૫ને રોજ વિલેપાર્લે સાહિત્ય સભાને આશ્રયે ઉપરનું વ્યાખ્યાન થયું હતું.

## ખાંસાહેબ નશીરૂદીનખાં

ઇન્દોરના આ સુપ્રસિદ્ધ ગાયકનું તા. ૧૨-૬-૩૫ને રોજ અવસાન થયું છે.

## દેશસેવક કુમારિકાઓ માટે

પુનામાં 'ફેલોશિપ ઑફ સર્વિસ' નામની એક સંસ્થા સ્થપાઇ છે તેમાં દેશની સેવામાં જીવન અર્પણ કરે એવી કુમારિકાઓ દાખલ થઇ શકશે.

## કલકત્તા યુનિવર્સિટિમાં લશ્કરી તાલીમ

આ યુનિવર્સિટિની સેનેટે અભ્યાસક્રમમાં લશ્કરી તાલીમનો સમાવેશ કરવાનો નિર્ણય કર્યો છે.

## પ્રથમ ગુજરાત યુવકપરિષદ

ગઇ તા. ૪-૭-૩૫ને રોજ અમદાવાદમાં શ્રી. અચ્યુત પટવર્ધનના પ્રમુખપદે મળી હતી.

## મહમદ પયગંબર સાહેબની જન્મતિથિ

તા. ૩-૬-૩૫ને રોજ હિન્દમાં ઠેર ઠેર ઊજવાઇ હતી.

## અમદાવાદમાં એન્જિનીયરિંગ કૉલેજ

શ્રી. કસ્તુરભાઇ લાલભાઇ શેઠે રૂ. ૧૫ લાખની ગોઠવણ કરી ઉક્ત કૉલેજ સ્થાપવાની ગોઠવણ કરવા માંડી છે.

## પ્રાચીન વસ્તુઓનું ખોદકામ

મદુરાન્તકમ્ ખાતેના શ્રી કોથંદરામસ્વામીના પુરાણા મંદિરના ભોંયરાનું ખોદકામ કરતાં એક પ્રાચીન મંડપ અને શ્રી. કૃષ્ણની ત્રાંબાની મૂર્તિ તથા બીજી વસ્તુઓ મળી આવી હતી.

[ અનુસંધાન પૃ. ૪૧૬ ]

પ્રકાશ : તમે ઓળખો છો આવનારને !
સૌરભ : હું તો આખી દુનીયાને ઓળખતી હોઇશ પણ તેથી શું ?
પ્રકાશ : પણ આમને તો ખાસ !
સૌરભ : એટલે ?
પ્રકાશ : તમારાં નજીકનાં જ સગાં ! તમારી ને મારી અદેખાઇ કરી રહ્યાં છે તે.
સૌરભ : આપણી અદેખાઇ ? તેમાંય મારી ? મેં ક્યાં કોઇનું બગાડયું છે કે......, અને તમે તો મરતાને મરે ન કહો એવા છો પછી !
પ્રકાશ : બહુ ભલાં છો.
સૌરભ : તેમાં જ તમને આમ તલસાવવાં ફાવે છે ને !
પ્રકાશ : તમારાથી તો તોબા ! જરા મજાકે ન થાય ! જીંદગીમાં આટલી શબ્દોતી. મજાહે નહિ રહે ત્યારે તો હું મૃત્યુ પસંદ કરીશ !
સૌરભ : બહુ સારું ! બોલાય છે એટલું સ્હેલું નથી મૃત્યુ ! મૃત્યુ ! મૃત્યુ ! કરી રહ્યા છો તે. બોલો, બોલો ! બોલી નાંખોને ભાઈ ? મારે તો હજુ અડધું બાકી છે. ને એમને આવવાનો વખત થઇ ગયો છે, પગલાં વાગતાં હશે.
પ્રકાશ : [ ઠંડકથી ] તમારાં ભગિની.
સૌરભ : કોણ દામિની ? અરે કાંઇ બનાવવી ધારી છે મને ? કહી નાંખોને ભાઇ ! શાક તો બળી હેંડયું !
પ્રકાશ : ના માનવું હોય તો ના ઈલાજ ! બાકી મારો વિશ્વાસ આવ્યો છે જ ક્યારે તમને કોઇ દિવસ ! તમારાં બેનને જ પુછજોને !
સૌરભ : [ રસોડામાં જઇ શાક ઉતારી, દુધ સગડી પર મુકી ] અરે પણ... !
પ્રકાશ : અરે પણ શું ! તમે અઠવાડીઆમાં ત્રણત્રણ વાર આવો ને એ જીવનભરમાં એક દિવસે ન આવે ? જબરાં સ્વાર્થી !
સૌરભ : આવે ! હું ક્યાં ના કહું છું ! પણ માન્યામાં નથી આવતું. તમે તો......
પ્રકાશ : હા...! અમે તો વહેંચી લીધું હતું. અને તેમાં જ એ આવ્યાં હતાં.
સૌરભ : કાંક લેવાનું બાકી રહી ગયું હશે !
પ્રકાશ : લેવાનું ને આપવાનું બન્ને !
સૌરભ : એટલે ? તમે આમ ગોળ ગોળ ન બોલો ભાઇસા'બ ! હું કાંઇ દામિની જેટલું ભણી નથી. મગનું નામ મરી નહિ પાડો ત્યાં સુધી આપણને સમજ પવડાની નથી.
પ્રકાશ : તમારાં દામિનીબેન આવ્યાં હતાં.
સૌરભ : તે તો કહ્યું તમે !
પ્રકાશ : પૂરૂં સાંભળશોય ખરાં કે એમને એમ...! તમે ન માનો તેવી વાત કરવા.
સૌરભ : તમને મનાવવા ?
પ્રકાશ : એથીય વધુ !
સૌરભ : ઘેર તેડી જવા ? આવેસ્તો ! બીચારી ! તમે કેટલા દિવસથી એ ઘર ત્યજ્યું

**સૌરભ** : ત્યાં સુધી ? અને એક નાદાન છોકરી એવું બોલી ગઇ. તમારે ત્યાં આવી તેમાં તમે મહાન વિચારસાગરમાં ડૂબવા મંડ્યા ? ઠીક ભાઇ, નાટક તો મજાનું !

**પ્રકાશ** : પૂરૂં સાંભળવુંય છે કે હાંકયે જ રાખવું છે ! આ તો નાટકની પ્રસ્તાવના થઈ.

**સૌરભ** : હજુ પ્રસ્તાવના જ થઇ ? ત્યારે નાટક તો ક્યારે હશે ?

**પ્રકાશ** : એમને તો તમારૂં સ્વયંકલ્પિત શોભના પદ લઈ લેવું હતું. એમને તો તમારી માફક મારા જેવા ગભરૂ યુવાનને પરણવું હતું. જેના વાળ એ ઓળે............

**સૌરભ** : [ વચમાં જ ] તમારા જેવો ! તમે તો નહિ જ ને ?

**પ્રકાશ** : કદાચ હું જ.

**સૌરભ** : અરે !

**પ્રકાશ** : કહું છું ને સામાનું હૃદય ઓળખ્યા વગર તમે બડબડાટ કરવા મંડી જાઓ છો. હજુ દુનીયા ઓળખતાં નથી.

**સૌરભ** : એટલે જ સુખી છું. પણ તમે કયો ભાગ ભજવ્યો ?

**પ્રકાશ** : લગભગ નાટકના મિત્ર જેવો.

**સૌરભ** : ફરી પાછી ફૂટબાલ શરૂ થઇ. સારૂં દીવા જેવું બોલોને ભાઇ !

**પ્રકાશ** : દુનીયામાં નથી બનતું તે નાટકમાં બને છે. અને દુનીઆમાં બને છે તેના તરફ નાટકકાર નાકનું ટેરવું ચડાવે છે અને પ્રેક્ષકો—પીટ કલાસ સીવાયના —પહેલા જ દૃશ્યે ખુરશીઓ ખાલી કરી ઉઠી જાય છે.

**સૌરભ** : આવું બધું કહો તે મને કેમ સમજાય !

**પ્રકાશ** : જરા તો ધીરજ રાખતાં શીખો ? બીચારા વિમુખને બહુ પજવતાં હશો ! સાંભળો ! દુનીયામાં મિત્રની વફાદારી જવલ્લે જ સાંપડે છે. નાટકમાં બેવફા મિત્ર કલ્પાય જ નહિ.

**સૌરભ** : અને કલ્પીએ તો ?

**પ્રકાશ** : નાટકના માલીકની ખીચડી મોંઘી થઈ જાય !

**સૌરભ** : એટલે તમે સોહનલાલને વફાદાર રહ્યા એમ જ ના ? હં...હવે સમજાયું.

**પ્રકાશ** : જેમ વિક્રમ ભર્તૃહરિને રહ્યો હતો તેમ. એમની કૃતજ્ઞતા કલ્પી લઇને.

**સૌરભ** : ના હોં ! સોહનલાલ તો આમ બહુ સમજુ છે. એ તો જરૂર તમારી પીઠ થાબડશે જાણશે તો.

**પ્રકાશ** : તમારા તો બનેવી ખરા ને ! મામાનું ઘર કયાં દૂર છે ?
[ રસોડામાંથી કાંઈક ઉભરાઇ જતું હોય તેવો અવાજ અને સાથે દુધ બળતું હોય તેવી વાસ આવે છે.]

**સૌરભ** : હાય ! હાય ! વાતોમાં ને વાતોમાં મારૂં તો દુધ ઉભરાઇ ગયું. [ તે રસોડામાં દોડે છે. બારણું ખખડે છે. વિમુખ દાખલ થાય છે.]

**વિમુખ** : [ પ્રકાશ તરફ જોઈ હસતે મુખે ] Hullow તું આવી ય ગયો છું ? અને સુરભિ કયાં ગઇ ?

બાપણોય કરે છે ! અને ખોટું થયુ તો કે તારી બેન ! શું દુનીયા છે !

વિમુખ : પણ તું તો પરાક્રમની વાત કરે છે, ક્યાં ખોટું થવાની વાત કરે છે ? કે એના પરાક્રમોની અદેખાઇ આવી ? સાચું કહું છું, એના અદમ્ય ઉત્સાહ અને તનમનાટમાંનું તારામાં કશુંય નથી. જ્યાં જાય ત્યાં તેજતેજનાં પાથરણાં, આનંદની રસસરિતા, સ્મિતડાંની દુનીયા !

સૌરભ : [ ખીજાઈ ] જરા ધીરજ રાખી હોત તો એને પરણત !

વિમુખ : એ જ કહેવડાવવું'તું મારે ! જરા ગમ્મતે ન થાય તારાં આ સ્વભાવ પર તો ! [ વધુ ચીડવતો ] અને તેય હવે તો એ પરણી ગઇ બાકી એમ કરત ! તમે બન્ને સંપીને રહેત કે કેમ એ જ શંકા હતી.

સૌરભ : હં......, તો હજુ ય ક્યાં વહી ગયું છે ? તમારા પ્રકાશભાઇને બદલે તમે જ !

વિમુખ : કેમ divorce લેવાની છે સોહનલાલથી ? ઉપડી ગયાં ત્યારે તો સોહન-લાલનાં ! અને આ પ્રોફેસર સાહેબ સાથે એવણ અટવાવાનાં છે ?

સૌરભ : પૂરું સાંભળવું ય છે કે એમને એમ...! એને તો આ તમારા પ્રકાશભાઇ જેવો ગભરુ યુવાન જોઇતો હતો.........

વિમુખ : જોઇતો હતો કે જોઇએ છે?

સૌરભ : બન્ને ! 'હતો અને 'છે !

વિમુખ : જોઇતો હતો એ તો તદ્દન ખોટું બાકી જોઇએ છે એ કદાચ માની શકાય. મેં તો તે વખતે જ ક્યાં નહોતું કહ્યું કે આ છોકરીથી ઘર મંડાવાનું નથી !

સૌરભ : કહ્યું તેમાં શું વળ્યું ! કાંઈ કર્યું હોત ને કહેતા હોત તો ઠીક છે, બાકી...

વિમુખ : [ વચમાં જ ] પણ તારી બેનને ધીરજ જ ક્યાં હતી ? એને તો પરણુ ઉક્યું હતું ! ઘડીયાં લગ્ન કરવાં હતાં અને રાજી ખુશીથી સોહનલાલ જોડે પરણી છે. એ તો સ્નેહલગ્નની ખાંડ ખાતાં ઉંચીય નહોતી આવતી– નથી આવતી, પછી હું કે કોઇ શું કરે ! અને હવે અસંતોષ જન્મ્યો હોય ને પ્રકાશ જેવા યુવાનની ઝંખના જાગી હોય તો ના પણ કેમ કહેવાય ? પ્રકાશ પરણી જાને !

પ્રકાશ : કોને ?

વિમુખ : તારી પાછળ ઘેલું બન્યું હોય તેને સ્તો !

પ્રકાશ : પ્રકાશ કરતાં પતંગીયાં વધારે છે તેનું શું ?

સૌરભ : ખાંડ ખાઓ. ખાંડ થોડી ! શી પુરુષ જાત છે ? એક મારી દામિની જેવી ભોળી, બીચારી, ભરમાઈ ગઇ તેમાં કો......

પ્રકાશ : [ હળવો બની ] તો તેય મેં થોડાં જ તમારાં દામિનીબેનને ભરમાવ્યાં છે ? ...એ આવે છે ત્યારે હું દિશા બદલું છું, તોય......

સૌરભ : [ તેટલી જ મજાકથી ] તેમાં જ કહું છું કે તમે છોકરી જેવા છો !

[ બારણું ખખડે છે. સૌરભ બોલતી બંધ થઇ જાય છે. સૌ.

રિમન વેરતી પ્રવેશે છે. એનાં પોપચાં ઢળેલાં છે. દેહમાં માનિનીનું ડોલન છે. બાંધ વગરનું જમ્પર અને શ્હેરીયું તેની ધનસ્વામતાને બમણી બનાવી મૂકે છે. મોહિનીના અવતારસમી એ યૌવના તેના વર્ણનોથી વધુ મોહક બને છે.]

**સૌદામિની:** [ સવિવેક ] વિમુખરાય, આવું કે ?

**વિમુખ :** [ ટૂંકથી ] આવ્યા પછી પૂછાતું હશે ?

**સૌદામિની:** [ કરડાકીથી ] અમે તો નાક વગરનાં ને એટલે વગર બોલાવ્યે ય આવીએ, કેમ પ્રકાશ ?

[ પ્રકાશ મૌન ધારણ કરે છે.] પણ તમારું ઘર પૂછતા સારા સારા માણસો આવે એટલે અમે બોલાવીએ તો ય તમે તો ન આવો ! બાપ મોટા માણસ કહેવાઓ તમે તો !

**વિમુખ :** [ હાવકાઈથી ] થોડું ખરું એવું.

**સૌદામિની:** થોડુંક ખરૂં કેમ ? તો કોઇ ગ્સ્નામાં ય નથી પડ્યાં અમે ! [ સૌ૦ મુખ ભારે કરી પાછા પગલાં ભાડે છે.]

**સૌરભ :** અરે દામિની ! સહુ ! એમના કહેવાનું તે ખોટું લગાડાતું હશે ! [વિમુખ તરફ ફરી ] અને શું તમે ય તે ! એ બીચારી વિમુખરાય, વિમુખરાય, કરી મોં સૂકવે ને તમારે કીમાએ નથી એનો ! [ દામિની તરફ ] એ માનરામ દામિની જાય તેને........ ...[ દામિની તો ય નથી ઉભી રહેતી ] એ હું ખરું દામિની જાય તો ! [ પ્રકાશને ] તમે કહોને જરા ! બન્યું શું આમ... એ ય વિચિત્ર છે.

**પ્રકાશ :** અરે સૌદામિની બેન !........ એમ તે કાંઇ.........અરે એમ તે કાંઇ જવાય ! તમારી વાટ જોઇને તો અમે બેઠી રહ્યાં છીએ ક્યારનાં ! માનુ સમ ! ચાલો ! ચાલો ! અરે એમ તે થાય ! તમે બોલ અને પાછીમ કાઢોને સૌરભબેન ! [ સૌદામિનીનું ડુસકું સંભળાય છે.] અરે, અરે દામિનીબેના... કોઇ ગાડાં ધણાં !

[ હાથેથી ઉઠી પ્રકાશ સૌદામિનીની નજદીક જાય છે.]

સૌદામિની: [ રડમસ અવાજે ] મોઇ તમારી દામિનીબેન. બળ્યું તમારું કેરમ!
[ વિમુખ અને સૌરભ પણ તેને મનાવવા પ્રયત્ન કરે છે. બધાં ચોકમાં વચ્ચોવચ બોર્ડની ચારે બાજુ બેસી જાય છે.]

વિમુખ : [ પીસીસ ગોઠવતાં ] કોણ કોણ Partner થાય છે? અમે બે અને તમે બે બેનો!

સૌરભ : નથી રમવું!

વિમુખ : આજ રુસણાંનો જ દિવસ લાગે છે.

સૌરભ : ત્યારે વળી! તમે બે ય Champions અને અમે...........

વિમુખ : શું અમે.........! સૌદામિની તો અમને બન્નેને શરમાવે એવું રમે છે. અને એમ નહિ બેસો તો પછી કેમ બેસશો? મારી તો એ મેરુ થશે નહિ. [ સૌદામિનીના મુખ સામું ત્રાંસી આંખે જુએ છે.] બાકી રહ્યો પ્રકાશ. કેમ પ્રકાશ?

પ્રકાશ : આપણે તો બધું ય સરખું છે.

સૌરભ : [ વિમુખને ] આપણે બે અને એ બે. કેમ સુદૃ? પ્રકાશ સાથે રમશેને?
[ સૌ૦ ઢળેલાં પોપચાંમાંથી ત્રાંસી આંખે પ્રકાશ તરફ મટકું મારી લે છે.]

વિમુખ : silence is half consent. ચાલો ત્યારે બેસી રહો જેમ છો તેમ જ. કોણ Open કરે છે?
[પ્રકાશ શરૂ કરે છે. કાટખુણે બે સફેત પાસે પાસેના ખાનામાં જાય છે. ત્રીજી બહાર આવે છે તેમણે એ લઈ લે છે.]

સૌરભ : કેમ એક વારામાં જ ખલાસ કરવું છે? તમે તો જબરા ભાઈ!
[ બધા તાકીને જોઇ રહે છે. ફરી દાવ લેતાં પ્રકાશ એક કાળી પોકેટમાં લે છે.]

સૌદામિની: Doesn't matter partner!
[ સૌરભનો વારો આવે છે. કાળીને બદલે સફેત રમે છે. એક સફેત ખાનામાં જાય છે.]

સૌરભ : આવડ્યુ તો ખરું!

વિમુખ : [ ખડખડાટ હસી ] Marvellous! Three Cheers for my partner, Prakash!
[ સૌરભ આનંદમાં આવે છે.]
અરે તું હસે છે શું? આપણી કાળી છે ને તું સફેત રમે છે! હજુય રસોડામાં ચિત્ત હશે! હું જાણું ને!

સૌરભ : સારૂં હવે! નવેનવું તો એમ જ હોય ના! આવું પાંચ, સાત વાર રમી છું...
[ બારણું ખખડે છે અને સૌ૦ નો નોકર બાલુ પ્રવેશે છે. ચૌદેક વર્ષનો એ અણઘડ છતાં ચાલાક છોકરો મુખપરથી અસીલ લાગે છે. ફાટેલું ટેનીસ અને ખાખી ચડ્ડી એટલું એણે પહેર્યું છે.]

બાલુ : [ ચોકીદાર ઉભો રહી ] બેન!

સોહનલાલ: ઓહો હો ને કાંઇ ધમાલ ચાલી રહી છે ને અહીં તો !

[ બધાંનું મુખ તેમના તરફ ફરે છે સીવાય કે વિમુખનું ]

સૌરભ : સાળીની ખબર લેવા આવ્યા હશો. તમે તો ભાઇ મોટા માણુસ કહેવાઓ. અમારી ઝુંપડીમાં શાના આવો ! રખેને ધુળ ચોંટે. એ ! જો ! કપડાં ન બગડે.

સોહનલાલ: વાહરે ! તું ક્યારની બોલતાં શીખી ?

સૌરભ : કેમ બહુ નવાઇ જેવું લાગે છે ?

સોહનલાલ: લાગે જ ને ! તું નાને મોંએ મોટી વાતો કરવા માંડે ત્યારે !

સૌરભ : નાનપણનો ય સમય હશે ! કંઇ આખો જન્મારો તો નાના નથી જ રહેવાનાં !

સોહનલાલ: તારી બેન જેવી પત્નીનો પતિ સદા ય યુવાન રહી શકે એમ હું તો માનું છું.

[ સૌદામિની કૃત્રિમ સ્મિત પ્રકટાવવાનો પ્રયત્ન કરે છે. ]

સૌરભ : અને સાથે સાથે એ ય કહી જ દોને કે તમને પાંશરા ય એ જ કરે ! બાકી મારી મોટી બીચા........

સોહનલાલ: ......બહુ દુઃખી થઇ મરી ગઇ. એમ જ ના ?...

સૌરભ : હૈયે હોય તે હોઠે આવે. બાકી હું એવું કશું બોલી નથી.

વિમુખ : હવે પડતી મેલશો એ વાત ! નાહક બે જણાં લઢી પડશો,

સોહનલાલ: અરે કાંઇ ઘેલા થયા ! આ તો બે ઘડી ગમ્મત ! એ નહિ બોલે ત્યારે બોલશે કોણ ! જોખીને આપે નહિ તો સાળી કોણ કહેશે ? રમો, રમો ને તમે તમારે !

[ વાતાવરણ હળવું બને છે. સોહનલાલ હીંચકે બેસે છે. સૌ. નો વારો આવે છે. તે પ્રકાશના મુખ સામું જુએ છે. ત્રાંસી આંખે પળવાર તેમનાં ચક્ષુ તારામૈત્રક રચે છે. પ્રકાશ જેમ તેમ માનસિક સમતોલપણું જાળવે છે.

સૌદામિની : કરી રમું પ્રકાશ......પ્રકાશભાઈ ?

પ્રકાશ : બેસો Home Stroke લઇ લો.

સોહનલાલ: [ વાતાવરણ સમજવા પ્રયત્ન કરતા ] તમે ઠીક સુદ્રની ખોબીમાં ધકેલી છે બધી પ્રકાશ !

પ્રકાશ : એ બધા એમના Home Strokes છે ને !

સોહનલાલ: A bit more gallanry ! Mr. Prakash ! એટલે એને Home Strokes વગર બીજા Strokes જ નથી ફાવતા એમ જ ને !

સૌરભ : [ જરાં ગભરી ] એવા છે !......પ્રકાશભાઇ બીચારા સીધું કહે છે ત્યારે gallanry ના પાઠ પઢાવવા બેઠા છે. અમરુ કહ્યું છે કે **वयमावो दुरतिक्रमः ?**

સોહનલાલ: તેં વકીલાત ક્યારની શરુ કરી ? અને પ્રકાશ કાંઇ છોકરી નથી કે બોલતાં શરમાય ! અને પાછાં સંસ્કૃતમાં !

**સૌરભ** : તમે ક્યારે શીખ્યા હશો સંસ્કૃત બોલવાનો ! તમારા જેવું ક્યારથી આવડે અમને !

**સૌદામિની**: પ્રકાશ જેવા વગર પૈસે શીખવનાર છે ને !

**સૌરભ** : અદેખાઈ આવતી હશે !

**સોહનલાલ**: એને શું કરવા અદેખાઈ આવે !

**વિમુખ** : ડાહી સાસરે ન જાય ને..............હા...હા...હા ..હા . ! સોહનલાલ !

**સોહનલાલ**: શું છે આટલું બધું !

**સૌરભ** : દામિનીની વકીલાત કરી એ છે !

**સોહનલાલ**: [અસલ સ્વભાવ પર આવે છે.] અ......હં......! હું નહિ કરું ત્યારે કોણ કરશે ?

**સૌરભ** : એ જ બાકી રહ્યું છે.

**સોહનલાલ**: [ખાંડ ખાતા] હજુ તો બધું ઘણું બાકી છે.

**વિમુખ** : [ફરકી] અ.... ન . . .'

**સૌદામિની**: [ખીજાતી] હજુ તો મને કોલેજમાં મોકલવાના છે.

[ તીરછી નજરે સોહનલાલ તરફ ફેંકી, પાછી ખેંચી લઈ પ્રકાશ તરફ સ્મિત વેરે છે. વિમુખ, સૌરભ, પ્રકાશ સર્વેનાં મુખ પર આછું ન સમજાય તેવું સ્મિત ફરકે છે. સૌદામિનીના મુખ પર ગમગીનીની છાયા પથરાય છે. સોહનલાલને કંઈ સમજાતું ન હોય તેમ એમનાં શૂન્ય ચક્ષુ સૂચવે છે.]

**સૌરભ** : પ્રકાશભાઈ પાસે સંસ્કૃત શીખવા ?

**સોહનલાલ**. કોઈ મફત શીખે તો કોઈ પૈસા ખરચીને !

**સૌરભ** : જબરા અદેખા !

**સૌદામિની**: હોય જ ને ! વિમુખરાય એકલા સાથે.

**સૌરભ** : હજુ એકી ને એકી જ રહી.

**સૌદામિની**: બધે રહ્યા તેમાં તારે શું ?

**સોહનલાલ**: [કુમકે આવતાં] ક્યાં કોઈને વેઠવી પડે છે !

વિમુખ : ખબર પડશે એ તો હવે! તેનું અત્યારથી શું!

સૌદામિની: શી ખબર પડવાની હતી?

વિમુખ : [ તેટલી જ ઠંડકથી ] હું તારી સાથે વાત નથી કરતો. હું સોહનલાલને કહું છું. તને તો ખબર પડવામાં શું બાકી રહ્યું છે હવે? હું તો સોહનલાલની વાત કરું છું.

સોહનલાલ: તેમાં તમારે શું?

વિમુખ : શરમાવાનું! અત્યાર સુધી હતું, હવે નહિ લેવા કે દેવા! અમારે શું? હા...હા...હા...હા...! કેમ સૌરભ આપણે શું? [ સૌરભ તરફ જોઇ ]. તારી તો બેન થાય ને?

સૌરભ : બેન માનીએ તો બેન, બાકી અદેખાઇ કરતી હોય તો તે ય ક્યાં નથી થતી?

સૌદામિની: છો રહ્યાં અમે અદેખાં!

સૌરભ : હું તારી વાત નથી કરતી.

સોહનલાલ: ત્યારે કોની?

વિમુખ : A bit more gallantry! તમારા કરતાં સૌદામિની વધુ ભણી છે અને હોંશીયારે ઓછી નથી કે વારે વારે વકાલત કરવી પડે.

સોહનલાલ: વકાલત શાની એમાં? ખરુ કહેતાં ખાર શો?

સૌરભ : અમે અમારે બે બેનો બોલીએ તેમાં તમારે શું કામ વચ્ચે માથું મારવું પડે?

સોહનલાલ: તમારા બે કરતાં હું નાનો નથી વિમુખ, તે ગમે તેમ ચડભડી શકો.

વિમુખ : મોટા છો તો મોટાઇ જાળવી રાખો અને સચવાતી ન હોય તો તીજોરીમાં પૂરી રાખો કે નાસી ન જાય! બાકી નહિ રાખો તો ય અમારે શું?

સોહનલાલ: તમારે શું? પોતાના ઘરમાં પારકાનું અપમાન કરવાનું? જરા વિવેક શીખો ન આવડતો હોય તો. આમ ને આમ ઘર ગધેડે ચડશે.

વિમુખ : અપમાન કર્યું? તમે તો કાંઇ બોલ્યા જ નથી! સાંભળવાની શક્તિ ન હોય તો બોલીએ નહિ! અને અપમાન થયું હોય એમ લાગતું હોય તો નોતર્યા-તા ય કોણે? અમારું ઘર ગધેડે ચડાવતાં પહેલાં આપનું સંભાળજો ને તો ય બસ થશે!

પ્રકાશ : અરે વિમુખ! શું બકે છે જેમ ફાવે તેમ! ગમે તેમ તો ય એ મોટા કહેવાય!

વિમુખ : મોટા એમના ઘરના! મોટાઈ જાળવતાં આવડતી હોત તો......

[ સોહનલાલ ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલ્યા જાય છે. પાછળ પગ પછાડતી બબડતી સૌદામિની ય જાય છે. જોરથી વસાતા બારણાનો અવાજ સંભળાય છે અને બધું શાંત બની જાય છે.]

સૌરભ : [ ગુસ્સો શમતાં ] કેટલો ગીજાજ છે?

વિમુખ : બેય બરાબર છે તો. એ નાદાન છે પણ પેલા...... !

પ્રકાશ : તારે લીધે તો હું એ લોકોને ઓળખું. તારે લીધે તો એમના લગ્નમાં જવાનું આમંત્રણ મળ્યું હતું અને તું નહોતો આવવાનો એટલે તો મેં ય માંડી વાળ્યું હતું. તેં કેટલો આગ્રહ કર્યો ત્યારે તો હું ગયો હતો ને ઉપરથી........આ તો એમ કે બને અલેતાં છે. સૌદામિની બીચારી ભલી, ભોળી અને સુશીલ છે. હજુ ક્યાં જીવન જોયું છે? અને સોહનલાલે બીચારા......મને તો હસવું આવે છે એમને યાદ કરું છું ત્યારે! બરાબર દામિનીનો contrast જ જોઈ લો. એ તો બીજી વારનાં લગ્ન જ માણસને પરવશ અને વહુઘેલો બનાવવા પૂરતાં છે.

વિમુખ : એ માનસશાસ્ત્રનાં થોથાં તું ઉથલાવ્યા કર! વેદીયો જ રહેવાનો છે! પોતે ભલો એટલે જગ આખું ય ભલું. કોઈ બનાવી જશે ત્યારે સીધો થશે!

પ્રકાશ : પણ તું આજ મોડો કેમ આટલો બધો? હું ન હોઉં તો સૌરભબેન હીજરાઈ જ મરે ને તું ન આવે ત્યાં સુધી!

વિમુખ : તેથી જ મોડો આવ્યો!

સૌરભ : નહિ, નહિ! કહોને! કેમ મોડા આવ્યા?

વિમુખ : આજ Charge સોંપવાનો હતો.

પ્રકાશ : કેમ છુટો થાય છે?

વિમુખ : લગભગ એવું જ!

સૌરભ : અરે કાંઈ ઘેલા થયા? બોલવું પડ્યું'તું કોઈ સાથે?

વિમુખ : 'નોકરી'નો અર્થ જ 'ના કરી'. પચાસ રૂપલ્ડીમાં તો વૈતરા જેટલું કામ કરો અને એટલું ય ઓછું હોય તેમ એમના બોલ સાંભળો તે વધારામાં.

પ્રકાશ : પણ આજ ઓચિંતું શું થયું?

સૌરભ : વધારે બોલાબોલી થઈ Mr. Desai જોડે?

વિમુખ : બોલાબોલીનું તો કાંઈ નહિ! ચાર વરસ થયાં નોકરી કરે પણ એક આનો પગાર વધારવો પડે છે કે ચૂંક આવે છે! તેમાં ય આ છેલ્લા છ–આઠ માસથી તો હું એકલે હાથે બે માણસનું કામ ખેંચું છું. એક hand વિદાય કર્યો. મારો પગાર વધારવો નથી! અને બીજો hand લાવવો નથી! મેં કાંઈ કહ્યું નથી આમ કે હું છુટો થવાનો છું! સ્વતંત્ર ધંધો રાગે પડી જાય એટલે તિલતોયાંજલિ!

પ્રકાશ : કાંઈ ગોઠવ્યું છે?

વિમુખ : ગોઠવવાનું શું હતું એમાં! મારી સાથે ચાર પાંચ જણા નીકળી જવાના છે! હેડ મીકેનીક, એના બે આસીસ્ટંટો, એક હેન્ડ વધુ અને કદાચ storekeeper પણ જોડાય!

સૌરભ : [ સાશ્ચર્ય ] પછી?

વિમુખ : પછી શું! સ્વતંત્ર ધંધો! અમારા વગર એમના ધંધામાં ધબ મીંડું જ વળવાનું છે! અને good will અમે એટલું સંપાદન કર્યું છે કે ordersનો વાંધો આવવાનો નથી.

[ અનુસંધાન પૃ. ૪૨૩ ]

ઘણા ગુજરાતીઓ જેવા કે લોહાણા, ભાટીઆ, ખત્રી, ઓસવાળ એમનાં મૂળ સ્થાન પંજાબમાંથી નીકળે છે. તે અગાઉ કહેવાઇ ગયું છે. પરંતુ દેશકાળ અને રીતભાતની ભિન્નતાથી પંજાબમાં ચાલુ રહેતી કોમો અને ગુજરાતમાં આવી વસેલી કોમો વચ્ચે રોટી અને બેટીવ્યવહાર નથી. પંજાબી ભાષા હિંદી ભાષાની દુહિતા છે. પરંતુ ઉચ્ચાર ભેદ છે. વ્યાકરણદૃષ્ટિએ વિભક્તિઓ અને પ્રત્યયોનો થોડો ભેદ માત્ર છે. પુરુષવર્ગમાં તો પંજાબી અને ગુજરાતીઓ વ્યવહારમાં હિંદી જ વાપરે છે. કોઇ થોડાં જુનાં ગુજરાતી વસનારાં માત્ર પંજાબી બોલે છે. પંજાબી ભાષાની લિપિ ગુરૂમુખી છે. તે પણ સંસ્કૃત લિપિમાંથી આવિર્ભાવ પામી છે. ગુજરાતીઓ ગુરૂમુખી લખતાં જાણતા દીસા નથી. કદાચ કોઇક અપવાદરૂપ હશે. ગુજરાતીઓ પોતાના હિસાબકિતાબ ગુજરાતી ભાષામાં રાખે છે; કાગળપત્રમાં ઘણું કરી ગુજરાતી અને થોડો ભાગ અંગ્રેજી અથવા હિંદીનો ઉપયોગ કરે છે. પંજાબમાં ઊર્દુનો પ્રચાર ભારે પ્રમાણમાં છે. પ્રજામાં એકાવન ટકા મુસલમાન છે, ૩૬ ટકા હિંદુ અને ૧૪ ટકા શીખો છે.

પંજાબી હિન્દુઓમાં મુસમાન અને શીખોના પ્રમાણમાં મોળા ગણાય છે. ગુજરાતીઓ તો મારફાડ અને બાથંબાથીથી દૂર જ ભાગે છે. ચૌદ ટકા શીખો વંશપરંપરાના લડવૈયા અને છાતી કાઢી સામા ઉભા રહેનારા છે. પંજાબમાં હમણાં ભારે જોશથી જાતીય ઝઘડા ચાલુ છે. તેમાં હિન્દુઓનો દેખાવ વધારે નબળો છે. માત્ર ગુજરાતના દયાનંદ સરસ્વતીથી સ્થપાયેલ આર્યસમાજના સભ્યો ભય અને બીકણપણું બતાવતા નથી. રોટી-બેટીનો વ્યવહાર નહિ હોવાથી ગુજરાતી સંસ્કૃતિ અને પંજાબી સંસ્કૃતિ જુદી જ રહે છે. ગુજરાતી વેપારીઓ અને દુકાનવાળા મોટા પ્રમાણમાં છે. એટલે યુનીવર્સીટી શિક્ષણ, સરકારી નોકરી અને મ્યુનીસીપાલીટી, પત્રકારિત્વ, લેખક, કાયદો, વૈદક એવા એવા સંસ્કૃત ધંધાઓમાં પંજાબમાં ગુજરાતીઓની ઉણપ સહેજે દૃષ્ટિગોચર થાય છે. માત્ર પંજાબમાં રહેતાં પચાસેક પારસી કુટુંબો સંસ્કૃતિમાં ઉચ્ચ પદવી ધરાવે છે.

પંજાબમાં સ્ત્રીઓને તો ઓછી સ્વતંત્રતા છે. ઘણું કરી ગુજરાતીઓ લગભગ પડોશમાં રહી એકબીજા સાથે હળેમળે છે. પરંતુ સ્ત્રીઓને દેવદર્શન સિવાય વધારે હરવા ફરવાનું રહેતું નથી. પંજાબમાં પડદો જળવાયો છે, એટલે સ્ત્રીઓ વિશેષ બહાર પણ નીકળતી નથી. એમને હરવા ફરવાની એક પણ સંસ્થા પંજાબમાં અસ્તિત્વ ધરાવતી નથી. ગુજરાતીઓએ પણ એ અંગને ભારે નબળું રાખ્યું છે. પતિના સ્નેહી પંજાબી કુટુંબમાં ક્યારેક જવાનું થાય છે, ત્યારે એકબીજાને સમજાવવા હિંદીનો ઉપયોગ થાય છે જે બન્ને કોમની સ્ત્રીઓ સારી રીતે જાણતી નથી. ગુજરાતીઓ પંજાબમાં વિવાહાદિ કાર્યો કરતા નથી. એક જ કોમના ગુજરાતીઓ મોટી સંખ્યામાં એક શહેરમાં મળતા નથી. એટલે સ્વાભાવિક રીતે વિવાહાદિક કાર્યો દેશમાં કરવા ગુજરાતીઓ જાય છે. બે અઢી વરસના વસવાટ પછી ગુજરાતી ઘર અને દેશની ઝંખના કરે છે.

ગુજરાતીઓની વસતિમાં મોસમ પ્રમાણે ભરતીઓટ થયા કરે છે. ઘઉં તથા ચણાની આવકની મોસમમાં એટલે વૈશાખથી ભાદરવા સુધી મુંબઇ, ગુજરાત, કાઠિયાવાડથી અનેક ખરીદનારાઓ આવે છે. મોસમ ઉતર્યા પછી રવાના થઇ જાય છે. મોસમમાં

પીશીવાળાને સારો તડાકો પડે છે. બાકી દુકાનદારો, મહેતાઓ, પેઢીવાળાઓ, કારખાનાવાળાઓ મેશ માટે રહે છે. પંજાબ એ નવો પ્રાંત છે એટલે બહુ જુનાં ગુજરાતી કુટુંબો વંશપરંપરાનાં ત્યાં મળતાં નથી. પંજાબમાં અનેક સ્થળોએ ગુજરાતીઓ રહે છે તેનું સંક્ષિપ્ત વર્ણન પ્રસંગોપાત અસ્થાને નહીં થઇ પડે.

લાહોરઃ—પંજાબની મુખ્ય રાજધાનીનું શહેર છે. અકબર અને જહાંગીરનું એ માનીતું શહેર હતું. શાહેનશાહ જહાંગીરનો વિશાળ સુંદર રોજો પણ અહીં છે. શાહદરામાંએ સુંદર સ્થાપત્ય આવેલું છે. બગલમાં જ નરજહાન બેગમની તદ્દન સાદી અને ગરીબ કબર છે. શીખ સામ્રાજ્યનું પણ એ મુખ્ય શહેર હતું, એટલે મહારાજા રણજીતસિંહની સમાધિ, શ્રી ગુરૂ અર્જુનસિંહની સમાધિ એ સ્થાપત્યો દર્શનીય છે. મોગલ જમાનાનો કિલ્લો, બાદશાહી મસીદ, જહાંગીરનો સુંદર શાલીમાર બગીચો, અનારકલી એ જોવા જેવાં છે. અંગ્રેજી અમલનાં મ્યુઝીયમ પશુપક્ષીઓનું લોરેન્સ ગાર્ડન, હાયકોર્ટ, મૉળ, ગવર્મેંટ હાઉસ, કોલેજો એ જોવા યોગ્ય છે. નવી સડક ઉપર નવું શહેર સુખશાંતિના નિયમો મુજબ બંધાયું છે.

ગુજરાતીઓ લગભગ ૨૦૦ની અંદર છે. કોલસાના વેપારીઓ, રંગના વેપારીઓ, દુકાનદારો, કપડાના વેપારીઓ વગેરે ધંધાદારી ગુજરાતીઓમાં પરસ્પર ઐક્ય છે. મિત્રમંડળ જેવી સંસ્થા છે. વેપાર ઉપર એક લાગો નાંખી ગુજરાતી છોકરાંછોકરીઓને માટે આરંભની સ્કૂલ છે. પુસ્તકો અને વર્તમાનપત્રો ગુજરાતીઓને મળે તે માટે એક નાની લાયબ્રેરી પણ છે. ગુજરાતીઓ પ્રવાસ કરી આવે છે તેમને રહેવા માટે જુની અનારકલીમાં ગુજરાતી બંધુસમાજે સારી સગવડ કરી આપી છે. નાનું ગુજરાતી મંડળ ગુજરાતી સંસ્કૃતિને ઠીક નીભાવી રહ્યું છે. બહારના ગુજરાતીઓ તરફ પક્ષપાત છે. પરસ્પર સારી સહાનુભૂતિ છે. એકબીજાને હાથ આપવા લાહોરના ગુજરાતીઓ ઉત્સુક રહે છે.

અમૃતસરઃ—લાહોરથી એક કલાકના રેલ્વેના રસ્તે અમૃતસર આવ્યું છે. શીખ ધર્મના પંચમગુરૂ શ્રી રામદાસનું એ મથક હતું. આખા પંજાબમાં એ મોટામાં મોટી મંડી એટલે વેપારનું સ્થળ છે. દિલ્હી, કાનપુર વગેરે વેપારનાં મોટાં મથકો માંહેનું અમૃતસર એક ગણાય છે. અમૃતસરનું શીખ સુવર્ણ મંદિર એક અતિ સરસ સ્થાપત્ય તરીકે જગમશહુર છે. તાજ પછી સ્થાપત્યોમાં એનો નંબર બીજો છે. તળાવની આસપાસ સંગેમરમરનું શ્વેત અને નાદર કારીગીરીવાળું એ શ્રેષ્ઠ પવિત્ર સ્થાન ગણાય છે. અમૃતસરમાં ગુરખા બાગમાં અકાલીઓને પોલીસ તરફથી પડેલા મારનો બહાદુરીથી સામનો કરવા ને માર ખાવામાં ભારે હરિફાઈ દેખાડતાં શીખોનું દૃશ્ય મેં જોયેલું ત્યારથી જ તેમનાં શૌર્ય ને તેજસ્વી ગુણોનો હું પક્ષપાતી થયો છું. અમૃતસરમાં દુરગી થાણામાં શ્રી લક્ષ્મી નારાયણનું ભવ્ય અને સુંદર કારીગરીવાળું મોટું મંદિર દર્શનીય છે. એક જૈન મંદિર પણ છે.

અમૃતસર કાપડ અને અનાજની મોટી પેઢી (બજાર) ગણાય છે. ઉનની સુંદર સાલો પણ સરસ થાય છે, ગુજરાતીઓની સંખ્યા ત્રણસોની અંદર છે. કપડાં, રંગ, જરી, કટપીસ, સુતર, કોલસા વગેરેનો વેપાર ગુજરાતીભાઇઓ કરે છે. કેટલાક નાના દુકાનદારો છે. પરસ્પર સંપ સારો છે. હળવામળવાનું પણ ઠીક બને છે. ઘણું કરી ગુજરાતીઓ એક જ લત્તા અથવા વિભાગમાં રહે છે. પરદેશથી આવતા ગુજરાતીની આગતાસ્વાગતા

એમણે જ વીરચંદ રાઘવજી ગાંધીને ચીકાગોની ધર્મપરિષદમાં મુકયા હતા. શ્રી આત્માનંદજીના શિષ્ય શ્રી ઉપાધ્યાયજી શ્રી વલ્લભ વિજયજીની અત્રેના જૈનો ઉપર ગુજરાતી અસરની છાયા હતી. એટલે અહીં ગુજરાતી શીખવવાની શાળા પણ સ્થપાયલી હતી. જૈન મંદિર સારૂં છે. શ્રી આત્માનંદજી જૈન ગુરૂકુળ સારી સંસ્થા છે. ગુજરાતી જૈન વિદ્યાર્થીઓએ પણ તેનો લાભ લીધો છે. લોખંડની તીજોરીઓ, ખુરશીઓ, લોખંડના ફરનીચરનાં અહિં ઘણાં કારખાનાં છે.

**શીઆલકોટઃ**—ચાલુ ગુજરાતી વસતિ નજીવી છે. પરંતુ ગુજરાતીઓની આવજાવનું આ સ્થાન છે. અહીં ક્રીકેટ, હોકી વગેરે રમતનાં સાધનોનું મોટું કારખાનું છે. શીઆલકોટનાં રમતગમતનાં સાધનો આખા હિંદમાં પ્રખ્યાત છે. બહુ મોટા પાયા ઉપર સ્પોર્ટ્સની ચીજો બનાવે છે. શેત્રંજી બનાવવાનાં પણ કારખાનાં છે.

**રાવલપીંડીઃ**—પંજાબની સરહદ ઉપરનું શહેર છે. અહીંથી કાશ્મીર જવાની મોટરો મળે છે. અહીંથી થોડે દૂર તક્ષીલાનાં મોટાં ખંડેરો બહુ દર્શનીય છે. એ સ્થળે ખોદકામ થયાં જ કરે છે. એક સારૂં મ્યુઝીઅમ પણ એ જ સ્થળે વસાવ્યું છે. રાવલપીંડી વેપારનું મોટું મથક નથી ગણાતું. એ ઓઇલ કંપનીના રાવલપીંડીથી થોડે દૂર કુવા છે. આખા હિંદમાં આ જ ભૂમિમાં તેલ મળે છે. ગુજરાતી દુકાનદારો અને બીજા મળી પંદરેક હશે. અહીં થોડા ઘેરા ધનવાન વેપારીઓ છે.

**લાયલપુરઃ**—રૂ તથા અનાજની મોટી મંડી છે. વેપારનું સારૂં મથક છે. લાયલપુર લાઇનમાં પુષ્કળ ઘઉં આવે છે. મુંબઇ તરફથી ઘણા આડતીઆ અત્રે આવે છે. કપાસની પણ આ સારી મંડી ગણાય છે. ચાલુ એ સ્થળે વીશેક ગુજરાતી ભાઇઓ રહે છે. પરંતુ મોસમમાં ઘણા વધી જાય છે. જીનો, પ્રેસો વગેરે અહીં ઘણાં છે.

**મુલતાનઃ**—મોટું શહેર છે. આ શહેરનો સમૃદ્ધ ઇતિહાસ છે. અનેક હલ્લાઓ આ શહેર ઉપર થયા છે. અનેક શાસનો એના ઉપર બદલાયાં છે. વેપારનું સારૂં મથક છે. નરસિંહજીનું મંદિર વખણાય છે. પ્રહ્લાદપુર જોવા જેવું સ્થળ છે. સુકો મેવો બલુચીસ્તાનથી આવી મુંબઇ વગેરે ઠેકાણે ચડે છે. ગુજરાતી વેપારીઓ પંદરેક હશે.

**જાલંધરઃ**—તુલસીના પતિના નામથી આ શહેર પ્રસિદ્ધ છે. અનાજની મંડી છે. લાલા દેવરાજે અહીં કન્યા મહાવિદ્યાલય સ્થાપ્યું છે. એના પ્રિન્સીપાલ શ્રી સન્નોદેવીએ મુંબઇમાં વિદ્યાલય માટે સારૂં ફંડ એકઠું કર્યું હતું. ત્રણસો કન્યાઓ છે, એકે ય ગુજરાતી કન્યા મારા જોવામાં આવી નહીં. ગુજરાતીઓ દશેકની અંદર છે.

**લુધીઆણાઃ**—અહીં ઉનની શાલો મોટા પ્રમાણમાં આવે છે. સાડી, હોઝીયરી રેશમી કાપડના ગૃહઉદ્યોગો બહુ જ મોટા વિસ્તાર ઉપર આવે છે. લાખો રૂપિયાનો માલ અહિં તૈયાર થઇ હિંદ ભરમાં ચડે છે. ગુજરાતીઓ દસ-બાર હશે હોઝીઅરી લેવા માટે અહીં ગુજરાતીઓ કયારે કયારેક આવે છે.

**અંબાલાઃ**—મોટી છાવણી છે. રૂ તથા અનાજની મંડી છે. જૈન મંદિરો ઘણાં છે. ગુજરાતીઓની આવજાવ છે.

પંજાબમાં રેલ્વે લાઇન ઉપર અનેક સ્ટેશનોમાં ગુજરાતી વેપારીઓ અને વેપારીઓના પ્રતિનિધિઓ પ્રસરેલા પડયા છે. ગંગાનગર, ચોટાલારોડ. કરણપુર, ડબાવલી, બરફવાલા, હીસાર,

મુખ્તસર, એલનાબાદ એ બધાં વેપારી મથકો છે. ક્યાંક વીશ, ક્યાંક પંદર, ક્યાંક દશ અને ક્યાંક પાંચ ગુજરાતી વેપારીઓ રહે છે. તે સિવાય મોસમમાં તો ઘણા ત્યાં આવે છે. માલ ખરીદ કરી ગુજરાત કાઠિયાવાડ અને મુંબઇ તરફ ચડાવવો એ જ એમનું લક્ષ્ય છે. એ સ્થળોએ ઘણા વેપારીઓ પ્રેસ પણ ભરે છે. દર વરસે આ લાઇનમાં સેંકડો ગુજરાતી પ્રતિનિધિઓ આવજાવ કરે છે.

દિલ્હીનો પ્રાંત હમણાં જુદો બનાવવામાં આવ્યો છે. પરંતુ ખરેખરી રીતે તો એ પંજાબમાં જ ગણાય છે. જ્યારથી હિન્દની કલકત્તામાંથી રાજધાની ફેરવી દિલ્હીમાં લાવવામાં આવી છે, ત્યારથી દિલ્હીને કમીશનરના હાથ નીચે જુદો નાનો પ્રાંત કરાવ્યો છે. યમુનાકિનારાનું એ શહેર પાંડવોના વખતમાં હસ્તિનાપુર તરીકે તેમની રાજધાની તરીકે ઓળખાતું હતુ. તે પછી અનેક રાજવંશોએ દિલ્હી ઉપર રાજ્ય કર્યું છે. તેમાં સૌથી છેલ્લા મોગલો હતા. આજે પણ એ સર્વ રાજવંશોની રાજધાનીઓના અવશેષો અનેક માઇલોમાં પથરાઇ પડ્યા છે. દિલ્હી એ વેપારનું મોટું મથક છે. ઇસ્ટ ઇન્ડીયા, બી. બી. સી. આઇ. નોર્થ વેસ્ટર્ન રેલ્વે અને જી. આઇ. પી. રેલ્વેનું મોટું જંકશન છે.

લગભગ વીસ કરોડ રૂપિયા ખર્ચીને નવા દિલ્હીને સરકારે બાંધ્યું છે. વાઇસરૉયનો મહેલ, એસેમ્બલી, યુનીવર્સીટી, સેક્રેટરીઅટ, રાજમહાલો અને અનેક નવા મોટા બંગલા બાંધવામાં આવ્યા છે. મોગલ સમયના સુંદર સ્થાપત્યના નમુનામાં હુમાયુનો રોજો, જહાન-આરાનો રોજો, જુનો કિલ્લો, કુતુબમિનાર, જુમામસ્જીદ વગેરે સુપ્રસિદ્ધ છે. રાજા સવાઈ

જયસિંહની ઓબ્ઝરવેટરી (માનમંદિર) પણ જોવા જેવું

દિલ્હીમાં એક હજાર ગુજરાતી ભાઇઓ હશે. અનેક ધંધાઓમાં એઓ રોકાયલા છે. વેપારી, દુકાનદાર, કલાર્ક એ ત્રણ મુખ્ય કામ છે. રંગ, કોલસા, અનાજ ઝવેરાત વગેરેના વેપારીઓ ગુજરાતીઓ છે. અમદાવાદ અને મુંબઇની મીલના એજન્ટો પણ છે. આખો ગુજરાતી સમાજ ખુબ બન્ધુત્વથી પરસ્પર રહે છે. બહારના ગુજરાતીઓની અવરજવર પણ સારી છે. ગુજરાત કાઠિયાવાડનાં દેશી રાજ્યોનો સંબંધ હિંદી સરકાર સાથે સીધો થવાથી તેમની અવરજવર પણ ઘણી સારી છે. રાજાઓના ગુજરાતી મંત્રીઓની મોટરો પણ દૃષ્ટિગોચર થાય છે. ફીડરેશન ઓફ ઇન્ડીયન મરચન્ટ્સ ચેમ્બર (હિંદી વેપારી સંસ્થાઓનો સંયુક્ત સંઘ) માં ભાગ લેવા અનેક ગુજરાતી વેપારીઓને ઉતરવાનું સ્થાન ગુજરાતી અતિથિગૃહ એક આશીર્વાદ સમાન છે. બાળકોને સારુ એક સ્કૂલ અને સાથે લાયબ્રેરી પણ છે. દિલ્હીના ગુજરાતીભાઇઓની સેવાવૃત્તિ તીવ્ર છે. ફીડરેશન સમયે અમને વેપારીઓને અગવડતાના ભોગે સારી સગવડ કરી આપે છે. દિલ્હીમાં થોડા સરકારી મોટા ઓફીસરો પણ મળે છે. શહેરની જાહોજલાલી પ્રગતિશીલ છે.

પંજાબમાં હિન્દુઓનું યાત્રાસ્થળ કુરુક્ષેત્ર છે. અહીં સૂર્યગ્રહણનો મોટો મેળો ભરાય છે. લાખો યાત્રીઓ હિંદના જુદાજુદા ભાગમાંથી આવે છે. ત્યાંથી તે થાણેશ્વર સુધી હિંદની મોટામાં મોટી યુધ્ધ ભૂમિ ગણાય છે.

સરહદનો પ્રાંત એમાં થોડાં પંજાબના જીલ્લા જોડી બનાવવામાં આવે છે. આ પ્રાંત ઘણોખરો પહાડી છે. એમાં યમને પણ જવાબ આપે એવી પહાડી, શૂરવીર અને નિર્દય સરહદી પ્રજા રહે છે. એઓનાં શાસન માટે દર વરસે કરોડો રૂપિયાનું ખર્ચ હિંદી સરકારને કરવું પડે છે. વેપાર બહુ થોડો રહે છે. એટલે ગુજરાતીઓને આકર્ષણ બહુ થોડું છે. માત્ર પેશાવરમાં થોડા ગુજરાતીઓ વસે છે. મેવાનો મોટો વેપાર છે. આ અફ્ગાનીસ્તાનના વેપારનું દ્વાર છે.

પંજાબમાં પ્રયાસેક પારસી ભાઇઓનાં કુટુંબો વસે છે. સરકારી અમલદારો, કંટ્રાકટરો, મોટર વેચનારા, ત્રીજોરી વેચનારા, દારૂ વેચનારા વગેરે ધંધામાં એ ભાઇઓ છે, પરંતુ છુટાછવાયા છે. એક સામટી વસતિ નથી.

પંજાબની ઉત્તરે કાશ્મીરનું રાજ્ય આવ્યું છે. એ પ્રદેશ વાયુપરિવર્તન માટે પ્રખ્યાત છે. ઠંડી સ્ફુર્તિ લાવનારી હવા, ચોક્ખું અને શીતળ જળ, આંખોને ઠારી દે તેવી લીલાશથી આ પ્રાંત સૃષ્ટિસૌંદર્યમાં જગતભરમાં વખણાય છે. એ પ્રાંતમાં જાણવા જેવો વેપાર નથી. પરંતુ અનેક પ્રવાસીઓ દર વરસે સેંકડોની સંખ્યામાં કાશ્મીર જાય છે. ત્યાં મેં ઘણા ગુજરાતીઓ ધનવાનોને હાઉસ બોટોમાં રહેતા જોયા છે. હંમેશ શ્રીનગરમાં રહેતો ગુજરાતી ધ્યાનમાં નથી. જમ્મુમાં પણ સાંભળ્યો નથી. કાશ્મીરનાં મહારાણી ગુજરાતના ધરમપુરનાં કુંવરી-ગુજરાતણ છે. અમરનાથની યાત્રા એ કઠિન યાત્રા છે. સાધુઓના સંઘમાં કેટલાક ગુજરાતી સાધુઓ પણ હતા.

[ અનુસંધાન પૃ. ૪૨૯ ]

ઓપરેશન પછી નિયમિત પ્હેલાનો કાર્યક્રમ શરૂ થયો. દિવસમાં બે વાર ડ્રેસીંગ થતું. બેચાર દિવસ સુધી દરદીની ફરીયાદ બીલકુલ ચાલી ગઇ હતી એટલે હું પણ ચિંતામુક્ત રહેતો. પાછલાં સ્મરણો જ્યારે સંભારૂં છું ત્યારે એકલો હોઉં કે પછી દોસ્તોના ડાયરા વચ્ચે હોઉં પણ મનમાં હસવું આવ્યા વગર નથી રહેતું. તદ્દન તંદુરસ્ત હાથને આવી રીતે કોચાવી કોચાવી નકામો કરી નાખનાર સુંદરલાલ મારી દૃષ્ટિએ પાગલ લાગ્યા. છેલ્લા છેલ્લા દિવસોમાં સુંદરલાલે મારી આસપાસ કોઇ અદ્ભુત રહસ્ય ખડું કરી મુક્યું હતું.

બીજા ઓપરેશન કર્યાને પંદર વીસ દિવસ થઇ ગયા. ઘા ઝપાટાબંધ રૂઝાતો હતો. વચમાં એક બે વાર સુંદરલાલે દરદ ઉપડયાની ફરીયાદ કરી હતી. ફરીયાદને ન ગણકારતાં માત્ર સામાન્ય ડ્રેસીંગ કરી તેમને જવા દીધા હતા. હમણાં વળી બેચાર દિવસ થયાં ઉંઘ નહિ આવવાની ખૂબ ફરીયાદ કરતા હતા. અને ઉંઘ નહિ આવવાથી હાથનું દરદ ઉપડે છે એ વાત પણ કહી હતી.

ફરી એક દિવસ બરાબર મધરાતે બારણા પર ટકોરા પડયા અને સાદ સંભળાયો: "દાક્તર સાહેબ! દાક્તર સાહેબ!" પથારીમાંથી સફાળો હું ઉભો થઇ ગયો. નીચે જઇ બારણાં ઉઘાડયાં. મારા અનંત આશ્ચર્ય વચ્ચે સુંદરલાલ હાંફળાફાંફળા બની ઉભા હતા: આજે ફરી પેલા ભયનાં ચિન્હ અને અત્યંત ગભરાટના ભાવ મોંઢા પર હતા. છાતીમાં પ્હેલાની માફક જ, ધમણ ચાલતી તેવો હાંફ ચડયો હતો.

"સુંદરભાઇ! આ શું આદર્યું છે ? રાત્રે તો જંપવા દો." કંટાળાભર્યા અવાજે મારે કહેવું પડયું.

"દાક્તર સાહેબ! નથી રહેવાતું... તેમની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. ફાનસના અજવાળામાં ભીની થએલી આંખો ઝગારા મારવા લાગી. તરત ઝોળીમાંથી હાથ બહાર કાઢી મારી સામે ધર્યો. હાથને જોતાં જ મારી આંખો ફાટી ગઇ. મન પરથી કાબુ ખસી ગયો હોય તેમ મારાથી ચીસ પડાઇ ગઇ.

"અરે !...આ......શું......કર્યું...ગજબ...કર્યો...તમને આ શું સુઝયું ?"

કાંડા સુધીનો હાથ દાઝીને કાળા કોલસા જેવો થઈ ગયો હતો. ઉપર મોટા મોટા ફોલ્લા અને ચાંદાં ઉઠયાં હતાં. એક બે જગ્યાએ માંસના લોચા બ્હાર નીકળી પડયા હતા. બળી ગયેલી નસો બહાર લબડતી હતી. અર્ધું ખસી ગયેલું એક હાડકું બ્હાર ઉપસી આવ્યું હતું, હાથમાંથી પાણીના જેવો રસ ઝરતો હતો.

"ગજબ કર્યો, તમને આ શું સુઝયું ?" હાથ જોઇ મારાએ શરીરમાં અત્યંત શિથિલતા વ્યાપી ગઇ, કપાળ પર પસીનો બાઝી ગયો. બંને હાથની હથેળી ભીની ભીની થઇ ગઈ.

"કાંઈ નહિ...કાંઈ નહિ..." ઘણી સ્વસ્થતાપૂર્વક તેમણે ઠંડો ઉત્તર આપ્યો.

"દાક્તર સાહેબ ! તમે કદાચ નહિ માનો પણ હાથ અત્યારનાં એનો વિફર્યો હતો મેં આ ઉપાય ન લીધો હોત તો હું મરતાં બચત નહિ. કાંઇ કળતર ! કાંઇ વેદના ! સુમાર વગરનું દરદ ! તમને પુરેપુરો ખ્યાલ આપવા મારી પાસે શબ્દો પણ નથી. દાક્તર સાહેબ ! દરદની પણ સીમા હોય ને ?"

"એવું હતું તો મારી પાસે આવવું હતું ને? પણ આ શું કર્યું તે તમને ભાન છે?"

"સંપૂર્ણ ભાનમાં હતો નહિતર આવું કરેત શા માટે! માણસ કેટલું સહન કરે? આખરે ન રહેવાયું. પાટો ઉઘાડી બરાબર ઘા પર—જ્યાંથી અસહ્ય વેદના ઉપડી આવતી હતી, ત્યાં રેડુંગ એસીડની શીશી આખ મીચી ઢાળી દીધી. હાશ! હવે કેવો આરામ લાગે છે!" એટલું કહી આરામથી બગાસું ખાઈ તેમણે પગ લંબાવ્યા. અને ખુરશી પર આડા પડી લાંબા થયા. ઘડિયાળમાં રાતનો ટકોરો પડ્યો. રાત સુનકાર હતી. કોઈકવાર કુતરાંનો ભસવાનો અવાજ અને રોનવાળા પોલીસનો "જાગતા રહેજો" ના સાદ એ સુનકારમાં સંભળાતા. રાત ઝપાટાભેર વધતી હતી એટલે ઉભા થઈ મેં કહ્યું—

"આવો તમારા હાથને ડ્રેસીંગ કરી દઉં. કપાળનો ઉઘાડો છે!" સુંદરલાલના મોઢાપર ન સમજાય તેવું સ્મિત ફરકી ને ચાલ્યું ગયું. આંખના બે ખુણા ઝીણા કરી ધીમા અવાજે કોઇ પણ જાતની શિથિલતા બતાવ્યા વગર કહ્યું "હાથને હવે આ સ્થિતિમાં જ રહેવા દ્યો" એટલું કહી મારો હાથ પકડી નીચે બેસાડ્યો. અધુરી ઉંઘ ન્યાય માગવા બિમાર બનાવતી હોય તેમ ઉપરા ઉપરી બેચાર બગાસાં આવી ગયાં.

"ડાક્તર સાહેબ! તમને મેં ઘણા હેરાન કર્યા ખરું ને! અને હજી કરી રહ્યો છું." વધારે બોલવાની પ્રેરણા નહિ આપવાની ઇચ્છાથી હું મૂંગો રહ્યો છતાં તેમણે ચલાવ્યું:

"માણસના રૂપાળા દેખાતા શરીરમાં બે પ્રકારના આત્મા વસે છે." એકાએક તદ્દન અસંબદ્ધ વાક્ય સાંભળી હું જરા ચમક્યો. સુંદરલાલ શું બોલ્યા એ ન સમજાયું. એટલે કટાક્ષ દર્શાવતા મેં મૌન ખંડિત કર્યું:

"શું કહ્યું હું સમજ્યો નહિ."

"જન્મથી માણસના શરીરમાં બે આત્મા વાસ કરે છે, એક સુર અને બીજો અસુર."

"હું તેમાં કંઇ ન સમજું. માનસશાસ્ત્ર મારો વિષય નથી. જુઓ બે વાગ્યા. ઘડીયાળમાં ટકોરા પડ્યા. એક લાંબા બગાસાને આખા ઓરડામાં પાથરી મેં કટાક્ષ વ્યક્ત કર્યો.

"એટલું સમજતા નથી.? કહું છું તો ખરો કે બે આત્મા હોય છે. એક જન્ય અને બીજો કદરૂપો." દરેક શબ્દ પર ભાર દઇ ભીંજાયેલા અવાજે તેમણે કહ્યું.

"હા, એ તો સમજ્યો, પણ તેનું અત્યારે, આટલી મોડી રાતે શું છે! જુઓ પાણી આવી થઇ છે. હવે તમે જરાક સુઇ જાઓ." પણ મારા કથન ઉપર જરાએ લક્ષ આપ્યા વગર તેમણે આગળ હંકાર્યું.

"બન્ને વચ્ચે સતત યુદ્ધ ચાલતું હોય છે. બન્ને આત્મા માણસને પાગલ કાઢે છે. અને પછી વિજયી નીવડેલો આત્મા માણસની દ્વારા પોતાની વૃત્તિઓ સંતોષે છે. માણસ એની દોરવણી મુજબ દોરવાય છે."

"તમારે જે કહેવું હોય તે કહી નાખો જલ્દી, આમ ગોટાળા શું વાળો છો? મારી ઉંઘ બગડે છે." આગ્રહપૂર્વક મેં વિનતિ કરી.

"જે કહેવું છે એ જ કહી રહ્યો છું. પણ ઉભા રહો. પેલા બારીબારણાં ઉઘાડી નાંખો. ગરમી બહુ લાગે છે. અને જરા પાણી આપો." બારી બારણાં ઉઘાડી મેં તેમને પીવાનું પાણી આપ્યું. ટેબલ ઉપર ખાલી ગ્લાસ મુકી, દિવાની વાટ તેમણે મોટી કરી. ધીરા અવાજે, ખુબ સ્વાસ્થ્યભર્યા સ્વરે તેમણે કહ્યું.

"મેં સ્ત્રીહત્યા કરી છે."

ચમકીને ખુરશી પરથી હું ઉભો થઇ ગયો. મૂઢની માફક ડોળા ફાડી સુંદરલાલની સામે તાકતો; ધડકતી છાતીએ ઉભો રહ્યો. આખા ઓરડાને ગતિ આવી હોય તેમ ચકડોળની માફક ગોળ ગોળ ફરતો લાગ્યો. ઓરડાની હવામાં શરીર દાઝી ઉઠે એવી ગરમી ફુટી નીકળી. મારી ઉંઘ કોણ જાણે ક્યાંય ઉડી ગઇ.

"સમજ્યા નહિ? મેં સ્ત્રીહત્યા કરી છે એક નહિ બે," તોળાઇને શબ્દો બ્હાર આવતા હોય તેમ સુંદરલાલના શબ્દોમાં ભાર હતો.

"કોની હત્યા? કઇ સ્ત્રીની તમે વાત કરો છો? તમારું મગજ ઠેકાણે નથી લાગતું," મન ઉપર કાબુ આવતા મારામાં બોલવાની શક્તિ આવી.

"એ તો હું કહું છું. મારી પોતાની સ્ત્રી અને બાળકની," સુંદરલાલના અવાજમાં પાછી ગંભીરતા આવી. "દાક્તર સાહેબ! આમ તમને જ માત્ર કહું છું. અત્યાર સુધી આ કદરૂપા આત્માએ કોઇની આગળ ઉચ્ચાર સરખો કર્યો નથી. હૈયું નાનું હોય છે પણ તેનો ઉકળાટ સમુદ્ર જેટલો હોય છે. માણસ ક્યાં સુધી સંતાડી શકે? માટે જ તમને કહું છું. મારા હાથના દરદ પાછળ રૂંવાડાં ખડાં થઇ જાય એટલો કરુણ ઇતિહાસ છે."

"ખુશીથી કહો. મારી ઉપર શ્રધ્ધા રાખજો. ત્રીજા કાને વાત નહિ જાય." મેં સહાનુભૂતિ બતાવી.

"કહું છું. પણ શી ગરમી છે! જરા ઉભા રહો. મને પાણી આપશો?"

સુંદરલાલના અંતરનો ઉકળાટ એટલો ઉગ્ર હતો કે બ્હારની હવા પણ તેમને દાહ લગાડતી હતી. થોડી થોડી વારે ગળું સુકાતું હતું. પાણી પીને બોલવાનું તેમણે શરૂ કર્યું:

"માત્ર બે વર્ષનો ગાળો પસાર થયો છે. હજી બહુ કાળ નથી વીત્યો. અમુક સંજોગોને લીધે મારે લગ્ન કરવાં પડ્યાં. 'પડ્યાં' એટલા માટે કહું છું કે ડૉક્ટરોએ સલાહ આપી હતી માટે. 'અમુક ઉમ્મરે માણસને લગ્ન કરવાની જરૂરીઆત ઉભી થાય છે. જાતીય સંવેદનો યોગ્ય રીતે ન સંતોષાય તો માણસ માનસિક અને શારીરિક બન્ને રીતે નકામો થઇ જાય.' ડૉક્ટરોએ સલાહ આપતાં કહ્યું હતું. મને બરાબર યાદ છે. બાકી મારો જીવન આદર્શ તો 'જનસેવા' હતો જે લગ્ન કરતાં આજે પણ મને વધારે ઉંચો લાગે છે. ડૉક્ટરોની સલાહ ન ગણકારતાં ઘણો સમય મેં કાઢી નાંખ્યો. દરમ્યાન અરૂણા સાથે મારો ભેટો થઇ ગયો. ઘણી ચબરાક, બુધ્ધિશાળી અને લાગણીપ્રધાન છોકરી. તેણે જ મારો સંયમ તોડ્યો. સ્ત્રીઓને હું ધીક્કરતો. પાછળથી મને સમજાયું કે એ ધિક્કાર પાછળ મારી મોટી નબળાઇ કામ કરતી હતી. મારો સંયમ સાવ તુટ્યો. અમે બન્ને પરણ્યાં. અમારૂં લગ્ન એ જરૂરીઆત હતી. પ્રેરણા ન્હોતી." સુંદરલાલ જરા અટક્યા. "બાપરે શી ગરમી છે. જરા...પાણી...પાણી...પાણી આપોને." પાણી પીને તેમણે આગળ ચલાવ્યું:

"આપણો સ્વભાવ તો તમે જાણો છો ને? ઘણો શંકાશીલ. શંકા એ તો મનુષ્યસ્વભાવમાં ઘણી સહજ વસ્તુ કહેવાય. એક પુરૂષ તો એવો બતાવો જે સ્ત્રી ઉપર માલિકપણાનો દાવો ન કરતો હોય! દાક્તર સાહેબ એક તો બતાવો?"

"સાચી વાત, આખી લગ્નસંસ્થા એના પર સ્થાપેલી છે." ખુરશી આગળ ખસેડી

સ્મિત, શરમની પેલી લાલ ટશો, મોઢા પર અંકિત થએલાં પડ્યાં હતાં. આંખો તેજહીન અને સ્થિર પડી હતી છતાં આકર્ષક લાગતી હતી. શરીરનાં ગાત્રો ઠરીને બરફ જેવાં ઠંડાં બની ગયાં હતાં, છતાં સૌંદર્યની તેમાં ઉષ્ણતા હતી. બસ! એ દિવસથી હાથ પર દરદ ઉપડ્યું છે. જ્યાં પેલાં ગરમ આંસુ પડ્યાં હતાં ત્યાં. દિવસો જતાં એ જગ્યાએ કાળો ડાઘ ઉપસી આવ્યો. દૂર કરવા મેં ઘણા ઉપાયો કર્યા પણ ડાઘ કોતરાઇ ગયો હતો. દિવસે દિવસે હાથની વેદના વધવા માંડી. કળતર કારમું થવા માંડ્યું. દાક્તર સાહેબ! તમે કહેતા હતા કે હાથ તદ્દન સારો થઈ ગયો છે પણ હું કેમ માનું?" ને સુંદરલાલ અટક્યા. પાણી માગ્યું. પાણી પી ફરી આરંભ કર્યું:

"છોકરીનું મોઢું! બરાબર અરુણા આંખ આગળ ખડી થતી. અરૂણાએ જાણે ખોળીયું બદલ્યું હોય તેમ છોકરીનું મોઢું દિવસે દિવસે અરુણા જેવું વધારે થવા માંડ્યું. મારા જીવનને વધારે તો તેણે દમ્યું. મારી દૃષ્ટિ આગળથી છોકરીને દૂર કરવા તેના મોસાળ મોકલી દીધી. મોસાળીયાં કેટલા દિવસ રાખે? છોકરી પાછી આવી અને મારે માટે ગાંડપણ લેતી આવી. મારી આંખ સામે સતત અરુણાને ખડી કરી મુકતી છોકરી, જ્યાં સુધી જીવે ત્યાં સુધી જીવનમાં સળગેલો અજંપો ઓલવાય નહિ. દાક્તર સાહેબ! એક...રાતે...એને...પણ..." સુંદરલાલની આંખમાંથી પાણીની શેડ છુટી. એમનું કહેવાનું હું સમજી ગયો. આંખો લુછી ફરી શરૂ કર્યું.

"અને એ રાતથી હાથનું દરદ જોરથી વધારે ઉપડ્યું. આખરે એક રાતે હું તમારી પાસે આવ્યો. તમે કહ્યું, 'હાથ તદ્દન સારો છે.' પણ હું કેમ માનું? પેલો ડાઘ પણ વધારે ગાઢો થયો. તમે કેમ ન જોઇ શક્યા? મને આશ્ચર્ય લાગે છે. અરુણા અને તેનું પ્રતીક બને ગયાં—મારે માટે જીવનનો અજંપો પાછળ મૂકીને." ગળગળા થએલા સુંદરલાલે થોડો વિસામો લીધો. પછી આગળ ચલાવ્યું.

"ત્યાર પછી ઘરમાં એકલો હું રહી શકતો નહિ. કોણ જાણે ક્યાંથી એક બિલાડી અને તેનું બચ્ચું ઘરમાં પેધાં પડ્યાં છે. ઘણીવાર મારીને હાંકી કાઢવા મેં પ્રયત્ન કર્યા પણ રોજ મધરાતે મારી પથારી નીચે આવી ટુંટીઆંવાળી પરસ્પરની સોડમાં લપાઇને સુઇ રહેતાં. મધરાતે એકાએક ક્યાંથી મારા ઓરડામાં સુસવાટ કરતો પવન ફુટી નીકળતો અને દિવાલો વચ્ચે 'હુ ઉ ઉ ઉ, હુ ઉ ઉ ઉ,' કરતો ઘુમરાતો. દીવા ટપોટપ ઓલવાઇ જતા. અંધારામાં મારી પથારીમાં ઓશીકા ઉપર આવીને કોઈ બેસતું હોય તેવો ભાસ થતો. નાના બાળકના રડવાનો અવાજ ઘણીવાર મારા ઓરડામાં પવનના સુસવાટા સાથે સંભળાતો. ટેબલ પરનાં કાગળીઆં અને ખીંટી પર ભરવેલાં કપડાં ફરફર કરતાં ઉડી જતાં. ત્યારે પેલી બિલાડી અને તેનું બચ્ચું ઘોર અંધારમાં એકી સાથે "મ્યાઉં;......મ્યાઉં" કરી ભયંકર ચિત્કાર કરી ઉઠતાં. એક પછી એક ઘણાં ઘર મેં બદલ્યાં પણ એ જ બિલાડી અને તેનું બચ્ચું મારી પાછળ ભમ્યા કરે છે. એવા જ પવનના વટોળ ઓરડામાં ફુંફાડા મારે છે. દીવા આપોઆપ ઓલવાઇ જાય છે. અને અંધારામાં એકી સાથે "મ્યાઉં......મ્યાઉં......મ્યાઉં" કરતાં બિલાડાં ચિત્કાર કરી મૂકે છે."

સુંદરલાલ અહિં વિરમ્યા. એમની આંખો ઘેરાતી હતી. મોઢા પર ઉજાગરાનો થાક

[ અનુસંધાન પૃષ્ઠ ૪૮૨ ]

[અનુસંધાન પૃ. ૪૦૬]

માનતાનતણો ત્યાગ અજોડ છઠ્ઠ સૈકામાં
આપી દે સર્વ આનંદે, દ્રોહને પણ ગણે ન જે.

માતા દેવી, પિતા દેવ મુને માનવરૂપમાં,
એમની ભક્તિસેવામાં સદ્ભાગ્ય શ્રેય સૌ વસે.

જ્ઞાન લક્ષ્મી અને સત્તા આકરે, ના હૈયું કે હરે;
સાદું સરલ વાત્સલ્ય શિશુ આર્દ્ર મને સ્મરે.

સ્મરું ને એકવારે જે થીજ્યાં'તાં અશ્રુ તે ઝરું.
નિષ્કામ પ્રેમથી પૂર્ણ ત્યાગની અર્ચના કરે.

અંતની ઘડીએ મેં ના પિતૃદર્શન સાંપડ્યાં
હજારો કોશનાં આડાં અંતરો પાપણાં નડ્યાં !

માથે મારે મૂકી હાથ ઉંચકી આશિષ આપવા
ઝંખના કરતા તાત ગયા ! ઝૂરું હું ઝંખને.

વર્ષોનાં વ્હેનની સાથે પુણ્યશ્લોક પિતાતણી
વિસ્મૃતિઓ વધી જતી, આવતી સ્મૃતિઓ વધી.

ઓળખ્યું ગુરુઆત્માની શુદ્ધિ પામે દિને દિને;
જીવને રાખ્યું જે છૂપું મોને તે મોકળું કર્યું !

અજ્ઞાનપડળો મારાં ચીરીને તાતતેજનાં
કિરણો અર્પતા ઓથે રહેલું તે અજાણતાં.

અમી નીગળતાં સામે દેખું વત્સલ ચક્ષુનો,
કઠોર હૃદયશું હૈયું મારું અમૃતે ગળે.

વ્હાલનું ઝરણું વેગે વ્યાકુલ બની દોડતું
ભાવમૂર્તિ પિતાજીની પદરેણુ પખાળતું;

જીવનપટે વ્હાલ ઝરણું વ્હેતું એ રહો,
ઊર્મિએ ઊર્મિએ ભક્તિસ્તોત્રગાન મચી રહો.

પૂજાલાલ

[ અનુસંધાન પૃ. ૪૦૪ ]

"હા. મને મારી સાંઢણી આપો તો"

"ક્યાં છે ?"

"પેલો લઈ ગયો," કહી સજ્જને મસુદને બતાવ્યો.

પછી સેવંદરાય અને અલ ઉત્બી સુરત્રાણ પાસે ગયા અને બધાએ ધીમે ધીમે ક્યાં સુધી વાતો કરી.

૯

બીજે દહાડે સાલાર મસુદે સજ્જનને પોતાના તંબુમાં નજરકેદ રાખ્યો. ત્રીજે દહાડે પ્હો ફાટતાં પહેલા ગઝનીના સુલતાન મહમુદ, ઘોરી રસ્તે ભેગી થયેલી રજપુત સેનાએ જોડે નિરર્થક આથડવાનું છોડી રણવાટે સીધો માર્ગ શોધવાની ઉત્સુકતાથી પૂર્વ તરફ જવાનું છોડી પશ્ચિમ દિશામાં પદમડીની પુંઠે કુચ કરવા લાગ્યા. અને ઘોઘા ચૌહાણનો પૌત્ર દેવની આજ્ઞા પાળવામાં પોતાને ભાગ્યશાળી માનતો, આવ્યો તે જ રસ્તે આંધિને ભેટવા તલસતો, પદમડી વહુને મીઠે ગીતે પ્રોત્સાહતો, આગળ ને આગળ રસ્તો બતાવવા લાગ્યો.

---

## પ્રકરણ ૭ મું
## જેમાં સામંત મિત્રતા બાંધે છે.

૧

ચૌલાનાં સ્મરણોની પ્રેરણાથી પ્રફુલ્લ સામંતે બાપને હરાવવાનો નિશ્ચય ક્યારનો કરી દીધો હતો, અને તેને પરિપૂર્ણ કરવામાં જરા ય વાંધો નહીં આવે એમ એના બાલહૃદયને ખાત્રી હતી. સાંઢણીઓના ઘુઘરાઓને ઘમકારે આબુ ને ચંદ્રાવતી એક પાસ છોડી શ્રીમાલમાં થોડીક જ વાર થોભી તે ઝપાટાબંધ પરમારના પાટનગર ઝાલોર જઈ પહોંચ્યો. ઝાલોરના વાક્પતરાજ ઘોઘાબાપાના સગા થતા હતા.

સામંત ઝાલોરની તલેટી પાસે આવ્યો ત્યારે ત્યાં સાંઢણીઓનો કાફલો પડેલો જોયો; અને એ પોતાની સાંઢણી પરથી ઉતર્યો એટલે સામેથી એક શસ્ત્રસજ્જિત સ્વરૂપવાન યુવક આવતો જોયો. સામંતને તેની મુખમુદ્રા પરિચિત લાગી; ક્યાં ને કયે વખતે તેને જોયેલો તે એકદમ યાદ ન આવ્યું. "ક્યાંથી આવ્યા ?" નવા આવનારે મીઠાશથી પુછ્યું.

સામંતની સ્મરણશક્તિ સતેજ થઈ. સોમનાથના મંદિરમાં, ચૌલા નૃત્ય કરતી હતી ત્યાં આ માણસ બેઠો હતો. તેણે ઉમળકાથી જવાબ આપ્યો, "તમે આવ્યા ત્યાંથી."

"પાટણથી ?" નવા આવનારે સાશ્ચર્ય પુછ્યું.

"ના. પ્રભાસથી. તમે ગંગ સર્વજ્ઞ ને પાટણના ભીમદેવ પાસે બેઠા હતા"

"તમે ત્યાં હતા ?"

"હા," અને ચંચળ સામંતે આ આવનારનું કારણ, પણ કલ્પી લીધું. "અને તમે પણ મારી માફક સોમનાથની આજ્ઞા પ્રમાણેજ આવ્યા લાગો છો. તમારૂં નામ શું ?"

"હું ભીમદેવનો મંત્રી વિમલ," કહી સામંતને બધા સૈનિકોથી દૂર લઈ ગયો.

"ને તમે ?"

"જરા ગભરાશો નહીં. પણ ધોધા બાપા એને હાથમાંથી ખસવા દે એમ નથી."

"એ તો હું ક્યાં નથી જાણતો." મુત્સદ્દી વિમળે બાલક સામંતના ઉત્સાહને પોષ્યો. બે બે વાત કરતા હતા અને એમની થાકેલી સાંઢણીઓ શ્વાસ ખાતી હતી. તેજ વખતે ગઢના દરવાજામાંથી થોડીએક સાંઢણીનો ત્રીજો કાફલો બહાર પડ્યો. જોતજોતામાં તે કાફલો ગઢ ઉતરી ઉત્તર તરફ ચાલી ગયો અને વિમલ એકાગ્ર નયને તેને જોઈ રહ્યો.

રાતના વાક્‌પતિરાજ ગાદી પર પડ્યા પડ્યા ચંપી કરાવતા હતા. વૃદ્ધ અને વિશાલબાહુ એ વીરની ઝનૂની આંખો સીતેર વર્ષે પણ તેજહીણી થઈ નહોતી. એમની પાસે સામંત બેઠો હતો, જેના વાંસા પર વાક્‌પતિરાજ અવારનવાર હેતથી હાથ મુકતા. ગાદીની નીચે વણિક મંત્રીને શોભે એવી નમ્રતાથી વિમલમંત્રી બેઠા હતા. આસપાસ પાંચ સાત ભાયાતો બેઠા હતા.

"બાપુ," વિમલ કહેતો હતો "ગુરુદેવ ગંગસર્વજ્ઞ ને મારા ધણીનો મોકલ્યો હું આવ્યો છું. સામંતસિંહજી પણ એજ કારણે આવ્યા છે. આપનું અગત્યનું કામ પડ્યું છે."

(ચાલુ)

[રાતનો દરદી: અનુસંધાન પૃ. ૪૭૬]

હતો. નિદ્રાના ભારે પોપચાં બીડાવા માંડયાં. એક ઝોકું આવ્યું. એવામાં પવનનો સપાટો ઓરડામાં આવી પથરાયો. સુંદરલાલ ઝબકી જાગી ઉઠયા. ફરી પાછી આજે ની ચીસ નાખી.

"આવી.....હોં.....દાક્તર સાહેબ !.....આ.....આવા" પવનથી દીવો ગયો હતો. સવારના આછા પ્રકાશે ઓરડામાં પગલી પાડી.

"એ તો પવન છે. ગભરાઓ છો શું? જુઓ બ્હાર સવાર થયું. તમે હવે સુઈ જાઓ." એટલું કહી મેં ઉંઘની ગોળી આપવા માંડી.

"રહેવા દો ગોળીને. આજે મને નિશ્ચિંતપણે ઉંઘ આવશે. મારો કદરૂપો આત્મા ગતમાં ભવ્યતાના પગથાર પર જઈ ઉભો છે."

સુંદરલાલ ઉભા થયા. વિખુટા પડતા મારા હાથને તેમના હાથમાં લઈ બળપૂર્વક અને કહ્યું.

"દાક્તર સાહેબ! આજે જ આ પોળમાંથી હું મકાન બદલી નાંખીશ." સુંદરલાલ નાના પગથીઆ ઉતર્યા ને મોઢું મારી પાસે ફેરવી બોલ્યા.

"સલામ."

"સલામ," મારાથી એટલું જ ફક્ત બોલાયું.

પ્રભાતની પાંપણો પુરેપુરી ઉઘડી હતી. અગ્નિરથમાં બેસીને ધરતીના દિગ્વિજયે સુર્યનારાયણે કિરણોની હજાર હજાર લગામ હાથમાં પકડી હતી. રથના પૈડામાંથી ખાઓ ઉડીને પૃથ્વી પર પથરાવા લાગી. એ તેજરેખાના પ્રકાશમાં દૂર દૂર જતી લાલની આકૃતિ અદૃશ્ય થઈ.

સૂર્ય ઉગ્યો અને આથમ્યો. સૂર્યની સાથે ફેરફુંદડી ફરી ફેર ચડયા હોય તેમ આંખે નીંદરનાં ઘેન ચડતાં. દિવસની પાંપણો મીંચાઈ અને રાતની ઉઘડી. પોપણા મુખ્ય તારા આકાશમાં ફરકવા લાગ્યા.

તે જ દિવસે બરાબર મધરાતે ફરી પાછા કોઈએ દવાખાનાનાં બારણાં ઠોક્યાં. એને પેલો ચિરપરિચિત સાદ રાત્રીના એકાંતમાં સંભળાયો:

"દાક્તર સા...હે...બ, દાક્તર સા...હે...બ."

સાદની સાથે પોળનાં કુતરાંએ રોદન આદર્યું.

પખીઓને અને મિત્ર–પત્નિઓને ભેટ આપવા લાયક સુંદર રાસ–સંગ્રહો

| મા–ગીતાંજલિ | ગુણસુંદરીના રાસ | રાસતરંગિણી | રાસચંદ્રિકા |
| --- | --- | --- | --- |
| માંગલિક ગીતો અને રાસ | વિવિધ લેખકોના ચુટેલા ૬૦ રાસ | કવિ બોટાદકરનો રાસસંગ્રહ | કવિ ખબરદારનો રાસસંગ્રહ |
| મુલ્ય : ૦–૫–૦ | મુલ્ય : ૦–૪–૦ | મુલ્ય : ૦–૧૦–૦ | મુલ્ય : ૦–૮–૦ |
| પોસ્ટેજ : ૦–૧–૩ | પોસ્ટેજ : ૦–૧–૩ | પોસ્ટેજ : ૦–૧–૩ | પોસ્ટેજ : ૦–૧–૩ |

ચારે પુસ્તકો સાથે લેનારને રૂા. ૧–૧૨–૦ માં ઘેર બેઠાં મળશે.

---

નવો રાસસંગ્રહ

## રાસમાલિની

જુનાં અને નવાં વિવિધ કવિઓએ રચેલાં

૨.૪ રાસ—ગીત

મુલ્ય : રૂ. ૧–૪–

પોસ્ટેજ : ૦–૪–૦

---

ગુણ ગરવી ગુજરાતણનું પ્રિય માસિક

## ગુણસુન્દરી

સ્ત્રી–ઉપયોગી લેખો, રસભર્યા રાસ, સુંદર ટુંકી અને ચાલુ વાર્તાઓ, સ્ત્રી–જગતનાં સમાચાર, ઇનામી હરીફાઇઓ, વગેરે.

ઉપરાંત બાળકો માટે બાળવિભાગ.

**સુનીતા શ્રોફ,** એમ. એ. સ્ત્રીજીવનની નવલકથા

લેખક : શ્રી યજ્ઞેશ હ. શુકલ.

સપ્ટેમ્બર ૧૯૩૫ થી ૧૩મું વર્ષ શરૂ થાય છે.

લવાજમ: હિંદમાં ૪–૬–૦: પરદેશ રૂ. ૬–૮–

---

નવલકથાઓ

૧ દિર્બાની આગ
મુલ્ય : ૧–૦–૦
પોસ્ટેજ : ૦–૩–૦

૨ તુટેલા બંધન
મુલ્ય : ૦–૮–૦
પોસ્ટેજ : ૦–૨–૦

૩ સંસાર વિપ્લવ
મુલ્ય : ૧–૦–૦
પોસ્ટેજ : ૦–૩–૦

ત્રણે સાથે લેનારને રૂ. ૨–૮–૦માં ઘેર બેઠાં

---

ટુંકી વાર્તાઓનો સંગ્રહ

૧ લક્ષ્મીની સાડી — મુલ્ય ૦–૧૨–૦, પો. ૦–૩–૦

૨ સોળ સુંદર વાર્તાઓ (ભા. જો) — મૂ. ૧–૦–૦, પો. ૦–૩–૦

૩ ષોડશી — મૂ. ૧–૦–૦, પો. ૦–૩–૦

ત્રણે પુસ્તકો સાથે લેનારને રૂ. ૨–૦–૦માં ઘેર બેઠાં મળશે.

---

તમારા બાળકોને નિડર બનાવવા

૧ વાનર સેનાનાં ગીતો: મૂ. ૦–૨–૦

૨ વાનર સૈનિક રમેશ: મૂ. ૦–૩–૦

૩ આવા વાંદરાન જોઇએ: મૂ. ૦–૨–૬

— પોસ્ટેજ દરેકનું પોણો આનો —

ત્રણે પુસ્તકો સાથે લેનારને સાત આનામાં ઘેર બેઠાં મળશે.

---

પોસ્ટથી મંગાવનારે તેટલી રકમની ટીકીટો મોકલવી. "ગુણસુન્દરી" ના ગ્રાહકોને દરેક પુસ્તક ૨ ટકા વળતરથી મળશે.

**વ્યવસ્થાપક "ગુણસુંદરી"**

૧૧૪, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, **મુંબાઈ, ૪.**

મુદ્રક : મંગળદાસ સી. પ્રેસવાલા. મુદ્રણ મંદિર : ધી ન્યુ એપોલો પ્રીં. વર્કસ, ૧૨૮, એપોલો સ્ટ્રીટ, કોટ મુંબઇ, ૧. પ્રકાશક: ચમનલાલ સી. પ્રેસવાલા ૧૨૮, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ.



# ગુજરાત

પુસ્તક ૨ : અંક : ૬

ઑગસ્ટ ૧૯૩૬

: વ્યવસ્થાપક :

ચમનલાલ પ્રેમવાળા, એમ. કોમ.

ગુજરાત કાર્યાલય :

ધી ન્યુ એપોલો પ્રી. વર્કસ

૧૨૮, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબાઈ

## અ નુ ક્ર મ ણી



વાર્ષિક લવાજમ : હિંદમાં રૂ. ૫

સભાસદના સભ્યો માટે : રૂ. ૪

પરદેશમાં ૧૨ શીલીંગ

આ અંકની કિંમત આઠ આના

આ માસિક ચમનલાલ શી. પ્રેમવાળાએ ૧૨૮, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબાઈમાં આવેલા ધી ન્યુ એપોલો પ્રી. વર્કસમાં છાપ્યું અને ચમનલાલ શી. પ્રેમવાળાએ તે જ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું.

ગુજરાતના સિદ્ધહસ્ત લેખકોના મૌલિક
કૃતિઓથી સમૃદ્ધ 'ગુજરાત'નો
નવેમ્બર માસનો

# વાર્તા અંક

જેમાં ધૂમકેતુ, ધનસુખલાલ મહેતા, દુર્ગેશ શુકલ, જ્યોતિન્દ્ર દવે, બાદરાયણ રમણ વકિલ, વગેરે જાણીતા લેખકોના સહકારથી 'ગુજરાત'ના વાંચકો આગળ સુંદર નવલિકાઓ ધરવામાં આવશે.

---

'ગુજરાત'નું નવું વર્ષ સપ્ટેમ્બરથી
શરૂ થાય છે

•

ગુજરાતી સાહિત્ય અને સંસ્કારનો વિકાસ સાધતા, શ્રી સાહિત્ય સંસદના આ જાણીતા મુખપત્રના ગ્રાહક બનો

•

શ્રી કનૈયાલાલ મુનશીની ચાલુ વાર્તા

## જય સોમનાથ

તમને દર મહિને 'ગુજરાત' મેળવવા
ઉત્સુક બનાવશે.

# લોકલમાં

: વસંતતિલકા :

એની દીઠી ન નજરે મુખમાધુરી મેં.
દેખાત તો ઘણી ય ડોક ફિરાવતાંમાં;
જોયું ન કિંતુ ફરીને જરી, ના જ જોયું.
ને તો ય તે ક્ષણક્ષણે મુજ અંતરે તો
એ સૌમ્યરેખ રસમૂર્તિ તરે અનસ્ત.—૫

એનાં હશે પ્રણયકામણપૂર્ણ નેણ,
ધીરે ઢળી ઉછળતું ય હશે જ હૈયું.
દીઠેલ આ નયનથી ન સ્વયં અરે મેં,
તો યે કહું અમૃતકોશ હશે જ હૈયું
વેગીલી લોકલ તણા ધબકાર તાલે
ધીરેધીરે ઉછળી મસ્ત ઢળી રહ્યું'તું.—૧૧

હું તો શું જાણું, પણ સામી જ બેઠકે હો
બેઠેલ વૃદ્ધ; જરી ફેરવી ક્ષીણ નેત્ર
જો આમતેમ, કદિ ઝોકું ય ખાઈ લેતો.
એ ક્ષીણલોચન મહીં કહીંથી ય ત્યાં તો
મેં જોઈ, જોઈ સહસા ભભુકંતી આગ.
આંખો ઠરી જરઠ કોટિક રોમ ફેરી
ટાળી મને મુજ પૂંઠે કંઈ તાકી જોતો,
ને કૈં ચિરંતૃષિત ચક્ષુથી પી રહ્યો'તો.—૧૯

મેં પૂંઠ ફેરવી ન જોયું સ્વયં જરીકે.
કે કૈં હતી જરુર ના. મુજ આંખ સામે
એ વૃદ્ધનાં પરમ તૃપ્ત પ્રસન્ન નેત્રે
મેં એક જોઈ છબી ડોલતી લોલ મસ્ત.—૨૩

લાવણ્યમૂર્તિ મુજનેત્રથી જોઈ જાતે
મેં હોત, તેથી અદકા રસરૂપરંગે
એ કાલજર્જરિત નેત્ર મહીં નિહાળી.
ને એકવાર નિરખેલ તહીં હજી યે
જોયાં કરું ઉર ભરીભરી નેણ એનાં
વિશ્વો ઉછાળી ઢળતું વળી મત્ત હૈયું
ને બે વસંતલયતી કરવેલ રમ્ય.—૩૦

ઉમાશંકર જોશી

## પ્રકરણ ૭ મું (ચાલુ)

ભાયાતો ને ચંપી કરનારા ઉઠીને ગયા.

"શું છે ? કહો," રાવળે કહ્યું.

"આપ જાણો છો કે ગરજનનો સુરત્રાણ સોમનાથનું મંદિર તોડવા આવે છે"

"હા, હા, હા, હા," વૃદ્ધ રાજા ખડખડ હસી પડ્યા. "એ વાત તો મારો આખો રાજગઢ જાણે છે."

"કેવી રીતે ?" સામંતે પુછ્યું. એની આંખો આ વૃદ્ધનું હાસ્ય જોઇ ચમકી ઉઠી.

મુલતાનનો અજેપાલ મુખી આવ્યો હતો,—એ મ્લેચ્છનો સંદેશો લઇને હમણાં જ ગયો."

"મ્લેચ્છનો સંદેશો ?" સામંત ને વિમળ એકે શ્વાસે બોલી ઉઠ્યા.

"ત્યારે એમ કહોને કે વાત તો મારે તમને કહેવાની છે. સુરત્રાણે મુલતાનથી મને ખંડણી મોકલી છે."

"ખંડણી"

"હા. મારી મદદ માંગી—ઝાલોરમાં થઇ માગ માંગ્યો. સોનગિરિ ચોહાણથી તો એ થરથર કાંપે છે," કહી રાવળે મુછને આંકડા ચઢાવ્યા.

"પછી ? તમે માંગ્યું આપ્યું ?" વિમળે શ્વાસ રોકી પુછ્યું.

"મેં ખંડણી લઇ ભંડારમાં મુકી"—

"ને આપે મદદ આપવાનું કહ્યું ?" ગુસ્સો રોકી સામંતે કહ્યું.

"મેં સાફ કહી દીધું: ગુજરાત જવું હોય તો જા,—તારી વાત તું જાણે—પણ પરમારના રાજ્યમાં પગ ન મુકતો. નહીં તો ભાગતાં બોય ભારે પડશે."

"પણ, મામા," સામંત વચ્ચે બોલી ઉઠ્યો. "વિમલ મંત્રી તો તમારી મદદ માંગવા આવ્યા છે. તમે ને ભીમદેવ મળો તો રણ વચ્ચે એ મ્લેચ્છને પુરો કરો."

"અહં, ભીમને મારી ગરજ પડી ખરી," રાવળે ખધાઇથી કહ્યું "ને પહોર મારવાડ પર ચઢાઇ કરવા મેં હજાર ઘોડા ને બસે સાંઢણી માગી ત્યારે તો પેલો એનો સગો થતો હતો. હા, હા, હા, હા. ભીમદેવને જઇને કહેજે કે તારું કરમ તું ભોગવ. મારે શું ?"

"પણ, મહારાજ," વિમળે કહ્યું "આ તો માત્ર ગુજરાત પર તવાઇ નથી. મ્લેચ્છ તો સોમનાથને તોડવા આવે છે. આ તો ધર્મનું કામ છે."

"એ તો તારા ભીમદેવની વાતો. મથુરાં તોડ્યું ત્યારે ભીમદેવ કેમ ન ગયો તેની કુમકે ?"

"પણ, મહારાજ, મ્લેચ્છ સપાદલક્ષ ને નાંદોલ, ઝાલોર, આબુ ને પાટણ વટાવી પ્રભાસ જાય એ તે કેં બને."

"પરમાર જીવતાં ક્યા મ્લેચ્છની મગદૂર છે કે ઝાલોરમાં પગ મુકે ?"

"પણ, અહીંઆંથી નહીં જશે તો બીજેથી જશે, વિજય તો એનો જ

થશે ને ?"

"જોયો, જોયો એ વિજયનો કરનારો !" વાક્પતિરાજે કહ્યું.

"દેવનું ધામ તૂટશે તે કાંઈ ક્ષત્રિય માત્રને લાગશે."

"એ તો ભીમદેવનું ધામ છે. એનામાં એટલું બળ નથી કે પોતાના ઇષ્ટદેવને સંભાળે.

"પણ, કાકા, એ પરદેશી મ્લેચ્છ આપણા રાજ્યોમાંથી જાય, આપણા દેવધામો તોડે ને આપણાથી જોયા કેમ કરાય ? એ તો ગૌબ્રાહ્મણનો દ્રોહી; એ તો આપણાં દેવોને તોડનારો. એને આપણી ભૂમિમાંથી માર્ગ કેમ અપાય ?"

"તેથી જ મેં કહ્યું કે ખબરદાર જાલોરમાં પગ મૂક્યો છે તો."

"બીજે પગ મૂકીને જાય, મહારાજ, વિમળે ઉમેર્યું, "પણ લોકો તો તમારા જ મારે ને મંદિરો તો તમારાં જ ભ્રષ્ટ કરે ને."

"તું પણ તારા દામોદર મહેતાની નીશાળે બેઠો છે. હું એમ બીડી જીભે મરું એવો નથી."

"અને તમે એ દેવદ્રોહી મ્લેચ્છને રોકવા મદદ નહીં કરો !"" સામંતનો પીત્તો ઉછળ્યો. "શું વાક્પતિરાજને આ શોભે."

"છોકરા," વાક્પતિરાજે જરા તિરસ્કારથી કહ્યું "તારા ઘેલા બાપા જેવો હું પારકી લડાઈ વહોરું એવો નથી."

"મામા," અધીરો સામંત બોલી ઉઠ્યો. "ઘેલા બાપાએ એનો આખો અવતાર બધાની વહારે ધાઈ પૂરો કર્યો છે. એને પારકું ને પોતાનું નથી."

"મહારાજ," વિમળે ટુંકું વાળી દીધું. "પણ મારા ધણી જે માગો તે આપવા તૈયાર છે."

"હવે, હવે કેમ ! એને તો માળવા ને આબુગઢ જોઈતો છે."

"મહારાજ, પણ અત્યારે એ તમારા હાથમાં છે. એને દેવધામનું સંરક્ષણ કરવું છે. તમે માગો તે આપ્યા વિના છૂટકો નથી."

"વહેલો આવ્યો હોત તો જુદી વાત. પણ હવે તો વાક્પતિરાજનું વચન ન ફરે. મ્લેચ્છને માર્ગ ન આપું. પણ તને મદદે ન કરું."

"ને અમને મારી, મ્લેચ્છ તમને મારશે તો."

"જોયાં જોયાં એનાં મોઢાં."

"જો પ્રભાસ સુધી દાવાનળ પ્રસરશે તેને કોનો ભય લાગવાનો છે ?" વિમળે પૂછ્યું.

"છોકરા, બાપા તારા ધણી જેવા નથી. સમજ્યો ! પરમારનું શૂરાતન તેં જોયું નથી. એ પગ તો મૂકે !" ગુસ્સામાં કહ્યું.

"આપનું શૂરાતન તો મ્લેચ્છને મારી હાંકવામાં છે."

"કેમ, અલ્યા, નાને મોઢે મોટા બોલ બોલતો થયો કે ! જા જઈને પૂછ તારા ઘેલાબાપાને કે વાક્પતિરાજનું શૂરાતન શામાં છે."

સામંત ઉભો થઈ ગયો. "મારા બાપાને એમ ન કહેવું પડે. રણનો રાજવી બેઠો કયા મ્લેચ્છની મગદૂર છે કે આગળ વધે. અને તમે મોજ કરો, તમારા અખાડામાં.

મ્લેચ્છ આવ્યો તો તમારા બધાનો જીવ લેશે," સામંતે કહ્યું અને રાવળ ગુસ્સામાં તડાકો કરે તે પહેલાં ત્યાંથી ચાલી ગયો.

"ઘોઘાની આખી વેલ જ અવિચારી છે," રાવળ બબડયા ને વિમળને કહ્યું, "તું જા તારાં ધણી પાસે પાછો. મારું વચન હું નહીં ઉથાપું."

"કાલે સવારે હું આપને પાછો મળીશ."

"હું એકનો બે નથી થવાનો."

"આપ કર્તાહર્તા છો," વિમળ નમ્રતાપૂર્વક નમસ્કાર કરી ઉઠયો અને વાક્પતિરાજ ચંપી કરનારાઓને પાછા બોલાવ્યા.

( ૩ )

રાવળની સ્વાર્થી આત્મશ્રદ્ધા જોઇ સામંતના ગુસ્સાનો પાર ન રહ્યો. એ અધીરે પગે પોતાને ઉતારે ગયો, અને માણસોને તૈયાર થવાની આજ્ઞા કરી. થોડીવારે ગંભીર મુદ્રાએ વિમળ આવ્યો ત્યારે તે નીચું જોઇ, જમીન ઉપર ઉગ્ર દૃષ્ટિ ઢાળીને બેઠો હતો.

"ચોહાણ, અધીરા નહીં થાઓ," વિમળે હેતથી આ બહાદુર યુવકને સમજાવવા પ્રયત્ન કર્યો.

"વાક્પતિરાજ શું આ અધોગતિએ પહોંચ્યા છે? ગૌબ્રાહ્મણનો કાલ ઉઘાડે છોગે ચાલ્યો આવે ને ઝાલોરરાજ લાંચ લઈ તેને આવવા દે! સૂર્ય ને ચંદ્રની કીર્તિ પણ કલંકિત થવા બેઠી છે. ઘોઘાબાપા અત્યારે હોત તો આનું માથું વાઢી નાંખત," સામંતે કહ્યું.

"ભાઇ, ભાઇ, આપણે અત્યારે એમના પરોણા છીએ. એવું ન બોલીએ."

"હું તો એને મોઢે કહેત. વાક્પતિરાજ આવાં વેણુ બાખે! આ તો પૃથ્વી રસાતાલ જવા બેઠી."

"નિરાશ ન થાઓ. કાલે ફરી સમજાવીશું."

"એ નહીં સમજે, કદી નહીં સમજે. એને તો ઝાલોરની પડી છે—ગૌબ્રાહ્મણનો નાશ થાય, સોમનાથની ધજા પડે તેની કૈં નથી પડી. એને પડી છે: મ્લેચ્છનું ધન લઇ આપેલા વચનની; કુલને ધર્મની નથી પડી."

"પણ, ચોહાણ, અકળાયે શું વળે? ઝાલોર થઇને મ્લેચ્છ ન આવે તો કયાં થઇને આવે?"

"અરે ઘોઘાબાપા રણમાં પેસવા જ શાના દે?"

"પણ ધારો કે આવે; તો પછી મારવાડમાં થઇને આવે. બીજે ક્યાંથી?" વિચારશીલ મંત્રીએ કહ્યું.

"અરે, એ કદી માગ ન આપે," સામંતે કહ્યું.

"મારે અહીંઆથી મારવાડ જવું જોઇએ. તમે આવશો?"

"ના," સામંતે કહ્યું. "સોમનાથની આજ્ઞા છે કે મારે ઘોઘાગઢ જવું ને ઘોઘાબાપાને ચેતાવવા."

[અનુસંધાન પૃ. ૫૪૦]

ત્યારે તેણે એવી ધારણાં હૈયાની મહીં તેના
બાંધી હતી, કે તેને ઓળખનાર કોઇ અને
કોઇ પણ મળી આવશે; પરંતુ તેમ નહિ
નસીબવસાત્ બની શક્યું. ઇબ્રાહિમ પણ
નવો જ નોકર હતો શેઠની દુકાને, જો કે,

થઈ હતી કેસરની સાથ તેને ઓળખાણ
સારી સરખી થોડાક દિવસથકી, લગાર
સ્મુચ્ચ આદતોવાળો હોવાના પરિણામેથી
વખતો વખત મળતો તે હતો કેસરને,
ખાનગીમાં ચખાડવા ચોરેલી વસ્તુઓ મીઠી,

જેવી કે વેચાવાની આતુરતામાં પડી હતી
શેઠની વખાર મહીં. ઓછો ધંધો કરનાર
નુકશાનથી નડ્યા પાયમાલ થતા નથી,
તેમ નીચ હોવાનું ગૌરવ રાખનાર લોક
થોડીઘણી નકામી ચેષ્ટાથી ભ્રષ્ટ થતા નથી.

કેસરને છાનાં અડપલાં કરવામાં જેમ
આનંદ તે લેતો હતો, તેમ હતો કેસરને
મળતો આનંદ, તેને પ્રસંગ થવાથી પ્રાપ્ત,
અપશબ્દોથી ગલીચ મોઢું સાફ કરવાનો!
ખુશીથી જે સહન એ કરી લેતો. એવી રીતે

માત્ર થોડા હંગામમાં એકબીજા કેરી સૂગ
સદંતર નષ્ટ થતાં, બન્નેનાં હૃદયમહીં
વફાદારી કેરાં બીજ રોપાયાં; ને સાચા જેવો
જણાતો હતો હવે તે રહ્યો માત્ર ઉપલકી
કેસરનો પ્યાર તેના ધણી નરોતમ પેર.

બાપ વિનાનો બિચારો નરોતમ બાપડીને
તેડવાને માટે આવ્યો, ત્યારે તેના સસરાએ
રાખી પાડ્યો ત્યાં જ કહી, "અમારં, જમાઈ હોંઉં,
કિયું માનો ગરીબનું તો, અમારી કેહરીનું
ને તમારૂં બેયેનું પોઢણું ઓંઈ થેઇ રેહેઃ

[ અનુસંધાન પૃષ્ઠ ૫૪૩ ]

જાપ જપું જેના એ જ મળે તો
મુજ સૂના મંદિરની મોઝાર,
રાતદિવસ એની ધોવા ચરણરજ
રેડું આંસુડાંની ધાર......
રે...એ...છેડું ઝાલરના ઝણકાર...મારા.

[તેનું મુખ રડમસ થઇ જાય છે. તેના અવાજમાં અંતર ગૂઢ ઘન વ્યથાનો થરકાટ અને રૂદનના પડઘા સંભળાય છે. દાદર ખખડે છે અને પળ વારમાં સૌરભનું સ્મિતભર્યું મુખ દેખાય છે.]

**સૌરભ** : [હીંચકે બેસી, સૌદામિનીના ગળે હાથ વીંટાળી] કેમ રહી ગઇ?
[અશ્રુ માઝા મૂકે છે.]

**સૌરભ** : અરે...અરે...લે, ના ગાઇશ! [સૌ ડૂસકે ચઢે છે.] અરે દામિની! કાંઇ ઘેલી થઇ! મારા સમ જો દામિની! મારી મીઠ્ઠી નહિ! [તેની આંસુ-ભીની આંખો ચૂમે છે.] કેમ કાંઇ નવાજૂની થઈ છે? જો ભાઇ, આમ મૂંગાં નહિ બેસી રહેવાનું! કહેને! સોહનલાલ વઢ્યા હતા? [તેનાં ડૂસકાં શમવાને બદલે વધતાં ચાલે છે,] મારી બચુ નહિ! દામિની! સુદુ! મારી દામુ, નહિ! નહિ પૈંછું બસ! થયું હવે? અરે...અરે...[તે બુચકારા બોલાવી શાંત કરવા પ્રયત્ન કરે છે.] મારી મીઠ્ઠી નહિ! એક વાર મુખ મલકાવ! મારા સામું જો તો!

સુદુ! તું નહિ હોય ત્યારે મને કેમ કરીને ગમશે! હું કોને ત્યાં દોડી દોડી જઇશ?

**સૌદામિની:** [આંસુ લૂછતાં] પ્રકાશ છે ને! ગમવાનું તો મને નથી! ત્યાં વગડામાં કોને લાવીશ? અહીં તો તું ય ખરી! આખો દિવસ કેમ જશે એ જ સમજાતું નથી!

**સૌરભ** : હજુ તો બંગલે જતાં જતાં છ મહીના નીકળી જશે! પણ સુદુ! મારી એક વાત માને તો કહું!

**સૌદામિની:** મારા હાથની વાત હશે તો અવશ્ય!

**સૌરભ** : તમે અહીં જ ના રહો? નકામું ખરચ! એ ય આડા છે! નાનાં છોકરાં! અને શહેરમાં તો કંઇ ને કંઇ કામ નીકળે જ!

**સૌદામિની:** બસ સરવીસ છે ને!

**સૌરભ** : બસ તે બસનું કામ કરે! કાંઇ, જોઇએ ત્યારે ને ચાહીએ ત્યારે બસ થોડી જ મળે? કોઈ માંદું સાજું હોય, ચીજભાવ લાવવી પડે! ને એ ય ખરચના પોટલા જ ને! આવ્યા જઈ પાછા પડવાનું!

**સૌદામિની:** પણ એ કાર રાખવાનો છે!

**સૌરભ** : કાંઇ ઘેલી થઈ? કાર ને બાર, બધી વાતો છે! એ તો તને રાજી કરવા પૂરતું જ, બોલવાનું! મોટરનું ખરચ એટલે કાંઈ નાનાં છોકરાંની રમત

આ આવતું જોઇ નવું પતંગીયું.
પરંતુ આ તો પચરંગ ચીડિયાં
ઉરે ઉરે થાક લઇ ઉડી જતી,
જોતી જરા સાંભળતી, ફંફોરતા
ભરેલ હારયે,

નિઃસ્તબ્ધ સંસાર હસાવતી જતી.
એને કદાપિ—
સંસારનાં માનવપંખીઓ પ્રતિ
ન્હોતો તિરસ્કાર, હતી નહિ ઘૃણા;
ને કોણ આ હતી ?

સામાન્ય સ્ત્રી કે પરણેલ પોપટી
ન્હોતી, હતી. ભુવનમોહિનીસમી
શુમાનની મોહક નારીઆકૃતિ
જેનાં મધુ દર્શનથી શરીરના
ખંડે અજાણી વિજળી ઝબૂકતી,

ઝંકારતી વીજળી પ્રાણતારને
વીણા બનાવી દઇને શરીરની.
માનિનીઓને ગણતી મયૂરનાં
પીછાંમહીંની મૃદુ રંગપુરણી,
સુગંધરંગે દિનરાત રાચતા

ને આથડંતા—
સૌ પુરુષોને ગણતી પતંગીયાં.
અંગાંગને તારકચુંદડીમાં
મઢી મનોહારી નિશાની ધૂરેમાં;
અંધારથાળે રમવા જતી'તી.

ઇંદુલાલ ગાંધી

ડોસાની આંખમાં જમાનાની સ્મૃતિ સાથે અંતરનાં અશ્રુ ચઢી આવ્યાં..."તે મ્હારે ને એ ઘરને તો સારાસારીશો ઘરોબો! મ્હને તો નાનાભાઇ ભાઇ જ કહે!

—"પણ શું કહું બાપજી? આજ દીકરી દીવો ય નથી!"

"તેમનું નામ શું હતું ગોવાળ?" સાધુએ પૂછ્યું,

"નામ—! એ નરસિંહભાઈ—શું માણસ! કેં—કરોડ માણહમાં એની જોડ ન મળે...આ ગામની એ તો મ્હોટાઇ તે આ જ......

"આ સાંભળતાં જ સાધુની આંખમાં અજાણે અશ્રુ તરી આવ્યાં ને બેત્રણ બ્હાર પણ પડ્યાં-ત્યાં વૃધ્ધ ગોવાળ પાછો બોલી ઉઠ્યો.—

"અરે બાવાજી, આ તમ સરખાને આ શું—અમે તો રડીએ પણ તમે!...! હા પણ નરસિંહભાઇનું નામ જ એવું હજી ય ગામની વસતિ રટે છે.

એટલામાં ઝાડ ઉપર પક્ષીઓની કીકીઆરી સંભળાઇ ને સર્વેએ ઊંચું જોયું. કોક અજાણ્યું પંખી આવ્યું હતું ને પેલી જોડલી ચીડાઇ-"બળીઆના બે ભાગ" સાબીત કરવા ઉપર દ્વન્દ મચ્યું ને એ પક્ષી પણ વસતિમાં રહી માનવની મુર્ખાઇની અસર થતાં જીવલેણ લડવા માંડ્યાં. આ સાધુ ને ગોવાળો તો જોઇ જ રહ્યા.

"હશે, હવે હમણાં જંપી જશે," કહી વૃધ્ધે આગળ ચલાવ્યું.

"ને બાવાજી, પાછું જૂઓ હું ભૂલી ગયો. નાનાભાઇની વાત-"

"—તે એક દન ભાઈ એવો ભૂંડો આવ્યો. આ ગામમાં રોગ ફાટી નીકળ્યો. કોઇ કોઇનું નહિ એવો સમો આવી ગયો ને સૌ ઘરઘરનું થઇ ગયું—તે જૂઓને આ વધારે તે શું કહું? આ બધા જવાન બેઠા સે એમાંની એમને તો ખબર નહિ હોય પણ કોકનો બા તો કોકનો કૈં એમ મરેલાં—મ્હને હજુ એ વખતનાં સપનાં આવે છે ને મધરાતે ઢોલિયામાંથી ઊભો થઈ જાઉં હું બાવજી! ભલું કરે ભગવાન ને એ દન ફરી મ્હારા દુસમનને પણ ન જોવો પડે ને પેલા નાનાભાઇ એમાં ઝડપાયા. નાનાભાઇનાં વહુ લાખેણાં લાડી જેવાં એ પણ એમની પૂંઠે થયાં ને પૂછ્યા'તા તે રહેતા હશે અહિં! ને નાનાભાઇના પિત્રાઇ કે કોઇએ શી સંભાળ લે? એ તે ઠીક. નાનાભાઇને એક નાનો પાંચેક વરહનો કુંવર જેવો છોકરો કોણ જાણે શાને......

"એટલામાં તો પેલા પંખીની લડાઇ જામી તે ખૂબ જ ખૂબ ને પેલો કિલ્લા જેવો માળો હેંઠે પડ્યો—કે તરત જ ડોસા ગર્જી ઉઠ્યા.

"તે બાવજી, આ માળા જેમ જ તે દન. નાનભાઇનો માળો ભાંગ્યો ને છોકરો ક્યાંય નીકળી ગયો.

સાજો કહે ભૂલો પડ્યો હશે; પણ એ દન કોણ, ઢોરાંના જીવની પડી ત્યાં કોણ કોની સંભાળ કરે બાપ? ને એ છોકરાનો પત્તો ન મળ્યો. તે ન જ મળ્યો આજ એ વાતને તો ચાલીસેક વરહ થયાં. હું તો કંઇક ગામ પછી ગયો. પણ ક્યાં ય ભાળ ન મળી. થોડા વરહ પછી કોકે કહેલું કે આ જંગલમાં માલેવના બાવા ભેગો એ ક્યાં ય નીકળી ગયેલો. કોણ જાણે એ નાનાભાઇની નામ નિશાન આજ ક્યાં હશે...

આટલું સાંભળતાં તો સાધુની આંખમાંથી પૂર નીકળવા માંડ્યાં ને પંખીના માળ તરફ જોઇ એણે ય પોતાને ભૂતકાળ કહી દીધો-એ સાધુની આંખમાં આંસુ ન સમાયાં

"એ બાપજી, માનો ન માનો પણ આ તમારા જેવું જ નાનાભાઈ બિચારા."

"ગોવાળ!"

"આં બાપજી કૈં થાય છે તમને."

એટલા તો ગાયો પાછી ફરી ને ગોધન જોઈ બધાની આંખ ઠરી. ગોવાળનાં હૃદય ઉભરાયાં ને સાધુને ફરી ભાવથી વિનતી કરી ગામ તરફ લીધા.

ગામમાં સાધુ આવ્યા આવ્યાની વાત ઉડી ને પવન વેગી ઘરઘરમાં પેસી નીકળી. સૌકોઈ આ વૃદ્ધ ગોવાળને ત્યાં આવવા માંડ્યાં ને સાધુની અમીદૃષ્ટિ જોઈ પાવન થયા માની ઘર વળવા માંડ્યાં.

રાતે બધાયે થાક ઉતારી વાળુ કરવાની વેળ થઈ ત્યારે સાધુને પણ કોરે પીરસી બધાય ગોવાળ આજ આ વૃદ્ધ ગોવાળના આમંત્રણે ખીલતી ચાંદનીમાં આંગણામાં બેઠા.

ખીલતી ચાંદની ને ખીલતા રંગમાં ગોવાળના ગોધન, હૈયાર ને સૌન્દર્ય, યૌવન ને આનંદની ઊર્મિઓથી ગોવાળણો પાંગરે છે ને ચન્દ્રની આભા બધા ઉપર ફરે છે.

"તે બાપજી, જોઈતું લેજો હોં!"

"હું નહિ હું તો નામનો જ આહાર કરું છું."

"એ તો બાપ, સાધુ ને કૈં અમથા કંઈ થવાય છે!" ગોપાળે અંતરથી સાધુની પ્રશંસા કરી.

"ત્યારે બાપજી, આપનું મૂળ વતન કયું!" એ યુવાન ગોવાળે યૌવનની કુતૂહલતાથી પૂછ્યું.

"મ્હારું વતન!—સબ ભૂમિ ગોપાળકી!"—

"ના તો યે!"

"મ્હારું વતન તો મ્હને ખબર નથી પણ થોડા દહાડા ઉપર મ્હારા ગુરુએ સમાધિ કરી ને તે ટાણે બધા ભરમ ફેડ્યા."

"હું તે એમણે તમને નામ તો કહ્યું ના ત્યારે તમારા ગામનું બાપ." પેલો વૃદ્ધ ગોવાળ એમાં કંઈક મુક્ત આટલું બોલી રહ્યો.

"હા."

"ત્યારે તમારી વાત તો કહો બાપજી." ફરી પેલા યુવાન ગોવાળે કહ્યું.

"આ ગોંદાબાપજી એ બોલ્યા છે ને આ જિંદગીમાં પૂરી ગમ્મત આવશે બાપ—આપની વાણી સાંભળતા મળશે તો."

"પણ તમે કૈં જ ખાતા કેમ નથી બાપજી!" વૃદ્ધ ગોવાળે વચમાં જ પ્રશ્ન કર્યો.

"ગોવાળ તમને ખબર છે ને આપણે બેઠા'તા તે!"

"હા બાપજી, પણ એ વાડી તે વાડી. એની મઝા તો કૈં ઓર જ, પણ તમે કહ્યું હોત ના તો ત્યાં જ ઉતારો કરત—અમે ત્યાં રોંઢી ઉજાણી કરત."

"ના ના ગોવાળ એ વાત, તે કયી! નહિ પણ—પેલો પંખીનો માળો પડ્યો તે જોયો હતો ને!"

"હાસ્તો બાપજી."

"પણ આની વાત તો રહી ગઈ."-પેલો યુવાન ગોવાળ ફરી બોલ્યો.

"હા બેટા, એ જ કહું છું. જુઓ પંખીનો માળો તૂટ્યો ને એવું જ આ જીવન આપણું. એ પંખીનાં માળાજેવું તૂટતાં કૈં વાર લાગે! ને એમ જ આ કાકાએ કહેલું ને નાનાભાઇનો માળો ભાંગ્યો.

બધા ઉપર જાણે નિરાશાએ ચાબૂક માર્યા જેવા ભાવ તરવા માંડ્યા.

"ને આ માળાનું હું એક પંખી છું."

"હેં—મ્હારું નાનાભાઇનું રતન'! આ કહી વૃધ્ધ ગોવાળ ભાણા પરથી ઊભો થઈ ગયો ને સાધુની બાજુમાં બેઠો ને પગમાં માથું મૂકી ખૂબ રડી પડ્યો. પીસ્તાલીસ વર્ષનું રોધી રાખેલું રૂદન આજ ફાટી નીકળ્યું ને વૃધ્ધના અવાજે ગામ ગાજી ઉઠ્યું બાજુની વસતિ આવી લાગી. સૌકોઇ કૈં સ્વપ્ન જોતું હોય તેમ જોવા માંડ્યું.

આમ વાતોમાં રાત તો ક્યાં ગઇ તેની કોઇને ખબર જ ના રહી. સ્હવારના પ્હોરમાં જ સાધુએ બધાની વદાય માગી.

સૌકોઇ પાય પડી કરગરવા માંડ્યું—"બાપજી, થોડા દા'ડા રોકાઓ–અમારૂ તપ હશે બાપ, કે આ નાનાભાઇનું રતન જોયું.

"ના બાઇઓ, મ્હારો આશ્રમ સુનો છે. માતૃભૂમિની ભાળ લાગતાં મૃત્યુ પહેલાં એક વેળ માતને મળવા આવ્યો હતો ને તમને ય મળ્યો. હવે મ્હારૂં તપ પણ ફળશે.

"પણ બાપજી, આ ગામ કકળે છે. રહો ને એક દિન"—વૃધ્ધ ગોવાળે આજીજી કરી.

"અરે દાનાકાકા—પેલો પંખીનો માળો ભૂલી ગયા? આ માળાનાં પંખી આપણે વગર કહ્યે ઘણાં ય ઉડી ચાલ્યાં, ને જશે; હું તો કહીને જાઉં છું, જે પંખીનો માળો બાંધ્યો એ તો બીજે ઝાડ જાય ને! પેલાં પખી કાલ ઉડી આવતાં તે માટે મને જવા દો."

ને લોકોની આંસુની વાટે સાધુ શીમ વટાવી આશ્રમ ભણી ક્યાં ય નીકળી ગયા.

"અરેરે પંખી ઉડી ગયું!"—

પેલા દાનાકાકા બોલ્યા ને દરેકના હૈયામાં એ શબ્દ ગુંજી ઉઠ્યા. સાધુને ગામ. જનના હૈયા વચ્ચે અરેકાર માત્ર વાતાવરણ સમસ્તને ભેદી રહ્યો.

---

## અંધિયાર સરને

: શાર્દૂલવિક્રીડીત :

આવો બાપ! ઘટે દુરાગ્રહ નહીં; આ અંધિયારા મહીં
સૂકાઈ અરધું ગયું'તું સર! ને સૂકાઈ પૂરું જતાં
બાકી વાર ન લાગશે: કમળની લક્ષ્મી વડે શોભતાં
તારાં એ જળ નિર્મળાં અમૃતના મીઠાશવાળાં તહીં
એસી ધૂળ જ ઊડશે: સમય છે; કલ્યાણ તારું થતી
ર કૈં માર્ગ, હરે પ્રવેશ વડનો વ્હાલે બધાં લાવતાં
મીંઠાં જીવન દૂરથી: મર નહીં આ અંધિયારે રહી.

પૂજાલાલ

# મહાગુજરાતનાં સંસ્થાનો

ડુંગરશી સંપટ

## : મધ્ય પ્રાંત અને બીરાર :

સને ૧૮૫૭ પછી મધ્યપ્રાંતો અંગ્રેજ સરકારના સીધા શાસન નીચે આવ્યા છે. પેશ્વાના ચાર મોટા સરદારોએ ચાર મોટાં દેશી રાજ્યો સ્થાપ્યાં. સીંધીઆ અને હોલ્કરના મોટા પ્રદેશો મધ્ય હિંદમાં આવ્યા છે. ગાયકવાડનું શાસન ગુજરાત પ્રાંતના ફળદ્રુપ ભાગો ઉપર અદ્યાપિ પર્યંત ચાલુ છે. પરંતુ ભોંસલેનું રાજ્ય મધ્યપ્રાંત સને ૧૮૫૩માં લોર્ડ ડેલહાઉસીની ખાઉધરી રાજ્યનીતિનું ભોગ થઈ પડ્યું. ત્રીજા રઘુનાથરાવના સ્વર્ગવાસ પછી આવો મોકો ભૂલાય? આગળ આપેલાં વચનો ઉપર પાણી ફેરવીને વૃદ્ધા મહારાણીએ દત્તક લીધેલા વારસને નાવારસ ઠરાવવામાં લૉર્ડ ડેલહાઉસીને સમય લાગ્યો નહિ. કાઉન્સીલર જનરલ લૉના સખ્ત વાંધા છતાં તેણે મધ્યપ્રાંત ખાલસા કર્યો. રાજ્યખજાનો અને રાજાના અલંકારો જપ્ત કર્યા. એક પણ લોહીનું ટીપું વહેવરાવ્યા વિના આવો મોટો પ્રાંત અનાયાસે મળી ગયો. સમર્થકુ નાહિ દોષ ગુંસાઇ. Might is right. અસ્તુ.

બીરારની વાત પણ રસિક છે. એ નીઝામનું હતું. નીઝામની તે સમયની અંધાધુંધી ભરેલી સરકાર અંગ્રેજ લશ્કરના નિભાવ ખર્ચનું રોકડ નાણું અંગ્રેજ સરકારને કરી શકી નહિ. બદલામાં બીરારનો ફળદ્રુપ પ્રદેશ અંગ્રેજ સરકારને પટે આપ્યો. હમણાંના નિઝામના પિતા રાજ્યગાદી ઉપર હતા. લૉર્ડ કર્ઝન સને ૧૯૦૨માં તેમને મળવા આવ્યા. ખાસ સંભાળપૂર્વક કોઈ પણ પ્રધાન કે સલાહકાર વગર માત્ર એકલા જ નીઝામ સરકારને લોર્ડ કર્ઝન સાથે મુલાકાત આપવાની ગોઠવણ થઇ. મુત્સદ્દીઓના પીર લૉર્ડ કર્ઝને નીઝામને ખૂબ દમદાટી આપી. ભોળો નીઝામ પ્રપંચમાં દબાઇ ગયો. તેણે બીરાર હમેશને માટે પચીશ લાખ રૂપિયા વાર્ષિક લેવાની શરતે બ્રિટિશ સરકારને લખી આપ્યો. હાલ તે મધ્ય પ્રાંતનો પાંચમો હલ્લો છે. હમણાંનાં નીઝામ એ બીહાર પાછું મેળવવા ભારે ઇંતેજાર છે. તેઓએ એક કરતાં વધારે વખત ખાસ આ ફળ મેળવવા પ્રતિનિધિમંડળ વીલાયત મુક્યાં છે. સર સેમ્યુઅલ હોરે મીઠી જબાન આપી હતી. પરંતુ હજી તો અંગુઠો બતાવાય છે.

એના પાંચ હલ્લા છે. જબલપુર, નાગપુર, નર્મદા, હીંગનગાઢ અને બીરાર. એ પ્રદેશમાં સને ૧૮૫૩ પછી ગુજરાતીઓની ખૂબ વસતિ છે. આવા ફળદ્રુપ પ્રાંત અને વળી મુંબઇથી નજદીક પ્રદેશમાં કાંઇ ગુજરાતીઓ પોતાની સાહસકથા ન લખાવે? લગભગ બસો વરસો થયાં અહિં મરાઠાઓ આવ્યા હતા. તે પહેલાં તો અનાર્ય ગોંડ પ્રજાની મોટી વસતિ હતી. હવે આર્યોએ એમને વિન્ધ્યાચળ નીચેનાં જંગલોમાં કાઢી મુક્યા છે. હજી અનાર્ય ગોંડોની વસતિ પણ એ પ્રદેશમાં મોટી છે. હિંદના બીજા પ્રાંતો બ્રહ્મદેશ, બંગાલ, બીહાર, મદ્રાસમાં તો માત્ર વેપાર કે નોકરીને અર્થે ગુજરાતીઓ ગયા હતા. એઓનાં સંસ્થાનો માત્ર વ્યાપાર માટે એ સ્થળે હતાં. પરંતુ મધ્યપ્રાંતોમાં તો વેપાર, ઉદ્યોગ, ખેતી, મજુરી, કારીગરી એ સૌના ધંધાદારી ગુજરાતીઓ મળી શકે છે. એઓ હિંદી વ્યાપક રીતે રહ્યા છે. મહારાષ્ટ્રીઓની મધ્યપ્રાંતમાં સંખ્યા ઘણી મોટી છે. બાકી તરીકે મધ્યપ્રાંતમાં

મુખ્યત્વે મરાઠીનો ઉપયોગ છે. સરકારી સુકાનમાં અંગ્રેજોની બીજી તરફે મહારાષ્ટ્રી પ્રજાનો હાથ છે. મોટા અધિકારો તેમના હાથમાં છે. પરંતુ વેપારઉદ્યોગનો ખાસ ઇજારો તો ગુજરાતીઓના હાથમાં છે. મુસલમાનો માત્ર ચાર ટકા છે. પણ હિંદુઓમાં પરસ્પર ઇર્ષાને લીધે મોટા અધિકારોમાં અસામાન્ય મોટો ફાળો તેઓને મળ્યો છે. રાજદ્વારી પ્રગતિ ગુજરાતીઓના નસીબે તો વરી જ નથી.

ગુજરાતીઓના ૭ વર્ગો પાડી શકાય તેમ છે. તેઓ ગામે ગામ વિખરાયેલા છે. અર્ધા લાખથી ઉપર તેમની મધ્ય પ્રાંતોમાં સંખ્યા છે. મુંબઈથી તદ્દન નજદીક માત્ર બાર કલાકમાં જ મધ્યપ્રાંતના પ્રદેશમાં આગગાડી પ્રવેશ કરે છે એટલે ગામડે ગામડે વેપારી, દુકાનદાર, મજુર અને ગુજરાતી કારીગર વર્ગ જોવામાં આવે છે. એમની આજીવિકા મેળવવાને મધ્યપ્રાંત ઠીક ક્ષેત્ર ગણાય છે, મધ્યપ્રાંતો બહુ ફળદ્રુપ જમીન ધરાવે છે. એટલે તેમાં મોટા પાકો પેદા થાય છે. માત્ર વીસ હજાર ચોરસ માઈલમાં તો જંગલો જ છે. એટલે ગુજરાતી વેપારીઓ સાગ વગેરેનું લાકડું ત્યાંથી ખરીદે છે. જંગલના ઇજારા પણ રાખે છે. જંગલની બીજી પેદાશો પણ ખરીદી લે છે.

પચાસ લાખ એકરમાં ચોખાની ખેતી મધ્યપ્રાંતોમાં થાય છે. આપણા ખાવાના સરસ ચોખા પણ ત્યાં નીપજે છે. ઉંચા પચાસ વર્ષો પહેલા નાગપુર જીલ્લાના કોઈ પણ સ્ટેશને જઈએ તો ગુજરાતી વેપારીઓ સ્ટેશન ઉપર ચોખાની ગુણીઓ ચડાવતા હોય છે. મારો પોતાનો વેપાર મુખ્યત્વે ચોખાનો હતો એટલે અમારા બાહોશ વેપારીઓના માણસો ઠેઠ પડ્યા પાથર્યા રહેતા હતા. દરેક ગામડામાંથી થોડી થોડી ચોખાની ગુણીઓ દરરોજ ભેગી કરી સ્ટેશન ઉપરથી મુંબઈ તરફ મોકલવાનો રિવાજ છે. મધ્યપ્રાંતના ચોખા વખણાય છે. હવે જ્યારે રંગુનથી મોટી રકમ આવતા ચોખાની લાખો ગુણીઓની ચડતે બંગાળ તથા મધ્યપ્રાંતોના ચોખાના વેપારને ગૌણ બનાવી દીધો છે, છતાં ગુજરાતીઓના હાથમાં ચોખાનો વેપાર ચાલુ છે.

મધ્યપ્રાંતોમાં પાંત્રીસ લાખ એકરમાં ઘઉંનો પાક થાય છે. એ પાક ઘણોખરો જબલપુર મારફતે હિંદના બીજા ભાગોમાં જાય છે. કમનસીબે કેટલાં અનેક વર્ષો થયાં ઘઉં પરદેશો ખાતે ચડતા નથી. ઓસ્ટ્રેલીઆ અને આર્જેન્ટાઈનના મોટા પાકોની સામે હિંદી ઘઉં હરિફાઈમાં ફટકા પડે છે. એ દેશોના વધારાના ઘઉં હિંદની બજારોમાં ભરાવો થતાં અટકાવવા હિંદની સરકારે દર હંડ્રેડવેટે રૂપિયા એકની રક્ષક જકાત નાંખી છે. આથી હિંદી ઘઉંને રક્ષણ મળ્યું છે. જબલપુર મોટું ઘઉંનું બજાર છે. ત્યાંથી મોટી રકમ ઘઉં મુંબઈની બજારોમાં આવક થાય છે. ગુજરાતી વેપારીઓનો ઘઉંના વેપારમાં સારો હિસ્સો છે. ઘણા મુંબઈના વેપારીઓની જબલપુરમાં પેઢીઓ છે. મધ્યપ્રાંતના ઘઉંની ખાસ જાતનો મુંબઈ ઘણી પસંદ કરે છે. ઘઉં સિવાય તેલનાં બીયાંની પણ મધ્યપ્રાંતના ખેતરોમાં મોટી પેદાશ થાય છે. એ પાક પણ ગુજરાતી વેપારીઓ મુંબઈ લઈ આવે છે.

લગભગ વીસ લાખ એકરોમાં મધ્ય પ્રાંતનાં કપાસનો પાક થાય છે. જુદાંજુદાં કપાસના સ્થાનો અને બજારોમાં ગુજરાતી વેપારીઓનાં જુથો પડ્યાં પાથર્યાં રહે છે. ચારે તરફથી મુંબઈની મીલોના પ્રતિનિધિઓ કપાસની ગાંસડીઓ ખરીદવા ત્યાં ભેગા થાય છે. રાલી, વાલકાર્ટ અને બીજી અનેક કંપનીઓના ગુજરાતી ગુમાસ્તાઓ પણ કપાસ ખરીદે

છે. મુરતીઝાપુર, આકોલા, ઉમરાવતી એ સર્વે જીલ્લાઓમાં કપાસ પીલવાનાં ગુજરાતી માલિકીના અનેક જીનો છે. ઘણા ગાંસડીઓ બાંધવાના પ્રેસો પણ ગુજરાતી માલિકીના આવેલા છે. સવારના પહોરમાં ખેડુતો જીનોમાં ગાડાંઓ ભરી કપાસની ફુટીનાં ઢોકડાં લાવે છે. વેપારીઓ તે ખરીદી જીનમાં પીલાવે છે. એ પીલેલા કપાસની પ્રેસમાં ગાંસડીઓ બંધાવી રેલ્વે મારફતે મુંબઇ ચડાવે છે. હજી મધ્યપ્રાંતનો કપાસ લાંબા તારનો બહુ થોડા પ્રમાણમાં થાય છે. આકોલા, ઉમરાવતી મુરતીઝાપુર, નાગપુર ખાતે કપાસના ગુજરાતી વેપારીઓના પુષ્કળ પ્રતિનિધિઓ વસે છે.

જુવાર એ ગરીબોનો ખોરાક છે. પચીસ લાખ એકરમાં મધ્યપ્રાંતોમાં એની વાવણી થાય છે. મોટો પાક ઉતરે છે. તે ઘણોખરો મધ્યપ્રાંતના ગરીબોને ખાવા કામ લાગે છે છતાં થોડો ભાગ મુંબઇ તથા ગુજરાત તરફ ગુજરાતી વેપારીઓ ચડાવે છે. તેલનાં બીય મધ્યપ્રાંતમાં પાકે છે. એના મોટા સોદા મુંબઇના વેપારીઓ મુંબઇની બીયાંની બજારેથી કરે છે. એ રીતે મધ્યપ્રાંતોની મુખ્ય પેદાશોમાં ગુજરાતી વેપારીઓને ખુબ રસ છે. તે માટે તેઓ પોતાની શાખાએ ખોલી બેઠા છે.

મધ્યપ્રાંતોમાં ગુજરાતીઓ મધમાખીઓની પેઠે છવાયલા છે. એમના ૭ વર્ગો છે. તે સંબંધી જાણવાજોગ હકીકત નીચે મુજબ છે:

**૧ શાહુસોદાગરો:**—થોડા નાગપુર અને જબલપુર ખાતે વસે છે. તેમાં પહેલે નંબર મારવાડી અને બીજે નંબર પારસીઓ છે. એઓ મીલમાલેકો અને ઉદ્યોગપતિઓ છે. એમના હાથમાં પુષ્કળ કામ અને વાણિજ્ય છે. હજારો માણસો કામ કરે છે. લાખોના ઇન્કિમટેક્ષ ભરે છે. મેસર્સ તાતા કંપનીની સ્વદેશી મીલના એજંટ સર બેજનજી, સર દાદાભાઈ માણેકજી (કાઉન્સીલ ઑફ્ સ્ટેટનાં પ્રમુખ) એ વર્ગના છે. પણ એવા આંગળીના વેઢા ઉપર ગણાય તેટલા જ છે.

**૨ વેપારીઓ:**—ઘઉં, કપાસ, ચોખા, તેલબીયાંના વેપારીઓ પુષ્કળ મધ્યપ્રાંતોનાં છે. તે વસ્તુઓનાં મથકો માટે છે એ ઉપર કહેવાઇ ગયું. તે સિવાય મલબારથી કરીઆણું મંગાવનારાઓ, મુંબઇથી, જાપાનથી અને વિલાયતથી કાપડ મંગાવનારાઓ, ગુજરાતના તમાકુને વેચનારાઓ, ઘીના વેપારીઓ, લાકડાના વેપારીઓ, લોઢાના વેપારીઓ, વિલાયતી સામાનના વેપારીઓ: એવી રીતે અનેક મોટા વેપારો મધ્યપ્રાંતમાં ગુજરાતીઓ અગ્રગણ્ય હિસ્સો લઇ ચલાવે છે. તેઓની સંસ્કૃતિ વેપાર પુરતી છે. ઝાઝો તો અંગ્રેજી જાણતા નહોતા. પરંતુ એમનાં હાથો અને આંખો કપાસ, ઘઉં અને ચોખાની જાતો તપાસીને એવી સૂક્ષ્મતા મેળવવા પામ્યા હતા કે તે ખરેખર અનુભવીઓ બન્યા હતા. હવે અંગ્રેજી ભણેલા યુવકોએ તેમની ગાદી સંભાળી છે. પરંતુ એ સૂક્ષ્મ અનુભવ મેળવતાં તેમને સમય લાગશે. મધ્યપ્રાંતના વેપાર સાથે ગુજરાતીઓનો ગાઢો સંબંધ છે. તેમાં તેઓ ઓતપ્રોત થયા છે. તેમને અધિકારો મળતા નથી. તેટલી તેમનામાં વિદ્યા પણ નથી. ગુજરાતી વેપારીઓનાં છોકરાં એડવોકેટો કે વકીલો કે ડોકટરો થવાના થોડા જ દાખલા છે.

ઘણાખરા વેપારીઓ મધ્યપ્રાંતને જ સ્વદેશ બનાવી બેઠા છે. જ્યાં પોતાની જ્ઞાતિનું જુથ મોટું હોય છે, ત્યાં વિવાહાદિક પણ કરી લે છે. એમણે મોટાં શહેરોમાં કેટલીક સ્થાવર મિલ્કતો પણ ખરીદી છે તેનાં ભાડાં ખાય છે. પરંતુ મોટો ભાગ બાપુની જગ્યામાં

રહેવાનું પસંદ કરે છે અને સારાં ભાડાં ખર્ચે છે. ગુજરાતી વેપારીઓ બહુ સાદી રીતે રહે છે. તેમનું જીવન બહુ ખર્ચાળ નથી. તેમના ઘરમાં પણ ટેબલ, ખુરશીઓ, પલંગો એવું ફરનીચર રાખવાની મોટા ભાગે જરૂર રહેતી નથી. પરન્તુ પુણ્યો દાની બહુ રહે છે. ગુજરાત તરફથી જે મોટી રકમ ખરડાઓ આવે છે તેમાં આ વેપારીઓ દાનની રકમો ભરી આપવા મનાઈ કરતા નથી. પછી તે આશ્રમનો ખરડો હોય, મંદિર, ધર્મશાળા સદાવ્રતના ખરડા હોય કે ગાંધીજીની પ્રવૃત્તિના ખરડા હોય. ગુજરાતી વેપારીઓ તેમને સમાન ભાવે મદદ કરે છે. એક મુખી વેપારી દાનની રકમ ભરી આપે એટલે બીજાઓ પોતાના ફાળા પ્રમાણે ભરતાં પાછી પાની કરતા નથી.

**૩ દુકાનદારો:**—મધ્યપ્રાંતના શહેરેશહેર અને ગામેગામ ગુજરાતી દુકાનદારો બજારોમાં પોતાની નાની દુકાનો રાખીને બેઠા જોવામાં આવે છે. દેશથી દોરીલોટો લઈ નીકળેલા એઓ નોકરી કરી કરકસરથી પાંચસો હજાર રૂપિયા બચાવી નાની દુકાનો કરી બેસે છે. પ્રથમ બાર માસ પછી તેમનું ગાડું ગબડે છે. સવારના પહોરમાં વહેલા આવી દુકાનો ઉપર થડા ઉપર બેસે છે. વચ્ચમાં એકાદ કલાક જમવા જાય છે. ફરી પાછા દુકાને દશેક વાગ્યા સુધી બેઠા રહે છે. થડાને જરા પણ ખીલો મુકતા નથી. એમનાં ઘરાક બંધાઈ જાય છે. એટલે તેમની અમુક હદમા ચીજો ખપે છે. આ દુકાનદારો મોટા વેપારીઓ પાસે મુદ્દતે ચીજો લઈ આવી ઉધાર વેચે છે. મહિનાની આખેરીએ જ્યારે ઘરાકોને પગારો મળે છે ત્યારે તે દુકાનદારો પાસે જમે કરાવે છે. દુકાનદારો રોજની રોકડ ભેગી કરી સામટા વેપારીઓને ભરે છે.

દાણાની દુકાનો, કાસરીની દુકાનો, હોઝીયરીની દુકાનો, ઘડીયાળોની દુકાનો, રેડીઓની દુકાનો, ચીની કામની દુકાનો, ગાંધીયાણાની દુકાનો, કરીઆણાની દુકાનો, બીડી, સીગરેટ, પાનની દુકાનો, ભાજીપાલાની દુકાનો એવી અનેક જાતની દુકાનો ગુજરાતીઓ ચલાવે છે. સૌ પોતપોતાની શક્તિ અનુસાર પેદા કરે છે. સૌ યોગક્ષેમ ચલાવે છે. નાની નાની પાંચ સાત રૂપિયાની કોટડીમાં પડ્યા રહે છે. કુટુંબ સાથે હોય તો પણ જગ્યાની તંગી ભોગવે છે. ગામડાના અને નાના શહેરોની દુકાનવાળાઓ નીચે દુકાન અને બગલમાં અથવા ઉપર રહેવાનું રાખે છે. નાના ભાઈઓ અને પુત્રોને પોતાના ધંધામાં જ રોકે છે. એમને પણ લાંબી કેળવણીની જરૂર નથી. થોડું ગુજરાતી અને બેત્રણ અંગ્રેજી ભણે છે. પછી દુકાન ઉપર બેસે છે. આ દુકાનદારોની સંખ્યા ઘણી મોટી છે. વિવાહ વગેરે પોતાના દેશમાં જઈ કરે છે. બહુ કરકસરથી રહે છે. કોઈની દુકાન સારી ચાલે તો થોડું ધન પેદા કરી શકે છે, તેની મીલકત લે છે.

હમણાં મંદીના સમયમાં ઘણાખરા તો જેમતેમ પેટ પુરતું કાઢે છે. છતાં નોકરી કરતાં દુકાનદારી ઘણી રીતે સારી છે. સ્વતંત્ર ધંધો હાથમાં રહે છે. ભવિષ્યમાં પ્રગતિ થઈ શકે છે. વર્તમાનપત્રો વાંચવાની ભુખ હવે આ દુકાનદારોમાં લાગી છે. બે પૈસા ખર્ચી જન્મભુમિ જેવા પત્રને ખરીદી સૌ વાંચે છે. તે સિવાય બીજી સાહિત્યની ભુખ નથી. ક્યારે છુટી હોય તો સીનેમામાં ચાર આના ખર્ચાં જાય છે. ઘણાખરા બીડીના વ્યસની હોય છે. સાંજે ફરવા જવાનો ચાલ નથી. માત્ર જમીને દિવસે મિત્રો મળીને ફરવા જાય છે. ગુજરાતીઓમાં પાઘડી પહેરવાનો રિવાજ હવે ઓછો થતો જાય છે. માત્ર

ટોપીઓ અને ઝભ્ભા તથા તેના ઉપર ક્બજા પહેરવાનો યુવાનોનો રિવાજ સૌ ઠેકાણે પ્રવર્ત્યો છે. આ દુકાનદારો ધર્મ વગેરે બંધનોનો બહુ વિચાર કરતા નથી. જુને ચીલે ચાલે છે. પરંતુ જ્ઞાતિબંધન અને સ્પર્શાસ્પર્શ બહુ શિથિલ થઇ ગયાં છે.

૪ કારીગરવર્ગ:—બંગાળ, બ્રહ્મદેશ, યુ. પી. કે પંજાબમાં ગુજરાતનો આ વર્ગ દેખાય છે. એમની સંસ્કૃતિ દુકાનદારોથી નીચી છે. સુથાર, કડીઆ, કંસારા, સોની, હજામ વગેરે આ વર્ગના છે. હમણાં સાઇકલ રીપેર કરનારાઓનો મોટો વર્ગ તૈયાર થયો છે. આ કારીગરવર્ગ પોતપોતાની લાઇનમાં અનુભવ ધરાવે છે. તેમની પાસે બહુ થોડી અથવા નહીંજેવી મુડી હોય છે. રોજ ઉપર એઓ કામ કરે છે. એમને મધ્યપ્રાંતોમાં દરરોજ રૂ. ૧ાા થી રાા સુધી રોજ મળે છે. પરંતુ પુરતું ત્રીશે દિવસ કામ મળતું નથી, એટલે માસિક ૩૦-૪૦ની રાસ આવે છે. આ વર્ગમાં અક્ષરજ્ઞાન નજીવું હોય છે. પરંતુ પહેલાં લગભગ ૯૦ ટકા અભણ નીકળતાં હશે. હવે માત્ર ૫૦ ટકા અભણ હશે. સૌ પોતાના છોકરાને થોડું ભણાવવા ધારે છે. ગુજરાતી સ્કૂલોનો જ્યાં અભાવ છે ત્યાં મરાઠી શીખવાડે છે.

કારીગર વર્ગ સુખી છે. દુકાનદારવર્ગ કરતાં એઓ વધારે કરકસરીઆ છે. તેમની જરૂરિઆતો બહુ થોડી છે. દુકાનદારવર્ગનો સ્ત્રીવર્ગ મહેનતુ નથી. મધ્ય વર્ગ તરીકે દુકાનદારોને સાંસારિક જવાબદારીઓ છે તેવી કારીગરવર્ગને નથી. દુકાનદાર વર્ગને જાડાં વસ્ત્રો અને જાડું ભોજન બંને સ્વીકાર્ય નથી. કારીગરવર્ગ ભેંસ, બાજરાનો રોટલો અને જાડાં વસ્ત્રો પહેરી નીભાવી શકે છે. કારીગરવર્ગની સ્ત્રીઓ વધારે મહેનતુ છે. જો કે તેઓ બહાર જઇ રોજે કામે લાગતી નથી. કારીગર વર્ગ પણ બીડી ખૂબ પીએ છે. આજકાલના સુધરેલા જમાનાના ચાહની હોટલના એઓ અનન્ય ભક્તો છે. હોટલ પાસેથી પસાર થતાં હોટલવાળા, પૈસાનો ચાહનો કોપ (પ્યાલાને કોપ કહે છે) આપજો એ રીતે ચાલુ તેમને વ્યસન પડેલું હોય છે. હોટલવાળો હલકી ચાહને ખૂબ ઉકાળી એ ઉકાળો એમને પીવરાવે છે. એ વ્યસન હમેશને માટે એને ચોંટે છે. ક્ષણિક ઉત્તેજના જરૂર મળે છે.

૫ મજુરવર્ગ:—મધ્યપ્રાંતમાંએ ગુજરાતી વર્ગને પણ કામ મળે છે. શહેરોમાં ગુજરાતી મજુરો દેખાય છે. એઓ મીસ્ત્રીઓ, સુથારો છે. બાંધકામોમાં મદદ આપે છે. એમની સંસ્કૃતિ કારીગરો કરતાં પણ ઉતરતી છે. એમ તો સ્ત્રીવર્ગ પણ રોજે કામ કરવા જાય છે. મજુરને દરરોજ રૂ. ૦ાા થી ૧, મજુરી માટે મળે છે. સ્ત્રીઓને રૂ. ૦ા થી ૦ાા= સુધી મળે છે. ગામમાં છુટક મજુરી પણ કરે છે. કામ પુરતા પ્રમાણમાં મળે છે તો આ વર્ગ સુખી છે. સવારમાં ભેંસ પી કામે જાય છે. બપોર પછી સાથે લાવેલા રોટલા ખાય છે. સંધ્યા પછી ઘેર આવીને રસોઇ કરે છે. ખાવાપીવા પહેરવાનું બહુ સાદું અને જાડું હોય છે. આ વર્ગ પણ દર દોઢ બે વરસે દેશ તરફ જાય છે. રેલ્વે, મ્યુનીસિપાલીટી વગેરેમાં આ વર્ગ ખૂબ કામ મેળવે છે. તેઓનું શિક્ષણ બહુ પછાત રહ્યું છે. શહેરમાં દૂર ઝુંપડા જેવા ઘરોમાં રહે છે.

૬ કોન્ટ્રાકટરવર્ગ:—મધ્યપ્રાંતોમાં આ ગુજરાતી વર્ગ સારી સંખ્યામાં વસે છે. રેલ્વે, જાહેર બાંધકામખાતાં અને ખાનગી કંટ્રાકટરો રહે છે. લગભગ પોણોસો વરસો

## સ્મરણશૃંખલા

: પૃથ્વી :

પ્રભો ! સ્મરણદીવડી હૃદયમન્દિરે કોણ એ
સદૈવ પ્રગટાવતું તિમિરપુંજને સંહરી ?
અને સમયનો સમીરણ કહિંયથી નીસરી
શિખા ટમમમાવતો ?—અનિલ પ્રેરતું કોણ એ ?

કંઈક સ્મૃતિનિર્ઝરો સુજ ઉરે અશોકયાં વહે
સુરમ્ય, સુખપૂર્ણ સર્વ તટ જિન્દગીનાં કરી.
અને ખડક કોણ એ ઝરણપન્થ મધ્યે ધરી
પ્રવાહ અવરોધતું ? સલિલ કેમ થંભી રહે ?

પ્રભો ! ઉરશિલાપટે સ્મરણલેખ આલેખતું
દિન પ્રતિદિને અદ્દશ્ય નિજ હસ્તથી કોણ એ ?
અને અચિર કાલમાં સકલ કોણ ભૂસી જતું,
વિલુપ્ત જ્યમ તારકાક્ષર થતા પ્રભાતે નભે ?

પ્રભો ! ગહન આ રહસ્ય ન કદાપિ મ્હેં તો કળ્યું.
તથાપિ ક્યમ વર્તમાન સહ ભૂતને સાંકળ્યું ?

રજનીકાન્ત મોદી

---

## એક ઇચ્છા

: વસન્તતિલકા :

ઇચ્છે મનુષ્ય સઘળાં સુખ વિશ્વમાં આ,
ના દુઃખ કિન્તુ પરનું મનમાં વિચારે.
ના હામ દુઃખ સહવા, કરવા જ ઓછું,
સ્વાર્થી બને સહુ તજી જગને જવાને.
અન્યાય ન્યાય નહિ કાંઈ વિચારવાનું;
જોયું ન જાય સઘળું પ્રભુનું કરેલું.
ઇચ્છે ફરું, સહન દુઃખ કરી ઘટાડું,
ના હું તજું જગત આ દુઃખમાં પડેલું.
જો મૃત્યુ દૂર કરતું જગથી મળે તો,
સાન્નિધ્ય ના પ્રભુતણું મુજને પ્રલોભે.
ઇચ્છા રહે અવર જીવનની અહીંયાં,
મારે ઉરે જગતદુઃખ ભલે જડાયાં.
ઇચ્છા નહીં કદિ કરું જગ છોડવાની,
જો બિન્દુ એક દુઃખનું જગમાં રહેલું.

બિપિન પિનાકી

# "અપવાદ"

હીરાલાલ નાણાવટી

ઘણા કહે છે કે સ્વતંત્ર બ્લોકમાં રહેવા કરતાં, ચાલીઓમાં રહેવાથી એકલાપણું લાગતું નથી. પડોશીઓ પ્રત્યે આત્મભાવની લાગણી કેળવવાનો અવકાશ મળે છે. પરસ્પર સુખ કે દુઃખની વાત કરી—કહી સાંભળી–એક બીજાના સુખદુઃખમાં ભાગ લઈ શકાય છે.

આ કદાચ અનુભવિત સત્ય ઉક્તિ હશે, છતાં ય, જેમ દરેક નિયમને 'અપવાદ' હોય છે–એમ ભૂમિતિનો સિદ્ધાંત કહે છે–તેમ આવા સર્વસામાન્ય નિયમને પણ 'અપવાદ' હોઈ શકે છે, એમ મ્હને મળેલા અનુભવ પરથી મ્હને લાગે છે.

મોટી ગંજાવર ચાલી હોય, દરેક માળે દશથી પંદર જેટલાં કુટુંબો સ્વતંત્ર રીતે રહી શકે એટલી રુમો હોય, પુરુષસ્ત્રીઓ અને બચ્ચાંકચ્ચાંના સતત ગરબડાટ–કોલાહલમાં શાન્તિનું નામ સરખું અનુભવવાનું લગભગ અશક્ય હોય, છતાં ય આવા ઘોંઘાટીયા વાતાવરણમાં પણ કોઈ નિર્જન વનવાસીની જેમ એકાન્તવાસ સેવનારા મળી આવવાં મુશ્કેલ નથી!

આવી જ એક ભરચક ચાલીમાં હું રહેતો હતો. મ્હારી રુમની પાસેની જ રુમ, જે થોડો વખત ખાલી પડી હતી, તેમાં થોડા સમયથી એક વ્યક્તિ રહેવા આવી હતી. લગભગ ત્રણ મહિના પસાર થઈ ગયા હશે, તો પણ એ નૂતન વ્યક્તિ સાથે ઓળખાણ પાડવાનો મારે મોકો આવ્યો ન હતો.

હું પણ એકલો જ હતો, એટલે કોઈની સોબત વિના મુંઝવણ અનુભવી રહેતો હતો. મ્હારો પડોશી પણ 'એકલારામ' હોવો જોઈએ એમ મ્હારી શોધક દૃષ્ટિ કહી રહી હતી. કારણ તદ્દન સરળ હતું! એના રુમમાંથી સ્ત્રી–છોકરાંનો અવાજ સરખો સંભળાતો ન હતો. બારણાં હમેશ વસાયલાં જ રહેતાં! આ વ્યક્તિ કોણ હશે, આટલું બધું એકાન્તપણું કેમ સહી શકતી હશે, એ કલ્પના મ્હને મુંઝવી રહી હતી! મનુષ્યની ઇન્તેજારી સંતોષાય નહિ ત્યાં સુધી એને જંપ વળતો નથી!

હું 'લોજ'માં જ જમતો હોવાથી, સવારે સ્નાનાદિક કાર્ય પતાવી, ઘેરથી વહેલા જ નિકળી જવું પડતું હતું! સાંજના પણ ઓફિસથી છૂટયા પછી, ફરવા જતો અને બારોબાર 'લોજ'માં થઈને જ રાત્રે ઘેર આવતો, અને સુઈ જતો, એટલે એ પડોશી સાથે ઓળખાણ પાડવાનો મોકો જ સાંપડતો ન હતો.

એક દિવસ, જમવાની રુચિ ન હોવાથી, સ્હાંજના, રોજ કરતાં વધુ ફરીને રાતના મોડો ઘેર આવ્યો. લગભગ દશનો સુમાર હતો. કોટ, ટોપી કાઢી, આરામ ખુરશીમાં 'હા...આ...શ...' કરીને પડતું નાખ્યું. ચાલીમાંનાં ઘણાં ખરાં નિદ્રાધીન થએલાં હોવાથી, એકદમ શાન્ત વાતાવરણ હતું! જમવાની રુચિ ન હોવાથી, એક કપ ચ્હા બનાવી લેવાના ઇરાદાથી, તરત ઉઠયો અને સ્ટવ પેટાવવા મંડી પડયો. પણ કંઈ કચરું ભરાયલું હશે તે કેમે ય પેટતો ન હતો. પીનની શોધ કરી પણ બધી જ તુટેલી મળી આવી!

હવે શું કરવું ? હું વિમાસણમાં પડ્યો; કેમકે આલીમાં બધાં જ સૂઈ ગએલાં હોવાથી, નાહક ઉઠાડવાં ઠીક ન લાગ્યું. રૂમની બ્હાર નીકળી નજર કરતાં, મ્હારા પેલા નૂતન પડોશીની રૂમનાં બારણાં ઉપરનાં 'વેન્ટીલેટર'માંથી લાઇટનો પ્રકાશ આવતો જણાયો ! જરૂર એ જાગતો જ હોવો જોઇએ. પરન્તુ પીન કેમ મંગાય ? કોઇ દિવસ બોલવાનો પ્રસંગ પણ સાંપડ્યો ન હતો, છતાં ય, ચ્હાની તલપ એવી લાગી હતી કે અન્તે શિષ્ટાચારને પડતો મુકી, બારણું ખખડાવ્યું અને પછી નાના બાળકના મુખ પર, ચોરી કરીને પકડાઈ જવાના ભયે જેવો ભાવ પ્રગટે છે તેવો ભાવ ધારીને હું ઉભો રહ્યો.

એક...બે...ક્ષણ પસાર થઇ પણ કાંઇ જવાબ ન મળવાથી હું ફરી બારણું ખખડાવવા જતો હતો ત્યાં તો 'કોણ ?' કહેતાં પાડોશીએ બારણું ઉઘાડ્યું ! મ્હારી જીભ તાળવે ચોંટી ગઇ.

'કોણ રમેશભાઇ ! શું કામ છે ? આવોને ?' કહેતાં એણે બારણું સંપૂર્ણ ઉઘાડી મ્હને અંદર આમંત્ર્યો, અને તરત અંદર ચાલ્યો ગયો કેમકે એણે સ્ટવ પર ચ્હાનું પાણી મુકેલું હતું ! જવું કે ન જવું એ ખ્યાલમાં હું ઉભો હતો ત્યાં તો એણે "કેમ આવોને અંદર ? ચ્હા પીશો ને ?' કહેતાં ફરી આમંત્રણ આપ્યું, એટલે મ્હારે જવું જ પડ્યું.

'હા ! એટલે એમકે હું પણ ચ્હા બનાવવાનો જ વિચાર કરી રહ્યો હતો,' મ્હેં પ્રવેશતાં કહ્યું, 'સ્ટવમાં કચરું ભરાયું હશે એટલે પીન લેવા જ આવ્યો હતો !'

"હયો ત્યારે ! ઠીક ટાઇમસર આવી ગયા ! બેસો ને !' કહેતાં એણે મને કપ ધર્યો, અને એક કપ પોતે લઇ, મ્હારી ખુરસીની પાસે જ આરામ ખુરસીમાં ગોઠવાયો.

ચ્હા પીતાં પીતાં, મ્હેં રૂમમાં ચારે કોર નજર કરી લીધી. સરસામાન ઓછો હતો. એક ખુણામાં ગરમ પાણી માટેનો બંબો, અને પાણિયારા પર પાણી ભરી રાખવા નાનું પીપ અને એક નાનું મટકું, એ સિવાય ખાસ સામાન હતો નહિ એટલે એ એકલો જ હોવાની મ્હેં કરેલી કલ્પના સત્ય હતી–લાગતી હતી.

પડોશીએ ચ્હા પછી સીગારેટનું કેસ ધર્યું પણ હું પીતો ન હોવાથી એણે એક સળગાવી અને એના ઉડતા ગોટા તરફ થોડી વાર જોઈ રહી બોલી ઉઠ્યો : "તમને રમેશભાઇ ! એમ કદાચ થયું હશે કે આપણે એક બીજાને ઓળખતા ન હતા, છતાં તમારૂં નામ કેમ જાણી શક્યો હોઇશ ! તમારી રૂમની બહાર લગાવેલા પાટીયા પરથી મ્હેં ધારી લીધું હતું કે રમેશભાઇ તમારૂં જ નામ હશે ! ખરૂં ને ?"

"હા ! એટલે હું જરા વિચારમાં તો પડ્યો ખરો ! કેમકે આપણે કોઇ વખત પણ સ્હામે મોઢે મળ્યા ન હતા ! તમારૂં નામ ?"

"સુરેશ !"

'તે સુરેશભાઈ ! શું કરો છો ?'

'એક ઓફીસમાં "સર્વીસ" કરી જીવન વીતાવું છું !' સુરેશથી જાણ્યે-અજાણ્યે હૃદયસ્થ વરાળ કઢાઇ ગઇ ! એના સ્વરમાં સંપૂર્ણ નિરાશા ભરી હતી.

'તમે આમ એકલવાયા જેવું જીવન કેમ ગાળતા જણાઓ છો ? અલબત્ત ! છુન્નેગારી સિવાય બીજો કોઇ મ્હારો હેતુ નથી.'

'રમેશભાઈ! જીવનમાં જ્યારે કંઈ નિરાશાઓ સાંપડે ત્યારે મનુષ્યને સ્વાભાવિક જીવન પર કંટાળો ઊપજે છે! એ તો તમે સમજી શકો ને!'

'જરૂર! એટલે તમારા જીવનમાં પણ એવી કોઈ નિરાશા–પણ હતી? મેં પ્રથમ કહ્યું હતું તેમ સ્વાભાવિક ઇન્તેજારી થવાથી જ પૂછું છું! તમને એમાં હરકત કે અપમાન જેવું......'

'નારે ના! એમ તો મ્હારૂં હૃદય એવું જડ થઈ ગયું છે કે અપમાન કે માન, બધું સરખું ગણું છું' પણ એમ કે તમને એમાં કદાચ રસ નહિ પડે!'

'ઉલટું મ્હને એ જાણવામાં ઘણો રસ પડશે! અને કદાચ બને એવું હોય તો તમારા દુઃખમાં અનનો ભાગ લઈ શકું!'

'રમેશભાઈ, તમારી લાગણી માટે આભાર! બાકી આમાં હૃદયનો જ મામલો હોવાથી, મારે એકલાને જ સહેવાનું છે!' કહેતા સુરેશે અજાણ્યે થઈ ગયેલી સિગારેટ ફેંકી દઈ બીજી સળગાવી.

જાણે ગત બનાવોને યાદ કરવા મથતો હોય તેમ સુરેશ થોડીવાર શાન્ત બેસી રહ્યો. હું પણ કાન સતેજ રાખીને બેઠો.

'એ વાતને, રમેશભાઈ,' અચાનક સુરેશનો અવાજ આવ્યો, 'ઘણો વખત વીતી ગયો! સ્નેહ–દ્રોહ અને તે પણ સ્નેહના સાક્ષાત્ અવતાર સમી એક સૌંદર્યસંપન્ન યુવતી અને બીજા એક ખાસ ગણાતા મિત્રને હસ્તે, એ વાત હજુ મ્હારા હૃદયમાં ખટકી રહી છે! પણ એ બળાપો રહેવા દઈ, મૂળથી જ વાત શરૂ કરીશ......'

'...હું કૉલેજમાં હતો ત્યારની વાત છે!' સિગારેટના છૂટી રહેલા ધુમાડાના ગોટા તરફ, કો સ્વપ્નદ્રષ્ટાની જેમ જોતા સુરેશે કહ્યું, 'જુનિયર બી. એ. માં હું હતો. મ્હારો બાળપણનો મિત્ર–સહાધ્યાયી, એનું નામ...પણ હવે જ્યારે બધું જ કહેવા બેઠો છું, ત્યારે કહેવામાં શી હરકત છે!...હા! એનું નામ રમણ! ન્હાનપણના ગોઠીયા હોવાથી, કૉલેજમાં પણ અમે એક જ રૂમના 'કમ્પેનિયન' હતા! કૉલેજજીવનમાં, અમુક મિત્ર સાથે આપણું મન મળી જાય છે, ત્યારે એ મિત્ર–સ્નેહમાં અંધ બની જઈ, જીવનની ખાનગીમાં ખાનગી જેવી બાબત પણ એને જણાવતા આપણે અચકાતા નથી! ખરેખર! ઈશ્વરે મનુષ્યનું હૃદય પારદર્શક ઘડ્યું હોત તો! મિત્ર સાચો મળ્યો હોય તો તો આપણા સુખે સુખી અને આપણા દુઃખે દુઃખી બની, આપણા સુખદુઃખમાં બનતો ભાગ લઈ, મિત્ર ફરજ પણ અદા કરવા મથે છે. જ્યારે સ્વાર્થી મિત્ર મળ્યો હોય તો, સાચા મિત્રનો દાવો કરતો, બધી વાત જાણી લઈ, પોતાનો ફાયદો જ જુએ છે અને એ સ્વાર્થ સાધવા જતાં, પ્રસંગ આવે મિત્રનું ગળું કાપતાં પણ અચકાતો નથી! જેમ ઉંદર ફૂંક મારી મારીને કરડે છે તેવી જ રીતે એવા મિત્ર મિત્રતાનો ડોળ કરતાં કરતાં જ મિત્ર–દ્રોહ કરી, પોતાનો સ્વાર્થ સાધી લે છે.........'

'...પણ હવે એ બળાપો કર્યે શું વળે!' થોડીક વાર શાન્ત રહી સુરેશે સ્વકથનીનું અનુસંધાન કરતાં કહ્યું, 'અમારી સાથે ભણતો અનિરૂધ્ધ પણ અમારો ખાસ મિત્ર હતો! આમ અમારી મિત્રત્રિપુટિ બનવા પામી હતી. ત્રણમાંથી એકેની ગેરહાજરી અમને ખૂબ સાલતી! અમે ઘણી વાર અનિરૂધ્ધને ઘેર જતા, અને અનિરૂદ્ધ પણ અવારનવાર અમારી

રૂમ પર આવતો. અનિરૂદ્ધના પિતા શ્રીમન્ત હોવાથી, એ લોકો એક સારો મોટો બ્લૉક રાખીને રહેતા હતા. એની માતા સ્વર્ગસ્થ થએલી હોવાથી એ, એના પિતા અને એની બ્હેન તરંગિણી, એમ ત્રણ જ ઘરમાં રહ્યાં હતાં! તરંગિણી, અનિરૂદ્ધથી ન્હાની હોઇ, હજુ ભણતી હતી. મુંબાઇ જેવા શહેરમાં ઉછરેલી હોવાથી અને એના પિતા સુધારક હોવાથી, અમારી મંડળીમાં વિના સંકોચે ભળતી અને અમારા વાર્તાલાપમાં પણ, જરાએ શરમાયા વિના, છુટથી ભાગ લેતી. સોળ વર્ષની હોવા છતાં એ કુંવારી હતી......'

'.........તરંગિણી સુંદર હતી,' પુનઃ થોડી વિશ્રાન્તિ લઇ, સુરેશે કહેવા માંડ્યું, 'મ્હારી અને એની દૃષ્ટિઓ સામસામી થતાં, એ કોઈ કોઇ વાર લજ્જાથી નીચું જોતી, ત્યારે મ્હને હું ભાગ્યશાળી માનતો. અંગ્રેજીમાં " Love At First Sight " કહે છે તેમ મ્હારા હૃદયમાં પણ એના પ્રત્યે સ્નેહ પ્રગટતો જતો હતો. અમારી વાતો દરમિયાન, મ્હારા તરફ જોઇ રહેતી એની આંખો, મ્હારી આંખો ઘણીવાર પકડી પાડતી અને તે વખતે એ સ્મિત કરી, નજર ફેરવી લેતી. આમ નયનદ્વારા અમારો સ્નેહ જામતો હતો અને હું મૂર્ખ, પોતાને ભાગ્યશાળી, માનતો હતો!......આમ થોડો સમય વહી ગયો. એ દરમિયાન તરંગિણીનો સ્નેહ મ્હારા તરફ દૃઢ થતો જતો હતો એમ હું માની રહ્યો હતો. પણ હા! એ ઠગારી આશા!...મનુષ્યને જ્યાં સુધી નિરાશાની ઠોકર લાગતી નથી ત્યાં સુધી એ આશાના વમળમાં અટવાયા જ કરે છે! ભવિષ્યનો ભેદ કોણ કળી શકવા સમર્થ છે?...........'

બીજી સિગરેટ ખલાસ થતાં, ત્રીજી સળગાવી, સુરેશે થોડી વાર આમતેમ આંટા માર્યા, જાણે ગત બનાવોના સ્મરણથી ઉપજતી વેદના દૂર કરવા મથતો હોય તેમ!

'ત્હમને રમેશભાઇ! મ્હારી સિગરેટથી હરકત તો થતી નથી ને?' પુનઃ સ્વસ્થાને બેસતાં સુરેશે પુછ્યું.

'જરાયે નહિ!'

'તો ઠીક! કેમકે જ્યારથી મ્હને નિરાશા સાંપડી, ત્યારથી સિગરેટે મ્હારા જીવનમાં અગત્યનો ભાગ ભજવવા માંડ્યો છે! એમાં હું મ્હારું દુઃખ વિસારે પાડું છું—કહો, વિચારે પાડવા મથું છું.....પણ હું મ્હારી વાત આગળ ચલાવીશ. મ્હારો રૂમકમ્પેનિયન રમણ પણ અમારી વાતોમાં ભળતો હોવાથી, એનાથી હું કશું છુપું રાખતો ન હતો. જીવનની રોજેરોજ વાતોમાં, તરંગિણી પ્રત્યેના મ્હારા સ્નેહની વાત પણ મ્હેં એને કરી હતી. એવામાં અનિરુદ્ધ બિમાર પડ્યો અને એની ચાકરી માટે અમારા બેમાંથી કોણે રહેવું એ નિર્ણય કરીએ ત્યાં તો સંજોગવશાત્ મ્હારી માતાની અચાનક માંદગીના સમાચાર આવ્યા એટલે મ્હારે તો તરત જવું પડ્યું. રમણ અનિરુદ્ધની ચાકરી માટે એને ત્યાં જ રહેતો. રમણ ઠીકઠીક સુંદર હતો અને એ વાત એની જાણ બહાર ન હતી, કેમકે ટાપટીપથી પોતાના સૌંદર્યને ભભકભર્યું કરી, ખાસ કરીને સ્ત્રીવર્ગને પોતાના તરફ આકર્ષવા પ્રયત્ન કરતો હતો. તરંગિણી—એના નામ મુજબ જ—અસ્થિર વૃત્તિવાળી હતી. રમણના સતત સાન્નિધ્યથી રમણ પ્રત્યે આકર્ષાતી જતી હતી. અને એ વાત રમણની ધ્યાન બહાર ન હોવાથી, એને પોતાના તરફ વધુ આકર્ષવા પ્રયત્ન કર્યા કરતો! હું તરંગિણીને ચ્હાતો હતો પણ એ વાત એના મોઢે હું સ્પષ્ટપણે કહી શક્યો ન હતો.

તરંગિણીના રમણ પ્રત્યેના પક્ષપાતની આછી ઝાંખી મ્હને જ્યારે હું, મ્હારી માતાની તબિયત સારી થઇ અને પાછો આવ્યો, ત્યારે થવા લાગી. રમણ મ્હારો મિત્ર હોવાથી, મ્હેં ભોળપણમાં, ખરું જોતાં મૂર્ખાઇમાં જ, મ્હને ઉપજેલા સંશયની વાત કરતાં, એણે ખડખડભર્યું હાસ્ય વેરતાં એ વાત જ ઉડાવી દીધી. એટલે મ્હેં મૂર્ખે એ સત્ય માન્યું અને વહેમ કાઢી નાંખ્યો!......આમ વળી થોડા દિવસ વીત્યા અને......અને......એક દિવસે સહુ વાજતુંગાજતું માંડવે આવ્યું......આજીવન સાલ્યા કરશે એવો આઘાત હૃદયને પહોંચ્યો......'

પુનઃ ગત બનાવોના સ્મરણોથી સુરેશને જાણે વેદના થતી હોય તેમ અટક્યો, આમતેમ થોડા આંટા માર્યા અને ફરી બેઠો."

...અમારી પરીક્ષા પતી ગઇ અને 'વેકેશન'માં ક્યાંક બહાર જવું કે તરંગિણીના સાન્નિધ્યમાં રહેવાય તેમ કરવું એ વિષે મ્હારા હૃદયમાં ગડમથલ ચાલી રહી હતી. તરંગિણીના પિતાને મોઢે, તરંગિણીને હું ચ્હાતો હતો એ વાત કરી, મ્હારું ભાવિ નક્કી કરવા મ્હારું અધીરું હૈયું આતુર થઇ રહ્યું હતું ત્યાં એક સવારે મ્હારા હૃદયને સખ્ત આઘાત પહોંચાડનારો બનાવ બન્યો, જેને હું નેત્રીના મોહમાં, કેવળ સંશય માની વિસરવા મથી રહ્યો હતો. હું અને રમણ, હમેશ મુજબ ચ્હા પી રહ્યા હતા ત્યાં રમણનું નામ પોકારતો ટપાલી એક પત્ર આપી ગયો. રમણે આતુરતાથી પત્ર ફોડીને વાંચ્યો. પત્ર વાંચતાં વાંચતાં એના મુખ પર હર્ષનો ભાવ પ્રગટ્યો. મ્હેં કહ્યું, "રમણ, ત્હારી ચ્હા ઠંડી પડી જાય છે! આટલો બધો ખુશ થતો કેમ જણાય છે? કાંઇ શુભ સમાચાર? વિવાહ કે લગ્નના તો નથી ને?" હર્ષિત થતા રમણે કહ્યું, "સુરેશ! ત્હારી કલ્પના સત્ય છે!" "એમ? કોના વિવાહ કે લગ્ન?" મેં ઇન્તેજારી દર્શાવી. "મ્હારા એક ખાસ મિત્રનાં." હું અજાયબ થયો. મ્હારો ખાસ મિત્ર તો એ જ હતો. ત્યારે શું એનાં અને કદાચ તરંગિણી સાથે તો નહિ હોય? વહેમના પુનર્જન્મથી મ્હારાથી ધૈર્ય ન રાખી શકાયું! "મ્હારો મિત્ર તો તું જ ને? ગોળ ગોળ બોલવું રહેવા દઇ સ્પષ્ટ થતો હોય તો?" રમણ થોડીવાર, કહેવું કે ન કહેવું એમ ગડમથલમાં હોય તેમ, શાંત રહી બોલ્યો, "સુરેશ! મ્હારી પસંદગી જાણી ખુશ થશે કે?" "કહ્યા વિના કેવી રીતે કહી શકું!" મ્હારી ઇન્તેજારી હવે વધુ ધૈર્ય ખમે એમ ન હતું. એટલે કોને ખબર, પણ ઘણા સમયથી દબાઇ ગયેલા સંશયથી ઉત્તેજિત થતાં, મ્હારાથી પુછાઇ ગયું, "તરંગિણી સાથે તો નથી ને?" રમણ જરા વિમાસણમાં પડ્યો પણ અંતે જે વાત કરતાં એ અચકાતો હતો તે જ વાતને મ્હારો પ્રશ્ન મદદરૂપ થઇ પડ્યો હોય તેમ બોલી ઉઠ્યો, "સુરેશ! એમ જ છે! આ પત્રમાં મ્હારા પિતાની સંમતિ પણ આવી ગઇ છે! અને હવે બનશે તો પંદરેક દિવસમાં જ અમારું લગ્ન..." પણ એની આગળની વાત સાંભળવા જેટલું ધૈર્ય મ્હારામાં રહ્યું ન હતું! હું કાંઇ પણ બોલ્યા વિના તરત ઉઠીને બહાર ચાલ્યો ગયો. હા! તરંગિણી! તું મ્હને આમ દગો દેશે એમ મ્હને સ્વપ્ને ય ખ્યાલ ન હતો! અને મિત્ર રમણ, તું મિત્ર મટી શત્રુની ગરજ સારશે એમ મ્હેં નહોતું ધાર્યું!......

......તે જ સાંજે હું દેશમાં ચાલ્યો ગયો! બસ! ત્યારથી મ્હારા જીવનમાંથી

રસ જ ઉડી ગયો. વેકેશન ઉઘડતાં હું પાછો આવ્યો પણ હવે હોસ્ટેલમાં જવા મ્હારા પગ જ ન ઉપડ્યા. અને અન્તે મ્હેં ભણવાનું પણ છોડી દીધું! ત્યારથી 'આ નોકરી સ્વીકારી, આ જીવન ગાળવું શરૂ કર્યું! બસ! રમેશભાઇ! આ મ્હારી કથની છે!!' કહેતાં સુરેશે સિગરેટનું ઠુંઠું બહાર ફેંક્યું અને ઘડિયાળ તરફ જોઇ ઉમેર્યું, 'ઓહો! સ્હાડા અગિયાર થઇ ગયા ને? રમેશભાઇ! ત્હમારે કદાચ મોડું થયું હશે? અને નાહક કંટાળો પણ......"

'નારે; એમાં કંટાળો શેનો? પણ હું એમ કહેતો હતો કે એમ એક નિરાશાથી આમ જીવન વેડરી નાખવા કરતાં ક્યાંય લગ્ન કરી......'

'રમેશભાઇ! તમારી લાગણી માટે આભાર! પણ જીવનમાં સ્નેહ એક જ વાર કરી શકાય! જેમ દરેક નિયમને "અપવાદ" હોય છે તેમ હું પણ લગ્નના સામાન્ય નિયમના "અપવાદ"રૂપ જીવન ગાળવા ઇચ્છું છું! ચાલો સાહેબજી! માફ કરજો!"

'વાહ! એમાં માફ શું કરવાનું? સાહેબજી!' કહેતાં હું ઊઠ્યો અને મારી રૂમમાં જઇ, સુરેશનું એકાન્ત વાસ જેવું જીવન ગાળવાનું રહસ્ય જાણતાં, એના દુઃખી જીવન વિષે ખ્યાલ કરતો કરતો હું પથારીમાં પડ્યો!

## મનુપ્રભુ

: વસંતતિલકા :

અખંડ આ અમિત વિસ્તૃત દિગ્દિગન્તે,
કલ્પ્યા ન જાય પટ વિશ્વવિશાળતાના:
પૃથ્વી ય ક્ષુદ્ર, પછી શા મનુ બાપડાના
હોયે - હિસાબ? જન શૂન્ય સમો અનન્તે
ભાસે છતાં પણ ચરાચર આત્મવન્તે
પોતામહીં કર્યું વિલીન, અકાળતાના
ઓજે કર્યાં જ્વલિત કાળની કંદરાના
અંધાર: હોય મનુ માટી, મહા 'અહં' તે.

દેખાય વામન છતાં ય ત્રિલોકકેરા
માપે મહાપટ પદત્રયવિક્રમે એ;
ઉદ્દામ મૃત્યુજલ જીવનસાગરે એ
નર્તાવતો અમૃતનો મહિમા અનેરો.
'સોહં' તણી અલખ જ્યોત વિરાટવ્યાપી,
રાજે મનુપ્રભુ તણી ચિર રાજ્ય સ્થાપી.

પૂજાલાલ

# ભારતીય સાહિત્ય અને ભાષા:

કનૈયાલાલ મુનશી

## સંસદના સભ્યો, બહેનો અને બંધુઓ,

આ સાલે સંસદ ચૌદ વર્ષ પુરાં કરે છે. ૧૯૨૨માં આપણે જે બીજ નાખ્યું તે આજે વૃક્ષ થયું છે. આજે સંસદમાં પાંચસો ઉપર ગૃહસ્થો અને સન્નારીઓ સભ્ય છે. આ વર્ષે સંસદ રજીસ્ટર્ડ સોસાયટી બની છે, 'ગુજરાત'નું પ્રકાશન પાછું મુંબાઈ આવ્યું છે, અને મુંબાઈ શહેરમાં ગુજરાતી ઇન્સ્ટીટ્યુટ ઉભું થયું છે. સંસદના જે સભ્યોએ આ બધા કામમાં સક્રિય ફાળો આપ્યો છે તેમને હું અભિનંદન આપું છું.

ઘણા પૂછે છે કે ગુજરાતી ઇન્સ્ટીટ્યુટ ઝેવીયર્સ કૉલેજમાં શા માટે? કારણ એટલું જ કે એ કૉલેજના ગુજરાતી વિદ્યાર્થીઓના ઉત્સાહને લીધે એ મારો ખયાલ વ્યવહારુ ભૂમિકા પર આવ્યો. એ કૉલેજના પ્રીન્સીપાલે જે બોજો ઉપાડી લીધો એવો બોજો ઉપાડવા કોઈ પ્રીન્સીપાલ તૈયાર ન હતા. અને હાલની સ્થિતિમાં યુનીવર્સીટીમાં એવી કે સંસ્થા થવી અશક્ય હતું.

આ વરસે શેઠ છોટાલાલ ગણીઆરાએ સંસદને સારી મદદ કરી છે. સંસ્થાના એ 'સાહિત્ય વત્સલ'ને હું તમારા બધાના તરફથી આભાર આપું છું.

### ૧

ગયે વરસે આ સ્થાનેથી મેં આ પ્રમાણે આશા દર્શાવી હતી:

"ગુજરાત આર્યસંસ્કારને અખંડ કરવાનું સાધન ન બને તો એના જીવનમાં અર્થ શો? એના આદિમાં ધ્યેય શું? આર્યસંસ્કારે જુના જમાનામાં પ્રાન્તિક સરહદો ભૂંસી નાંખી હતી, અને ભાષા ને વિવિધ ભેદ છતાં સાહિત્ય ને કલાની એકતાના દોરામાં સંકળી હતી. આજે તો અર્વાચીન સાધનસંપત્તિ છે; રાજકીય આદર્શનો પ્રેરણાત્મક સદ્ભાવ છે; એટલે સંસ્કારનાં બીજ જરૂરી ફળવાનાં. એક કે બે દશકામાં આપણે રાષ્ટ્રભાષાનો ઉદ્ભવ પણ જોઈશું. પ્રાંતીય સાહિત્યોમાંથી એક સર્વસામાન્ય સાહિત્ય-સમૃદ્ધિ સરજાતી આપણે જોઈશું, અને તેના સંચારી નાદમાં બીજા પ્રાંતોની સાથે ગુજરાતે પણ પોતાના આત્માનો સૂર પૂર્યો હશે."

આ વચન ઉચ્ચારતી વખતે મને જરાય ખ્યાલ ન હતો કે થોડા જ સમયમાં આ ભાવના સિદ્ધ થવાનો પ્રસંગ આવશે. એપ્રીલ ૧૯૩૫માં ઇંદોરમાં ભરાએલા હિંદી સમ્મેલને અને તેના પ્રમુખ મહાત્માજીએ આ ભાવનાનો સત્કાર કર્યો. ૧૯૩૫ના ઓક્ટોબરમાં 'હંસ' પત્ર દ્વારા એ મૂર્તિમાન થઈ, અને ૧૯૩૬ના એપ્રીલમાં નાગપુરમાં સ્થપાયેલી ભારતીય સાહિત્ય પરિષદમાં સફળતા પામી.

આ પ્રયાસોમાં ઘણા પ્રાંતોના સાહિત્યકારોનો સહકાર છે. હીંદી સાહિત્ય સમ્મેલન,

અવંતિનિવાસી (?) યા સૌરાષ્ટ્રવાસી પાદલિપ્તાચાર્યે (૨જી સદી) લોકકથાને સંસ્કૃત શૈલીએ શણગારી 'તરંગલોલા' લખી. કર્ણાટકવાસી દુર્વિનીતે (૫ મી સદી) બૃહત્કથાનો સંસ્કૃત અનુવાદ કર્યો. સોમદેવે (૧૧ મી સદી) કથાસરિત્સાગર લખ્યો. ક્ષેમેન્દ્રે બૃહત્કથામંજરીમાં લોકકથાનો સંગ્રહ કર્યો. વેતાલપંચવિંશતિકા અને સિંહાસનદ્વાત્રિંશિકા રૂપે લોકકથા સંસ્કૃત સાહિત્યમાં સ્થાન પામી.

અને મહાભારત ને રામાયણની કથાનો આછો પાતળો અનુવાદ પણ તે જ પ્રમાણે પ્રાન્તે પ્રાન્તમાં થયો. વિમલે મહારાષ્ટ્રી પ્રાકૃતમાં રામાયણનો અનુવાદ પઉમચરિયમ્ નામના ગ્રંથમાં કર્યો. તેલગુમાં આદિ પમ્પે (૧૦મી સદી) પમ્પભારત લખ્યું, અને અભિનવપમ્પે (૧૨મી સદી) રામચંદ્રચરિતપુરાણ લખ્યું.

૩

લોકને સદ્ભાગ્યે લોકના સંસ્કાર પ્રાન્તે પ્રાન્તે થોડેઘણે અંશે એક જ પ્રકારના હતા એટલે કલા અને સાહિત્યના બીબાં એક જ પ્રકારના થયા. અપભ્રંશનું સાહિત્ય આખા ઉત્તર હીન્દુસ્થાનમાં એક હતું. દોહા જેવા ગુજરાતમાં હતા તેવા જ આસામમાં હતા. અને જે ગરબીઓ અને ગરબાઓ આપણે ગુજરાતની વિશિષ્ટતા માનીએ છીએ તે થોડાક ફેરફાર સાથે દરેક પ્રાન્તના લોક સાહિત્યમાં મળે છે.

આપણે ત્યાં મનાતું આવ્યું છે કે ગરબા એ ગુજરાતણોનો ઇજારો છે. શાર્ઙ્ગધરે પુરાવો આપ્યો હતો કે પાર્વતીએ બાણાસુરની ઉષાને લાસ્ય નૃત્ય શીખવ્યું અને તેણે શીખવ્યું સૌરાષ્ટ્રની ગોપીઓને. પણ હમણાં જ મેં નજરે જોયું ત્યારે જણાયું કે આંધ્રમાં તામીલનાડ ને કેરલમાં પણ એ અસુર કન્યા વાસો કરી આવી હતી અને ત્યાંની સ્ત્રીઓને પણ એવા જ ગરબા–આપણી જાણ વગર–શીખવી આવી હતી. આપણો ઇજારો કાલ્પનિક હતો. હીંદી સંસ્કારનો સાગર જે ચારે તરફ ઉછળે છે તે આપણી પાસે ઉછળે એટલે એ આપણું જ તલાવડું એમ આપણે માની બેઠા.

લોકધારા સંસ્કારોમાં સંસ્કૃત સાહિત્યની પ્રેરક ને જાજ્વલ્ય સામગ્રી ભળી. સમૃદ્ધ શબ્દો, રસનિષ્ઠ શબ્દચિત્રો, સરસતા ભીનાં કલ્પનાચિત્રો, ગરિમા અને પરાક્રમની અદ્ભુત ભાવનાઓએ દરેક ભાષાનાં સાહિત્યને એકરંગી બનાવી દીધાં.

૪

દશમી સદીમાં યુગ બદલાય છે ને નવાં બળો પ્રગટે છે. પ્રાકૃત અને અપભ્રંશ ભાષાઓ લોકગમ્ય ન રહેવાથી નિર્જીવ બને છે. ધાર્મિક જીવનનું ચેતન શોધતી રસવૃત્તિ દેશભાષાઓ દ્વારા સ્વાનુભવ દર્શાવવાનો પ્રયત્ન કરે છે. એને પ્રાન્તીય ભાષાઓનો જન્મ થવા માંડે છે. ભાગવત ધર્મનો પ્રચંડ તરંગ આખા હિંદના જીવન અને સાહિત્ય પર પ્રસરી જાય છે. જે સંસ્કાર અને સાહિત્ય એક હતાં તેમાં ભક્તિની ઊર્મિ નવી એકતા રેડે છે. પ્રાન્તોના

એક જ ઊર્મિ પ્રાન્તેપ્રાન્તને રસભીની કરી રહે છે, ને તેનાથી ઘડાએલાં ગીતો દરેક સાહિત્યને નવી દિશા બતાવી રહે છે.

ભક્તિ મધ્યાન્હે ચઢે છે. ચૈતન્ય, મીરાં, નરસિંહ, સુર ને તુલસીદાસ, એકનાથ ને તુકારામ, બધા એક જ સંસ્કારકુલના સંતાનો, દેશના સાહિત્યની એકતા સિદ્ધ કરે છે. રામાનુજ, મધ્વ, વલ્લભ, ચૈતન્ય વિચારના પ્રવાહને પણ જુદા જ પ્રકારનો વેગ આપે છે. આ બધાની પ્રેરણાથી પ્રાંતિપ્રાંતની દેશભાષા સજીવ થાય છે અને સાહિત્યને સરસ બનાવવાના પ્રયત્ન આરંભાતા જણાય છે. આપણા દેશની સર્જકતા જડ થઈ ગએલી સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યની પ્રણાલિકા પરથી કુદી લોકજીવનના અંતરમાં દેશભાષા દ્વારા ડુબકી મારે છે. અને આ નિમજ્જનને પરિણામે જીવન્ત સાહિત્યનાં અમૂલ્ય રત્નો બહાર આવે છે.

કબીરનાં વાક્યો આ બળને દર્શાવે છે:

संस्कृतहि पंडित कहै, बहुत करै अभिमान,
भाषा जानि तरक करै, ते नर मूढ अजान.
सरिफरत संसार मे, पंडित करै बखान,
भाषा भक्ति दृढावही, न्यारा पद निरबान.
संस्किरत है कूपजल, भाषा बहता नीर,
भाषा सतगुरु सहित है, सतमत गहिर गंभीर

ભાષાઓનો આ પરસ્પર સંબંધ આકસ્મિક નથી. ગોદાવરીની ઉત્તર તીરે હીંદમાં બોલાતી ભાષાઓ અસલી આર્યોની દેશભાષામાંથી ઉદ્‌ભવી છે. ડૉ. ગ્રીઅરસન જેવા ભાષાશાસ્ત્રનિષ્ણાતના બહુમાન્ય મત પ્રમાણે એના બે પ્રકાર હતા. એક આર્યોના Outer Band 'બાહ્યમંડલ'ની ભાષા, અને તેમાંથી આજે લાહંડા અથવા પશ્ચિમ પંજાબી, સિંધી, કચ્છી, મરાઠી, ઉડીયા, બીહારી, બંગાલી અને આસામી ઉદ્‌ભવી છે. અને આર્યોનાં 'આંતર મંડલ'–Inner Band–ની ભાષામાંથી પશ્ચિમ હિંદી, પંજાબી, ગુજરાતી, ભીલી ને પહાડી ભાષાઓ નીકળી છે. પૂર્વ હિંદીમાં બન્નેનું સંમિશ્રણ છે. ક્ષેત્રની દૃષ્ટિએ આ જુદી જુદી ભાષાઓ નથી. ખરું જોતાં મુંબાઇથી પેશાવર અને શીલોંગ સુધી એક ભાષા, દશ દશ કોશે ન જણાય તેમ સ્વરૂપ બદલતી, વિસ્તરે છે.

અસલી આર્યોની આ જ દેશભાષાનો આર્યાવર્તમાં બોલાતો શુદ્ધ પ્રકાર તે સંસ્કૃત; અને એ જ સંસ્કૃતની મદદ વડે દશકે દશકે, છેલ્લાં બે હજાર વર્ષો થયાં, દેશભાષાના પ્રકાર પાછા વિકસ્યા છે. એટલે આજની ઉપરોક્ત ભાષાઓ પર સંસ્કૃતનું પ્રાધાન્ય આકસ્મિક નથી, સ્વાભાવિક છે. પ્રાધાન્ય માત્ર ઉપરથી ઠોકી બેસાડેલું નથી, સ્વભાવજન્ય છે. એ બધી ભાષાઓ સંસ્કૃત કુલનંદીનીઓ છે. સંસ્કૃતનું બંધારણ એ એમનું બંધારણ છે. સંસ્કૃતની સમૃદ્ધિ એ એમની સમૃદ્ધિ છે, સંસ્કૃતનો આત્મા એ એમનો આત્મા છે. સંસ્કૃતમયતા એ જ એમનું સર્વ સામાન્ય તત્ત્વ છે, ને સંસ્કૃત વડે જ એ એકતા વ્યક્ત કરી શકે એમ છે.

દ્રવિડભાષાઓમાં કાનડી, તામીલ, તેલુગુ અને મલાયલમ એક બીજાનાં પાસેનાં સંબંધી, અને આ બધી ભાષાઓમાં પણ સંસ્કૃતનો અંશ એટલો બધો છે કે જો લિપિ અને ઉચ્ચારણનો ભેદ ન હોય તો તામીલ સીવાયની બધી ભાષાઓ આખા હીંદુસ્તાનમાં થોડી ઘણી સમજાય છે. મારા પોતાના અનુભવથી હું જાણું છું કે શિષ્ટ ગુજરાતીના જ્ઞાનવાળાને હિંદી બંગાલી કે મરાઠી સમજાય એટલું જ નહીં પણ મલાયલમ અને તેલુગુ પણ ઘણે અંશે અને કાનડી કંઇક અંશે સમજાય. સંસ્કૃતના સામાન્યત્વમાંથી આ એકતા ઉદ્‌ભવી છે અને ભાવિ હિંદીમાં એ તત્ત્વને પ્રાધાન્ય મળે તો તે સાહિત્યસમન્વયની ભાષા થવા પામે.

સંસ્કૃતના સામાન્ય તત્ત્વ ઉપર ભાર દેતાં હું જરા ય શરમાતો કે ખંચાતો નથી. સાહિત્યની પ્રાંતીય વાણી આજે સંસ્કૃતમય છે અને તેને સંસ્કૃતમય રાખ્યા સિવાય સાહિત્યમાં સમૃદ્ધિ આવવાની નથી. જો મારે ઉચ્ચ આદર્શો ને ઉંડા વિચારો વ્યક્ત કરવા હોય, જો મારે રસસમૃદ્ધ શબ્દો વડે સર્જકતા ખીલવવી હોય તો મને સુગમ એવી સંસ્કૃત ભાષાનો ભંડાર મૂકી હું કયાં જાઉં? હું અંગ્રેજી શબ્દો વાપરું તો એ પરદેશી શબ્દો હું બરોબર વાપરી કેમ શકું? અને વાપરું તો કેટલા સમજશે? હું અરબ્બી શબ્દો વાપરવા માટે પરશીયન કે અરબ્બી ભાષા શિખવા જાઉં? જો સત્ય જ વસ્તુ જોઇએ અને કહીએ તો તે એક જ છે કે સંસ્કૃત ભાષાએ પ્રાંતીય ભાષાઓને જે સમૃદ્ધિ અને એકતા આપ્યાં છે તેના વડે જ રાષ્ટ્રભાષામાં પ્રગટેલા સાહિત્યમાં એકતા અને સમૃદ્ધિ આવશે, બીજી રીતે નહીં આવે.

આનો અર્થ કોઈ ન કરે કે હું એવા મતનો છું કે સામાન્ય વ્યવહારમાં લોકોપયોગી

કે સાહિત્યમાં ૨૮ ધનેશ પચ્ચાણાના તદ્ભવ શબ્દોને નાંખી દઈ તેને બદલે જડબાતોડ સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કરવો. ભાષા સામાન્ય વ્યવહારમાં વપરાય છે ત્યારે બોલનાર સર્વસામાન્ય શબ્દોનો ઉપયોગ કરે છે, અને દરેક પ્રાંતીય ભાષામાં જે તદ્ભવ શબ્દો વપરાય છે તે પછી વધુ વૈવિધ્ય આપવામાં ઘણા જરૂરી છે. એ શબ્દોના વ્યવહાર વિના જનતાનું હૃદય સ્પર્શવું અશક્ય છે.

દરેક ભાષાના બે સ્વરૂપ હોય છે એક સ્વરૂપ જીવનના વ્યવહાર માટે હોય છે, બીજું સ્વરૂપ કલ્પનાવિલાસ અને વિચારને વ્યક્ત કરવા માટે. પહેલું સ્વરૂપ સર્વગમ્ય હોવું જોઈએ, બીજું સ્વરૂપ વિચાર અને ઉર્મિઓને વ્યક્ત કરે અને પોષે એવું હોવું જોઈએ. લોકગીતોની ભાષા વડે શિષ્ટ સાહિત્ય ન રચી શકાય; [illegible] ભાષામાંથી ગીતગોવિંદ ન લખાય. સર્વગમ્ય લોકસાહિત્ય અને સરસ્વતીના મંદિર નિર્માણ કરનાર શિષ્ટ સાહિત્યની વચ્ચે જે ભેદ છે તે ભેદ લોકોપયોગી ભાષા વચ્ચે અને સંસ્કૃતના વાઙ્મય ભાષા વચ્ચે છે;— આર્યાવર્તના ગામડાંઓમાં દુષ્યન્તના દુહાઓ બોલાતા હશે અને જેનું સરકારી સ્વરૂપ મહાભારતમાં આવ્યું છે તેની વચ્ચે અને કાલિદાસના શાકુંતલ વચ્ચે છે તેજ દુસ્તર ભેદ. શિષ્ટ સાહિત્ય અને તેની ભાષા એ જનતાનો વિષય નથી. સામાન્ય જનતાને કદિ એ સુગમ નહિ થાય. દરેક કારીગર તાજમહેલ ન બાંધી શકે. દરેક ગામડીઓ રચી શકે એવો તાજમહેલ ન બંધાય. અને જો પ્રાંતીય ભાષા ને બહુભાષા દ્વારા કલ્પનાના તાજમહેલો બાંધવા હોય અને તેમનું સૌંદર્ય હિંદભરમાં પૂજાતું કરવું હોય, તો સંસ્કૃત સાહિત્યના સુંદર આરસપહાણની સામગ્રી વિના છૂટકો નથી.

૭

આ પ્રશ્નની સાથે હિંદી અને ઉર્દૂનો પ્રશ્ન સંકળાયેલો છે, જો કે ઘણે ભાગે આ પ્રશ્ન સંયુક્ત પ્રાંતનો છે, બીજા પ્રાંતોનો નથી. એ પ્રાંતમાં સંસ્કૃતમય હિંદી અને ફારસીમય ઉર્દૂ વચ્ચે વિગ્રહ ચાલે છે. અને આ પ્રશ્ન જાણે આખા હિંદનો હોય એમ સમજી અણસમજુ પણ આ બાબતમાં જોડાઈ ને ઝઘડા વધારે આવેશ બનાવે છે.

આ વિષયમાં વસ્તુસ્થિતિ જોવી જોઈએ.

(૧) વાસ્તવિક રીતે હિંદી અને ઉર્દૂ એ જુદી ભાષાઓ છે જ નહીં. ગણ્યાગાંઠ્યા ફેરફારો બાદ કરીએ તો સંયુક્ત પ્રાંતની જનતા એક જ ભાષા બોલે છે, જેમાં સંસ્કૃત, ફારસી અને દેશી ત્રણેય તત્ત્વો છે. એ ભાષામાં જે ફારસી શબ્દો વધારે વાપરે તેને ઉર્દૂ બોલનારો કહીએ, જે સંસ્કૃત અથવા દેશીય શબ્દો વધારે વાપરે તેને હિંદી બોલનારો કહીએ. અને સામાન્ય માણસ તો વ્યવહારનો શબ્દ વાપરે, ભલે તે કોઈ પણ ભાષાનો હોય. આ જીવન્ત ભાષા તે [illegible] અધિકારીઓની દ્રષ્ટિએ હિન્દુસ્તાની કહેવાય. હિંદુની દ્રષ્ટિએ હિંદી કહેવાય, મુસ્લીમની દ્રષ્ટિએ ઉર્દૂ કહેવાય; અને ભારતીય સાહિત્ય પરિષદે એને હિંદી-હિન્દુસ્તાની કહી છે.

(૨) સૈકાઓ થયાં આ હિંદી–હિન્દુસ્તાનીનો સંસ્કૃતમય પ્રકાર સાહિત્યની પણ ભાષા છે. મલીક મુહમદ જાયસિ, અકબર બાદશાહના મંત્રી અબ્દુલ રહીમ ખાનખાના અને શાદી સાહેબ (૧૬૬૮–૧૭–) જેવા મુસ્લીમ સાહિત્યકારોએ પણ એની સેવા કરી છે. જ્યારે અર્વાચીન શિક્ષણપદ્ધતિ આવી અને હિંદુ લેખકોએ નવું સાહિત્ય રચવા માંડ્યું, ત્યારે સાધારણ રીતે આ સાહિત્ય વડે અને સંસ્કૃત સાહિત્યની પ્રેરણાથી એમણે સાહિત્યનું સર્જન શરૂ કર્યું, એટલે આ ભાષા વધારે સંસ્કૃતમય બની ગઇ. આને આપણે હિંદી કહીએ છીએ. આ હિંદી, ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાલ ને મધ્ય પ્રાંતમાં સહેલાઇથી સમજી શકાય છે. કાનડી, તેલુગુ અને મલયાલમ બોલનારા હિંદીના અભ્યાસીને પણ સુગમ છે.

(૩) અસલ જે હિંદી મોગલ લશ્કરની વ્યવહાર ભાષા બની તે ઉર્દૂ કહેવાઇ. એમાં સામાન્ય હિંદી કરતાં ફારસી શબ્દો વધારે હતા એજ ફેર. અર્વાચીન જમાનામાં જ્યારે મુસ્લીમ વિદ્વાનોએ એ ભાષાદ્વારા સાહિત્ય રચવું શરૂ કર્યું ત્યારે સ્વાભાવિક રીતે પોતાને સુગમ એવા ફારસી અને અરબ્બી સાહિત્યદ્વારા એમણે ઉર્દૂ સાહિત્યનો પ્રારંભ કર્યો. પરિણામે સાહિત્યની ઉર્દૂ ફારસીમય બની ગઇ, અને હિંદી–હિંદુસ્તાનીથી તેમજ સાહિત્યની હિંદીથી જુદી પડી. આ ભાષા માત્ર સંયુક્ત પ્રાંતના કેટલાક ભાગના હિંદુ ને મુસલમાન, અને બીજા પ્રાંતોના મુસ્લીમ વિદ્વાનોને સમજાય એમ છે. જે સંસ્કૃતમય હીંદી ભાષા સમજી શકે છે તે બધાંને આ ઘણે ભાગે પરભાષા જેવી છે. ૧

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે હિંદીમાંથી સંસ્કૃતમય હિંદી અને ફારસીમય ઉર્દૂ જેમણે બનાવી તેમને એ રસ્તો લીધા વિના છુટકોજ ન હતો. આ પ્રયત્નમાં ન હતો દ્વેષ, ન હતું વૈમનસ્ય, કે ન હતો સાંપ્રદાયવાદ.

એમાંથી એક પ્રવાહને અત્યારે રોકી શકાય એમ હું માનતો નથી. હિંદીનો લેખક આજે શૃંગારરસ વિકસાવે કે ઐતિહાસિક નવલકથા લખે તો તે જયદેવ અને વ્યાસ વાલ્મિકીની જ પ્રેરણા શોધે, બીજી એને મેળવવી શક્ય નથી. મુસ્લીમ લેખક સાહિત્ય સરજાવે તો તે શાદી અને હાફીઝ સિવાય બીજા કોને શરણે જાય ?

---

૧ ૧૯૩૧ ના સેન્સસ રીપોર્ટમાં ડૉ. હટન કહે છે એ શબ્દે શબ્દ સત્ય છેઃ

In the case of the spoken language admittedly the use of the terms Urdu and Hindi do give rise to embittered controversy between two schools which are generally speaking con-terminous with Hinduism and Islam in religion. In point of practice it is impossible to define any boundary between Urdu and Hindi as spoken, since the difference consists merely in a preference for a Persian or for a Sanskrit vocabulary, and as an illiterate man uses only the language of common speech it is generally the bias of the enumerator which would determine the category of his return.

[ અનુસંધાન પૃ. ૫૪૭ ]

# વિનોદકણિકાઓ

સતીશ મહેતા

—૧—

કવિ નર્મદાશંકરની શતાબ્દી ઊજવાયા પછી લોકોનું ધ્યાન એમના તરફ વધારે ખેંચાયું. બે જણા એમનું જૂનું ઘર શોધતા હતા. એક રસ્તે જનારે પુછ્યું, "આ નર્મદાશંકરનું ઘર કે?"

"હા જી, પણ તેઓ હાલ અહીં રહેતા નથી."

—૨—

ટેલિફોનની ઘંટડી વાગી ને રસોઇઓ ટે ફોન લેવા આવ્યો, "છગનલાલ છે કે?"

"અહીં એવું કોઈ રહેતું નથી."

"ત્યારે આ કયો નબર છે?"

"તમે ફેરવ્યો ને."

—૩—

સરકસની અંદર એક દક્ષણી અને ગુજરાતી બાજુબાજુમાં બેઠા હતા. એક ખેલમાં એક હાથી પીપ ઉપર ઊભો રહી ગબડાવતો હતો. આ જોઇ પેલા દક્ષણીએ ગુજરાતીને પૂછ્યુ:

"હાથ કસા વાટતે?"

"આ કયાં વાટે છ, આ તો પીપ ગોળ ફેરવે છ."

—૪—

"આજના છાપામાં છે કે ચોમાસામાં એબીસીનીયામાં પુષ્કળ વરસાદ પડવાને લીધે ઇટાલીઅન સીપાઇઓ લડી શકશે નહીં."

"પણ હું એમ કહું કે ઇટાલીઅન સીપાઇઓ મુંબઇની પીળી ટોપી માફક પગ આગળ છત્રી બેસી લડે તો કેવું?"

—૫—

રમણીકલાલ મુંબઇ આવ્યો હતો. ચરોતરના દેશમાં ગયો. બીજે દિવસે મુંબઇની રીત પ્રમાણે ટોપી વગર મહોલ્લામાં બહાર નીકળ્યો. સામેના ઓટલા પર છગનભાઈ બેઠા હતા તેણે બોલાવ્યો અને પુછ્યું, "કેમ ભાઈ કોણ?"

"કેમ ઓળખ્યો નહીં? એ તો હુ રમણીકલાલ."

—૬—

બહાર ગામ જતી ગાડીમાં ઓળખાણ બહુ જલદી થાય છે. એક ભાઈ ચડ્યા, પણ તેને વાતોનો બહુ જ કંટાળો. બાજુવાળો ખુબ વાતુડીઓ. તેણે ધીમે રહીને પૂછ્યું, "આપ ક્યાંના છો?"

[અનુસંધાન પૃ. ૫૫૮]

# ગુજરાતની સ્ત્રીઓના ગૌરવ ખાતર

ગુજરાતની સ્ત્રીજગતના ગૌરવ પરત્વે નીચેની પ્રશ્નાવલિ અમને મળી છે તેને પ્રસિદ્ધિ આપવાનું અમે આનંદપૂર્વક સ્વીકારીએ છીએ અને સમિતિના હેતુઓને સફલતા ઇચ્છીએ છીએ. આ પ્રશ્નાવલિના જવાબના ઉત્તરોની તારીખ ૩૧ : ૮ : ૩૬ સુધી લંબાવાઈ છે.

તંત્રીઓ, ગુજરાત

**ગુજરાત સ્ત્રી સંગઠન યોજના સમિતિ**

કોંગ્રેસ હાઉસ, ભદ્ર, અમદાવાદ

તા. ૧૩ : ૮ : ૩૬

# ન...વું...સા...હિ...ત્ય

## ૧ અવલોકનો

**પતંગીયાં:**—સંપાદક: જમુ દાણી: પ્રકાશક: સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર, ન્યુ ઈરા સ્કુલ, હ્યુગ્સ રોડ, મુંબાઈ, ૭: કુલ ગીતસંખ્યા: ૪૩

બાલકો અને બાલિકાઓને અતિશય પ્રિય થઈ પડેલ આ ગીતસંગ્રહની પ્રથમાવૃત્તિની કિંમત દસ આના રાખવામાં આવી હતી, બીજી આવૃત્તિ વેળા એ ઘટાડીને પાંચ આના રાખેલ અને હવે આ ત્રીજી આવૃત્તિની કિંમત માત્ર ત્રણ આના રાખેલ છે. પાંચ વર્ષમાં ત્રણત્રણ આવૃત્તિઓની જરૂર પડે એ આ નાનકડા પુસ્તકની લોકપ્રિયતા સાબીત કરે છે અને પહેલાં દસદસ આને મળતો સંગ્રહ હવે માત્ર ત્રણ આને મળે છે એ જાણતાં નાનકડાં બાળકો એની ચોથી અને પાંચમી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની બાઈ શ્રી જમુ દાણીને ફરજ પાડશે એવાં સ્પષ્ટ ચિહ્નન જણાય છે. બાલકોના માનસના ઊંડા અભ્યાસને પરિણામે શ્રી દાણીએ આ સંગ્રહ કર્યો છે એને પરિણામે જ આ સંગ્રહને આવડી સફળતા પ્રાપ્ત થઈ છે એમ વિના સંકોચે કહી શકાય.

"મ"

**સંગીત-મંજરી:**—ભાગ ૧-૨ સાથે: સંપાદક: બળવંતરાય દત્તાત્રેય કુલકર્ણી: પ્રકાશક: સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર: કિં. રૂ. ૦-૧૨-૦

ન્યુ ઈરા સ્કુલના પ્રીન્સીપલ શ્રી. વ્યાસ પોતાના આમુખમાં જણાવે છે તેમ "બાળકના સર્વાંગી અને સંગીન વિકાસ માટે શાળામાં બીજા વિષયોને જેટલું આજે સ્થાન છે તેટલું જ, બલ્કે તેથી ય વધારે સ્થાન સંગીત અને ચિત્ર જેવી કળાને હોવું જોઈએ—એ કલાઓથી બાલકની અંદર રહેલી ગૂઢ શક્તિ પ્રગટે છે અને તેના ચારિત્ર્યબંધારણમાં એ વસ્તુ સુંદર ભાગ ભજવે છે." ચિત્રકલા માટે શિક્ષણ આપવામાં જેટલી સરળતા છે તેટલી સરલતા સંગીત શીખવવા માટે નથી એ વાત જાણીતી છે. યુરોપીય સંગીતમાં નોટેશન પદ્ધતિ, શીખાઉઓ માટે ક્રમિક પરીક્ષાઓ વગેરે છે તેવું હજી આપણા સંગીતમાં કરવાનું રહ્યું છે. આવી વસ્તુસ્થિતિમાં નાનાનાના બાળકોને માટે, હમણા જુદેજુદે ઠેકાણેથી જુદાજુદા યત્ન થાય છે. એ યત્નો કેટલે અંશે સફળતા પ્રાપ્ત કરી શકે છે એ તરત જણાતું નથી એટલે આપણે તો આવા યત્નો વધાવી લઈને સંતોષ માનવો ઘટે.

સંગીત-મંજરીના સંપાદક આ ક્ષેત્રમાં અનુભવી છે અને તેમના સંગ્રહ ઉપરથી જણાઈ આવે છે કે ગીતો અને રાગની પસંદગીમાં વિવેક વાપરવામાં આવ્યો છે. માત્ર ન્યુ ઈરા જ નહિ પણ અન્ય સ્કુલો પણ આવાં પુસ્તકોનો ઉપયોગ કરે અને તેનાં પરિણામ જાહેર કરે તો આ દિશામાં સારી પ્રગતિ સાધી શકાય.

સંગીત-મંજરીની હવે પછીની આવૃત્તિઓમાં દરેક રાગનો સંપૂર્ણ ચાટ આપવામાં આવે અને સંગીતશિક્ષકોએ આ પુસ્તકના વસ્તુને કેવી રીતે શીખવવામાં ઉપયોગમાં

---

લેવું એ વિશે માહિતી આપનાર લેખ પણ ઉમેરવામાં આવે તો પુસ્તકના ઉપયોગીપણામાં આથી પણ વધારો થાય.

"મ."

**સંજીવની**—લેખક: સોપાન: પ્રકાશક: અંજલિ ગ્રંથમાળા, કેન્સો હૉલ, કરાચી: કિં. રૂ. ૧-૧૨-૦; પૃષ્ઠ ૩૬૨

આ જ લેખકનાં આગલાં પુસ્તક "અંતરની વાતો"ની સમાલોચના 'ગુજરાત'ના જાન્યુઆરી અંકમાં પ્રસિદ્ધ થઈ ગઈ છે. એમાં જ અમે લખેલું કે "આ કૃતિના લેખક માત્ર શુષ્ક જીવનકથાકાર નથી, જડ ઇતિહાસકાર નથી પણ ઉચ્ચ આશા આપતા સાહિત્યકાર છે." આ એમના બીજા પુસ્તકથી અમારા એ કથનને પુષ્ટિ મળે છે. નવલકથા કોને કહેવી એ વિષય ચર્ચામાં ઊતર્યા પછી પૂરી કર્યા સિવાય મૂકી શકાય તેવી કથા નથી. આપણે ત્યાંનું અહિંસક યુદ્ધ અનેક રીતે જગતના ઇતિહાસમાં અપૂર્વ રહેશે. એ વિશેના સર્વ પ્રકારના સાહિત્યના ગ્રંથો આવકારદાયક હોય જ. તેમાં વળી આ તો નવલકથાના પ્રકારમાં છે એટલે વાચકો ઘણા આનંદથી વાંચશે એવી ખાતરી રહે છે.

"ધૃ"

* કેટલાંક વિવેચનો—

સાહિત્યના ક્ષેત્રમાં આ પુસ્તક ઘણો સત્કાર પામ્યું છે. એ પુસ્તકનાં અવલોકનો અનેક વ્યક્તિઓએ જુદાજુદા દૃષ્ટિબિંદુથી કર્યાં છે. અને એ બધાં એટલી નિષ્ણાત વ્યક્તિઓથી થયાં છે કે મ્હારા જેવી વ્યક્તિ આ ક્ષેત્રમાં ઝંપલાવે એ અતિ સાહસિક પગલું કહેવાય. છતાં આ અવલોકન કરવા પ્રેરાઈ છું એનું કારણ એટલું જ છે કે મ્હને એ પુસ્તક બહુ કિંમતી લાગ્યું છે. ગુજરાતી સાહિત્યમાં આવા વિવેચનગ્રંથની બહુ જ આવશ્યકતા હતી. સાહિત્યના અભ્યાસીને માટે આ એક મૂલ્યવાન ગ્રંથ ગણાય.

લેખકના હાથ નીચે શિક્ષણ પ્રાપ્ત કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયેલું હોવાથી, એમનાં અનેક પુસ્તકો ઉપરનાં વિવેચનો જાણ્યા પછી, આવાં વિવેચનો પ્રસિદ્ધિમાં આવવાં જોઈએ એવો આગ્રહ મ્હને હતો. અને અનેકવાર એ પ્રસિદ્ધ કરવા માટે લેખકને વિનંતિ પણ કરેલી. એ વિદ્યાર્થીકાળે પણ મ્હને લાગતું કે આટલી સુંદર અને સચોટ વિવેચનશક્તિ માત્ર વિદ્યાર્થિનીઓની મર્યાદિત સંખ્યામાં પુરાઈ રહે એમાં ગુજરાતને મ્હોટી ખોટ છે. એટલે ગુજરાત આવા પ્રતિભાશાળી વિવેચકને પિછાને એવી અંતરની ઇચ્છાને પ્રકાશનદ્વારા મૂર્તિમંત થતી જોઈને અત્યંત હર્ષ થાય છે.

ઉચ્ચ કક્ષાના વિવેચકની વિશિષ્ટતાનાં ધોરણે શ્રી નવલરામભાઈને આપણે એ વર્ગના વિવેચક તરીકે લેખવામાં સંકોચ અનુભવતાં નથી.

વિવેચકમાં પ્રથમ આવશ્યકતા વિશાળ જ્ઞાનની છે. વિવેચનના પુસ્તકનું સંપૂર્ણ જ્ઞાન હોવા ઉપરાંત, એ જ્ઞાન પ્રદર્શિત કરવા એનામાં આંતરદૃષ્ટિ અને સ્હમજણ શક્તિ જોઈએ. માત્ર સાહિત્યનું વાચન પૂરતું નથી. એ સાહિત્યનાં પ્રેરકબળો—તત્ત્વજ્ઞાન અને

---

* કેટલાક વિવેચનો: લેખક: રા. નવલરામ જગન્નાથ ત્રિવેદી [illegible]

[ અનુસંધાન પૃ. ૫૫૨ ]

# તંત્રી સ્થાનેથી

## કવિ મૈથિલીશરણની સુવર્ણ જયન્તિ

હિન્દી સાહિત્યપ્રેમીઓને કવિ મૈથિલીશરણનું નામ કંઠસ્થ હશે. આ વરસે એમની સુવર્ણ જયન્તિ ઉજવવાનો જે પ્રબન્ધ હિન્દી સાહિત્યપ્રેમીઓએ તા. ૨૬–૭–૧૯૩૬ ના રોજ કરેલો તે પણ ઘણાને વિદિત હશે. પ્રશંસાથી દૂર પડી રહીને જરી વિનમ્રતાથી સાહિત્યસેવા કરનાર આ સજ્જનને આ પ્રસંગે અમારાં અભિનન્દન છે. હિન્દી સાહિત્ય સમ્મેલનનું પ્રમુખપદ સ્વીકારવાની પણ એમને વિનંતિ કરવામાં આવી હતી. છતાં તેનો પણ નમ્રભાવે અને એમની સ્વભાવસહજ નમ્રતાથી એમણે અસ્વીકાર કર્યો હતો. લોકની વાહવાહની સહેજ પણ ઇચ્છા વગર સંસારના કોઇ પણ ખૂણામાં પડી રહીને સાહિત્યસેવા નિષ્કામ વૃત્તિથી કર્યા કરવી એમાં જ આ કવિએ જીવનની પર્યાપ્તિ માની છે. આવા સત્પુરુષની સાહિત્યસેવા ઉજ્જ્વલ હોય તેમાં શું આશ્ચર્ય ? એમના જીવનની આ અર્ધશતાબ્દી પ્રસંગે અનેક પત્રકારોએ અને પત્રોએ પોતાની શુભેચ્છા દર્શાવી છે. અગે પણ એ બધા જોડે અમારો સૂર પૂરીએ છીએ અને કવિશ્રીને દીર્ઘાયુ ઇચ્છીએ છીએ.

## મુંબાઇની વિદ્યાર્થીપરિષદ

ચાલુ માસમાં ડૉ. સુમન્ત મહેતાને પ્રમુખપદે વિદ્યાર્થીઓની પરિષદ મળી. પ્રમુખ સાહેબે અને પરિષદે એમની દેશકાલે અને સંસ્કૃતિઓની ભયંકર અથડાઅથડીએ કરી મૂકેલી વિષમ અને વિકટ પરિસ્થિતિનો ઊહાપોહ કર્યો. આખો યે રાષ્ટ્ર જ્યાં પોતાના ગૌરવપૂર્ણ અસ્તિત્વ માટે જાગૃત થઇ ગયો છે ત્યાં વિદ્યાર્થીઓ જેવા તેના ભાવિ નાગરિકો ન જાગે અને પોતાનાં કર્તવ્યોની ચર્ચા કર્યા વિના વિમુખ અને શબ જેવા સડયા કરે એ અસ્વાભાવિક જ છે. વિદ્યાર્થીબન્ધુઓની આવી પ્રવૃત્તિઓ પ્રત્યે અમારી ઉમરની હમદર્દી છે અને એમના ભાવિને માટે અનેક વિષમ પરિસ્થિતિઓ છતાં અમે પૂરા આશાવાદી છીએ. રાષ્ટ્રનાં દેહવિકાસ, જ્ઞાનવિકાસ, સામાજિક, આર્થિક અને મુક્તિવિકાસ સામે અવરોધનાં હિમાલયશા ખડકો ઊભાં છે તેનો સામનો પ્રજાને સાથ આપી વિદ્યાર્થીજગત જેવું દેશનું ઊછરતું લોહી ન કરે એટલી ઉદાસીનતા હવે દેખાતી નથી એ વિદ્યાર્થીજીવનના ઉજ્જ્વલ અને સ્વસ્થ ભાવિનાં સ્પષ્ટ સુચિહ્નો છે. વિદ્યાર્થીઓને માથે રાષ્ટ્રોન્નતિની જવાબદારી સાથે તેમના સર્વાંગ શારીરિક, માનસિક અને બુદ્ધિવિષયક વિકાસ માટે ઝૂઝવાનું છે. શિક્ષણના માધ્યમ તરીકે માતૃભાષાને વહેલું અને માનાને શોભે તેવું ઉચ્ચ સ્થાન આપવાનું છે. શિક્ષણના વિષયોની બહુલતા, વ્યર્થ વિષયોના વર્ષોના અસહ્ય ભાર, જીવનનાં સોનેરી વર્ષો કેળવણી લેતાં લેતાં વધારે પડતાં ગુમાવવાં પડે છે અને તેનો લાભ શૂન્ય છે તે બધું શાંત ચિત્તે વિચારપૂર્વક વિચારી જવાની પહેલી જરૂર છે અને તે પછી પોતાના કર્તવ્યનો કાર્યક્રમ ઘડવાનો છે. વિદ્યાર્થીઓ આ બધું કરવા કટિબદ્ધ થાય એમ અમે ઇચ્છીશું. એમણે પરિષદ ભરી એમની જે નૈતિક હિંમત બતાવી તે માટે અમારાં તેમને અભિનંદન છે.

વડોદરા રાજ્યે ઉક્ત એકેડેમી સ્થાપવાનો હેતુ રાખ્યો છે અને તેના નિયમોનો ખરડો જાહેર પ્રજા આગળ રજૂ કર્યો છે.

## કવિ નાનાલાલ મણિમહોત્સવ

સોનાગઢ (કાઠીઆવાડ) ખાતે શ્રી. મૂળરાજસિંહજીના પ્રમુખપદે ઊજવવામાં આવ્યો હતો. કવીશ્રીએ 'પૃથ્વી પ્રસરેલો આર્યવંશ' એ વિષય પર સરસ ભાષણ આપ્યું હતું.

## જગતનું સૌથી પહેલું ઊડતું પુસ્તકાલય

અમેરિકાનું પૅસિફિક પરનું જહાજ 'ફ્લાઈંગ ક્લિપર' વેક અને મિડવે ટાપુઓ ઉપર આ પુસ્તકાલય લઈ ગયું છે.

## મુંબાઈ યુનિવર્સિટિમાં લશ્કરી તાલીમ માટે થનારી દરખાસ્ત

મુંબાઈ યુનિવર્સિટીમાં આવી દરખાસ્ત ડૉ. વાડ તા. ૧૯ મીની સભામાં પેશ કરનાર છે.

## શ્રીયુત અંબાલાલ જાની : જૂની ગુજરાતીના તંત્રિયા

તા. ૧ લી ઓગસ્ટે સત્તાવીશ વર્ષો સુધી પત્રકારત્વની સંગીન સેવા કરી શ્રી. અંબાલાલ જાની 'ગુજરાતી'માંથી નિવૃત્ત થયા છે. એમની સંશોધનપ્રિયતાનો લાભ હવે એ શ્રી ફાર્બસ ગુજરાતી સભાને આપી સભાનાં ઇતિહાસ અને સાહિત્યવિષયક હસ્તલિખિત પુસ્તકોની તારવણી કરી એમાંનાં ઐતિહાસિક તત્ત્વોનું સંશોધન કરશે.

## પ્રગતિશીલ સાહિત્યકારોનો સંકલ્પ

આ શીર્ષક તળે અમદાવાદના પ્રગતિમાન લેખક મંડળે પોતાનાં મંતવ્યો ગુજરાત આગળ રજૂ કર્યાં છે.

## મેકિસમ ગોર્કીનું છેલ્લું સુપ્રસિદ્ધ નાટક

આ સુપ્રસિધ્ધ રશિયન લેખકના કાગળોમાંથી એક અપ્રસિધ્ધ નાટકની હસ્તલિખિત પ્રત પ્રાપ્ત થઈ છે.

## નાગરિક સ્વાતંત્ર્ય સંઘ

આ સંસ્થાના માનદ પ્રમુખપદનો સ્વીકાર શ્રી રવીન્દ્રનાથ ટાગોરે કર્યો છે અને તેના મુખ્ય અધિકારી તરીકે શ્રી. સરોજિની નાયડુએ રહેવાનું સ્વીકાર્યું છે.

## હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયનું કવિતાવાચન

તા. ૭-૮-૩૬ને રોજ તરુણ ગુજરાતી સાહિત્ય સભાના આશ્રય નીચે શ્રી ફાર્બસ ગુજરાતી સભામાં થયું હતું.

## બર્નાર્ડ શૉ આયરિશ નાગરિક તરીકે

આયરિશ ફ્રી સ્ટેટની કચેરીમાં જઇ પોતે ફ્રી સ્ટેટ પ્રત્યે વફાદાર છે એમ સૂચવતી આ નાટ્યકારે સહી કરી છે.

[અનુસંધાન પૃ. ૫૫૭]

નથી માપી શકી! લગ્નની વાત કહું છું ને એ મહાન ચિન્તામાં પડી જાય છે!

........'બિચારી વિલાસ!' કર્યા કરે છે.

સૌદામિની: આગળ કાંઈ બોલતા નથી?

સૌરભ : કશું જ નહિ!

સૌદામિની: પણ મને નથી ગમતું સૌરભબેન! કાલની રાત મારી, પ્રભુ જાણે છે, શી રીતે ગઈ છે તે.

સૌરભ : એ તો તારી આંખો જ કહે છે! બીચારા સોહનલાલ! એમના ય નસીબનો જ વાંક કે બીજું કાંઈ! બાકી પાણી માગતાં દૂધ ધરે છે!

સૌદામિની: કરો વખાણ કરવી હોય તેટલી! પણ......સૌરભબેન! હજુ તો ક્યાં! આખું જીવન વીતાવવાનું છે! એ કહોને સૌરભબેન!...એને...! એમને કેટલો હલકો અભિપ્રાય બંધાયો હશે મારી વર્તણૂકથી?

સૌરભ : સામાન્ય મનુષ્યોમાં ઉદ્ભવતી નિર્બળતા ન સમજે તેટલા ભાવનાવિહીન એ નથી! અને સમજીને ય તે સ્થિતિમાં મૂકાએલ વ્યક્તિને માનસ પરીક્ષા કરતાં પહેલાં તેના સંયોગો, સ્વભાવ વગેરે તરફ દુર્લક્ષ કરે તેટલા અલ્પજ્ઞાની

**સૌદામિની:** [ નોકરને ચાહ બનાવવાનું કહી ] તમને ગીત ગાવાનો જ વખત લાગે છે ને આ ! હૈયામાં તો હોળી સળગતી હોય ત્યા...! કયું ગીત ?

" એ સુખડાની યાદ...!"

**સૌરભ** : અરે પેલું...શું બાજું ?

**સૌદામિની:** " મારો દીવડો રે...!"

**સૌરભ** : અરે ના બાઇ ના !...દીવડો બીવડો કાંઇ નથી...આ તો...તું સે'હિરમે પ્રકાશ ને આપણે બધાં બેઠા હતા મારે ત્યા અને તે ગાયું હતું. કેમ.. પ્રકાશે પેટી વગાડી હતી અને તે શરમાતાં શરમાતા ગાયું હતું ? બાજું હું ય હમણાંની તો ભૂલકણી થઇ ગઇ છું. હવે છે પણ હોઠે નથી આવતું !

**સૌદામિની:** [ચાળની સેર સાથે રમત કરતી ] આ ..હ... ' આનમના અંધકાર !" એ જ ના ? [ સૌરભ હકારમાં માથું હલાવે છે. ]

**સૌદામિની:** [ વાળની સેર સાથે રમત કરતી ] એ ગાયને બરાબર સૌરભબેન ! દીવડા ચડાવ્યા વગર આપણાથી નહિ ગવાય ! [ તે શરૂ કરે છે. ]

અાશાવરી–ત્રિતાલ

આનમના... ..અંધકાર , ...
ડૂબાવે... . ના ..વલડી......મઝધાર...!
ઘૂઘવતો. ... સાયર જળવીચિ
આભ ચડે ..ડગમગતી કીસ્તી
કેવળ ક્ષીણ ખરાબે ચડતી
દૂર, સુદૂર . ...કીનાર ........ડૂબાવે......
વ્યોમ ઉરે તારલીઆ ટમકે...
શશીઘર રજની અંગે મલકે
દૂર બાજે ધ્રુવ તારલ ટમકે
હૈયે મે.. ઘ...ડ્યા...રે..... ..ડૂબાવે......



[સૌદામિનીનો આત્મા ગીતનાં આલાપ તાનમાં વિચરી રહ્યો હોય છે ને પ્રકાશ પ્રવેશે છે. કૉલેજમાંથી સીધો જ આવતો હોય તેમ તેનાં કપડાં, હાથમાંનાં પુસ્તકો અને મુખ પરનાં સ્વેદબિંદુઓ સૂચવે છે.]

પ્રકાશ : [સસ્મિત] લ્યો...અહીં તો જલસો ચાલી રહ્યો છે ને કાંઈ! છે કાંઈ ચિન્તા...!

[ગાન બંધ પડે છે. હીંચકો પણ સાથે...]

પ્રકાશ : ખાનગી જલસો લાગે છે! મેં જ ભૂલ કરી! બોલ્યાચાલ્યા વગર ઊભો જ રહ્યો હોત તો!...!...અં...હં...I See...! આ તો એમ કે કદર વગરના માણસ આગળ...

સૌરભ : તમારી બહુ બીક લાગે છે એને! રખેને કાંઈ ભૂલ કાઢે...!

પ્રકાશ : કેમ ભૈરવી અને આસાવરી ભેગાં થઈ ગયાં હતાં?

સૌરભ : ભૂલ ન કાઢો તો પ્રોફેસર કોણ કહેશે! છેવટે ય બોલ્યા વગર રહેવાયું નહિ!

પ્રકાશ : સમજ્યાં નહિ તમે!

સૌદામિની: [સકટાક્ષ] અમે કાંઈ પ્રોફેસર નથી!

પ્રકાશ : કહેવાની એક પણ તક જતી કરો તો તમને સૌદામિની કોણ કહેશે! જરા લાગ આવ્યો કે કાટકો કરી ઝબુકયે જ છૂટકો!

સૌદામિની: હા...? અમે તો એવાં છીએ! સૌરભબેન ક્યાંથી હોય જાણે ય! [તે શબ્દે શબ્દ પર ભાર મૂકે છે.]

સૌરભ : અરે સુદ્દ?

પ્રકાશ : સુદુબેન! મને અન્યાય કરો છો તમે! હું તો એમ કહેતો હતો કે આસાવરી જેવાં સૌરભબેન અને...

સૌદામિની: ...ભૈરવી જેવી હું. એમ જ ના? [રડમસ થઈ] નેવનાં પાણી તે મોભે ચડતાં હશે? છો રહ્યાં અમે ખરાબ!

પ્રકાશ : મારી ઉપમાને શું કામ સાર્થ કરો છો?

સૌરભ : પાછાં લઢી પડશો! ગેલો ને બાદશાહેબ! તમારાથી ય એને ચીડવ્યા વગર રહેવાતું નથી અને એ ય એવી છે...જરાજરામાં માથે તાણી લે છે!

સૌદામિની: પણ જુઓને ત્યારે એ કેવું કહે છે!

સૌરભ : મને ય કહ્યું કે તેને એકલીને!

સૌદામિની: કરો વકાલત! તમને ય કહ્યું—! શું મોટું કહ્યું? તમે આસાવરી અને મને તો...! ભલે રહ્યાં અમે ભૈરવી! ક્યાં કોઈને ભારે પડીએ છીએ! બીચારા એ તો બોલતા ય નથી! આસાવરીને ઘેર જ કાં નથી જતા! શું કામ ભૈરવીનું મોઢુ ય જોવું પડે!

[તે રડી પડે છે.]

સૌરભ : અરે સુદ્દ! સુદ્દ! જુઓ કહું છું ને! હજુ તો મુખમાં જ બોલ છે ત્યાં તો...

પ્રકાશ : પણ ગમ્મતે ન થાય?

[ચાલુ]

પાસેથી ઊંચા સંસ્કારોની આશા ફળીભૂત થતી નથી. સાહિત્ય, સંગીત, કળા, હુન્નર અને સંસ્કારિતાની સેવા એઓ કરતા નથી.

મધ્યપ્રાંતના વેપારીઓને સહમિલન માટે કાંઇ ક્લબ જેવી સંસ્થા પણ નથી. આપણા ભાઇઓ સંઘજીવનની મોજ ચાખતા નથી. થોડા અપવાદો બાદ કરતાં ગુજરાતી પુસ્તકાલયો પણ હજી સ્થાપાયાં નથી. બાળમંદિરો, માધ્યમિક શિક્ષણની સંસ્થાઓ અસ્તિત્વમાં આવી નથી. સંસ્કારપોષક પ્રવૃત્તિઓને પ્રગતિ મળી નથી. ત્યાંનાં મુખ્ય શહેરોનું વર્ણન ગુજરાતી દૃષ્ટિથી નીચે મુજબ છે:

નાગપુર—મોટું શહેર છે. હાઇકોર્ટ, યુનીવરસીટી અને ગવર્નમેંટ મહેલ ધરાવે છે. બંગાલ નાગપુર રેલ્વે અહીંથી શરૂ થાય છે. ગુજરાતીઓની વસતિ સાતેક હજારની ગણાય છે. અહીંની નારંગીઓ બહુ વખણાય છે. કલકત્તા અને મુંબઇ વચ્ચેનું સ્ટેશન છે. સીતાબાલ્ડી ટેકરી ઉપર ભોંસલેનો મજબુત કિલ્લો છેઃ ગુજરાતીઓનું મોટું સંસ્થાન અને સારો વેપાર અહીં છે.

હીંગનઘાટ—એ કપાસનું મોટું મથક છે. કપાસના ગુજરાતી વેપારીઓથી ઉભરાય છે. એના જીલ્લામાં ગુજરાતીઓનાં ઘણાં જીન પ્રેસો છે. તાતાની એમ્પ્રેસ મીલ બહુ મોટી છે. સર બેજનજી અને તેમના સુપુત્રનો કારભાર વખણાય છે.

જબલપુર—નાગપુર જેવડું જ શહેર છે. અમરકંટકના પહાડમાંથી નીકળી નર્મદા જબલપુરના આરસના પર્વતો ભેદી ખળખળ કરતી જાય છે એ દેખાવ ભારે સુંદર છે. અહીં ઘઉંનો મોટો વેપાર છે. તેમાં ગુજરાતીઓનો સક્રિય ભાગ છે. જબલપુરથી ઇસ્ટ ઇંડીયા રેલ્વે જી. આઇ. પી. સાથે સંગમ કરે છે. ગોંડીઆ એ સામાન્ય મોટું શહેર છે. એમાં બીડીનાં પાનનો મોટો ઉદ્યોગ છે. એ ઉદ્યોગમાં કેટલાક ગુજરાતીઓ લક્ષાધિપતિ બન્યા છે. વારોરા—એ નાનું શહેર છે. પરંતુ એમાં કોલસાની ખાણોનું મથક છે. બીજા નંબરનો સાધારણ કોલસો આ ખાણોમાંથી નીકળે છે તે નાગપુરની કાપડની મીલોમાં વપરાય છે. મુંબઇની મીલો નાગપુરનો મધ્યપ્રાંતિય કોલસો બહુ મંગાવતી નથી. ગુજરાતી માલેકીની ખાણો છે. એ બહુ નફો કરતી નથી.

-- બીજો મોટો ઉદ્યોગ મેંગેનીઝ ધાતુની ખાણો છે. એ ધાતુ લોઢું બનાવવા કામ લાગે છે. વિલાયત પણ ખુબ ચઢે છે. એમાં પંદર વીસહજાર મજુરો કામ કરે છે. સાડા પાંચ વાલટન માલ ખોદી કાઢે છે. એમાં પણ ગુજરાતી પ્રતિનીધિત્વ પોતાનો મોભો ઠીક જાળવી રહ્યું છે. વારધા એમાં ગુજરાતીઓની દુકાનો છે. વેપારીઓ પણ ગુજરાતીઓ છે. પરંતુ એ ગુજરાતીઓનું હાલ તીર્થધામ બન્યું છે. અહીં શ્રી જમનાલાલજી બજાજે બાંધેલા આશ્રમમાં પૂજ્ય ગાંધીજી રહે છે. તેમ કોંગ્રેસની વર્કીંગ કમિટી પણ અહીં જ મળે છે. એટલે આખા હિંદ માટે રાજ્યદ્વારી તીર્થક્ષેત્ર બની રહ્યું છે. સાગર—સાગરના મોટા સુંદર તળાવની પાસે છે. એમાં પણ ગુજરાતીઓની વસતિ છે. આકોલા એ વીરારનું મુખ્ય શહેર છે. એ તો ગુજરાતીઓની મોટી વસતિ હોવાથી લગભગ ગુજરાતની સ્હેજ ઝાંખી કરાવે છે. એમાં અનેક જીનપ્રેસો ગુજરાતી માલેકીનાં છે. કપાસના વેપારમાં ગુજરાતીઓ બહુ રસ લઈ રહ્યા છે. આથી ઉમરાવતીમાં પણ ગુજરાતીઓનાં જુનાં

થયાં છે. ગામડાંઓમાં કપાસ લેવાને ઘણા ગુજરાતીઓએ અડ્ડો જમાવ્યો છે. ગામડાંઓમાં દુકાનો પણ ગુજરાતીઓની ઘણી છે. મધ્યપ્રાંતમાં લાખની પેદાશ થાય છે. ફોનોગ્રાફની ચુડીઓ લાખની બને છે. એ ઉદ્યોગ પ્રગતિશીલ છે. એમાં ગુજરાતીઓ થોડોઘણો રસ લઈ રહ્યા છે.

એક વિષયમાં ગુજરાતીઓ હમેશાં બહુ પછાત છે. તેઓ રાજ્યકારભારમાં પોતાના મોભા અને સંપત્તિ પ્રમાણે લાભ ઉઠાવી શક્યા નથી. કોઈ મ્યુનીસીપાલીટી, જેવી કે જબલપુર, નાગપુર, આકોલા કે ઉમરાવતીમાં તેમના મેમ્બરો બન્યા હશે! પરંતુ તેઓએ પણ આગેવાનીભર્યો ભાગ લીધો જણાયો નથી. નાગપુરની ધારાસભામાં તેમનો પ્રવેશ પણ નજીવો છે. એટલે ગુજરાતીઓને વેપાર અને ઉદરનિર્વાહ સિવાય બીજું કાંઈ ધ્યેયસ્વરૂપ નથી એમ સાબીત થાય છે. કોન્ટ્રાક્ટ લઈ મોટાં બાંધકામો કરવામાં પણ તેમણે પ્રગતિ કરી છે. પરંતુ બીજી સંસ્કૃતિ અને ભાષા પર એવી અસર કરવામાં ગુજરાતીઓ પછાત છે મારવાડીઓ ગુજરાતી કરતા પણ વધારે વાણિજ્યમૈત્રી છે. પરંતુ સંસ્કૃતિમાં ગુજરાતીઓ કરતાં પણ પછાત છે.

એક વિષય ગુજરાતી પ્રજાની ધ્યાનમાં લાવું છું. જેમ મહાગુજરાત પોતાના વેપારીઓ, કોન્ટ્રાક્ટરો, કારીગરો અને મજુરો ભિન્ન ભિન્ન પ્રદેશોમાં મોકલે છે, તેમ સંસ્કારવાળા સ્નાતકો અને ડોક્ટરો, વકીલો અને શિક્ષકોને પણ મોકલવા જોઈએ. એમના વગર આપણું સંસ્કારજીવન રૂંધાય છે. ગુજરાતીઓની ઉચ્ચ છાપ બીજી પ્રજાઓ ઉપર પડતી નથી. વિદ્વાનવર્ગ શા માટે ગુજરાતમાં જ ચોંટી રહે છે તેનું કારણ સમજાતું નથી. આવડી મોટી ગુજરાતી વસતિ આ પ્રદેશ ધરાવે છે છતાં એક પણ ગુજરાતી દૈનિક, માસિક કે અઠવાડિકનો પ્રસવ થયો નથી. કોઈ ગુજરાતી સારો લેખક પણ જોવામાં આવ્યો નથી.

[ અનુસંધાન પૃ. ૪૮૮ ]

"બાપુ, મ્લેચ્છ ઘોઘાબંદર જવાનો હશે તો ક્યારનો જઈ પહોંચ્યો હશે."

"તો એનો ઘાણ પણ નીકળી ગયો હશે."

"તો પીડા ઓછી," વિમળે ઉમેર્યું. "તમને ઘણી ઉંઘ આવતી હશે."

"નારે, મને આજે ઉંઘ જ નથી આવવાની. પેલાના શબ્દો મારા કાનમાં સંભળાયા જ કરે છે."

માણસ પાસે ધાર્યું કરાવે. અને માનશો ? મેં દશ વર્ષમાં કોઈ દહાડો એને મીજાજ ખોતાં નથી જોયા."

"જાઓ, જાઓ. જેને મીજાજ ન હોય એ તે માણસ ?"

"મહેતાજી અમારા રાયને હંમેશા કહે છે: જેને ક્રોધ હોય તે રાજવી એપે, જેને ક્રોધ ન હોય તે મંત્રી એપે."

"ત્યારે તમને ક્રોધ નથી થતો ?"

"કોઈ કોઈ વાર થાય છે તેથી જ હું મહેતાજીનો સગોવડીયો નથી. હોત તો રાવળ ના કહેત ?" વિમળ હસ્યો, અને સામંત હેતથી આ નવા મિત્ર સામું જોઇ રહ્યો. પહેલો વિસામો આવ્યો ત્યાં તેઓ થોભ્યા. ત્યાં તપાસ કરતાં માલમ પડ્યું કે મુખીએ બીજે વિસામે થોભવાનો વિચાર રાખ્યો છે. વિમળને રુચ્યું—એટલો મુખી ઝાલોરથી દૂર ગયો.

[ ચાલુ

તેંથી એંનું બોલાય ગેયું—હોશે થેયું તે થેયુ!
કંયી પેરીમાંથી આંપ પદારોં છો? ઈબ્રાંહિમ,

જાં તો, જરા સેંથ માંટે 'ચા' ની વર્દી આંપિ આંવ,–
સાંલાં નોકરો સાથે માંથુ કુટીકુટીને રોજ
જાંને થઇ જતી મારા મગજની સુતરફેંની!
દુકાંનદારીનું કાંમ બંહુ સાંલુ કપરૂં છે."
જેમ જેમ જતો હતો વખત, હા; તેમ તેમ

અકળાવા નરોતમ વધારે વધારે લાગ્યો,
પાર તેની ગુંચવણુ કેરો નહિ રહ્યો, જ્યારે
પડી ચાહ તેની પાસે ગરમ ગરમ આવી.
કેવી રીતે સમજાવી શકે તે પોતાની સ્થિતિ
હાવે? કેમ કરી કહી શકે તેમ અથવા જ

કે પોતે છે કેસરનો ધણી? ચહા તણો સ્વાદ
તેને દવા જેવો લાગ્યો. તૈયબજી શેઠ પણ
વિચારમાં ગર્ક હતા નિહાળતા તેનો ચહેરો,
કરતા ફિકર, કેટલાનો હશે માગનાર
જેણે નહિ નામ હજી પોતાનું હતું બતાવ્યું.
એટલામાં એક નરોતમને વિચાર સૂઝ્યો

અને સૂઝતાંની સાથે અમલમાં મૂકી દીધો.
કાઢી તેણે ગજવાની મહીંથી 'ફાઉન્ટન-પેન'
અને એક કાપલીની ઉપર લખાને આપું,
આપી તરત જ શેઠ તૈયબજીને હાથોહાથ:—
"હું તમારૂં કામ કરનાર બાઈ કેસરનો

ધણી, નામે નરોતમ, લખું છું જણાવવાની
રજા, કે મ્હારે પડેલું હોવાથી કામ શેઠું
આવ્યો છું તમારી પાસે લેવા, ઓ ઉદાર શેઠ,
ચઢેલો પગાર તેનો—મારો આવકાર તમે
નકામો કર્યો આ બધો."

કાપલી એ વાંચતાં જ
ક્રોધ કરી તીખા બોલી ઉઠ્યા શેઠ તૈયબજી,
વરસાવતા અનેક સખુનનો વરસાદ,
ઘોંઘાટથી જેહના બજાર બધું ભેગું થયું:—

" આંયો બૈરીનો પગાર લેંવાને સાંઝાનો ભાઇ
તેંમાં આવો બદ્દો થસ્સો રાંખવાનું કારન સું ?

કરાની બિગાર મારી દુકાંન તેં ભારે મારી,
બેંવકૂપ, બદમાંસ, નાંલાયક, કમબખ્ત !
મેં તો જાનું કે આંયો હસે કો મારો લેંનદાર
આંઘેનો, તેથી મેં તારી સરબરા કરી આંરી
નાંનમ લગારી મને નફ્ફન નરોતિયો !......

હોંસે—સારૂં થેયું, નહિ નીંકરે એ આનતિઓ,
ની તો એને આંપન સું ?—હરામજાદીનો કોઇ !
ધક્કાંદ્દિમ, સંવાનન રૂપિયાની પાંવલીઓ
પંકરાવી દે એને કે જલદી એ ઘાંદે પરે;
અને એંની કેંસરીને પન કરી દેંજે કેં એ
કાંલથી ન આંવે કાંસે."

પતીલ

## અર્પ્યું એ જ આપણું

: શિખરિણી :

વદે શૃંગો " જાતો ઉર રસ અમારો વહી નદી–
" રૂપે, ને ના રે'તો અમ ઉર વિષે સંચય કહીં; "
કહે એવું સુણી કવિ–" ચુપ રહો ! જે જગ વહે
" તમારો તે સાચો રસ; ઉર તણો કોઇ ન લહે."

જેઠાલાલ ત્રિવેદી

[ ભારતીય સાહિત્ય અને ભાષા અનુસંધાન પૃ. ૫૨૨ ]

જ્યાં સુધી સંયુક્ત પ્રાંતના જીવનવ્યવહારની ભાષા હિંદી-હિંદુસ્તાની સાહિત્યનું વાહન થવા જેટલી સમૃદ્ધ ન થાય ત્યાં સુધી આ બે પ્રવાહોનો સંગમ અશક્ય છે. પણ જો વધુ પ્રમાણમાં ઉર્દૂ સાહિત્યના અનુવાદો હિંદીમાં થાય અને હિંદી સાહિત્યના અનુવાદો ઉર્દૂમાં થાય તો પરિણામે સાહિત્યવિનિમય વધે અને જીવનવ્યવહારની હિંદી-હિંદુસ્તાની સાહિત્યોપયોગી થવા લાગે.

અંગ્રેજી રાજ્ય આવ્યું તે પહેલાં હિંદી લેખકો ફારસી શબ્દ વાપરતા અચકાતા નહીં, ને ઉર્દૂ લેખકોને સંસ્કૃત શબ્દોનો આભડછેટ નહોતો. અત્યારે દુર્ભાગ્યે રાજકીય અને ધાર્મિક વૈમનસ્યને લીધે આજે હિંદી લેખકને ફારસી શબ્દ વાપરવાની સુગ હોય છે અને મુસ્લીમ લેખકોને સંસ્કૃત શબ્દ અકારા થઈ પડે છે. બન્ને કોમના લેખકો જો આ સુગ કાઢી નાખે અને બન્ને ભાષામાંથી જે યોગ્ય શબ્દો હોય તેનો ઉપયોગ કરે તો સંસ્કૃતમય હિંદી અને ફારસીમય ઉર્દૂ વચ્ચેનું ઘણું અંતર કપાઈ જાય.

હિંદુ-મુસ્લીમ કોમોનો જે કડવો પ્રશ્ન છે તેનું જ આ એક અંગ છે. જ્યાં સુધી હિંદુઓ અને મુસ્લીમો વધારે નિકટ સામાજિક અને સાંસ્કૃતિક પરિચયથી એકતાભાવના ન વિકસાવે ત્યાં સુધી આ પ્રશ્નનો અંતિમ નિવેડો આવવાનો નથી.

૮

હિંદી-હિંદુસ્તાનીનો બીજો એક પ્રકાર મુસ્લીમો સંયુક્ત પ્રાંતની બહાર જુદી જુદી રીતે બોલે છે. નિઝામ હૈદરાબાદમાં આ લગભગ ઉર્દૂને સ્પર્શે છે. ગુજરાતમાં એ લગભગ ગુજરાતી બની જાય છે ને મહારાષ્ટ્રમાં એ મરાઠીની સમીપ આવી પહોંચે છે. એનો કાનડી પ્રકાર પણ બીજાપુર જેવાના મુસલમાન સીપાઈઓને બોલતા સાંભળેલા. તે જ પ્રમાણે રાજસ્થાનથી બિહાર સંયુક્ત પ્રાંત સિવાયના બીજા પ્રાંતોમાં ફેલાયેલાં સાધુઓ હિંદી બોલવાનો પ્રયત્ન કરે છે ત્યારે ઘણે ભાગે પોતાની દેશભાષામાંથી સંસ્કૃત તત્ત્વો લઈ તેને હિંદી વ્યાકરણપદ્ધતિએ વાપરે છે. આ સાધુભાષામાં સંસ્કૃત તત્ત્વ પ્રધાન છે, કારણ કે બોલનારને એ જ ભંડારમાંથી શબ્દો મળે છે. હિંદની ભાષાઓમાં જે સામાન્ય તત્ત્વ છે તે આ રીતે એક નવી ભાષારૂપે બહાર પડે છે.

આ બધા પ્રયોગો ધ્યાનમાં લેતાં એમ લાગે છે કે સંયુક્ત પ્રાંતના લોકોની વ્યવહારની ભાષા એ એક. હિંદના એક પ્રાંતની એ જીવન્ત માતૃભાષા, આખા દેશના વ્યવહારની સામાન્ય ભાષા નહીં.

આ ભાષાના ખોખામાં ઘણે અંશે સંસ્કૃત શબ્દો ભરી, સંયુક્ત પ્રાંતની બહારના વાણીઓ વપરાશમાં આણી રહ્યા છે એ જુદી-એ ભાષા તો ઉપભાષાઓની સારણી મા. આ ભાષાઓ બોલનારાઓનો જીવનવ્યવહાર એમની માતૃભાષા દ્વારા જ રહેવાનો, એમની સાહિત્ય પ્રવૃત્તિ એ ભાષા વડે જ વિકસવાની. પણ જેમ જેમ રાષ્ટ્રભાવ વધતો જશે, જેમ જેમ વિજ્ઞાન હિંદુસ્તાનના જુદા જુદા ભાગોને એક બીજાની સમીપ લાવતું જશે, જેમ જેમ આખા દેશના સંસ્કાર ને જીવન એકધારું થતું જશે તેમ તેમ આ ભાષા જીવંતતા

પ્રાપ્ત કરશે. પણ જ્યાં સુધી દૃષ્ટિ પહોંચે છે ત્યાં સુધી પ્રાંતોની દેશભાષાઓનું સ્થાન કદિ નહીં લઈ શકે. એટલે અંશે આ ભાષા જીવનવ્યવહારની ભાષા થતી જશે તેમ તે એનો કોષ અર્વાચીન જીવનની જરૂરીઆતોને પહોંચી વળે એવો સર્વગ્રાહી થઇ જશે એમાં ઘણા યુરોપીય શબ્દો પણ આવશે. અને જ્યારે આખા હિંદ જીવનવ્યવહાર એકધારો થશે ત્યારે આ બધાં તત્ત્વો જેમાં એકાકાર થયાં છે એ રાષ્ટ્રભાષા જીવંત થશે, એમાં સાહિત્ય સરજવું સરલ થઇ પડશે. અને પછી ઉર્દૂ, હિંદી સંસ્કૃત-ફારસીના ઝગડાનું નામ કે નીશાન નહીં જડે.

૯

આ બાબતમાં લિપિનો સવાલ અગત્યનો બને છે. લિપિ એક હોય તો બંગા હિંદી, ગુજરાતી ને મરાઠી જે પ્રાન્તોમાં આ ભાષાઓ બોલાય છે ત્યાં એ ચારે ભાષા જરૂર વંચા અને બીજા પ્રાંતોમાં જે રાષ્ટ્રભાષા બોલતા થાય તે પણ વાંચે. આ લિપિ તો દેવનાગરી હોઈ શકે.

આ વિષયમાં પણ હિંદુ-મુસ્લીમ મતભેદનો સવાલ આવે. મુસ્લીમો આ ઉર્દૂની લિપિ છોડી આપણી સ્વીકારે એ આશા તો ન જ રાખી શકાય. જ્યાં હિંદુઓ પણ એક લિપિ નથી ત્યાં દેવનાગરી અને ઉર્દૂ બે શીખવાનો પ્રયાસ પણ નિષ્ફળ બ એટલે વાસ્તવિક નિરાકરણ તો એકજ હોય કે જ્યાં દેવનાગરી સ્વીકારી શકાય ત્યાં સ્વીકારવ અને ઉર્દૂ દેવનાગરીનું સમાધાન એ લિપિ દ્વારા કે રોમન લિપિથી કરવું એ સવા પછી રહે છે.

આજે આપણે ગુજરાતીઓ શિરોરેખા વગરની દેવનાગરીમાં તો લખીએ છીએ દાખલા તરીકે ક, ચ, જ, ફ, બ એમાં પાંચજ અક્ષરોમાં થોડો ફેરફાર થઇ ગયો છે સીધો કરતાં તો વાર લાગે જ નહીં. ઘણા હિંદીભાષીઓ ને મરાઠીઓ વ્યવહારમાં શિરોરે વગરની લિપિ વાપરે છે. જો શિરોરેખા વિનાની દેવનાગરી પ્રચલિત કરી શકાય તો એ મોટો ગઢ જીત્યો કહેવાય.

દેવનાગરી લિપિ બધા પ્રાન્તો પાસે સ્વીકારાવવી એ એક વાત; એ લિપિ વૈજ્ઞાનિક દૃષ્ટિએ સુધારા કરવા એ બીજી ને તદ્દન નીરાળી વાત. એ બે વાતનું જુ જુદી રીતે જ નિરાકરણ થઇ શકે. આજે લિપિસમિતિ અને ગાયકવાડ સરકારે સ્થાપે સમિતિએ આ નિરાકરણ આણવાના પ્રયત્ન આદર્યા છે પણ જ્યાં સુધી દેવનાગરી બંગા ને ગુજરાતમાં સ્વીકારાઇ નથી થઇ ત્યાં સુધી આ પ્રયત્નોને જોઇતો ઝોક મળ મુશ્કેલ છે.

૧૦

ઉપરના પ્રશ્નોને હવે આપણે ૧૯૩૧ ના વસ્તિપત્રકમાં આપેલી બોલનાર સંખ્યાની દૃષ્ટિએ વિચારીએ.

| | | |
|---|---|---|
| ૧. | હિંદુસ્તાનમાં ( બ્રહ્મદેશ સહીત ) દેશભાષા બોલનારની સંખ્યા | ૩૪,૯૮,૬૬,૦૦૦. |
| ૨. | સંસ્કૃતકુળની ભાષાઓ બોલનાર | ૨૫,૩૭,૧૨ ૦૦૦. |
| ૩. | હિંદી–હિંદુસ્તાની જેની માતૃભાષા હોય તે | ૧૨,૦૨,૩૯ ૦૦૦. |
| ૪. | હિંદી–હિંદુસ્તાની જે સહેલાઈથી સમજી શકે તે | ૧૧,૦૦ ૦૦,૦૦૦. |
| ૫. | દેવનાગરીમાં લખાતી ભાષા બોલનાર | ૧૪,૧૬,૨૯,૦૦૦. |
| ૬. | દેવનાગરીના જ પ્રકારની લિપિમાં લખાતી ભાષા બોલનારની સંખ્યા | ૯,૩૩,૫૧,૦૦૦. |
| ૭. | સંસ્કૃતપ્રધાન દ્રવિડ ભાષાઓ બોલનાર | ૪,૧૭,૧૮,૦૦૦. |
| | મલયાલમ: ૯૧,૩૮,૦૦૦. | |
| | કાનડી ૧,૧૨,૦૬,૦૦૦. | |
| | તેલુગુ: ૨,૬૩,૭૪,૦૦૦. | |
| ૮. | સંસ્કૃતપ્રચુર ભાષા બોલનાર | ૨,૧૪,૧૨.૦૦૦. |
| | તામીલ: ૨,૦૪,૧૨,૦૦૦. | |
| | બીજી ભાષાઓ. ૧૦,૦૦,૦૦૦. | |

બીજી રીતે ગણીએ તો—

૧. હિંદમાં દર ૧૦,૦૦૦ માણસે ૯,૯૮૨ માણસો દેશભાષા બોલે છે.

૨. આ દસ હજારની સંખ્યામાં ૭,૨૩૫ સંસ્કૃતકુળની ભાષાઓ બોલે છે, જેનું સાહિત્ય અને કોશ સંસ્કૃતની પ્રેરણાથી ઉદ્ભવ્યા છે.

(અ) આ સંખ્યામાંથી ૪,૦૫૩ દેવનાગરી લિપિમાં લખાતી ભાષાઓ વાપરે છે; અને

(આ) ૨,૬૬૨ દેવનાગરી લિપિના કોઈ એક પ્રકારમાં લખાતી ભાષાઓ વાપરે છે; એટલે ૬,૭૧૫ માણસો થોડે ઘણે પ્રયત્ને દેવનાગરી લિપિ સ્વીકારી શકે.

૩. ૧,૨૩૪ માણસો સંસ્કૃતપ્રધાન દ્રવિડ ભાષાઓ વાપરે છે. એમનું સાહિત્ય સંસ્કૃત સાહિત્યની સમૃદ્ધિ ભરપૂર છે. એ તત્ત્વથી જ એમનાં સાહિત્ય અને કોશ સંસ્કૃતકુળની ભાષાઓ જોડે એકતા સાધી રહ્યાં છે.

૪. ૫૮૩ માણસો સંસ્કૃતપ્રચુર દ્રવિડ ભાષાઓ વાપરે છે. એમના સાહિત્યમાં સંસ્કૃતનું સારું તત્ત્વ છે, અને કોશમાં ઠીકઠીક છે. એ તત્ત્વ વડે જ એ હિંદની બીજી ભાષાઓ જોડે સમાગમમાં આવી શકે.

દર ૧૦૦ હિંદીઓએ હીસાબ કરીએ તો—

| | | |
|---|---|---|
| (અ) | સંસ્કૃતકુળની ભાષા બોલનાર | ૭૨ |
| | હિંદી બોલનાર: ૩૪ | |
| | હિંદી સમજનાર ૩૧ | |
| | દેવનાગરીમાં લખાતી ભાષા બોલનાર ૪૦ | . . . |

જે માતૃભાષાની સેવા કરશે તેજ સાહિત્ય સમન્વયની ખરેખરી સેવા કરશે; જે સાહિત્ય સમન્વયને ઉત્તેજશે તે માતૃભાષાની પણ અભિવૃદ્ધિ સાધશે.

હિંદ રાષ્ટ્ર છે, વિરાટ પુરુષ થતું જાય છે. એકતાન થવાનો એને નાદ લાગ્યો છે. એક ભાષા, એક લિપિ, એક સાહિત્ય—પૂર્વે ન હતાં તેવાં—સરજાવવાના એને કોડ જાગ્યા છે. આ વસ્તુસ્થિતિ દરેક પ્રાન્તીય સાહિત્યક આગળ વિશાળ વિભવનું અદ્ભુત દર્શન ઉભું કરે છે. જે પૂર્વે સાહિત્યકોની સેનાઓ ન કરી શકી તે આજે અર્વાચીન સાહિત્યકારોએ કરવાનું છે, પોતાના પ્રાણ રેડી એવું સાહિત્યનું સર્જન કરવાનું છે કે જેથી એક થતા તરુણ હિન્દના પ્રાણનો એમાં પડઘો સંભળાય. એકતાનો નવો યુગ ઉઘડે છે. બેઠી ભૂમી એ એકતા આપણે સાહિત્યમાં મૂર્તિમાન કરીએ, એમાં નવી સભ્યતાના દર્શન કરીએ એજ આપણું કર્તવ્ય. એ કર્તવ્ય કરતા આપણે સર્વ ધર્મો છોડીને સાહિત્યના આદ્ય સર્જનહારને શરણે સર્વભાવે જવું જોઈએ છે. જેમના વડે આજે ભારતના સાહિત્યને સંસ્કાર એક છે—જેમનું આપણા સાહિત્ય શિરોમણિઓ અનિમિષ દ્રષ્ટિએ ધ્યાન કરતા—જેમને "ચાતુર્વર્ણનો સ્રષ્ટા", "હિમાદ્રુરૂપે દૃષ્ટિ" અને "સ્વભાવદર્શન ગુરુ" તેઓ માનતા—તેમને જ, આજે પણ, व्यासाय विष्णुरूपाय व्यासरूपाय विष्णवे । नमो वै ब्रह्मनिधये वासिष्ठाय नमो नमः ॥

---

[ગુજરાતી સ્ત્રીઓના ગૌરવ માટે અનુસંધાન પૃ. ૫૮૫]

(૧) મોટા ભાગનું સાહિત્ય શૃંગાર, પ્રેમ અને વધુ પડતી લાગણીને પ્રાધાન્ય આપે છે અને સામાન્ય જનતાની પ્રવૃત્તિને અનિષ્ટ માર્ગે દોરવામાં કારણભૂત બને છે. આ સંબંધમાં આપનો મત જણાવશો ?

(૨) સ્ત્રી વ્યક્તિત્વ અને સ્વાવલંબનને પંથે જઈ સાચું જીવન જીવી શકે એવો પ્રચાર કરવામાં આપ સાહિત્યકાર તરીકે આપનો સહકાર આપશો ?

• સાહિત્ય પરિષદ જેવી સંસ્થાઓ આ પ્રવૃત્તિમાં કેમ અને કેટલો ફાળો આપી શકે તે જણાવવા કૃપા કરશો.

ઉપર જણાવેલા મુદ્દાઓ વિષે આપનો અભિપ્રાય તા. ૩૧-૭-૩૬ સુધીમાં નીચેને સરનામે જણાવશો. આ સાથે અમારી સમિતિએ સ્ત્રીસંગઠન માટે જે યોજના વિચારી છે તે આપના અભિપ્રાયની આશાએ મોકલું છું.

લિ.

જ્યોત્સ્ના શુક્લ

મંત્રી: ગુજરાત સ્ત્રી સંગઠન યોજના સમિતિ



[ નવું સાહિત્ય : અનુસંધાન પૃ. ૫૨૭ ]

જીવનથી અજ્ઞાત રહેલ વિવેચક પોતાના વિષયને યોગ્ય ન્યાય આપી શકે નહિ. આ ઉપરાંત એના બે ધર્મો છે. એક મૂલ્યદર્શન (Judgment) અને બીજો રહસ્યદર્શન (interpretion). જો કે કેટલાક વિવેચકો લેખકની ત્રુટિઓ બ્હાર પાડવામાં (exposition) જ ધર્મ સમજે છે. આથી કેટલાક ઊછરતા લેખકો નિરુત્સાહી બની જાય છે. વિવેચકનો હેતુ તો લેખક તરફ સહાનુભૂતિ દર્શાવી, પુસ્તકના મર્મભાગને શોધીને લેખકનો ઉદ્દેશ બતાવવાનો છે. એ કૃતિમાં રહેલાં નાશવંત અને શાશ્વત તત્ત્વોનો વિવેક કરી જગત સમક્ષ એ લેખકની ખામી અને ખુબીઓ બતાવવાનો છે.

રહસ્યદર્શનનો અર્થ લેખકની પ્રશંસા કે નિંદા નથી, પણ લેખકમાં રહેલા અવ્યક્તને વ્યક્ત કરવાનો છે. શબ્દાર્થ ઉપરાંત કવિના હૃદયમાં રહેલા ગૂઢ તત્ત્વને પિછાની લેખકે રજુ કરેલ આખું યે કોકડું ઊકેલવાનો છે. એને બદલે અત્યારના વિવેચકોમાં બે ખામીઓનું અસ્તિત્વ દેખાય છે; લેખકના પુસ્તક અને વિચારોને પોતાનું જ્ઞાન પ્રદર્શિત કરવાનું એક સાધન માનવાની અને એમના વ્યક્તિગત અણગમાઓ અને પૂર્વગ્રહો વ્યક્ત કરવાની.

જ્યાં સુધી વિવેચક આવું હૃદયનું ઔદાર્ય અને તટસ્થ ભાન ન સેવે ત્યાં સુધી એ સાચું વિવેચન કરી શકતો નથી. આ બે ખામીઓમાંથી મુક્ત થયા પછી જ લેખકને સાચો ન્યાય આપી શકાય.

શ્રી. નવલરામભાઇમાં વિવેચકના કેટલાક લક્ષણો સહજ છે. એ લક્ષણોનું દર્શન આ પુસ્તકમાં આપણે કરી શકીએ છીએ.

પુસ્તકની પ્રાસાદિકતા આપણું ધ્યાન ખેંચે છે. ભાષા એટલી સરળ છે કે સામાન્ય મનુષ્ય પણ સ્હેલાઇથી સમજી શકે. અઘરી અને આડંબરી શૈલીદ્વારા પોતાની વિદ્વત્તા બતાવવાના મોહમાં વિવેચક ખેંચાઇ ગયા નથી. એટલે એમને અપાયેલું "લોકભોગ્ય વિવેચક" નામ યથાર્થ છે. જગતના સામાન્ય વર્ગને વિવેચનસાહિત્યમાં રસ લેતો એઓ કરી શક્યા છે.

એમના પુસ્તકના સત્કારનું બીજું આકર્ષક તત્ત્વ તે એમનો હાસ્યરસ છે. એ વિનોદ મર્મવેધક નથી પણ વિવેચકે બહુ ખુબીથી લેખકનાં સ્ખલનો હાસ્યરસથી રંગીને મુક્યાં છે કે લેખકો પોતે પણ એ કટુ સત્યો સત્કારી શકે છે.

એમનો પૃથક્કરણશીલ સ્વભાવ લેખકની કૃતિનાં સદસદંશો તપાસી લે છે, અને એક વિજ્ઞાનશાસ્ત્રીની જેમ સાહિત્યની કોઇ પણ કૃતિનાં તત્ત્વો છુટાં પાડી એની ખુબી સમજાવે છે. અમુક સંજોગોમાં અમુક પાત્રના વર્તનનું પૃથક્કરણ કરી સાચા સ્વરૂપમાં મુકી દે છે.

એમની મૌલિક વિચારસરણી આ પૃથક્કરણની મદદે આવે છે, અને આ બેના મિશ્રણથી એમનાં વિવેચનો લેખકોને પણ આદરણીય લાગે છે. આ પદ્ધતિથી એમનાં રહસ્ય દર્શન (interpretation) વિશિષ્ટ બને છે. એમના જીવનમાં તરી આવતા બે ગુણો મૌલિકતા અને વિનોદ, એમના વિદ્યાર્થિગણમાં હંમેશાં એમના વિવેચનો માટે ઔત્સુક્ય પ્રેરે છે.

એમના સ્વાભાવિક સ્વતંત્ર માનસને લીધે સત્યને સત્ય સ્વરૂપમાં મૂકતા એ કદિ ડરતા નથી. અત્યારના યુગમાં બહુ લોકપ્રિય થઇ પડેલા લેખકોની કૃતિઓની ત્રુટિઓ પણ જગત સમક્ષ ખડી કરી શકે છે. એમાં લેખકોનો કે સમાજનો એમને ભય નથી. સમાજે જે પુસ્તકોને અનંતકાળનાં આયુષ્યવાળાં માન્યાં હોય એને એનું યોગ્ય ક્ષેત્ર ને સ્થાન પોતાની લોકપ્રિયતાને ભોગે બતાવી દીધાં છે.

ઊગતા લેખકો આ પુસ્તકમાંથી યોગ્ય માર્ગદર્શન મેળવી લે છે. એ ઉપરાંત અજ્ઞાત લેખકો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી એની ખુબીઓ બતાવવામાં વિવેચકે ગૌરવ માન્યું છે. એ સહાનુભૂતિના દર્શન એમનાં ગ્રાહકના વિવેચનમાં જોઈ શકાય છે.

આ પુસ્તકમાં દરેક લેખકની બધી યે કૃતિઓનો તુલનાત્મક અભ્યાસ આપ્યો હોવાથી વાંચકને ખૂબ રસ પડે છે. એ ઉપરથી એમના વિશાળ અભ્યાસ અને સાહિત્યપ્રેમની પ્રતીતિ થાય છે. આ પુસ્તકમાં આપેલાં વિવિધ અવતરણો પરભાષાના સાહિત્યની આપણા લેખકો ઉપરની અસર બરાબર સમજાવે છે. અને એ જ એમની સર્વદેશીયતા સૂચવે છે.

સામાન્ય કોટિનાં વાચકોને એમનો હાસ્યરસ આકર્ષે છે અને અભ્યાસી વર્ગ એમના તુલનાત્મક અભ્યાસથી આકર્ષાય છે. અને થોડી મહેનતે જ્ઞાન પ્રાપ્ત કરે છે, છતાં આનો અભ્યાસ કેવળ પૂતળાં બનાવતો નથી પણ કાંઈક સર્જનાત્મક ક્રિયા પ્રેરે છે. અને એમની વિચારસરણીથી વાચકવર્ગ વિચાર કરતો થાય છે.

શબ્દાર્થ ઉપરાંત ભાવાર્થ, રહસ્યદર્શન, તુલના, પુસ્તકના લેખનકાળની પરિસ્થિતિ અને વાતાવરણની ચિંતન આ બધાં તત્ત્વો રસદૃષ્ટ વિવેચકમાં સ્વાભાવિક હોય છે અને એનાં દર્શન શ્રી. નવલરામભાઈમાં થાય છે. આ રીતે જૂનાં સાહિત્યના ક્ષેત્રમાં આ ગ્રંથ અગત્યની ભાત પાડે છે. વિવેચનનાં પુસ્તકો વાચવાના શોખીનો બહુ જ ઓછા છે, છતાં આ પુસ્તકના વાચનમાં રસ લેનારની સંખ્યા સારી છે એ જ એનું સાફલ્ય બતાવે છે. આ સર્વમાન્ય સત્કાર વિવેચકને એમનાં બીજાં કેટલાંક વિવેચનો બહાર પાડવાની પ્રેરણા આપે. એ જ અભ્યર્થના.

ઇન્દુમતી મહેતા

---




સ
ફ
ળ
તા
ની

ચા
વી

એજન્સી અને પૉલિસીની વિગત માટે લખો:—

| | | |
|---|---|---|
| : બ્રાંચ સેક્રેટરી :: | :: મેનેજર :: | :: બ્રાંચસેક્રેટરી :: |
| : [illegible] : | : હેડ ઓફીસ : | : ગાંધી રોડ : |
| : ભાવનગર :: | :: મુંબઈ :: | :: અમદાવાદ :: |

**શ્રી માર્કંડેયપુરાણ:** (ગુજરાતી ભાષાન્તર): ધાર્મિક ગ્રંથમાળા ગ્રંથ ૬ ઠ્ઠો; ભાષાન્તરકાર: શાસ્ત્રીજી તુલજાશંકર ધીરજરામ પંડ્યા; પ્રકાશક. શ્રી. ભાઈશંકર ધીરજરામ પંડ્યા, ગિરગામ, કાંદાવાડી, કલ્યાણ મોતીની ચાલ ન. ૬, મુંબાઈ નં. ૪; પૃષ્ઠસંખ્યા ૩૬૫+૪૦; મૂલ્ય: પાંચ રૂપિઆ.

સંસ્કૃત ભાષા અને સાહિત્યના એક સફલ અભ્યાસક શાસ્ત્રીજી તુલજાશંકર ધીરજરામ પંડ્યા એમના હિન્દુધર્મ કાર્યાલયદ્વારા વર્ષોથી મુંબાઈમાં સંસ્કૃત સ્તોત્રો, માહાત્મ્યો અને પુરાણોમાંથી અનુક્રમે શુદ્ધ, રસિક અને શિષ્ટ ભાષાંતરો કરીને ગુજરાતની પ્રાચીન પ્રણાલિકાવાળા અને ધર્મરત ઉપાસકોની સેવામાં કંઈ ને કંઈ વાચનસામગ્રી રજૂ કરતા આવ્યા છે. 'શ્રી માર્કંડેયપુરાણ'નું આ ગુજરાતી ભાષાંતર એમની પ્રકાશિત ધાર્મિક ગ્રંથમાળાનો છઠ્ઠો ગ્રંથ છે. આપણાં પુરાણોમાં સુપ્રસિદ્ધ આ પુરાણના હજાર સંસ્કૃત ગ્રંથને એમણે વીશ જેટલાં વર્ષોના ઊંડા પરિશીલનથી સેવી સેવીને હમણાં એનું સરલ ભાષાન્તર પ્રસિદ્ધ કર્યું છે. લાંબા વખતની સખ્ત ખંત અને લોકશ્રમના એક પરિપક્વ ફલ તરીકે ગુજરાત આગળ આ આપણા પાંચમા વેદ ગણાતા ગ્રંથોમાંના એકને પ્રગટ કરવા માટે શાસ્ત્રીજીને અમે ધન્યવાદ આપીએ છીએ. વળી પુસ્તકને પ્રસ્તાવના, જીવનચરિતસાર, ચિત્રો વગેરેથી સંપૂર્ણ કરવામાં એમણે કચાશ રાખી નથી એ પણ સ્પષ્ટ જણાય છે.

ઉચ્ચ કેળવણીનો ભાગ્યે એક પણ ટકો જેમાં નથી એવી આપણી પ્રાચીન વિચારશ્રેણીમાં ઉછરતી આપણી આમપ્રજા હજી આવા ગ્રંથો પ્રતિ પ્રેમભક્તિથી આકર્ષિત છે. નવીન વાચન આપતી શિષ્ટ નવલો કે નવલિકાઓ—જે ગુજરાતમાં ગણનાપાત્ર સંખ્યામાં છે—પણ જ્યાં આ વાચકવર્ગને ભાગ્યે આકર્ષી શકતી નથી ત્યાં અદ્ભુત નવલકથા જેવી આ પૌરાણિક કથા એને રસભેર આકર્ષે છે અને એના વાચનના રસમાં લીન કરે છે. આ વર્ગ માટે આ ગ્રંથનું વાચન મર્યાદિત અવિકસિત સ્થિતિવાળાઓ માટે એક સુંદર વાચન થઈ પડે એમાં શક નથી.

વળી આપણા ભગવદ્ ભાગવતપુરાણથી માંડી બીજાં વર્ષો જે સંસ્કૃત પુસ્તકોનાં ભાષાંતરોવાળી પોતાની ધાર્મિક ગ્રંથમાળા ચલાવે છે તેમને આપ ના હક્કો કૃતિના પ્રકાશકો અને પુસ્તકવિક્રેતાઓ પાસેથી જ અનુક્રમ, ટોળકા વગેરેના એવે ભાગ • પાંતરે



એમની શ્રદ્ધાનો લાભ લઈ પધરાવે છે. આ સ્થિતિમાં શસ્ત્રીજી જેવા જવાબદાર પુરાણજ્ઞ અને સંસ્કૃત અને ગુજરાતીના સારા લેખકનું આ ભાષાંતર આ વાચકવર્ગની સાચી સેવા કરે છે એમ કહેવું જ જોઇએ.

આપણાં પુરાણો પ્રત્યે જૂના ને મધ્યકાલીન ગુજરાતનો શ્રદ્ધાળુ વાચકવર્ગ ચાલુ ખેંચાયા કર્યો છે. પ્રેમાનંદ જેવા મહાકવિએ આ પુરાણના રસભાષાંતર માટે ૫ પે ૧૧નું રસિક આયુષ્ય વીતાવ્યું છે. આ પુરાણમાં આપણા પ્રાચીન લોકજીવનનું તાદૃશ પ્રતિબિંબ ઊંડુંઊંડું પડેલું જણાય છે અને વધારે પડતી ઘેરી કલ્પનાઓ જોઇને તેમાં સત્ય જોવા જેટલું એ લોકજીવન આજે તો વિકાસ પણ પામ્યું છે ત્યાં આ પુરાણના વાચનની જૂનવાણી એમને સૈકાં પાછળ જરાએ લઇ જવાનું સાહસ નહીં જ કરી શકે.

માર્કંડેય ઋષિ, દેવીમાહાત્મ્ય (ચંડીપાઠ) ગુજરાતમાં બહુ જ લોકપ્રિય છે અને એનું આવું સરસ ને શુદ્ધ ભાષાંતર બીજું થયું જાણ્યું નથી.

શાસ્ત્રીજી અને એમના વિચારસિક બંધુએ આ પુસ્તકના પ્રકાશક બનીને ગુજરાતની સેવા કરી છે. આ પુસ્તકનો આપણો જૂનો વાચકવર્ગ સારો ઊઠાવ કરશે એમ અમે ઇચ્છીએ છીએ.

શંકરપ્રસાદ રાવલ

## સાભાર સ્વીકાર

**અગીઆરમું ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન, લાઠી**:—અહેવાલ—પ્રકાશકઃ મધ્યસ્થ સભા તરફથી કેશવલાલ કરસનજી ઓઝા, પ્રમુખઃ કાર્યવાહક સમિતિ તથા મનહરરામ મહેતા, હીરાલાલ પારેખ, હરિપ્રસાદ મહેતા અને ગોકુલદાસ રાયચુરા, મંત્રીઓ, ગુજરાતી સાહિત્ય પરિષદ: મૂલ્ય રૂ. ૪–૦–૦.

**આંખલ ત્રિવેણી** (વાર્તાસંગ્રહ):—લેખકઃ ગિરીશ મ. ભટ્ટ; પ્રકાશકઃ ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર, મૂલ્ય: બાર આના.

**ટપાલમાં**:—લેખક ગિજુભાઇ; પ્રકાશક: ઉપર મુજબ; મૂલ્યઃ પાંચ આના.

**પ્રવાસવાર્તા**:—લેખકઃ શંકર શાહ અને નરેન્દ્ર બધેકા; પ્રકાશક: ઉપર મુજબ; મૂલ્ય પાંચ આના.

**રગુજ** (સાપ્તાહિક)—તંત્રી અને પ્રકાશકઃ રમેશભાઇ ગૌતમ; ૩૧૬, બાર સ્ટ્રીટ, રંગુન, છૂટક નકલઃ એક આનો.

નામ પ્રમાણે આ હળવું સાપ્તાહિક છે. રંગુનના આ ગુજરાતી પ્રયાસને અમે સફલતા ઇચ્છીએ છીએ.

**કીસાન** (માસિક)—પુસ્તક પહેલુંઃ અંક પહેલો; તંત્રીઓઃ પી. ડી. પટેલ અને સી. એસ. દેસાઇ; વ્યવસ્થાપકઃ આર. રાય એન્ડ કંપની, ૨૦૮–૧૦ ખેતવાડી મેઇન રોડ, મુંબઇ, ૪; લવાજમ રૂ. ૨–૮–૦, પરદેશઃ દશ શિલિંગ; જાહેર સંસ્થાઃ રૂ. ૨–૦–૦.

ગુજરાત ખેતીપ્રધાન છે અને તેની ખેતી અને બાગાયતની ખીલવણી માટે પ્રેરણા આપવાની અને વ્યવહારિક જ્ઞાન આપવાની આ નવીન માસિકે નેમ રાખી છે. એની નેમ બર આવે એમ અમે ઇચ્છીએ છીએ. ગામડાનિવાસી ખેડુતવર્ગમાં એનો પ્રસાર થાય એ

ઇચ્છવા યોગ્ય છે. ભાષાની શુદ્ધિ અને છાપકામની સફાઇ પર ધ્યાન આપવાની જરૂર છે.

**કબીરવાણી**—લેખક: ડૉક્ટર સોહરાબ હોર્મસજી સતોક, સ્ટેશન ટેરેસિઝ, શામજી બિલ્ડીંગ, ગ્રાંટ રોડ, મુંબઇ ૭ (વિવિધ પત્રિકાઓ)

ડૉ. સતોક કબીરવાણીના રસજ્ઞ છે. એ વાણીમાંથી તારણ કરી તે પર પોતાનું વિવેચન ચાલુ કરવાનો એ શોખ ધરાવે છે. એમની આ સંતવાણીની ભક્તિ માટે એમને મુબારકબાદી.

[ નર્મદ.ગ.ન સાર અનુસંધાન પૃ. ૫૩૦ ]

## 'ગોર્ધ' દિનની ઊજવણી

મુંબાઇના પ્રગતિમાન ગુજરાતી લેખકમંડળે 'ગોર્ધ' દિન તા. ૩૧મી જુલાઇએ ઊજવ્યો હતો.

## હિન્દના રાજપ્રકરણી અને આર્થિક પ્રશ્નો ચર્ચતું સાહિત્ય

રાષ્ટ્રીય પ્રકાશન બોર્ડ દ્વારા ઉપર્યુક્ત સાહિત્ય લેખનનું કાર્ય થોડા વખતમાં શરુ થશે. પંડિત જવાહરલાલ, પ્રો. કે. ટી. શાહ વગેરે વિવિધ વિષયો વિષે પુસ્તકો લખશે.

## હિન્દુ સ્ત્રી વારસા હક્ક

મુંબાઇની કોલેજકન્યાઓએ હિન્દુ સ્ત્રી વારસાહક્કને અનુમોદન આપવાનો ઠરાવ કર્યો છે.

## શ્રી. મિશ્રીચંદ અને મનમોહનસિંહ

આ મશહૂર વિમાની જોહાન્સબર્ગ વિમાની સરતમાં ભાગ લેવાની તૈયારી કરી રહ્યા છે.

## ગુજરાત વિદ્યાપીઠ સ્નાતક સંઘ

આ સંસ્થાની કાર્યવાહક સમિતિએ તેની છેલ્લી સભામાં લોકદર્શન કરાવતા સાહિત્યના પ્રકાશનની ને સ્નાતકોના પરિચયવિકાસની યોજના કરી છે.

## સૌરાષ્ટ્ર: વૈદિક અને પૌરાણિક

આ વિષય ઉપર રાજકોટ સાહિત્ય સભામાં શ્રી. પ્રાણજીવન જોશીએ એક સંશોધનાત્મક વ્યાખ્યાન આપ્યું હતું.

## આપણી લિપિ અને વડોદરા રાજ્ય

લિપિ સંબંધમાં નીમાયલી સમિતિએ કેટલીક ભલામણો કરી છે તે તે રાજ્યની વિદ્યાધિકારી કચેરી તરફથી તેના અંક ૨૫ સને ૧૯૩૫-૩૬માં પ્રસિદ્ધ કરવામાં આવી છે.

## ખંભાતનું ઐતિહાસિક બંદર ખીલશે?

કુદરતી ખેંચાણથી ખંભાત ડક્કા પાસેથી દરિયો પાંચ માઇલ દૂર હતો તે પાંચમો દૂર જરાયે નજદીક આવ્યો છે.

# બારમું ગુજરાતી સાહિત્ય સંમેલન

અમદાવાદ, તા. તા. ૬-૮-૩૬

મહાત્મા ગાંધીજીના પ્રમુખપણા નીચે અમદાવાદમાં ભરવામાં આવનારા બારમા ગુજરાતી સાહિત્ય સંમેલનને માટે તા. ૩૧મી ઑક્ટોબર તથા ૧ લી અને ૨ જી નવેમ્બર ૧૯૩૬ ને શનિ, રવિ તથા સોમવાર (૧૯૯૨ના આસો વદ ૧, ૨ અને ૩)ના દિવસો નક્કી કરવામાં આવ્યા છે.

સાહિત્ય સંમેલને એક દરમ્યાન કરવા જોઈતા ઠરાવો તેમ જ તે ઠરાવોનો અમલ કરવા માટે હાથ ધરવા યોગ્ય રચનાત્મક અને બીજાં કાર્યો સંબંધેની સૂચનાઓ, જુદાજુદા વિદ્વાનો, લેખકો, કાર્યકર્તાઓ અને વિચારકો તરફથી રજુ કરવામાં આવે એ જરૂરનું છે. જેઓ સંમેલન અને પરિષદને પ્રાણવાન સંસ્થાઓ કરવા ઈચ્છે છે તે સૌને પોતાના વિચારો અગાઉથી જણાવવા આમંત્રણ છે, કે જેથી તે સંબંધે વિચાર કરવાનું તેમ જ યોગ્ય લાગતા પ્રશ્નો સંમેલનની વિષય વિચારિણી સમિતિ સમક્ષ રજુ કરવાનું વેવારુ બની શકે. આ સૂચનાઓ તા. ૩૦ મી સપ્ટેમ્બર સુધી મોકલી શકાશે.

લેખકોને વિનંતિ છે કે તેઓ હવે પોતાના નિબંધો ૧૫મી સપ્ટેમ્બર સુધીમાં મંત્રીઓને પહોંચે એ રીતે મોકલી આપે.

સંમેલન પ્રસંગે ગાવાના ઉપયોગમાં લઈ શકાય તેવાં મંગળ અને પ્રેરણાત્મક નવાં સુગેય ગીતો તા. ૧૪મી સપ્ટેમ્બર સુધીમાં રચી મોકલવા માટે ગુજરાતના કવિઓને સંમેલનની સ્વાગત સમિતિનું આમંત્રણ છે. એ રીતે મળેલાં ગીતોમાંથી પાંચ ગીતો પસંદ કરવામાં આવશે અને એ પસંદ થએલાં ગીતોના રચનારાઓની વચ્ચે રૂા. ૫૦)નો પુરસ્કાર વહેંચવામાં આવશે.

[વિનોદકણિકાઓ : અનુસંધાન પૃ. ૫૨૩]

"હું ગુજરાતનો, મારું નામ ઈશ્વરલાલ, મારે બે છોકરી ને ત્રણ છોકરા છે. બન્ને છોકરીઓ કુંવારી છે. ત્રણે છોકરાઓ ધંધામાં પડ્યા છે. અને મારી બૈરી ગુજરી ગઈ છે અને અત્યારે હું દેશમાં જાઉં છું—બીજું કાંઈ?"

"હા જી, પણ તમે ક્યાં ઊતરવાના ?"

— ૯ —

એક વીશીમાં એક કદાવર માણસે માલીક જોડે નક્કી કર્યું કે આજે છુટક જમી ભોજન પસંદ પડતાં મહીનાની કુપનબૂક લેશે. જમી આવ્યા પછી માલીકને પુછ્યું, "જો રોજ આવી જ રસોઈ થતી હોય તો હું પણ બૂક લઉં." માલીકે જવાબ આપ્યો, "હા, પણ તમને જો રોજ આવી ભુખ લાગતી ન હોય તો."

# શ્રી સાહિત્ય સંસદનો ગત છ માસિક અહેવાલ

## મહેરબાન પ્રમુખ સાહેબ તથા સભ્યો,

આપણી સંસદની પ્રવૃત્તિ અત્યાર સુધી માત્ર સાહિત્ય વિષયક હતી પણ હમણાં હમણાં એમાં કલાના ક્ષેત્રમાં પણ સંસદે પ્રવેશ કરવા માંડ્યો છે એના પર આપ સર્વનું લક્ષ ગયા વગર નહીં રહ્યું હોય. સંસદની સાહિત્યવિષયક પ્રવૃત્તિના પરિપાકરૂપ "ગુજરાતી ઇન્સ્ટીટ્યુટ" નામની સંસ્થા મુંબાઈની સેંટ ઝેવીઅર્સ કોલેજમાં આપણા પ્રમુખશ્રીના અગ્રેસરત્વને પરિણામે સ્થપાઈ ચુકી છે. સંસદ આશા રાખે છે કે આ સંસ્થાદ્વારા એક ભાષા તરીકે ગુજરાતી ભાષાના અધ્યયનને તેમ જ એને લગતા સંશોધનકાર્યને ઉત્તમ પોષણ મળશે. ઉપરાંત ગત વર્ષમાં ચલાવેલી આપણી વ્યાખ્યાનમાળાની યોજનાનું કાર્ય ગુજરાતી સાહિત્ય પરિષદે ઉપાડી લીધું છે. આ પ્રમાણે આપણી મુખ્ય સાહિત્ય વિષયક પ્રવૃત્તિ વિકાસ પામતાં એનો એક માર્ગ યુનિવર્સિટીમાં ભાષાના પરમ ઉચ્ચ શિક્ષણ તરફ વળ્યો છે એટલું જ નહીં પણ એને લઇને આપણી પ્રવૃત્તિને કલાના ક્ષેત્રમાં કૈંક વિશેષ કાર્ય કરવાનો અવકાશ મળે છે.

પરિણામે કેરલ કલામંડળ અને દક્ષિણ ભારતના રવીન્દ્રનાથ ટાગોર ગણાતા કવિ-રત્નમ વલ્લાથોલનો સત્કાર કરી આપણી પ્રાચીન નૃત્યકલામાં ઉત્તમોત્તમ ગણાતા કથકલી-નૃત્યનો કૈંક ખ્યાલ સંસદના સભ્યોને આપી શકાયો છે. ઉપરાંત શ્રી. રાગિણીદેવી અને શ્રી. ગોપીનાથ સરખા કલાકારોના હાથમાં નૃત્યદ્વારા હૃદયસંચલનનું આવિષ્કરણ કેવું સુંદર રીતે થઇ શકે છે તેનું દર્શન પણ કરાવી શકાયું છે.

આ પ્રકારની પ્રવૃત્તિને અંગે ગઇ તા. ૨૬-૭-૩૬ ને રોજ શ્રી. જૈન મહાવીર વિદ્યાલયમાં કરવામાં આવેલો સંગીત સમારંભ આપના સ્મરણમાં તાજો જ હશે. તે પ્રસંગે કુ. અંજલી, તથા કુ. બંસરીબાલા તેમ જ ભાઇ વસીએ કરેલા નૃત્ય પ્રયોગો ઉપરથી આપની પ્રતીતિ થઇ હશે કે એ કલાને લગતું કેટલું અમૂલ્ય દ્રવ્ય ગુજરાતમાં અશોધિત પડ્યું છે. આ અવસરે ગુજરાતના અગ્રગણ્ય સંગીતશાસ્ત્રી અને ગાયકવર પંડિત ઑંકારનાથજી, શ્રીમતી બહેન સરોજ તથા બહેન મૃદુલા તેમ જ તેમનાં સખીમંડળો, શ્રીમતી લીલાવતી બહેનના અગ્રેસરત્વ નીચે ફેલોશીપ સ્કુલની બાળાઓ વગેરે જેઓ સર્વેએ મળી આ સમારંભને વિજયી બનાવ્યો છે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

ઉપરાંત સાગર મુવીટોનવાળા શ્રીયુત ચીમનલાલ દેસાઇ સંસદ તરફ જે મમત્વ રાખે છે એનો ઉલ્લેખ ન કરીએ તો એમને અન્યાય થયો ગણાય. એમના સદ્ભાવથી "ડૉ. મધુરિકા" ની ફીલ્મ સંસદના સભ્યોને બતાવવા સારૂ વિશેષ સગવડ થઈ શકી હતી, અને એમની "બે ખરાબ જણ" ની ફીલ્મ પણ સંસદના સભ્યો જોવા જતાં તેમને વિશેષ સગવડ કરી આપવામાં આવી હતી એ તો આપ જાણો છો. એમના આ ઔદાર્ય અને સદ્ભાવ બદલ આ પ્રસંગે એમનો ઉપકાર માનવામાં આવે છે.

આપને જાણીને આનંદ થશે કે સાહિત્યરસિક લોકવિખ્યાત રંગુનવાળા શ્રીયુત શ્રી. ટી. મણીઆરજીએ આપણી સંસદને રૂ. ૧૦૦૦ એક હજારની રકમ ઉપહાર તરીકે

